# શ્રીગુરુચરિત્ર

(સરસ્વતીગંગાધર કૃત)

(હ.ભ.પ. શ્રી રામચંદ્રકૃષ્ણ કામત ચંદગડકર સંશોધિત)

: ગુજરાતી ગદ્યરૂપાંતરકર્તા :

ડૉ. વર્ષા બી. મહેતા

# ShriGuruCharitra

# શ્રીગુરુચરિત્ર

## 'દત્તભક્તોનો વેદ'

**ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ । ગુરુરેવ પરબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥**

**પ્રકાશક : સ્વ. ભગવતીદાસ મહેતા પરિવાર**
શ્રીદત્તમંદિર, ચંગલેશ્વર મહાદેવ પરિસર, યુનિવર્સિટી રોડ, ભુજ, કચ્છ.



**નોંધઃ આ પુસ્તકની આવકની રકમ માનવસેવાના ઉમદા હેતુ માટે વાપરવામાં આવશે.**

**ગ્રાફિક્સ : શ્રી અપર્ણા રાજેન્દ્ર ઉપાધ્યાય**
**'રાહ-રંગપ્રેમની'**, આણંદ.
મો. ૯૮૨૫૨૯૪૦૦૪

**મુદ્રક : ઓમ ઑફસેટ**, અમદાવાદ.
મો. ૯૮૨૫૪૪૩૬૮૮

**આવૃત્તિ : પ્રથમ**
**જુલાઈ, ૨૦૧૭**

**કિંમત : રૂ.**

**પ્રત : ૧૦૦૦**



## શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીમહારાજ

દંડપાત્રહસ્ત મસ્ત શાંત સ્વામીરૂપ આ
ભીમાડમરજાસંગમસ્થ ધ્યેય ચિત્તમાં સદા ।
થાય સ્થિર એ જ ધીર માગું જ્ઞાન તાર હે
વંદું હે નૃસિંહસરસ્વતીશ ત્વત્પદાબ્જ એ ॥



# દિવ્ય પંચમૂર્તિ

**શ્રી દત્ત ભગવાન**

**શ્રીપાદશ્રીવલ્લભ પ્રભુ   શ્રી નૃસિંહસરસ્વતી સ્વામી**

**શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામીમહારાજ**

**શ્રી રંગ અવધૂત ગુરુમહારાજ**

# આશીર્વચન

ૐ

॥ શ્રીગુરુદેવ દત્ત ॥

ગુ.ભ.પ. પૂ.શ્રી વર્ષામાને દંડવત્ પ્રણામ સહ ગુરુદેવ દત્ત.

લખ્યું લખાવ્યું તેં
વિચારી વિચાર્યું તેં
કર નિમિત્ત મારો
હર શ્વાસે સાથ તારો.

ગુરુમહારાજશ્રીની અસીમ કૃપાથી એના કાર્ય માટે એ જ નિમિત્ત કરે છે અને એનું કાર્ય એ જ કરાવે છે. શ્રીગુરુચરિત્રને મૂળ મરાઠીમાં ગુજરાતી સાહિત્યમાં સર્જન એ એનો જ હાથ એનો જ સાથ- સદાકાળ આવા સાત્ત્વિક સર્જન સાહિત્યનું અવિરત અથાક સર્જન કરતાં રહો.

જેનો નિશ્ચય સાત્ત્વિક દૃઢ હોય તેના માટે કશું જ અશક્ય નથી, નથી, નથી જ.

કલિતારક ગુરુગાન છે રમ્ય રુચિળ રસાળ,
નિશ્ચય મનનો હોય તો પાછો કાઢે કાળ.

લેખનકાર્ય કરતાં કરતાં હવે શ્વાસે શ્વાસમાં એની મસ્તી ભરતાં રહો એ જ ગુરુમહારાજશ્રી સાચા સાત્ત્વિક ભાવની ઉર અભ્યર્થના સહ

૧૨/૧૧/૧૬ જગદીશાનંદ
શનિવાર શુ.આ.

॥ અસ્તુ ॥

ૐ

# નિરપેક્ષ આનંદ

સુ.શ્રી વર્ષાબેન મહેતાએ શ્રીગુરુચરિત્ર, જે મહારાષ્ટ્રમાં વેદતુલ્ય ગણાય છે તેનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે તે વાંચી ગયો. મરાઠીભાષી જ્યારે ગુજરાતીમાં લખે કે અનુવાદ કરે ત્યારે મરાઠીભાષાની લઢણ સ્હેજે આવી જાય છે. આ અનુવાદમાં એવું નહિવત્ જોવા મળ્યું જેને કારણે ગુજરાતીભાષી લોકોને વાંચવાની મઝા આવશે તે નિશ્ચિત છે.

શ્રીગુરુચરિત્રનો પ્રથમ ગુજરાતી અનુવાદ શ્રી દત્તયોગેશ્વર મહારાજશ્રીએ કર્યો હતો. પ્રસિદ્ધ પણ તેમણે જ કરેલો જે આજ ઉપલબ્ધ નથી. તેની જગાએ આવેલ આ નવો અનુવાદ ભક્તહૃદય દત્તભક્તોને માટે આશીર્વાદરૂપ અને આનંદપ્રદ નીવડશે.

શ્રીગુરુચરિત્રનું લખાણ શ્રીનૃસિંહસરસ્વતીના આદ્ય-પટ્ટશિષ્ય શ્રી સાયંદેવના પૌત્રના પૌત્રે-સરસ્વતી ગંગાધરે કર્યું છે. પૂ.શ્રી રંગ અવધૂત મહારાજશ્રીએ એ વિષે લખાણ લખ્યું છે કે આમ સાત પેઢી સુધી ગુરુની ઉપાસના થઈ તેનું આ ફળ છે.

આ ગ્રંથનું વાંચન સતત થયા કરે અને આની નવી નવી આવૃત્તિઓ બહાર પડ્યા કરે એવા પૂ.શ્રીના ચરણે પ્રાર્થના!

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અનુવાદ કરનાર સુ.શ્રી વર્ષાબેન મહેતાને અભિનંદન! આવા આવા અનુવાદો આપ્યા કરે એવી આશા! આ ગ્રંથના ગ્રાફિક્સ માટે આંશિક આર્થિક સહાય કરનાર અવધૂત પરિવારના દાનેશ્વરી શ્રી કિરીટભાઈ દમણિયાનો માત્ર ઔપચારિક આભાર માનીને ન અટકતાં તેમના ભાવજગતને વંદન!

પૂ.શ્રીના ચરણે વંદન!

ધીરુભાઈ જોષીના

શ્રીગુરુદેવ દત્ત





દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત

- નવનીતભાઈ પાઠક

ગાંધીનગર

પૂ.શ્રી રંગ અવધૂત બાપજીએ રચેલા શ્રીગુરુલીલામૃતને વાંચ્યા પછી આપણને ખ્યાલ આવ્યો કે શ્રીગુરુલીલામૃત જ્ઞાનકાંડ- શ્રીદત્તપુરાણ પર, કર્મકાંડ- શ્રીગુરુચરિત્ર અને ઉપાસનાકાંડ- શ્રીગુરુમૂર્તિચરિત્ર ઉપર આધારિત છે. શ્રીદત્તપુરાણ પૂ. સ્વામીમહારાજશ્રીએ, શ્રીગુરુચરિત્ર સાયંદેવના પૌત્રના પૌત્ર શ્રી ગંગાધરે, પૂ.શ્રી નૃસિંહસરસ્વતી સ્વામીમહારાજના શિષ્ય પૂ.શ્રી સરસ્વતી મહારાજ અને શ્રીગુરુમૂર્તિચરિત્ર પૂ.શ્રી યોગાનંદ સરસ્વતી- ગાંડા મહારાજે રચ્યું હતું. આપણે જાણીએ છીએ કે શ્રીગુરુલીલામૃત પણ પૂ.શ્રી બાપજીએ જણાવ્યાનુસાર સાયંદેવના વંશજ નિરંજનને લક્ષ્યમાં રાખી લખાયું છે.

પૂ.શ્રી શ્રીપાદશ્રીવલ્લભ અને પૂ.શ્રી નૃસિંહસરસ્વતી સ્વામીમહારાજની લીલાઓનું વર્ણન શ્રીગુરુચરિત્ર ખાસ કરીને મહારાષ્ટ્રમાં વેદતુલ્ય મનાય છે. આ ગ્રંથને ‘પોથી’ કહેવાય છે. આ ગ્રંથ (પોથી) જ વાંચવાનો સ્વપ્નાદેશ પૂ.શ્રીને કોલ્હાપુરમાં થયેલો. ત્યારબાદ થોડાં વર્ષ પછી પોતાના મામાશ્રી મોંઘેમામા પાસેથી ગ્રંથ (પોથી) મળ્યો. તેઓશ્રીને આ ‘પોથી’ પૂ.સાંઈબાબા પાસેથી મળેલી. પૂ.શ્રી બાપજીએ આના ઘણાં પારાયણો કરેલા.

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પૂ. સ્વામીમહારાજે આ ગ્રંથનું મરાઠીમાં ૭૦૦ ઓંવીમાં ભાષાંતર કરેલું. આ સપ્તશતી કહેવાય છે. દરેક ઓંવીના ત્રીજા અક્ષર દ્વારા શ્રીમદ્ ભગવદ્ ગીતાનો ૧૫મો અધ્યાય વણી લીધો છે. આ ૭૦૦ ઓંવીના ગ્રંથનું પારાયણ બહેનો પણ કરી શકે છે.

આ પછી પૂ. સ્વામીમહારાજે શ્રીગુરુચરિત્રનું સંસ્કૃતમાં ભાષાંતર કર્યું. તેને **'ગુરુસંહિતા'** નામ અપાયું. આ જ ગુરુચરિત્રનું સંક્ષિપ્તમાં તેઓશ્રીએ સંસ્કૃતમાં ભાષાંતર કર્યું જેને **'દ્વિસાહસ્રી'** નામ અપાયું. આના તો સ્વાહાકાર પણ થાય છે. વધારામાં જણાવું તો પૂ.બાપજીને **'શ્રીગુરુલીલામૃત'** લખવાનો આદેશ સરખેજમાં થયો ત્યારે તેઓશ્રીએ પૂ. સ્વામીમહારાજ વિરચિત **સપ્તશતી**નો ગુજરાતીમાં સમાનુવાદ કર્યો. તેઓશ્રીએ પણ પૂ. સ્વામીમહારાજની માફક દરેક ઓંવીના ત્રીજા અક્ષરમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાનો ૧૫મો અધ્યાય વણી લીધો.

આટલું જાણ્યા પછી શ્રીગુરુચરિત્રનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની પ્રેરણા ગુજરાતના ભૂતપૂર્વ વડા લાઈબ્રેરીઅન સુશ્રી વર્ષાબેન મહેતા (કચ્છ)ને પૂ.શ્રી જગદીશાનંદજી (કપડવણજ) દ્વારા થઈ તેમાં તેઓશ્રી પોતે વિદુષી હોવા છતાં ગુજરાતી હતાં. આથી મરાઠીમાંથી ભાષાંતર કરવાનું દુર્લભ કાર્ય વિચારતા હતાં ત્યાં જ આકસ્મિક રીતે તેઓશ્રી વડોદરામાં રહેતા હતા તે જ મકાનમાં વિદ્વાન મરાઠી ભક્તનું મિલન થયું. ગુરુમહારાજે ગાડી પાડે ચઢાવી અને વેગ પણ વધાર્યો. પરિવારનાં વિદ્વાન શ્રી વાસુદેવભાઈ નંદુરબારકરને વડોદરા રહેવા મોકલ્યા.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રાત-દિવસની મહેનતના અંતે ભાષાંતર તૈયાર થયું. આપણાં (ગુજરાતીઓના) સદ્ભાગ્ય છે કે પૂ.શ્રી ગુરુમહારાજની અસીમ કૃપાથી પરમ વિદુષી શ્રી વર્ષાબેનને પૂ.શ્રી જગદીશાનંદજીની પ્રેરણા મળી. તેમના જ મકાનમાં રહેતા વિદ્વાનશ્રીનો સંપર્ક થયો અને શ્રી વાસુદેવભાઈ પણ વડોદરા પહોંચ્યા.

પૂ.શ્રી બાપજીએ કરેલી અસીમ કૃપાની એક વાત, જેમાં પૂ. મોદીકાકા કર્મકાંડ છપાવવા જતા હતા ત્યારે પૂ.શ્રી તેમને દરવાજેથી પરત બોલાવી કહ્યું કે ગુરુમહારાજની વંદના તો કરવી રહી ગઈ અને તરત જ તેઓશ્રીએ વંદનાની રચના કરી. આમ, ગુરુચરિત્રનો સારાંશ વંદના જ છે.

પૂ.બાપજીએ ગુરુચરિત્ર (પોથી)નાં ઘણાં પારાયણો કર્યાં હતાં. તેના ઉદ્યાપન નિમિત્તે ભગવાન દત્તાત્રેયે (પૂ. શ્રીપાદશ્રીવલ્લભ પ્રભુ અને પૂ.શ્રી નૃસિંહસરસ્વતી પ્રભુ) પૂ.શ્રી બાપજી પાસે સિદ્ધનાથ મહાદેવ, સઈજ, તાઃ કલોલ, જી. ગાંધીનગરમાં પૂ.શ્રી કમળાશંકરકાકા અને પૂ.શ્રી ધનલક્ષ્મીબાને નિમિત્ત બનાવી દત્તબાવની અમોઘ સ્તોત્રની રચના કરાવી. (તા. ૪-૨-૧૯૩૫).

આમ, ભગવાન દત્તાત્રેય, પૂ.શ્રી સ્વામીમહારાજ અને પૂ.શ્રી બાપજીએ આપણે ભક્તોને અદ્ભુત ગ્રંથો આપ્યા. શ્રી દત્તબાવની આપી અને રસ્તો- પરમ તત્ત્વને ઓળખવાનો બતાવ્યો. હવે આપણને તેનાં પાઠ પારાયણો કરી તેમાં બનાવેલા રસ્તે આગળ વધવાની શક્તિ આપે તેવી નમ્ર પ્રાર્થના.



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# પ્રાક્કથન

## (શ્રીગુરુચરિત્ર ગ્રંથનો ઈતિહાસ)

**- વાસુદેવ દ. નંદુરબારકર**

દત્ત ભક્તોમાં સાંપ્રદાયિક ગ્રંથ તરીકે મરાઠી શ્રીગુરુચરિત્રનું ઊંચું સ્થાન છે. તે ગ્રંથને વેદતુલ્ય માનવામાં આવ્યો છે. દત્તભગવાનની ઉપાસના કર્ણાટક મહારાષ્ટ્રમાં વિશેષ જોવામાં આવી છે. પરંતુ ગુજરાતમાં પણ સારા પ્રમાણમાં જોવા મળી છે. ગુજરાતમાં દત્તભક્તિ માટે વડોદરાના શ્રી કાવડીબુવા (ઈ.સ. ૧૭૯૭-૧૮૬૩) અને પ.પ.શ્રી વાસુદેવાનંદ સરસ્વતીના ગુજરાતમાં થયેલા ચાતુર્માસ (દ્વારકા, તિલકવાડા અને ગરુડેશ્વર તેમજ સમાધિ- ઈ.સ. ૧૯૧૪ ગરુડેશ્વર સ્થળે) અને તેમના જ પનોતા શિષ્ય નારેશ્વર નિવાસી પૂ.શ્રી રંગ અવધૂત મહારાજની કઠોર તપસ્યા તેમજ જહેમત કારણભૂત છે. પૂ.શ્રી રંગ અવધૂત મહારાજે ગુર્જરભાષામાં શ્રીગુરુલીલામૃત ગ્રંથની રચના કરી તેમાં કર્મકાંડ માટે શ્રીગુરુચરિત્ર ગ્રંથ આધાર તરીકે લીધો. તેમ છતાં કર્મકાંડ એ શ્રીગુરુચરિત્રનો સીધો તરજૂમો નથી. તેમાં કેટલાક ફેરફારો પણ છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શ્રીગુરુચરિત્ર ગ્રંથમાં શ્રીદત્ત જન્માખ્યાન, તેમના જ કલિયુગના અવતાર શ્રીપાદશ્રીવલ્લભ અને તેમના જ અનુગામી શ્રી નૃસિંહસરસ્વતીની લીલાનું વર્ણન છે. અનેક બોધપ્રદ વાતો વિવિધ આખ્યાનો સાથે ગૂંથી લીધેલ છે. જેમ કે, સોમવારનું વ્રત, અનંત ચતુર્દશીનું વ્રત, ગોકર્ણ ક્ષેત્ર મહિમા, શનિપ્રદોષ વ્રત ઇત્યાદિ.

દત્ત ભગવાનનો કળિયુગનો પ્રથમ અવતાર શ્રીપાદશ્રીવલ્લભનો છે જેનો સમય **ઈ.સ. ૧૩૨૦ થી ૧૩૫૦** માનવામાં આવ્યો છે. તેમનો જન્મ અને લીલા શ્રીગુરુચરિત્રમાં અધ્યાય ૫ થી ૧૦માં વર્ણવવામાં આવી છે. કુરવપુરમાં અંબિકા નામની બ્રાહ્મણીના પુત્રો અકાળ મરણ પામતા અને એક બચ્ચો તો તે મતિમંદ-ઠોઠ નીકળ્યો. લોકોના મહેણાંથી કંટાળીને તે વિપ્રસ્ત્રી આત્મહત્યા કરવા જતી હતી તેને શ્રીપાદપ્રભુએ બચાવી અને તેને શનિપ્રદોષનું વ્રત કરવા ઉપદેશ આપ્યો. તે મતિમંદ પુત્ર શ્રીપાદશ્રીવલ્લભની અમૃતદષ્ટિથી જ્ઞાનસંપન્ન થયો અને તે સ્ત્રીના બીજા જન્મમાં શ્રીપાદપ્રભુએ તેની કૂખે કારંજા (તા. વાસિમ)માં શ્રીનૃસિંહસરસ્વતી તરીકે જન્મ લીધો.

નૃસિંહસરસ્વતી સ્વામીનો સમય **ઈ.સ. ૧૩૭૮ થી ૧૪૫૮** છે. જન્મ ઈ.સ. ૧૩૭૮, ઈ.સ. ૧૩૮૫ મૌંજીબંધન, ઈ.સ. ૧૩૮૬ ગૃહત્યાગ, ઈ.સ. ૧૩૮૮ સંન્યાસગ્રહણ, ઈ.સ. ૧૪૧૬ કારંજા પુનરાગમન, ઈ.સ. ૧૪૧૮ ગૌતમી તટાક યાત્રા, ઈ.સ. ૧૪૨૦ પરળી વૈજનાથ નિવાસ,

ઈ.સ. ૧૪૨૧ ઔદુંબર નિવાસ, ઈ.સ. ૧૪૨૨ થી ૧૪૩૪ નૃસિંહવાડીમાં ૧૨ વર્ષ નિવાસ. ઈ.સ. ૧૪૩૫-૧૪૫૮ ગાણગાપુર નિવાસ અને ઈ.સ. ૧૪૫૮ શ્રીશૈલથી નિજાનંદગમન.

ઈ.સ. ૧૪૨૦ પહેલા શ્રીગુરુએ વાસર બ્રહ્મેશ્વર ક્ષેત્રે ગોદાવરી નદીના કિનારે પેટપીડાથી વ્યથિત બ્રાહ્મણનું દુઃખ દૂર કરવા ત્યાંના ગ્રામઅધિકારી આપસ્તંબ શાખાના કૌડિન્ય ગોત્રીય સાયંદેવને આજ્ઞા કરી કે તે ઉદરશૂળવાળા બ્રાહ્મણને મિષ્ટાન્નનું ભોજન કરાવે. સાયંદેવે શ્રીગુરુને પણ ભિક્ષા માટે વિનંતી કરી જે શ્રીગુરુએ સ્વીકારી. બ્રાહ્મણનું પેટશૂળ તો ગાયબ થયું જ પરંતુ, સાયંદેવ પર ત્યાંના યવન અધિકારીનું જે ભયંકર સંકટ હતું તે પણ શ્રીગુરુના આશીર્વાદથી દૂર થયું.

શ્રીનૃસિંહસરસ્વતીએ ત્યાંથી વિદાય લીધી અને પરળી વૈજનાથ ક્ષેત્રે આવ્યા. શ્રીગુરુનો મહિમા ખૂબ વધી ગયો હતો અને આર્ત, અર્થાર્થી ભક્તો વધુ આવતા હોવાથી શિષ્યોને તેમણે તીર્થભ્રમણ માટે મોકલ્યા અને પરળી વૈજનાથ આ સ્થળે એક વર્ષ સુધી રહ્યા. શ્રીગુરુએ વાસર બ્રહ્મેશ્વરથી વિદાય લીધી અને સાયંદેવને આશ્વાસન આપ્યું કે પંદર વર્ષ પછી તેઓ સાયંદેવના વતન કડગંચી નજીક નિવાસ કરશે અને પુનઃદર્શન આપશે. પરળી વૈજનાથના એકાંતવાસ દરમ્યાન શ્રીગુરુ સાથે ફક્ત સિદ્ધસરસ્વતી નામનો એક જ શિષ્ય હતો.

સિદ્ધ નામનો શિષ્ય તે પછી કાયમ શ્રીગુરુ સાથે રહ્યો અને ગાણગાપુરમાં શ્રીગુરુની પૂર્વાશ્રમની બહેન રત્નાઈ આવી ત્યારે પણ તે શ્રીગુરુ સાથે હતો અને પાતાળગંગા તીર્થ પર શ્રીગુરુ કદલીવન જવા સિધાવ્યા ત્યારે પણ સિદ્ધ ત્યાં હાજર હતો અને જે ચાર પ્રસાદપુષ્પો શ્રીગુરુએ મોકલાવ્યા તેમાંથી એક પુષ્પ સિદ્ધ શિષ્યને પણ પ્રાપ્ત થયું. આમ, ઈ.સ. ૧૪૨૦થી શરૂ કરી નિજાનંદગમન ઈ.સ. ૧૪૫૮ સુધી ૩૮ વર્ષ સુધી સિદ્ધમુનિ નૃસિંહસરસ્વતી સાથે રહ્યા અને નજીકથી ગુરુલીલા નિહાળી.

શ્રીગુરુના પૂર્વાશ્રમની બહેન રત્નાઈ ગાણગાપુરમાં આવી અને તેમના પૂર્વસંચિત અનુસાર થયેલા કુષ્ઠ પણ પાપવિનાશી તીર્થમાં સ્નાન કરાવીને નિવારણ કર્યું. આ પ્રસંગમાં પણ સિદ્ધમુનિ સાક્ષી હતા. આમ, શ્રીગુરુ નૃસિંહસરસ્વતી શ્રીગુરુચરિત્ર ગ્રંથ અને તેમના શિષ્ય સિદ્ધનો ખૂબ જ નજીકનો સંબંધ રહ્યો છે.

પૂ.શ્રી રંગ અવધૂત મહારાજના બાળપણથી નિત્યપઠનમાં રહેતા શ્રીગુરુચરિત્રનું તેમણે ગુજરાતીમાં રૂપાંતર કર્મકાંડ અંતર્ગત કર્યું તેમાં પણ આ બાબતોનો ઉલ્લેખ છે. **'અવધૂતી આનંદ'**ના ભજનમાં ગુરુ દત્ત દિગંબર તવ શરણમ્ ની સાતમી લીટીમાં પૂ.શ્રીએ **'દાસોપંત ચવનનૃપ તારક, સિદ્ધ સરસ્વતી તવ શરણમ્'** ઉલ્લેખ કરી સિદ્ધમુનિ અને સરસ્વતી એટલે સરસ્વતી ગંગાધર

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શ્રીગુરુચરિત્રના રચનાકારનો મહિમા ગાયો છે.

ગાણગાપુરના દીર્ઘ નિવાસ દરમ્યાન સાયંદેવને શ્રીગુરુના પુનઃદર્શનનો લાભ મળ્યો. અહીં શ્રીગુરુએ સાયંદેવને કૌડિન્યગોત્રોત્પન્ન હોવાથી અનંતવ્રત આચરવા કહ્યું અને તેના જયેષ્ઠ પુત્ર નાગનાથને આ વ્રત કરવા સૂચન કર્યું. (પ.પ. વાસુદેવાનંદ સરસ્વતીના ગ્રંથ સમશ્લોકીમાં "ત્વં દેહિ નાગનાથાય જયેષ્ઠ પુત્રાય સદ્વ્રતમ્") એમ ઉલ્લેખ કર્યો છે.

શ્રીગુરુચરિત્ર અધ્યાય-૧માં સરસ્વતી ગંગાધરે પૂર્વજોનું સ્મરણ કરતા કૌડિન્યગોત્રના આપસ્તંબ શાખાના સાખરે અટકવાળા સાયંદેવનું સ્મરણ કર્યું છે જે નૃસિંહસરસ્વતીના કૃપાંકિત શિષ્ય હતા. તેમનો પુત્ર નાગનાથ, નાગનાથનો પુત્ર દેવરાવ, દેવરાવનો પુત્ર ગંગાધર એ સરસ્વતીના પિતા થાય. આમ, સાયંદેવ-નાગનાથ-દેવરાવ-ગંગાધર અને તેનો પુત્ર સરસ્વતી. આથી તે પોતાને સરસ્વતી ગંગાધર નામે ઓળખાવે છે. આમ, સાયંદેવનો પૌત્ર દેવરાવ અને દેવરાવનો પૌત્ર સરસ્વતી ગણાય.

સિદ્ધ એ નૃસિંહસરસ્વતીના પરળી વૈજનાથ નિવાસ દરમ્યાન શ્રીગુરુના નિજાનંદગમન સુધી હયાત હતા.




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પરળી વૈજનાથ- ઈ.સ.૧૪૨૧-૧૪૫૮. નિજાનંદગમન ઈ.સ. ૧૪૫૮. ૩૭ વર્ષનો સમય સિદ્ધમુનિ શ્રીગુરુ સાથે રહ્યા. તે સમયે તેમની ઉંમર ૩૦ વર્ષ ગણીએ તો તેમાં ૩૭ ઉમેરતા ૬૭ વર્ષની ઉંમર નિજાનંદગમન સમયે હોવી જોઈએ. તે સમયે સાયંદેવ અને તેનો પુત્ર નાગનાથ ગાણગાપુરમાં હાજર હતા અને બંનેને ગુરુના આશીર્વાદ મળ્યા હતા.

નાગનાથની ઉંમર નિજાનંદગમન સમયે ૩૦-૩૫ વર્ષની ગણીએ તો તે પછી દેવરાવ અને ગંગાધર બીજા ૨૦+૨૦=૪૦ વર્ષ ઉમેરીએ તો ૬૭ વર્ષની ઉંમર સિદ્ધમુનિની + ૪૦ વર્ષ ઉમેરતા ૧૦૭ વર્ષની થાય. તે પછી પણ ગંગાધરનો પુત્ર સરસ્વતીની ઉંમર ૨૦ વર્ષની ઉંમરે શ્રીગુરુલીલાની કથા પ્રત્યક્ષ સંભળાવી હોય તો સિદ્ધમુનિની ઉંમર ૧૦૭ + ૨૦ = ૧૨૭ વર્ષની થાય.

પૂજ્ય શ્રીરંગ અવધૂત મહારાજે શ્રીગુરુલીલામૃત ગ્રંથના અધ્યાય-૧૦૫ના દોહરા-૭૧માં લખ્યું છે કે,

ત્યાંથી ચાલી આ કથા પરંપરાથી એમ,
સિદ્ધ સ્વશિષ્ય નામધારકને કીધી તેમ. ૭૧

મહારાષ્ટ્ર ભાષામહી સરસ્વતી દ્વિજ એહ,
પ્રાસાદિકે વાણી થકી કરે ગ્રથિત સહુ તેહ. ૭૨


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહ્યો તને તત્સાર આ! લેહ સર્વ કો તેમ?
વિચિત્ર લીલા એહની ત્રીશ સ્વપંજે એમ. ૭૩

આમ, સિદ્ધમુનિએ તેમના શિષ્ય નામધારકને આ ગુરુલીલા કથા કરી. **તે નામધારક એ સરસ્વતી ગંગાધર નથી.** સિદ્ધે નામધારકને કહેલી કે તેનું લેખિત સ્વરૂપ હોઈ શકે છે. કેટલાક સંશોધકોના હિસાબે તે સંસ્કૃતમાં હશે જે હાલમાં પ્રાપ્ય નથી. તે લિખિત નોંધના આધારે સરસ્વતી ગંગાધરે મહારાષ્ટ્ર ભાષામાં શ્રીગુરુચરિત્ર ગ્રંથની રચના કરી.

હવે બીજો મુદ્દો મહત્ત્વનો છે. શ્રીગુરુચરિત્ર ગ્રંથ સિદ્ધ અને નામધારકના સંવાદરૂપે લખાએલો છે જેમાં સિદ્ધમુનિ નૃસિંહસરસ્વતીના સમકાલીન હતા. આપણા ધાર્મિક ગ્રંથોમાં સંવાદાત્મક વાતચીત દ્વારા જ્ઞાન પ્રદાન કરવાની ઉપદેશની પરંપરા છે. ઉપનિષદોમાં પણ આવો જ પ્રયોગ છે. શ્રીગુરુચરિત્રમાં પણ વક્તા અને શ્રોતા તરીકે સિદ્ધ અને નામધારક છે.

પૂ.શ્રી રંગ અવધૂત મહારાજે જ્યારે શ્રીગુરુલીલામૃત ગ્રંથની ત્રિકાંડાત્મક રચના કરી તો તેમાં પણ ઉપદેશ આપનાર અને લેનારને વક્તા-શ્રોતા તરીકેના પાત્રની જરૂરિયાત હતી જ. શ્રીગુરુચરિત્ર તેમને બાળપણથી ઉપાસના દ્વારા લગભગ મુખોદ્ગત થયો હતો. તેમાં સિદ્ધ અને નામધારક

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આ બે સંવાદાત્મક પાત્રો છે તેની તેમને પૂર્ણ જાણકારી હતી જ. શ્રીગુરુની લીલા સમયે હું પણ હાજર હતો તેમ સિદ્ધમુનિનો ગ્રંથમાં વારંવાર ઉલ્લેખ છે.

પૂજ્ય બાપજીએ જ્ઞાનકાંડની રચના દત્તપુરાણના આધારે કરી. ઉપાસનાકાંડની યોજના પણ તેમના ખ્યાલમાં હતી જ. સિદ્ધમુનિએ શ્રીગુરુચરિત્ર ગ્રંથમાં વારંવાર લખ્યું છે કે આ પ્રકારની ગુરુલીલા મેં પ્રત્યક્ષ જોયેલી છે. પૂ.બાપજીએ પણ અધ્યાય-૧ના દોહરા-૧૦૪માં લખ્યું છે કે,

જોયું જે અનુભવ દ્રગે બોલું તે જ પ્રમાણ;
રાખો શ્રદ્ધા હૃદયમાં, નવ કરશો અનુમાન. ૧૦૪

શ્રીગુરુચરિત્રમાં સિદ્ધ-નામધારકના સંવાદાત્મક શ્રીગુરુકથા વર્ણવાએલી છે. પૂજ્ય બાપજીએ સંવાદના પાત્રોમાં અલખ એ વક્તા- ગુરુ છે. જયારે નિરંજન એ શ્રોતા કે શિષ્ય છે. સિદ્ધ-નામધારક અને અલખ-નિરંજન વચ્ચે સામંજસ્ય કેવી રીતે રાખવું તે પૂ.શ્રી બાપજીએ અત્યંત કુશળતાથી પાર પાડ્યું છે. જે કામ વ્યાસ મહર્ષિને ઉપદેશ અને જ્ઞાનાત્મક વાતોને કથાનક-આખ્યાનોમાં ખૂબીપૂર્વક ગૂંથવાની કળા હસ્તગત હતી તે જ કુશળતા પૂ.બાપજીમાં પણ હતી જ.

જિજ્ઞાસુ કે આર્તભક્ત કેવો હોવો જોઈએ તે માટે પૂ.શ્રી રંગ અવધૂત મહારાજે નિરંજન

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પાત્રનું સર્જન કર્યું. આ પાત્ર વાસ્તવિક નિરંજન રઘુનાથ (ઈ.સ. ૧૮૮૨-૧૮૫૫)ની વાસ્તવિક ઉપાસના યાત્રા સાથે મેળ ખાય છે. નિરંજન રઘુનાથને ગિરનારમાં જ દત્ત ભગવાનના દર્શન થયા હતા. તેવું જ ચિત્ર પૂ.બાપજીએ શ્રીગુરુલીલામૃતમાં ઉપસાવ્યું છે. અલખ ગુરુનું પાત્ર વક્તા અથવા ગુરુ-ઉપદેશકર્તા તરીકે બખૂબીથી ઉપસાવ્યું છે. કદાચ દત્તસંપ્રદાય અંતર્ગત નાથસંપ્રદાયની કોઈ પણ લીલા શ્રીગુરુલીલામૃત ગ્રંથમાં ન હોવાથી નાથસંપ્રદાયનો Symbolic word અલખ-નિરંજન જોડી શ્રીગુરુલીલામૃતમાં સેંકડો વખત તેનો ઉલ્લેખ થયો છે.

શ્રીગુરુચરિત્ર અધ્યાય-૪૨માં સિદ્ધમુનિ નામધારકને કહે છે કે તારો પૂર્વજ સાયંદેવ પુત્રકલત્ર સાથે ગાણગાપુરમાં શ્રીગુરુના દર્શન માટે આવ્યો. તેણે શ્રીગુરુની સેવા કરી અને શ્રીગુરુ તેનાથી સંતુષ્ટ થયા.

શ્રીગુરુલીલામૃત ગ્રંથના અધ્યાય-૯૫માં,

જોડી કરદ્ધય ભાવથી વદે નિરંજન એહઃ-
જય યોગેશ્વર અલખ હે! અર્પું ચરણે દેહ. ૧
થયો ધન્ય હું તે થકી; પૂછું પ્રેમે તેમ,
સેવ્યા પૂર્વે શ્રીગુરુ પૂર્વજે મમ કેમ? ૩

જ્ઞાની સર્વજ્ઞ તું નકી, પરમ ગુરુશિષ્ય ત્યાંય,
કહો કૃપા કરી સર્વ એ, કથા સવિસ્તર આંહ્ય. ૪
સાયંદેવ શ્રીગુરુકને તે તત્પૂર્વજ તેમ,
પૂજી ગુરુને પ્રેમથી, થયો તચ્છિષ્ય એમ. ૬
પૂર્વજ એ તારો તથા સાયંદેવ સુજાણ,
લોકશ્રુત માહાત્મ્ય એ સૂણે ગુરુનું જાણ. ૧૦

આમ, શ્રીગુરુલીલામૃત ગ્રંથમાં નિરંજન અલખગુરુને પ્રશ્ન કરે છે કે મારા કયા પૂર્વજે શ્રીગુરુની કયા પ્રકારે સેવા કરી હતી તે જણાવવા કૃપા કરો. અલખ-નિરંજન સંવાદાત્મક પાત્રોમાં વક્તા-ગુરુ અલખજી કહે છે કે તારો પૂર્વજ સાયંદેવ નામનો ભક્ત હતો.

શ્રીગુરુચરિત્રમાં નામધારકના પૂર્વજ તરીકે સિદ્ધગુરુ સાયંદેવનો ઉલ્લેખ કરે છે, જ્યારે શ્રીગુરુલીલામૃતમાં નિરંજનના પૂર્વજ સાયંદેવ છે તેમ જણાવ્યું છે. બાકીની કથાવસ્તુમાં કોઈ ફેરફાર નથી. સાયંદેવની વંશાવળીમાં પણ કોઈ નિરંજનની વાત નથી. (શ્રીગુરુચરિત્રઃ સાયંદેવ-નાગનાથ-દેવરાવ-ગંગાધર-સરસ્વતી.)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આ રીતે સિદ્ધ-નામધારક નામના સંવાદાત્મકપાત્રને બદલે પૂ.શ્રી બાપજીએ શ્રીગુરુલીલામૃતના સંવાદાત્મક પાત્રોમાં કુશળતાથી અલખ-નિરંજનરૂપી વક્તા-શ્રોતા કે ગુરુ-શિષ્યનું ચરિત્રચિત્રણ અત્યંત કુશળતાથી કર્યું છે. આમ, સિદ્ધ-નામધારકને બદલે પૂ.શ્રીએ અલખ-નિરંજનની સંવાદાત્મક પાત્રોની જોડી બનાવી છે.

આમ, નિરંજન એ કાલ્પનિક પાત્ર છે અથવા નામધારક (નામધારી- જેને નામ અપાયું હોય- કોઈ પણ જિજ્ઞાસુ-સાધક)ને બદલે નિરંજનનું નામ અપાયું છે. સિદ્ધમુનિનું ફક્ત નૃસિંહસરસ્વતીની જીવનલીલા દરમ્યાન વાસ્તવિક હયાત પાત્ર હતું. તેને ગુરુ દત્તાત્રેયની પૌરાણિક લીલા દરમ્યાન હાજર કે હયાત બતાવ્યા નથી અને ત્રણેય કાંડ જ્ઞાનકાંડ, કર્મકાંડ અને ઉપાસનાકાંડની ત્રિવિધ લીલા દરમ્યાન એક જ જોડી વક્તા-શ્રોતા તરીકે અલખ-નિરંજનની જોડી પ્રસ્તુત કરી પૂ.શ્રી રંગ અવધૂત મહારાજે એક કુશળ ગ્રંથ રચનાકાર તરીકે પોતાને પ્રસ્તુત કર્યા છે.

બંને ગ્રંથો (શ્રીગુરુચરિત્ર અને શ્રીગુરુલીલામૃત) પ્રાસાદિક અને વરદગ્રંથ હોવાથી તેના પાઠ-પારાયણથી અસંખ્ય લોકોને ફાયદો થયો છે અને થતો જ રહેશે. આ તો શ્રીગુરુલીલાનું ચિંતન કરતા જે વાતો સ્ફૂરી તેને નમ્રપણે રજૂ કરી છે. વિરલ વિભૂતિમત્ત્વ ધરાવતા પૂ.શ્રી રંગ અવધૂત મહારાજની પરાવાણીમાંથી ઉદ્ભવેલી ગ્રંથસંપદા વિશે કાંઈક લખવું એ કોઈની પણ બાલિશતા કહેવાય. પૂ.શ્રી રંગ અવધૂત મહારાજે શ્રીગુરુલીલામૃતના ડાકોર માહાત્મ્યના અધ્યાય-૧૩૦માં


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જે મૂળ આખ્યાનમાં શંકરાચાર્યે ધ્યાનમાં જોઈ ગુગળી બ્રાહ્મણોને જણાવ્યું કે દ્વારકાધીશ તો ડાકોરમાં ડંકનાથ પાસે બેઠા છે. આવી વાત મૂળ આખ્યાનમાં નથી એમ જયારે પૂ.શ્રીનું પણ ધ્યાન દોરતા પૂ.શ્રીએ જણાવ્યું કે ગ્રંથરચનાકાર તેની છૂટછાટ લઈ શકે છે જો મુખ્ય કથાવસ્તુને પોષક હોય. શંકરાચાર્ય ધ્યાનમાં જોઈ ભક્તોને માર્ગદર્શન પૂરું પાડી શકે છે તેમ ઉલ્લેખ થાય તો ભક્તોની શંકરાચાર્ય પર વિશેષ શ્રદ્ધા બેસે અને કથાવસ્તુથી મૂળ વાત ફંટાઈ જતી નથી.

શ્રીગુરુચરિત્ર અને શ્રીગુરુલીલામૃત વરદ ગ્રંથો હોવાથી તેમના પારાયણ-સપ્તાહ થકી લોકોની મનોકામના પૂરી થાય છે. પરંતુ, તેમાં રહેલો ઉપદેશ કે જ્ઞાનની વાતો- વાગોળવાથી કે તેનું ચિંતન-મનન કરવાથી ભક્તોની બુદ્ધિ વિકસિત થાય છે એટલું ચોક્કસ.

સંક્ષિપ્તમાં સરસ્વતી ગંગાધર કે નિરંજન એ એક જ છે અથવા કોઈ પણ જિજ્ઞાસુ કે સાધકના પર્યાયવાચક છે.

### -: પ્રસ્તુત ગ્રંથના પારાયણ-સપ્તાહ અંગે સૂચન :-

શ્રીગુરુચરિત્ર ગ્રંથના સપ્તાહપારાયણ કે દૈનિક અધ્યાય વાંચન દરમ્યાન માનસિક સ્તર પર ગ્રંથની કથાવસ્તુ સાથે જોડાવાની જરૂર છે. ગ્રંથના વિવિધ પાત્રો સાથે માનસિક સ્તરે જોડાવાથી વિશેષ ફાયદો થવાની શક્યતા છે.



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# પૂર્વકથન

મારી પ્રેરણા, મારું પીઠબળ અને મારા પથદર્શકો,

જે જે સ્થળે આ મન જાય મારું,
તે તે સ્થળે સદ્‌ગુરુ રૂપ તારું;
જ્યાં જ્યાં મૂકું મસ્તક હું ગુરો હે,
ત્યાં ત્યાં પદદ્વંદ્વ તારાં જ સોહે.

શ્રીગુરુદેવ દત્ત! પરમ પૂજ્ય શ્રી રંગાવધૂત બાપજીને સાદર વંદન!!

આ શું લખાઈ ગયું? મારી ગુરુચરિત્રની અવિરત વહેતી ધારા વિશે શું કહું? માત્ર ગુરુકૃપા હી કેવલમ્... અન્ય કોઈ શબ્દ નથી. માત્ર આંખમાં અશ્રુ અને ઝળઝળિયાં, કેવળ અવર્ણનીય અનુભૂતિ જે અહીં અભિવ્યક્તિ સ્વરૂપે પ્રસ્તુત છે જેને વ્યક્ત કરવા મારી પાસે શબ્દ નથી.

જેને જરા પણ મરાઠી લખતાં કે વાંચતાં કે બોલતાં ન આવડતું હોય તેની પાસે સદ્‌ગુરુ આ ભગીરથ કાર્ય કરાવે એનાથી મોટો ચમત્કાર કયો હોઈ શકે? ગ્રંથકાર સરસ્વતી ગંગાધરે


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

લખ્યું છે કે ન જાણું કવિત્વ કેવું, ન જાણું ગ્રંથપ્રકાર કે શાસ્ત્રવિચાર, ભાષા ન જાણું. આવી જ પરિસ્થિતિ મારી! પરંતુ સદ્‌ગુરુદેવની પ્રેરણા અને ઈશ્વરકૃપાને હૃદયમાં ધારણ કરીને આજથી બે વર્ષ પૂર્વે આ કાર્ય આરંભ્યું ત્યારે કલ્પના પણ ન હતી કે મેં કેટલું વિરાટ કાર્ય શરૂ કર્યું છે અને આ ભગીરથ કાર્યમાં મને દત્તભગવાને નિમિત્ત બનાવી છે.

શ્રીદત્ત પરંપરાની એક ધારા એટલે ગુરુદેવ શ્રીદત્તથી શરૂ થતી સરવાણી પૂ.બાપજી પાસે વહેતી આવે. આ પરંપરાના પ્રવાહમાં શ્રીપાદશ્રીવલ્લભ સ્વામી, શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી, શ્રી વાસુદેવાનંદસરસ્વતી સ્વામીમહારાજ અને પૂજ્ય રંગાવધૂત બાપજીની એટમ બોમ્બ દત્તબાવની.

પ્રસ્તુત ગ્રંથના બાવન અધ્યાયોની સાથોસાથ આપણી પ્રિય દત્તબાવનીના દૃષ્ટાંતો પણ પ્રકરણ વાંચતાં જ સહજ સ્વરૂપે નજર સમક્ષ આવી જાય છે. જાણે કે બાવની પથપ્રદર્શન કરતી ચાલી રહી છે. આમ, પૂ.બાપજીએ દત્તબાવનીમાં શ્રીગુરુચરિત્રનો ટૂંકો સાર આપણને આપેલ છે જ.

આ ધારાપ્રવાહમાં દૈવયોગે હું પણ એક બિંદુ બનીને વહેવા લાગી. અનાયાસે ગુરુકૃપા વરસી અને સાગર જેવડા ગ્રંથનું ગુજરાતી ગદ્યરૂપાંતરમાં અવતરણ થયું. આમ ગુરુચરિત્રનું જ વાક્ય 'ગુરુવાક્ય મજ કારણ'નો સંકલ્પ કર્યો.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શ્રીગુરુચરિત્ર એ દત્ત સંપ્રદાયનો એક વરદ ગ્રંથ જે મહારાષ્ટ્રમાં વેદતુલ્ય ગણાય છે તે ગ્રંથ આજે ગુજરાતીમાં ગદ્યસ્વરૂપે સુલભ બનવા જઈ રહ્યો છે. ત્યારે આ ગ્રંથ ગુજરાતીમાં સાદર કરતાં મારી અનુભૂતિનું આલેખન આપ સમક્ષ મૂકતાં અત્યંત આનંદની સુખદ અનુભૂતિ થાય છે.

આ ભગીરથ કામ કરવાની પ્રેરણા આદરણીય શ્રી નવનીતભાઈ પાઠકે (ગાંધીનગર) આપી છે, તો પીઠબળ પરમ વંદનીય ગુરુજી શ્રી જગદીશાનંદજીએ પૂરું પાડી મારો ઉત્સાહ વધાર્યો છે. મારી દ્વિધાઓ, શંકાઓ અંગે વારંવાર માર્ગદર્શન આપતા તેઓએ સદ્દષ્ટાંત મને પ્રેરણા ને પીઠબળ પૂરું પાડી મારો ઉત્સાહ ટકાવી રાખી મારા સંકલ્પને દૃઢ બનાવેલ છે. આ કાર્ય કરતાં કરતાં જ્યારે જ્યારે મારું મન વિક્ષિપ્ત થાય ત્યારે ત્યારે ઈશ્વરે પ્રેરક બનીને આગળની કેડી કંડારી આપેલ છે.

જેમના પથદર્શન વિના આ કાર્ય કદાચ શક્ય જ ન બનત તેવા મારા મુરબ્બી વડીલ દાદાશ્રી કમલાકરભાઈ મુળેએ મને મરાઠી ભાષામાંથી ગુજરાતીમાં ભાષાનુવાદ સતત એકાદ વર્ષથી કરાવેલ તેમજ આ કાર્યમાં તેમના પરિવારજનોએ પણ સુંદર સહકાર આપેલ છે. તે શેં ભૂલાય? પરંતુ પુનઃ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે મરાઠીમાંથી ગુજરાતીમાં ભાષાંતર તો

થયું પરંતુ તેને કથામૃત રસાળ શૈલીમાં પરિવારજનોની લાગણીઓ અને શ્રદ્ધાને તરબોળ બનાવે, નાના નાના પ્રશ્નો ઉદ્‌ભવે, નાની મોટી શંકાઓ ઉપસ્થિત થાય તો તે દરેક બાબતનો ઉત્તર શ્રીગુરુચરિત્રામૃતમાંથી જ પ્રાપ્ત થાય તેવી રસાળ શૈલી, સુંદર કથામૃત માટે માનનીય શ્રી વાસુદેવભાઈ નંદુરબારકરે ખરેખર પરિજન તરીકે હૂંફ, હિંમત અને મારા તમામ તર્કવિતર્કનો ઉકેલ આ જ ગ્રંથમાં આપીને મારું પથદર્શન કરેલ છે. અ.સૌ. સ્વાતિબહેન વાસુદેવભાઈ નંદુરબારકરની સ્નેહભરી માવજતે ‘શ્રીગુરુચરિત્રામૃત’ને ખરા અર્થમાં ‘અમૃતપાન’ થાય તેવું બનાવવામાં સહાય કરેલ છે.

મુરબ્બી વડીલ શ્રી ધીરુભાઈ જોષીએ અત્યંત સૂક્ષ્મતાથી આ ગદ્યરૂપાંતરનું પરીક્ષણ-નિરીક્ષણ કરી યોગ્ય સુધારાઓ સૂચવી મારું મનોબળ વધારેલ છે તે માટે હું તેઓની ઋણી છું.

આ ગ્રંથના ગ્રાફિક્સ કાર્યમાં આંશિક આર્થિક સહયોગ આપનાર શ્રી કિરીટભાઈ દમણીયા પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

આ ગ્રંથને રેખાત્મક (લિપિબદ્ધ) અને કલાત્મક રીતે સુશોભિત બનાવી, સુંદર ચોકસાઈપૂર્વકનું ગ્રાફિક્સ કામ (મુદ્રા સંયોજન) કરવા માટે હું ગુરુભક્ત શ્રી હાર્દિકભાઈ ઉપાધ્યાય અને શ્રી અપર્ણાબહેન ઉપાધ્યાય પ્રત્યે મારી કૃતજ્ઞતા વ્યક્ત કરું છું અને તેમને પૂજ્યશ્રીના

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આશીર્વાદ હંમેશાં પ્રાપ્ત થાય તેવી પ્રાર્થના. તેઓ સદૈવ આવાં કામ સંપન્ન કરે તેવી શુભકામના વ્યક્ત કરું છું.

ઓમ ઑફસેટ, અમદાવાદના ગુરુપ્રેમી શ્રી જિતેન્દ્રભાઈ આર. પટેલે માત્ર શ્રમદાનનું શ્રેય લઈને ગ્રંથના વ્યવસ્થિત મુદ્રણમાં ચોકસાઈપૂર્વક સુઘડ મુદ્રણકામ કરી આ ગ્રંથ ગુરુભક્તો માટે વાચ્ય બનાવેલ છે. તેઓ ઉપર ગુરુમહારાજની કૃપા ઉત્તરોત્તર વધતી રહે તેવી પ્રાર્થનાસહ હૃદયપૂર્વક આભાર.

આ પુસ્તકને મનોહર બનાવવા માટે પ્રત્યેક અધ્યાયની શરૂઆતમાં મૂકેલ ચિત્રો છાપવા માટે ગુરુભક્ત શ્રી પ્રકાશભાઈ કુંદૂર (શારદા સાહિત્ય, પૂના)ની તેમજ પરિવારના પ.ભ.શ્રી પ્રફુલ્લભાઈ રાવલ (અમદાવાદ) દ્વારા સચિત્ર દત્તબાવનીના ચિત્રો છાપવાની મંજૂરી મળેલ છે. તેઓની આ નિષ્કામ સેવા માટે આ બંને મહાનુભાવોની અંતઃકરણથી આભારી છું. તેમજ હું શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ, નારેશ્વરની સાહિત્યિક સેવા બદલ આભારી છું.

શ્રીગુરુચરિત્ર ગ્રંથ માટે ચિત્રોની તપાસ કરતાં કરતાં જામનગર નિવાસી શ્રી દિનેશભાઈ જોષી સુધી આ વાત પહોંચતાં તેઓ દ્વારા કુરિયર મારફત સચિત્ર શ્રીગુરુચરિત્રની પ્રત મળેલ તેમજ જામનગર દત્તપરિવારના શ્રી કમલભાઈ પુંજાણીએ અને શ્રી રવિભાઈએ સતત પૂરતો

સહયોગ આપી મને ઉપકૃત કરેલ છે.

મુરબ્બી વડીલ શ્રી છીતુભાઈ કાનજી પટેલ જ્યારે વિદેશથી વડોદરા આવ્યા અને ગ્રંથનું કામ જોઈ અત્યંત પ્રસન્નતા વ્યક્ત કરી મને આવા કામ માટે પ્રેરિત કરી તે માટે હું અંતઃકરણપૂર્વક તેમની આભારી છું. આ કામમાં સતત સાથ આપતા ચિ. કીર્તને મારી બધી અનુકૂળતાઓ જાળવીને આ કાર્ય માટે અવકાશ આપી મારી આનંદયાત્રાનો સહપ્રવાસી બનેલ છે. શ્રી રંગ અવધૂત પરિવારના સહૃદયી ભક્તજનો આ ગ્રંથની ઉત્સુકતાથી પૃચ્છા કરતા હતા. તેઓના પ્રેમાગ્રહે મારા ઉત્સાહને વેગ આપ્યો છે. સર્વ પરિવારજનો પર પૂ.બાપજીની કૃપાદ્દષ્ટિ સદૈવ રહે તેવી પ્રાર્થના કરી પરિવારજનોનો ઋણ સ્વીકાર કરું છું.

મારા સ્વર્ગીય માતા પિતાના આપેલ શિક્ષણ અને સંસ્કારે મને આ યશસ્વી માર્ગે જવા પ્રેરી તેઓની હું સદા ઋણી છું. તેઓની અમીવર્ષા સદૈવ અમારા પરિવાર પર વરસતી રહે તેવી અભ્યર્થના સહ તેઓને વંદન કરું છું.

મારા અસંખ્ય મિત્રો, પરિવાર દ્વારા આ લેખનનો આનંદ વ્યક્ત થયેલ છે. તેમનું સ્મરણ અસ્થાને નથી. ગુજરાતી ભાષામાં આ ઉમદા કાર્યને પ્રથમવાર અવતરિત કરવાનું કાર્ય મારા દ્વારા થયું તેનો મને આનંદ અને ગૌરવ છે. આમ છતાં આમાં જે કચાશ કે ત્રુટિઓ રહી હોય તો તે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મારી ન્યૂનતા કે મર્યાદા છે. શ્રીગુરુચરિત્ર ગદ્યરૂપાંતરને ગુરુભક્તો સુધી પહોંચાડવામાં જેમણે પણ પ્રત્યક્ષ કે પરોક્ષ સકારાત્મક સહાય કરેલ છે તે સર્વેનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અંતે માત્ર કેવળ આનંદાશ્રુની અનુભૂતિ...

આ ગ્રંથનું સતત પારાયણ નવીન દિશા પ્રસ્તુત કરશે તો મારી મહેનત સાર્થક થશે. આ ગ્રંથના બધા પારાયણકર્તાઓને વિનંતી કે તેઓ ગ્રંથમાં વર્ણવેલી દિવ્ય લીલાઓ સાથે ગુરુલીલાનું ગાન કરીને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરતા રહે. ગુરુમહારાજના સર્વે ઉપર શુભાશિષ વરસે એવી અભ્યર્થના સહ શુભકામના.

પ્રભુ! વરદહસ્ત તારો ગ્રહી ચાલીએ,
ભવાટવીમાં ભૂલા ન પડીએ, એવી કૃપા ચાહીએ.

સાદર વંદન. અસ્તુ.

- વર્ષા મહેતા



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

## શ્રીગુરુચરિત્રના પારાયણકર્તા માટે કેટલાક નીતિનિયમો

૧. શ્રીગુરુચરિત્ર ગ્રંથનું સપ્તાહપારાયણ કરવું હોય તો શનિવારે પ્રારંભ કરી શુક્રવારે સમાપ્તિ કરવી. શુક્રવાર એ શ્રીગુરુનો નિજાનંદગમનનો દિવસ છે. સાતેય દિવસ પ્રાતઃ મંગળા આરતી, સાયં આરતી તેમજ રાત્રે શયનારતી કરવી. ગ્રંથવાંચન સમાપ્તિ પછી ગ્રંથપૂજનમાં શમીપત્ર ઈચ્છનીય. થાળમાં ઝાલરનું શાક હોય તો સારું. ભજન શ્રીગુરુને અત્યંત પ્રિય છે તેથી ભજન અવશ્ય કરવું.

૨. શ્રીદત્તજન્મોત્સવ અંતર્ગત જો શ્રીગુરુચરિત્રનું પારાયણ કરવું હોય તો પ.પ.શ્રી વાસુદેવાનંદ સરસ્વતી કૃત **'શ્રીદત્તમાહાત્મ્ય'** અથવા અનંતસુત કાવડીબુવા કૃત **'શ્રીદત્તપ્રબોધ'** ગ્રંથનું (૭ અથવા ૧૫ દિવસનું) પારાયણ કરવું. જો આવો કોઈ બીજો ગ્રંથ પાસે ન હોય તો શ્રીગુરુચરિત્ર ગ્રંથની સમાપ્તિ શ્રીદત્તજયંતીના આગલા દિવસે કરવી અને શ્રીદત્તજયંતીના દિવસે શ્રીગુરુચરિત્રના ચોથા અધ્યાયનું વાંચન કરવું. શ્રીદત્તજન્મોત્સવના આનંદદાયક પ્રસંગે શ્રીનૃસિંહસરસ્વતીના નિર્વાણની દુઃખદ કથા વાંચવી યોગ્ય નથી.

૩. સપ્તાહના સાત દિવસ સુધી વ્રતસ્થ રહી આઠમા દિવસે પારણું-બ્રહ્મભોજન ઇત્યાદિ રાખવું. સકામ અનુષ્ઠાન માટે દિનશુદ્ધિ જોવી. પ્રાતઃ સ્નાન કરી ગ્રંથપૂજન, રંગોળીથી સુશોભન

કરી વડીલવર્ગને વંદન કરી સપ્તાહનો પ્રારંભ કરવો. વાંચન સુધી ઘીનો દીવો અવશ્ય રાખવો. જેમને વિશેષ કાર્ય કરવાનું છે તેમણે ગાણગાપુર જઈ ગ્રંથ પારાયણ કરી શ્રીગુરુપાદુકાનું પૂજન કરવું.

### -: કેટલાક વિશેષ અધ્યાયનું વાંચન :-

જેઓ સપ્તાહ પારાયણ કરી શકતા નથી કે તેમને તેવી અનુકૂળતા નથી તેમણે તેમની મનોકામના પૂર્તિ માટે વિશિષ્ટ અધ્યાયના અનુકૂળતા પ્રમાણે ૨૮, ૫૬ અથવા ૧૦૮ પારાયણો કરવા.

(અ) આરોગ્યપ્રાપ્તિ માટે ૧૩મા અધ્યાયના પારાયણો કરવા.

(બ) પુત્રપ્રાપ્તિ માટે ૩૯મા અધ્યાયના પારાયણો કરવા.

(ક) આકસ્મિક અરિષ્ટ નિરસન કે વરિષ્ટ અધિકારી દ્વારા કનડગતના નિવારણ માટે ૧૪મા અધ્યાયના પારાયણો કરવા.

(ડ) દ્રવ્યસંકટ નિવારણ માટે ૧૮મો અધ્યાય નિત્ય પાઠમાં રાખવો.




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

## -: સંકટ નિવારણ માટે પ.પ.શ્રી વાસુદેવાનંદ સરસ્વતીએ કહેલો મંત્ર :-

અનસૂયાત્રિસંભૂતો દત્તાત્રેયો દિગંબરઃ ।
સ્મર્તૃગામી સ્વભક્તાનામ્ ઉદ્ધરતા ભવસંકટાત્ ॥

આ મંત્રનો જેટલો થાય તેટલો જપ કરવો.

## -: સૌભાગ્યવર્ધક શ્લોક :-

જીવયામાસ ભર્તારં મૃતં સત્યાદિ મૃત્યુ હા ।
મૃત્યુંજયઃ સ યોગીંદ્રઃ સૌભાગ્યં મે પ્રયચ્છતુ ॥

અર્થઃ સતીનો પતિ જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે જેમણે તેને જીવંત કર્યો, તે મૃત્યુનાશક, મૃત્યુંજય દત્ત યોગીન્દ્ર મને સૌભાગ્ય આપો. (શ્રીગુરુચરિત્ર સમશ્લોકી, અ.૩૦-૩૨)

## -: સંતતિવર્ધક શ્લોક :-

દૂરીકૃત્ય પિશાચાર્તિ જીવયિત્વા મૃતં સુતમ્ ।
યોડભૂદભિષ્ટદઃ સિદ્ધઃ સ નઃ સંતતિવૃદ્ધિ કૃત્ ॥

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અર્થઃ સતીની પિશાચપીડા દૂર કરી તેના મૃત પુત્રને સજીવન કરી ઈચ્છિત ફળ આપ્યું તે શ્રીદત્ત અમારી સંતતિ વધારવા કૃપા કરો. (શ્રીગુરુચરિત્ર સમશ્લોકી, અ.૨૦-૨૧)

**-: સંપત્તિવર્ધક શ્લોક :-**

દરિદ્રવિપ્રગેહેયઃ શાકં ભુક્ત્વોત્તમશ્રિયમ્ ।

દદૌ શ્રીદત્તદેવઃ સ દારિદ્રાચ્છ્રીપ્રદોઽવતુ ॥

અર્થઃ દરિદ્રી વિપ્રનાં ઘેર જેણે ઝાલરનું શાક ખાઈ તેને ઉત્તમ સંપત્તિ આપી તેવા શ્રીદત્તદેવ અમારું ગરીબીથી રક્ષણ કરો. (શ્રીગુરુચરિત્ર સમશ્લોકી, અ.૧૮)

**-: સપ્તાહ પારાયણનો અને ત્રિદિન પારાયણનો ક્રમ :-**

પ્રથમ દિવસે ૭ અધ્યાય સુધી, બીજા દિવસે ૧૮ અધ્યાય સુધી, ત્રીજા દિવસે ૨૮ અધ્યાય સુધી, ચોથા દિવસે ૩૪ અધ્યાય સુધી, પાંચમા દિવસે ૩૭ અધ્યાય સુધી, છઠ્ઠા દિવસે ૪૨ અધ્યાય સુધી અને સાતમા દિવસે ૫૨ અધ્યાય સુધી.


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

## -: ત્રિદિન પારાયણ :-

પ્રથમ દિવસે ૨૨ અધ્યાય સુધી, બીજા દિવસે ૩૩ અધ્યાય સુધી અને ત્રીજા દિવસે પર અધ્યાય સુધી.

પારાયણ પહેલા ગ્રંથનું પૂજન, રંગવલ્યાદિથી સુશોભન, પારાયણ માટે એક જ સ્થાન, બિનજરૂરી વાતચીત દિવસ દરમ્યાન ન કરવી અથવા મૌન શ્રેષ્ઠ, અસત્યાદિ દોષ ન થાય તે શ્રેષ્ઠ.

પૂ.શ્રી રંગ અવધૂત મહારાજે શ્રીગુરુલીલામૃત ગ્રંથમાં પવિત્ર વૃક્ષો નીચે પારાયણનું ફળ બતાવ્યું છે તે અનુસાર-

૧. ઔદુંબર વૃક્ષ નીચે વાંચતા ચિત્ત શાંત થાય. અને પિશાચબાધા દૂર થાય, રોગ દૂર થઈ આરોગ્યની પ્રાપ્તિ થાય.

૨. અશ્વત્થ (પીપળો) નીચે પારાયણ કરવાથી પુત્રકામના સિદ્ધ થાય છે.

૩. બીલીના વૃક્ષ નીચે પારાયણ કરતા લક્ષ્મી પ્રાપ્ત થાય.

૪. જ્ઞાનપ્રાપ્તિ માટે વટવૃક્ષ નીચે પારાયણ કરવું.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

૫. સ્ત્રીકામનાથી કદલી (કેળાનાં ઝાડ) નીચે પારાયણ કરવું.

૬. ઘરના દોષ નિવારણ માટે ઘરમાં બેસી પારાયણ કરવું.

૭. સર્વ પ્રકારની કામનાઓ માટે દેવમંદિરમાં પારાયણ કરવું.

૮. ગાયોની વૃદ્ધિ માટે ગૌશાળામાં પારાયણ કરવું.

૯. ધાન્યવૃદ્ધિ માટે ખેતરમાં પારાયણ કરવું.

૧૦. રત્નભંડારની વૃદ્ધિ માટે રત્નભંડારમાં પારાયણ કરવું.

૧૧. શમી (ખિજડો) વૃક્ષ નીચે પારાયણ કરવાથી રિદ્ધિ-સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૧૨. ઔદુંબર વૃક્ષ નીચે પારાયણ કરવાથી સર્વ પ્રકારની કામનાઓ પૂરી થાય છે.

૧૩. જ્ઞાનીએ લોકહિતાર્થે પારાયણ કરવું.

૧૪. નિષ્કામ ભાવથી પારાયણ કરવા દિનશુદ્ધિ જોવાની જરૂર નથી. સકામીએ દિનશુદ્ધિ અને ચંદ્રબળ જોવું.

પારાયણ દરમ્યાન માનસિક રીતે ઈષ્ટ સાથે સંલગ્નતા કેળવવી. પારાયણથી આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુઓ પરમાર્થ માર્ગે આગળ વધે તેવી શ્રીગુરુચરણે પ્રાર્થના.





દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# શ્રીગુરુચરિત્ર ગદ્યરૂપાંતર

## અનુક્રમણિકા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૧



વિદ્યાદાત્રી
મા સરસ્વતી

આદિગુરુ
શ્રી દત્તાત્રેય

મંગલમૂર્તિ
શ્રી ગણેશ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# શ્રીગુરુચરિત્ર

## જ્ઞાનકાંડ

## અધ્યાય-૧

## મંગલાચરણ

॥ ૐ ॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥ શ્રીકુલદેવતાયૈ નમઃ ॥
॥ શ્રીપાદશ્રીવલ્લભ- શ્રીનૃસિંહસરસ્વતી- દત્તાત્રેય સદ્ગુરુભ્યો નમઃ ॥
॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

### અથ ધ્યાનમ્

બાલાર્કપ્રભમિન્દ્રનીલજટિલં ભસ્માઙ્ગરાગોજ્જવલં
શાન્તં નાદવિલીનચિત્તપવનં શાર્દૂલચર્મામ્બરમ્ ।

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બ્રહ્મજ્ઞૈઃ સનકાદિભિઃ પરિવૃતં સિદ્ધ્યૈઃ સમારાધિતં
દત્તાત્રેયમુપાસ્મહે હૃદિ મુદા ધ્યેયં સદા યોગિભિઃ ॥

**સમજૂતીઃ-** બાળસૂર્ય જેવા પ્રકાશિત ઈન્દ્રનીલ જેવી જટાથી યુક્ત, ભસ્મથી જેમનું સર્વાંગ શરીર શોભાયમાન છે, જેમની વૃત્તિ શાંત છે, જેમના દર્શનથી ભક્તોનું ચિત્ત અજ્ઞાત નાદમાં વિલીન થઈ જાય છે, વ્યાઘ્રચર્મનું જેમણે વસ્ત્ર ધારણ કરેલ છે, જેમણે બ્રહ્મને જાણ્યા છે એવા સનકાદિ ઋષિઓ જેમને વીંટળાઈ વળ્યા છે અને સિદ્ધો જેમનું જ્ઞાનામૃત સાંભળવા ઉપસ્થિત છે, જેમનું યોગીઓ હંમેશાં હૃદયમાં ધ્યાન ધરે છે તેવા દત્તાત્રેય ભગવાનની અમે ઉપાસના કરીએ છીએ.

ૐ વિઘ્નહર, લંબોદર, એકદંત, સૂપડા જેવા કાન ધરાવનાર, ગજાનન, હે ગિરજાકુમાર, તમને નમસ્કાર. તમારો જયજયકાર થાવ!! (૧) ગણપતિના બંને કાનો હલાવવાથી પવન વાય છે જે અમારા બધા વિઘ્નો દૂર કરે છે. એટલે જ તને વિઘ્નોના નાશ કરવાવાળા કે વિઘ્નોનો અંત લાવનાર દેવ કહેવામાં આવે છે. (૨) તપાવેલા સોના જેવું તારું મુખ શોભે છે. અથવા ઊગતા સૂર્યના કિરણોની જેમ તે તેજ પ્રકાશે છે. (૩) વિઘ્નરૂપી જંગલોનો નાશ કરનારા તમે હાથમાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

લીધેલું ફરસ અને નાગરૂપી કમરપટ્ટો તેમજ નાગરૂપી યજ્ઞોપવિત શોભે છે. (૪) હે વિનાયક! તારું ચતુર્ભુજ સ્વરૂપ છે. તારા ચક્ષુ વિશાલ છે અને તું વિઘ્નો દૂર કરીને વિશ્વના લોકોનું રક્ષણ કરે છે. (૫) તારું ચિંતન કરનારાને વિઘ્નો નડતા નથી અને તેમના મનોરથો વિના વિલંબે પૂરા થાય છે. (૬) હે લંબોદર સ્વામી, ચૌદ વિદ્યા ધારણ કરનારા બધા જ મંગળ કાર્યોમાં અમે પ્રથમ તમને પૂજીએ છીએ. (૭) વેદો, પુરાણો અને શાસ્ત્રોના રચયિતા બ્રહ્મા આદિ દેવોએ તારું સ્તવન કરેલ છે. (૮) ત્રિપુરાસુરનો વધ કરવા માટે અને એવા જ દૈત્યોનો સંહાર કરવા માટે ઈશ્વરે પહેલા તારી જ સ્તુતિ કરેલ છે. (૯) હરિ, બ્રહ્મા વગેરે દેવો કાર્યોનો આરંભ કરવાના સમયે તારા પ્રસાદથી તમામ સુખ પ્રાપ્ત કરે છે. (૧૦) હે કૃપાનિધિ ગણપતિ! હે ૐકાર સ્વરૂપ વિઘ્નહર્તા ગણપતિ અને અભય આપનાર વિનાયક મારી બુદ્ધિ (મતિ)ને પ્રકાશિત કરો. (૧૧) બધા જ ગણોનો તું નાયક છે, તું બધા વિઘ્નોનો અંત લાવનાર છે અને તને જે વંદન કરે છે તેનું કાર્ય સફળ થાય છે. (૧૨) હે કરુણાનિધિ ગૌરીપુત્ર! તું કૃપાનો સાગર છે અને બધા જ કાર્યોનો આધાર છે. તું મારી બુદ્ધિને પ્રકાશિત કરજે. (૧૩) હે ગજાનન! હું તને સાષ્ટાંગ નમસ્કાર કરું છું. મને વિદ્યા આપ, મારી મનોકામના પૂરી કર. (૧૪) હું મતિહીન હતો એટલે જ તારા ચરણોમાં આવ્યો છું અને તું ચૌદ વિદ્યાનો સાગર છે અને શરણે આવેલાને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વરદાન આપે છે. (૧૫) મારી જે ગુરુચરિત્ર કથન કરવાની મનોકામના છે તેના પ્રતિ કૃપાદષ્ટિથી જો અને તે ઈચ્છા પૂરી થાય તેવું વરદાન આપ. (૧૬) હવે સરસ્વતીને વંદન કરું છું. જેનું નામ વાગેશ્વરી છે, જેના હાથમાં વીણા અને પુસ્તક છે અને જે હંસ ઉપર સવારી કરે છે. (૧૭) હે શારદા! તને વિદ્યા, વેદ અને શાસ્ત્રનો અધિકાર છે અને તેને અમે વિશ્વાસથી વંદન કરીએ છીએ. આ જ્ઞાનને અમે ધારણ કરીએ છીએ. (૧૮) હે સ્વામિની! આ ગ્રંથ પૂરો કરવા માટે તારા ચરણોમાં નમું છું. તું પ્રસન્ન થઈને મારી વાણી ઉપર નિવાસ કરજે. (૧૯) મારી વિનંતી છે કે, મને સારી બુદ્ધિ આપી ગુરુચરિત્રનો વિસ્તાર કરવા માટે મારી બુદ્ધિને પ્રકાશિત કરજે. (૨૦) હે જગતમાતા તારો જય હો! કેમ કે તું જ સમગ્ર વિશ્વની વાગ્દેવતા છે. તમામ વેદશાસ્ત્રો તેં લખેલા છે અને તે તારા દ્વારા પ્રકાશિત છે. (૨૧) હે માતા! તારી વાણીમાંથી જ વેદો અને પુરાણોની ઉત્પત્તિ થઈ છે. અને છ દર્શનશાસ્ત્રો* સમાયેલા છે. (૨૨) ગુરુના નામમાં પણ તારી ઉપસ્થિતિ છે. એ સદ્‌ગુરુનું નામ શ્રીનરસિંહ સરસ્વતી છે. (મારું નામ પણ સરસ્વતી ગંગાધર છે.) આ જ કારણથી મારી ઉપર તારી પ્રીતિ છે. (૨૩) કઠપૂતળીઓને સ્વતંત્ર બુદ્ધિ હોતી નથી. તેઓને સૂત્રધાર જેમ ચલાવે છે તેમ તે ચાલે છે. (૨૪) હે વાગ્દેવતા! જે પ્રમાણે કઠપૂતળીને સૂત્રધાર ચલાવે છે તે જ રીતે તું મારી જીભને પ્રેરણા આપ તેવી આ બાળકની વિનંતી છે. (૨૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

હે સ્વામિની! હું આપના ચરણોમાં પ્રણામ કરું છું. મારી ઉપર પ્રસન્ન થઈ વિદ્યાદાન આપજે જેથી હવે આ ગ્રંથ લખવાનું શરૂ કરું. (૨૬) હવે ત્રિમૂર્તિને વંદન કરું છું જે બ્રહ્મા, વિષ્ણુ અને શિવાત્મક છે અને એમની પાસેથી વિદ્યા માગું છું. (૨૭) હવે જે ચતુર્મુખ છે, જે આ સૃષ્ટિનો કર્તા છે અને જેના મુખમાં વેદ છે એના ચરણે મારું નમન કરું છું. (૨૮) જે વિશ્વના નાયક છે અને લક્ષ્મીસહિત રાતદિવસ ક્ષીરસાગરમાં નિવાસ કરનારા છે તે શ્રીવિષ્ણુને હું નમન કરું છું. (૨૯) ચતુર્ભુજ નરહરિ કે જેમના ચાર હાથમાં અનુક્રમે શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. અને જેની નાભિમાંથી કમળ નીકળે છે, (૩૦) જેણે પીતાંબર ધારણ કરેલ છે, જેના ગળામાં વૈજયંતિ માળા છે અને જે કૃપાળુ હોઈ શરણે આવેલાને ઈચ્છિત વરદાન આપે છે, (૩૧) જેના મસ્તક ઉપર ગંગા ધારણ કરેલ છે, જેને પાંચ મુખ અને દસ ભુજા છે તેવા શિવને હું નમન કરું છું. જેની અર્ધાંગિની જગતમાતા પાર્વતી છે. (૩૨) જેને પાંચ મુખ છે જે સૃષ્ટિનો સંહાર કરે છે એટલે જ તેને સ્મશાનવાસી કહેવામાં આવે છે તેના ચરણે મારાં નમન છે. (૩૩) જેણે વાઘનું ચામડું ઓઢેલું છે. સર્વાંગે સર્પટ વીંટાળ્યા છે અને જે ઉમા સાથે રમણ (આનંદ) કરે છે; તેવા શંભુના ચરણે મારાં નમન છે. (૩૪) તમામ દેવોને મારાં નમન છે. સિદ્ધ અને સાધ્ય દેવો, ગંધર્વો, યક્ષ, કિન્નરો અને ઋષિશ્વરોને મારાં વંદન છે. (૩૫) હવે કવિકુળ કે જેમાં પરાશર, વ્યાસ અને

વાલ્મિકી એવા તમામને મારાં વંદન છે. (૩૬) મને કવિત્વ કેવું હોય તે ખબર નથી એટલે જ તમોને વિનંતી કરું છું તો તમારો દાસ સમજીને મને અવશ્ય જ્ઞાન આપશો. (૩૭) મને ગ્રંથપ્રકાર કે શાસ્ત્રોનો વિચાર કે મરાઠી ભાષા આવડતી નથી માટે તમોને વિનંતી છે. (*મૂળ ગ્રંથકર્તા સરસ્વતી ગંગાધર કન્નડભાષી હતા અને મરાઠી ભાષામાં ગ્રંથની રચના કરી હતી.) (૩૮) તમો તમામ મારા ઉપર કૃપા કરી મારા વચનોમાં સહાયરૂપ થશો કેમ કે મને શબ્દોની વ્યુત્પત્તિનું જ્ઞાન નથી એટલે હે કવિકુળ! મારું રક્ષણ કરશો. (૩૯) આ પ્રકારે બધાને વિનંતી કરી ઉભય પક્ષ (માતા-પિતા)ના પુનિત પૂર્વજોનું ધ્યાન ધરી માતા, પિતા જેવા પુણ્ય પુરુષોનું ધ્યાન કરું છું. (૪૦) સાયંદેવ નામના, સાખરે અટકવાળા અને કૌડિન્ય આપસ્તંબ શાખાવાળા, ગોત્રજ, (૪૧) સાયંદેવ પાસેથી નાગનાથના સુત દેવરાવ જે સદા સદ્‌ગુરુના ચરણોમાં લીન હતા એ ગંગાધર મારા જનક છે. (૪૨) પિતાના ચરણોમાં નમન કર્યા પછી માતાના પૂર્વજોને ધ્યાનમાં લાવી વંદન કરું છું. જેમની શાખા આશ્વલાયન હતી. (૪૩) તેમનું ગોત્ર કાશ્યપ હતું. જેનું નામ ચોંડેશ્વર હતું અને જેમના પિતા ગંગાના જનક *જહ્નુઋષિ જેવા હતા. (* જહ્નુ નામના સોમવંશીય રાજાએ સમગ્ર ગંગા નદીનું પ્રાશન કર્યું હતું. ફરીથી તે તેના કાનમાંથી પ્રગટ થઈ આથી ગંગા જાહ્નવી નામે પણ ઓળખાય છે.) (૪૪) તેમની કન્યા જે મારી માતા ભવાની સમાન છે અને તેનું

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નામ ચંપા છે જે મારી માતા છે. (૪૫) મારા માતાપિતાને નમસ્કાર કરી હવે ગુરુને વંદન કરું છું. ગુરુચરણોનું સ્મરણ કરવા માટે મારી બુદ્ધિ પ્રકાશિત થઈ છે. (૪૬) જે ગંગાધરના ઘેર મારો જન્મ થયો છે તે ગંગાધર નિરંતર એકભાવે શ્રીગુરુનું ધ્યાન કરતા હતા. (૪૭) આથી સરસ્વતી ગંગાધર સંતોનું પૂજન કરે છે અને શ્રોતાઓને વારંવાર વિનંતી કરે છે અને કહે છે કે, આ બાળકને ક્ષમા કરશો. (૪૮) જે સદા ગુરુનું ધ્યાન કરે છે તેવા વેદાધ્યાયી, સંન્યાસી, યતિ, યોગેશ્વર, તાપસીને મારા નમસ્કાર છે. (૪૯) હવે સમસ્ત લોકોને નમું છું, હું અલ્પમતિ છું. હું કાલીઘેલી ભાષામાં બોલું છું તે તમે બધું સ્વીકારશો. (૫૦) મારી બુદ્ધિ ઓછી છે. મને કાવ્યવ્યુત્પત્તિનું જ્ઞાન નથી. પણ જેમ શ્રીગુરુએ ઉપદેશ આપ્યો છે તેમ હું કહું છું. (૫૧) અમારા વંશ ઉપર શ્રીગુરુની રાતદિવસ કૃપા છે અને મને તે કહે છે એમ હું આ ચરિત્રનો વિસ્તાર કરું છું. (૫૨) શ્રીગુરુ કહેતા કે ગ્રંથનું કથન કર અને આ શ્રીગુરુલીલામૃતરૂપી અમૃતઘટનો સ્વીકાર કરી તારા વંશજોમાં વહેંચ જેથી તેઓને ચારે પુરુષાર્થ પ્રાપ્ત થશે. (૫૩) શ્રીનૃસિંહસરસ્વતીનું ગુરુવાક્ય મારા માટે કામધેનુ સમાન છે જેમાં હું કોઈ શંકા જોતો નથી અને હું તેને શ્રેયષ્કર માનું છું. (૫૪) શ્રીત્રિમૂર્તિનો અવતાર શ્રીનૃસિંહસરસ્વતી થયા એનો પાર કોઈ પામી શકે નહીં તો તેનું ચરિત્ર કઈ રીતે વર્ણવી શકાય? (૫૫) શ્રીગુરુના ચરિત્રનું વર્ણન કરવાની મારી શક્તિ નથી પણ શ્રીગુરુની આજ્ઞા થવાથી


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હું બોલું છું. (૫૬) જેને પુત્ર-પૌત્રાદિકની ઈચ્છા હશે તેને આ કથા મીઠી લાગશે અને તેને ઘેર લક્ષ્મીનો અખંડ વાસ રહેશે. (૫૭) એવી શ્રીગુરુકથા જેના ઘેર નિત્ય વંચાય છે તે ઘર પત્ની, પુત્ર, પૌત્ર અને સંપત્તિ સહ સમૃદ્ધ રહેશે. (૫૮) જે ઘર-કુટુંબ ઉપર ગુરુકૃપા ન હોય તેવા ઘરમાં સાત દિવસ સુધી શંકારહિત શ્રીગુરુલીલામૃત સાંભળવામાં આવે તો તેમનું દુર્ભાગ્ય દૂર થાય છે અને સઘળાં બંધન તૂટી જાય છે. (૫૯) આવી પુણ્ય પાવન કથા હું વિસ્તારપૂર્વક કહું છું. જેથી વિશેષ પ્રયત્ન કર્યા વગર તાત્કાલિક સફળતા પ્રાપ્ત થાય છે. (૬૦) હે શ્રોતાઓ! તમે એકચિત્તે આ કથા સાંભળો અને મારી ઉપર વિશ્વાસ કરો જેથી વિના પ્રયત્ને જ્ઞાનભંડાર પ્રાપ્ત કરશો. (૬૧) અમારી સમક્ષ આ ગુરુલીલા થયેલ છે જેના અમે સાક્ષી છીએ. અમે તમને વિનંતી કરીએ છીએ કે ગુરુસ્મરણ એ લાભદાયક છે અને તમે પણ બધા અનુભવ લો. (૬૨) શ્રીગુરુમહિમાનો ઉદ્ગાર જેમ ભોજન પછી ખાવાની તૃપ્તિનો ઓડકાર આવે છે એવો છે એવું હું અનુભવે કહું છું. (૬૩) હું એક સામાન્ય માણસ છું અને જે વચનો કહું છું એ સાંભળીને તમે તેની ઉપેક્ષા ન કરશો. મધમાખીના મુખમાંથી મધ કેવી રીતે ગ્રહણ કરવું તેના તરફ ધ્યાન આપો. (૬૪) છીપના મુખમાં મોતી, અથવા કપૂર, કદળી, કેળા કેવડ અથવા પીપળાનું મૂળ જેની ઉત્પત્તિ કોનાથી થાય છે તે વિચારાતું નથી. (૬૫) જે રીતે શેરડીનો રંગ કાળો તેમજ તે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગાંઠોવાળો હોવા છતાં તેમાંથી અમૃતરસ નીકળે છે તે જ પ્રમાણે આ ગ્રંથ પ્રતિ ઉપેક્ષા ન દાખવતાં તેનો સદુપયોગ કરી લેવો. (૬૬) આથી મારું કહેવું છે કે જેમને શ્રીગુરુસ્મરણમાં પ્રીતિ છે તેવા વિદ્વાનો આને સ્વીકારશે અને એકચિત્તથી અનુભવ કરશે. (૬૭) જે મારા શબ્દો કે બોલ ઉપર વિશ્વાસ રાખશે તેવા લોકોને આવો જ અનુભવ થશે. બ્રહ્મરસની મધુરતા જે અનુભવે છે તે જ તેને વખાણે છે! (૬૮) ગુરુચરિત્ર કામધેનુ છે, જે સાંભળતાં જ મહાજ્ઞાન થશે તો શ્રોતાઓ સાવધાન થઈ એકચિત્તે સાંભળશો. (૬૯) શ્રીગુરુ નૃસિંહસરસ્વતી ગાણગાપુરમાં પ્રખ્યાત હતા ત્યાં તેમનો મહિમા ઉન્નત હતો એ હું કહું છું તે એકચિત્ત થઈ સાંભળશો. (૭૦) આ (ગાણગાપુર) ગામનો મહિમા શ્રેષ્ઠ છે જેને તમામ રાષ્ટ્રો જાણે છે અને તેથી અનેક લોકો ત્યાં યાત્રા કરવા જતા હતા. (૭૧) ગાણગાપુર જઈને આરાધના કર્યા પછી ત્વરિત ફળપ્રાપ્તિ થાય છે. લોકો પુત્ર, પત્ની, ધન કે સંપત્તિ- જે ઈચ્છે તે તેમને મળે છે. (૭૨) ભક્તો સંતાનપ્રાપ્તિ થતાં નામકરણ માટે ગાણગાપુર આવતા અને સંતોષ પામી ચારેય પુરુષાર્થ પ્રાપ્ત કરતા. (૭૩) તે સમય દરમ્યાન એક ભક્ત "નામધારક" પોતે અતિ ભારે કષ્ટ કરી શ્રીગુરુનું ધ્યાન કરતો હતો. (૭૪) પોતાના મનમાં વ્યાકુળ થઈ ચિંતા કરતો તે ગુરુદર્શને જવું એવી ઈચ્છાથી નિરાશ મનથી નીકળે છે. (૭૫) અંતઃકરણમાં અતિ નિરાશ થઈ ભૂખ-તરસ ભૂલી અને ગુરુના


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ચરણોમાં લીન થવા શિષ્યશિરોમણિ નીકળ્યો. (૭૬) નિરાશ વદને તે શિષ્ય મનમાં વિચાર કરવા લાગ્યો કે શ્રીગુરુનાં દર્શન કરીશ અથવા દેહનો ત્યાગ કરીશ. (અર્થાત્ શ્રીગુરુના દર્શન નહીં થાય તો) આવા જડ દેહનું શું કામ? (૭૭) જેના નામસ્મરણથી દૈન્યનું તરત જ હરણ થઈ જાય છે એવું આપનું નામ શા કારણે પડ્યું? (૭૮) જેમ લોઢાને પારસમણિ સ્પર્શવાથી તે સુવર્ણ બને છે. મારું નસીબ જ ખરાબ છે. જો ખરાબ હોય તો શ્રીગુરુનું ભજન શા માટે કરવું? (૭૯) પારસમણિ સ્વરૂપે સદા તારું નામ મારા હૃદયમાં વાસ કરે છે. તો પછી મને કષ્ટ થાય છે તેની તને શરમ આવતી નથી? (૮૦) સર્વ પ્રાણીમાત્ર પ્રતિ કૃપા દર્શાવનાર સદા કલ્યાણકારી ગુરુમહારાજ મારા વચનો સાંભળી, મનમાં ધ્યાન કરતાં જ કૃપા કરો. (૮૧) આ ગ્રંથના કર્તા કે કવિ અંતઃકરણમાં વ્યાકુળ થઈ કષ્ટ પામે છે અને નિંદા અને સ્તુતિ પોતાની વાણીમાં વ્યક્ત કરે છે તે સાંભળશો. (૮૨) (લયબદ્ધ રાગથી સ્વેચ્છાએ ગાવું.) હે વિઘ્ન હરનાર પાર્વતીકુમાર અને શારદાદેવી સુંદરીને વંદન કરું છું. (૮૩) કળિયુગમાં વેદશ્રુતિ, દૃષ્ટાંતો સાથે કહે છે કે, ગુરુ જ ત્રિમૂર્તિ છે. (૮૪) કળિયુગમાં ભક્તોના સારથી, કૃપાસિંધુ શ્રીનૃસિંહસરસ્વતી પ્રખ્યાત થઈ ગયા. (૮૫) આપ ત્રિમૂર્તિ ગુરુનાથ છો એવું વેદો અને ભક્તો વખાણે છે. (૮૬) ત્રિમૂર્તિસ્વરૂપ દયાનિધિ ગુરુમહારાજ એ જ એક ભક્તોના સંપત્તિ કે ધન, રક્ષણકર્તા અને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

રત્નભંડાર છો. (૮૭) હે દયાનિધિ, શ્રીપતિ, યતિસ્વરૂપ! મારામાં બિલકુલ ભાવભક્તિ નથી છતાં તમને વિનંતી કરું છું. (૮૮) હે કૃપાસાગર ગુરુ! મારું અંતઃકરણ સ્થિર નથી. આપ પ્રસન્ન થાવ અને કૃપા કરો. (૮૯) હવે શ્રી અનંત નરહરિસરસ્વતી મારી ઉપર તરત કૃપા કરો. માતા બાળકનો ત્યાગ કરી શકે? (ના. તે જ પ્રમાણે મારી ઉપર કૃપા કરશો.) (૯૦) પરંપરાથી તું જ મારી માતા છે, પિતા છે, મિત્ર છે, ભાઈ છે અને કુળદેવતા છે. હું વંશપરંપરાથી શ્રીનૃસિંહસરસ્વતીને નિષ્ઠાપૂર્વક ભજું છું. (૯૧-૯૨) હે નૃસિંહસરસ્વતી! મારા દ્વારે ગરીબાઈ છે એટલે હું કાયમ કષ્ટ વેઠું છું. (૯૩) હે કૃપાસિંધુ! કાયમ મારા ચિત્તને કેમ કષ્ટ કરાવો છો? (૯૪) ભક્તોના કૃપાળુ અનંત ત્રિમૂર્તિ, સમર્થ, દયાનિધિ તું ભક્તો માટે કૃપાસિંધુ છે. (૯૫) સમસ્ત દેવોનો દાતા અને વિશ્વનો પાલનકર્તા ત્રિમૂર્તિસ્વરૂપ તું છે. (૯૬) તમામ દેવોનો દાતા તું છે તો હું તારા સિવાય કોઈ પાસે શું માગું? (૯૭) તમે વિશ્વનું પોષણ કરનાર સર્વજ્ઞ છો તો તમારા સિવાય દાતા કોણ હશે? (૯૮) પુરાણોમાં તું સર્વજ્ઞ માનવામાં આવેલો છે તો મારા અંતઃકરણમાં આ અનુભવ આવતો નથી. (૯૯) આપ સર્વજ્ઞ છો જેથી કોણ કેવું છે તે આપ જાણો જ છો. (૧૦૦) આ ભૂમિ ઉપર કોણ કેવો છે તે આપ સર્વજ્ઞ હોઈ જાણો છો. (૧૦૧) માતા-પિતાની કૃપાને બાળક સમજી શકતું નથી. (૧૦૨) તારા દ્વારા ન આપી શકાય એવી કઈ વસ્તુ છે તે તું મને

કહે. (૧૦૩) પૃથ્વી ઉપરથી તમે બલિરાજાને પાતાળમાં બેસાડ્યા. (૧૦૪) સોનાની લંકા વિભીષણને કૃપા કરીને આપી. (૧૦૫) ધ્રુવને હે ઋષિકેશ! તમે અચળ સ્થાન આપ્યું! એ ધ્રુવે તમોને શું આપેલું? (૧૦૬) તમે પૃથ્વી નિઃક્ષત્રિય કરી બ્રાહ્મણોને આપી પણ એમણે તમને શું આપ્યું? (૧૦૭) તું સકળ સૃષ્ટિનો પોષક છે, તને ક્ષુદ્ર જીવ એવો હું શું આપું? (૧૦૮) નરહરિ! આપ શ્રીમંત નથી પરંતુ તમારા ઘરમાં સાક્ષાત્ શ્રીમહાલક્ષ્મીનો વાસ છે. (૧૦૯) આ ઉપર તું શું માગશે? હે ઋષિકેશ! કહે હું શું આપું? (૧૧૦) માતાના ખોળામાં બેસી બાળક પોતાનું મુખ સ્તનપાનની ઈચ્છાથી ખોલે છે. (૧૧૧) હે ગુરુનાથ! બાળક પાસે માતા જેમ કશું માગતી નથી એમ શ્રીગુરુનાથ! તમને હું શું આપું? (૧૧૨) હે દયાનિધિ! અમે જે આપીએ છીએ એ લઈને તું આપે છે એવા દાતાનું નામ નથી છતાં એને દયાનિધિ કહીએ છીએ. (૧૧૩) આપ ચૌદ ભુવનના સ્વામી હોવા છતાં હું જે માગુ છું તે આપી શકતા નથી. (૧૧૪) અથવા તારા મનમાં એમ છે કે મેં તારી કોઈ સેવા કરી નથી. એટલે મનમાં કંઈ વિચારે છે. (૧૧૫) જે પ્રમાણે દાનમાં નામનું મહત્ત્વ નથી તેમ જ સામાન્ય સેવામાં નામનું મહત્ત્વ ન હોય. (૧૧૬) વાવ, તળાવ, કૂવા વગેરે જમીન (ભૂમિ) ઉપર હોય છે પરંતુ મેઘ તો આકાશમાંથી વર્ષા કરે છે. (૧૧૭) મેઘની આ સેવા તેના સ્વભાવથી છે અને તે સ્વભાવગત સેવા કરે છે જે બધી જગ્યાએ જળ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વરસાવે છે. (૧૧૮) દાતા તરીકે તમે દયાનિધિ છો છતાં તમે સેવાની અપેક્ષા કેવી રીતે રાખો છો? (આ તમને શોભે છે?) (૧૧૯) મારા વંશમાં પરંપરાથી હું તારો દાસ છું. અમે સેવા કઈ રીતે કરવી તે જાણતા નથી અને મારું ચિત્ત પણ સ્થિર નથી. (૧૨૦) મારા પૂર્વજોથી તારી અખંડ સેવા થયેલી છે. (૧૨૧) પિતાની સેવા હું પણ કરું છું. પિતા પુત્રનું પોષણ-રક્ષણ કરે છે. તેવી રીતે તું અમારું પાલનપોષણ-રક્ષણ કર. (૧૨૨) આ અમારી વડીલોપાર્જિત મિલકત છે. એ ઋણ તમો આપો. હે કૃપાસિંધુ! અમારી ઉપર કરુણા કેમ કરતા નથી? (૧૨૩) અમારું છે તે તમે આપો છો એ બાબત આપના ચિત્તમાં કેમ આવતી નથી તે અંગે સંતોને હું વાત કરીશ અને મેળવીશ. (૧૨૪) હે નરહરિ! હવે જો મને આપીશ નહિ તો (ઉપાસના) વ્યવહારથી ન્યાયપંચમાં જઈને મેળવીશ. (૧૨૫) હે ગુરુનાથ! આ હવે કઠીન દેખાય છે અને હું તમારો સનાતન દાસ છું. (૧૨૬) આપના સમાન સર્વશક્તિમાન કોઈ હોય તેની સાથે તમે કઠોર વર્તન કરી શકો છો. (૧૨૭) દૈત્યની સામે તમે કઠોર થઈ તમારા ભક્ત પ્રહ્લાદનું રક્ષણ કરેલ તેવું આ બાળકનું રક્ષણ કરો. (૧૨૮) સેવક અને બાળકો સાથે આવું કઠોર વર્તન એ સારું દેખાતું નથી. (૧૨૯) મારા અપરાધને જો તમે ક્રોધ કરી જોશો, (૧૩૦) બાળક માતાને નિષ્ઠુર વચનો બોલે અથવા અજ્ઞાનથી મારે પણ ખરો, (૧૩૧) પણ માતા હસીને આલિંગન આપીને

કહે છે. (૧૩૨) હે ઋષિકેશ! અમારા કયા અપરાધના કારણે બોલતા નથી તે મને કહો. (૧૩૩) માતા ક્રોધથી બાળકને કંઈ કહે તો એ બાળક પિતાને જઈને કહે છે. (૧૩૪) પણ પિતા ક્રોધ કરે ત્યારે માતા કૃપા કરે છે. (૧૩૫) હે ગુરુનાથ! તમે માતા છો, તમે પિતા છો, મારી ઉપર ક્રોધ કરો છો તો હું કોને કહું? મને ક્ષમા કરજો. (૧૩૬) દુનિયાનો તું સર્વશક્તિમાન સ્વામી છે અને આ દાસનું (મારું) રક્ષણ કરજે. (૧૩૭) લોકો તમને અનાથનો રક્ષક કહે છે અને હું તો તારું બાળક છું તો મારું રક્ષણ અવશ્ય કરશો. (૧૩૮) પુરાણોમાં તને કૃપાળુ કહે છે તો મારા બોલ કેમ સાંભળતો નથી? (૧૩૯) હે ગુરુદેવ! મારા કરુણ વચનો સાંભળવાનો કેમ કંટાળો આવે છે? (૧૪૦) મારા કરુણ વચન સાંભળીને પથ્થર પણ પીગળે તો તારા કાન કેમ સાંભળતા નથી? (૧૪૧) તને લોકો કરુણાકર કહે છે તો પણ હજુ મારી ઉપર તું કેમ કૃપા કરતો નથી? (૧૪૨) આમ કવિએ (લેખકે) ભગવાનની ખૂબ જ વિનવણી કરતાં કૃપાળુ ગુરુનાથ તત્ક્ષણ ઝડપથી આવ્યા. (૧૪૩) જે રીતે ગાય પોતાના વાછરડા માટે ઘરમાં આવે તેવી રીતે શ્રીગુરુ નજીક આવ્યા. (૧૪૪) ગુરુ આવતાં જ નામધારકે (લેખકે) બંને ચરણ ઉપર મસ્તક મૂકી વંદન કર્યાં. (૧૪૫) અને પોતાના કેશ છૂટા કરી ગુરુના ચરણની રજ તેનાથી દૂર કરી અને આનંદરૂપી જળથી એ પગ ધોયા. (૧૪૬) પોતાના હૃદયમંદિરમાં ગુરુને બેસાડી ૧૬ પ્રકારે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

(ષોડશોપચારથી) પૂજા કરી. (૧૪૭) નામધારક (લેખક)ને હર્ષ થયો અને શ્રીગુરુનાથ તેમના હૃદયમાં સ્થિર થયા. (૧૪૮) ભક્તોના હૃદયમાં ગુરુનાથ નિવાસ કરે છે તે જાણી સરસ્વતી ગંગાધરને બહુ જ સંતોષ થયો. (૧૪૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક મંગળાચરણ નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત.

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ (ઓંવી-૧૪૯)



## પાદનોંધ

**છ દર્શનઃ-** છ શાસ્ત્રો- (૧) ન્યાય (૨) વૈશેષિક (૩) સાંખ્ય (૪) યોગ (૫) મીમાંસા (૬) વેદાંત.

**ચાર પુરુષાર્થઃ-** (૧) ધર્મ (૨) અર્થ (૩) કામ (૪) મોક્ષ.

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

**શ્રીગુરુચરિત્રના મૂળ કર્તાની વંશાવળીઃ-**

**સાયંદેવ**<br>
**।**<br>
**નાગનાથ**<br>
**।**<br>
**દેવરાય**<br>
**।**<br>
**ગંગાધર**<br>
**।**<br>
**સરસ્વતી**

મૂળકર્તા- સરસ્વતી, પિતા-ગંગાધર, દાદા-દેવરાય, પરદાદા-નાગનાથ, દાદાના દાદા-સાયંદેવ. આપસ્તંબ શાખા, કૌંડિણ્ય ગોત્ર, સાખરે અટક.

**મૂળકર્તાના માતૃપક્ષની વંશાવળીઃ-**

નાનાનું નામ- ચૌંડેશ્વર, માતાનું નામ-ચંપા.



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૨




શિષ્ય દીપકની ગુરુસેવાથી પ્રસન્ન થઈ વિષ્ણુ ભગવાન તેને વરદાન આપવા આવે છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૨

## શિષ્ય દીપક આખ્યાન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

હે ત્રિમૂર્તિસ્વરૂપ ગુરુ! તું મારો રાજા છે. તારો વાસ કૃષ્ણાનદીના તીરે છે જ્યાં ભક્તો આનંદ કરે છે અને સ્વર્ગનાં દેવો આ આનંદ જોઈ રહ્યા છે. (૧) આવો નામાંકિત ભક્ત (નામધારક) ગુરુચરણોનું ધ્યાન કરતાં કરતાં અને ચાલતા-ચાલતા શ્રમિત થઈ એક વૃક્ષની નીચે વિશ્રામ લેવા રોકાયો. (૨) એક ક્ષણે નામધારક મનમાં શ્રીગુરુનું ચિંતન કરતાં કરતાં નિદ્રાધીન થયો. કૃપાનિધિ શ્રીઅનંતગુરુ સ્વપ્નમાં દેખાયા. (૩) ત્યારે સ્વપ્નમાં જટાધારી ભસ્માંકિત, વ્યાઘ્રચર્મ પહેરેલા, પીતાંબરધારી ગુરુ દેખાયા. (૪) ત્યારે યોગેશ્વર શ્રીગુરુ નજીક આવીને ભક્તના કપાળે ભસ્મ લગાડી અને આશ્વાસન આપી અભય દીધો. (૫) આવું સ્વપ્ન જોઈ નામધારક શિષ્ય જાગૃતાવસ્થામાં આવે છે અને તે વિસ્મયથી ચારે દિશામાં જુએ છે. (૬) સ્વપ્નમાં જોયેલી મૂર્તિનું મનમાં ધ્યાન કરતાં કરતાં આગળના રસ્તે ચાલવા લાગ્યો ત્યારે સ્વપ્નમાં જોયેલી મૂર્તિ પ્રત્યક્ષ

થઈ. (૭) યોગીરાજને જોઈ એણે દંડવત્ પ્રણામ કર્યા અને કરુણા વરસાવનાર ગુરુની કૃપા યાચી પોતાનો ઉદ્ધાર કરવા વિનંતી કરી. (૮) હે સિદ્ધમુનિ યોગાધીશ! અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર, જ્યોતિસ્વરૂપ સિદ્ધમુનિ! તું કૃપાનિધાન છે, તારો જયજયકાર હો! (૯) હે સ્વામી! તારાં દર્શનથી મારા અનેક પાપોના દોષ નાશ પામ્યા છે. તું અમારો તારણહાર છે એટલે જ તું અહીં આવ્યો છે. (૧૦) દરિદ્ર ભક્ત પાસે તમે ક્યાંથી આવ્યા? તમારું નામ શું અને ક્યાં રહો છો? (૧૧) સિદ્ધ કહે છે કે, અમે યોગી છીએ. પૃથ્વી તેમજ સ્વર્ગનાં તીર્થોની યાત્રા કરીએ છીએ. અમારો ગુરુ દુનિયામાં પ્રખ્યાત શ્રીનૃસિંહસરસ્વતી છે. (૧૨) ભીમા અને અમરજાના સંગમસ્થળે ગાણગાપુર નગર આવેલું છે. ત્યાં ત્રિમૂર્તિના અવતાર શ્રીનૃસિંહસરસ્વતીનો નિવાસ છે. (૧૩) ભક્તોના તારણહાર ત્રિમૂર્તિના અવતાર જગતમાં વિદ્યમાન છે. જેનું યોગીઓ અભ્યાસ દરમ્યાન હંમેશાં ધ્યાન કરે છે જેથી ભવસાગર પાર કરી શકાય. (૧૪) આવા કૃપાસિંધુ શ્રીગુરુ ભક્તજનો પર આશીર્વાદ વરસાવી શિષ્યોને ભાગ્યલક્ષ્મીનો આનંદ આપે છે. (૧૫) શ્રીગુરુના ભક્તોને ગરીબાઈ કેવી? કેમ કે શ્રીગુરુ પાસે અખંડલક્ષ્મી, ધન, ધાન્ય, ગોધન જેવા અષ્ટ ઐશ્વર્ય વિદ્યમાન છે. (૧૬) નામધારક શિષ્યની વિનંતી સાંભળી સિદ્ધમુનિ જવાબ આપતાં કહે છે કે અમે કાયમ શ્રીગુરુના ધ્યાનમાં મગ્ન રહીએ છીએ. (૧૭) નામધારક શિષ્ય સિદ્ધમુનિને

કહે છે કે આવી ઉજજવળ કીર્તિ ધરાવનાર ગુરુની ભક્તિ વંશપરંપરાથી કરીએ છીએ, તો અમોને કષ્ટો કે દુઃખો કેવાં? (૧૮) તમે શિષ્યોના તારણહાર છો આથી અમારા સંશયોને દૂર કરો એવી વિનંતી છે. (૧૯) સિદ્ધમુનિએ કહ્યું કે હે શિષ્યોત્તમ (નામધારક)! તું ગુરુકૃપાનો અને ભક્તવાત્સલ્યનો પરિપૂર્ણ રીતે અનુભવ કર. (૨૦) જે નર ઉપર ગુરુની કૃપા હોય એને દરિદ્રતા કેવી? કેમ કે તમામ દેવો એમના વશમાં હોય છે જેથી કળિકાલને પણ તે જીતી શકે છે. (૨૧) એવા સર્વોત્તમ ગુરુની પૂજા કરવા છતાં પણ તારે દરિદ્રતા ભોગવવી પડે છે એવું તારું કહેવું છે. પરંતુ મારા મંતવ્ય અનુસાર તારી ગુરુ પ્રત્યે દઢ શ્રદ્ધા ન હોવાથી આ કષ્ટ ભોગવી રહ્યો છે. (૨૨) ત્રિમૂર્તિ શ્રીગુરુ બધા જ પ્રકારનાં વરદાન આપી શકે તેમ છે એવી દઢ શ્રદ્ધા રાખી એકભાવે તેમને ભજવા. (૨૩) કોઈક સમયે વિષ્ણુ કે શંકર શિષ્ય ઉપર કોપાયમાન થાય તો એનું રક્ષણ શ્રીગુરુ નિશ્ચયપૂર્વક કરે છે. (૨૪) પરંતુ જો ગુરુ કોઈ ઉપર કોપાયમાન થાય તો તેનું રક્ષણ વિષ્ણુ કે શંકર પણ કરી શકતા નથી. (૨૫) આ સાંભળી નામધારક સિદ્ધના ચરણે પડી અને ભાવભક્તિથી હાથ જોડીને વિનવવા લાગ્યો. (૨૬) બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર એ ત્રિમૂર્તિ ગુરુ કઈ રીતે થયા એનો સંદેહ મારા મનમાં થયો છે. (૨૭) અને સાથોસાથ તમે કહો છો કે વિષ્ણુ અને રુદ્ર કોપાયમાન થાય તો ગુરુ નિશ્ચિતપણે રક્ષણ કરે છે. પણ ગુરુનો કોપ થાય તો રક્ષણ કોણ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરશે? (૨૮) આવું કોણ કહે છે? અથવા કયા શાસ્ત્રપુરાણમાં છે તેનો સંદેહ મારા મનમાં થયો છે તે દૂર કરો જેથી મારું મન દૃઢ થાય. (૨૯) આવી રીતે નામધારક સિદ્ધને વંદન કરી પૂછે છે. અને કૃપાનિધિ સંતુષ્ટ થઈને કહે છે તે સાંભળો. (૩૦) સિદ્ધમુનિ શિષ્યને કહે છે કે તેં મને પૂછ્યું છે તે વેદવાક્યની સાક્ષીથી કહું છું તે એકચિત્તે સાંભળ. (૩૧) ચારે વેદ બ્રહ્માના મુખમાંથી પ્રગટ્યા એની પાસેથી જ ૧૮ પુરાણો પ્રગટ્યાં. (૩૨) આ અઢાર પુરાણોમાં પ્રખ્યાત બ્રહ્મવાક્ય છે એવું બ્રહ્મવૈવર્તપુરાણ ત્રિભુવનમાં પ્રખ્યાત છે. (૩૩) નારાયણવિષ્ણુની મૂર્તિ એવો વ્યાસ દ્વાપરયુગના અંતે થયો હતો. એણે બ્રહ્મવાક્યનો વિસ્તાર કરી આ પૃથ્વી ઉપર પ્રકાશ ફેલાવ્યો હતો. (૩૪) એ વ્યાસ પાસેથી સમસ્ત ઋષિજનોએ આ સાંભળ્યું એ કથાનો વિસ્તાર કરીને હું કહું છું એ એકચિત્તે સાંભળ. (૩૫) ચતુર્મુખ બ્રહ્માને કળિયુગે પૂછ્યું કે ગુરુમહિમાનો વિસ્તાર કરી કહેજો એટલે બ્રહ્માજીએ કહ્યુંઃ (૩૬) એવું કહેતા નામધારકે ફરીથી સિદ્ધમુનિને નમસ્કાર કરી બંને હાથ જોડી ભાવભક્તિથી વિનંતી કરી. (૩૭) એ કહે છે કે તું સિદ્ધયોગી છે. જાણે કે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર સૂર્ય છે કે ભવસાગર તારનાર કૃપાસિંધુ મને મળ્યો છે. (૩૮) બ્રહ્મદેવે કળિયુગને વિસ્તારપૂર્વક કહ્યું એ હું તને કહું છું તે સાંભળ. (૩૯) તો હે શિષ્ય! એકચિત્તે સાંભળ. જ્યારે પ્રલય થયો હતો ત્યારે આદિમૂર્તિ (નારાયણ) વડના પાન

ઉપર શયન કરતા હતા. (૪૦) એ સમયે અવ્યક્ત મૂર્તિ નારાયણ વટપત્ર પર શયન કરતા હતા ત્યારે ચૈતન્ય ઉત્પન્ન થયું અને સૃષ્ટિની રચના કરવાનો વિચાર આવ્યો. (૪૧) સૃષ્ટિની રચના કરવાનું મનમાં આવ્યું ત્યારે તે કારણથી આદિપુરુષ નારાયણ જાગૃત થયા. (૪૨) એ વખતે આદિપુરુષ નારાયણ જાગૃત થયા અને ચૈતન્યમાંથી બુદ્ધિ ઉત્પન્ન થઈ તેથી જ નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું અને એ ત્રૈલોક્યનું રચનાધર છે. (૪૩) એ કમળમાંથી બ્રહ્માનો ઉદય થયો અને એણે ચારે દિશામાં જોયું તેથી તે ચતુર્મુખ થયા. (૪૪) એ વખતે બ્રહ્માએ કહ્યું કે સમસ્તમાં હું બળવાન છું. મારાથી અન્ય કોઈ બળવાન નથી. (૪૫) નારાયણે હસીને ગૂઢાર્થથી કહ્યું કે હું મહાવિષ્ણુ છું. મને ભજ! (૪૬) શ્રીવિષ્ણુને જોઈ બ્રહ્માએ આનંદપૂર્વક નમસ્કાર કરી અનેક કાળ સુધી (લાંબા સમય સુધી) ખૂબ સ્તુતિ કરી એ સાંભળો. (૪૭) નારાયણે સંતુષ્ટ થઈ અતિગહન આદેશ આપ્યો કે, સૃષ્ટિની રચના કર. (૪૮) બ્રહ્મા, વિષ્ણુને વિનવે છે કે સૃષ્ટિની રચના કરવા માટે મેં સૃષ્ટિ જોઈ નથી જેથી તેની રચના કઈ રીતે કરું? (૪૯) બ્રહ્માનું વચન સાંભળી મહાવિષ્ણુએ આદેશ આપ્યો કે વેદ છે તે તને આપું છું. (૫૦) સૃષ્ટિ રચવાનો તારો વિચાર છે તે સમગ્ર વેદોમાંથી પ્રકાશિત કર. (૫૧) વેદો એ સૃષ્ટિનું મૂળભૂત લક્ષણ છે અને તે દર્પણ સમાન છે. જેથી સૃષ્ટિ રચવા માટે વેદો છે. (૫૨) આ વેદમાર્ગથી હે બ્રહ્મા! સૃષ્ટિની રચના અહોરાત્રિ કર


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

એવું ઋષિકેશ કહે છે. (૫૩) સૃષ્ટિમાં પરસેવામાંથી, ઈંડામાંથી, ગર્ભમાંથી અને વનસ્પતિમાંથી જીવો ઉત્પન્ન થયા. (૫૪) વિષ્ણુના આદેશથી બ્રહ્માએ ત્રિભુવન (આકાશ, પૃથ્વી  અને પાતાળ)ની રચના કરી એવું વ્યાસ કહે છે. (૫૫) સિદ્ધ શિષ્યને કહે છે કે નારાયણવેદવ્યાસે પ્રખ્યાત ૧૮ પુરાણોનો વિસ્તાર કર્યો. (૫૬) એમાં પણ બ્રહ્મવૈવર્તપુરાણ પ્રસિદ્ધ છે. એવું સૂતમુનિ અન્ય ઋષિઓને કહે છે એ જ હું તને પુનઃ કહું છું. (૫૭) બ્રહ્મનિષ્ઠ સનકાદિ અને ઋષિઓને અને મરિચિ વગેરે ઋષિઓને બ્રહ્માએ પ્રથમ ઉત્પન્ન કર્યા. (૫૮) હે શિષ્યોત્તમ! સાંભળ. બ્રહ્માએ એ પછી દેવો અને દૈત્યોને ઉત્પન્ન કર્યા તે કથા હું વિસ્તારથી કહું છું. (૫૯) એ પછી બ્રહ્માએ કૃતયુગ (સત્યયુગ), ત્રેતાયુગ, દ્વાપર અને કલિયુગને ઉત્પન્ન કરી ભૂમિ ઉપર જવા માટે આદેશ આપ્યો. (૬૦) એ પછી બ્રહ્માએ કૃતયુગને બોલાવી આદેશ આપ્યો કે તું પૃથ્વી ઉપર જઈ તારા ગુણોનો પ્રકાશ કર. (૬૧) બ્રહ્માનું વચન સાંભળી સંતોષી કૃતયુગ આવ્યો. એનું લક્ષણ હું કહું છું તે હે શ્રોતાઓ! એકચિત્તે સાંભળો. (૬૨) સત્યયુગના લોકો હંમેશાં સત્યવાદી હતા. કેમ કે તેઓ સાચા અર્થમાં જ્ઞાની અને વૈરાગી હતા. એ સાચે જ યજ્ઞોપવીત ધારણ કરતા અને રુદ્રાક્ષમાળા હાથમાં તેમજ ગળામાં ધારણ કરતા. (૬૩) આ સ્વરૂપે કૃતયુગ એ સત્‌યુગ છે. એ બ્રહ્માને વિનવે છે કે હું ભૂમિ ઉપર કેવી રીતે જાઉં? (૬૪) આ ભૂમિ ઉપર મનુષ્યલોકમાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અસત્ય, નિંદા, અપવાદ હોય છે એ મારાથી સહન થશે નહીં. તો મારે કેવી રીતે વર્તવું એ જણાવો. (૬૫) સત્‌યુગનું આ વચન સાંભળી બ્રહ્માએ આદેશ આપ્યો કે તારે થોડા સમય માટે સત્ત્વગુણથી વર્તવું. (૬૬) જો તને આ અઘરું લાગે તો બીજા યુગોને હું પૃથ્વી ઉપર મોકલીશ. તારે સાવધાન રહેવું. (૬૭) આ રીતે સત્યયુગને કહી ત્રેતાયુગને બ્રહ્માએ પૃથ્વી પર આવવાનો આદેશ આપ્યો. (૬૮) હે શિષ્ય! ત્રેતાયુગનું લક્ષણ હું કહું છું એનું શરીર સ્થૂળ (જાડું) હશે અને હાથમાં યજ્ઞસામગ્રી ધારણ કરેલ હશે. (૬૯) આ જ કારણથી ત્રેતાયુગમાં બધા ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તી યજ્ઞ કરે છે, જે બ્રાહ્મણોનો કર્મમાર્ગ છે. (૭૦) જેના હાથમાં ધર્મનું પ્રતીક વૃષભ હશે, જે સદા ધર્મમાર્ગથી વર્તે છે એવો ત્રેતાયુગ આનંદિત થઈને બ્રહ્માજીનો આદેશ લઈને ભૂમિ ઉપર ગયો. (૭૧) આવી રીતે બ્રહ્માએ દ્વાપરયુગને બોલાવીને આદેશ આપ્યો જે શ્રોતાઓ એકચિત્તે સાંભળો. (૭૨) જેણે હાથમાં ખડ્ગ, ખટ્વાંગ, ધનુષ્ય-બાણ ધારણ કરેલાં છે તેનું લક્ષ્ય (નજર) ઉગ્ર છે છતાં પણ શાંત લાગે છે તેમજ નિષ્ઠુર છે છતાં દયાવાન છે. (૭૩) પાપ-પુણ્યને સમાન જોઈ એવા સ્વરૂપે દ્વાપરયુગ બ્રહ્માનો આદેશ લઈ આનંદથી ભૂમિ ઉપર આવ્યો. (૭૪) દ્વાપરના દિવસો પૂરા થયા પછી બ્રહ્માએ કળિયુગને બોલાવીને કહ્યું કે, તારે ત્વરિત ભૂમિ ઉપર જવું. (૭૫) કળિયુગનાં લક્ષણો જોઈએ. એ બ્રહ્માની સામે કેવી રીતે ગયો તે સાંભળો. (૭૬)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અંતઃકરણમાં વિચારહીન (અવિચારી), પિશાચ જેવો દેખાવ, મોઢું નીચું રાખીને, લથડતો હતો. (૭૭) વિવેકબુદ્ધિહીન, ક્રૂર સાથે ઝઘડાળુ, ભોગ સાથે દ્વેષ વગેરે લઈ ડાબા હાથમાં લિંગ ધરીને બ્રહ્માની સામે આવ્યો. (૭૮) પોતાની જીભ જમણા હાથમાં ધરી, ખુશ થઈ કલિ નાચતો-નાચતો પાપ-પુણ્ય સંમિશ્રિત દોષયુક્ત વાણી બોલી સામે આવ્યો. (૭૯) ચેનચાળા કરી, હસે કે રડે, મોઢું બગાડી બ્રહ્માની સામે ઊભો રહી આદેશ માગ્યો. (૮૦) આ લક્ષણો જોઈ બ્રહ્માજીને અતિગહન હાસ્ય આવ્યું અને એમણે વિનોદથી પૂછ્યું કે, તેં લિંગ અને જિહ્વા કેમ પકડ્યાં? (૮૧) કળિયુગ બ્રહ્માને કહે છે કે સમસ્ત લોકોને હું જીતીશ. પણ લિંગ અને જિહ્વાને નિયંત્રણમાં રાખનારની સામે હું હારીશ. (૮૨) કલિયુગ બ્રહ્મદેવની સામે જઈને નાચે છે તથા કહે છે કે જ્યાં જ્યાં મારું સામ્રાજ્ય છે ત્યાં-ત્યાં મારા ગુણોને પ્રકાશિત કરીશ અને હું કોઈથી ડરતો નથી. (૮૩) કળિયુગનું આ વચન સાંભળી બ્રહ્માજીએ એને ભૂમિ ઉપર જઈ પોતાના ગુણ પ્રકાશવાનું કહ્યું. (૮૪) બ્રહ્માજીને કહે છે કે મને ભૂમિ ઉપર મોકલો છો ત્યાં મારા ગુણ કેવા છે? હું કહું છું તે સ્વામી સાંભળો. (૮૫) નિદ્રા અને ઝઘડા એ મારા પ્રાણ છે અને નિરંકુશ થઈ ધર્મનો છેદ કરીશ. (૮૬) અન્યના દ્રવ્યનું હરણ કરવું, પરસ્ત્રી પર નજર બગાડનાર મારા ભાઈઓ છે. પ્રપંચી, ઈર્ષાળુ અને દંભી માણસો મારા પ્રાણસખા છે. (૮૭) બગભગતો જેવા સંન્યાસીઓ

તેમજ છળકપટ કરી પેટ ભરવાવાળા મારા પ્રાણ છે. (૮૮) અને એ જ બગભગતો મારા પ્રાણસખા છે. જે જે પુણ્યશાળી વ્યક્તિઓ હશે તે મારા દુશ્મન છે એ જાણજો. (૮૯) બ્રહ્માજી કળિયુગને કહે છે કે, તારા યુગમાં માણસનું ટૂંકું આયુષ્ય એક સો વરસ જેટલું હશે. (૯૦) પહેલાં મનુષ્ય લોકોનું આયુષ્ય વધુ હતું જેથી તેઓ લાંબા તપ, અનુષ્ઠાન અનેક વર્ષો સુધી કરતા હતા. (૯૧) લાંબા આયુષ્ય દરમ્યાન તપ અને અનુષ્ઠાનના કારણે વિવિધ કષ્ટો ભોગવી અંતે તેઓને ગતિ પ્રાપ્ત થતી. (૯૨) હવે (કળિયુગમાં) એવું નથી અને મનુષ્યને ટૂંકું આયુષ્ય હોવાથી અલ્પ સમયમાં અનુષ્ઠાન દ્વારા શીઘ્ર ગતિ મેળવે છે. (૯૩) જે લોકો બ્રહ્મજ્ઞાની છે, પુણ્યકર્તા છે તેમને તારે સહાય કરી વર્તન કરવાનું બ્રહ્મા કહે છે. (૯૪) બ્રહ્માનું વચન સાંભળી નમન કરી કળિયુગ કહે છે કે, આપે જે જનો (પુણ્યશાળી)ની વાત કરી છે તે જ મારા દુશ્મનો છે. (૯૫) જ્યાં આવા દુશ્મનો (પુણ્યશાળીઓ) હોય છે તે પૃથ્વી ઉપર હું કેવી રીતે જઉં? આ વાત સાંભળીને જ મને તેની બીક લાગે છે. તો કેવી રીતે જાઉં? (૯૬) પાંચસો ભૂમંડળો પૈકી ભરતખંડમાં પુણ્યશાળી લોકો વધુ છે. તે મને મારશે. જેથી ત્યાં કેવી રીતે જાઉં? (૯૭) કળિયુગનું આ વચન સાંભળી બ્રહ્માજીએ હસીને આદેશ આપ્યો કે કાળ (સમય)ની સાથે મળી તારે ભૂમિ ઉપર જવું. (૯૮) કાલાત્માના એવા ગુણ છે કે તે ધર્મવાસનાનું છેદન કરે છે અને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પુણ્યાત્માના અંતઃકરણમાં પાપ કરવા માટે બુદ્ધિ ઉત્પન્ન કરે છે. (૯૯) કલિ બ્રહ્માજીને કહે છે કે, ભૂમંડળ ઉપર મારા કયા કયા દુશ્મનો છે તે સાંભળો. (૧૦૦) જે લોકો મારા પ્રત્યે ઉપદ્રવ કરે છે, મને જોઈને તેઓ મનથી આનંદિત થતા નથી અને શિવ હરિનું ધ્યાન કરે છે એવા ધર્મજ્ઞ મનુષ્યો મારા દુશ્મનો છે. (૧૦૧) બીજા મારા દુશ્મનો એવા છે કે જે ગંગાતીરે નિવાસ કરે છે અને વારાણસીપુર જઈ ધર્મ કરે છે. (૧૦૨) જે લોકો પગપાળા તીર્થયાત્રા કરે છે, પુરાણો સાંભળે છે અને સદૈવ દાન કરે છે એ જ મારા દુશ્મનો જાણવા. (૧૦૩) જેના મનમાં શાંતિ હોય, જે દંભરહિત પુણ્ય કરે એવા મારા દુશ્મનો છે જેમને દેખતાં જ હું ભય પામું છું. (૧૦૪) જે લોકો નાસિકાગ્રે ધ્યાનમાં બેસીને જપ કરે છે એ લોકોને જોતાં જ મારો પ્રાણ જાય છે. (૧૦૫) જે લોકો સ્ત્રી અને પુત્ર ઉપરના પ્રેમરૂપી માયાપાશમાં બંધાયેલા ફરે છે તેમની ઉપર મારો પ્રેમ વધારે છે. (૧૦૬) જે લોકો વેદશાસ્ત્રને દોષ આપે છે, હરિ-હર વચ્ચે ભેદ જુએ છે અથવા શિવ અને વિષ્ણુને દોષ આપે છે એ મારા આપ્ત (સ્વજન) છે એવું જાણવું. (૧૦૭) જે લોકો જિતેન્દ્રિય હોય છે અને સદા હરિહરને ભજે છે, રાગ-દ્વેષ છોડી ધીરજથી રહે છે તેમને જોતાં જ હું ભય પામું છું. (૧૦૮) બ્રહ્મા કહે છે કે, તારો પ્રભાવ (તાપ) વધુ છે અને તું ભૂમિ ઉપર જઈને તારી ઈચ્છા મુજબ રહેજે. (૧૦૯) તને કોઈ અપવાદરૂપે પુણ્યવંત વ્યક્તિ મળે તેને તું સહાયરૂપ

થજે એવું બ્રહ્મા કહે છે. (૧૧૦) બ્રહ્માના આવાં વચનો સાંભળી કલિએ બંને હાથ જોડીને નમન કરી વિનંતી કરી. (૧૧૧) મારું વર્તન અને સ્વભાવ દુર્વૃત્તિ છે અને તેથી ધર્મને હું કેવી રીતે સહાય કરું એ સ્વામી કહો. (૧૧૨) કલિનું આ વચન સાંભળી બ્રહ્મા ખૂબ હસે છે અને વિસ્તાર કરીને કલિને ઉપાય કહે છે. (૧૧૩) હે કલિ! કાળ જ તને સહાય કરશે અને માર્ગ બતાવશે. (૧૧૪) જે વ્યક્તિ નિર્મળ હશે તેને તારો દુશ્મન જાણજે અને જે જનો દુર્ગુણોથી લપેટાયેલા છે તેને તારા ઈષ્ટ મિત્ર જાણજે. (૧૧૫) આ જ કારણથી પાપ અને પુણ્યમાં વિરોધ હશે અને પુણ્યશાળી વધુ હશે એ જીતશે. (૧૧૬) આ જ કારણથી અપવાદરૂપે જે નર પુણ્યવાન હશે એ જ નિશ્ચિતરૂપે તને જીતી શકશે. બીજા મોટા ભાગના તને વશ થશે. (૧૧૭) આમાં એકાદ વિવેકી પુરુષ તારો ઉપદ્રવ સહન કરશે. જે સહન નહીં કરી શકે એ તને વશ થશે. (૧૧૮) આ કળિયુગમાં જે જન તારી આ રીતની ક્રૂરતા સહન કરી રહેશે એ જ ઈશ્વર સાથે ઐક્યથી જોડાશે. (૧૧૯) બ્રહ્માનાં આ વચનો સાંભળી કળિયુગ પ્રશ્ન કરે છે કે સાધુનું અંતઃકરણ કેવું હોય એ સંક્ષેપમાં કહો. (૧૨૦) બ્રહ્માએ કલિને એકચિત્તે સાંભળવાનું કહ્યું. સિદ્ધમુનિ નામધારકને કહે છેઃ તું સાંભળ. (૧૨૧) બધા શ્રોતાઓ! તમે પણ સાંભળો કે જે નર લોભને છોડે છે, શુદ્ધ બુદ્ધિથી વર્તન કરે છે અને અંતઃકરણમાં ધૈર્ય ધરે છે એને કોઈ પણ દોષ લાગતો

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નથી. (૧૨૨) જે જન હરિહરને ભજે છે અથવા જે કાશીનિવાસી છે અને ગુરુની નિરંતર સેવા કરે છે એમને તારો (કલિનો) દોષ નહીં લાગે. (૧૨૩) જે લોકો માતા-પિતાની, બ્રાહ્મણ, ગાયત્રી, કપિલા ગાયની સેવા કરે છે એમને તારો દોષ લાગશે નહીં. (૧૨૪) જે વૈષ્ણવ અથવા શૈવ હોય, અથવા નિત્ય તુલસીની ઉપાસના કરે એમને તું હેરાન કરીશ નહીં એવી મારી આજ્ઞા છે. (૧૨૫) જે નર ગુરુસેવક હશે, અથવા પુરાણોનું શ્રવણ કરતા હશે અથવા સર્વ સાધનથી ધર્માચરણ કરતા હશે એમનાથી તું દૂર રહે. (૧૨૬) શ્રુતિ, શાસ્ત્રપરાયણ અને ગુરુની વંશપરંપરાથી સેવા કરનાર અને વિવેકથી ધર્મ કરનારથી તું દૂર રહેજે. (૧૨૭) કલિ બ્રહ્માજીને વિનવે છે કે ગુરુ એટલે શું? અને એનું સ્વરૂપ કેવું છે? એ મને વિસ્તારથી કહો. (૧૨૮) કલિનું વચન સાંભળી બ્રહ્મા કહે છે કે 'ગ'કાર એટલે સિદ્ધ જાણજે અને 'રુ' એ પાપનું દહન કરનાર, (૧૨૯) 'ઉ' કાર એટલે અવ્યક્ત વિષ્ણુ. બ્રહ્મા અને રુદ્ર નિશ્ચિતપણે ગુરુસ્વરૂપ છે. આ રીતે ત્રિતયાત્મક ગુરુનું સ્વરૂપ જાણ. એવું બ્રહ્મા કલિને કહે છે. (૧૩૦)

ગણેશો વાડગ્નિના યુક્તો વિષ્ણુના ચ સમન્વિતઃ ।
વર્ણદ્વયાત્મકો મંત્રશ્ચતુર્વર્ગફલપ્રદઃ ॥ (૧૩૧)

ગુરુ એ ગણેશસ્વરૂપ અને અગ્નિ સ્વરૂપ છે. ગુરુ એ વિષ્ણુસ્વરૂપ પણ છે. બે અક્ષરનો ગુરુ નામનો મંત્ર ચારે પ્રકારના પુરુષાર્થને આપનાર છે. (૧૩૨)

શ્લોકઃ

ગુરુઃ પિતા ગુરુર્માતા ગુરુરેવ પરઃ શિવઃ ।
શિવે રુષ્ટે ગુરુસ્તાત્રા ગુરૌ રુષ્ટે ન કશ્ચન ॥ (૧૩૩)

ગુરુ પિતા છે, ગુરુ માતા છે, ગુરુ નિશ્ચિતરૂપે શંકર છે અને જો એ ત્રિદેવ કોપાયમાન થાય તો ગુરુ ભક્તનું રક્ષણ કરે છે. પરંતુ ગુરુ કોપાયમાન થાય તો એનું રક્ષણ કોઈ કરી શકતું નથી. (૧૩૪)

ગુરુ કોઈ મનુષ્ય ઉપર કોપ કરે તો એનું રક્ષણ ઈશ્વર પણ કરી શકતો નથી. જ્યારે કોઈ મનુષ્ય ઉપર જો ઈશ્વર ક્રોધાયમાન થાય તેવા મનુષ્યનું રક્ષણ શ્રીગુરુ અવશ્ય કરે છે. (૧૩૫)

શ્લોકઃ

ગુરુર્બ્રહ્મા ગુરુર્ વિષ્ણુઃ ગુરુર્ દેવો મહેશ્વરઃ ।
ગુરુરેવ પરમ્ તત્ત્વમ્ તસ્માદ્ ગુરુમ્ ઉપાશ્રયેત્ ॥ (૧૩૬)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ગુરુ બ્રહ્મા છે તેને સત્ય જાણ, એ જ રુદ્ર અને મહાવિષ્ણુ છે. ગુરુ એ જ શ્રેષ્ઠ તત્ત્વ છે. તેથી ગુરુનો આશ્રય કરવો. (૧૩૭)

શ્લોકઃ

હરૌ પ્રસન્નેઽપિ ચ વૈષ્ણવા જનાઃ  સંપ્રાર્થયંતે ગુરુભક્તિમવ્યયામ્ ।

ગુરૌ પ્રસન્ને જગતામધીશ્વરઃ જનાર્દનસ્તુષ્યતિ સર્વ સિદ્ધિદઃ ॥ (૧૩૮)

ઈશ્વર પ્રસન્ન થાય પરંતુ તેની ઓળખ કરાવનાર ગુરુ છે અને આપણા ઉપર ગુરુ પ્રસન્ન થતાં જ ઈશ્વર આપણા પર પ્રસન્ન થાય છે, આપણને વશ થાય છે. (૧૩૯)

શ્લોકઃ

ગુરું ભજઞ્શાસ્ત્રમાર્ગાન્ પ્રવેત્તિ તીર્થં વ્રતં યોગતપાદિધર્માન્ ।

આચારવર્ણાદિવિવેક્યજ્ઞાન્ જ્ઞાનં પરં ભક્તિ વિરાગયુક્તમ્ ॥ (૧૪૦)

આ કારણથી ગુરુને શાસ્ત્રમાર્ગે ભજવા જોઈએ. કેમ કે એ તીર્થ, વ્રત, યોગ, તપશ્ચર્યા અને પ્રકાશસ્વરૂપે છે એવું જાણવું. (૧૪૧)

આચારધર્મ, વર્ણાશ્રમધર્મ, વિવેકી કર્મમાર્ગ અને ભક્તિવૈરાગ્યનો માર્ગ બતાવનાર ગુરુ છે. (૧૪૨) આટલું સાંભળીને કલિ હાથ જોડીને વિનવે છે કે ગુરુ સર્વ દેવ સ્વરૂપ કેવી રીતે થયા તે મને કહો. (૧૪૩) બ્રહ્માજી કલિને કહે છે કે તને આ બધું વિસ્તારથી કહીશ એ એકચિત્તે સાંભળજે, કેમ કે ગુરુ વિના ઉદ્ધાર નથી. (૧૪૪)

શ્લોકઃ

ગુરું વિના ન શ્રવણં ભવેત્કસ્યાપિ કસ્યચિત્ ।
વિના કર્ણેન શાસ્ત્રસ્ય શ્રવણં તત્કુતો ભવેત્ ॥ (૧૪૫)

સમસ્ત લોકોને ગુરુ વગર શાસ્ત્રોનું શ્રવણ કેવી રીતે શક્ય બને? કેમ કે તમામ મનુષ્યોને ગુરુ દ્વારા શાસ્ત્રો શ્રવણ કરાવતાં જ સમસ્ત શાસ્ત્રો સમજાય છે. (૧૪૬) શાસ્ત્ર સમજાતાં જ સંસારસાગરમાંથી તરી જઈશ તેવો નિશ્ચય કરે છે અને આ જ કારણથી ગુરુને જ્યોતિસ્વરૂપે પ્રકાશિત જાણવા. (૧૪૭) ગુરુસેવા કરતાં સર્વ રિદ્ધિ-સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થાય છે તેનું વિવરણ કરતી કથા પ્રાચીનકાળમાં થઈ ગઈ તે હું કહું છું તે સાંભળ. (૧૪૮) પહેલા ગોદાવરી નદીના તીરે અંગિરસ ઋષિનો મોટો આશ્રમ હતો જ્યાં જાત-જાતના વૃક્ષો હતા અને કસ્તુરીમૃગ વસતા હતા. (૧૪૯) આ સ્થળે બ્રહ્મર્ષિ જેવા ઋષિઓ તપ કરતા હતા, જેમાં વેદધર્મા નામના પૈલપુત્ર

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બ્રાહ્મણ તપસ્યા કરતા હતા. (૧૫૦) એને ઘણા શિષ્યો હતા જે વેદશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. તેમાં દીપક નામનો એક પ્રખ્યાત શિષ્ય હતો. (૧૫૧) આ શિષ્ય ગુરુપરાયણ હતો અને શાસ્ત્ર-પુરાણોનો અભ્યાસ કરી ગુરુસેવા કરતાં કરતાં અતિ નિપુણ થયો હતો. (૧૫૨) એક દિવસ વેદધર્માએ બધા શિષ્યોને બોલાવી પૂછ્યું હતું એ તમે બધા શ્રોતાઓ સાંભળો. (૧૫૩) શિષ્યોને બોલાવી ગુરુ કહેવા લાગ્યા કે તમને મારી ઉપર પ્રેમ હોય તો મારું વાક્ય સાંભળો. (૧૫૪) શિષ્યો ગુરુને કહે છે કે, હે સ્વામી! જે કહેશો એ અમે વિશ્વાસથી અંગીકાર કરીશું કેમ કે તું અમારો તારક છે. (૧૫૫) જે ગુરુનું વાક્ય ન સ્વીકારે તે ઘોર રૌરવ નરકમાં પડે છે અને તે નર અવિદ્યારૂપી માયાસાગરમાં ડૂબી જાય છે. (૧૫૬) તો પછી એને ગતિ કેવી રીતે મળે? એ સતત નરકમાં રચ્યોપચ્યો રહે છે. માટે ગુરુ તારણહાર છે એવું વેદપુરાણો કહે છે. (૧૫૭) શિષ્યોનું વચન સાંભળી વેદધર્મા મુનિને સંતોષ થયો અને દીપક સહિત શિષ્યોને બોલાવીને કહે છે. (૧૫૮) સમસ્ત શિષ્યો! તમે સાંભળો. અનેક જન્મોમાં કરેલા મહાપાપ મારે ભોગવવાનાં બાકી છે. (૧૫૯) અને અનુષ્ઠાન કરતાં કરતાં કેટલાક પાપોનું પ્રક્ષાલન થયું અને કેટલાક બાકી છે. એ ભોગવ્યા વગર ચાલશે નહીં એ જાણો. (૧૬૦) તપસામર્થ્યથી પાપની ઉપેક્ષા કરીએ તો પણ મોક્ષ મેળવવામાં એ પાપ નડે છે. તેથી આ ઘોર પાપને ભોગવીને નાશ

કરવો જોઈએ. (૧૬૧) આપણા દેહ દ્વારા ભોગવીએ નહીં તો પાપનો નાશ થતો નથી તેથી અમે જાતે પાપ ભોગવવાનો નિશ્ચય કરેલ છે તે જાણો. (૧૬૨) આ પાપનો નાશ કરવા માટે વારાણસીપુરી જઈશ જેનો મહિમા વિવધ શાસ્ત્રોમાં છે અને મારા દેહથી પાપ ભોગવીશ, જેથી શીઘ્રતાથી પાપ નાશ પામશે. (૧૬૩) આથી મને કાશીમાં લઈ જાવ. ત્યાં હું મારા દેહ દ્વારા જ પાપ ભોગવીશ. તે દરમ્યાન મારી સંભાળ રાખશો. (૧૬૪) આ સમસ્ત શિષ્યોમાં કોણ સમર્થ છે એનો હું અંગીકાર કરું એવું શિષ્યોને પૂછે છે. (૧૬૫) આ શિષ્યોમાં એક સંદીપક નામનો શિષ્ય જે અતિ વિવેકી છે તે ગુરુએ જોયું. (૧૬૬) દીપક શ્રીગુરુને કહે છે કે, પાપ કરતા દેહનો નાશ થાય માટે એ દુઃખનો સંગ્રહ ન કરવો અને શીઘ્ર (તરત) પ્રતિકાર કરવો. (૧૬૭) વેદધર્મા કહે છે કે મનુષ્યનો સુદઢ દેહ હોય ત્યાં સુધીમાં તીર્થ પ્રાયશ્ચિત્ત આચરીને પાપનો નાશ કરવો અને જો ના કરે તો તે વિષ (ઝેર)ની જેમ વધે છે. (૧૬૮) હું મારા જ શરીર દ્વારા પાપ ભોગવી જલદીથી પાપથી નિવૃત્ત થઈશ. એ સિવાય એમાંથી (પાપમાંથી) મુક્તિ નહીં મળે. (૧૬૯) આપણું પાપ આપણે જ ભોગવવું પડે છે. દેવ હોય કે ઋષિસ્વરૂપ હોય, અથવા મનુષ્ય, જંતુઓ વગેરેના પાપનો ભોગવ્યા વિના નાશ થાય નહીં. (૧૭૦) દીપક ગુરુને કહે છે કે આપ મને આજ્ઞા કરો. હું મારી શક્તિથી સેવા કરીશ એમાં શંકાને સ્થાન નથી એટલે આજ્ઞા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આપો. (૧૭૧) દીપકનું આ વચન સાંભળી વેદધર્મા કહે છે કે, હું અંગહીન અથવા અંધ કે પાંગળો થઈશ. (૧૭૨) ૨૧ વર્ષ સુધી તારે મને સંભાળવો પડશે. આ દૃઢ નિશ્ચય હશે તો જ મારી સેવાનો સ્વીકાર કરવો. (૧૭૩) દીપક શ્રીગુરુને કહે છે કે હું આનંદથી કુષ્ઠી થઈશ અને ૨૧ વર્ષ સુધી અંધ થઈશ અને પાપનો નાશ કરીશ. (૧૭૪) તમારા પાપનો નાશ હું નિશ્ચિતપણે કરીશ. હે સ્વામી! તરત જ આજ્ઞા કરો. એવું કહીને ચરણે પડ્યો. (૧૭૫) શિષ્યનું આ વચન સાંભળી વેદધર્મા મુનિને સંતોષ થયો અને એ પાપોનાં લક્ષણ વિસ્તાર કરીને કહે છે. (૧૭૬) પોતાનું પાપ પોતે જ ભોગવવાનું હોઈ પુત્ર અને શિષ્યોને અપાય નહીં અને એ જો પોતે ભોગવે નહીં તો પાપ નષ્ટ થાય નહીં. (૧૭૭) આ કારણથી હું મારું પાપ અને દુઃખ ભોગવીશ એટલે દીપક! તું ૨૧ વર્ષ સુધી મને સંભાળજે. (૧૭૮) જે લોકો રોગથી પીડાય છે તેના કરતા એમની સેવા કરનાર અધિક કષ્ટ પામે છે. એટલે હે દીપક! મારા કરતાં તને અધિક કષ્ટ થશે. (૧૭૯) એટલે આ કારણથી મારું પાપ હું ભોગવીશ. તારે મને કાશીપુરી લઈ જઈને મારી સંભાળ લેજે. (૧૮૦) હે શિષ્યોત્તમ! એ કાશીપુરી જઈને હું પાપથી અલગ થઈશ અને શાશ્વત પદ પ્રાપ્ત કરીશ, એ તું જાણ. (૧૮૧) દીપક ગુરુને કહે છે કે હું કાશીપુરી આપને અવશ્ય લઈ જઈશ અને ૨૧ વર્ષ સુધી તમારી સેવા કરીશ. કેમ કે તમે અમને વિશ્વનાથની (ભગવાનની) જેમ

પૂજ્ય છો. (૧૮૨) બ્રહ્મા કલિને કહે છે કે એ એક શિષ્ય એવો હતો કે તેણે ગુરુને કુષ્ઠરોગ થતાં જ કાશીપુર લઈ ગયો. (૧૮૩) ગુરુ અને શિષ્ય બંને ઉત્તર દિશામાં કંબલેશ્વર મણિકર્ણિકાઘાટ પાસે રહ્યા. (૧૮૪) મણિકર્ણિકાઘાટ ઉપર સ્નાન કરી કાશીવિશ્વનાથની પૂજા કરી ગુરુ પ્રારબ્ધભોગ ત્યાં ભોગવતા હતા. (૧૮૫) દીપક ભક્તિભાવથી સેવા કરતો હતો. ગુરુનું શરીર કુષ્ઠરોગથી જર્જર થયું હતું અને અંધ થઈ અતિ દુઃખી થયા હતા. તેવા ગુરુની સેવા દીપક અતિ ભક્તિથી કરતો હતો. (૧૮૬) ગુરુનો સંપૂર્ણ દેહ કુષ્ઠરોગયુક્ત થઈને તેમાંથી રક્ત, પરુ અને કૃમિ પડતાં હતાં અને અત્યંત દુઃખથી તેમને અપસ્માર થઈ ગયો. (૧૮૭) ગુરુને વિશ્વનાથસ્વરૂપ સમજી દીપક તેમની પૂજા કરે અને ભિક્ષા માગીને ગુરુને આપતો. (૧૮૮) લોકોને રોગ થાય તો સાધુજન હોય તો પણ ચીડાય એ રીતે એ ગુરુ વ્યાધિથી ચીડાતા હતા. (૧૮૯) એક દિવસે ભિક્ષા લાવતાં ગુરુ ક્રોધથી જમ્યા નહીં અને ઓછું લાવ્યો એમ કહી દુઃખી થઈ ભૂમિ ઉપર ઢોળી દેતા હતા. (૧૯૦) કોઈ દિવસે શિષ્ય બહુ જ અન્ન લાવે તો મિષ્ઠાન્ન લાવ્યો નથી એમ કહી ક્લેશ કરે. (૧૯૧) જાત-જાતના પકવાનો લાવતો નથી એમ કહી ક્રોધી થઈને મારે અને રહી રહીને શાકભાજી માગે. (૧૯૨) તેટલું પણ માગ્યા પછી બધું જ નાખી દઈ, વારંવાર ગુસ્સે (કોપાયમાન) થઈ ગાળો પણ આપે. (૧૯૩) કોક વખતે શિષ્યને જ્ઞાનધન ગુરુ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહે છે કે મારા લીધે તું કષ્ટ પામે છે અને તું શિષ્યોત્તમ છે. (૧૯૪) સાથોસાથ બીજી જ ક્ષણે એવું પણ કહે કે હે દુષ્ટ! તેં મને દુઃખ આપ્યું છે કે મારું માંસ, વિષ્ઠા, મૂત્ર અને પરુ વારંવાર કેમ ધોતો નથી? (૧૯૫) ફરી કહે છે કે તું ભિક્ષા લાવતો નથી અને શરીર ઉપર માખો બેસે છે એનું નિવારણ કરતો નથી અને માખો ઉડાડે તો ભિક્ષા કેમ લાવતો નથી? તેમ સંતાપ દર્શાવતા. (૧૯૬) આ જ પાપના કારણે ગુરુ વારંવાર ગુસ્સે થઈ જતા હતા. (૧૯૭) જ્યાં બહુ જ પાપ હોય છે અને ઈર્ષ્યાસહિતનું પરિણામ દૈન્ય (દરિદ્રતા) હોય છે ત્યાં કવચિત્ જ શુભ કે અશુભનો ભેદ સમજાય છે. તે પાપના પરિણામરૂપ હોય છે. (૧૯૮) પાપના પરિણામસ્વરૂપે અનેક દુઃખો અને અપસ્માર જેવા રોગો ભોગવવા પડે છે. આ બધું પાપનું પરિણામ છે. (૧૯૯) વિવિધ રોગો અનેક પ્રકારનું દુઃખ આપે છે. પરંતુ, તે સમસ્ત દુઃખ કોઢના સોળમા ભાગ જેટલું પણ નથી હોતું. આ પ્રકારે વેદધર્મા મુનિ કોઢથી પીડાતા હતા. (૨૦૦) એવી રીતે ગુરુના ગુણદોષ ધ્યાને ન લેતાં એને જ (ગુરુને જ) ઈશ્વર સમજીને શિષ્ય દીપક એકચિત્તે સેવા કરતો હતો. (૨૦૧) ગુરુ જે-જે અન્ન માગે તે શિષ્ય લાવી આપે. કેમ કે ગુરુ સાક્ષાત્ ઈશ્વર, વિષ્ણુ છે તેમ માનતો હતો. (૨૦૨) કાશી જેવું અનુપમ ક્ષેત્ર હોવા છતાં પણ શિષ્ય દીપક તીર્થયાત્રા ન કરતો કે દેવનાં દર્શને જતો ન હતો. માત્ર ગુરુસેવામાં મગ્ન રહેતો હતો. (૨૦૩)

શ્લોકઃ

न तीर्थयात्रा न च देवयात्रा, न देहयात्रा न च लोकयात्रा ।

अहर्निशं ब्रह्महरीशबुद्ध्या गुरुं प्रपन्नो नहि सेव्यमन्यत् ॥ (२०४)

દીપક પોતાના દેહની સંભાળ પણ લેતો ન હતો. ગુરુસેવામાં મગ્ન રહેતો હતો અને આ ગુરુસેવા અંગે કોઈને પણ કહેતો ન હતો. (૨૦૫) આ પ્રમાણે રાત-દિવસ ગુરુ એ જ બ્રહ્મા, વિષ્ણુ અને ત્રિપુરારી સમજી સેવા કરે છે. (૨૦૬) ગુરુ નિષ્ઠુર વચનો બોલે તો પણ મનમાં સંતોષ પામી ગુરુને જે જે જોઈએ તેવી રીતે વર્તન કરે છે. (૨૦૭) આવી રીતે વર્તન કરતા શ્રીશંકર પ્રસન્ન થયા અને સામે આવીને ઊભા રહ્યા તથા વરદાન માગવાનું કહ્યું. (૨૦૮) હે ગુરુભક્ત દીપક! તું મહાજ્ઞાની કુળદીપક છે અને તારી ભક્તિથી હું સંતોષ પામ્યો છું. એટલે હવે વરદાન માગ. (૨૦૯) દીપક ઈશ્વરને કહે છે કે હે મૃત્યુંજય શંકર! ગુરુને પૂછ્યા વગર હું વરદાન લઈશ નહીં. (૨૧૦) તેથી ગુરુ પાસે જઈ અને વિનંતી કરી કે સાક્ષાત્ વિશ્વનાથ મારી ઉપર પ્રસન્ન થઈ આવેલા છે. (૨૧૧) ગુરુજી આપની આજ્ઞા થતાં જ તમારી વ્યાધિના નિવારણ માટે શંકર ભગવાન પાસે વરદાન માગીશ અને સદાશિવ વરદાન આપશે ત્યારે તમે નિરોગી થઈ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જશો. (૨૧૨) શિષ્યનું વચન સાંભળી ગુરુ કોપથી બોલે છે કે મારી વ્યાધિ નિમિત્તે ઈશ્વરની પ્રાર્થના કરીશ નહીં. (૨૧૩) પાતક (પાપ)ને ભોગવ્યા વગર એની નિવૃત્તિ થતી નથી એ જાણજે. જન્મજન્માંતરમાં એવી અડચણો મનુષ્યને કનડે છે. એવું ધર્મશાસ્ત્ર કહે છે. (૨૧૪) જેના મનમાં મુક્તિની અપેક્ષા હોય છે એણે પાપ પ્રયત્નપૂર્વક નિઃશેષ કરવું જોઈએ. જો થોડું પણ પાપ બાકી રહે તો તે મોક્ષમાં વિઘ્ન કરે છે. (૨૧૫) ગુરુ આવી રીતે શિષ્યને કહે છે એ સાંભળી ગુરુની આજ્ઞા લઈ શિષ્ય ઈશ્વર સમક્ષ ગયો. (૨૧૬) શિષ્ય ઈશ્વરને કહે છે કે મારે વરદાન જોઈતું નથી કેમ કે ગુરુને માન્ય નથી તો કેવી રીતે લઉં? (૨૧૭) શંકર વિસ્મય પામીને નિર્વાણમંડપમાં ગયા અને સમસ્ત દેવોને બોલાવી શ્રીવિષ્ણુ સમક્ષ વૃત્તાંત કહે છે. (૨૧૮) શ્રીવિષ્ણુ શંકરને પૂછે છે કે કેવો ગુરુ! કેવો શિષ્ય! એ ક્યાં રહે છે એ મને કહો. (૨૧૯) શ્રીશંકરને આશ્ચર્ય થયું અને કહેવા લાગ્યા કે દીપક નામનો બાળક ગુરુની કેવી વિશિષ્ટ ભક્તિ કરે છે. (૨૨૦) ગોદાવરીતીરનિવાસી વેદધર્મા નામના તપસ્વી ગુરુનું આ કથાનક છે. જેની સેવા કરનાર તેમનો શિષ્યોત્તમ દીપક ઉદાત્ત ભાવથી સેવા કરે છે. (૨૨૧) આવો ગુરુભક્તિ કરનાર શિષ્ય મેં જોયો કે સાંભળ્યો નથી. તેથી મારા મનમાં એના માટે અતિ પ્રીતિ ઉત્પન્ન થાય છે. (૨૨૨) વર આપું એમ કહીને હું ગયો હતો. ગુરુની આજ્ઞા નથી એટલે એણે વર લીધો

નહીં. (વરનો સ્વીકાર કર્યો નહીં.) (૨૨૩) ભારે કષ્ટ વેઠીને ઋષિમુનિઓ અનેક (દિવ્ય સહસ્ત્ર વર્ષ) તપ કરે છે અને વર માગે છે. (૨૨૪) એવા તાપસી યોગીઓને વર આપવા માટે તમારું મન થતું નથી અને દીપકને બળજબરીથી વર આપવા છતાં પણ તે લેતો નથી. (૨૨૫) પોતાના તન અને મન ગુરુને અર્પણ કરી સાક્ષાત્ ત્રિમૂર્તિ દત્ત એ જ ગુરુ છે એવો મનમાં નિશ્ચય કરી સંતોષથી સેવા કરે છે. (૨૨૬) ગુરુ એ જ માતા-પિતા છે. ગુરુ જ પરમાત્મા છે એવો નિશ્ચય (દીપકે) કરેલ છે. (૨૨૭) એનું વર્ણન કેટલું કરું? અવિદ્યારૂપી અંધકારનો નાશ કરનાર તે દીપક જ છે. ખરેખર તો તે કુલદીપક જ કહેવાય. (તેનું નામ સાર્થક છે.) (૨૨૮) ગુરુસેવા કરતાં કરતાં તેને એવું થયું કે ગુરુ જેવું શ્રેષ્ઠ તત્ત્વ ક્યાંય નથી. જેથી તે ગુરુની ભક્તિભાવથી મનઃપૂર્વક સેવા કરતો હતો. (૨૨૯) આટલું સાંભળીને શારંગધર (શારંગ નામનું ધનુષ્ય ધારણ કરનાર) શ્રીવિષ્ણુ એ ગુરુ-શિષ્યને જોવા ગયા ત્યારે ભક્તિનો શ્રેષ્ઠ પ્રકાર જોયો. (૨૩૦) વિશ્વનાથે કહેલું તે કરતાં પણ અધિક ગુરુભક્તિ દેખાતાં શ્રીવિષ્ણુ દીપકને કહે છે. (૨૩૧) દીપકને બોલાવી શ્રીવિષ્ણુ કહે છે કે તારી ભક્તિ જોઈને હું સંતુષ્ટ થયો છું એટલે તું વર માગ. (૨૩૨) દીપક શ્રીવિષ્ણુને કહે છે કે અમારી શી ભક્તિ જોઈને વર આપવાનું કહો છો? એનાં કારણો કહો. (૨૩૩) અરણ્યવાસી તપસ્વી કરોડો વર્ષ તપ કરે છે એમને હે વિષ્ણુ! તું વર આપતો


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નથી. (૨૩૪) હું તો તને ભજતો નથી, તારું નામસ્મરણ પણ કરતો નથી અને બળજબરીથી વર માગવાનું કેમ કહો છો? (૨૩૫) દીપકનું આ વચન સાંભળી મહાવિષ્ણુ સંતોષ પામ્યા અને દીપકને વિસ્તારથી કહેવા લાગ્યા. (૨૩૬) એકાગ્ર ચિત્તથી તું ગુરુની ભક્તિ કરે છે એ જોઈને મને સંતોષ થયો છે અને ગુરુની જે ભક્તિ કરી છે એ અમારી જ ભક્તિ છે. (૨૩૭) જે નર ગુરુભક્ત હશે એ જ મારો પ્રાણ છે અને એને હું વશ થાઉં છું અને એ જે પણ વસ્તુ માગશે તે હું આપું છું. (૨૩૮) જે માતા-પિતાની સેવા કરે છે, જે સ્ત્રીઓ પતિની સેવા કરે છે એ સેવા મને મળે છે. (૨૩૯) જે એકાદ બ્રાહ્મણને યતિ, યોગેશ્વર કે તાપસી ભક્તિ કરે કે નમન કરે તે મને મળે છે. (૨૪૦) આ સાંભળી દીપક અધિક નમ્ર થયો એવું સિદ્ધમુનિ નામધારક શિષ્યને કહે છે. (૨૪૧) હે ઋષિકેશ* (વિષ્ણુ)! સાંભળો. (*ઋષિકાણાં ઈશઃ - ઈંદ્રિયોના સ્વામી.) વેદશાસ્ત્ર અને મીમાંસા આદિ શાસ્ત્રોમાં ગુરુનો અપરંપાર મહિમા વર્ણવ્યો છે. આથી મેં મારા મનમાં નિશ્ચય કર્યો છે કે ગુરુ જ બધી રીતે આપણને આપનાર છે. (૨૪૨) ગુરુથી સંપૂર્ણ જ્ઞાન પામતા કે પ્રાપ્ત થતાં ત્રિમૂર્તિ અમારે આધીન થાય છે. એટલે જ અમારા દેવ શ્રીગુરુ છે, અન્ય કોઈ નથી. (૨૪૩) સર્વ દેવ અને સર્વ તીર્થ અમારા માટે શ્રીગુરુ જ છે. તો પછી ગુરુ સિવાય બીજો કયો પરમાર્થ અમારાથી દૂર હોય? તે મને કહો. (૨૪૪) સમસ્ત યોગી કે સિદ્ધજનોને



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ગુરુ વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જો જ્ઞાન પ્રાપ્ત થાય તો એમનાથી ઈશ્વર દૂર રહી શકે? એ મને કહો. (૨૪૫) જે વર તમે આપશો એ શ્રીગુરુ સારી રીતે અમને આપે છે. આ જ કારણથી હું શ્રીગુરુને ભજું છું. (૨૪૬) મહાવિષ્ણુ સંતુષ્ટ થઈ કહે છે કે તું મારો પ્રાણ જ છે. માટે તું ધન્ય ધન્ય છે. શિષ્યોમાં તું શિરોરત્ન છે અને મારો ભોળો ભક્ત પણ છે. (૨૪૭) હવે કશું પણ માગજે તને વરદાન આપીશ. વિશ્વનાથ આવ્યા હતા અને બીજી વાર હું વિષ્ણુ આવ્યો છું. (૨૪૮) અમારું મન સંતુષ્ટ થતાં તારા મનમાં જે હોય એ વરદાન માગ. કેમ કે અમે તને વશ થયા છીએ. જે જોઈએ તે હવે આપીશું. (૨૪૯) દીપક વિષ્ણુને કહે છે કે અમને વરદાન આપવાના છો તો મનમાં ગુરુભક્તિ અધિક ને અધિક થાય એવું વરદાન આપો. (૨૫૦) ગુરુસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય એવું વરદાન સુખેથી આપો. એથી વધારે માગતો નથી એમ કહી વિષ્ણુના પગે પડ્યો. (૨૫૧) વિષ્ણુએ વરદાન આપ્યું અને સંતુષ્ટ થઈને બોલ્યા કે હે શિષ્ય શિરોમણિ! તું મારો પ્રાણસખા છે. (૨૫૨) તેં ગુરુને ઓળખી લીધા છે એટલે સાક્ષાત્ પરબ્રહ્મ પણ ઓળખી લીધા છે. હવે વધારે તું કંઈ પૂછીશ તો હું કહીશ એ એકચિત્તે સાંભળજે. (૨૫૩) ધર્મ શું છે અને અધર્મ શું છે તેનું યથાર્થ જ્ઞાન લૌકિક બુદ્ધિથી મેળવીને શ્રેષ્ઠ પ્રકારની સ્તુતિ કરજે. (૨૫૪) જે જે વખતે તું શ્રીગુરુની સ્તુતિ ભક્તિભાવથી કરીશ તેથી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અમે સંતુષ્ટ કરીશું અને એ જ અમારી પણ સ્તુતિ છે તેવું જાણજે. (૨૫૫) જે જન ભક્તિભાવથી વેદ અને વેદાંત ભાષ્ય રાત દિવસ વાંચે છે એ મને પહોંચે છે. (૨૫૬) વેદ કહે છે કે, ગુરુ જ બ્રહ્મ છે અને એ કારણથી ગુરુને ભજતાં સર્વ દેવો તને વશ થયા છે. (૨૫૭) ગુરુ એટલે બે અક્ષરોનો અમૃતનો સમુદ્ર જાણજે અને એમાં જ ડૂબી જઈને કેવો અનુભવ થાય છે એ સાંભળ. (૨૫૮) જે શિષ્યના હૃદયમાં ગુરુસ્મરણ હોય એ શિષ્ય ત્રિલોકમાં પૂજાય છે અને સદા અમૃતપાન કરે છે અને અમર થાય છે. (૨૫૯)

શ્લોકઃ

યદા મમ શિવસ્યાપિ બ્રહ્મણો બ્રાહ્મણસ્ય હિ ।
અનુગ્રહો ભવેન્નૃણાં સેવ્યતે સદ્‌ગુરુસ્તદા ॥ (૨૬૦)

શ્રીવિષ્ણુ કહે છે કે હું અથવા શ્રીઈશ્વર અથવા બ્રહ્મા જે વરદાન આપે જેની ફળપ્રાપ્તિ ગુરુ હોય છે અને ગુરુ આ જ કારણથી ત્રિમૂર્તિ કહેવાય છે. (૨૬૧)

આવું વરદાન દીપકને શ્રીવિષ્ણુએ આપ્યું એવું શ્રીબ્રહ્મા કલિને કહે છે. (૨૬૨) આ પ્રમાણે વર પ્રાપ્ત કરી દીપક શ્રીગુરુની પાસે જાય છે ત્યારે શ્રીગુરુ દીપક શિષ્યને કહે છે. (૨૬૩)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

હે કુળદીપક શિષ્ય! શ્રીવિષ્ણુએ તને શું વરદાન આપ્યું એ વિસ્તારથી મને કહે, ત્યારે જ મારું મન સ્થિર થશે. (૨૬૪) દીપક ગુરુને કહે છે કે શ્રીવિષ્ણુ પાસે મેં ગુરુભક્તિ માગી એ વરદાન શ્રીવિષ્ણુએ મને આપ્યું. (૨૬૫) દઢ અને શુદ્ધ અંતઃકરણ અને તત્પરતાપૂર્વક શ્રીગુરુની સેવા કરવી એવું વરદાન મને શ્રીવિષ્ણુએ આપ્યું. તમારા ચરણોમાં મારી દઢ ભક્તિ રહે. (૨૬૬) શ્રીગુરુને સંતોષ થયો અને તેમણે પ્રસન્ન થઈ કહ્યું કે, જીવનપર્યંત તું કાશીમાં વાસ કરજે. (૨૬૭) તારા વચનોમાં સર્વ સિદ્ધિ હશે. તારા દ્વારે નવનિધિ* રહશે અને શ્રીવિશ્વનાથ તને આધીન રહેશે. એવું શ્રીગુરુ સંતુષ્ટ થઈને બોલ્યા. (*મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ (કાચબો), મુકુંદ, કુંદ, નીલ અને ખર્વ.) (૨૬૮) જે લોકો તારું સ્મરણ કરશે એમનું કષ્ટ નિવારણ થશે અને ધનવાન થઈને રહેશે. (૨૬૯) આવી રીતે શિષ્યને કહી શ્રીગુરુ પ્રસન્ન થયા અને તત્કાલ દિવ્ય દેહ ધારણ કર્યો. (૨૭૦) શિષ્યની પરીક્ષા લેવા એ વેદધર્મા ગુરુ કુષ્ઠી થયા હતા પણ અતિ વિશેષ તપસ્વી હોવાથી એમને પાપ કેવી રીતે લાગે! (૨૭૧) લોકશિક્ષણ આપવા માટે વેદધર્મા મુનિ કાશીનગરીમાં ગયા હતા. આવો કાશીક્ષેત્રનો મહિમા છે જ્યાં નિવાસ કરવાથી હજાર જન્મોનાં પાપ નષ્ટ થાય છે. (૨૭૨) કાશીનગરમાં રહેનાર જન ધર્મ કે અધર્મ આચરે એવા નરને પણ પુનઃજન્મ નથી. (૨૭૩) સૂત, ઋષિશ્વરને કહે છે કે બ્રહ્મા આમ કલિને શિષ્ય- દીપકનું આખ્યાન

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહે છે. (૨૭૪) સિદ્ધમુનિ નામધારકને (લેખકને) કહે છે કે આ જ કારણથી મન દૃઢ થવું જોઈએ ત્યારે જ ભવસાગર તરી શકાય. આ રીતે ગુરુભક્તિ આચરવી. (૨૭૫)

શ્લોકઃ

યત્ર યત્ર દૃઢા ભક્તિર્યદા યસ્ય મહાત્મનઃ ।
તત્ર તત્ર મહાદેવઃ પ્રકાશમુપગચ્છતિ ॥ (૨૭૬)

જેની પાસે ગુરુ પ્રતિ દૃઢ ભક્તિ છે અને જે કાયા, વાચા અને મનથી ગુરુની સેવા કરે છે તે ઈશ્વરને પામે છે, ઈશ્વર એને વશ થાય છે. (૨૭૭)

ગંગાધરનો પુત્ર સરસ્વતી શ્રોતાઓને નમન કરે છે અને કહે છે કે મારી કાલીઘેલી ભાષામાં જે સિદ્ધાંત કહું છું એને સામાન્ય ન સમજતા. (૨૭૮)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શિષ્ય- દીપક આખ્યાન નામનો બીજો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૨૭૮)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ૐ ૐ ૐ ૐ ॥

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૩




અંબરિષ રાજાને દુર્વાસા ઋષિ દ્વારા અપાયેલા શાપને વિષ્ણુ ભગવાન પોતાના ઉપર લે છે.

# અધ્યાય-૩

## અંબરીષ વ્રત નિરૂપણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

એવી રીતે સિદ્ધમુનિ ગુરુકૃપા વિસ્તારથી કહેવા લાગ્યા અને નામધારકે સંતોષ પામીને વિનંતી કરીઃ (૧) હે સિદ્ધમુનિ! તમારો જય હો! જય હો! આ ભવસાગરમાં તું તારક છે અને મારા મનમાં જે સંદેહ હતો તેનું આજે તમે નિવારણ કર્યું. (૨) તમારું સર્વસ્વ મને પ્રાપ્ત થયું, આનંદરૂપી જળમાં હું ડૂબ્યો અને આજથી જ પરમાર્થ તત્ત્વ સાથે જોડાઈ ગયો. (૩) આવા શ્રીગુરુના મહિમાનું જ્ઞાન તમે આપ્યું તેથી મારું મન આનંદિત થયું. (૪) શિષ્યે પૂછ્યુંઃ તમે ક્યાં રહો છો? તમને ક્યાં મળું? એમ કહીને વિનંતી કરીને ગુરુના ચરણે પડ્યો અને કહ્યું કે હું તમારો દાસ છું. (૫) કૃપાનિધિ સિદ્ધમુનિ શિષ્યને આલિંગન આપી આશીર્વાદ આપે છે અને પોતાનો વૃત્તાંત કહે છે. (૬) જે-જે સ્થળે શ્રીગુરુ હોય છે ત્યાં નિત નવી અલૌકિક લીલા થતી રહે છે. તું મારા આહાર વિશે પૂછતો હોય તો નિત્ય ગુરુસ્મરણ એ જ મારો ખોરાક છે. (૭) શ્રીગુરુચરિત્રનો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મહિમા એ અમારા માટે અમૃતપાન છે. તેથી એનું સેવન કરીએ છીએ એવું કહીને પુસ્તક બતાવ્યું. (૮) આ શ્રીગુરુચરિત્ર સાંભળતી વખતે ભોગ, મોક્ષ અને પરમાર્થ જે જે મનમાં ઈચ્છા હોય તે તે ત્વરિત પ્રાપ્ત થાય છે અને દુઃખનું નિવારણ થાય છે. (૯) કથા સાંભળતા જ જેને ધન જોઈએ છે તેને અક્ષય ધન મળે તેમ જ પુત્ર, પૌત્ર અને ગોધન પણ મળે છે. એવી જ રીતે તત્કાલ જ્ઞાનસિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે. (૧૦) જે લોકો સાત દિવસ સુધી શ્રીગુરુચરિત્રનું પઠન ભક્તિભાવથી કરે છે કે સાંભળે છે એમના મનની ઈચ્છા તાત્કાલિક રીતે પૂરી થાય છે અને જો સંતાનવિહીન હોય તેને સંતાન પ્રાપ્ત થાય છે. (૧૧) ગ્રહરોગાદિની પીડા આ ગ્રંથના સપ્તાહ પઠન કે શ્રવણથી નાશ પામે છે અને મનુષ્ય જો કારાગૃહમાં હોય તો ત્વરિત છૂટે છે. (૧૨) સપ્તાહના શ્રવણ પઠનથી મનુષ્ય સો વર્ષનું આયુષ્ય ભોગવે છે, જ્ઞાની બને છે અને શ્રદ્ધાપૂર્વક તેનું શ્રવણ કરતા બ્રહ્મહત્યાદિનો નાશ થાય છે. (૧૩) આટલું સાંભળતા જ તે વખતે નામધારકે નમસ્કાર કરી કહ્યું કે હે કૃપાનિધિ સિદ્ધમુનિસ્વામી! મારો ઉદ્ધાર કરો. (૧૪) હે જગત્‌જ્યોતિ શ્રીગુરુમૂર્તિ! તમે મને મળ્યા છો ત્યારે મારા મનમાં શ્રીગુરુચરિત્ર સાંભળવાની વાસના (ઈચ્છા) છે તે પૂરી કરો. (૧૫) કોઈ પીડિતજન તૃષાથી પીડિત હોય અને રસ્તેથી જતો હોય તેને કોઈ અમૃત લઈને આપે એવી રીતે તું મને મળ્યો છે. (૧૬) ગુરુનો મહિમા મારે સાંભળવો છે. એટલે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જેમ રાતમાં અંધકાર હોય છે અને સૂર્યોદય થતા પ્રકાશ પ્રસરે છે એવી રીતે વિસ્તાર કરીને હે સ્વામી! કહેજો. (૧૭) એટલે પછી સિદ્ધયોગીએ અભય આપી જમણો હાથ ઝાલીને પોતાના સ્થાને શિષ્યને લઈ ગયા. (૧૮) ભીમા-અમરજાસંગમ ઉપર કળિયુગના કલ્પવૃક્ષ સમાન પીપળાના વૃક્ષ નીચે સિદ્ધમુનિ જ્ઞાન પ્રદાન કરવા બિરાજમાન થયા. (૧૯) હે નામધારક શિષ્ય! તું ગુરુસેવાના પ્રકાર જાણતો નથી. આથી તું ચિંતા અને કષ્ટ ભોગવે છે. (૨૦) શ્રીગુરુમૂર્તિને ઓળખતી વખતે આપણો આચાર શુદ્ધ હોવો જોઈએ અને દઢ ભક્તિ મનમાં ધરી પછી શ્રીગુરુને ઓળખી શકાય છે. (૨૧) સિદ્ધમુનિનું આ વચન સાંભળી નામધારકને પરમ સંતોષ થયો અને વારંવાર વંદન કરી કરુણ વાણીથી બોલ્યોઃ (૨૨) હે ગુરુજી! હું ત્રિવિધ તાપથી દાઝેલો છું. અને સંસારસાગરમાં ડૂબી ગયો છું. કામ-ક્રોધાદિ જળચરોએ મારું ભક્ષણ કરેલું છે અને અજ્ઞાનતાથી ઘેરાયેલો છું. (૨૩) જ્ઞાનરૂપી નૌકામાં મને બેસાડીને આપના કૃપારૂપી પવનની સહાયથી મને આ ભવસાગર પાર કરાવો. (૨૪) નામધારકે વિનંતી કરી શ્રીગુરુના ચરણે મસ્તક મૂક્યું જેથી સિદ્ધમુનિના મનમાં દયા-કરુણા ઉત્પન્ન થઈ. (૨૫) એ વખતે સિદ્ધમુનિએ આશ્વાસન આપી ઉઠાડીને કહ્યું કે મનમાં ચિંતા ધરતો નહીં અને તારું સંકટ હું હવે દૂર કરીશ. (૨૬) જેની પાસે દઢ ભક્તિ હોતી નથી તેને સદા દુઃખ પડે છે અને અવિદ્યારૂપી માયાથી શ્રીગુરુને દોષ

આપે છે. (૨૭) ગુરુ શું આપશે એવો મનમાં સંશય ધરીએ તો વિવિધ પ્રકારના કષ્ટો અને ચિંતા ભોગવવી પડે છે. (૨૮) સંશય છોડી દૃઢ નિશ્ચય કરીશ ત્યારે કૃપાસાગર શ્રીગુરુમૂર્તિ તને અપાર સુખ આપશે અને ક્યારેય ઉપેક્ષા નહીં કરે. (૨૯) શ્રીગુરુમૂર્તિ કૃપાસિંધુ છે અને તારા અંતઃકરણમાં પ્રવેશીને વેદાંતબોધ આપે છે. (૩૦) પૃથ્વી ઉપર એ એક જ દાતા છે અને જેવી રીતે મેઘ બધે જ વરસાદ વરસાવે છે એવી એની કૃપા સર્વત્ર વરસે છે. (૩૧) પાત્રતા પ્રમાણે એમાં જ તું જોજે કે ઊંડી ભૂમિ ઉપર પાણી સ્થિર રહે છે અને ઊંચી ભૂમિ ઉપર પાણી રહેતું નથી. (૩૨) દૃઢ ભક્તિ ઊંડી ભૂમિની જેમ છે અને ઊંચી ભક્તિ દાંભિક છે એવું માનીને મન, વચન, કર્મથી શ્રીગુરુને ભજવા. (૩૩) શ્રીગુરુનો મહિમા જ એવો છે કે એમની સેવા કરતા પ્રપંચમાં પણ પરમાર્થ પ્રાપ્ત થાય છે. (૩૪) જેથી શ્રીગુરુને કલ્પતરુની ઉપમા આપીએ તો કલ્પવૃક્ષ કલ્પના કર્યા પછી ઈચ્છાપૂર્તિ કરે છે, જ્યારે શ્રીગુરુ કામધેનુની જેમ કલ્પના કર્યા સિવાય ઈચ્છાપૂર્તિ કરે છે. (૩૫) એવા ગુરુશ્રી પરબ્રહ્મમૂર્તિ છે જેની ખ્યાતિ શ્રુતિ અને સ્મૃતિ ગાય છે ત્યારે મનમાંથી સંશય છોડી એકચિત્તથી શ્રીગુરુના ચરણકમળનું ધ્યાન કરજે. (૩૬) આટલું સાંભળીને નામધારક એક ક્ષણ બંને હાથ જોડીને નમન કરે છે અને સિદ્ધને વિનંતી કરે છેઃ (૩૭) હે સિદ્ધયોગેશ્વર શ્રીગુરુ! તું કામધેનુ અને કૃપાસાગર છે, તો આ તમારી ચરણરજનો સેવક વિનંતી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરે છે તે સાંભળો. (૩૮) સ્વામીએ બધું સમજાવ્યું તેથી મારું મન નિર્મળ થયું અને શ્રીગુરુચરિત્ર સાંભળવા માટે મને લગની લાગી છે. (૩૯) ત્રિમૂર્તિ ગુરુ મનુષ્યયોનીમાં અવતાર લઈ કેમ પ્રગટ થયા તે મને વિસ્તારથી કહો. એમ કહી શિષ્ય ગુરુને પગે લાગ્યો. (૪૦) પછી યોગીન્દ્ર કહે છે કે હે શિષ્ય, તું પૂર્ણ ચંદ્ર છે. તારી ભક્તિથી મારા બોધસમુદ્રમાં ઉત્સાહની ભરતી આવી છે. (૪૧) તને મહાસુખ પ્રાપ્ત થયું અને ગુરુસેવાનું ફળ મળ્યું અને પરબ્રહ્મનો અનુભવ આજે જ થયો. (૪૨) સકળ પૃથ્વી ઉપર હું ફરી આવ્યો. શ્રીગુરુચરિત્ર સાંભળવાની કોઈની ઈચ્છા ન હતી પરંતુ, તને આજે જ શ્રીગુરુચરિત્ર સાંભળવાની ઈચ્છા થઈ એવો આ મંગળ દિવસ છે. (૪૩) જેને એવી ઈચ્છા હોય એને આ કથા મીઠી લાગે છે. એટલે કાયા, વાચા, મનથી એકચિત્તે સાંભળજે. (૪૪) તું કેવળ શ્રીગુરુનો જ ભક્ત છે. એટલે જ આવી ઊંચી બુદ્ધિ તને થઈ ત્યારે હું કહું છું તે નિશ્ચિતરૂપે માની જાણજે કે તને ચારે પુરુષાર્થ પ્રાપ્ત થશે. (૪૫) ધન, શ્રુતિ, સ્મૃતિ સંમત સંપત્તિ, પુત્ર, પૌત્ર અને અન્ય સુખો તેમ જ આયુષ્ય પ્રાપ્ત થઈ અંતે સદ્ગતિ મળશે એવું જાણજે. (૪૬) શ્રીગુરુચરિત્ર એ કામધેનુ છે અને વેદશાસ્ત્ર સંમત છે એવો શ્રીત્રિમૂર્તિનો અવતાર થયો અને આ કલિયુગમાં માનવીયરૂપ લઈને પ્રગટ્યા. (૪૭) ભક્તજનોનો ઉદ્ધાર કરવા માટે, ભૂમિ ઉપરનો ભાર ઉતારવા માટે જ હરિહરે ગુરુનો અવતાર લીધો છે. (૪૮)

સિદ્ધમુનિનું વચન સાંભળી શિષ્ય પૂછે છે કે ત્રિમૂર્તિએ માનવીયરૂપ ધારણ કરીને અવતાર કેમ લીધો? (૪૯) એનો વિસ્તાર કરી હે સ્વામી! કૃપા કરીને કહેજો એમ કહીને ચરણે પડીને નામધારક કરુણ વચન કહેવા લાગ્યો. (૫૦) સિદ્ધ નામધારકને કહે છે કે ત્રિમૂર્તિ જ બ્રહ્માંડનું આદિકારણ છે. તે ત્રણ ગુણોથી વ્યાપ્ત છે. (૫૧) બ્રહ્માનું રજોગુણ, વિષ્ણુનું સત્ત્વગુણ અને ઉમારમણ (મહાદેવ)ના તમોગુણ આ ત્રણેની એક જ મૂર્તિ છે એવું સમજવું. (૫૨) બ્રહ્મા સૃષ્ટિની રચના કરવા માટે, વિષ્ણુ વિશ્વનું પોષણ કરવા માટે અને રુદ્રમૂર્તિ શંકર પ્રલય કરવા માટે- એવા ત્રિમૂર્તિના ત્રણ ગુણ આપણે જાણીએ છીએ. (૫૩) એકથી બીજો અલગ નથી, કાર્યકારણરૂપે અવતાર લેવામાં આવે છે અને તેથી ભૂમિનો ભાર ઓછો કરવામાં આવે છે. આ વાત પુરાણમાં પ્રખ્યાત છે. (૫૪) હવે તને કહું છું કે અંબરીશ રાજાએ દ્વાદશીવ્રતના નિમિત્તે શ્રીવિષ્ણુને અવતરિત કરાવ્યા હતા. (૫૫) અવતાર થવા માટેનું કારણ તને વિસ્તારથી કહું છું તે એકચિત્તે મનને સાવધાન કરી સાંભળજે. (૫૬) અંબરીશ રાજા દ્વાદશીવ્રત અંતર્ગત અતિથિનું પૂજા કરી સ્વાગત કરતો હતો. અને સર્વ કાળે હરિચિંતન કરી વ્રતસ્થ રહેતો હતો. (૫૭) એના આવા વ્રતનો ભંગ કરાવવા માટે દુર્વાસામુનિ અતિથિ થઈને દ્વાદશીના દિવસે પધાર્યા. (૫૮) એ દિવસે એક ઘડી બાકી હતી અને મહર્ષિ દુર્વાસા અતિથિ તરીકે પધાર્યા. તેથી અંબરીશ રાજાને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ધ્રાસકો પડ્યો કે વ્રત કેવી રીતે પૂરું થઈ શકશે? (૫૯) ઋષિ આવ્યા છે એ જોઈને અંબરીષ રાજાએ ઋષિને વંદન કરીને અર્ઘ્ય આપી ચરણકમળ પખાળ્યા અને વિવિધ ઉપચારોથી પૂજા કરી. (૬૦) અંબરીષ રાજા દુર્વાસાને વિનંતી કરે છે કે આજની દ્વાદશીની એક જ ઘડી બાકી છે. આથી તમે અનુષ્ઠાન પતાવીને જલદી ભોજન માટે પધારો. (૬૧) દુર્વાસાઋષિ નદી ઉપર ગયા અને વિધિથી વિલંબપૂર્વક અનુષ્ઠાન કર્યું. તેમાં એમને વિલંબ થતાં બારસની એક ઘડી વીતી ગઈ. (૬૨) વ્રતભંગ ન થાય તે માટે અંબરીશ રાજાએ કેવળ તીર્થ (ચરણામૃત) લઈને વ્રતના પારણાં કર્યા અને ઋષિઓ માટે વિવિધ પ્રકારના પકવાનયુક્ત રસોઈ બનાવી. (૬૩) એ જ વખતે દુર્વાસામુનિ આવ્યા અને અંબરીષ રાજાનું મુખાવલોકન કરી કહ્યું કે હે દુરાત્મા, અતિથિ વિના ભોજન કેમ કર્યું? (૬૪) ઋષિશ્વરે શાપ આપતાં જ અંબરીશે ભક્તોના રક્ષણકર્તા શારંગધર શ્રીવિષ્ણુનું સ્મરણ કર્યું અને શ્રીવિષ્ણુ ભક્તની સહાય કરવા માટે પધાર્યા. (૬૫) જે રીતે ગાય પોતાના વત્સ માટે દોડી આવે એવી રીતે ભક્તવત્સલ શ્રીનારાયણ શરણાગતનું રક્ષણ માટે દોડી આવે છે, એવો મહિમા પુરાણોમાં ગાયેલો છે. (૬૬) દુર્વાસાઋષિએ અંબરીષને શાપ આપ્યો કે તારો જન્મ વિવિધ યોનીમાં થશે. ત્યાં શ્રીવિષ્ણુ આવી પહોંચ્યા. (૬૭) દુર્વાસાઋષિનો શાપ મિથ્યા ન જાય એવું સમજી અંબરીષ રાજા ભક્તવત્સલ મહાવિષ્ણુના ચરણે પડ્યા. (૬૮)

શ્રીવિષ્ણુએ દુર્વાસાને કહ્યું કે તમે મારા ભક્તને શાપ આપ્યો છે. હું એનું રક્ષણ કરીશ. તેથી એ શાપ મને જ આપજો. (૬૯) દુર્વાસાઋષિ જ્ઞાની છે. કેવળ ઈશ્વરના અવતાર છે. એ કહે છે કે ભૂમિનો ભાર ઉતારવા વિવિધ અવતાર લો એવું આગળ કહે છે. (૭૦) દુર્વાસાએ આ જાણી કહ્યું કે લોકો પૃથ્વી ઉપર ઘણા યુગોથી તપ કરે છે તેમને હરિનાં ચરણ દુર્લભ હોય છે. (૭૧) હવે શાપના લીધે લક્ષ્મીને લઈને અવતાર ધારણ કરીને ભક્તજનોનો ઉદ્ધાર કરો. (૭૨) પરોપકારના લીધે વિષ્ણુને શાપ આપવો પડે છે, કારણ કે ભૂમિનો ભાર દૂર કરવા માટે તેઓની જરૂર છે. (૭૩) આવો વિચાર મનમાં કરી દુર્વાસા ઋષિ શ્રીવિષ્ણુને કહે છે કે ભૂમિ ઉપર જુદા જુદા સ્થાને જન્મીને અવતાર લેજો. (૭૪) એવી રીતે દસ વખત હે પૂર્ણબ્રહ્મ તું અવતાર લઈશ. કેમ કે તું તો વિશ્વાત્મા છે અને સ્થૂળ હોય કે સૂક્ષ્મ હોય, ત્યાં તું વસે છે. (૭૫) એવો શાપ દુનિયાનો પિતા અંગીકાર કરે છે, કારણ કે દુષ્ટોને સંહાર કરવો અને સજ્જનોનું રક્ષણ કરવું એ જ એમનું કર્તવ્ય છે. (૭૬) એવી રીતે અનંતરૂપી નારાયણના દશ અવતાર થયા એ કથા મહાભાગવતમાં વિસ્તારથી તે સાંભળી જ હશે. (૭૭) કોઈ પણ કાર્ય કે કારણ માટે અવતાર થાય છે. જે કવચિત્ પ્રગટ થાય છે કે કવચિત્ ગુપ્ત હોય છે. એ માત્ર બ્રહ્મજ્ઞાની જ જાણી શકે છે. તે મૂઢલોકો શું સમજે? (૭૮) હજુ તને એક રમૂજભરી વાત કહીશ. અત્રિની પત્ની

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અનસૂયા જે પતિવ્રતા શિરોમણી હતી. (૭૯) અનસૂયાના ઘરે ત્રિમૂર્તિનો અવતાર થયો અને કપટવેશ ધરીને આવેલા દેવતાઓ પણ એના પુત્ર થયા. (૮૦) નામધારક સિદ્ધને પૂછે છે કે કપટવેશથી દેવો આવ્યા પરંતુ સતીના પુત્ર કેવી રીતે થયા? તેની રમૂજી વાત કહો. (૮૧) અત્રિઋષિ પહેલાં કોણ હતા અને ક્યાંથી ઉત્પન્ન થયા? એના મૂળપુરુષ કોણ તે વિસ્તારથી મને કહો. (૮૨) સરસ્વતી ગંગાધર કહે છે કે આગળની કથાનો વિસ્તાર આનંદથી સાંભળજો. તેથી બધા જ સુખોની પ્રાપ્તિ થશે. (૮૩)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક અંબરીષના વ્રતનું નિરુપણ નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૮૩)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



# અધ્યાય-૪



**શ્રી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ (ત્રિદેવ) માતા અનસૂયા અને ઋષિ અત્રિના વાત્સલ્યભાવને માણવા બાળસ્વરૂપ ધારણ કરી જગતમાં પ્રગટ્યા.**

# અધ્યાય-૪

## ત્રિમૂર્તિ અવતાર કથન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્યની વિનંતી સાંભળી સિદ્ધ કહે છે કે તારી ભક્તિ સારી છે અને શ્રીગુરુચરણનો પ્રેમ તને પ્રાપ્ત થાવ. (૧) હે શ્રેષ્ઠ શિષ્ય! સાંભળ. તારી વાણી ધન્ય છે અને તારા પ્રશ્ન થકી આરંભ, મધ્યમાં અને અંત સુધીની સર્વ ગુરુલીલા યાદ આવે છે. (૨) તેં યોગ્ય પ્રશ્ન કર્યો છે અને તેનો જવાબ વિસ્તારથી કહું છું. અત્રિઋષિથી પૂર્વની સૃષ્ટિ-ઉત્પત્તિ અંગેનો ઈતિહાસ કહું છું. (૩) પહેલાં સૃષ્ટિ ન હતી, બધે જ જળ પ્રસરેલું હતું અને તેથી જ વેદોમાં આપો(જળ)નારાયણથી નામકરણ થયેલું છે. (૪) આપ આપોનારાયણ છો અને બધી જગ્યાએ તમારો વાસ છે અને બુદ્ધિથી પ્રપંચગુણોનો સંભવ થાય છે અને સોનાના રંગનો અંડ તમે નિર્માણ કરેલ છે. (૫) એને જ બ્રહ્માંડ કહેવામાં આવે છે. જે બ્રહ્માજીએ રજોગુણથી નિર્માણ કર્યું અને એને હિરણ્યગર્ભ તરીકે

નામ મળ્યું અને દેવોનું એક વર્ષ (મનુષ્યનું એક વર્ષ = દેવોનો એક દિવસ તે અનુસાર) પૂરું થયું (વર્ષની ગણતરી શરૂ થઈ). (૬) એક બ્રહ્માંડના બે ભાગ થયા જેમાં ૧ આકાશ અને ૧ ભૂમિ. (૭) બ્રહ્માએ ત્યાંથી ૧૪ ભુવનો અને ૧૦ દિશા, મન, વાણી, કાળ, કામ, ક્રોધાદિ વગેરેનું નિર્માણ કર્યું. (૮) આગળ જતાં સૃષ્ટિની રચના કરવા માટે ૭ માનસપુત્રોનું નિર્માણ કર્યું. એ સાતેય પુત્ર બ્રહ્મપુત્ર કહેવાય છે. એમનાં નામ કહું છું. (૯) મરીચિ, અત્રિ, અંગીરસ, પુલત્સ્ય, પુલહ, ક્રતુ અને વશિષ્ઠ એવા સાત પુત્રો થયા અર્થાત્ સમગ્ર સૃષ્ટિના કર્તા બ્રહ્માજી છે. (૧૦) હે ભાગ્યશાળી નામધારક! આ સાતપુત્રોમાંથી અત્રિ અને ત્યાંથી ગુરુપીઠ શરૂ થઈ તેવું એકચિત્તથી સાંભળ. (૧૧) અત્રિઋષિની પત્ની જેનું નામ અનસૂયા જે પતિવ્રતા શિરોમણિ છે એ જ જગદંબા છે એમ જાણ. (૧૨) એના સૌંદર્યલક્ષણનું વર્ણન કોણ કરી શકે જેનો પુત્ર ચંદ્ર છે એનું રૂપ કેવી રીતે કહું? (૧૩) એ બહુ જ પતિસેવા કરતી હતી. તેથી સમસ્ત દેવતાગણ ભય પામ્યા હતા અને મનમાં ચિંતા કરતા હતા કે આ સ્વર્ગનું ઐશ્વર્ય સતી જલદીથી લઈ લેશે. (૧૪) ઈન્દ્રસહિત બધા દેવો મળીને ત્રિમૂર્તિ પાસે જાય છે અને અત્રિઋષિના તપઆચરણ વિશે કહ્યું. (૧૫) ઈન્દ્ર કહે છે કે હે સ્વામી (ત્રિમૂર્તિ)! અનસૂયા સતી પતિવ્રતા છે જેનું આચરણ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અગમ્ય છે તેનો વિસ્તાર કરીને કેવી રીતે કહું! (૧૬) પતિની સેવા મન, વચન, કર્મ અને ભક્તિથી કરે છે, આનંદથી અતિથિ પૂજા કરે છે એના કારણે કોઈ પણ અતિથિ તેના દ્વારેથી વિમુખ થતો નથી. (૧૭) સતી અનસૂયાનું પવિત્ર આચરણ જોઈને આકાશમાં સૂર્ય ભયભીત થયો હતો અને એને ઉષ્ણતા ન લાગે એટલે મંદ-મંદ તપતો હતો. (૧૮) અગ્નિ અતિ ભયભીત થઈને શીતળ થયો હતો અને વાયુ પણ ભય પામી મંદ-મંદ વહેતો હતો. (૧૯) ભૂમિ પણ ભયભીત થઈને નમ્ર થઈ હતી અને શાપ આપશે એમ સમજીને અમે પણ (દેવો) ભયભીત થતા હતા. (૨૦) સતી અનસૂયા દેવનું કયું સ્થાન ક્યારે લેશે અને કોઈને વરદાન આપીને અમને મૃત્યુ પમાડશે? (૨૧) હે મોટા દેવ જગત્પિતા! તમે એવો કોઈ ઉપાય કરો જેથી અમારું સ્વર્ગનું રહેઠાણ સતી ખૂંચવી ન લે તે માટે અમે વિનંતી કરવા આવ્યા છીએ. (૨૨) આનો ઉપાય તમે નહીં કરો તો સતીના દ્વારે અમારે રાતદિવસ એકચિત્તથી એની સેવા કરવી પડશે. (૨૩) આ સાંભળીને ત્રિમૂર્તિને ક્રોધ આવ્યો અને કહ્યું કે "ચાલો, કેવી સતી અને કેવી પતિવ્રતા કહેવાય છે એ જોઈએ." (૨૪) "એનો વ્રતભંગ કરીને ભૂમિ ઉપર મૂકીને અથવા પાતાળમાં નાખી દઈશું." એવું કહીને ત્રિમૂર્તિ નીકળ્યા. (૨૫) સતીનું સ્થાન જોવા માટે ત્રિમૂર્તિએ ભિક્ષુકનો વેશ ધરી અતિથિ

થઈને અત્રિઋષિના આશ્રમમાં આવ્યા. (૨૬) એ વખતે અત્રિઋષિ અનુષ્ઠાન કરવા ગયા હતા અને એની પાછળ ત્રિમૂર્તિ આવ્યા અને અનસૂયાને કહ્યું કે અમે અતિથિ તરીકે આવ્યા છીએ. (૨૭) અમે બ્રાહ્મણો ભૂખથી બહુ પીડાયા છીએ તેથી હે સતી! અન્ન આપજે. નહીં તો અમે બીજી જગ્યાએ જઈશું. (૨૮) તમારા આશ્રમમાં અભ્યાગતની સેવા થાય છે એવી વિખ્યાત કીર્તિ અમે સાંભળી છે અને તેથી હે અનસૂયા! અમે આવ્યા છીએ. (૨૯) તમે ઈચ્છાભોજનનું દાન કરો છો એવું અમે સાંભળ્યું છે અને તેથી જ ઈચ્છાભોજન માગવા માટે આવ્યા છીએ. (૩૦) આટલું સાંભળી અનસૂયાએ અતિ વિનયથી નમન કર્યું, બેસવા આસન આપ્યું અને એમના ચરણ ધોયા. (૩૧) અર્ઘ્ય આપીને, ચરણ પખાળીને ગંધાક્ષત પુષ્પથી પૂજા કરી અને હર્ષથી કહ્યું કે અવશ્ય ભોજન કરજો. (૩૨) અતિથિ એ વખતે કહે છે કે અમે નાહીધોઈને આવ્યા છીએ અને અત્રિઋષિ આવતા ઘણો સમય થશે આથી અમને તરત ભોજન આપો. (૩૩) અતિથિની ઈચ્છા જોઈને પતિવ્રતાએ શું કર્યું? આસન આપી બેસાડ્યા. (૩૪) બાજોઠ (પાટલા) ઉપર બેસાડીને પાત્રોમાં ઘી પીરસ્યું અને શાક લઈ સતી અનસૂયા આવી. (૩૫) એને ત્રિમૂર્તિ કહે છે કે હે નારી, અમે દૂરથી અતિથિ તરીકે આવ્યા છીએ અને તારું સુંદર રૂપ જોઈને મનમાં

તીવ્ર ઈચ્છા થાય છે. (૩૬) માટે નગ્ન થઈને અમને અન્ન પીરસો (અથવા) જો તું ના પાડે તો અમે અહીંથી બીજે જતા રહીએ. (૩૭) અતિથિના વચન સાંભળી અનસૂયા ચિંતન કરે છે કે આ બ્રાહ્મણો મારું મન જોવા આવ્યા છે. એ અવતારી પુરુષ હોવા જોઈએ. (૩૮) પતિવ્રતા શિરોમણી અનસૂયા મનમાં વિચાર કરે છે કે અતિથિ વિમુખ થઈને જશે તો મારા તપની હાનિ થશે અને મારા પતિની આજ્ઞાનું ઉલ્લંઘન થશે. (૩૯) મારું મન જો નિર્મળ હશે અને મારા પતિના તપનું ફળ મારી સહાય અર્થે પાછળ હશે તો દુષ્ટ કામદેવ પણ મને શું કરશે? પતિનું તપ મને તારશે. (૪૦) એવી રીતે મનમાં વિચારી તેણે કહ્યું કે તમારી ઈચ્છા હું પૂરી કરીશ. શાંત ચિત્તે ભોજન કરો. હું નગ્ન થઈને પીરસીશ. (૪૧) રસોડામાં જઈને પતિના ચરણનું ચિંતન કરીને નગ્ન થઈ અને કહ્યું કે આ અતિથિ મારા બાળકો છે. (૪૨) નગ્ન (વાસનારૂપી વસ્ત્રનો ત્યાગ કરીને) થયેલી સતી અન્નોદક લઈને આવે છે ત્યારે એ અતિથિ બાળકો થયા અને સતીની આગળ આળોટવા લાગ્યા. (૪૩) બાળકોને જોઈ અનસૂયા મનમાં ભયચકિત થઈ ફરીથી વસ્ત્રો પહેરી એ બાળકો પાસે આવી. (૪૪) ત્રણે બાળકો રુદન કરતા હતા અને અનસૂયા વખતોવખત એમને વારંવાર છાના રાખે છે અને ભૂખ લાગી છે એવું સમજી તેમને ખોળામાં લીધા. (૪૫) હવે

બાળકોને ખોળામાં લઈ સતી સ્તનપાન કરાવતી હતી અને એકને મૂકીને બીજાની ક્ષુધાનું નિવારણ કરતી હતી. (૪૬) જુઓ કેવી આશ્ચર્યચકિત ઘટના બની! ત્રિમૂર્તિના બાળકો થયા અને સ્તનપાનથી જ એમની ભૂખનું નિવારણ થયું એવું પતિવ્રતાનું તપફળ છે. (૪૭) જેના ઉદર (પેટ)માં ૧૪ ભુવન, ૭ સમુદ્રના પેટમાં રહેલો વડવાગ્નિ (સમુદ્રના તળિયે રહેલો અગ્નિ) હોય છે એની ભૂખનું નિવારણ પતિવ્રતા સ્તનપાનથી જ કરે છે. (૪૮) ચતુર્મુખ બ્રહ્માજી, રાત-દિવસ સૃષ્ટિની રચના કરે છે એની ક્ષુધાનું નિવારણ સ્તનપાનથી કેવી રીતે થયું? (૪૯) કપાળમાં નેત્રવાળા અને ગોરા રંગના, પંચમુખી શંકર જે કાળાગ્નિ રુદ્ર છે એને અનસૂયા સ્તનપાન કરાવે છે. એવી અનસૂયા અને એના પતિ અત્રિઋષિ ખરેખર તપસ્વી છે. (૫૦) અત્રિઋષિની પત્ની અનસૂયા કેવી હતી એ કોઈએ સાંભળેલું નહીં અને ત્રિમૂર્તિની માતા થતા જ ત્રિભુવનમાં એની કીર્તિ પ્રસરી. (૫૧) બાળકોને કેડમાં લઈ રમાડે છે અને પારણા કે ઘોડિયામાં હીંચકા નાખી ઝૂલાવતા ઝૂલાવતા હાલરડાં ગાય છે. (૫૨) ઉપનિષદનો ગહન અર્થ સમજાવનારા વિવિધ હાલરડાઓ અતિ ઉલ્લાસમાં આવીને વિવિધ રાગોથી ગાઈને બાળકોને સંભળાવતી હતી. (૫૩) આવું થતા જ મધ્યાહ્નકાળ થયો અને નિર્મળ મનવાળા અત્રિઋષિ પોતાના આશ્રમમાં

પધાર્યા. (૫૪) ઘરમાં આવીને જુએ છે કે અનસૂયા હાલરડા ગાઈ રહી છે ત્યારે અત્રિઋષિએ પૂછ્યું કે આ બાળકો કોના છે? (૫૫) અનસૂયાએ સમગ્ર વૃત્તાંત કહ્યો અને ઋષિએ પોતે જ્ઞાનથી જોયું અને સમજયા કે આ ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જ છે અને તેમણે નમસ્કાર કર્યા. (૫૬) અત્રિઋષિને નમસ્કાર કરતા જોયા અને વિષ્ણુ, શંકર અને બ્રહ્માજીને આનંદ થયો અને તે સમયે તે પ્રસન્ન થયા. (૫૭) ઘોડિયામાં બાળકો રહ્યા અને નિજસ્વરૂપે અત્રિઋષિ અને અનસૂયા સમક્ષ ત્રણ દેવતાઓ પ્રગટ થયા અને અત્રિઋષિને ધન્યવાદ આપ્યા. (૫૮) ત્રણે દેવતાઓએ કહ્યું તારી ભક્તિથી અમે પ્રસન્ન થયા છીએ. જે ઈચ્છા હોય તેવું વરદાન માગવાનું કહ્યું. અત્રિઋષિ સતી અનસૂયાને કહેવા લાગ્યા કે જે તારા મનમાં છે એ હવે માગી લે. (૫૯) અનસૂયા અત્રિઋષિને કહે છે કે તમે જ મારા પ્રાણેશ્વર છો અને તમારી ભક્તિના લીધે દેવતાઓ પધાર્યા છે. હવે તમે જ પુત્ર માગો. (૬૦) ત્રણે બાળકો અમારા ઘરે અમારા પુત્રની જેમ રહે એ જ મારે માગવું છે અને ત્રિમૂર્તિ એકસ્વરૂપે હોવા જોઈએ. (૬૧) આ વચન સાંભળીને ત્રણે દેવોએ વરદાન આપ્યું અને કહ્યું કે બાળકો બાળસ્વરૂપમાં રહેશે. અને દેવતાઓ પોતાના સ્થાને જતા રહ્યા. (૬૨) ત્રિમૂર્તિ બાળસ્વરૂપે સતી અનસૂયાના ઘરે રહ્યા અને અનસૂયા એમનું પોતાના

બાળકોની જેમ પોષણ કરવા લાગી અને પ્રેમથી નામો આપ્યાં એ સાંભળો. (૬૩) અનસૂયાએ ત્રણે પુત્રોનાં નામ એવી રીતે આપ્યાં કે બ્રહ્માજીના અંશ ચંદ્ર થયા, વિષ્ણુમૂર્તિ દત્ત કહેવાયા અને શંકરને દુર્વાસા નામ આપ્યું. (૬૪) દુર્વાસા અને ચંદ્ર માતાની સામે ઊભા રહીને પોતાના સ્થાને તપ કરવા જવાની આજ્ઞા માગે છે. (૬૫) દુર્વાસા કહે છે કે હે જનની! અમે અનુષ્ઠાન કરવાવાળા ઋષિઓ  છીએ અને તીર્થયાત્રા કરવા જઈશું એમ કહીને આજ્ઞા લીધી. (૬૬) ચંદ્ર કહે છે કે હે માતા! મને ત્વરિત આજ્ઞા આપો. કેમ કે અમારો વાસ ચંદ્રમંડળમાં છે. ત્યાંથી તારાં ચરણોનું નિત્ય દર્શન થશે. (૬૭) ત્રીજા વિષ્ણુના અંશ થકી પ્રગટેલા દત્તાત્રેય તમારી સાથે રહેશે. (૬૮) ત્રૈમૂર્તિ એ જ દત્ત જાણજે. સર્વ જગત વિષ્ણુમય છે તેવા શ્રીવિષ્ણુમૂર્તિ દત્તાત્રેય તમારી સાથે રહેશે. (૬૯) આમ, ત્રિમૂર્તિનું ઐક્ય થઈ દત્તાત્રેય પોતે રહ્યા જ્યારે દુર્વાસા અને ચંદ્ર આજ્ઞા લઈને પોતાના સ્થાને ગયા. (૭૦) અનસૂયાના ઘરે ત્રૈમૂર્તિ એકાકાર થઈને દત્તાત્રેય નામથી રહ્યા એ જ શ્રીગુરુની મૂળ પીઠ છે. (૭૧) એવી રીતે સિદ્ધમુનિ નામધારકને કથા કહે છે તે સાંભળી સંતોષ કરીને નામધારક સિદ્ધમુનિને પૂછે છેઃ (૭૨) હે સિદ્ધ યોગેશ્વર! ભક્તજનોનો આધાર! તારો જય હો, જય હો. તું મનોહર છે, સંસારસાગરમાંથી તારનારો છે અને જ્ઞાનમૂર્તિ કૃપાસિંધુ છે. (૭૩) તારા પ્રસાદથી મને જ્ઞાન પ્રાપ્ત થયું. હે યોગીરાજ! તું અમારો તારક છે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તેથી મારી વિનંતી સાંભળ. (૭૪) તમે દત્તાત્રેયના અવતાર વિશે પૂર્વથી કહ્યું. હવે મને કહો કે આગલા અવતાર કેવી રીતે થયા! (૭૫) આ બાળકને વિસ્તારથી અને પ્રેમથી કહો કે શ્રીગુરુમૂર્તિના અવતાર કેવી રીતે થયા એ ક્રમશઃ સમજાવો. (૭૬) સરસ્વતી ગંગાધર કહે છે કે આગળની મનોહર કથાનો વિસ્તાર સાંભળતા પ્રસન્નતા થશે અને સકળ સુખ પ્રાપ્ત થશે. (૭૭)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ત્રિમૂર્તિ અવતાર નામનો ચોથો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૭૭)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની બીજી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"અત્ર્યનસૂયા કરી નિમિત્ત, પ્રગટ્યો જગકારણ નિશ્ચિત."**

# અધ્યાય-૫



દર્શશ્રાદ્ધના દિવસે શ્રી દત્ત ભગવાન અતિથિવેશ લઈને સતી સુમતિના દ્વારે ભિક્ષા લેવા આવે છે.

# અધ્યાય-૫

## દત્તાત્રેય શ્રીપાદ અવતાર કથન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક ભક્તને સિદ્ધમુનિ વિસ્તારથી કહે છે કે ભક્તજનોનું તારણ કરવા માટે મનુષ્ય અવતાર (શ્રીદત્ત) થયા. (૧) હે નામધારક ભક્ત! સાંભળ. અંબરીષ રાજાના કારણથી વિષ્ણુએ મનુષ્યના વિવિધ રૂપ લઈને અવતારોનો સ્વીકાર કર્યો. (૨) મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ અને વામનરૂપી ભિક્ષુક થઈ બ્રાહ્મણ અને ક્ષત્રિય કુળમાં અવતાર લીધા. (૩) દશરથના કુળમાં જન્મ લઈ રઘુરામનો અવતાર લીધો અને રાજા થઈને ફરીથી ગોવાળના ઘરે પશુઓના (ગાય)ના રખેવાળ તરીકે રહ્યા. (અર્થાત્ કૃષ્ણ.) (૪) વસ્ત્રો ત્યાગીને નગ્ન થઈ બુદ્ધનો અવતાર લીધો અને ભવિષ્યમાં ઘોડા ઉપર બેઠેલા કલ્કી અવતાર ધારણ કરશે. (૫) સજ્જનોને તારનાર તેમજ દુષ્ટોના સંહાર માટે ભગવાન ઋષિકેશે જુદા-જુદા અવતાર ધારણ કર્યા. (૬) દ્વાપરયુગ પછી

કળિયુગ આવ્યો ત્યારે બ્રાહ્મણ કુળમાં પણ અજ્ઞાની લોકો આચારહીન થઈ વધવા લાગ્યા એ કલિયુગનો મહિમા કહેવાય. (૭) ભક્તજનોના રક્ષણ માટે શ્રીગુરુનાથે અવતાર લીધો અને સગરપુત્રોના કારણે ભગીરથ રાજા ગંગાનદીને પૃથ્વી ઉપર લાવ્યા. (૮) તેવી જ રીતે એક બ્રાહ્મણસ્ત્રીએ શ્રીવિષ્ણુ/દત્તની આરાધના કરી તે જ બ્રાહ્મણસ્ત્રીના ઉદરે દત્ત ભગવાને પુનઃ અવતાર લીધો. આવી આશ્ચર્યજનક લીલા સાંભળ. (૯) આપળરાજ નામનો એક બ્રાહ્મણ જે ઉત્તમ વંશનો અને આપસ્તંબ શાખાનો પીઠાપુર નામના પૂર્વ દેશમાં હતો. (૧૦) એની પત્નીનું નામ સુમતિ હતું. જે આચારથી પતિવ્રતા હતી, અતિથિ કે અભ્યાગતની ભક્તિભાવે પૂજા કરતી હતી. (૧૧) એવી રીતે એક સમયે એકાગ્રતાથી પતિસેવા અને અતિથિપૂજા કાયમ કરતી હતી. (૧૨) આવી રીતે એક દિવસ શ્રીદત્ત ભગવાન અતિથિ વેશ લઈને પધાર્યા. એ દિવસે એ બ્રાહ્મણને ત્યાં અમાવાસ્યાનું શ્રાદ્ધ હતું. (૧૩) એ દિવસે બ્રાહ્મણો ઘરે જમ્યા ન હતા અને એ નારીએ દત્તાત્રેયને ભિક્ષા અર્પણ કરી ત્યાં જ દત્તાત્રેય ભગવાને પ્રગટ થઈને તેને સાક્ષાત્કાર આપી પ્રસન્નતાથી દર્શન આપ્યાં. (૧૪) ત્રિમૂર્તિનું રૂપ લઈને પોતાનું અતિ ગહન સ્વરૂપ દેખાડ્યું ત્યાં પતિવ્રતાએ એમના ચરણે પડીને મનોભાવથી નમન કર્યું. (૧૫) દત્તાત્રેય એ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પતિવ્રતાને કહે છે કે હે માતા! તારા મનમાં જે ઈચ્છા હોય તે માગ અને એ ઈચ્છા તરત પૂરી થશે. (૧૬) શ્રીદત્ત ભગવાનનું વચન સાંભળી બ્રાહ્મણસ્ત્રીએ મનમાં વિચાર્યું ને હાથ જોડીને વિનંતી કરવા લાગીઃ (૧૭) હે દત્તાત્રેય! જગન્નાથ! તારો જય જયકાર થાવ. તું વિશ્વકર્તા અને તારક છે. મારા મનમાં જે ઈચ્છા છે તે પૂર્ણ કર. (૧૮) તું જીવમાત્ર ઉપર કૃપા કરે છે. વેદો અને પુરાણોમાં તારો મહિમા ગાયો છે. હું તારી કીર્તિનું વર્ણન હે ભક્તવત્સલ કૃપાનિધિ! કેવી રીતે કરું? (૧૯) તારું વચન કદી મિથ્યા હોતું નથી. તેં ભક્ત ધ્રુવને અચળ પદ આપ્યું તેમ જ લંકાદ્વીપમાં વિભીષણને તેં રાજ્ય આપ્યું. (૨૦) ચૌદે ભુવનના ભક્તજનોનો તું આધાર થવા માટે અવતાર ધારણ કરે છે. આવો તારો મહિમા છે. (૨૧) હે કૃપાસિંધુ ભગવાન! મારા મનમાં જે ઈચ્છા છે એ સિવાય અન્ય હું બોલતી નથી તો એવું વરદાન આપો. (૨૨) હે અનાથના તારક નારાયણ! મારા મનની ઈચ્છા તું પૂરી કરજે એમ કહી સુમતી ચરણે પડી. (૨૩) એનું કરુણ વચન સાંભળી ત્રિમૂર્તિને સંતોષ થયો અને એના હાથ ગ્રહીને આશ્વાસન આપ્યું અને કહ્યું કે હે જનની! વરદાન માગ. (૨૪) ત્યારે પતિવ્રતા કહે છે કે હે સ્વામી! તમે મને જનની કહ્યું એ બોલને સત્ય કરો. (૨૫) મને ઘણા પુત્રો થયા. એ જીવ્યા નહીં. એમાંથી જે રહ્યા છે એ આંધળા




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અને પાંગળા છે. (૨૬) આમાંથી કોઈ યોગ્ય થયું નહીં કેમ કે એ મૂર્ખ પ્રાણીઓ છે અને એમનામાં કોઈ ગુણ નથી. તો પુત્ર વગર જન્મ શું કામનો? (૨૭) મને એવો પુત્ર થાય જે જ્ઞાનવંત, જગદ્વંધ, પરમપુરુષ હોય અને દેવ જેવો હોય. (૨૮) એનું વચન સાંભળી ત્રિમૂર્તિ દત્ત પ્રસન્ન થયા અને આગળ જતાં ભક્તજનોને તારવા માટે કારણરૂપ થયા. (૨૯) ત્રિમૂર્તિ એને કહે છે કે તને તપસ્વી પુત્ર થશે અને તારા વંશનો ઉદ્ધાર કરશે અને આ કલિયુગમાં પ્રસિદ્ધ થશે. (૩૦) તમે એની આજ્ઞામાં રહેશો કેમ કે એ તમારી સાથે રહેશે નહીં અને જ્ઞાનમાર્ગમાં અતિશય બળવાન હશે અને તમારી ગરીબાઈ દૂર કરશે. (૩૧) આટલું કહીને ગુરુમૂર્તિ અદશ્ય થયા એ જોઈ બ્રાહ્મણસ્ત્રી મનમાં વિસ્મય કરે છે. (૩૨) વિસ્મય કરીને ઘરમાં જાય છે અને પતિને સમગ્ર હકીકત કહે છે તેથી બંનેને હર્ષ થયો અને કહેવા લાગ્યા કે દત્તાત્રેય આપણી ઉપર કૃપા કરશે. પુત્રસ્વરૂપે કૃપા કરશે. (૩૩) શ્રીદત્તાત્રેય મધ્યાહ્ન સમયે અતિથિસ્વરૂપે ભક્તોના ઘેર ભિક્ષા લેવા આવે છે એને વિમુખ થઈને જવા દેવા નહીં અને ભિક્ષા અવશ્ય આપવી જોઈએ. (૩૪) માહૂર અને કોલ્હાપુર (કરવીર) ક્ષેત્રમાં શ્રીદત્તાત્રેયનો વાસ છે. એમાંય ખાસ કરીને પાંચાળેશ્વરનગરમાં (મહારાષ્ટ્રમાં માણગાંવ પાસે) પણ દત્ત ભગવાનનો નિવાસ હોય છે. (૩૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જુદા-જુદા ભિક્ષુક કે અતિથિવેશમાં શ્રીદત્તાત્રેય વિહાર કરે છે જેથી મને પૂછ્યા વગર પણ મધ્યાહ્નમાં ભિક્ષુકને ભિક્ષા અવશ્ય આપજે. (૩૬) બ્રાહ્મણસ્ત્રી પતિને કહે છે કે આજે મેં તમને પૂછ્યા વગર બ્રાહ્મણ જમ્યા પહેલા અતિથિને ભિક્ષા આપી છે. (૩૭) સતીના આ બોલ સાંભળી વિપ્રને સંતોષ થયો અને કહ્યું કે હે પતિવ્રતે! તેં સારું કર્યું. કેમ કે હવે મારા પિતૃઓ તૃપ્ત થયા. (૩૮) પિતૃઓના ઉદ્દેશથી કરવામાં આવતું કર્મ શ્રીવિષ્ણુને સમર્પણ કરવું એવી શાસ્ત્રાજ્ઞા છે. જયારે આપણા ઘેર તો વિષ્ણુઅવતાર દત્ત ભગવાને પોતે આવીને ભિક્ષા સ્વીકારી. (૩૯) વિષ્ણુસ્વરૂપ દત્તને ભિક્ષા આપવાથી સમસ્ત સ્વર્ગસ્થ પિતૃઓ તૃપ્ત થયા. કારણ કે ત્રૈમૂર્તિ અવતાર દત્ત એ વિષ્ણુના જ અવતાર છે. (૪૦) તારા માતા-પિતા ધન્ય થયા અને જે વરદાન તને મળ્યું છે તે મુજબ તને પુત્ર થશે; મનમાં કોઈ ચિંતા રાખીશ નહીં. (૪૧) બ્રાહ્મણસ્ત્રીને હર્ષ થયો અને બંને જણ મનમાં નિશ્ચિંત થયા. સમય જતા તે બ્રાહ્મણસ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો. (૪૨) આવી રીતે નવ માસ થતા તે એક શુભ દિવસે પ્રસૂતા થઈ અને બ્રાહ્મણે સ્નાન કરી જાતકર્મ કર્યું. (૪૩) સમસ્ત બ્રાહ્મણોને ભેગા કરી બાળકનું જાતક કર્મ કર્યું. જયોતિષીએ જાતક વર્તાવતાં કહ્યું કે આ બાળક મહાન તપસ્વી, દીક્ષા આપનાર જગદ્ગુરુ થશે. (૪૪) આ સાંભળીને માતા-પિતા કહેવા લાગ્યા કે આ અમારો કુળઉદ્ધારક છે અને આવું વરદાન અમને દત્ત ભગવાને આપ્યું છે. (૪૫)

ભક્તજનોના ઉદ્ધારક ત્રિમૂર્તિ દત્ત ભગવાન હોવાથી બ્રાહ્મણે બાળકનું નામ શ્રીપાદ (જેમના ચરણોમાં **શ્રી** એટલે લક્ષ્મી છે અથવા જે ચરણોની ઉપાસનાથી શ્રી (સંપત્તિ) પ્રાપ્ત થાય છે. આથી તેઓ **શ્રીપાદ** કહેવાયા.) પાડ્યું. (૪૬) કહ્યા મુજબ એ બ્રાહ્મણના ઘરે સાત વર્ષ સુધી રહ્યા પછી યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરી ઉત્તમ દ્વિજ થયા. (૪૭) યજ્ઞોપવીત ધારણ કરતાની સાથે એ બાલબ્રહ્મચારી ચારે વેદ, મીમાંસા, તર્ક વગેરે વિસ્તારથી બોલવા લાગ્યો. (૪૮) આ સાંભળી ગામલોકો અતિ વિસ્મય પામ્યા અને આપસમાં બોલવા લાગ્યા કે આ મહાન અવતાર છે. (૪૯) આચાર, વ્યવહાર, પ્રાયશ્ચિત્ત, વેદાંતભાષ્ય, વેદાર્થ વગેરેની બ્રાહ્મણો સાથે શ્રીપાદ ચર્ચા કરવા લાગ્યો. (૫૦) આવી રીતે રહેતાં ૧૬ વર્ષ પૂરા થયા ત્યારે માતા-પિતાએ વિવાહ કરવા માટે કહ્યું. (૫૧) પુત્રની સાથે વાત કરતા કહ્યું કે હે બાળક! તારે વિવાહ કરવો જોઈએ. ત્યારે જ શ્રીપાદ કહેવા લાગ્યા કે મારી ઈચ્છા સાંભળો. (૫૨) મારો વિવાહ તમે કરશો તો વૈરાગ્યસ્ત્રી જ મારા માટે યોગ્ય પત્ની છે. આ જ મારી ઈચ્છા છે. (૫૩) આ સ્ત્રી સિવાય અન્ય સુંદર નારી લાવી પરણું એ અમારા માટે માતા સમાન છે. (૫૪) હું તાપસી બ્રહ્મચારી છું અને યોગશ્રી સિવાય અન્ય નારી અમને જોઈશે નહીં. અમારા આ બોલ નિશ્ચિત છે. મારું નામ શ્રીપાદવલ્લભ છે. (૫૫) શ્રીપાદશ્રીવલ્લભ એવું નામ ત્રિમૂર્તિને મળ્યું અને પછી પિતાને કહે છે

કે હવે હું “ઉત્તરપંથે” (ઉત્તર ભારત) જઈશ. (૫૬) આમ પુત્રનું વચન સાંભળી પિતાને યાદ આવ્યું કે પહેલા ભિક્ષુકે જે કહ્યું હતું એ જ વચનો સત્ય થઈ રહ્યા છે. (૫૭) હવે શ્રીપાદના વચનો ન સ્વીકારીએ તો આપણે વિઘ્નો (આપત્તિ)નો સામનો કરવો પડશે. આથી માતા-પિતા વિચાર કરવા લાગ્યા કે (૫૮) આને પુત્ર ન કહેવાય. જે અવતારી પુરુષ તપસ્વી છે અને એના મનમાં જે હશે તે જ કરશે. (૫૯) જનક-જનની નિશ્ચય કરીને પુત્રને કહે છે કે અમારા મનમાં આશા હતી કે તું અમારી સંભાળ કરીશ. ભવિષ્યમાં તું અમારું ભરણપોષણ અને રક્ષણ કરીશ. (૬૦) આવા વિચારોથી મનમાં વ્યાકુળ થઈ આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા અને પુત્રસ્નેહના કારણે માતાને મૂર્છા આવી. (૬૧) માતાનું દુઃખ જોઈ પરમ પુરુષે સંબોધન કર્યું, અશ્રુ લૂછ્યાં અને પોતાના કરકમળથી માતાને ઊઠાડી. (૬૨) હે માતા! ચિંતા કરીશ નહીં. જે તારી ઈચ્છા હશે એ હું આપીશ. તેથી ચિત્ત દૃઢ કરીને સુખેથી રહેજે. (૬૩) માતા કહેઃ હે બાળક! તારા માટે અમે અંતઃકરણમાં દુઃખ ભૂલી જઈએ છીએ. હવે ઘડપણમાં તું અમારું રક્ષણ કરજે અને દૈન્યનું નિવારણ કરજે. (૬૪) મને બે પુત્રો છે. એમને પગ, નેત્ર નથી. એમનું પોષણ કેવી રીતે કરીએ? અમારું ભવિષ્યમાં રક્ષણ કોણ કરશે? (૬૫) માતાનાં આ વચન સાંભળી શ્રીપાદે અમૃતદૃષ્ટિથી બંને ભાઈઓનું અવલોકન કર્યું અને ત્યાં જ અંધ ભાઈ દૃષ્ટિવાન થયો અને પાંગળો ચાલવા

લાગ્યો. (૬૬) જે રીતે પારસમણિના સ્પર્શથી લોખંડ સુવર્ણ થાય છે એ રીતે મહાત્માની દૃષ્ટિથી એ પુત્રોને તરત જ યોગ્યતા આવી. (૬૭) શ્રીપાદની કૃપાથી બંને ભાઈઓ વેદશાસ્ત્ર અને વ્યાકરણાદિ શાસ્ત્રો બોલવા લાગ્યા અને બંને ભાઈઓ શ્રીપાદના ચરણે નમન કરી કૃતાર્થ થયા. (૬૮) એ જ વખતે શ્રીપાદે પ્રસન્ન થઈને તરત જ વરદાન આપ્યું કે તમે પુત્ર, પૌત્ર અને સંપત્તિ સાથે લાંબા સમય સુધી આનંદમાં રહેશો. (૬૯) જનક અને જનનીની સેવા કરવાથી આલોકમાં મહાજ્ઞાન અને સુખ પ્રાપ્ત કરશો અને આ ભવમાં સુખ મેળવી અંતે મુક્તિ મેળવશો એ નિશ્ચિત છે. (૭૦) આ રીતે ભાઈઓને સંબોધન કરી માતાને કહ્યું કે, બંને પુત્રોને જોઈને તમને સુખ પ્રાપ્ત થશે. (૭૧) બંને પુત્રો શતાયુષી થશે. આવો નિર્ધાર મનમાં રાખજો. એમને કન્યા અને પુત્ર થશે. અને તમે પણ પુત્રો અને પૌત્રોને જોશો. (૭૨) આમના ઘરે અખંડ લક્ષ્મીનો વાસ થશે અને વંશપરંપરાગત તેમની કીર્તિ ચોમેર ફેલાશે અને વેદશાસ્ત્રમાં સંપન્ન થશે. (૭૩) હવે અમારી અવજ્ઞા કરશો નહીં અને હે માતા! અમને વિદાય આપો. અમારે ઉત્તરભારતમાં જવું છે ત્યાં સાધુઓને દીક્ષા આપવી છે. (૭૪) માતા-પિતાને આવું કહીને શ્રીપાદ ત્યાં જ અદશ્ય થયા અને તરત જ કાશીક્ષેત્રે પહોંચ્યા જ્યાં તેઓ ગુપ્તરૂપથી રહેતા હતા. (૭૫) ત્યાંથી શ્રીગુરુ હિમાલય પર્વત ઉપર બદરિકાશ્રમમાં ગયા. ત્યાં વિશિષ્ટ હેતુને માટે ઈશ્વરે મનુષ્ય અવતાર

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ધારણ કરનાર નારાયણને મળવા ગયા. (૭૬) યોગ્ય સાધકોને દીક્ષા આપવા માટે શ્રીપાદપ્રભુ વિવિધ તીર્થોની યાત્રા કરતા હતા. મનોવેગથી ગોકર્ણ તીર્થ ઉપર પધાર્યા. (૭૭) સિદ્ધના આ વચન સાંભળી નામધારક વિનંતી કરે છે એ સમસ્ત શ્રોતાઓ સાંભળો એવું સરસ્વતી ગંગાધર કહે છે. (૭૮)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક દત્તાત્રેય-શ્રીપાદ અવતારનું કથન નામનો પાંચમો અધ્યાય સમાપ્ત. (ઓવી-૭૮)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૧૯મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"જોઈ દ્વિજસ્ત્રી કેરો સ્નેહ, થયો પુત્ર તું નિઃસંદેહ."**

# અધ્યાય-૬



**રાવણને પ્રાપ્ત થયેલું શિવલિંગ બટુકવેષે ગણપતિ ગોકર્ણ મહાબળેશ્વરમાં સ્થાપિત કરે છે.**

# અધ્યાય-૬

## ગોકર્ણ મહિમા- મહાબળેશ્વર લિંગસ્થાપન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને કહેછે કે, અંધકારમાં હે સ્વામી! તું જ્યોતિ છે અને અમારા ઉપર પ્રકાશ ફેલાવેલ છે અને આ રીતે તું આદિ-અનંત ગુરુપીઠ છે. (૧) પોતે ત્રિમૂર્તિ અવતાર થઈને તીર્થયાત્રા શા માટે કરે છે? અને ગોકર્ણક્ષેત્રમાં એવું વિશેષ શું છે કે ત્યાં શ્રીગુરુ ગયા? (૨) આમ તીર્થક્ષેત્રો અનંત છે એ છોડી દત્તાત્રેય અવતાર શ્રીપાદશ્રીવલ્લભ ગોકર્ણક્ષેત્રે કેવી રીતે આવ્યા? (૩) નામધારક પ્રેમપૂર્વક ચરણોમાં પડે છે અને કહે છે કે હે સ્વામી! આ બધું વિસ્તારથી અમને કહેજો. (૪) નામધારકનાં આ વચન સાંભળી સિદ્ધને સંતોષ થયો અને વિસ્તારથી શ્રીગુરુચરિત્ર કહે છે એ સાંભળો. (૫) હે શિષ્યશિરોમણિ! તેં જે પૂછ્યું છે તેથી મારા અંતઃકરણમાં સંતોષ થયો છે અને તેથી હું શ્રીગુરુચરિત્ર કહું છું. (૬) તને શ્રીગુરુચરિત્ર કહેતા અમોને સહજ લાભ થયો છે. આથી શ્રીગુરુચરિત્ર કથન કરવા અમને પણ વિશેષ ઉત્કંઠા થાય છે. (૭) ત્રિમૂર્તિ

દત્તાત્રેય ભગવાન શ્રીપાદશ્રીવલ્લભનો અવતાર લઈને તીર્થાટન કરતા કરતા ગોકર્ણતીર્થ ઉપર કેવી રીતે આવ્યા તે તું અમને પૂછે છે. (૮) શિષ્યને પ્રત્યુત્તર આપતા શ્રીગુરુ કહે છે કે શ્રીદત્તાત્રેય ભગવાન પણ વિવિધ તીર્થક્ષેત્રમાં વિચરણ કરે છે અને ભક્તના હિત માટે ઉપદેશ આપી દીક્ષા આપે છે. (૯) ગોકર્ણ એ શ્રીશંકર ભગવાનનું સ્થળ છે અને દત્તાત્રેય ભગવાન શિવસ્વરૂપ પણ હોવાથી પોતાનું સ્થાન જાણી ગોકર્ણ ઉપર પ્રીતિ રાખી ત્યાં વસે છે. (૧૦) ગોકર્ણનું માહાત્મ્ય અનુપમ છે. સિદ્ધ કહે છે કે હે નામધારક શિષ્ય! એકચિત્ત કરીને સાંભળજે. (૧૧) એ તીર્થનો આદિથી અંત સુધીનો અનુપમ મહિમા તને વિસ્તારથી કહીશ. તે સ્થળે અસંખ્ય ભક્તોને વરદાન પ્રાપ્ત થયેલાં છે તે તું ધ્યાનપૂર્વક સાંભળ. (૧૨) મહાબળેશ્વરનું સ્વયંભૂ શિવલિંગ છે તેની કથા વિશેષ છે. એની પ્રતિષ્ઠા લંબોદર ગણપતિએ કરેલી છે. (૧૩) શિષ્ય સિદ્ધમુનિને કહે છે કે તીર્થમહિમા કેવો છે અને ગણપતિએ શિવલિંગની પ્રતિષ્ઠા કેવી રીતે કરી છે તે વિસ્તારથી મને કહો. (૧૪) એવી રીતે શિષ્યની વિનંતી સાંભળી સિદ્ધમુનિને બહુ સંતોષ થયો અને તે મહાબળેશ્વર લિંગનું ચરિત્ર કહેવા લાગ્યા. (૧૫) પુલસ્ત્ય બ્રાહ્મણની પત્ની જેનું નામ કૈકસી હતું, જેને ઈશ્વરભક્તિ અતિ પ્રિય હતી અને સર્વ કાળ શિવપૂજા કરતી હતી. (૧૬) રોજ શિવલિંગ પૂજન કરે, પૂજા કર્યા વગર ભોજન ન કરે. એવી રીતે કર્મ કરતાં


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરતાં એક દિવસે પૂજા માટે શિવલિંગ ન મળ્યું. (૧૭) વ્રતભંગ થશે એવું માનીને એણે માટીનું શિવલિંગ બનાવી ભક્તિપૂર્વક સંતુષ્ટ થઈ પૂજા કરી. (૧૮) એટલામાં તેનો અતિ ક્રૂર પુત્ર દશાનન રાવણ માતાનાં દર્શન કરવા માટે આવી ચડ્યો. (૧૯) માતાને નમન કરીને પૂછ્યું કે આ શું કરે છે? ત્યારે એણે વિસ્તારથી કહ્યું કે માટીનું લિંગ કરી પૂજા કરું છું. (૨૦) રાવણ માતાને કહે છે કે તું મારી માતા કહેવાય છે અને પૂજામાં માટીનું લિંગ પૂજે છે? આ તો આપણું દુર્ભાગ્ય કહેવાય! (૨૧) પછી રાવણ પૂછે છે કે આ પૂજાનું શું ફળ મળે છે? જેના જવાબમાં કૈકસીમાતા પુત્રને કહે છે કે કૈલાસપદ મળે છે. (૨૨) રાવણ એની માતાને કહે છે કે કૈલાસ તારી પાસે લાવી આપું તો કેવું રહેશે! અને જો એમ હોય તો આ વ્યર્થ શ્રમ (મૃણમય શિવલિંગપૂજન) શા માટે કરે છે? (૨૩) પછી રાવણ માતાને કહે છે કે તરત જ ઉમાપતિ મહાદેવને કૈલાસ સાથે લંકામાં લઈ આવીશ. (૨૪) પછી સ્વસ્થ ચિત્તે પૂજા કરજે. માટીનું શિવલિંગ શા માટે? એમ કહી નિશાચર રાવણ મનોવેગથી ત્વરિત નીકળી ગયો. (૨૫) રાવણ તરત જ શિવપુરમાં પહોંચી ગયો અને શુભ્રપર્વતને ક્રોધથી વીસ બાહુબળે હચમચાવવા લાગ્યો. (૨૬) રાવણે હાલતુંડોલતું કૈલાસભુવન ઉખેડીને દસે માથા ઉપર ટેકવીને ઊંચકીશ એવું આનંદથી કહે છે. (૨૭) પર્વતને મસ્તક ઉપર મૂકી હાથને જંઘાનો ટેકો લઈ ઊભો થયો એ વખતે સાત પાતાળ હચમચી

ગયા. (૨૮) એ વખતે શેષનાગની ફેણ ધ્રૂજવા લાગી અને કૂર્મ (કાચબો) ભયચકિત થયો અને તેવી જ રીતે સમસ્ત દેવગણ અને અમરપુર નગરી પણ કાંપવા લાગ્યા. (૨૯) રાવણની આવી ચેષ્ટાથી સત્યલોક પણ કાંપવા લાગ્યું. વિષ્ણુલોક આદિ સ્વર્ગલોક ધ્રૂજવા લાગ્યા અને મેરુપર્વત પણ ક્યારે ગબડી પડશે અને પ્રલય થશે એવી ભીતિ ઉત્પન્ન થઈ. (૩૦) કૈલાસના દેવગણ ભયભીત થયા તેમ જ સાક્ષાત્ ગિરીજા ભયચકિત થઈ શિવ પાસે ગઈ. (૩૧) પાર્વતી શિવને વિનવે છે કે કૈલાસને શું થયું? શિવલોક હાલકડોલક થયું છે અને તે પડશે તેવું લાગે છે. (૩૨) નગરમાં ભારે આતંક થયો છે અને તમે શાંતચિત્તે બેસી રહ્યા છો? હવે ત્વરિત પ્રતિકાર કરો એવું કહી પાર્વતી ચરણે પડી. (૩૩) ઈશ્વર ગિરીજા (પાર્વતી)ને કહે છે કે, મનમાં ચિંતા રાખવી નહીં, કેમ કે મારો ભક્ત રાવણ ભક્તિથી રમી રહ્યો છે. (૩૪) આવા વચન સાંભળી ગિરીજા (પાર્વતી) શિવને વિનવે છે કે હે શૂલપાણિ! રક્ષણ કરો. સમગ્ર દેવગણનું પણ રક્ષણ કરો. (૩૫) ઉમાની વિનંતી સાંભળી શિવજીએ ડાબા હાથ વડે રાવણના દસ મસ્તક અને વીસ હાથને પર્વત નીચે દબાવી દીધા. (૩૬) ચગદાયેલા રાવણને બહુ કષ્ટ થયું. શિવ-શિવ એવા શબ્દો ઉચ્ચારીને સ્તોત્ર કરવા લાગ્યો અને શરણાગતનું રક્ષણ કરો એવું કહેવા લાગ્યો. (૩૭) હે પિનાકપાણિ! રક્ષણ કર. હે જગતનું રક્ષણ કરનાર શ્રેષ્ઠ! હું તારા શરણે આવ્યો છું. એવા ભક્તને મરણ

કેવી રીતે? (૩૮) ચક્રવર્તી રાવણની વિનંતી સાંભળીને ભોળા શ્રીશંકર ભગવાને કૃપા કરી દબાવેલો ડાબો હાથ પાછો લઈ લીધો. (૩૯) શિવજીની દાબમાંથી મુક્ત થઈ પોતાનું શિરચ્છેદ કરી આંતરડા કાઢી લંકેશ્વર રાવણ તેનું તંતુવાદ્ય બનાવી શિવજીના અપાર સ્તોત્રનું ગાન કરવા લાગ્યો. (૪૦) પછી એક સામટા અનેક વેદ વર્ણક્રમથી વિસ્તાર કરી સામવેદનું વિવિધ રાગો સહિત ગાયન કરવા લાગ્યો. (૪૧) રાવણ ગણ, રસ અને સ્વરથી પુનઃ ગાયન કરવા લાગ્યો. તે ગણ, રસ અને સ્વરના વિખ્યાત નામ હું વિસ્તારથી સમજાવું છું તે એકચિત્તે સાંભળજે. (૪૨) આઠે ગણ પ્રખ્યાત છે જેનો ઉચ્ચાર લંકાનાથ રાવણ કરે છે. 'મ' ગણ બ્રાહ્મણ છે અને 'ન' ગણ ક્ષત્રિય છે. (૪૩) 'ભ' ગણ વૈશ્ય છે અને 'ય' ગણ શુદ્ર વંશનો છે તેમ જ 'જ' ગણ દૈત્યકુળનો છે. 'ર' ગણ પ્રેત અને રાક્ષસગણ 'ત' છે. (૪૪) 'સ' ગણ તુરંગ (ઘોડા)રૂપે છે. આમ, આઠે ગણ સાંભળજે જે લંકાપતિ રાવણ ગાય છે. (૪૫) સંગીતના નવ રસ છે. તે નવ રસ સહિત રાવણે તેનું ગાન શરૂ કર્યું છે. (૪૬) (૧) શ્રૃંગાર (૨) હાસ્ય (૩) શાંત (૪) રૌદ્ર (૫) વીર (૬) કરુણ (૭) અદ્‌ભુત (૮) ભયાનક (૯) બિભત્સ જેવા રસોથી રાવણ ગાયન કરી રહ્યો છે અને ધ્યાનપૂર્વક વિધિથી સપ્તસ્વરમાં વીણા વગાડે છે. (૪૭) જેનો વાસ જંબુદ્વીપમાં છે એવા ષડ્જ (સા) સ્વર સાંભળ. એ સ્વર કંઠમાંથી ઉત્પન્ન થાય છે. તેવા મધુર


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

સ્વરે રાવણ ગાય છે. (૪૮) શ્રૃંગાર રસનો જન્મ ઉત્તમજાતમાં દેવકુળના બ્રહ્મવંશમાં થયો. જેનો વર્ણ પદ્મપત્ર (કમળપત્ર) જેવો છે અને અગ્નિ એનો દેવતા છે. (૪૯) બીજો સ્વર ઋષભ (રે) છે. જેનો જન્મ લક્ષદ્વીપમાં થયો છે અને એની ઉપજ હૃદયસ્થાનથી છે. અને ચાષ નામના પક્ષીના અવાજ જેવું ઋષિકુળ એનું છે. (૫૦) અદ્‌ભુત રસનો ક્ષત્રિયવંશમાં જન્મ થયો છે. પીળાશ પડતો લાલ (પિંજર) તેનો વર્ણ છે. આનો દેવતા યમ છે. (સંગીતરત્નાકર ગ્રંથાનુસાર તેનો દેવતા બ્રહ્મા છે.) એવા અદ્‌ભુત રસસહિત વીણા વગાડી રાવણે શિવજીની સ્તુતિ કરી. (૫૧) ત્રીજો સ્વર ગાંધાર (ગ)નો છે જે લંકાધીશ ગાઈ રહ્યો છે. તેનો વાસ કુશદ્વીપમાં છે અને નાસિકાસ્થાન છે. (૫૨) અદ્‌ભત રસનો અજા (બકરી જેવો) સ્વર છે અને દેવકુળના વૈશ્ય વંશમાં તેનો જન્મ થયો છે. જેની કાંતિ સુવર્ણવર્ણની છે અને ચંદ્ર દેવતા છે. (૫૩) મધ્યમ સ્વર ચોથા સ્વરનું નામ (મ) છે. જેનો વાસ ક્રૌંચદ્વીપમાં છે. આ સ્વરના આલાપથી રાવણે સ્તુતિ કરી. જે ઉરસ્થાનથી ઉચ્ચારાય છે. (૫૪) કરુણરસનું ગિર્વાણ (દેવ)કુળ છે અને સરસ કુંદ (સફેદ) વર્ણનો છે. કરુણરસની દેવતા લક્ષ્મી છે. અને કરુણરસયુક્ત ગાનથી લંકાધીશે શિવજીની સ્તુતિ કરી. (૫૫) પાંચમા સ્વર 'પંચમ' (પ)નો જન્મ કંઠમાંથી થાય છે અને એનો સ્વર કોયલ જેવો છે. (૫૬) હાસ્યરસનો દેવતા ગણનાથ છે. તેનો જન્મ પિતૃવંશમાં છે અને વર્ણ

કૃષ્ણ વર્ણ છે. (૫૭) છઠ્ઠા ધૈવત સ્વર (ધ)નો જન્મ શ્વેતદ્વીપમાં થયો છે અને ઉદ્‌ભવ સ્થાન લલાટ છે. દેડકાના જેવા સ્વર (અવાજ)થી આલાપ થાય છે. (૫૮) ઉત્તમ ઋષિકુળમાં ધૈવત સ્વરનો જન્મ થયો છે અને જેનો પીતવર્ણ છે અને નારદ ગણેશદેવ છે. (૫૯) એવા ધૈવત સ્વરયુક્ત બિભત્સરસથી અતિ ઉલ્લાસમાં આવીને ભક્તિથી લંકાનાથ રાવણ શિવ પ્રતિ ગાયન કરે છે. (૬૦) સાતમા નિષાદ સ્વરૂપ (નિ)નો જન્મ પુષ્કરદ્વીપમાં છે અને તેની ઉત્પત્તિ તાલવ્યથી છે અને હાથી જેવા પહાડી રાગે રાવણે શિવજીની સ્તુતિ કરી. (૬૧) વૈશ્યકુળમાં ભયાનક રસનો અસુરવંશ છે અને ગુલાબી વર્ણ છે. તુંબર ઋષિ અને સૂર્ય દેવતા છે. (૬૨) ભયાનક રસ સહિત વ્યાકુળ થઈ સપ્તસુરમાં લંકાનાથ ગાયન કરે છે. (૬૩) રાગ સાથે રાગિણીથી સામવેદનું ગાયન કરે છે અને શ્રીરાગ તેમજ વસંતથી રાવણ આલાપ કરે છે. (૬૪) ભૈરવ, પંચમ વગેરે રાગના વિનિયોગ સહિત મેઘરાગથી ગાયન કરીને નટનારાયણનું ગાયન કરી લંકાનાથે શિવજીની સ્તુતિ કરી. (૬૫) ગૌડી, કોલ્હાડી, આંધાળી, માલકૌંસ, દેવ-ગાંધાર, આનંદલિળી જેવા દ્રાવિડ રાગથી લંકાનાથ ગાયન કરે છે. (૬૬) ધનાશ્રીયા, વરાડી, રામક્રિયા, મંજરી, ગૌડકી, દેશાક્ષી, હારિસી રાગમાં લંકેશ્વર ગાયન કરે છે. (૬૭) ભૈરવી, ગુર્જરી સહિત વેળાવલી લલિત રાગ તેમજ કર્ણાટકી હંસયુક્ત (હંસ, બળહંસ, સુહંસિકા, રક્તહંસ, હંસધ્વનિ) રાગનું દશશિર રાવણ

ગાયન કરે છે. (૬૮) ત્રોટકી, મોટકી, ટંકાક્ષી (ટક કૌશિક, ટકસૈંધવ, ટંકી), સુધાનાટીકા (સુધામચી = મેઘરાગની સ્નૂષા), સૈંધવી માલવી (માલાશ્રી)નું લંકાનાથ રાવણ ગાયન કરે છે. (૬૯) બંગાલી રાગ, સોરઠી, કામબોધ (કામભોગ, કામોદ, કામબોધ), મધુમાધવી અને દેવક્રિયા ભૂપાલી રાગથી દશાનન ગાયન કરે છે. (૭૦) રાગ વલ્લભ, માધુરી, રાવેરી, હર્ષી, વિહંગદાત્રી, ચંડી, વસવીયાદી રાગથી (૭૧) પોતાનું શિર કાપી કરકમળનું યંત્ર કરી તંતુ કાઢી રાવણેશ્વર ગાય છે. (૭૨) સમય સમય પર આલાપ કરી પ્રાતઃકાળમાં અષ્ટ રાગથી રાવણ પોતે ગાયન કરે છે. (૭૩) રાવણ મધ્યમ રાગ વેળાવલી (બિલાવલ), દેસાખ્ય, ભૈરવી, ભોયાળી, મલ્હાર, ધનાશ્રી અને બંગાળી રાગ પ્રાતઃકાળે ગાય છે. (૭૪) બરાડી, લલિતા, ગુર્જરી, ગૌડક્રી, આહીરી, કૌશિક રાગનાં ગાયનો રાવણ મધ્યાહ્ન સમયે ગાય છે. (૭૫) કુંરજી, તોડી, માલાશ્રીયા, દેશાખ્ય, ઇત્યાદિ. (પંચમ સ્વરયુક્ત) રાગ અપરાહ્ન ત્રીજા પ્રહરે રાવણ અતિ હર્ષથી શિવની સામે ગાય છે. (૭૬) ચોથો પ્રહર થતા ગૌડીયા, રામકલી (રામકેરી), શ્રીરાગ, દેવક્રી, પટમંજરી, વસંતઋતુના (ગવાતા) રાગો ગાય છે. (૭૭) એવી રીતે છત્રીસ રાગથી ગાયન કરી સામવેદી રાગોથી રાવણે શિવજીની સ્તુતિ કરી. (૭૮) સામવેદના નિચોડસ્વરૂપના ઉપર દર્શાવેલ ૩૬ રાગોથી રાવણે ચંદ્રમૌલિની ભક્તિ કરી. રાવણની ભક્તિથી પ્રસન્ન થઈ ઈશ્વર ત્વરિત નિજરૂપથી, હર્ષાન્વિત થઈ રાવણની સામે પ્રગટ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

થયા. (૭૯) પાંચ મુખવાળા ત્રિનેત્રધારી શંકર ભગવાન રાવણ સામે પ્રગટ થઈ સંતોષથી વરદાન માગ એવું કહે છે. (૮૦) શિવને રાવણ કહે છે કે તારી પાસે શું માગું? લક્ષ્મી તો મારા ઘરની દાસી છે અને અષ્ટસિદ્ધિ*, નવનિધિ મારા દ્વારે ઊભી રહે છે. (*અષ્ટસિદ્ધિ- (૧) અણિમા (૨) મહિમા (૩) ગરિમા (૪) લઘિમા (૫) પ્રાપ્તિ (૬) પ્રાકામ્ય (૭) ઈશિતા (૮) વશિતા.) (૮૧) બ્રહ્મા મારો જ્યોતિષી છે અને તેત્રીસ કરોડ દેવો, સૂર્ય, ચંદ્ર, વરુણ વાયુ વગેરે સારી રીતે પ્રેમથી મારી સેવા કરે છે. (૮૨) અગ્નિ મારી સારી રીતે સેવા કરે છે અને વરુણ મારા વસ્ત્રો ધૂએ છે. તેમજ યમરાજ મારો આજ્ઞાંકિત છે અને મારી આજ્ઞા વિના કોઈના પણ પ્રાણ હરતો નથી. (૮૩) ઈન્દ્રને પરાજિત કરનાર ઈન્દ્રજિત મારો પુત્ર છે. કુંભકર્ણ જેવો ભાઈ અને મારું સ્થાન સુરક્ષિત સમુદ્ર છે. અને મારા ઘરે કામધેનુ છે. (૮૪) ૬ કરોડ વર્ષનું મારું આયુષ્ય છે. આથી મારા સમાન બીજો કોઈ દીર્ઘાયુષી નથી. આથી હું કૈલાસ લંકામાં લઈ જવા માટે અહીં આવ્યો છું. (૮૫) મારી માતાનું વ્રત છે કે તમારી નિત્ય પૂજા કરવી. હે કૃપામૂર્તિ દાતા! આ મનોરથ પૂર્ણ કરશો. (૮૬) ઈશ્વર રાવણને કહે છે કે પૂજા કરવાની ઈચ્છા હોય તો કૈલાસ લઈ જઈને શું કરીશ? તને હું મારું પ્રાણલિંગ જ આપું છું. (૮૭) મનની જે જે ઈચ્છા હશે તે પ્રાણલિંગની ભક્તિથી પૂરી થશે કેમ કે એમાં મારો પ્રાણ છે એમ કહીને શિવજીએ રાવણને

પ્રાણલિંગ આપ્યું. (૮૮) ત્રણે કાળ પૂજા કરો, અષ્ટોત્તર શત જપ કરો તેમ જ એકચિત્તથી રુદ્રાભિષેક કરીને પૂજા કરજો. (૮૯) ત્રણ વર્ષ સુધી તું આ પ્રમાણે પૂજા કરીશ તો તું મારા સ્વરૂપને પ્રાપ્ત કરીશ અને જે જે મનમાં ઈચ્છા કરીશ એ તરત જ પૂરી થશે. (૯૦) આ લિંગ જેની પાસે હશે એને કદી પણ મૃત્યુ નહીં હોય. માત્ર રોજે રોજ દર્શનથી દોષ જશે. (૯૧) લિંગને ભૂમિ ઉપર મૂકીશ નહીં અને જ્યારે તારા નગરમાં જઈશ ત્યારે ત્રણ વર્ષ પૂજા કરજે એટલે તું ઈશ્વર સમાન થઈશ. (૯૨) લંકેશ્વરને વરદાન પ્રાપ્ત થયું એટલે કપૂર જેવા વર્ણના શિવજીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને શિવના આશીર્વાદ લઈ રાવણ ત્વરિત લંકા જવા નીકળ્યો. (૯૩) આ હકીકતની જાણ થતાં ઋષિશ્વર નારદ ત્યાંથી ત્વરિત નીકળ્યા અને અમરાપુરીમાં ઈન્દ્રભુવનમાં ગયા. (૯૪) નારદ ઈન્દ્રને કહે છે કે સ્વસ્થ ચિત્તથી શું બેઠો છે? શંકર ભગવાને રાવણને અમરત્વ આપ્યું છે અને આ તમારી લક્ષ્મી પણ રાવણ લઈ જશે. (૯૫) લંકેશ્વર રાવણ ચિરાયુ થયો છે અને કપૂરગૌર શિવે પ્રાણલિંગ આપ્યું છે અને વરદાન આપ્યું છે કે તું ઈશ્વર થઈશ. (૯૬) ત્રણ વર્ષ સુધી આ પ્રાણલિંગની પૂજા કર્યા પછી તને મારું સ્વરૂપ પ્રાપ્ત થશે અને તારી નગરી કૈલાસ કહેવાશે. તને ક્યારે પણ મૃત્યુ આવશે નહીં. (૯૭) એવું વરદાન પ્રાપ્ત કરી રાવણ સંતોષથી ગયો. તેત્રીસ કરોડ દેવ હવે રાવણપાશની પીડાથી કેવી રીતે મુક્ત થશે? (૯૮)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તમે ત્વરિત જશો, લંકાનાથની સેવા કરશો અને ઉર્વશી, રંભા, મેનકાને રાવણને ભેટ આપવા લઈ જજો. (૯૯) એવું વચન સાંભળી ઈન્દ્ર ભય પામ્યો અને હાથ જોડીને નારદને વિનંતી કરે છે કે હવે શું કરીએ? (૧૦૦) નારદ ઈન્દ્રને કહે છે કે તમે બ્રહ્માજી પાસે જાવ, એ જ આનો ત્વરિત ઉપાય કરશે. (૧૦૧) ઈન્દ્ર નારદ સાથે બ્રહ્મલોકમાં ગયા અને બ્રહ્માજીને વિસ્તારથી વૃત્તાંત કહ્યો. (૧૦૨) બ્રહ્મદેવ ઈન્દ્રને કહે છે કે તમે ત્વરિત વૈકુંઠમાં જાવ, કેમ કે ઋષિકેશ (વિષ્ણુ) આ દૈત્ય માટે તરત જ ઉપાય કરશે. (૧૦૩) એથી ત્રણે જણ ત્વરિત વૈકુંઠભુવન પહોંચ્યા અને શ્રીનારાયણને મળીને રાવણનો સમગ્ર વૃત્તાંત કહ્યો. (૧૦૪) બ્રહ્માજી વિષ્ણુને કહે છે કે આનો પ્રતિકાર કરવા માટે તમારે રામ અવતાર લેવો પડશે. (રામાવતારનો મુખ્ય હેતુ રાવણનો નાશ છે.) (૧૦૫) રાવણે તેત્રીસ કરોડ દેવોને બંધનમાં રાખ્યા છે. રામાવતારનો મુખ્ય હેતુ તેમને બંધનમુક્ત કરાવવાનો છે. (૧૦૬) શ્રીશિવનું પ્રાણલિંગ રાવણ દૈત્ય લઈને ગયો છે અને તેની ઉપાસના કરીને એ જ ઈશ્વર થઈ જશે. (૧૦૭) આ માટે ત્વરિત ઉપાય કરો કેમ કે આગળ જતા તમને જ ભારે પડશે. માટે રાક્ષસોનું નિકંદન કરવા માટે તમે જ અવતાર લો. (૧૦૮) આવી વિનંતી બ્રહ્માજી કરે છે. એ વખતે શ્રીવિષ્ણુ કોપાયમાન થાય છે અને કહે છે કે કાર્ય બગડ્યું છે એવું કહી ઝડપથી કૈલાસ જાય છે. (૧૦૯) વિષ્ણુ ભગવાન શંકર ભગવાન પાસે જાય છે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અને કહે છે કે હે શંકર! તમે આ શું કર્યું? રાવણને પ્રાણલિંગ કેમ આપ્યું? (૧૧૦) રાવણ ક્રૂર મહાદૈત્ય છે. તમામ દેવોને પોતાના ચાકર કર્યા છે કે કારાગૃહમાં બંધ કર્યા છે. એ હવે કેવી રીતે છૂટશે એ અમને કહો. (૧૧૧) એવા દુરાચારીને તમે વરદાન કેવી રીતે આપ્યું? હવે સમગ્ર દેવત્વ એના ઘેર ગયું છે અને એ ચોક્કસ સ્વર્ગ લઈ લેશે. (૧૧૨) શિવ વિષ્ણુને કહે છે કે એની ભક્તિથી હું પ્રસન્ન થયો અને હું મારી જાતને ભૂલી ગયો અને તેની ભક્તિથી સંતુષ્ટ થઈ પ્રાણલિંગ આપી દીધું. (૧૧૩) રાવણે પોતાનું મસ્તક છેદીને વીણા કરી અને સપ્તસ્વરથી વેદોનું ગાયન ભક્તિથી કર્યું. (૧૧૪) પાર્વતી પણ માગી હોત તો મેં તેને આપી હોત. તેની ભક્તિથી હું ભૂલો પડ્યો અને મારું પ્રાણલિંગ આપ્યું. (૧૧૫) વિષ્ણુ કહે છે કે ઉમાકાંત ઈશ્વર તમે એવું વરદાન આપો છો જે અમને બહુ જ કષ્ટપ્રદ નીવડે છે અને દૈત્યો ઉન્મત્ત થાય છે. (૧૧૬) દેવ, બ્રાહ્મણોને રાક્ષસો બહુ જ પીડા કરે છે અને આ જ કારણથી મારે અવતાર લેવો પડે છે. (૧૧૭) રાવણને ક્યારે લિંગ આપ્યું? લંકામાં લઈ ગયો હશે? શ્રીશંકર વિષ્ણુને કહે છે કે પાંચ ઘડી થઈ. (૧૧૮) આમ, શિવવચન સાંભળી નારાયણે ઉપાય કરવા સૂર્ય સામે સુદર્શન ચક્રથી આડશ કરી. (૧૧૯) નારદને બોલાવીને ઋષિકેશ વિષ્ણુ કહે છે કે રાવણ લંકા જાય છે તો તમે ત્યાં ત્વરિત જાવ. (૧૨૦) માર્ગમાં જઈ એને લંકા જવા ન દેતા વિલંબ કરાવજો. માટે તમે ત્યાં રસ્તામાં

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્વરિત જશો. (૧૨૧) સુદર્શન ચક્ર સૂર્યની આડે આવતા હવે રાવણને સ્નાન સંધ્યાનો સમય થયાનું જણાશે જેથી સંધ્યા કરાવવા માટે આગ્રહ રાખી તેને વિલંબ કરાવો. (૧૨૨) આ બોલ સાંભળી નારદમુનિ ત્વરિત મનોવેગથી લંકાનાથ લંકા જતા હતા ત્યાં ગયા. (૧૨૩) નારદને મોકલ્યા પછી શ્રીવિષ્ણુ પોતાના મનમાં વિચારે છે કે ગણપતિને વિનંતી કરીને વિઘ્ન લાવવા માટે મોકલીશું. (૧૨૪) શ્રીગણેશને બોલાવી શ્રીવિષ્ણુ વિનમ્રતાથી કહે છે કે આ રાવણ કેવો રાક્ષસ છે, જે તારી સદાય ઉપેક્ષા કરે છે? (૧૨૫) તમામ દેવો તને વંદન કરે છે અને એમના મનોરથ પૂરા થાય છે અને જે જન તારી ઉપેક્ષા કરે છે તેને વિઘ્નો અવશ્ય નડે છે. (૧૨૬) તારી અવગણના કરી શિવને છેતરીને રાવણ પ્રાણલિંગ લઈ ગયો છે. (૧૨૭) હવે તું એક કામ કર. તું ઠીંગણા બાળકનું રૂપ ધરીને કપટથી રાવણ પાસે જા. (૧૨૮) રસ્તામાં જતાં જતાં સૂર્યાસ્ત થશે અને ત્યારે રાવણ સંધ્યાવંદન કરશે. આ જ કારણથી રાવણને વિલંબ કરાવવા માટે નારદને મોકલ્યા છે. (૧૨૯) રાવણને શિવની આજ્ઞા છે કે લિંગ ભૂમિ ઉપર મૂકવું નહીં તેમજ શૌચ, આચમન સમયે પોતાની નજીક પણ ન રાખવું. (૧૩૦) બાળકસ્વરૂપ ધરી તારે જવું. કરુણાભાવથી બાળરૂપ બતાવવું અને તેનો વિશ્વાસ સંપાદન કરી તેની પાસેથી લિંગ લઈ લેવું. (૧૩૧) સંધ્યાના સમયે રાવણ તારા હાથમાં વિશ્વાસથી પ્રાણલિંગ આપશે અને તારે એ

લિંગ જમીન ઉપર મૂકવું અને તે (લિંગ) ત્યાં જ સ્થાપિત રહેશે. (૧૩૨) આ રીતે ગણેશને શ્રીવિષ્ણુએ શીખવ્યું અને સંતોષથી નાસ્તો કરાવ્યો. (૧૩૩) તલના લાડુ, શેરડી, કોપરું, દાડમ, ખાંડ, ઘી અને ક્ષીર (દૂધ) અમને આપો એવું ગણેશે કહ્યું. (૧૩૪) ચણા પાણીમાં પલાળી, ચોખાની ધાણી, ખડી સાકર સહિત ત્વરિત ખાવા માટે આપો એવું કહ્યું. (૧૩૫) વિઘ્નેશ્વર જે જે માગતા ગયા એ એ શ્રીવિષ્ણુ આપતા ગયા. એને ખાતાં-ખાતાં ગણેશ બ્રહ્મચારી વેશ લઈને ઝડપથી નીકળ્યા. (૧૩૬) નારદ આગળ ગયા હતા અને રાવણની સામે ઊભા રહ્યા અને પૂછ્યુંઃ ક્યાંથી આવ્યા? (૧૩૭) રાવણ નારદને કહે છે કે કૈલાસ પર્વત ઉપર ગયો હતો. ત્યાં કઠિન તપ કરી ચંદ્રમૌલી શ્રીશંકરને પ્રસન્ન કર્યા. (૧૩૮) શ્રીશંકરે પ્રસન્ન થઈ મને પ્રાણલિંગ આપ્યું અને સંતોષથી અપાર લિંગમહિમા કહ્યો. (૧૩૯) નારદ કહે છે કે હે લંકાનાથ! તું નસીબદાર છે! અમૃતની જેમ લિંગ પ્રાપ્ત કર્યું છે એ મેં જાણ્યું. (૧૪૦) નારદ રાવણને કહે છે કે તને આપેલું પ્રાણલિંગ મને બતાવ. તેનો સંપૂર્ણ મહિમા હું જાણું છું. તેના ગુણધર્મો ને લક્ષણો પણ જાણું છું. તે હું વિસ્તારથી કહીશ. (૧૪૧) નારદનાં વચનોમાં રાવણ વિશ્વાસ કરતો નથી અને દૂરથી જ પ્રાણલિંગ બતાવે છે. (૧૪૨) નારદ કહે છે કે હે લંકેશ! હું લિંગમહિમા તને કહું છું એ કથા બેસીને સાંભળજે. (૧૪૩) લિંગ ક્યારે ઉત્પન્ન થયું એ જાણકારી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પૂર્વવૃત્તાંતથી એકચિત્ત કરી સાંભળજે. કેમ કે આ કથા અપૂર્વ છે. (૧૪૪) કાળાગ્નિ સમ એક મૃગ અનેક પ્રાણીઓનો શિકાર કરતું વનમાં (બ્રહ્માંડમાં) વિચરણ કરતું હતું. (૧૪૫) બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એનો શિકાર કરવા ગયા હતા ત્યારે આ હરણને મારીને તેના માંસનું ભક્ષણ તે સમયે કર્યું હતું. (૧૪૬) એ હરણને ત્રણ શીંગડાં હતાં અને એની નીચે ત્રણ લિંગ હતા. જેના ત્રણ ભાગ કરી ત્રણે દેવતાઓએ એક એક પ્રાણલિંગ પોતે લીધું હતું. (૧૪૭) લિંગમહિમા સાંભળજે. જે કોઈ ત્રણ વર્ષ સુધી તેની પૂજા કરશે એ ઈશ્વર થશે અને બીજાને વરદાન આપવા સક્ષમ થશે. (વરદમૂર્તિ પણ કહેવાશે.) (૧૪૮) જે સ્થળે પ્રાણલિંગ હશે એ જ કૈલાસ છે એવું જાણજે. આના કારણે જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનો વિશેષ મહિમા છે. (૧૪૯) આનો બીજો પણ મહિમા છે તે એકચિત્તથી સાંભળજે. નારદના વચનો સાંભળી રાવણે કહ્યું કે મને ત્વરિત લંકા જવાનું હોવાથી અહીં થોભીશ નહીં. (૧૫૦) આવું કહીને મહાબલી રાવણ નીકળી પડ્યો. એ જ વખતે નારદ કહે છે કે સૂર્યાસ્ત થવાનો સમય છે અને બ્રાહ્મણોને ઉપાસના માટે એ પવિત્ર સંધ્યાકાળ મહત્ત્વનો હોય છે. (૧૫૧) તું શ્રેષ્ઠ વેદજ્ઞ છે અને સંધ્યાકાળે નીકળી પડે છે. કેમ કે રસ્તામાં જ રાત થશે અને તારો સંધ્યાલોપ થશે. (૧૫૨) નારદ કહે છે કે હું સંધ્યાવંદન કરવા જાઉં છું. એ માટે રાવણને કહી નદી કિનારે જાય છે. (૧૫૩) એટલામાં જ બ્રહ્મચારી ગણેશ

પગપાળા ત્યાં આવી ચડ્યા અને રાવણની સામે કૌતુકથી સમિધા તોડવા લાગ્યા. (૧૫૪) રાવણ મનમાં વિચારે છે કે ત્રિકાળ સંધ્યા કરવી જોઈએ. પરંતુ તેના મનમાં દ્વિધા ઉત્પન્ન થઈ. (૧૫૫) શંકરે કહેલું કે પ્રાણલિંગને ભૂમિ ઉપર ન મૂકવું અને હવે તો સંધ્યા કરવાનો સમય થયો છે અને રાત્રિ પણ થઈ જશે. હવે મારે શું કરવું? (૧૫૬) એ વખતે રાવણે બ્રહ્મચારીરૂપે સુંદર બાળકને નદીતીરે ફરતો જોયો. (૧૫૭) પછી લંકાનાથ વિચારે છે કે બ્રહ્મચારી બાળક છે અને તે વિશ્વાસઘાત નહીં કરે. માટે એના હાથમાં પ્રાણલિંગ આપું. (૧૫૮) સ્વસ્થ ચિત્તથી સંધ્યા કરીશ. આ બાળક છે. એની પાસે લિંગ આપીશ. એવું કહી એની પાસે રાવણ ગયો. (૧૫૯) રાવણના દસ શિર જોઈ ભય પામી લંબોદર દોડવા માંડ્યા અને રાવણ “ડરીશ નહીં” એવું કહેતો બાળક પાસે ગયો. (૧૬૦) રાવણ એને પૂછે છે કે તું કોણ છે? તારા માતા-પિતા કોણ છે અને કયા કુળમાં તારો જન્મ થયો છે એ અમને કહે. (૧૬૧) બ્રહ્મચારી રાવણને કહે છે કે આવું કેમ પૂછે છે? મારો પિતા તારો દેવાદાર છે? જે મને સ્પષ્ટ કહે. (૧૬૨) લંકેશ્વર રાવણ હસવા લાગ્યો અને એનો હાથ પકડી પૂછવા લાગ્યો કે હે બાળક! તું કોનો કુમાર છે એ તને હું પ્રેમભાવથી પૂછું છું. (૧૬૩) બાળબ્રહ્મચારી, રાવણને કહે છે કે મારા પિતા કોણ એ પૂછે છે! અરે! એ તો જટાધારી, ભસ્માંગલેપન કરનાર અને ગળામાં રુદ્રાક્ષમાળા ધારણ

કરનારા છે. (૧૬૪) એનું નામ શંકર છે. એ દિવસ-રાત ભિક્ષા માગે છે અને બળદ ઉપર ઉમા સાથે બેસે છે, જે મારી માતા છે. (૧૬૫) આટલું મને શું કામ પૂછે છે? તને જોતાં જ મને બીક લાગે છે. મારો હાથ છોડી દે. (૧૬૬) રાવણ કહે છે કે હે બ્રહ્મચારી! તારો પિતા દરિદ્રી છે અને સદા ભિક્ષા માગે છે અને તને કોઈ સુખ પ્રાપ્ત થતું નથી એવું જણાય છે. (૧૬૭) અમારું નગર લંકાપુર છે. ત્યાં ઘરો રત્નમંડિત છે. તો હે કુમાર! અમારી સાથે ચાલ અને ત્યાં સુખેથી દેવપૂજા કરજે. (૧૬૮) એ વખતે રાવણ વધુમાં કહે છે કે તું જે કાંઈ માગીશ એ બધું હું આપીશ. માટે અમારી સાથે તું ચાલ. (૧૬૯) બ્રહ્મચારી કહે છે કે લંકામાં તો બહુ જ રાક્ષસો છે. હું અરણ્યવાસી બાળક છું. રાક્ષસો ત્યાં મને ખાઈ જશે. (૧૭૦) માટે તારા નગરમાં હું આવતો નથી. મને છોડ. મારા ઘરે જાઉં છું. બહુ જ ભૂખ લાગી છે. એમ કહી પોતાની પાસેના ભાથાનું ભક્ષણ કરવા લાગ્યો. (૧૭૧) આટલું સાંભળી લંકાનાથે બાળકને કહ્યું કે હું સંધ્યા કરું છું ત્યાં સુધી પ્રાણલિંગ પકડી રાખજે. (૧૭૨) બાળક એને વિનંતી કરે છે કે હું પ્રાણલિંગ પકડીશ નહીં અને હું તો અરણ્યવાસી બ્રહ્મચારી છું. મને હેરાન કરીશ નહીં. (૧૭૩) તારું લિંગ જડ (ભારે) હશે. હું તો બાળક છું. લિંગ લઈશ નહીં. મને છોડ તો તને પુણ્ય મળશે. (૧૭૪) બાળબ્રહ્મચારીના વારંવાર ના કહેવા છતાં લંકાનાથે સમજાવીને તેના હાથમાં પ્રાણલિંગ આપ્યું અને સંધ્યા કરવા માટે


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સમુદ્રના તીરે બેઠો. (૧૭૫) બ્રહ્મચારી ઊભા થઈ રાવણને વિનવે છે કે જો મને લિંગ ભારે પડશે તો તરત જ ભૂમિ ઉપર મૂકીશ. (૧૭૬) ત્રણ વાર તમને બોલાવીશ અને વધુ વખત થાય તો હું એ લિંગ ભૂમિ ઉપર મૂકીશ. (૧૭૭) એવો નિર્ધાર કરીને ગણેશ પ્રાણલિંગ પકડીને ઊભા રહ્યા. ત્યારે સમસ્ત દેવો વિમાનમાં બેસીને જોવા આવ્યા. (૧૭૮) અર્ઘ્યના સમયે ગણેશ રાવણને બૂમ પાડીને કહે છે કે આ લિંગ મને ભારે પડે છે. તેથી તું લઈ લે. (૧૭૯) રાવણ ન્યાસપૂર્વક અર્ઘ્ય આપે છે અને અતિ વિવેકથી હાથની ચેષ્ટાથી બાળકને કહે છે કે આવું છું, આવું છું. (૧૮૦) વધુ એક ક્ષણ જોઈને ગણેશ બોલે છે કે લિંગ ભારે થયું છે, અતિશીઘ્ર આવજે. (૧૮૧) રાવણ ધ્યાનસ્થ હતો તેથી ગણેશે આવું કહ્યું છતાં તે આવ્યો નહીં અને સમસ્ત દેવોને સાક્ષી રાખી શ્રીગણેશે લિંગ ભૂમિ ઉપર મૂક્યું. (૧૮૨) શ્રીવિષ્ણુનું સ્મરણ કરીને ત્યાં લિંગનું સ્થાપન કર્યું અને આકાશમાં સમસ્ત દેવોને સંતોષ થયો અને તમામ દેવોએ પુષ્પોની વર્ષા કરી. (૧૮૩) અર્ઘ્ય આપ્યા પછી લંકેશ્વર ઝડપથી આવ્યો ત્યારે લિંગ ભૂમિ ઉપર સ્થાપિત થયેલું જોયું. (૧૮૪) રાવણ ક્રોધથી ગણનાયકને થપ્પડ મારે છે એ વખતે એ કૃત્રિમ રીતે રડવા લાગે છે અને ભૂમિ ઉપર આળોટે છે. (૧૮૫) હમણાં જ જઈને મારા પિતાને કહું છું કે બાળકને (બ્રહ્મચારીને) કેમ માર્યો? એમ કહી બાળક રડતો-રડતો નીકળી પડ્યો. (૧૮૬) પછી એ રાવણ શું કરે છે કે પ્રાણલિંગ

પકડીને જોર કરે છે અને ઊંચકવા લાગે છે એ વખતે ભૂમિ પણ ડોલવા લાગે છે. (૧૮૭) એ વખતે ધરતીકંપ થાય છે અને રાવણ મહાબળથી લિંગને ઊંચકવા લાગે છે પણ પ્રાણલિંગ હાથમાં આવતું નથી અને મહાબલિ રાવણ માથું પછાડીને શોક કરે છે. (૧૮૮) આ જ કારણથી લિંગનું નામ મહાબળેશ્વર થયું અને રાવણે મરડીને ખેંચ્યું તેથી તેનો આકાર ગાયના કાન જેવો થયો એટલે ગોકર્ણ મહાબળેશ્વર નામ પડ્યું. (૧૮૯) આવું કરી લંકાનાથ ત્યાંથી ગયા અને પછી તપ કરવા બેઠા. ગોકર્ણક્ષેત્ર એવું નામ પડ્યું અને સમસ્ત દેવ ત્યાં આવ્યા. (૧૯૦) હજુ પણ આ પ્રાણલિંગનો અપાર મહિમા છે અને ત્રિભુવનમાં આ પ્રાણલિંગની ખ્યાતિ છે. સ્કંદપુરાણમાં આ પ્રમાણે વિસ્તૃત વર્ણન છે. (૧૯૧) ગુરુના બોલ સાંભળી નામધારક શિષ્ય સંતોષ પામ્યો અને ફરીથી શ્રીગુરુના ચરણે પડ્યો એવું સરસ્વતી ગંગાધર (મૂળ લેખક) કહે છે. (૧૯૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ગોકર્ણમહિમા મહાબળેશ્વર લિંગ સ્થાપના નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૧૯૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૭



ઈશ્વાકુ વંશનો રાજા મિત્રસહ વસિષ્ઠ શાપથી કલ્માષપાદ તરીકે બ્રહ્મરાક્ષસ
થાય છે અને જંગલમાં વિપ્રદંપતીમાંથી બ્રાહ્મણનો વધ કરે છે.

# અધ્યાય-૭

## ગોકર્ણમહિમા વર્ણન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને કહે છે કે ગોકર્ણનો મહિમા વિસ્તાર સાથે અમને કહો. પૂર્વે અહીં કોને વરદાન પ્રાપ્ત થયાં હતાં તે વિસ્તારથી કહો. (૧) તમામ તીર્થો છોડીને શ્રીપાદ કયા કારણે ગોકર્ણ ગયા? પહેલા આરાધના કોણે કરી એની પુરાતન કથા મને કહો. (૨) જેની ઉપર ગુરુનો પ્રેમ હશે; જેના ચિત્તમાં તીર્થમહિમા જાણવાની જિજ્ઞાસા જાગે છે અને આવી સાત્ત્વિક ઈચ્છાથી ભક્તમાં જ્ઞાનરૂપી જ્યોતિ પ્રગટ થાય છે તેવું હે કૃપામૂર્તિ સિદ્ધમહારાજ! મને લાગે છે. (૩) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે ગોકર્ણ મહિમા મને પૂછે છે એ વિસ્તારથી તને કહું છું, એ એકચિત્તે સાંભળજે. (૪) યુગો પહેલાં ઈક્ષ્વાકુ વંશમાં મિત્રસહ પ્રતાપવંત અને ધર્મરત રાજા ક્ષત્રિયવંશમાં થઈ ગયો. (૫) રાજા સકળ શાસ્ત્રોનો જાણકાર, વિવેકી અને શ્રુતિનિપુણ (શાસ્ત્ર), બલાઢ્ય (બળવાન), શૂર, મોટો જ્ઞાની, નિત્ય ઉદ્યોગી અને દયાનિધિ હતો. (૬) આ રાજા એક દિવસ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શિકાર કરવા માટે નીકળ્યો અને એણે અરણ્યમાં પ્રવેશ કર્યો જ્યાં વાઘ અને સિંહનો વાસ હતો. (૭) અરણ્યમાં કોઈ મનુષ્ય હતો નહીં. રાજા શિકાર કરતો હતો ત્યારે એક અદ્‌ભુત જવાળા કાઢતો ભયાનક દૈત્ય રાજાને મળ્યો. (૮) રાજાએ દૈત્યને જોઈને બાણ છોડ્યાં જેથી એ દૈત્ય ઈજા પામી મૂર્છિત થઈને ધરતી પર પડ્યો. (૯) એ વખતે દૈત્યનો વધ થતાં એનો ભાઈ જે નજીકમાં જ હતો એ બંધુશોકથી આક્રંદ કરવા લાગ્યો. (૧૦) રાક્ષસે પ્રાણ છોડ્યા ત્યારે બંધુને કહે છે કે તું મારો સાચો ભાઈ હોય તો મારું વેર તરત જ લેજે. (૧૧) પોતાના ભાઈને એવું કહી રાક્ષસ મરી ગયો. રાક્ષસના ભાઈ પાસે ઘણી માયાવી વિદ્યાઓ હતી. આથી તે સમયે તેણે નરરૂપ ધારણ કર્યું. (૧૨) માનવનું રૂપ ધારણ કરીને રાજાના સેવક થવા માટે નમ્ર વાણી બોલીને રાજા પાસે ગયો. (૧૩) રાજાએ તેનો સેવક તરીકે સ્વીકાર કર્યો. જેથી તે જુદી-જુદી રીતે રાજાની સેવા કરવા લાગ્યો અને એક દિવસ રાજા વનમાં મૃગયા કરવા ગયો. (૧૪) કેટલાય હરણોને મારી અને દુષ્ટ જીવોનો નાશ કરી રાજા પોતાના નગરમાં પાછો આવ્યો. (૧૫) આ રીતે દિવસો પસાર થતાં પિતૃશ્રાદ્ધનો સમય આવ્યો અને વશિષ્ઠાદિક મુનિવરોને આમંત્રણ આપ્યું. (૧૬) એ દિવસે રાજા વિવેકથી રસોઈ કરાવે છે અને ત્યાં સેવક તરીકે એ કપટી કે લબાડ સેવકને રાખ્યો હતો. (૧૭) રાજા સેવકને કહે છે કે રસોઈઘરમાં તું રહેજે અને જેની જેની જરૂર પડશે એ વસ્તુ આપજે. (૧૮)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સેવકે આજ્ઞા સ્વીકારી અને એ વખતે નરમાંસ લાવી કપટથી શાક કરાવ્યું. (૧૯) ઋષિશ્વરોને આસન આપી બેસાડ્યા અને પહેલાં જ નરમાંસ પીરસ્યું. એ જોતાં જ વશિષ્ઠઋષિ કોપાયમાન થયા અને તે જ સમયે શાપ આપ્યો. (૨૦) વશિષ્ઠઋષિ કોપાયમાન થઈને રાજાને કહે છે કે અમને નરમાંસ પીરસ્યું છે તો તું બ્રહ્મરાક્ષસ થજે. (૨૧) એ વખતે શાપ આપતાં જ રાજાને ક્રોધ આવ્યો અને કહ્યું કે આ અમારો અપરાધ નથી તો કેમ શાપ આપ્યો છે? (૨૨) નરમાંસ કોણે પકવ્યું? એ માટે મેં કહ્યું ન હતું તો મને વૃથા શાપ શા માટે આપ્યો છે? હવે હું પણ તમને શાપ આપીશ. (૨૩) હાથમાં જળ લઈ શાપ આપવા માટે જ્યારે રાજા તૈયાર થયો ત્યારે રાણીએ નજીક આવીને પતિને આવું ન કરવાનું કહ્યું. (૨૪) રાણી પતિને કહે છે કે ગુરુને શાપ આપવો એનો દોષ ભારી છે. માટે ગુરુને વંદન કરી એના ચરણે પડજો, ત્યારે આ ભવસાગર તરશો. (૨૫) મદયંતી સતીનું વચન રાજાએ માની લીધું અને હાથમાં જે ઉદક (જળ) હતું તે પોતાના ચરણો પર પાડ્યું. (૨૬) શાપનું પાણી રાજાના ચરણો પર પડ્યું તેથી એ રાજા કલ્માષપાદ નામથી બ્રહ્મરાક્ષસ થયો. (૨૭) પતિવ્રતા રાણીએ વશિષ્ઠચરણો ઉપર પડી કહ્યું કે હે સ્વામી! આવડો મોટો કોપ કેમ કર્યો? હવે તમારા બાળક સમાન રાજાનો ઉદ્ધાર કરો. (૨૮) આ કરુણાવચન સાંભળી વશિષ્ઠ મુનિ શાંત થયા અને કહ્યું કે તારો પતિ બાર વર્ષે ફરીથી રાજા થશે. (૨૯) શાપ





દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાછો ખેંચ્યા પછી વશિષ્ઠઋષિ પોતાના સ્થાને ગયા અને રાજા બ્રહ્મરાક્ષસ થઈને વનમાં ગયો. (૩૦) મનુષ્યરહિત અરણ્યમાં બ્રહ્મરાક્ષસ રહ્યો અને અનેક જીવ, પ્રાણીઓનું ભક્ષણ કરી જીવન વ્યતીત કરતો હતો. (૩૧) બ્રાહ્મણ જાતિના દંપતી જંગલના રસ્તે જતા હતા ત્યારે તેમણે ભયાનક બ્રહ્મરાક્ષસ જોયો. (૩૨) જેવી રીતે વાઘ પશુને પકડે ને ભક્ષણ કરવા માટે લઈ જાય છે તેવી જ રીતે બ્રહ્મરાક્ષસ બ્રાહ્મણને ખાવા માટે લઈ ગયો ત્યારે ભક્ષણ થવા માટે બ્રાહ્મણસ્ત્રી સાથે જ જવા લાગી. (૩૩) એ બ્રાહ્મણી અતિ શોકથી વિનંતી કરવા લાગી અને રાક્ષસના ચરણે પડી અને કહેવા લાગી કે મને સૌભાગ્યવતી રાખજે અને પતિને છોડજે. (૩૪) મારા પતિનું ભક્ષણ કરીશ નહીં એના ઉપર મારો પ્રેમ છે તેથી મારું ભક્ષણ કરી મારા પતિને છોડી દે. (૩૫) જે નારી પતિ વગર રહે છે તેનો જન્મ પથ્થર જેવો હોય છે તેથી પહેલાં મારો સ્વીકાર કરી પતિને જીવીત રાખજે. (૩૬) મારો પતિ પૂર્વવયમાં દેખાવડો હતો, વેદશાસ્ત્રમાં પારંગત હતો. એના પ્રાણનું તું રક્ષણ કર તેથી તને જગતનું રક્ષણ કરવાનું પુણ્ય પ્રાપ્ત થશે. (૩૭) અમારી ઉપર કૃપા કરજે અને મને તારી કન્યા સમજજે. જો મને ભવિષ્યમાં પુત્ર થશે તો એને તારું જ નામ આપીશ. (૩૮) આવી રીતે બ્રાહ્મણ સ્ત્રી દુઃખ કરે છે છતાં રાક્ષસે એ માન્યું નહીં અને બ્રાહ્મણનું ભક્ષણ કર્યું. (૩૯) પતિનું રાક્ષસને ભક્ષણ કરતાં જોઈને એ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વિપ્રસ્ત્રીએ શાપ આપ્યો કે હે રાક્ષસ! એકચિત્તે મારો શાપ સાંભળ. (૪૦) તું સૂર્યવંશનો રાજા હતો અને શાપના કારણે રાક્ષસ થયો અને આગળ જતાં ૧૨ વર્ષો પછી ફરી રાજા થઈશ. (૪૧) પણ તારી સ્ત્રી સાથે સંગ કરતાં તારો પ્રાણ જશે કેમ કે હે દુરાત્મા રાક્ષસ! અમારા જેવા અનાથોનું તું દુષ્ટ ભાવનાથી ભક્ષણ કરે છે. (૪૨) એ વખતે શાપ આપી પતિના અસ્થિ મેળવીને લાકડાં સળગાવીને એણે (બ્રાહ્મણસ્ત્રીએ) અગ્નિપ્રવેશ કર્યો. (૪૩) આવી રીતે ૧૨ વર્ષો પસાર થતાં બ્રહ્મરાક્ષસ ફરીથી રાજા થઈને પોતાના નગરે આવ્યો. (૪૪) બ્રાહ્મણ સ્ત્રીનું શાપવચન રાજાએ પોતાની પત્નીને કહ્યું કે એનો સંગ કરતા એ ક્ષણે જ મૃત્યુ થશે એવો શાપ મને મળ્યો છે. (૪૫) પતિનું વચન સાંભળી મદયંતી રાણીને ખૂબ જ દુઃખ થયું અને પોતાના મનનો નિર્ધાર કરી પ્રાણ ત્યજીશ એવું કહેવા લાગી. (૪૬) મદયંતી રાજાને કહે છે કે તમને સંતાન નથી અને ૧૨ વર્ષ કષ્ટ વેઠવા છતાં આપણું પ્રારબ્ધ બદલાતું નથી. (૪૭) સતીનું વચન સાંભળી રાજાને અતિ શોક થયો. આંખોમાંથી અશ્રુ નીકળ્યાં અને હવે શું કરીશું? એવું પૂછવા લાગ્યો. (૪૮) મંત્રીગણ, વૃદ્ધ પુરોહિત વગેરેને બોલાવીને કહ્યું કે મારાથી બ્રહ્મહત્યા થઈ છે એનું નિવારણ કયા રસ્તે થઈ શકે તે મને કહો. (૪૯) મંત્રી અને વૃદ્ધ પુરોહિત રાજાને કહે છે કે સમસ્ત તીર્થોની યાત્રાએ જવું. તેથી તું પવિત્ર થઈશ. (૫૦) એવો વિચાર કરી રાજા સકળ

તીર્થયાત્રાએ નીકળ્યો અને વિધિપૂર્વક ધર્મકાર્ય કર્યું. (૫૧) રાજા જે જે તીર્થે જાય ત્યાં ત્યાં અનેક રીતે પુણ્યકાર્યો અને યજ્ઞો કર્યા તથા બ્રાહ્મણોને અન્નદાન કર્યું. (૫૨) આવી રીતે અનેક તીર્થો ફરવા છતાં બ્રહ્મહત્યાનું પાપ તેનો પીછો છોડતું નથી. જ્ઞાનીઓને તે ભયંકર સ્વરૂપે દેખાય છે. પરંતુ તે કોઈ પણ પ્રકારે અન્યને બહારથી દેખાતું નથી. (૫૩) રાજાને બહુ કષ્ટ થયાં અને મનમાં દુઃખી થયો અને ચિંતાક્રાંત થયો અને ફરતા-ફરતા મિથિલાનગરીમાં પહોંચ્યો. (૫૪) નગરની બહાર રાજા શ્રમના લીધે વૃક્ષની છાયામાં બેસી મનમાં વિચાર કરવા લાગ્યો. (૫૫) એ વખતે શંકર જેવા તેજસ્વી ગૌતમઋષિ અન્ય ઋષિઓ સાથે અચાનક ત્યાં આવ્યા. (૫૬) ગૌતમઋષિને જોઈ રાજા સંતોષથી એમના ચરણે પડ્યો અને ભક્તિભાવથી અને હર્ષથી નમન કર્યું. (૫૭) એ વખતે એને આશ્વાસન આપી ગૌતમ કરુણાયુક્ત સ્વરથી એની પાસેથી ક્ષેમકુશળ વૃત્તાંત પૂછ્યો. (૫૮) તારા રાજ્યને શું થયું? તારે અરણ્યવાસ કેમ કરવો પડે છે? તારું મુખ ચિંતાથી વ્યાકુળ કેમ દેખાય છે? તારાથી કયું કાર્ય થયું છે તે મને કહે. (૫૯) ઋષિશ્વરનું વચન સાંભળી રાજાએ વિસ્તારથી બ્રાહ્મણનો શાપ કહ્યો અને મારાથી બ્રહ્મહત્યા થઈ છે એવું કહ્યું. (૬૦) સકળ પ્રાયશ્ચિત્તો લઈ, યજ્ઞ વગેરે ધર્મકાર્યો કરી સમસ્ત તીર્થયાત્રા કરી. તે સવિસ્તર જણાવ્યું. (૬૧) પરંતુ મારા દોષનું શમન થયું નથી અને ભયંકર વેશથી એ પાપ મારી સાથે આવે છે. કોટી કોટી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

વ્રતનું આચરણ કર્યા પછી પણ એ દોષ જતો નથી. (૬૨) આજે મારો જન્મ સફળ થયો છે. કેમ કે તમારાં ચરણોનું દર્શન થયું છે તેથી મારા કષ્ટોનું નિવારણ થશે એવું કહીને રાજા ઋષિને ચરણે પડ્યો. (૬૩) રાજાનાં વચન સાંભળી કરુણાસાગર ગૌતમઋષિએ પોતે આશ્વાસન આપતા કહ્યું કે ભય છોડી દે. મૃત્યુંજય શંકર તને તારશે. (૬૪) તારા પાપના નિવારણ માટે વિશેષ તીર્થસ્થાન કહું છું, જે મહાપાતકનો સંહાર કરશે. એ તીર્થસ્થળ ગોકર્ણ છે. (૬૫) ગોકર્ણનું સ્મરણ કરતાં જ બ્રહ્મહત્યાદિના પાપનો નાશ થશે. કેમ કે ત્યાં મૃત્યુંજય સદાશિવનો સદા નિવાસ છે. (૬૬) જેવી રીતે કૈલાસ ઉપર મૃત્યુંજયનો નિવાસ છે તેવો જ ગોકર્ણક્ષેત્રમાં પણ કર્પૂરગૌરનો નિવાસ છે. (૬૭) રાત્રે અંધકાર હોવાથી જેમ સૂર્યપ્રકાશ દેખાતો નથી તેવા રાત્રિના સમયે પણ શંકર ભગવાનના કપાળના ચંદ્રનો પ્રકાશ શીતળતા ફેલાવે છે. (૬૮) સમસ્ત તીર્થ કર્યા પછી પણ પાપ ન જાય તો પણ જેમ સૂર્યોદયમાં અંધકારનો નાશ થાય છે તેવી રીતે પાપનો નાશ ગોકર્ણક્ષેત્રના દર્શનથી થાય છે. (૬૯) સહસ્ર બ્રહ્મહત્યા પણ આ શરીર દ્વારા થઈ હશે તો પણ ગોકર્ણક્ષેત્રે પ્રવેશ કરતાં જ શુદ્ધ થઈ જાય છે. (૭૦) વિષ્ણુ, ઈન્દ્ર અને બ્રહ્મા એમની કાર્યસિદ્ધિ માટે ત્યાં તપ કરવા ગયા હતા. (૭૧) આ સ્થાનમાં ભક્તિપૂર્વક જપ અને વ્રત જે કરશે એમને લાખોગણું પુણ્યફળ પ્રાપ્ત થશે એવું આ પુણ્યક્ષેત્ર છે. (૭૨) જ્યાં બ્રહ્મા, વિષ્ણુ,

ઈન્દ્રાદિ દેવગણને તપ કરવાથી પુણ્ય પ્રાપ્ત થયું. આથી વધારે હું શું કહું! (૭૩) ગોકર્ણક્ષેત્ર કૈલાસના જેવું જ છે અને મહાબળેશ્વર શિવલિંગ એ સાક્ષાત્ ઈશ્વર સમાન છે. ત્યાં વિઘ્નેશ્વર ગણપતિએ વિષ્ણુની આજ્ઞાથી તેની પ્રતિષ્ઠા કરી છે. (૭૪) સમસ્ત દેવ ત્યાં આવે છે જ્યાં બ્રહ્મા, વિષ્ણુ અને ઈન્દ્ર સહિત વિશ્વેદેવ, મરુદ્ગણ આ પુણ્યક્ષેત્રમાં રહે છે. (૭૫) પૂર્વ દ્વારમાં સૂર્ય, ચંદ્ર અને વસુ આનંદથી ભક્તિપૂર્વક રહે છે. (૭૬) અગ્નિ, યમ, ચિત્રગુપ્ત, અગિયાર રુદ્ર અને પિતૃઓ દક્ષિણ દ્વારે પ્રેમથી રહે છે. (૭૭) વરુણ સાથે ગંગા પશ્ચિમ દ્વારમાં રહે છે જેને શંકર ભગવાન પ્રેમ કરે છે. (૭૮) કુબેર, વાયુ, ભદ્રકાળી, ચંડીમાતા અને માતૃકાઓ ઉત્તર દ્વારમાં ત્રિકાલમાં રહે છે અને ત્રિકાલ ત્યાં રહી મહાબળેશ્વરની પૂજા કરે છે. (૭૯) ચિત્રરથ, વિશ્વાવસુ, ચિત્રસેન ગંધર્વો, આદિ મહાબળેશ્વરની પૂજા કરતાં ગાયનની સેવા આપે છે. જ્યારે રંભા, મેનકા, ધૃતાચી, તિલોત્તમા, ઉર્વશી ત્યાં સદા વાસ કરે છે અને મહાબળેશ્વરની સામે નૃત્ય કરે છે. (૮૦-૮૧) વશિષ્ઠ, કશ્યપ, કણ્વઋષિ તેમ જ મહાતપસ્વી વિશ્વામિત્ર, ભારદ્વાજ, જૈમિની અને જાબાલઋષિ ત્યાં સદાકાળ પૂજા કરે છે. (૮૨) ક્રતુ, અંગીરસ જેવા બ્રહ્મર્ષિ જે મહાતપસ્વી છે એ મહાબળેશ્વરની ભક્તિ માટે ગોકર્ણક્ષેત્રમાં વાસ કરે છે. (૮૩) મરીચિ, નારદ, અત્રિઋષિ, દક્ષ આદિ બ્રહ્મમુનિ તેમ જ સનકાદિક તાપસી ઉપનિષદ આદિની ચર્ચા કરતા ત્યાં


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

વાસ કરે છે. (૮૪) અનેક સિદ્ધ, સાધ્ય, મૃગચર્મ ધારણ કરેલા મુનિ, દંડધારી સંન્યાસી તેમ જ બ્રહ્મચારી ત્યાં વાસ કરે છે. (૮૫) જેના શરીર ઉપર ફક્ત ચામડી અને હાડકાં રહ્યા હોય એવા મહાતાપસી ત્યાં અનુષ્ઠાન કરીને ભક્તિથી ચંદ્રમૌલિ શંકરની પૂજા કરે છે. (૮૬) ગંધર્વ સહિત સમસ્ત દેવ, પિતૃઓ, સિદ્ધ, અષ્ટ વસુ, વિદ્યાધર અને કિંપુરુષ ત્યાં સદાકાળ સેવા કરવા જાય છે. (૮૭) સ્વર્ગલોક, નાગલોકના શેષાદ્રી અને તક્ષકાદિ, પિશાચ, વેતાળ આદિ બધા ગુહ્યક અને કિન્નરો (સ્વર્ગના ઉપદેવ) પૂજા કરવા ત્યાં જાય છે. (૮૮) અલગ-અલગ અલંકારો સહ શ્રૃંગાર કરીને સૂર્ય જેવા તેજસ્વી દેવતાઓ વિમાનમાં બિરાજમાન થઈ ત્યાં આવે છે. (૮૯) વંદન કરી, સ્તોત્ર ગાયન કરી તેમ જ નૃત્ય કરી બધા જ પૂજા કરવા મહાબળેશ્વર લિંગ પાસે આવે છે. (૯૦) મનમાં જે જે ઈચ્છા કરે છે તે તે ત્વરિત પામે છે. એવું ગોકર્ણ ક્ષેત્ર સિવાય બીજું ક્ષેત્ર આ બ્રહ્માંડમાં નથી. (૯૧) અગસ્ત્ય, સનત્કુમાર, પ્રિયવ્રત આદિ રાજકુમાર, અગ્નિદેવ અને કંદર્પ (કામદેવ) એમને આ સ્થાને વરદાન પ્રાપ્ત થયા હતા. (૯૨) શિશુમાર, ભદ્રકાળી અહીં ત્રિકાળ પૂજા કરે છે અને મણિધર નાગને પણ ગરુડ, મહાબળેશ્વરનાં દર્શન થકી ગળી શકતા નથી. (૯૩) રાવણ, કુંભકર્ણ જેવા રાક્ષસકુળને અહીં વરદાન પ્રાપ્ત થયાં છે અને વિભીષણ પણ અહીં પૂજા કરે છે. (૯૪) એવી રીતે સમસ્ત દેવકુળ, સિદ્ધ અને દાનવ આદિ તમામ લોકો

ગોકર્ણક્ષેત્રમાં જઈને જુદી જુદી રીતે આરાધના કરે છે. (૯૫) પોતાના નામથી લિંગની સ્થાપના કરે છે જ્યાં અસંખ્ય લોકોને વર પ્રાપ્ત થયા છે. (૯૬) બ્રહ્મા અને વિષ્ણુ તેમજ કાર્તવીર્ય (સહસ્રાર્જુન) અને ગણપતિએ પોતાના નામથી લિંગની ત્યાં પ્રતિષ્ઠા કરેલી છે. (૯૭) ધર્મક્ષેત્રપાળ આદિ, દુર્ગા અને અન્ય દેવશક્તિ, દેવ અને દેવીઓના વૃંદે પોતાના વિવિધ લિંગની સ્થાપના આ ગોકર્ણક્ષેત્રમાં કરેલી છે. (૯૮) માટે ગોકર્ણક્ષેત્ર ગહન છે. જ્યાં ડગલે ને પગલે અસંખ્ય લિંગોની સ્થાપના થયેલી છે. એવું આ ક્ષેત્ર અનુપમ છે. (૯૯) એનો મહિમા અવર્ણનીય છે કેમ કે જ્યાં અસંખ્ય તીર્થો અને પાષાણનાં શિવલિંગો ત્યાં છે. ત્યાં મળતું જળ એ તીર્થ સમાન પવિત્ર છે. (૧૦૦) કૃતયુગમાં મહાબળેશ્વર સફેદ હતું. ત્રેતાયુગમાં લાલ હતું. જ્યારે દ્વાપરયુગમાં પીળું હતું. અને કલિયુગમાં કાળા રંગનું થઈ ગયું. (૧૦૧) સમસ્ત પાતાળ છેદીને આ લિંગ ઊભું છે. પણ કલિયુગમાં મૃદુ થઈને સૂક્ષ્મરૂપથી દેખાય છે. (૧૦૨) પશ્ચિમ સમુદ્રતીરે ઉત્તમ ગોકર્ણ તીર્થક્ષેત્ર છે જ્યાં બ્રહ્મહત્યાનું પાપ પણ દૂર થાય છે એ કેવું આશ્ચર્યકારક છે? (૧૦૩) બ્રહ્મહત્યાદિ પંચમહાપાપ, પરસ્ત્રીગમન જેવા દુષ્ટ પાપ અને ખરાબ આચરણ દ્વારા કરાતા વિવિધ પાપો ગોકર્ણ મહાબળેશ્વરના દર્શનમાત્રથી નષ્ટ થાય છે. (૧૦૪) શિવલિંગના દર્શનથી જ દર્શનાર્થીઓ પુણ્યશાળી થાય છે અને તેમની સમસ્ત મનોકામનાઓ પૂરી થાય છે અને અંતે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મોક્ષગતિ પામે છે. (૧૦૫) ગૌતમઋષિ રાજાને કહે છે કે આ સ્થળે જે કોઈ ભક્ત પવિત્ર દિવસે (પ્રદોષ, સોમવાર, શિવરાત્રી) શિવલિંગની ભક્તિપૂર્વક પૂજા કરે છે તે શિવલોકને પામે છે. (૧૦૬) જે કોઈ ભક્ત એકાદ વાર પણ ગોકર્ણક્ષેત્રે જાય અને શિવલિંગની ભક્તિપૂર્વક પૂજા કરે તો તે બ્રહ્મપદ પામે છે. (૧૦૭) રવિવાર, સોમવાર અને બુધવારે તેમજ અમાવાસ્યા આદિ પર્વોના દિવસે સમુદ્રસ્નાન કરી દાનધર્મ કરવું. (૧૦૮) શિવપૂજન, વ્રત, હોમ, હવન, બ્રાહ્મણ અને સંતની પૂજા કરી અનંત પુણ્ય પ્રાપ્ત થાય છે એવું ગૌતમઋષિ રાજાને કહે છે. (૧૦૯) વ્યતિપાત જેવા પર્વણીના દિવસે કે સૂર્યસંક્રાંતિ, મહાપ્રદોષ અને ત્રયોદશીના દિવસે શિવલિંગની પૂજા કરવાથી અમાપ પુણ્ય પ્રાપ્ત થાય છે. (૧૧૦) આનો મહિમા કેવી રીતે વર્ણવું? અનેક લોકોની મનોકામના પૂરી થાય તેવું વરદાન ભક્તો પામ્યા છે. આ ભોળા શંકરનું પુષ્પમાત્રથી પૂજન કરતા તે સંતુષ્ટ થઈ વરદાન આપે છે. (૧૧૧) માઘ માસના વદ પક્ષમાં શિવરાત્રી, ચતુર્દશીના દિવસે જે કોઈ ભક્ત શિવજીને બિલ્વપત્ર ચડાવે છે તેના જેવું દુર્લભ પુણ્ય ત્રિભુવનમાં નથી. (૧૧૨) આવો અનુપમ સ્થાનમહિમા હોવા છતાં લોકો ત્યાં નથી જતા તો બહેરો માણસ ક્યાંથી મહિમા સાંભળીને જશે? (૧૧૩) ઉપવાસ અને રાત્રિજાગરણ ગોકર્ણ શિવલિંગ પાસે કરતાં સ્વર્ગમાં જવાની સીડી સાંપડે છે. (૧૧૪) આ ગોકર્ણ સ્થાનની

યાત્રા માટે જે જન જાય છે એને ચતુર્વિધ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૧૧૫) સમસ્ત તીર્થમાં સ્નાન કરીને મહાબળેશ્વર લિંગની ભક્તિથી પૂજા કરવી તેથી પાતકો (પાપ)નો નાશ થાય છે. (૧૧૬) રાજાએ ગોકર્ણનો મહિમા પૂછતાં ગૌતમઋષિએ આ મુજબ ગોકર્ણમહિમાનું સવિસ્તર વર્ણન કર્યું. (૧૧૭) રાજા ગૌતમઋષિને કહે છે કે ગોકર્ણ સ્થાનમહિમાનું વર્ણન કર્યું છે એવું પહેલા કોને વરદાન પ્રાપ્ત થયું છે? એ મને કહો. (૧૧૮) વિસ્તાર કરી હે સ્વામી! અમને કહો. એમ કહી રાજા ભક્તિપૂર્વક ઋષિના ચરણે પડ્યો. (૧૧૯) ગૌતમ તે વખતે કહે છે કે ગોકર્ણક્ષેત્ર મહાપ્રતાપી છે એમ અમે ઘણા વર્ષોથી જાણીએ છીએ અને અનેક પ્રસંગોનો હું સાક્ષી છું. (૧૨૦) અમે ગોકર્ણક્ષેત્રની યાત્રા કરવા ગયા હતા ત્યાં પ્રત્યક્ષ દ્દષ્ટાંત જોયું છે. જ્યાં અસંખ્ય યાત્રાળુઓ યાત્રા કરવા આવ્યા હતા. (૧૨૧) બપોરના સમયે એક વૃક્ષની છાયામાં અમે બેઠા હતા ત્યારે દૂરથી એક અંધ, મહારોગી, વૃદ્ધ ચાંડાલીને જોઈ. (૧૨૨) આહાર ન મળવાથી એનું મુખ સૂકાઈ ગયું હતું અને સર્વ શરીરમાં કુષ્ઠરોગ (કોઢ) વ્યાપેલો હતો. તેના શરીરમાં દુર્ગંધ મારતા પરુમાં અસંખ્ય કીડાઓ દેખાતા હતા. (૧૨૩) તે ચાંડાલી ક્ષય રોગથી પીડાતી હતી તેમ જ ગળામાં કંઠમાળ થયો હતો. તેનું ગળું કફથી ભરાયેલું હતું અને દાંત વગરની તે સ્ત્રી વસ્ત્રવિહીન અવસ્થામાં અતિ દુઃખ ભોગવતી હતી. (૧૨૪) પ્રખર સૂર્ય કિરણોની ગરમીને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

લીધે એના પ્રાણ કંઠ સુધી આવ્યા હતા. તેને વારંવાર ઝાડા થતા હતા અને શરીરના સર્વાંગે વેદના વ્યાપેલી હતી. (૧૨૫) વાળ કપાયેલ તે વિધવા મરણોન્મુખ થઈ ધરતી ઉપર વારંવાર આળોટતી હતી અને પ્રાણ ત્યાગવા માટે તરફડતી હતી. (૧૨૬) ચાંડાલીની આવી અવસ્થા હતી. એ વૃક્ષની છાયામાં આવી ધરતી ઉપર દેહ નાખી પ્રાણ ત્યજતી હોય એવું દેખાતું હતું. (૧૨૭) ચાંડાલીએ પ્રાણત્યાગ કરતા વેંત જ સ્વર્ગમાંથી વિમાન ઉતર્યું, જેમાંથી ત્રિશૂલ અને ખટ્વાંગ આયુધ ધારણ કરેલા શિવદૂતો ઉતર્યા. (૧૨૮) વિમાનમાંથી ઉતરનારા ચારે શિવદૂતોના કપાળમાં ચંદ્ર પ્રકાશતો હતો. કાનમાં કુંડલ તેમજ માથા ઉપર મુગટ હતો. તેમજ હાથમાં તલવાર હતી. (૧૨૯) વિમાન પણ સૂર્ય જેવા તેજથી ઝળહળતું હતું. તે વિમાન આ ચાંડાલી માટે જ આવ્યું હોય એમ લાગતું હતું. (૧૩૦) ગૌતમઋષિએ શિવદૂતોને પૂછ્યું કે અહીં શા માટે આવ્યા છો? શિવદૂતોએ પ્રત્યુત્તર આપતા કહ્યું કે અમે ચાંડાલીને શિવલોકમાં લઈ જવા માટે આવ્યા છીએ. (૧૩૧) દૂતોનું વચન સાંભળી ગૌતમઋષિ વિસ્મય પામ્યા અને પુનઃ શિવદૂતોને જે પ્રશ્ન કર્યો તે હે રાજા! તું ધ્યાનથી સાંભળ. (૧૩૨) જેમ કૂતરી સિંહાસન પર બેસવા યોગ્ય નથી તો પછી આ ચાંડાલી વિમાનમાં બેસવા કેમ યોગ્ય હશે? (૧૩૩) આ જન્મના પ્રારંભથી જ આ ચાંડાલીએ અનેક પાપ કર્યાં છે. એવી દુષ્ટ પાપિણીને તમે શિવલોકમાં કેવી રીતે લઈ

જશો? (૧૩૪) એને શિવજ્ઞાન નથી કે તપસાધન કર્યું નથી, દયા અને સત્યની એને ખબર જ નથી. આવી પાપિણીને તમે કેવી રીતે કૈલાસ લઈ જાવ છો? (૧૩૫) આનો આહાર પશુનું માંસ છે, જે સદા જીવહિંસા કરે છે, એવી કુષ્ઠી પાપિણીને સ્વર્ગમાં કેવી રીતે લઈ જાવ છો? (૧૩૬) એણે ક્યારેય પણ શિવપૂજન કે પંચાક્ષર (ૐ નમઃ શિવાય)નો જપ કે શિવસ્મરણ કર્યું નથી. આવી પાપિણીને કેવી રીતે લઈ જાવ છો? (૧૩૭) એણે શિવરાત્રીનો ઉપવાસ કર્યો નથી કે દાન કર્યું નથી કે યજ્ઞ જોયો નથી. એવી પાપિણીને તમે કઈ રીતે કૈલાસ લઈ જાવ છો? (૧૩૮) આ પાપિણીએ કદી સ્નાન કર્યું નથી, એને તીર્થસ્નાનની ખબર નથી. અથવા કોઈ પણ પ્રકારનાં વ્રત કર્યાં નથી એવી આ મહાપાપિણી છે. (૧૩૯) એના સર્વાંગે કુષ્ઠરોગ (રક્તપિત્ત) છે, એના શરીરમાંથી લોહી અને પરુ વહે છે, દુર્ગંધ આવે છે એવી દુરાચારિણી ચાંડાલીને વિમાનમાં શા માટે બેસાડો છો? (૧૪૦) આ ચાંડાલીના મોઢામાં જીવડાંઓ ખદબદે છે. તો આનું પૂર્વપુણ્ય કેવી રીતે હોઈ શકે? જો આ ચાંડાલીનું પૂર્વપુણ્ય હોય તો તેના સર્વાંગે કોઢ થાય જ નહીં. (૧૪૧) આવી દુરાચારી પાપિણી કૈલાસપુરી લઈ જવા યોગ્ય નથી, એને તમે વિમાનમાં શા માટે બેસાડો છો? (૧૪૨) ગૌતમઋષિ રાજાને કહે છે કે શિવદૂતોને મેં આવું જ્યારે પૂછ્યું ત્યારે તેમણે અમોને ચાંડાલીનો અથ થી ઈતિનો વૃત્તાંત કહ્યો. (૧૪૩) શિવદૂતો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ગૌતમઋષિને કહે છે કે આ ચાંડાલીનો ઈતિહાસ અટપટો અને આશ્ચર્યકારક છે જે અમે તમને સવિસ્તર કહીએ છીએ. (૧૪૪) પહેલાં આનો જન્મ બ્રાહ્મણકુળમાં કન્યા તરીકે થયો હતો. અને નામ સૌમિની હતું અને એનું મુખ ચંદ્રબિંબ જેવું હતું. (૧૪૫) એનું રૂપ અતિ સુંદર હતું એ કન્યા પિતૃગૃહમાં પરણાવવા લાયક થઈ પણ એના જેવો સુંદર વર મળે નહીં તેથી માતા-પિતા ચિંતા કરવા લાગ્યા. (૧૪૬) એને સુંદર વર મળે નહીં અને અને દશ વર્ષની થતાં જ એક બ્રાહ્મણ જોડે પરણાવવામાં આવી. (૧૪૭) વિવાહ થયા પછી આ સૌમિની થોડા દિવસ પતિના ઘરે રહી હતી. (૧૪૮) આ રીતે સમય પસાર થતા સૌમિનીનો પતિ પ્રારબ્ધવશ મૃત્યુ પામ્યો. (૧૪૯) એના કારણે સૌમિની દુઃખી થઈ. જમાઈના દુઃખદ મૃત્યુની વાત સાંભળતા જ એના માતા-પિતા આ કન્યાને પોતાના ઘરે લઈ આવ્યા. એ વખતે એ નારી બહુ જ આક્રંદ કરતી હતી. (૧૫૦) યુવાવયમાં અતિ સુંદર હતી. પછી પરપુરુષને જોઈને કામાતુર થઈને તેનું મન ચંચળ થતું હતું. (૧૫૧) કોક વખતે ગુપ્તરૂપથી પરપુરુષનો સંસર્ગ કરતી હતી અને પાપ ગુપ્ત રહેતું નથી એટલે એ પ્રગટ થયું. (૧૫૨) પોતે વિધવા નારી છે. વિશેષરૂપે અતિ સુંદર છે અને પૂર્વવયમાં વધારે સુંદર હતી. તેથી એનું ચિત્ત સ્થિર રહેતું ન હતું. (૧૫૩) એવી રીતે તેનું પાપ પ્રગટ થતાં જ માતા-પિતા, બંધુ વગેરેએ એને જ્ઞાતિ બહાર મૂકી દીધી. (૧૫૪) માતા-પિતા અને

બંધુજનોએ એનો ત્યાગ કરી પ્રાયશ્ચિત્ત કરી પોતે શુદ્ધ થઈ ગયા. (૧૫૫) પહેલાં આ બાબતનો એને ભય હતો પણ હવે જાહેરમાં તે રાત-દિવસ વ્યભિચાર કરવા લાગી અને એ નગરમાં રહેવા લાગી. (૧૫૬) એ નગરમાં એક સુંદર વાણિયો રહેતો હતો. એણે આ સ્ત્રીને પોતાની કુલસ્ત્રી (પત્ની) બનાવી. (૧૫૭) એ શૂદ્રવત્ વૈશ્યના ઘેર સૌમિની પત્ની તરીકે રહેતી હતી. કામથી સ્ત્રીનો નાશ થાય છે, આવી દુરાચારિણી અને પાપિણી બેંતાલીસ કુળ (પતિપક્ષે ૨૧ + પિતાપક્ષે ૨૧ = ૪૨)નો નાશ કરે છે. (૧૫૮)

શ્લોકઃ

સ્ત્રિયઃ કામેન નશ્યંતિ બ્રાહ્મણા હીનસેવયા ।
રાજાનો બ્રહ્મદંડેન યતયો ભોગસંગ્રહાત્ ॥ (૧૫૯)

સ્ત્રીનો કામવાસનાથી નાશ થાય છે, નીચ લોકોની સેવા કરવાથી બ્રાહ્મણનું પતન થાય છે અને જો રાજા બ્રાહ્મણોને હેરાન કરે તો બ્રાહ્મણોના શાપથી રાજાનો વિનાશ થાય છે. તેમ જ યતિ સંગ્રહ કરે તો અથવા ભોગ ભોગવે તો તેનું પતન થાય છે. (૧૬૦)

શૂદ્રવત્ વૈશ્ય જોડે એ રાત-દિન અતિ હર્ષથી રહેતી હતી અને સમય જતાં તેને પુત્ર થયો. (૧૬૧) તે રોજ માંસાહાર કરતી હતી, મદ્યપાન કરી ઉન્મત્ત થતી હતી. એવી શૂદ્રની પત્ની

સૌમિની પાપિણી અને દુરાચારી હતી. (૧૬૨) આમ સમય જતાં એક દિવસ સૌમિનીએ ઉન્મત્ત થઈને માંસાહાર કરવા માટે વાછરડાને ઘેટું સમજીને તેનો વધ કરી નાખ્યો. (૧૬૩) એવી રીતે વાછરડાને મારી રસોઈ કરી અને એનું મસ્તક ફરી ક્યારેક ખાવા માટે શીંકામાં ટીંગાડી દીધું. (૧૬૩) પોતે મદ્યપાન કરવાથી તેને ઘેન ચડ્યું અને સાંજે જાગૃત થઈ. (૧૬૪) ગાયને દોહવા માટે વાછરડું જોવા લાગી એ સ્થાને ઘેટું દેખાયું. (૧૬૫) આથી તે ભ્રમિત થઈને દુઃખી થઈ ઘરમાં શીંકા ઉપર જોવા લાગી ત્યાં વાછરડાનું મસ્તક જોયું. (૧૬૬) એ વખતે પશ્ચાત્તાપ થવાથી શિવ શિવ કહેવા લાગી અને અજ્ઞાતવશ આવું પાપ થયું એમ વિચાર કરી મનમાં ચિંતા કરવા લાગી. (૧૬૭) પતિ ક્રોધિત થશે એવું વિચારી વાછરડાના શિરને જમીનમાં દાટી દીધું અને અસ્થિચર્મનો નિકાલ કર્યો. (૧૬૮) પડોશમાં જઈને કહેવા લાગી કે વાછરડાને એક વાઘે ભક્ષણ કર્યું છે. એવું કહી સમસ્ત પડોશ અને પતિની સામે રડવા લાગી. (૧૬૯) એવી રીતે કેટલાક દિવસ શૂદ્રના ઘરે રહેતી હતી ત્યાં સૌમિની મરી જતાં તેને યમદૂતો યમપુરીમાં લઈ ગયા. (૧૭૦) એને નરકમાં નાખતાં નરકનાં અનેક દુઃખો ભોગવ્યાં. નરકયાતના પૂરી થતાં તે ચાંડાળકુળમાં સ્ત્રી તરીકે જન્મી. (૧૭૧) જન્મ થતાં જ એ અંધ હતી, કાળી મેશ જેવી, બિહામણી હતી પરંતુ એના માતા-પિતાએ વાત્સલ્યથી પાલનપોષણ કર્યું. (૧૭૨) એઠું માંસ અન્ન તરીકે એને કાયમ આપતા હતા. એટલે બાળપણથી એનું ઘડતર આવું

થયું હતું. (૧૭૩) સમય જતા એના સર્વાંગે કુષ્ઠરોગ થયો અને માતા-પિતાનું મૃત્યુ થતા એ દરિદ્રી અને નિરાશ્રિત થઈ. (૧૭૪) સર્વાંગે કુષ્ઠરોગ થવાથી તેને શરીર પર અસંખ્ય ઘા થયા હતા. આથી એના સ્વજનો અને ભાઈઓએ એનો ત્યાગ કર્યો હતો. તેથી એ ભીખ માગીને પોતાનો ઉદરનિર્વાહ કરતી હતી અને એવી રીતે પોતાના દેહનું રક્ષણ કરતી હતી. (૧૭૫) એવી રીતે એ ચાંડાલી બહુ સમયથી રહેતી હતી અને ભૂખથી હંમેશાં પીડીત રહેતી હતી અને કુષ્ઠદેહી અને આંધળી હતી. (૧૭૬) એને વસ્ત્ર કે અન્ન મળતું ન હતું એટલે અતિ દુઃખ કરતી હતી અને અતિકષ્ટથી વૃદ્ધ થઈ હતી. એવું એનું પૂર્વકર્મ છે. (૧૭૭) લોકો પાસે ખાવા માટે ભીખ માગતી હતી અને રાત-દિવસ રસ્તા ઉપર આ રીતે વિચરતી હતી. પૂરતું અન્ન ન મળવાથી એનું પેટ ક્યારેય ભરાતું ન હતું. તેથી તે હંમેશાં દુઃખી રહેતી હતી. (૧૭૮) શરીરમાં વ્યાધિ હતા, લોહી અને પરુથી શરીરમાંથી દુર્ગંધ આવતી હતી અને સર્વાંગમાં કુષ્ઠ થયો હતો. (૧૭૯) સમય જતા ચાંડાલીએ મહા માસ આવતા લોકોને ગોકર્ણક્ષેત્રની યાત્રા કરવા માટે સ્ત્રી-સંતાનો સહિત જતાં જોયા. (૧૮૦) શિવરાત્રીની યાત્રા માટે દેશેદેશથી ચતુર્વર્ણના અસંખ્ય લોકો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર) હર્ષથી આવતા હતા. (૧૮૧) દેશેદેશના રાજાઓ પણ હાથી અને રથ સાથે મહાબળેશ્વર શિવલિંગના દર્શન માટે આવતા હતા. (૧૮૨) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આનંદથી યાત્રા કરતા હતા. (૧૮૩)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કેટલાક હાસ્ય કરી નૃત્ય, ગાયન કરતા હતા અને શિવસ્મરણની સાથે કીર્તન કરતા કરતા યાત્રા કરતા હતા. (૧૮૪) એવા ભક્તો સાથે ચાંડાલી અન્ય ભિક્ષુકો સાથે ભિક્ષા માગતી ત્યાં જતી હતી. (૧૮૫) આવી રીતે ગોકર્ણ યાત્રા કરવા ખૂબ પ્રયત્ન કરીને ચાંડાલી પહોંચી અને ભક્તો સામે હાથ ફેલાવી કરુણવચનથી ભીખ માગતી હતી. (૧૮૬) લોકો રસ્તે જતા હતા ત્યારે ત્યાં આળોટતી રડી રડીને ભક્તો પાસે ભીખ માગતી હતી. (૧૮૭) "હું પૂર્વજન્મની પાપિણી છું અને આ જ કારણથી પીડા ભોગવું છું. માટે ભૂખનિવારણ કરવા માટે ભીખ આપો" એવું બધાને કહેતી હતી. (૧૮૮) ચાંડાલીને કોઈ વસ્ત્ર કે ઓઢવાનું હતું નહીં. એ પાપિણી ધૂળમાં આળોટતી હતી અને તેથી ક્ષુધાક્રાંત થઈ 'મરણયાતના થાય છે, તમે બધા ધર્મ કરો' એવું કહેતી હતી. (૧૮૯) કુષ્ઠરોગના કારણે લોહી અને પરુ ટપકતું હતું અને વસ્ત્રો ન હોવાથી વધુ ઠંડી લાગતી હતી. આંખો ન હતી અને ભૂખી હતી એથી 'સકળજનો ધર્મ કરો' એવું મોટેથી બોલતી હતી. (૧૯૦) ઘણા દિવસોના ઉપવાસને કારણે જઠરાગ્નિ પ્રદીપ્ત થયો છે અને ખૂબ ભૂખ લાગી છે. તેથી "ધર્મ કરો, ભિક્ષા આપો" એવું કહી માર્ગમાં આળોટતી હતી. (૧૯૧) પૂર્વના સેંકડો જન્મોમાં મેં કોઈ પુણ્ય કર્યું ન હતું તેથી ભારે પીડા ભોગવું છું. માટે તમામ લોકો ધર્મ કરી મને ભિક્ષા આપો. (૧૯૨) આ મુજબ માર્ગમાં એ ચાંડાલી યાચના કરતી હતી. એ દિવસે શિવરાત્રી વ્રત હોવાથી કોઈએ એને ભિક્ષા આપી નહીં. (૧૯૩) તમામ લોકો પૂજન કરવા જતા એમની સામે આક્રંદ કરી માગતી હતી ત્યારે એક જણે

હસીને કહ્યું કે આજે ઉપવાસ છે ત્યારે અન્ન કેવી રીતે મળે? (૧૯૪) યાત્રાળુઓએ શિવપૂજન માટેના બિલ્વપત્રો ચાંડાલીને આપ્યા. ચાંડાલીએ સૂંઘીને જોતા તે ખાવાની વસ્તુ નથી એમ જાણ્યું. (૧૯૫) એ વખતે ક્રોધિષ્ઠ થઈ એ બિલ્વપત્ર જોરથી ફેંકી દીધા જે શિવલિંગ ઉપર જઈને પડ્યાં. તે રાત્રિનો સમય હોવાથી તેના દ્વારા રાત્રિપૂજા થઈ. (૧૯૬) કોઈ પણ એને ભિક્ષા આપતા ન હતા તેથી એ દિવસે ઉપવાસ થયો. એ બિલ્વમંજરી શિવલિંગ ઉપર નાખતા જ શિવપૂજા સંપન્ન થઈ. (૧૯૭) એટલું પુણ્ય એ ચાંડાલીને એ દિવસે પ્રાપ્ત થયું. પ્રયત્ન કર્યા વિના ઈશ્વર પ્રસન્ન થયા અને ભવસાગર પાર કરાવ્યો. (૧૯૮) એવી રીતે ચાંડાલીને એ દિવસે ઉપવાસ થયો ત્યાંથી ઊઠીને દિવસ થતા જ ભિક્ષા માગવા નીકળી. (૧૯૯) એક તો પહેલેથી જ કુષ્ઠરોગી હતી અને ઉપવાસથી અશક્ત થઈ હતી. આથી ચાલી શકતી ન હતી. માર્ગ દેખાતો ન હતો. આથી ધીમે-ધીમે જતી હતી. (૨૦૦) સૂર્યની ગરમીથી એને અતિશય દુઃખ થતું હતું. શિવદૂતો ગૌતમને કહેવા લાગ્યા કે આવો પૂર્વ ઈતિહાસ આ ચાંડાલીનો છે. (૨૦૧) ચાંડાલી આ રીતે અનેક પ્રકારના કષ્ટો વેઠતાં વૃક્ષ પાસે આવી. પછી પ્રાણ ત્યજવાનો વિચાર કરતી હતી એટલે એને લઈ જવા માટે અમે આવ્યા છીએ. (૨૦૨) પણ એણે આજે પુણ્ય કર્યું છે. શિવરાત્રીના કારણે ઉપવાસ કર્યો છે. બિલ્વપત્રથી ઈશ્વરની પૂજા કરી છે અને રાત્રે જાગરણ કરેલું છે. (૨૦૩) આ પુણ્યના લીધે તેનું

એકસો જન્મોનું પાપ નષ્ટ થયું છે. ઈશ્વરને એના ઉપર પ્રેમ ઉપજ્યો છે. એટલે આને લેવા ઈશ્વરે અમને મોકલ્યા છે. (૨૦૪) શિવદૂતે એવું કહેતા જ એની ઉપર અમૃત છાંટ્યું. એનો ત્વરિત દિવ્ય દેહ કર્યો અને શિવલોકમાં લઈ ગયા. (૨૦૫) આવું ગોકર્ણનું સ્થાન છે અને ગૌતમઋષિ વિસ્તારપૂર્વક તેનો મહિમા મિત્રસહ રાજાને કહે છે. મિત્રસહ રાજાને કહે છે કે તે તરત જ ગોકર્ણક્ષેત્રે જાય. (૨૦૬) ગોકર્ણ જતાં જ તારાં પાપો નષ્ટ થશે અને આલોક અને પરલોકનું સૌખ્ય (સુખ) પામીશ અને ચિત્તમાં સંશય રાખતો નહીં. એવું ગૌતમઋષિએ રાજાને કહ્યું. (૨૦૭) ગૌતમઋષિના વચન સાંભળી રાજાને મનમાં સંતોષ થયો અને પાપમુક્ત થવા ત્વરિત ગોકર્ણક્ષેત્રમાં ગયો. (૨૦૮) આવું પુણ્ય-પાવન સ્થળ ગોકર્ણ છે. એટલે જ શ્રીપાદ (દત્ત) ત્યાં રહ્યા. હે નામધારક! આ કથન સાંભળ એવું સિદ્ધમુનિ કહે છે. (૨૦૯) એટલે જ સરસ્વતી ગંગાધર (મૂળ લેખક) ગુરુચરિત્ર વિસ્તારથી કહે છે. તેથી શ્રોતાઓ નિર્ધાર કરી એકચિત્તે સાંભળો. (૨૧૦)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ગોકર્ણમહિમાવર્ણન નામનો સાતમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૨૧૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૮



ગોપબાળની ભક્તિથી પ્રસન્ન થઈ ઉજજૈનમાં શંકર ભગવાન વરદાન આપે છે કે તેની માતાના ઉદરે વિશ્વેશ જન્મ લેશે.

# અધ્યાય-૮

## શનિપ્રદોષ વ્રતમાહાત્મ્ય

### ॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

નામધારક સિદ્ધમુનિને કહે છે કે ગોકર્ણમહિમા કહ્યો ખરો! હવે શ્રીગુરુ ત્યાં કેટલા દિવસ રહ્યા અને આગળ શું થયું એ કહો. (૧) તમે કૃપાસિંધુ ગુરુમૂર્તિ છો અને મારા મનને તમારી લગની લાગી છે. ચરિત્ર સાંભળતા જ મહા આનંદ થાય છે અને અતિ ઉલ્લાસ પણ થાય છે. (૨) શિષ્યનું વચન સાંભળી સિદ્ધમુનિ અતિ સંતોષ પામ્યા અને વિસ્તારથી કહેવા લાગ્યા. તો શ્રોતાઓ તમે પણ ધ્યાનથી સાંભળો. (૩) ગોકર્ણક્ષેત્રમાં શ્રીપાદયતિ ગુપ્તરૂપે ત્રણ વર્ષ રહ્યા અને ત્યાંથી લોકાનુગ્રહ કરવા માટે *શ્રીગિરી પર્વત ઉપર આવ્યા. (*શ્રીશૈલ- મલ્લિકાર્જુન) (૪) જેમનું ચરણદર્શન કરતાં તીર્થયાત્રાનું ફળ મળે છે. એવા પવિત્ર ચરણોનો મહિમા વેદ અને પુરાણોમાં ગાયેલો છે. (૫) સમસ્ત તીર્થો ગુરુચરણમાં વિદ્યમાન હતા તો પણ તીર્થભુવનમાં કેમ ફરે છે? સિદ્ધમુનિએ જવાબ આપતાં કહ્યું કે લોકાનુગ્રહ કરવા માટે ગુરુમહારાજ આવી રીતે જાય છે. (૬)

શ્રીગુરુ શ્રીગિરિ પર્વત ઉપર ચાર માસ રહી નિવૃત્તિસંગમમાં આવ્યા અને ભક્તોને દર્શન આપી કુરવપુર (કુરુગટ્ટી-કર્ણાટક) ગયા. (૭) કુરવપુર મહાક્ષેત્ર છે જ્યાં કૃષ્ણાનદી વહે છે જેનો મહિમા અપાર હોઈ ભૂમંડળમાં દુર્લભ ગણાય છે. (૮) એનો મહિમા કહેવા જતાં કથાનો વિસ્તાર બહુ થશે. આથી તેમાંથી એક કથા તને કહું છું જે એકચિત્તથી સાંભળજે. (૯) શ્રીપાદ કુરવપુરમાં રહ્યા પછી તેમની ભૂમિ ઉપર ખ્યાતિ થઈ જેનો મહિમા અપાર છે. કહેવા જતાં બહુ જ વિસ્તાર થશે. (૧૦) જે લોક ભક્તિથી ભજન કરે છે. એમને વિના પ્રયત્ને સુખ પ્રાપ્ત થાય છે. પત્ની, કન્યા, પુત્ર, જેની જેની ઈચ્છા કરે છે તે એને પ્રાપ્ત થાય છે. (૧૧) એનો મહિમા સંપૂર્ણ કહેવા જતાં બહુ જ વિસ્તાર થશે. એટલે હે નામધારક! તને ટૂંકમાં જ કહું છું તે તું સાંભળ. (૧૨) શ્રીપાદપ્રભુનો આગામી અવતાર થવા માટે કારણરૂપ પ્રસંગ કુરવપુરમાં બન્યો એ તને કહું છું જે એકચિત્તથી સાંભળજે. (૧૩) અવતાર થવા માટેનો પૂર્વ ઈતિહાસ તને કહું છું એ સાંભળ. કુરવપુર ગામમાં એક વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણ રહેતો હતો. (૧૪) એની પત્ની સુશીલ પતિસેવક મહાસતી હતી. એનું નામ અંબિકા હતું. (૧૫) એને પુત્ર થઈને મૃત્યુ પામતા હતા. એ પૂર્વકર્મનું ફળ હતું. માટે એણે અનેક તીર્થો અને વ્રતાચરણ કર્યાં હતાં. (૧૬) દિવસો પસાર થતા એને એક પુત્ર થયો જે મંદબુદ્ધિનો હતો. મંદબુદ્ધિનો પુત્ર હોવા છતાં માતાનો પુત્ર ઉપર અતિ પ્રેમ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

હતો. (૧૭) માતા-પિતાના ઘરે આવી રીતે રહેતો એ વિપ્રપુત્ર મોટો થયો. અને કુલપરંપરા પ્રમાણે વેદાભ્યાસ કરાવવા માટે એનો વ્રતબંધ* કરવામાં આવ્યો. (*યજ્ઞોપવીત સંસ્કાર) (૧૮) એ મંદબુદ્ધિનો વિપ્રકુમાર અજ્ઞાની રૂપે બહેરો હતો. આથી તે વિદ્યા ગ્રહણ કરી શકે તેમ ન હતો. તેના પિતા આવા મંદમતિ પુત્રને જોઈને ચિંતા કરવા લાગ્યા. (૧૯) અનેક દેવોની ઉપાસના કરી અપાર કષ્ટથી પુત્ર તો થયો પણ પૂર્વકર્મના લીધે આવો મૂઢ થયો, જેની ચિંતા બ્રાહ્મણ રાત-દિન કરતો હતો. (૨૦) એને અનેક રીતથી શીખવે છે, મારે છે. તેથી જનનીને દુઃખ થાય છે અને એ પતિને તેમ કરતાં રોકે છે. (૨૧) એ નારી પતિને કહે છે કે આપણે ઘેર પુત્ર નથી. અનેક કષ્ટ કરીને એક બાળક પ્રાપ્ત થયો છે તો એનું જતન (ઉછેર) કરીએ. (૨૨) પુત્રને વેદ કે અન્ય વિદ્યા નથી આવડતી. હવે એને મારીને શું કામ કષ્ટ કરો છો? પૂર્વકર્મના લીધે મૂર્ખ થઈને ઉપજ્યો છે. (૨૩) હવે પછી તમે એને રાત દિવસ સુધી માર્યા કરશો તો હું નક્કી મારા પ્રાણ ત્યજીશ એવું તે સ્ત્રી પતિને કહે છે. (૨૪) પત્નીનું વચન સાંભળી બ્રાહ્મણ નિરાશ થઈને તે નગરમાં દિવસો પસાર કરી રહેવા લાગ્યો. (૨૫) તે વિપ્ર દુઃખ કરતાં કરતાં મૃત્યુ પામ્યો. (૨૬) પુત્રસહિત એ નારી કુરવપુરમાં ભિક્ષા માગીને રહેતી હતી. (૨૭) એ વિપ્રસ્ત્રીનો પુત્ર વિવાહયોગ્ય થયો. મતિહીન વિપ્રપુત્રને જોઈને બધા ગામના લોકો તેની અનેક પ્રકારે નિંદા કરતા હતા. (૨૮)


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

એને કોઈ કન્યા આપતું ન હતું. અને બધા લોકો કહેતા હતા કે તેણે સૂકાં લાકડાં વહન કરીને અથવા પાણી ભરીને ઉદરનિર્વાહ કરવો જોઈએ. (૨૯) સમસ્ત બ્રાહ્મણો એને કહેતા કે તારો પથ્થર જેવો જન્મ થયો છે. પોતાના વંશને લાંછન લગાડ્યું છે. તું મૂર્ખ કુલનાશક છે. (૩૦) તારા પિતાના આચાર-વિચાર કેવા હતા! એ વેદધર્મશાસ્ત્ર જાણતા હતા અને સમગ્ર રાષ્ટ્રમાં એની ખ્યાતિ હતી. એને ત્યાં તેં જન્મ લીધો છે. (૩૧) પિતાની કીર્તિને તું લાંછન લગાડે છે. ભીખ માગીને પેટ ભરે છે. એની શરમ તને કેમ નથી આવતી? (૩૨) લોકો પુત્રને મશ્કરીમાં કહેવા લાગ્યા કે જન્મીને તું પશુ જેમ આચરણ કરે છે. તારો જન્મ વ્યર્થ થયો છે. તું કૃષ્ણામાં ડૂબી મર! (૩૩) આ સાંભળીને વિપ્રપુત્ર બહુ જ દુઃખ કરે છે અને એ વખતે માતાને કહે છે કે હું પ્રાણત્યાગ કરીશ. (૩૪) બધા લોકો મારી નિંદા કરે છે. દેહ છે પણ ઉપયોગ શું? મારી માતાનું પોષણ હું કરી શકતો નથી. માટે હું વનમાં જઈશ. (૩૫) પુત્રનું વચન સાંભળીને માતાને અતિ ચિંતા થાય છે. અને તે શોક કરીને વિલાપ કરવા લાગી. (૩૬) માતા અને પુત્ર દુઃખી થઈને કૃષ્ણાના પ્રવાહમાં ગયા ત્યાં જગત્‌ગુરુ શ્રીપાદયતિ સ્નાન કરતા હતા. (૩૭) માતા પુત્રે એમના ચરણે પડી હાથ જોડીને કહ્યું કે અમારા મનમાં એવી ઈચ્છા છે કે નદીમાં પ્રાણત્યાગ કરીશું. માટે અમને શુભેચ્છા આપો તેથી અમને સદ્‌ગતિ પ્રાપ્ત થશે. (૩૮) કેમ કે આત્મહત્યા મહાદોષ છે.


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

એટલે હે કૃપાસિંધુ! તમને વિનંતી કરીએ છીએ. (૩૯) વિપ્રસ્ત્રીનું વચન સાંભળીને શ્રીપાદપ્રભુ પૂછે છે કે કયા સંકટના લીધે તમારું મન પ્રાણત્યાગ કરવા વિચારે છે? (૪૦) એ વખતે બ્રાહ્મણસ્ત્રી કહે છે કે અમે અનેક દુઃખોથી ઘેરાયેલા છીએ તેમાંથી અમારો ઉદ્ધાર કરો. (૪૧) વિપ્રસ્ત્રી વધુમાં કહે છે કે પુત્ર હતો નહીં. તેથી ઘણા કષ્ટથી અનેક તીર્થો પગે ચાલીને ફર્યાં. કેટલાંય વ્રત અને પૂજા કરી અને સકળદેવની આરાધના કરી હતી. (૪૨) વ્રત અને ઉપવાસ કેટલા કર્યા! પુષ્કળ વ્રત કર્યાં અને આ આવો મૂર્ખ પુત્ર જન્મ્યો. તેથી બધા લોકો નિંદા કરે છે. (૪૩) મારો પતિ વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણ હતો. એના પેટે આ હીન, મંદમતિ, દુરાત્મા જન્મ્યો. (૪૪) હે શ્રીપાદયતિ! અમારી ઉપર કૃપા કરો અને કોઈ પણ જન્મમાં આવો મંદમતિ પુત્ર ન થાય એવો ઉપાય મને કહો. (૪૫) આપ કૃપાસાગર અને દુઃખદૈન્યનું હરણ કરનારા છો. આથી તમારા ચરણે પડીએ છીએ. તો આ શરણાગતનું રક્ષણ કરો. (૪૬) સંસારમાં જન્મી ઘણાં દુઃખો ભોગવ્યાં. આમ છતાં લેશમાત્ર સુખ ભોગવ્યું નહીં. એક પણ પુત્ર (આ મંદમતિ) સિવાય જીવ્યો નહીં. (૪૭) એમાં આ એક પુત્ર બચી ગયો પણ એ બકરીના ગળે લટકતા સ્તન જેવો હોઈ એનો જન્મ વૃથા થયો છે. એવું શ્રીગુરુને બ્રાહ્મણી કહે છે. (૪૮) હે દેવ! હવે એવી કૃપા કરો કે જેથી આગામી જન્મ મનુષ્યનો મળે અને આપ જેમ ત્રણે લોકમાં પૂજ્ય છો, તેવો પુત્ર

પ્રાપ્ત થાય! (૪૯) બધા જ લોકો એને વંદન કરે એવો પુત્ર થાય એવો ઉપાય હે શ્રીગુરુયતિ! કહો. એમ કહી તે વિપ્રસ્ત્રી ચરણે પડી. (૫૦) પુત્રના લીધે માતાનો ઉદ્ધાર થાય, પુનરાવૃત્તિ ન આવે, સકળ પિતૃઓને સ્વર્ગપ્રાપ્તિ થાય એવા આશીર્વાદ આપજો. (૫૧) મારા મનમાં ઈચ્છા છે કે એવો બ્રહ્મજ્ઞાની પુત્ર યુવાવસ્થામાં જ મને પ્રાપ્ત થાય, જે સમસ્ત લોકોમાં પૂજ્ય હોય! (૫૨) એનું ભક્તિપૂર્વકનું વચન સાંભળી શ્રીપાદપ્રભુએ તેની ઉપર કૃપા કરીને કહ્યું કે તું ઈશ્વરની આરાધના કરીશ તો તને શ્રીહરિ જેવો પુત્ર થશે. (૫૩) ગોવાળણના ઘરે જે રીતે શ્રીકૃષ્ણે અવતાર લીધો એ માટે એણે શંકરની આરાધના કરી હતી. (૫૪) એવી રીતે તું શ્રીશંકરની આરાધના કરજે તો જે તારા મનમાં છે તેવો પુત્ર તને નક્કી પ્રાપ્ત થશે તેવું શ્રીપાદયતિ કહે છે. (૫૫) એ વખતે બ્રાહ્મણ સ્ત્રી કહે છે કે ગોવાળણે કેવું વ્રત કરેલ? ચંદ્રમૌલિ શ્રીશંકરની પૂજા કેવી રીતે કરી હતી એ મને વિસ્તારથી કહો. (૫૬) એવું જ વ્રત હું કરીશ એવું કહીને એ સ્ત્રી શ્રીકૃપામૂર્તિ ગુરુના ચરણે પડી અને શ્રીગુરુ તેને વ્રતકથા કહેવા લાગ્યાઃ (૫૭) શ્રીપાદયતિ બ્રાહ્મણીને કહે છે કે પ્રદોષ અને શનિવારે શંકરની ભક્તિથી વિશેષ પૂજા કરજે. (૫૮) ગોવાળિયાઓએ જે પ્રદોષપૂજા કરી તેનું સ્કંદપુરાણમાં વિસ્તારપૂર્વક વર્ણન છે એ કથા હું તને કહું છું એવું શ્રીપાદયતિ કહે છે. (૫૯) શ્રીગુરુનું વચન સાંભળી બ્રાહ્મણસ્ત્રીને સંતોષ થાય છે અને તે

શ્રીગુરુચરણે પડીને વિનંતી કરે છે. (૬૦) વિપ્રસ્ત્રી શ્રીગુરુને કહે છે કે તમે મને આશ્ચર્યજનક વાત કહી છે જેમાં પ્રદોષપૂજા જોવાથી ગોવાળિયાને શ્રીકૃષ્ણ જેવો પુત્ર પ્રાપ્ત થયો. (૬૧) હું એ રીતે પૂજા કરીશ તો એનું ફળ મને પ્રાપ્ત થશે. પહેલાં શું થયું હતું એ પ્રભુ! મને વિસ્તારથી કહેજો. (૬૨) શ્રીગુરુ એને કહે છે કે એકચિત્તથી સાંભળજે. ઉજ્જૈન નામના નગરમાં વિચિત્ર પ્રસંગ બન્યો હતો. (૬૩) આ નગરમાં ચંદ્રસેન નામનો ધર્મજ્ઞ રાજા રાજ્ય કરતો હતો અને એના પ્રાણપ્રિય મિત્રનું નામ મણિભદ્ર હતું. (૬૪) મણિભદ્ર સદા ઈશ્વરભક્તિ કરતો હતો અને અનેક રીતે આરાધના કરતો હતો. તેણે શંકર ભગવાનને આરાધનાથી પ્રસન્ન કર્યા. તેથી પ્રસન્ન થઈ ભગવાને તેને દુર્લભ ચિંતામણિ આપ્યો. (૬૫) આ મણિ મહાસુંદર શોભતો હતો અને કોટીસૂર્ય જેવો એનો પ્રકાશ હતો અને સદા હર્ષથી મણિભદ્ર પોતાના કંઠમાં પહેરી રાખતો હતો. (૬૬) એ મણિનું લક્ષણ એવું હતું કે એનું તેજ જ્યાં પડે ત્યાં લોહ હોય કે પાષાણ સુવર્ણ થતા હતા. (૬૭) મનમાં જે-જે ઈચ્છા કરીએ છીએ એ પામીએ છીએ. એવી આ મણિની ખ્યાતિ હતી અને સમસ્ત રાજાઓ એને મેળવવાની ઈચ્છા રાખતા હતા. (૬૮) ઈચ્છા રાખતા જ કેટલાય લોકો એ મણિ મેળવવા પ્રયત્ન કરતા હતા. કેટલાક રાજાઓ બળજબરીથી લેવા માટે વિચાર કરતા હતા. (૬૯) વળી એમ પણ કહેતા કે ધન લઈને આ મણિ આપો. અને જો સીધી રીતે ન આપે તો યુદ્ધ કરવા

માટે તૈયાર રહો. (૭૦) બધા રાજાઓએ મળીને ઉજ્જૈની નગરે પહોંચ્યા અને અપાર સૈન્યથી નગરને ઘેરો ઘાલ્યો. (૭૧) એ દિવસે શનિવાર અને ત્રયોદશી હતી. રાજા પૂજા માટે બેઠા હતા અને મનમાં કોઈ પણ ચિંતા રાખ્યા વિના એકચિત્તે પૂજા કરતા હતા. (૭૨) રાજાએ મહાકાલેશ્વર લિંગની પૂજા કરી અને ગોપકુમારો શિવાલયમાં એ જોવા માટે આવ્યા. (૭૩) શિવની પૂજા જોઈને ગોવાળપુત્રો કહેવા લાગ્યા કે ચાલો, આ જ રીતે રમીએ અને લિંગ બનાવીને પૂજા કરીએ. (૭૪) આ રીતે વિનોદ કરીને પોતાના ઘર પાસે આવીને પથ્થરો એકઠા કરી શિવાલયની રચના કરી. (૭૫) તેમાંથી એક પથ્થરની શિવલિંગ તરીકે સ્થાપના કરી વિવિધ પાંદડાંઓ દ્વારા પૂજા કરી. (૭૬) કલ્પિત ઉપચારોથી ઈશ્વરની ૧૬ પ્રકારે પૂજા કરી જળ ધરાવી નૈવેદ્યનું સમર્પણ કરી એ ગોપકુમારો આનંદથી રમતા હતા. (૭૭) એવામાં ગોપમહિલાઓ આવીને પોતાના પુત્રોને ભોજન કરવા માટે તેડવા આવી. જેથી લગભગ બધા બાળકો ભોજન માટે ઘેર ગયા. (૭૮) એમાંનો એક ગોપપુત્રએ લિંગને છોડીને ઘેર જવાની ના પાડી તેથી એની માતા નજીક આવીને એને મારે છે. (૭૯) માતા કહેતી હતી કે હે કુમાર, રાત થઈ છે. ઘરે જમવા ચાલ. પણ એ ગોપકુમાર કશું જ બોલતો ન હતો. એ ધ્યાનમગ્ન હતો. (૮૦) એથી ગોવાળણને ક્રોધ આવ્યો અને પૂજાનો ભંગ કરી લિંગરૂપી પાષાણ ક્રોધપૂર્વક ફેંકી દીધો અને પોતાના ઘેર જતી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રહી. (૮૧) પૂજા તોડી નાખેલી જોઈને એ ગોપપુત્ર ભારે વિલાપ કરવા લાગ્યો અને મૂર્ચ્છા આવીને ભૂમિ ઉપર પડ્યો. (૮૨) મનને એકાગ્ર કરીને ગોપપુત્ર શિવસંલગ્ન થયો અને પૂજા ભંગ થવાથી તે પ્રાણ ત્યજવા તૈયાર થયો અને ગોપબાળનું આવું નિર્દોષ વલણ જોઈ શૂલપાણિ શ્રીશંકર ત્વરિત પ્રગટ થયા! (૮૩) શિવજીની કૃપાથી બાળકે બનાવેલું  શિવાલય રત્નજડિત અને સૂર્યના તેજ સમાન શોભતું હતું. અને લિંગ પણ રત્નજડિત દેખતા જ એ બાળક જાગૃત થયો. (૮૪) ગૌરીરમણે (શંકરે) નિજરૂપ ધરીને બાળકને પોતાના હાથથી ઉઠાડીને કહ્યું કે હું પ્રસન્ન થયો છું. તું વરદાન માગ અને જેવી ઈચ્છા થશે તે હું આપીશ. (૮૫) બાળકે ઈશ્વરને વિનંતી કરી કે મારી માતા ઉપર ક્રોધ કરશો નહીં, કેમ કે એણે પ્રદોષના દિવસે પૂજા ભંગ કરી હતી. એને ક્ષમા કરશો. (૮૬) ઈશ્વર ભોળા ચક્રવર્તી છે. તેથી બહુ જ પ્રેમથી વર આપ્યો કે પ્રદોષ વખતે પૂજા જોનાર ગોવાળણ દેવની માતા થશે. (૮૭) એના પેટે જે પુત્ર અવતરશે એ વિષ્ણુનો વિખ્યાત અવતાર થશે. પોતે પૂજા ન કરી હોવા છતાં શિવપૂજનના દર્શનમાત્રથી તે ગોવાળણ આગામી જન્મમાં દેવમાતા થશે. (૮૮) જે તું મનમાં ઈચ્છે તે તું પામીશ અને તારા કુળમાં પુત્ર, પૌત્રો સહિતના સમગ્ર સુખો પ્રાપ્ત થશે. (૮૯) ગિરજાપતિ પ્રસન્ન થઈને લિંગમાં અંતર્ધાન થયા અને રત્નજડિત શિવાલય ગોવાળિયાના ઘેર રહ્યું. (૯૦) શિવાલય કોટીસૂર્યના પ્રકાશ જેમ

ઝગમગતું હતું અને લોકો કહેતા કે શું પ્રકાશ છે! જાણે કે અત્યારે મધરાતે પણ સૂર્યોદય થયો છે! (૯૧) જે રાજાઓ યુદ્ધ માટે આવેલા એ વિસ્મય પામ્યા અને દ્વેષ છોડીને રાજાને સ્નેહભાવથી મળવા ગયા. (૯૨) કહેવા લાગ્યા કે આ પવિત્ર નગરમાં જાણે સૂર્યોદય થયો છે અને અહીંનો રાજા પુણ્યવાન છે. તેનો વિરોધ શા માટે કરવો? (૯૩) એવું કહીને એકઠા થયેલા રાજાઓ ચંદ્રસેન રાજાને પ્રેમથી મળવાની ઈચ્છા કરી સેવકોને મોકલ્યા અને રાજા પણ એમને નગરમાં બોલાવી પોતાના મહેલમાં સાદર લઈ ગયા. (૯૪) આવું થતાં ચંદ્રસેન રાજા પ્રેમથી પૂછે છે કે અંધકારભરી રાત્રિ છે અને ત્યાં સૂર્યોદય કેવી રીતે થયો? (૯૫) ચંદ્રસેન સાથે રાજાઓ એ જોવા માટે ગયા. ત્યાં અતિસુંદર રત્નજડિત શિવાલય જોયું. (૯૬) એવી જ રીતે ગોવાળનું ઘર અતિ સુંદર થતા રાજાએ કારણ પૂછ્યું. (૯૭) બધો વૃત્તાંત કહેતાં જ તમામ રાજાઓને સંતોષ થયો અને ગોવાળને કહેવા લાગ્યાઃ તું સમસ્ત ગોપનો અધિપતિ થા. એમ કહીને તેને ગામડાંઓનો ગરાસ અને સંપત્તિ આપી. (૯૮) બધા રાજાઓ જતા રહ્યા. નિર્મળ ચંદ્રસેન નગરમાં જ રહ્યો. શનિપ્રદોષની પૂજાનું ફળ જ એવું અનુપમ હોય છે કે ભય ત્યાં રહી શકતો નથી. (૯૯) ગોપકુમાર પોતાના ઘરે જાય છે અને માતાને વિસ્તારથી કહે છે કે તારા ઉદરે આગામી જન્મમાં સાક્ષાત્ નારાયણ અવતરશે. (૧૦૦) ઈશ્વરે આવું વરદાન આપ્યું છે. માટે મનમાં સંશય રાખતી નહીં,


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

કેમ કે સાક્ષાત્ કર્પૂરગૌર (શંકર) પ્રદોષની પૂજા જોતાં જ પ્રસન્ન થયા હતા. (૧૦૧) તેં પ્રદોષપૂજા ભંગ કરી હતી આથી તને ક્ષમા આપવા માટે મેં શ્રીશંકરને પ્રાર્થના કરી, જે તેમણે સ્વીકારી. (૧૦૨) એવી રીતે ઈશ્વર પ્રસન્ન થયા. આ પ્રદોષપૂજાનું આવું અનુપમ ફળ છે. એવું એ બ્રાહ્મણસ્ત્રીને શ્રીપાદ કહેવા લાગ્યા. (૧૦૩) તારા મનમાં મારા જેવો વિશ્વવંદ્ય પુત્ર થાય તેવી ઈચ્છા હોય તો સંશય છોડીને નિશ્ચયપૂર્વક શનિપ્રદોષની પૂજા કરી સાક્ષાત્ શંકરની આરાધના કરજે. (૧૦૪) શ્રીપાદ એવું કહીને વિપ્રસ્ત્રી ઉપર પ્રસન્ન થયા. (૧૦૫) આવું કહીને (મૂર્ખ) કુમારને બોલાવીને એના મસ્તક ઉપર હાથ મૂકતાં જ એને તત્કાલ જ્ઞાન થયું અને એ ત્રણ વેદ જાણનાર શાસ્ત્રજ્ઞ થયો. (૧૦૬) વેદશાસ્ત્ર, તર્ક ઈત્યાદિ શાસ્ત્રો બોલતો થયો. આ પ્રમાણે પૂર્વનો મૂર્ખ બ્રાહ્મણ અતિ જ્ઞાની થયો. જે જોઈને અન્ય બ્રાહ્મણો આશ્ચર્યમગ્ન થયા. (૧૦૭) એ વિપ્રસ્ત્રીને આશ્ચર્ય થયું અને એ કહેવા લાગી કે આ ચોક્કસ ઈશ્વર છે અને કોઈ કાર્યકારણથી અવતાર લઈ નરદેહ ધારણ કરી આવ્યો છે. (૧૦૮) પૂર્વજન્મનું પુણ્ય આજે નિશ્ચિત ફળ આપી રહ્યું છે. તેથી જ શ્રીગુરુનાં દર્શન થયાં છે એમ કહીને તે વારંવાર પગે લાગી. (૧૦૯) બ્રાહ્મણી કહેવા લાગી કે તારા જેવો જ પુત્ર પ્રાપ્ત કરવા હું પ્રદોષપૂજા કરીશ. તારું વાક્ય ક્યારેય મિથ્યા નહીં થાય તેવો મને વિશ્વાસ છે. (૧૧૦) બ્રાહ્મણી એવો નિશ્ચય કરીને ભક્તિપૂર્વક નિત્ય પૂજા

કરે છે. પ્રદોષના દિવસે વિશેષ કરીને શ્રીપાદની પૂજા કરે છે. (૧૧૧) વિપ્રસ્ત્રીનો પુત્ર મહાજ્ઞાની વેદશાસ્ત્ર સંપન્ન સમસ્ત લોકોમાં અતિ મહાન વિદ્વાન સિદ્ધ થયો. (૧૧૨) પછી એનો વિવાહ થયો. પુત્ર, પૌત્રોથી આનંદમાં રહ્યા. જયાં આવી રીતે ગુરુકૃપા હોય ત્યાં હંમેશાં આનંદ-કિલ્લોલ હોય છે એ જાણો. (૧૧૩) હે નામધારક શિષ્ય! આવી રીતે શ્રીગુરુ કૃપાવંત થઈને ભક્તજનોનું રક્ષણ કરે છે, એ એકચિત્તથી સાંભળ. (૧૧૪) સરસ્વતી ગંગાધર કહે છે કે સિદ્ધ નામધારકને વિસ્તારથી સમજાવે છે. તો હે સમસ્ત ભકતજનો! આનંદથી સાંભળો. (૧૧૫)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુ અંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શનિપ્રદોષવ્રત માહાત્મ્ય નામનો આઠમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૧૫)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



# અધ્યાય-૯



ધોબીને આગામી જન્મમાં મ્લેચ્છ કુળમાં રાજા થવાનું વરદાન
આપતા શ્રીપાદશ્રીવલ્લભ પ્રભુ

# અધ્યાય-૯

## રજક વરપ્રદાન અને શ્રીપાદ નિજાનંદગમન

**|| શ્રી ગણેશાય નમઃ || શ્રી સરસ્વત્યૈ નમઃ || શ્રી ગુરુભ્યો નમઃ ||**

સિદ્ધમુનિનું વચન સાંભળીને નામધારકે નમન કર્યું અને ભક્તિભાવથી હાથ જોડીને વિનંતી કરી. (૧) શ્રીપાદપ્રભુ કુરવપુરમાં હતા ત્યારે શું થયેલું એ કૃપામૂર્તિ ગુરુજી મને વિસ્તારથી કહો. (૨) ભક્તવત્સલ શ્રીગુરુએ શિષ્યનો ભાવ જાણી ભક્તિ માટે વિસ્તારથી શ્રીગુરુચરિત્ર કહ્યું. (૩) સિદ્ધમુનિ કહે છે કે હે નામધારક! આગળ એક આશ્ચર્યકારક ઘટના બની. ત્યાં એ ગામમાં (કુરવપુરમાં) એક ધોબી રહેતો હતો. એ શ્રીગુરુનો સેવક થયો. (૪) રોજ શ્રીપાદ કૃષ્ણાનદી પાસે આવી વિધિપૂર્વક સ્નાન કરે, લૌકિક વ્યવહાર કરે અને આ રીતે ત્રિમૂર્તિ પોતે આચરણ કરતા હતા. (૫) જેના દર્શનમાત્રથી ગંગાસ્નાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે તેને સ્નાન જેવું આચરણ કરવાની શી જરૂર! પણ લોકોના શિક્ષણ માટે શ્રીગુરુ આ રીતે નદીમાં સ્નાન કરતા હતા એ જાણો. (૬) એવી રીતે એક દિવસે શ્રીપાદ સ્નાન માટે આવ્યા ત્યારે કૃષ્ણાનદી દશે દિશામાં વહી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

રહી હતી અને વચ્ચે શ્રીગુરુમૂર્તિ પ્રવેશ્યા. (૭) એવામાં કૃષ્ણાનદીના કિનારે એક ધોબી વસ્ત્રો ધોતો હતો અને નિત્ય આવીને શ્રીગુરુમૂર્તિને નમન કરતો હતો. (૮) તે ધોબી સવાર, બપોર, સાંજે ત્યાં આવીને અતિ વિનયથી દંડવત્ પ્રણામ કરી વંદન કરતો અને મન, વાણી, કર્મ દ્વારા દંડવત્ કરતો. (૯) એવી રીતે એક દિવસે એ ધોબી નમસ્કાર કરવા માટે આવ્યો ત્યારે શ્રીપાદ એને કહેવા લાગ્યા તે એકચિત્તે સાંભળજો. (૧૦) શ્રીપાદ ધોબીને કહે છે કે રોજ શા માટે કષ્ટ કરે છે? તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. હવે સુખથી રાજ્ય કરજે. (૧૧) શ્રીગુરુનું વચન સાંભળી એણે છેડાને ગાંઠ બાંધી અને હાથ જોડીને કહ્યું કે શ્રીગુરુમૂર્તિ એ સત્ય સંકલ્પસ્વરૂપ છે. (૧૨) ધોબી સંસારની ચિંતા છોડી શ્રીગુરુનો અનન્ય ભક્ત થયો. તે મઠની યથાશક્તિ સેવા કરતો. (૧૩) એવી રીતે ઘણાં દિવસો ગયા. ધોબી રોજ સેવા કરતો હતો. આંગણું વાળી-ઝૂડીને પાણી છાંટતો હતો. એવો એનો નિત્યનિયમ હતો. (૧૪) આવી રીતે એક દિવસ વસંતઋતુમાં વૈશાખ માસ આવ્યો. નદીમાં જલક્રીડા કરવા માટે એક મ્લેચ્છ રાજા આવ્યો. (૧૫) પોતાની સ્ત્રીઓ સાથે નાવમાં બેઠો. વિવિધ વસ્ત્રો અને અલંકારો ધારણ કરી જળક્રીડામગ્ન રાજાને ધોબીએ જોયો. (૧૬) એનું સર્વ દળ કિનારા ઉપર છે, પુષ્કળ હાથી-ઘોડા છે. ઘણા રત્નો જેના ઝગારા મારતા હતા એવા અલંકાર પહેરેલા સેવકજન પણ

હતા. (૧૭) એવા કૃષ્ણાપ્રવાહમાં મ્લેચ્છ રાજા રમતો રમતો કિનારે આવ્યો ત્યારે ઘણાં વાદ્યો વાગતાં હતાં. (૧૮) ધોબી નમસ્કાર કરતો હતો ત્યારે વાજિંત્રોનો અવાજ સાંભળી અને કૃષ્ણામાં રહીને રાજાનો વૈભવશાળી સમારંભ જોઈ તેનું મન ચલિત થયું. (૧૯) મનમાં આશ્ચર્ય પામતો એ ધોબી વિચાર કરવા લાગ્યો કે “આ સંસારમાં જન્મ લઈને મેં સુખ જોયું નથી.” કેમ કે મારો દેહ પશુસમાન છે. (૨૦) રાજાનું જીવન ધન્ય છે. અનેક આભૂષણ એની પાસે છે. આવી રીતે તે સુખ ભોગવે છે. વસ્ત્રો અને અનેક આભૂષણોથી યુક્ત સ્ત્રીઓને ભોગવનાર રાજાએ ઈશ્વરની કેવી રીતે ભક્તિ કરી હશે? (૨૧) તેનું કયા પૂર્વકર્મનું અનુપમ ફળ હશે? એણે કયા દેવની આરાધના કરી હશે? એને કયો ગુરુ મળ્યો હતો? કે જેથી આ વૈભવ પામ્યો છે! (૨૨) મનમાં આવો વિચાર કરતાં કરતાં શ્રીપાદગુરુને ધોબીએ દંડવત્ પ્રણામ કર્યા. ત્યારે શ્રીગુરુએ એની મનોકામના જાણી લીધી. (૨૩) ભક્તવત્સલ શ્રીગુરુમૂર્તિ એની સ્થિતિ પામીને બોલાવે છે અને પૂછે છે કે મનમાં શું વિચાર કરે છે? (૨૪) ધોબી શ્રીગુરુને કહે છે કે મ્લેચ્છ રાજાને જોઈને મને સંતોષ થયો. એ ખરેખર ગુરુનો કેવો આજ્ઞાંકિત દાસ છે! (૨૫) કયા દેવની આરાધના અને તપ કરીને એવો વૈભવ પામ્યો છે એમ હું મનમાં હે કૃપામૂર્તિ! વિચાર કરું છું. (૨૬) અવિદ્યાના લીધે ઈન્દ્રિયો વાસનામાં ખરડાય છે. આ ભોગનો અંત નથી. તેથી તારા ચરણોમાં જ મારું સુખ છે એવું

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ધોબી વિચારે છે. (૨૭) શ્રીપાદ ધોબીને કહે છે કે તેં જન્મથી ઘણું વેઠ્યું છે. આથી તને વિવિધ ભોગો ભોગવવાની ઈચ્છા થાય એ સહજ છે. પરંતુ આ બધું તમોવૃત્તિનું કારણ છે. (૨૮) બધી ઈન્દ્રિયો શાંત કરવી જોઈએ. તેમ ન થાય તો તારું મન નિર્મળ થશે નહીં અને આખાય જન્મમાં અને જન્માંતરમાં એ વિઘ્નો કરશે એ જાણજે. (૨૯) આગામી જન્મમાં તારી ઈચ્છા પૂરી કરવા માટે મલેચ્છ વંશમાં તારે જન્મ લેવો અને તારા મનમાં જે ઈચ્છા થઈ છે એમ રાજ્ય ભોગવજે. (૩૦) આ પ્રમાણે સ્વામીનું વચન સાંભળી ધોબી હાથ જોડીને વિનંતી કરે છે કે હે કૃપાસાગર શ્રીગુરુ! મને તરછોડીશ નહીં. (૩૧) આવતા જન્મમાં તારા ચરણથી દૂર જઈશ તેવા સમયે મને આપ પુનર્દર્શન આપજો અને અનુગ્રહ કરી જ્ઞાન આપશો. (૩૨) શ્રીગુરુ એને કહે છે કે તારો જન્મ વૈદુરાનગરી (બિડર)માં થશે. એ વખતે અમે ત્યાં આવી તારા જીવનના અંતે દર્શન આપીશું. (૩૩) મારાં દર્શન થતાં જ તને જ્ઞાન થશે એનો ભરોસો રાખજે અને ચિંતા કરતો નહીં. હું ત્યાં આવીશ જ. (૩૪) બીજા અનેક લોકોદ્ધારનાં કામો કરવાનાં હોવાથી પણ અમે નૃસિંહસરસ્વતી નામે અવતાર ધારણ કરી આવીશું. (૩૫) ધોબીને આવી રીતે કહીને એને વિદાય આપી અને ધોબી પણ ચરણે પડ્યો અને તરત જ નમન કરી ગયો. (૩૬) એ વખતે શ્રીગુરુ કૃપામૂર્તિ ધોબીને નજીક બોલાવીને પૂછે છે કે તને રાજ્યભોગ આ જન્મે ભોગવવા છે કે અન્ય જન્મમાં ભોગવવાં છે? (૩૭) ધોબી શ્રીપાદને કહે છે કે અત્યારે હું વૃદ્ધ થયો છું. ભોગ જ ભોગવવા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હોય તો બાળપણથી શરૂ કરીને રાજયસુખ ભોગવીશ. યુવાનવયમાં તો રાજયસુખ વધુ મધુર લાગે. (૩૮) ધોબીનું વચન સાંભળી શ્રીપાદે એને વિદાય આપી કહ્યું કે તરત જ અહીંથી જા અને આવતા જન્મે ભોગ ભોગવજે. (૩૯) એ વખતે વિદાય આપતાં જ એ ધોબીએ પ્રાણ છોડ્યા અને મલેચ્છકુળમાં વૈદુરાનગરી (કર્ણાટક)માં જન્મ લીધો. (૪૦) આ પ્રમાણે ધોબીની આ કથા છે. તેનો ઉત્તરાર્ધ (ભવિષ્યની કથા) આગળ જતાં કહીશ, એમ સિદ્ધ નામધારકને કહે છે. (૪૧) આટલું થયા પછી શ્રીપાદરાય કુરવપુરમાં હતા ત્યારે અપરંપાર મહિમા થયો, પ્રખ્યાતિ થઈ એ જાણજે. (૪૨) શ્રીગુરુનો મહિમા કહેતાં કહેતાં કથાનો વિસ્તાર બહુ થશે. આગળ પ્રખ્યાત અવતાર છે એમ સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૪૩) શ્રીગુરુનો મહિમા કહેવા માટે મારી પાસે કોઈ શક્તિ નથી. આ ગુરુમહારાજનો મહિમા છે. જેના થકી આ લીલાવર્ણન કરી રહ્યો છું. એમ સિદ્ધ નામધારકને કહે છે. (૪૪) જે સ્થાનમાં શ્રીગુરુ રહેતા હતા એનો મહિમા અપાર છે. ત્યાં વિવિધ પ્રકારની અચરજભરી લીલાઓ થઈ અને અનેક ભક્તોની મનોકામના પૂરી થઈ તેવા દૃષ્ટાંતો તને કહું છું. (૪૫) સ્થાનમહિમાને વિસ્તારથી કહીશ એ એકચિત્તથી સાંભળજે. કુરવપુર ગામ પ્રખ્યાત છે, જ્યાં ભક્તોની મનોકામના પૂરી થાય છે. (૪૬) આવી રીતે શ્રીપાદ કુરવપુરમાં કેટલાક દિવસ રહ્યા. બીજો અવતાર લેવાનો હોવાથી ત્યાંથી અદૃશ્ય થયા. (૪૭) અશ્વિન વદ બારસ, મઘા નક્ષત્ર, સિંહ રાશિ, શ્રીપાદ નિજાનંદથી કૃષ્ણામાં અદૃશ્ય થયા. (૪૮) દુન્યવી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દષ્ટિથી શ્રીપાદપ્રભુ કુરવપુરમાં અદશ્ય થયા પરંતુ તેઓ ત્રૈમૂર્તિનો અવતાર હોવાથી કુરવપુરમાં હજુ પણ ભક્તોને દર્શન આપે છે. (૪૯) એ સ્થાનમાં અદશ્ય થઈને શ્રીપાદ નિર્ગુણરૂપથી રહ્યા અને પુનઃ અવતાર લેવાનો હોવાથી તેઓ દેખાતા ન હતા. (૫૦) જે જન માત્ર ભક્ત છે એમને નિર્મળરૂપે દેખાય છે. એવું કુરવપુરક્ષેત્ર ભૂમંડળમાં પ્રખ્યાત છે. (૫૧) શ્રીપાદ એ સ્થાનમાં હાજરાહજૂર છે એનો દષ્ટાંત વિસ્તારથી કહીશ એમ સરસ્વતી ગંગાધર બધા શ્રોતાઓને કહે છે. (૫૨) સિદ્ધમુનિએ નામધારકને કહી એ જ કથા વિસ્તારથી સકળજનોને ગંગાધરનો પુત્ર (સરસ્વતી) કહે છે. (૫૩)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક રજક(ધોબી)ને વરદાનપ્રાપ્તિ તથા શ્રીપાદ નિજાનંદ ગમન નામનો નવમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૫૩)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૦મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"તાર્યો ધોબી છેક ગમાર."**

# અધ્યાય-૧૦



સંકટ સમયે પોકારતા ભક્ત વલ્લભેશ માટે શ્રીપાદશ્રીવલ્લભ તરત જ ત્રિશૂલવેશધારી હાજર થયા અને લૂંટારુઓનો વધ કર્યો.

# અધ્યાય-૧૦

## કુરવપુર ક્ષેત્ર મહિમાવર્ણન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

આવી રીતે સિદ્ધમુનિના વચનો સાંભળી નામધારક વિનંતી કરે છે કે કુરવપુરનો મહિમા કેવો હતો એ કહો. (૧) એમ કહો છો કે શ્રીપાદ ક્યાંય પણ ગયા નથી અને ફરીથી એમ કહો છો કે એમના અવતાર થયા છે તો બધી કથા વિસ્તાર કરીને કહેવાની કૃપા કરશો. (૨) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુમહિમા તું પૂછે છે એ વિશ્વવ્યાપક પરમાત્માના અનંત રૂપો પૈકી એક છે એમ જાણજે. (૩) આગળ કયા કારણે અવતાર થયા અને ગુપ્તવેશથી એ કુરવપુરક્ષેત્રમાં કયા કારણે રહ્યા તે કહેશો. (૪) વિષ્ણુનો પરશુરામ તરીકે અવતાર થયો તો (ભાર્ગવ)રામ આજે પણ સદેહે જીવંત છે એ જ વિષ્ણુના બીજા પણ અનેક (રામ, કૃષ્ણ) અવતારો થયા. એ પ્રમાણે શ્રીગુરુના પણ શ્રીપાદશ્રીવલ્લભ અને નૃસિંહસરસ્વતી તરીકે અવતાર થયા. (૫) વિશ્વમૂર્તિ નારાયણ સર્વત્ર જળ, ચેતનમાં વ્યાપી રહેલા છે. તે જ રીતે ત્રિમૂર્તિ સત્ત્વ, રજસ અને તમસ ગુણ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હોઈ તેઓ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને કારણભૂત છે. (૬) ભક્તજનોનો ઉદ્ધાર કરવા માટે વિષ્ણુભગવાને અનેક અવતાર લીધા. કેમ કે દુર્વાસાઋષિએ એને શાપ આપ્યો હતો. (૭) ત્રિમૂર્તિનો અવતાર એનો પાર કોઈ પામી શકે નહીં. એમનો વાસ કુરવપુર તીર્થમાં છે. (૮) જે ભક્તજન મનમાં જે જે ઈચ્છે એ માત્ર શ્રીગુરુદર્શનથી પ્રાપ્ત થાય છે અને શ્રીગુરુ જે સ્થાનમાં રહે છે ત્યાં કામધેનુ જ રહે છે એવું જાણજે. (૯) શ્રીપાદશ્રીવલ્લભ સ્થાનનો મહિમા વર્ણવવા માટે હું એવી પાત્રતા ધરાવતો નથી તેથી તને તેમના અપાર મહિમામાંથી એકાદ દ્દષ્ટાંત કહીશ. (૧૦) ગુરુભક્તિ વિનાકારણ મળતી નથી. એ કાયમ ભક્તોની ઈચ્છા પૂરી કરી તેમને મોક્ષ આપે છે. (૧૧) મનમાં સ્થિર રહીને દૃઢ ભક્તિ કરવી તે ભવસાગર પાર ઉતારશે અને આ રીતે આલોક અને પરલોકમાં સુખ પ્રાપ્ત કરાવશે. (૧૨) આ જ કારણે તને એક દ્દષ્ટાંત કહીશ. એક કાશ્યપગોત્રનો વલ્લભેશ નામનો બ્રાહ્મણ હતો. (૧૩) એ બ્રાહ્મણ સુશીલ, વિચારવંત હતો અને પેટ ભરવા માટે વેપારધંધો કરતો હતો. તે શ્રીપાદશ્રેત્રની યાત્રા કરવા દર વર્ષે આવતો હતો. (૧૪) આગળ જતાં એ વેપારી વેપાર અર્થે નીકળ્યો અને મનમાં બાધા રાખી કે જો હું વેપારમાં નફો કરીશ તો બ્રાહ્મણોને ઈચ્છાભોજન આપી સારી રીતે જમાડીશ. (૧૫) વેપારમાં ફાયદો થતા યાત્રા માટે આવીશ અને સહસ્ર બ્રાહ્મણોને ઈચ્છાભોજન આપીશ. (૧૬) મનમાં આવો નિશ્ચય કરીને એ

બ્રાહ્મણ વેપાર માટે નીકળી પડ્યો અને મનમાં સદાકાળ શ્રીપાદશ્રીવલ્લભના શ્રીચરણોનું ધ્યાન કરતો હતો. (૧૭) જે જે ઠેકાણે જતો હતો ત્યાં શતગુણથી લાભ થતો હતો. તેથી સંતોષ પામીને પરમાનંદથી પાછો આવ્યો. (૧૮) શ્રીપાદ ચરણનું ધ્યાન કરી યાત્રા માટે એ જ સમયે નીકળ્યો અને બ્રાહ્મણભોજન કરાવવા માટે પોતાની સાથે દ્રવ્ય (ધન) લીધું. (૧૯) દ્રવ્ય લઈને એ દ્વિજવર નીકળે છે ત્યારે તસ્કર (ચોર) કપટરૂપથી એની સાથે નીકળ્યા. (૨૦) બે ત્રણ દિવસ પછી એ તસ્કરો વલ્ભેશના સહયાત્રી બની સાથે જતા હતા. એક દિવસ મધ્યરાત્રિના સમયે જંગલમાં માર્ગસ્થ થયા. (૨૧) તસ્કરો બ્રાહ્મણને કહે છે કે અમે કુરવપુરમાં જઈએ છીએ. કેમ કે પ્રતિવર્ષ શ્રીપાદશ્રીવલ્લભનાં દર્શનનો અમારો નિયમ છે. (૨૨) એવી રીતે બોલતાં બોલતાં ચોરોએ વલ્લભેશનો વિશ્વાસ સંપાદિત કરીને વલ્લભેશને કપટથી મારી નાખ્યો અને એનો શિરચ્છેદ કરીને સઘળું દ્રવ્ય લઈ લીધું. (૨૩) એ જ વખતે ભક્તજનોના રક્ષક જટાધારી ભસ્માંગ લગાડેલા શ્રીપાદશ્રીવલ્લભ કુરવપુરમાં ત્વરિત પ્રગટ થયા. (૨૪) જટાધારીના હાથમાં ત્રિશૂલ અને ખડગ હાથમાં હતું એ તસ્કરો સામે ઊભા રહી તેમણે ત્રિશૂલથી તસ્કરોનો તરત જ વધ કર્યો. (૨૫) બધા જ તસ્કરોને મારતી વખતે એમાંનો એક વિનવે છે કે હે કૃપાળુ જગન્નાથ! હું નિરપરાધી છું. (૨૬) ચોર કહે છે કે "મને ખબર ન હતી કે મારા મિત્રો આ નિર્દોષ વલ્લભેશનો

વધ કરશે”. હું સહજ મિત્રોનો સંગાથી બન્યો. તું સર્વજ્ઞ હોવાથી બધી વાતો જાણે છે. (૨૭) તસ્કરની વિનંતી સાંભળી શ્રીપાદશ્રીવલ્લભ તેને પોતાની પાસે બોલાવે છે અને એના હાથમાં ભસ્મ આપે છે અને કહે છે કે આ વલ્લભેશના શબ ઉપર છાંટ. (૨૮) ચોરે વિભક્ત મસ્તક અને ધડને વિભૂતિ સાથે લગાડતા શ્રીપાદપ્રભુએ મંત્રોચ્ચાર કર્યો અને તરત જ એ વલ્લભેશ સજીવન થયો. (૨૯) આટલું થાય છે ત્યાં જ સૂર્યોદય થયો અને શ્રીપાદશ્રીવલ્લભ અદૃશ્ય થયા. જ્યારે એ તસ્કર વલ્લભેશ સાથે રહ્યો. (૩૦) વલ્લભેશ તસ્કરને પૂછે છે કે તેં મને કેમ પકડી રાખ્યો છે? અને આ મનુષ્યોનો કોણે વધ કર્યો છે? (૩૧) તસ્કર વલ્લભેશને કહે છે કે બહુ જ આશ્ચર્યકારક ઘટના ઘટી હતી કેમ કે એક જટાધારી તાપસી પ્રગટ થયો અને એણે ત્રિશૂલથી આ તસ્કરોનો વધ કરેલો. (૩૨) તારા રક્ષણ માટે તાપસીએ મને જીવતો રાખ્યો, પ્રેમથી બેસાડ્યો અને ભસ્મ મંત્રીને તને લગાડી ત્યારે તું સજીવન થયો. (૩૩) હમણાં સુધી એ અહીં નજીકમાં જ ઊભા હતા અને તત્કાળ અદૃશ્ય થયા. આ કોણ મુનિ હતા જેમણે તારા પ્રાણોનું રક્ષણ કર્યું? એ મને સમજાતું નથી. (૩૪) કદાચ ભગવાન શંકર પણ હોઈ શકે. કેમ કે એ ભસ્માંગી અને જટાધારી હતા અને તું એમનો ભક્ત હોઈશ. આથી અહીં પ્રગટ થયા. (૩૫) તસ્કરનાં વચનો સાંભળીને વલ્લભેશને વિશ્વાસ બેઠો અને એની પાસેથી દ્રવ્ય લઈ યાત્રા કરવા માટે તે કુરવપુર

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા
દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગયો. (૩૬) અનેક પ્રકારે પૂજા કરી ચાર સહસ્ત્ર (ચાર હજાર) બ્રાહ્મણોને ભોજન આપી પ્રેમથી ભક્તિપૂર્વક શ્રીગુરુની પાદુકાનું પૂજન કર્યું. (૩૭) એવા અનેક ભક્તોએ કુરવપુરમાં શ્રીપાદપ્રભુની સેવા કરી અનેક વરદાનો પ્રાપ્ત કર્યાં છે. એવો અપાર મહિમા કુરવપુરનો છે. (૩૮) સિદ્ધ નામધારકને કહે છે કે તું મનમાં સંશય રાખતો નહીં. શ્રીપાદપ્રભુ અદશ્ય હોવા છતાં કુરવપુરમાં ભક્તોનું રક્ષણ કરે છે. (૩૯) આગળ અવતાર લેવો છે તેથી ગુપ્ત રહે છે. કોઈને પણ દેખાતા નથી. નારાયણ અનંતરૂપ હોવાથી અત્ર-તત્ર-સર્વત્ર બિરાજમાન છે. (૪૦) લૌકિક દૃષ્ટિથી શ્રીપાદશ્રીવલ્લભ નિર્ગુણ પાદુકાસ્વરૂપ કુરવપુરમાં બિરાજમાન છે. પરંતુ પારમાર્થિક દૃષ્ટિથી એમનો આગામી અવતાર શ્રીનૃસિંહસરસ્વતીરૂપે થયો. (૪૧) સરસ્વતી ગંગાધર કહે છે કે આગળની કથાનો વિસ્તાર મનોહર હોઈ તું સાંભળીશ તો તારા સર્વ મનોરથ સિદ્ધ થશે. (૪૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક કુરવપુરક્ષેત્રમહિમા નામનો દશમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૪૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



# અધ્યાય-૧૧




માધવ અને અંબા દંપતીના ઘેર પોષ સુદ બીજના દિવસે બાળકનો જન્મ થયો. જન્મતાં જ તે ૐકારનું રટણ કરતો. તેનું નક્ષત્ર નામ નરહરિ પાડ્યું.

# અધ્યાય-૧૧

## શ્રીગુરુ નરહરિ બાળચરિત્ર લીલાવર્ણન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને કહે છે કે આગળ જતા શ્રીગુરુનો અવતાર કેવી રીતે થયો એ હે કૃપામૂર્તિ! મને વિસ્તારથી કહો. (૧) સિદ્ધમુનિ કહે છે કે હે વત્સ! શ્રીપાદનો અવતાર થયો એ વૃત્તાંત હર્ષથી તે સાંભળ્યો જેમાં બ્રાહ્મણસ્ત્રીની કથા હતી. (૨) શનિપ્રદોષના દિવસે એ બ્રાહ્મણસ્ત્રી ગુરુઉપદેશના કારણે સર્વેશ્વર શંકરની પૂજા કરતી હતી ત્યારે પુત્રપ્રાપ્તિની ઈચ્છા મનમાં રાખી મૃત્યુ પામી. (૩) એનો આગામી જન્મ ઉત્તરદેશમાં કારંજાનગર (લાડકારંજા- જિલ્લો- વાશીમ-મહારાષ્ટ્ર)માં વાજસનેયી શાખાના બ્રાહ્મણકુળમાં થયો. (૪) એનું નામ અંબાભવાની રાખવામાં આવ્યું. (૫) માતા પિતાના ગૃહે અતિસ્નેહથી એ કન્યા મોટી થઈ અને ધામધૂમથી એનો વિવાહ થયો અને એ જ ગામના વિપ્રને માતા પિતાએ કન્યાદાન કર્યું. (૬) તેના પતિનું નામ માધવ હતું. એ શિવઉપાસક- શનિપ્રદોષ વ્રતધારી હતો જેને આ કન્યાદાન અતિપ્રેમથી કરવામાં

આવ્યું. (૭) આ માધવ વિપ્રના ઘરે એ નારી આનંદથી રહેતી હતી અને એના પૂર્વજન્મના સંસ્કાર અનુરૂપ ઈશ્વરપૂજા કરતી હતી. (૮) ઈશ્વરની પૂજા ઉભય પતિ પત્ની મનથી કરતા હતા. વિશેષમાં ભક્તિની સાથે પ્રદોષપૂજાનું વ્રત પણ હર્ષપૂર્વક કરતા હતા. (૯) શનિપ્રદોષની અસંખ્ય પૂજા કર્યા પછી એ બ્રાહ્મણી ૧૬મે વર્ષે ગર્ભિણી થઈ. (૧૦) ત્રીજા અને પાંચમા મહિને ગર્ભિણીના સીમંત સંસ્કાર કરવામાં આવ્યા અને અંબાને ઉત્તમ દોહદ આવવા લાગ્યા અને બ્રહ્મજ્ઞાન બોલવા લાગી. (૧૧) સાતમા માસે એ વિપ્રે તેનો સીમંતસંસ્કાર ઉત્સાહથી ઉજવ્યો અને સોહાગણોએ તેની આરતી ઉતારી. (૧૨) આવી રીતે નવ માસ પૂરા થતા અંબાએ શુભ દિવસે પુત્રને જન્મ આપ્યો. આથી સર્વ કુટુંબીજનો હર્ષ પામ્યા. (૧૩) બાળકનો જન્મ થતાં જ ઓમકાર શબ્દ ઉચ્ચારવા લાગ્યો. એ સાંભળીને લોકોને ઘણું આશ્ચર્ય થયું. (૧૪) પિતાએ જાતકર્મ કર્યું અને બ્રાહ્મણોને દક્ષિણાનું દાન કર્યું. જ્યોતિષીઓ જાતક જોઈ બાળકનું ભવિષ્ય કહેવા લાગ્યા. (૧૫) એ દ્વિજને જ્યોતિષી કહેતા હતા કે આ જન્મનું મુહૂર્ત સારામાં સારું છે. આ બાળક અવતારી પુરુષ હોવાથી વિશ્વવંદ્ય ગુરુ થશે. (૧૬) આનો અનુગ્રહ જેને થશે એ માણસ વિશ્વવંદ્ય થશે. એનું બોલેલું વાક્ય પારસમણિ જેવું હશે અને એના ચરણ ચિંતામણિની ગરજ સારશે. (૧૭) આના ઘરે આઠે સિદ્ધિઓ આળોટતી હશે અને નિરંતર રહેતી હશે અને નવનિધિ એના ઘરે રહેશે એ

હે દ્વિજોત્તમ! તું સાંભળ. (૧૮) એને પત્ની કે પુત્ર નહીં હોય. એ ત્રિભુવનમાં પૂજ્ય થશે અને એના દર્શનમાત્રથી પાપીઓ પુનિત થશે. (૧૯) આ અવતારી પુરુષ છે એ વિશ્વાસથી કહું છું. મનમાં શંકા રાખતો નહીં એમ કહીને એ બાળકને વિપ્રોએ નમસ્કાર કર્યા. (૨૦) સમસ્ત દ્વિજ એના પિતાને કહે છે કે આની કૃપાથી મહાદુઃખનું પણ હરણ થશે અને એની કૃપા હશે તો તે વ્યક્તિ કલિકાળથી પણ ડરશે નહીં. (૨૧) તમારા મનમાં જે જે ઈચ્છાઓ હશે એની પૂર્તિ થશે. એનો સારી રીતે ઉછેર કરો કેમ કે તમારા ઘેર પુણ્યનો ભંડાર આવ્યો છે. (૨૨) એવું જાતક સાંભળીને વિદ્વજ્જનને વસ્ત્ર વગેરે દાન કરી માતા પિતા સંતોષ પામ્યા. (૨૩) આ વખતે સમસ્ત બ્રાહ્મણવૃંદ ગયા પછી માતા પિતાએ અતિપ્રેમથી એની નજર ઉતારી. (૨૪) આ વાત નગરમાં ફેલાઈ અને સકળ જન કહેવા લાગ્યા કે અમે આજે આશ્ચર્ય જોયું છે કેમ કે બાળકનો જન્મ થતા જ એ 'ૐકાર'નો જપ કરવા લાગ્યો છે! (૨૫) નગરના લોકો ઈષ્ટ મિત્રો એને જોવા માટે આવવા લાગ્યા પણ એને નજર લાગશે એવું કહીને માતા કોઈને પુત્ર બતાવતી ન હતી. (૨૬) માયા-મોહના લીધે માતા પિતા બાળકને નજર ન લાગે તે માટે મંત્ર કરી ભસ્મ લગાડતા હતા અને કાળો દોરો પણ બાંધતા હતા. (૨૭) આ તો પરમાત્માનો અવતાર છે એને કોઈની નજર કેવી રીતે લાગે? પરંતુ લૌકિક ધર્મના લીધે માતા પિતા એનું રક્ષણ કરતા

હતા. (૨૮) આ રીતે બાળકને ૧૦ દિવસ થયા પછી નામકરણ કરવાનું પિતાએ નક્કી કર્યું. (૨૯) એનું જન્મનું નામ શાલિગ્રામદેવ એવું પાડી વ્યવહારમાં બોલવા માટે નરહરિ નામ પાડ્યું. (૩૦) માતા પિતાને બાળક ઉપર અતિ પ્રેમ હતો અને વહાલથી તેનું પાલન કરતા હતા ત્યારે માતાને પૂરતું દૂધ આવતું ન હતું. (૩૧) એ વખતે બ્રાહ્મણી પતિને કહે છે કે મારા સ્તનમાં દૂધ ઓછું આવે છે તેથી કોઈ સ્ત્રીને બોલાવી બાળકને સ્તનપાન કરાવીશું. (૩૨) અથવા એક બકરી લાવીશું કેમ કે મારા સ્તનપાનથી એની ભૂખ સંતોષાતી નથી. આ વાત સાંભળી બાળક જમણા હાથે સ્તનને સ્પર્શ કરે છે. (૩૩) સ્તનને સ્પર્શ કરતાં જ બત્રીસધારાથી દૂધ વહેવા લાગ્યું. કંચૂકી ભીંજાવાથી દૂધ ભૂમિ ઉપર પડવા લાગ્યું. (૩૪) આ જોઈને માતા પિતા વિસ્મય પામ્યાં. પણ આ વાત ગુપ્ત રાખી અને લોકોમાં પ્રગટ ન કરી અને બાળકને નમન કરી રમાડવા લાગ્યા. (૩૫) બાળકને ઘોડિયામાં નાખી અતિ હર્ષથી હાલરડું ગાવા લાગ્યા પણ બાળક ઘોડિયામાં રહેતું ન હતું અને સદાકાળ જમીન ઉપર રમતું હતું. (૩૬) આ રીતે બાળક મોટું થાય છે એમ એક વર્ષનું થતાં પણ કોઈની સાથે બોલતું ન હતું. (૩૭) માતા કુમારને બોલાવવાનો પ્રયત્ન કરતી હતી ત્યારે પણ 'ૐકાર' સિવાય બીજો કોઈ શબ્દ બોલતો ન હતો. તેથી એ મૂંગો થશે કે કેમ? એવી મનમાં ચિંતા કરવા લાગ્યા. (૩૮) તેથી માતા પિતાએ જ્યોતિષીને કહ્યું કે


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બાળક બોલતું નથી. આ દોષનિવારણ માટે વારંવાર પૂછતા હતા. (૩૯) જ્યોતિષી કહેતા હતા કે કુલદેવતાનું આરાધન કરવું અને રવિવારે પીપળાના પાન ઉપર પીરસીને ત્રણ કોળિયા બાળકને ખવડાવવા. (૪૦) એક કહે છે કે આ છોકરો મૂગો છે. પ્રયત્નપૂર્વક શીખવાડવાથી બોલવા લાગશે અને બીજો એવું કહે છે કે બાળકો એકબીજાનું સાંભળીને બોલવા લાગે છે. (૪૧) આ વાતો સાંભળીને બાળક હસીને ૐકાર શબ્દનો ઉચ્ચાર કરતો હતો. બીજું કાંઈ પણ બોલતો ન હતો. ૐકાર શબ્દ સાંભળીને લોકો વિસ્મય પામતા હતા. (૪૨) એક કહે કે આશ્ચર્યકારક ઘટના ઘટી છે. બાળકને બધું જ જ્ઞાન છે છતાં સાંભળીને કશું બોલતો નથી એનું શું કારણ? (૪૩) વિવિધ પ્રયત્નો કરવા છતાં બાળ નરહરિ બોલતો ન હતો. આથી માતા પિતા ચિંતા કરતા હતા અને આમ કરતા કરતા પુત્ર સાત વર્ષનો થયો. ત્યારે પણ પુત્ર બોલતો ન હોવાથી માતા પિતાએ સ્વીકારી લીધું કે દૈવયોગથી આ મૂંગો છે. (૪૪) બાળકને ૭ વર્ષ થતાં જ જનોઈ દેવા માટે યોગ્ય થયો ત્યારે પિતાએ બ્રાહ્મણોને પૂછ્યું કે આ પરિસ્થિતિમાં શું કરી શકાય? (૪૫) એ વખતે બ્રાહ્મણો કહેતા હતા કે બ્રાહ્મણકુળના સંસ્કાર કરવા અને જનોઈ દેવા માટે આઠ વર્ષ ન થવા જોઈએ. (૪૬) માતા પિતા ચિંતા કરે છે કે આને ગાયત્રીમંત્રનો ઉપદેશ કઈ રીતે આપીએ? આ નિશ્ચિત મૂંગો છે તેથી તે ઉચ્ચારણ કરી શકે તેમ નથી. અમારું નસીબ જ ફૂટેલું છે. (૪૭)

અમે સાક્ષાત્ શંકર અને ગૌરીની આરાધના કરેલી, ત્રયોદશીના દિવસે શ્રીશિવની પૂજા કરેલી એ બધું વ્યર્થ ગયું! અમારું નસીબ પણ કેવું? એમ દંપતી કહે છે. (૪૮) ઈશ્વરે વરદાન આપ્યું અને અતિસુંદર પુત્ર થયો અને બોલતો જ નથી તો શું કરીએ? એમ કહીને શિવજીનું ચિંતન કરવા લાગ્યા. (૪૯) અમારા પેટે એક જ બાળક છે. અન્ય બાળક સ્વપ્નામાં પણ જોઈ શકતા નથી. બાળક ભવિષ્યમાં અમારું રક્ષણ કરશે એ આશામાં અમે હતાં. (૫૦) શનિપ્રદોષની પૂજા કરતાં શંકર ભગવાને અમને શું આપ્યું? અમને પુત્ર તો થયો, પરંતુ મૂંગો હોવાથી અમારી ઈચ્છા પૂરી ન થઈ. (૫૧) આવી રીતે જનની અનેક પ્રકારે મહાદુઃખ કરે છે ત્યારે બાળક નજીક આવીને માતાને ઈશારાથી સંબોધે છે. (૫૨) એ જ વખતે ઘરમાં જઈને માતા લોખંડ લઈ આવી અને બાળકના હાથમાં આપતા જ એનું શુદ્ધ સુવર્ણમાં રૂપાંતર થયું. (૫૩) બાળક એ સુવર્ણ માતાને આપે છે ત્યારે એને ઘણું આશ્ચર્ય થયું તેથી પતિને બોલાવીને બધું બતાવ્યું. (૫૪) એ વખતે આ વાત ગુપ્ત રાખીને બાળકને ઘરમાં લઈ ગયા અને એની બાળલીલા જોવા માટે બીજી લોખંડની વસ્તુઓ હાથમાં આપી. (૫૫) બાળકે અમૃતદૃષ્ટિથી જોતાં જ એ લોહનું સુવર્ણ થયું. તેથી માતા પિતાને વિશ્વાસ થયો કે આ પુત્ર અવતારી પુરુષ જ છે. (૫૬) પછી પુત્રને આલિંગન આપીને જનક જનની કહે છે કે તું ઈશ્વરનો અવતાર છે. અમારો કુળદીપક છે અને તું અમારો

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જરૂરથી ઉદ્ધાર કરીશ. (૫૭) તારા લીધે અમને સર્વસ્વ પ્રાપ્ત થયું છે. તને બોલતા અમે દેખી શક્યા નહીં અને અજ્ઞાનતાને લીધે તને મૂંગો કહીએ છીએ. (૫૮) અમારા મનની ઈચ્છાઓ હે પુત્ર! તું પૂરી કરજે અને તારા કાલા કાલા બોલ સંભળાવજે. (૫૯) આ સાંભળતાં જ બાળકે હાસ્યવદન કરી ઈશારાથી મને યજ્ઞોપવીત સંસ્કાર કરાવો તેમ સૂચન કર્યું. (૬૦) ઈશારો કરીને બાળક માતાને સંતોષથી કહે છે કે જનોઈ થતાં જ હું બધું બોલવા લાગીશ. (૬૧) તેથી માતા પિતા સંતોષથી વિદ્વાન જ્યોતિષીને બોલાવે છે અને જનોઈ માટે મુહૂર્ત જોવાનું કહે છે અને એના માટે સમગ્ર તૈયારીઓ કરે છે. (૬૨) બધી તૈયારી કરી સાધનસામગ્રી એકઠી કરી મોટો મહોત્સવ સમારંભ યોજ્યો. (૬૩) ચતુર્વેદી બ્રાહ્મણો આવે છે અને પોતપોતાની શાખા થકી વેદપાઠ કરે છે. સગાંવહાલાં તેમજ કુટુંબીજનો એ સમારંભમાં એકઠા થયા. (૬૪) પુષ્કળ દ્રવ્ય ખર્ચીને અલગ અલગ પ્રકારે સુશોભિત મંડપો ઊભા કરીને માતા પિતાએ આ ઉત્સવ સમગ્ર આમંત્રિતો સાથે ઉજવ્યો. (૬૫) નગરલોકોને વિસ્મય થાય છે કે મૂંગા પુત્રને માટે આટલી મોટી તૈયારી શા માટે કરે છે? બ્રાહ્મણોને લાગ્યું આમને ભ્રાંતિ થઈ છે અને પોતાનું દ્રવ્ય કારણ વગર વેડફી નાખે છે. (૬૬) આટલું ખર્ચ કરીને પુત્રને વ્રતબંધ સંસ્કાર કરશે પરંતુ જ્યારે ગાયત્રી ઉપદેશ આપવાનો થશે ત્યારે બટુક ઉચ્ચાર કેવી રીતે કરશે? (૬૭) એક બ્રાહ્મણ કહે છે ભલે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જે હોય તે આપણને મિષ્ટાન્ન મળે છે, વિપુલ દક્ષિણા અને વસ્ત્રો મળે છે માટે એના મંત્રોની ચિંતા કેમ કરીએ? (૬૮) આ રીતે જુદા જુદા લોકો અનેક વિચાર કરે છે પણ માતા પિતા અત્યંત સુખથી ગણપતિ બેસાડીને દેવસ્થાપના કરે છે. (૬૯) બાળકને મૂંડન કરાવી એ દિવસે હર્ષથી અભ્યંગસ્નાન કરી માતા પિતા યજ્ઞોપવીત ધારણ કરાવે છે. (૭૦) મંત્રપૂર્વક યજ્ઞોપવીતનું ધારણ સમસ્ત દ્વિજોએ કરાવડાવ્યું ત્યારે માતૃભોજન કરાવવા માટે માતા તેને ઘરમાં લઈ ગઈ. (૭૧) માતા સાથે ભોજન કરીને નરહરિએ માતાની રજા લીધી અને યજ્ઞોપવીત સંસ્કાર માટે પિતા પાસે આવ્યો. (૭૨) ગૃહ્યસૂત્રાનુસાર (શુભ) સમુહૂર્ત આવ્યું અને મંત્રોપદેશ કરવામાં આવ્યો. બાળકને મૌંજીબંધન કરવામાં આવ્યું. યોગ્ય મુહૂર્ત પર પિતાએ મંત્રોપદેશ કર્યો. (૭૩) ગાયત્રીમંત્રનો ઉપદેશ કરતી વખતે બાળક મનમાં જ ઉચ્ચાર કરે છે અને કોઈની સામે મોટેથી બોલતો નથી. (૭૪) કુમારને આ રીતે ગાયત્રીમંત્રની દીક્ષા થતાં જ માતા ભિક્ષા લઈને આવી અને રત્નો સહિત વસ્ત્રો આભૂષણો એ સમયે આપ્યાં. (૭૫) બટુકે પહેલી ભિક્ષા માગતાં જ માતાએ આશીર્વાદ આપ્યો અને બાળક ઋગ્વેદની ઋચાઓ ઉચ્ચારવા લાગ્યો. (૭૬) આ પ્રમાણે પહેલી ભિક્ષા પ્રેમથી માતાએ આપતાં **‘અગ્નિમીળે પુરોહિતમ્...’** એ ઋચાનો ઉચ્ચાર એ બ્રહ્મચારી બાળકે કર્યો. (૭૭) માતાએ બીજી વાર ભિક્ષા આપતા બાળકે યજુર્વેદના **‘ઈષેત્વા...’** મંત્ર બોલ્યો

ત્યારે લોકો આશ્ચર્ય પામ્યા. (૭૮) ત્રીજી ભિક્ષા માતા આપે છે ત્યારે બાળક સામવેદનો ઉચ્ચાર કરી **‘અગ્નઆયાહિ...’** એવું ગાન કરી ત્રણે વેદ બોલવા લાગ્યો. (૭૯) સમસ્ત સભા વિસ્મય પામી અને હર્ષથી જોવા લાગી. બધા લોકો કહેવા લાગ્યા કે મૂંગો બટુક ચારે વેદ બોલે છે. આથી તે ઈશ્વરીય અવતાર છે. (૮૦) આ તો મહાપુરુષ છે. એને નર ન કહીએ. આ તો ભગવાનનો અવતાર છે અને જગદ્‌ગુરુ થશે એમ કહી એકત્રિત જનસમુદાય નમસ્કાર કરવા લાગ્યા. (૮૧) આટલું થતાં બટુક (નરહરિ) માતાને કહે છે કે તેં ભિક્ષા માગવા કહ્યું. (૮૨) હું એટલી જ ભિક્ષા માગું છું કે મારે તીર્થાટન કરવા જવું છે. તું સહર્ષ આજ્ઞા આપ. (૮૩) બ્રહ્મચારીનો આચાર એવો છે કે ઘેર ઘેર ભિક્ષા માગીને વેદાભ્યાસ કરવો છે એ જાણજે. (૮૪) પુત્રનું વચન સાંભળી માતાને અતિ દુઃખ થયું. નયનોમાં અશ્રુ આવ્યા અને એ વખતે મૂર્ચ્છા આવતા માતા બેભાન થઈ. (૮૫) કેટલીક ક્ષણો બેભાન અવસ્થામાં રહી; મહાદુઃખ કરી બટુકને કહેવા લાગીઃ હે પુત્ર! તું ઘડપણમાં અમારી રક્ષા કરીશ એવી મનમાં આશા હતી. (૮૬) અત્યાર સુધી તું મૂગો હતો અને જયારે બોલવા લાગ્યો ત્યારે તીર્થાટનની વાત કરે છે! (૮૭) અત્યાર સુધી તારા શબ્દો સાંભળ્યા ન હતા. હવે સાંભળું છું ત્યારે સંતોષ થાય છે જે અત્યાર સુધીની ઈશ્વરપૂજાનું ફળ આજે મળ્યું છે એવો વિશ્વાસ અમોને પ્રાપ્ત થયો છે. (૮૮) એવી રીતે આ વાર્તાલાપ દરમ્યાન માતા પુત્રને આલિંગન આપીને કહે છે કે તું કૃપા કર. (૮૯) માતાનું વચન સાંભળીને બાળક બ્રહ્મજ્ઞાનની વાતો કરતાં કહે છે કે તું મનમાં દુઃખ

ન કર. કેમ કે મારે જે કરવું હશે તે જ કરીશ. (૯૦) તને બીજા ચાર પુત્રો થશે જે તારી અખંડ સેવા મનોભાવથી કરશે. (૯૧) બટુક કહે છે કે તેં શ્રીશંકરની આરાધના પૂર્વજન્મમાં કરી છે એમ કહીને એના મસ્તક ઉપર હાથ મૂકે છે અને તરત જ માતાને પૂર્વજન્મની સ્મૃતિ થાય છે. (૯૨) પાછલા જન્મના વૃત્તાંતનું સ્મરણ થતાં જ માતા વિસ્મય પામી અને બાળકને શ્રીપાદશ્રીવલ્લભના સ્વરૂપમાં જોવા લાગી. (૯૩) એ વખતે માતાએ એના ચરણકમળમાં નમન કર્યું ત્યારે શ્રીપાદે એને તરત જ ઉઠાડીને 'આ હકીકત ગુપ્ત રાખજે' એમ કહ્યું. (૯૪) હે માતા! ગતજન્મની વાત તું ગુપ્ત રાખજે કેમ કે અમે સંન્યાસી હોવાથી સંસારથી અલિપ્ત રહીએ છીએ. (૯૫) આ જ કારણથી હવે અમે સમસ્ત તીર્થયાત્રા કરીશું. એનાં ઘણાં કારણો છે. એમ કહીને જવાની આજ્ઞા માગે છે. (૯૬) આ પ્રમાણે માતાને શ્રીગુરુમૂર્તિ વિનયથી કહે છે ત્યારે માતા ફરીથી પુત્રને વિનંતી કરે છે જે શ્રોતાઓ તમે એકચિત્તે સાંભળો. (૯૭) એ વખતે માતા પુત્રને વિનવે છે કે તું મને છોડીને જાય છે અને ક્યારે પણ દેખાઈશ નહીં તો હું કેવી રીતે જીવીશ? (૯૮) બાળપણમાં તું તપસ્વી બને એ કયા શાસ્ત્રે વર્ણવ્યું છે? કેમ કે ધર્મશાસ્ત્રો કહે છે કે ચારે આશ્રમોનું ક્રમશઃ આચરણ કરવું જોઈએ. (૯૯) માતા કહે છે કે ૧૨ વર્ષ સુધી બ્રહ્મચર્ય આચરવું તે પછી ગૃહસ્થાશ્રમ મુખ્ય હોય છે અને એ પછી જ વાનપ્રસ્થાશ્રમ થતાં અપાર પુણ્ય પ્રાપ્ત થાય છે. (૧૦૦)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મુખ્ય આશ્રમ ગૃહસ્થાશ્રમ છે. એનું આચરણ કર્યા પછી સંન્યાસ લેવો જોઈએ એવું ધર્મશાસ્ત્ર કહે છે. (૧૦૧) બ્રહ્મચર્યાશ્રમમાં વેદોનું પઠન કરવું જોઈએ. પછી વિવાહ કરી ગૃહસ્થ બનવું જોઈએ અને પુત્રપ્રાપ્તિ કરવી જોઈએ. (૧૦૨) યજ્ઞાદિક કર્મો કરીને સંન્યાસ લેવો જોઈએ. પણ બાળપણમાં સંન્યાસ લેવો અયોગ્ય છે. (૧૦૩) સમસ્ત ઈન્દ્રિયોને તુષ્ટ કરવી જોઈએ. મનની તમામ ઈચ્છાઓ પૂરી કરવી જોઈએ અને તે પછી જ તપ કરવા જવું જોઈએ. ત્યારબાદ સંન્યાસ લેવો જોઈએ. (૧૦૪) માતાનું વચન સાંભળીને શ્રીગુરુ તત્ત્વજ્ઞાન કહે છે એ હે નામધારક! તું સાંભળ. એવું સિદ્ધમુનિ કહે છે. (૧૦૫) ગંગાધરનો પુત્ર નમન કરીને વિનવે છે કે હે શ્રોતાજનો! શ્રીગુરુચરિત્રનો વિસ્તાર સાંભળો. (૧૦૬) આગળ જતાં અપૂર્વ ઘટના બની છે એ સિદ્ધમુનિ નામધારકને કહે છે એને મરાઠીભાષામાં શ્રી સરસ્વતી ગંગાધર કહી રહ્યા છે. (જેનું આ ગુજરાતી ભાષામાં ભાષાંતર છે.) (૧૦૭)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શ્રીગુરુ નરહરિ બાળચરિત્ર નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૦૭)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

# અધ્યાય-૧૨




લોકોદ્ધાર માટે બાળ નરહરિ ૯મા વર્ષે તીર્થયાત્રા નિમિત્તે ગૃહત્યાગ કરે છે.
સમગ્ર ગ્રામજનો વળાવવા જાય છે.

# અધ્યાય-૧૨

## શ્રીગુરુ ચતુર્થાશ્રમ ગ્રહણ- ગુરુપરંપરાકથન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શ્રીગુરુ નૃસિંહસરસ્વતી માતાને કહે છે કે અમને યાત્રા અર્થે જવા માટે રજા આપજો. આ મનુષ્યનું પંચભૌતિક શરીર અનિત્ય છે અને જીવનનો કોઈ ભરોસો નથી. (૧)

શ્લોકઃ

અનિત્યાનિ શરીરાણિ વિભવો નૈવ શાશ્વતઃ ।
નિત્યં સન્નિહિતો મૃત્યુઃ કર્તવ્યો ધર્મસંગ્રહઃ ॥

મનુષ્યનું શરીર શાશ્વત નથી પરંતુ, નાશવંત છે. મૃત્યુ ગમે તે ઘડીએ આપણી નજીક આવીને ઊભેલું છે. આથી મનુષ્યનું કર્તવ્ય છે કે તેણે હંમેશાં ધર્મકાર્ય કરતા રહેવું જોઈએ. (૨)

જો કોઈ ચિરંજીવ હોય તો તેને તારી દલીલ લાગુ પડે. પરંતુ દેહ નાશવંત હોવાથી એનો

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કોઈ ભરોસો નથી. (૩) આ દેહ ક્ષણભંગુર છે. કોઈ પણ ચિરંજીવી રહ્યો નથી અને જયાં સુધી નીરોગી શરીર હોય ત્યાં સુધી પુણ્યકર્મ કરતા રહેવું જોઈએ. (૪) જેણે મૃત્યુ ઉપર વિજય મેળવ્યો હોય તેનું શરીર દીર્ઘજીવી કે નિત્ય હશે એવું માનવું. તેને માટે તારો (માતાનો) ઉપદેશ યોગ્ય કહેવાય. તેવો માણસ કહી શકે કે ભવિષ્યમાં હું ધર્મકાર્ય કરીશ. (૫) રોજ રાત્રે આ જિંદગી ઓછી થતી જાય છે. દરેક ક્ષણે આયુષ્ય ઓછું થતું જાય છે. માટે બાળપણથી જ ધર્મ કરતા રહેવું જોઈએ. (૬) ઓછા પાણીમાં જેવી રીતે માછલી સુખેથી રહી શકતી નથી તેવી જ રીતે મનુષ્ય પણ અલ્પ આયુષ્યમાં સુખપૂર્વક રહી શકતો નથી. આથી જયાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ધર્મ કરતા રહેવું જોઈએ. (૭) સૂર્ય ૨૪ કલાકમાં ૨૨૦૦૦ ગાઉની યાત્રા પૂરી કરે છે. (૧ ગાઉ = ૪ યોજન) તેવી જ રીતે મનુષ્યનું આયુષ્ય પણ અતિશીઘ્રતાથી ક્ષીણ થતું જાય છે. (૮) વૃક્ષ ઉપર વરસાદ પડે ત્યારે પર્ણના આગળના ભાગે ઉદક (પાણી) રહે છે જે કદી સ્થિર હોતું નથી અને તરત જ ભૂમિ ઉપર પડે છે. (૯) મનુષ્યના જીવન પછી મૃત્યુ નિશ્ચિત છે. યૌવન પછી વૃદ્ધાવસ્થા પણ નિશ્ચિત છે. એકંદરે આ શરીર નાશવંત હોવાથી કદી પણ ચિરંજીવ નથી. (૧૦) આ જ કારણથી દેહ ઉપર બહુ વિશ્વાસ ન રાખવો કેમ કે એનું મૃત્યુ અટલ છે, માટે ધર્મ કરવો જોઈએ. (૧૧) વૃક્ષ ઉપર જેમ પાન પાકે છે એમ શરીરનો ભરોસો નથી અને એ ક્યારે પડશે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

એ કોઈને ખબર હોતી નથી. (૧૨) વ્યાજમાં છૂટના દિવસો પણ હોય છે અર્થાત્ ત્રણ દિવસનું વ્યાજ ગણવામાં આવતું નથી. પરંતુ યમરાજા આયુષ્યમાં આવી કોઈ જ છૂટ આપતા નથી. (૧૩) જે રીતે નદીનું જળ સમુદ્રમાં મળ્યા પછી પાછું ફરીને નદીમાં આવતું નથી, એવી જ રીતે મૃત્યુ પછી મનુષ્યનું આયુષ્ય પાછું ફરતું નથી. (૧૪) જે રીતે દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ નિરંતર આ ચક્ર ચાલ્યા કરે છે. આથી જે મનુષ્ય પુણ્ય કરતા નથી તેને પશુસમાન સમજવા. (૧૫) જે દિવસે પુણ્ય કરેલું ન હોય એ દિવસ વ્યર્થ ગયો એમ સમજવું અને જાણવું કે યમરાજને કરુણા નથી. માટે તરત જ પુણ્ય કરવું જોઈએ. (૧૬) પુત્ર, સ્ત્રી, ધન અને ગોધન ઉપર મનુષ્ય માલિકીહક બજાવી શકે છે. પરંતુ આયુષ્ય ઉપર તેને આવો માલિકીપણાનો અધિકાર હોતો નથી. જે મનુષ્ય પોતાને ચિરંજીવ સમજે છે તેને પશુસમાન સમજવો. (૧૭) જે રીતે મગર માણસનું ભક્ષણ કરે છે એ રીતે આ શરીરને વૃદ્ધત્વ ભક્ષે છે એવું જાણજે. (૧૮) આ જ કારણથી તારુણ્ય (યુવાની) હોય ત્યારે સમજુ માણસે પુણ્ય કરવું જોઈએ. હે જનની! અમને જવા માટે કેમ ના પાડો છો? આ તારું વલણ યોગ્ય નથી. (૧૯) જે યમનો મિત્ર હોય તે આળસ કે હઠ કરી શકે અથવા જે અમર છે તે ભવિષ્યમાં ધર્મ કરવાનું કહી શકે છે. (૨૦) સંસાર સ્વપ્નની જેમ હોય છે. જેવી રીતે પુષ્પને કળી હોય છે અને સમય આવતા સૂકાઈ જાય છે તેવી રીતે આ દેહ

પણ નાશવંત છે. (૨૧) જેવી રીતે વીજળી આકાશમાં ચમકે છે અને ક્ષણમાત્રમાં અદૃશ્ય થાય છે તેવી રીતે આ દેહ હોય છે. એ કદી પણ કાયમ રહેતો નથી. (૨૨) આવી જુદી-જુદી રીતે બટુક માતા પિતાને બોધ કરતો રહ્યો. તે જોઈને ઉપસ્થિત લોકો વિસ્મય કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ બાળક કેવી રીતે તત્ત્વજ્ઞાનની વાતો કહે છે? (૨૩) પુત્રનું વચન સાંભળી માતાએ નમન કર્યું અને કહ્યું કે મને પણ જ્ઞાન આપો. હવે મારી આટલી વિનંતી સાંભળ. (૨૪) હે કુળદીપક! તેં મને ચાર પુત્રો થશે એવું વરદાન આપ્યું છે. પરંતુ મારા મનમાં વિશ્વાસ બેસતો નથી. (૨૫) માટે જ્યાં સુધી એક પુત્ર થાય ત્યાં સુધી અમારી પાસે રહે અને ત્યાં સુધી વિદાય લેવાની વાત અમને કહીશ નહીં. એવી વિનંતી માતા કરે છે. (૨૬) માતા કહે છે કે મારું આ વચન સ્વીકાર્યા વગર જઈશ તો એ જ વખતે હું પ્રાણત્યાગ કરીશ. આ મારો અડગ નિશ્ચય જાણજે. (૨૭) તું અમારો માત્ર પુત્ર નથી પણ અમારું કુળદૈવત છે. તારાં વચનને સત્ય કરજે. (૨૮) માતાનું આ વચન સાંભળી શ્રીગુરુ હસીને બોલે છે કે અમારા બોલ સત્ય છે અને તારી વિનંતી માનીશ. (૨૯) તને બે પુત્રો થયા પછી અમને સંતોષથી વિદાય આપજે. આ તારા બોલ સત્ય કરજે કેમ કે હું તે પછી એક દિવસ પણ રહીશ નહીં. (૩૦) તારાં ઘરે એક વર્ષ રહીશ અને તારી ઈચ્છાઓ પૂર્ણ થયા પછી અમને વિદાય આપજે. (૩૧) આવી રીતે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

વાત પૂરી કરી શ્રીગુરુ ત્યાં અતિપ્રેમથી રહ્યા અને શિષ્યવર્ગને વેદાભ્યાસ કરાવતા હતા. (૩૨) નગરજનો વિસ્મય કરે છે અને આ એક આશ્ચર્ય થયું એમ કહે છે કે જુઓ, ૭ વર્ષનું બાળક ચારે વેદ અધ્યયન કરાવે છે. (૩૩) વિદ્વાનમાં વિદ્વાન વિદ્યાર્થીઓ ત્રણે વેદનું પઠન કરે છે અને જે લોકો પોતાને ષડ્શાસ્ત્રી (છ શાસ્ત્રો જાણનાર) કહે છે એ લોકો પણ ભણવા માટે આવવા લાગ્યા. (૩૪) આ રીતે એ ઘરમાં શ્રીગુરુ પ્રેમથી રહ્યા. ત્યાં માતાએ ગર્ભ ધારણ કર્યો અને એ ઘરમાં મહાઆનંદ થયો. (૩૫) ગરીબને કોઈ રત્નભંડાર મળ્યો હોય અને જે આનંદ થાય તેવો આનંદ આ માતાને થતો હતો અને તે કુળદેવતા જેવું માન આપી પુત્રની પૂજા કરતી હતી. (૩૬) એટલામાં નવ માસ પૂરા થયા અને એ ગર્ભિણી માતા પ્રસૂતા થઈ. એને અતિ સુંદર એવા બે પુત્રો થયા. (૩૭) પુત્ર થતાં જ ઘણો આનંદ થયો અને માતા પિતાને વધારે સંતોષ થયો અને કહે છે કે શ્રીગુરુના આશીર્વાદ કેવી રીતે અસત્ય હોય? (૩૮) આ જ કારણથી વિદ્વાનોની એવી દ્દઢ માન્યતા છે કે ગુરુવચન હંમેશાં સત્ય જ હોય છે. તેમ છતાં જેવું અંતઃકરણ શુદ્ધ હશે તેવું જ તેનું ફળ મળશે. (૩૯) આવી રીતે એક વર્ષ અને ત્રણ માસના એ બાળકો થયા અને માતા એમને રમાડે છે ત્યારે શ્રીગુરુ એમની પાસે પધાર્યા. (૪૦) શ્રીગુરુ માતાને કહેવા લાગ્યા કે હે માતા! મારું વચન સાંભળ. તારી મનોકામના પૂરી થઈ છે અને તને પૂર્ણાયુષી (પૂર્ણ આયુષ્યવાળા)

બે પુત્રો પ્રાપ્ત થયા છે. (૪૧) એ પછી હજુ પણ બીજા બે કુમાર થશે. એ પછી એક કન્યા થશે અને અત્યંત સુખથી રહીશ અને તારી ઈચ્છાઓ પૂરી થશે. (૪૨) હવે અમોને વિદાય આપજો. અમારી રીતે અમે જઈશું. તમે સંતોષથી રહેજો. એમ કહીને શ્રીગુરુએ તે સમયે વિદાય લીધી. (૪૩) માતા પિતાને સંતોષ થયો અને ગુરુના ચરણો પર માથું ટેકવી કહ્યું કે તું અમારો કુળદેવ છે અને હવે અમારી બીજી કોઈ માગણી નથી. (૪૪) અમને સ્વરૂપજ્ઞાન નથી તેથી તારું સ્વરૂપ કોઈથી પણ કળી નહીં શકાય કેમ કે અમે મોહમાયામાં વીંટળાયેલા હોવાથી તારો સાચો મહિમા જાણતા નથી. અમે પોતાનું પણ સાચું સ્વરૂપ જાણતા નથી તો પછી તારા સ્વરૂપને કેવી રીતે ઓળખીએ? (૪૫) માયાના આવરણથી તને પુત્ર સમજીને કોઈ વખતે નિષ્ઠુર શબ્દો કહ્યા હશે એની ક્ષમા કરજે. (૪૬) સહભોજન કરતી વખતે કે સહશયન કરતી વખતે તને ઉપાડીને તેડ્યો હશે કે ક્યારેક તને ભૂખ્યો પણ રાખ્યો હશે તો હે સ્વામી! ક્ષમા કરજે. (૪૭) મારી પ્રદોષપૂજા ફળી છે અને તારો જન્મ અમારા વંશમાં થયો છે. તું અમારા વંશનો તારણહાર છે. (૪૮) હવે અમારી કેવી ગતિ છે એ હે સ્વામી! તું કહેજે. અમારા જન્મમરણની યાતનાઓ દૂર કરજે. (૪૯) સગરપુત્રો ઉપર જેવી રીતે ગંગા વરસી એવી રીતે તેં આવીને અમને પાવન કર્યા છે અને અમારાં ૪૨ કુળો પણ પાવન થયા છે. (૫૦) માતા પિતા પુત્રને કહે છે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કે આ ભયંકર સંસારમાં જો તારું દર્શન ન થાય તો અમારું રક્ષણ કોણ કરશે? (૫૧) એ સમયે તમારી પાસે હું તત્કાલ આવીશ એવું વચન આપું છું એમ શ્રીગુરુએ કહ્યું. (૫૨) શ્રીગુરુ માતા પિતાને આશ્વાસન આપતાં કહે છે કે તમારે કોઈ ચિંતા કરવી નહીં. જ્યારે જ્યારે મને યાદ કરશો ત્યારે ત્યારે હું હાજર થઈશ. (૫૩) એ પછી પણ ત્રણ સંતાન થશે. હે માતા! તમારા ઘરમાં દુઃખ અને દૈન્ય નહીં હોય અને સદાકાળ શ્રીમંતાઈ ભોગવશો. (૫૪) પૂર્વજન્મમાં તેં પ્રદોષપૂજા કરી છે તેના ફળસ્વરૂપે અનેક જન્મો સુધી શ્રીમંતાઈ ભોગવશો. (૫૫) ઈહલોક (આલોક)માં સુખ થશે અને દેહાંત થતા પરમલોકમાં જશો. કેમ કે શ્રીશંકરની પૂજા કરતા તમને પુનર્જન્મ થશે નહીં. (૫૬) તેં શંકરની આરાધના કરેલી અને અમારો અવતાર કરાવેલો. એ ઈચ્છા તારી પૂરી થઈ ગઈ હોવાથી હવે અમને વિદાય આપ. (૫૭) મારું પુનર્દર્શન તમોને ત્રીસ વર્ષો પછી થશે એમ કહી શ્રીગુરુ બદરીવન જવા માટે નીકળ્યા. (૫૮) એ વખતે વિદાય લઈને શ્રીગુરુ નીકળ્યા ત્યારે નગરજનો આવ્યા પછી માતા પિતાએ વિદાય આપી. (૫૯) નગરની સમસ્ત નારીઓ કહેવા લાગી કે આ બ્રહ્મચારી તપ કરવા નીકળ્યો છે અને મનુષ્ય દેહમાં દેખાય છે તો પણ અવતારી પુરુષ છે. (૬૦) એક નારી કહે છે કે આશ્ચર્ય જુઓ તો ખરા! બાળક તપ કરવા નીકળ્યો છે અને માતા પિતા સુખથી વિદાય આપે છે! (૬૧) આમનું અંતઃકરણ પાષાણ જેવું


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નથી? કેમ કે બાળકને વિદાય આપે છે. (૬૨) એક કહે છે કે આ બાળક નથી પણ ત્રિમૂર્તિનો અવતાર જ છે. આ કાંઈ અનુમાન નથી. કેમ કે તે અસ્ખલિત વેદમંત્રો બોલે છે. (૬૩) સાત વર્ષનું બાળક બધી શાખાઓના વેદ બોલે છે એ મનુષ્ય હોઈ શકે નહીં. એવું હાજર રહેલા વિદ્વાનો કહેવા લાગ્યા. (૬૪) સાધુજનોએ એવું કહીને સાષ્ટાંગ નમન કર્યું અને અનેક સ્તોત્રોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૬૫) નમન કર્યા પછી બધા પોતપોતાના ઘરે જાય છે અને માતા પિતા પુત્રને વિદાય આપવા આગળ આવ્યા. (૬૬) એ વખતે બાળકે માતાને નિજસ્વરૂપ બતાવ્યું અને માતા પિતા દત્તાત્રેયસ્વરૂપ-શ્રીપાદશ્રીવલ્લભને જોવા લાગ્યા. (૬૭) ત્રિમૂર્તિનો અવતાર બાળક નરહરિને કપૂર જેવી શ્વેતકાંતિમાં જોતાં જ માતા પિતા ચરણે પડી પગે લાગ્યા. (૬૮) ત્રૈમૂર્તિના અવતાર એવા જગદ્‌ગુરુનો જય જય હો! અમારું પુણ્ય શ્રેષ્ઠ પ્રકારનું હતું. આથી તમારા ચરણોનાં દર્શન થયાં! (૬૯) તું વિશ્વનો તારણહાર છે અને વિશેષ કરીને અમારો ઉદ્ધાર કરેલ છે. તેથી અમને પુનર્દર્શનનો લાભ આપો એવી વિનંતી કરે છે. (૭૦) એવું કહીને માતા પિતા બાળકના ચરણો ઉપર માથું મૂકે છે અને સ્નેહભાવથી આલિંગન આપે છે. (૭૧) શ્રીગુરુમૂર્તિએ સંતોષ પામીને અતિપ્રેમથી આશ્વાસન આપ્યું અને કહ્યું કે નિશ્ચિત પુનર્દર્શન તમને થશે. (૭૨) માતા-પિતાને આવું કહીને એ જ ક્ષણે વિદાય લીધી અને માતા પિતા સંતોષ પામીને પાછા ઘરે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આવ્યા. (૭૩) વરદમૂર્તિ શ્રીગુરુ બદરીવનમાં જવા માટે વારાણસીક્ષેત્રના આનંદકાનનક્ષેત્રમાં પધાર્યા. (૭૪) વારાણસી એ અવિમુક્ત (મુક્તિદાતા)પુરી તરીકેનું શ્રેષ્ઠ ક્ષેત્ર છે જ્યાં વિશ્વેશ્વર નિવાસ કરે છે. એવું ત્રિભુવનનું અનુપમ ક્ષેત્ર છે. (૭૫) શ્રીગુરુમૂર્તિ વારાણસીક્ષેત્રમાં થોડા દિવસો માટે અનુષ્ઠાનરત રહ્યા. તેઓ વિશ્વેશ્વરનાં નિત્ય દર્શન કરતા અને આત્મસ્વરૂપે પૂજા કરતા. (૭૬) આ રીતે એ સ્થાનમાં કેટલાય દિવસો સુધી શ્રીગુરુમૂર્તિ રહ્યા. ત્યાં અષ્ટાંગ યોગ આદિ તપસ્યા કરતા હતા. (૭૭) એ કાશીનગરીમાં ઘણા તપસ્વી હતા, અનેક સંન્યાસી, યતિ અને અવધૂત કક્ષાના મહાનુભાવો ઉગ્ર તપ કરતા હતા. (૭૮) એમાં શ્રીબ્રહ્મચારી ગુરુ નાની ઉંમરે યોગાભ્યાસ સાથે તપ કરે છે. તેથી અન્ય તપસ્વીઓને મનમાં આશ્ચર્ય થાય છે. (૭૯) આ મહાનુભાવો કહેતા હતા કે જુઓ, આ બ્રહ્મચારી નાની ઉંમરનો બટુક વૈરાગ્ય સાથે અનેક પ્રકારે તપ કરે છે. (૮૦) આ નાની ઉંમરના બટુકને દેહભાવ નથી. મણિકર્ણિકા તીર્થમાં ત્રિકાળ સ્નાન કરે છે. આથી આ બટુક સંન્યાસ લેવા માટે યોગ્ય છે. (૮૧) આવી રીતે સમસ્ત સંન્યાસીઓ અને તપસ્વીઓ નિત્ય ચર્ચા કરે છે. એમાં એક વૃદ્ધ યતિ હતા, જેનું નામ શ્રી કૃષ્ણસરસ્વતી હતું. (૮૨) શ્રી કૃષ્ણસરસ્વતીને જોતાં જ સ્નેહભાવની ભાવના થતી હતી. તેવા તે બ્રહ્મજ્ઞાની, તપસ્વી અને મહામુનિ હતા. (૮૩) એ (શ્રી કૃષ્ણસરસ્વતી) સમસ્ત યતીશ્વરોને કહે છે કે આ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બ્રહ્મચારીને મનુષ્ય કહેતા નહીં, કારણ કે આ અતિતાપસી વિશ્વવંદનીય અવતારી પુરુષ દેખાય છે. (૮૪) ઉંમર નાની હોવાથી તમે વંદન ન કરવાનું વિચારશો તો તે અયોગ્ય છે. આ બટુક ત્રિભુવનમાં પ્રખ્યાત અને અમારા જેવા માટે પણ વંદનીય છે. (૮૫) અમે વૃદ્ધ હોવા છતાં તેઓશ્રીને વંદન કરીએ છીએ એ માટે મૂર્ખ લોક અમારી નિંદા કરતા હશે. (૮૬) આથી સંન્યાસધર્મના ઉત્થાન માટે સંન્યાસ લેવા માટે આ બટુકને વિનંતી કરીશું. તેમના મહિમાથી સમાજમાં ભક્તિ સ્થિર થશે. (૮૭) લોકોના ઉદ્ધાર માટે આ સમર્થ ગુરુ છે અને તેથી તેમના દર્શનમાત્રથી અનેક લોકો પુનિત (પાવન) થશે. (૮૮) આ કારણે બાળકને અમે વિનંતી કરીએ છીએ કે સંન્યાસ આશ્રમ સ્વીકારો તેથી અમે બધા એકચિત્તે પૂજા કરીશું. (૮૯) એમ કહીને સમસ્ત મુનિઓ એની પાસે આવે છે અને વિનંતી કરે છે કે હે તપસ્વી! અમારી વિનંતી સ્વીકારો. (૯૦) લોકકલ્યાણના કારણે તમારે સંન્યાસ લેવો જોઈએ અને અમારા જેવાની પૂજા સ્વીકારીને સમસ્ત લોકોનો ઉદ્ધાર કરવો જોઈએ. (૯૧) આ કલિયુગમાં સંન્યાસીની સકળજન નિંદા કરે છે અને સંન્યાસ લેનાર બહુ ઓછા હોય છે. સંન્યાસધર્મની પુનઃસ્થાપના કોણ કરશે? (૯૨)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શ્લોકઃ

યજ્ઞદાનં [1]ગવાલંભં સંન્યાસં [2]પલપૈતૃકમ્ ।
દેવરાચ્ચ[3] સુતોત્પત્તિં કલૌ પંચ વિવર્જયેત્ ॥ (૯૩)

યજ્ઞમાં દાન, યજ્ઞમાં થતા પશુબલિદાન અને સંન્યાસ લેવો તે કલિયુગમાં દૂષણ છે અને શ્રાદ્ધમાં માંસનો ઉપયોગ કરવો તેમ જ ભાઈની પત્ની સાથે લગ્ન કરવું, આ પાંચે કાર્ય કળિયુગમાં વર્જ્ય છે. (૯૪)

એ માટે કલિયુગમાં સંન્યાસમાર્ગ વેદસંમત હોવા છતાં પણ ઘણા લોકો તેનો વિરોધ કરે છે. (૯૫) પહેલાં આ રીતે લોકોએ સંન્યાસધર્મનો નિષેધ કરેલો પણ શ્રીશંકરાચાર્યે અવતાર લઈને એ સંન્યાસધર્મની પુનઃસ્થાપના કરી હતી એ જાણ. (૯૬) એ પછી આટલા દિવસથી આ સંન્યાસ પરંપરા ચાલી આવી છે. પણ કલિયુગ પ્રબળ થતાં જ એનો નાશ થઈ રહ્યો છે અને લોકો ફરી-ફરીને તેની નિંદા કરે છે. (૯૭) સંન્યાસ આશ્રમનો ઉદ્ધાર કરીને હે કૃપાસાગર! સકળજનો ઉપર ઉપકાર કરશો એવું સકળ મુનિજન બટુકને વિનવે છે. (૯૮) એમની વિનંતી

---

૧. યજ્ઞમાં પશુહિંસા. ૨. શ્રાદ્ધમાં માંસસેવન. ૩. પતિનિધન પછી દિયર દ્વારા પુત્રોત્પત્તિ.




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સાંભળીને શ્રીગુરુ સંન્યાસ આશ્રમ સ્વીકારે છે અને શ્રી કૃષ્ણસરસ્વતી પાસેથી સંન્યાસની દીક્ષા લે છે. (૯૯) સિદ્ધમુનિએ એવું કહેતાં જ નામધારક વિનંતી કરે છે કે મારા મનમાં સંદેહ થાય છે જે દૂર કરો. (૧૦૦) શ્રીગુરુ જગદ્‌ગુરુ તેમ જ ત્રિમૂર્તિનો અવતાર હોય તો તેમણે બીજા ગુરુ કરવાની જરૂર ખરી? (૧૦૧) સિદ્ધ નામધારકને પરિસ્થિતિ સમજાવતાં કહે છે કે ત્રેતાયુગમાં શ્રીરઘુનાથે વશિષ્ઠઋષિને ગુરુ કર્યા હતા તેવો જ આ પ્રકાર છે. (૧૦૨) વિષ્ણુના આઠમા અવતારમાં શ્રીકૃષ્ણે પણ સાંદીપનિ ઋષિને ગુરુ કર્યા હતા. દેવતાઓ મનુષ્યરૂપે જન્મ લે તો માનવગુરુ કરવા જોઈએ. (૧૦૩) આ જ કારણથી શ્રીગુરુમૂર્તિએ શ્રી કૃષ્ણસરસ્વતીને ગુરુ કર્યા કારણ કે તેઓ સમસ્ત સંન્યાસીઓમાં જયેષ્ઠ અને શ્રેષ્ઠ હતા. (૧૦૪) શિષ્ય સિદ્ધને કહે છે કે વૃદ્ધ કૃષ્ણસરસ્વતીને બટુકે ગુરુ કર્યા એ કથા તમે મને કહી છે. (૧૦૫) સમસ્ત યતીશ્વરોમાંથી શ્રી કૃષ્ણસરસ્વતીને બહુમાન આપ્યું એ કૃષ્ણસરસ્વતી પહેલા કોણ હતા અને એમની ગુરુપરંપરાની મૂળ પીઠ કઈ? (૧૦૬) આનો વિસ્તાર કરીને અમને કહેવાની કૃપા કરશો જેથી કરીને હે સ્વામી! અમને સંતોષ થશે. (૧૦૭) શિષ્યએ એવી રીતે વિનંતી કરતા જ સિદ્ધે વિસ્તારથી મૂળ પીઠ વિશે કહેવાની શરૂઆત કરી. (૧૦૮) ગુરુપરંપરાની આદિપીઠ શંકર છે. એ પછી વિષ્ણુ છે અને એ પછી ચાર મુખધારી બ્રહ્મા એ મૂળ ગુરુપીઠ છે એ જાણો. (૧૦૯) એ પછી ક્રમશઃ વશિષ્ઠ, શક્તિ પરાશર અને તેમના શિષ્ય વ્યાસ જે વિષ્ણુના અવતાર હતા. (૧૧૦) વ્યાસ પછી શુકાચાર્ય (શુકદેવજી),


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગૌડપાદાચાર્ય, ગોવિંદપાદાચાર્ય અને તેમના શિષ્ય આદ્ય શંકરાચાર્ય થયા. (૧૧૧) એ પછી વિશ્વરૂપાચાર્ય, જ્ઞાનબોધિગિરી, એમના શિષ્ય સિંહગિરિ અને આગળ ઈશ્વરતીર્થ થયા. (૧૧૨) એમના પછી નૃસિંહતીર્થ, એમના શિષ્ય વિદ્યાતીર્થ, એ પછી શિવતીર્થ, એના પછી ભારતીતીર્થ. એવી ગુરુપરંપરા છે એ જાણજે. (૧૧૩) પછી એમની આગળ વિદ્યારણ્ય શ્રીપાદમુનિ વિદ્યાતીર્થ તરીકે આગળ થઈ ગયા. (૧૧૪) એમના શિષ્ય મલયાનંદ, પછી દેવતીર્થ સરસ્વતી, એમના પછી સરસ્વતી યાદવેન્દ્ર શિષ્ય થયા. (૧૧૫) આ યાદવેન્દ્રમુનિના શિષ્ય એ જ આ શ્રી કૃષ્ણસરસ્વતી હતા, જેઓ અતિવૃદ્ધ અને શ્રેષ્ઠ સંન્યાસી હતા. (૧૧૬) આ રીતે શ્રીગુરુએ ચોથો સંન્યાસ આશ્રમ સ્વીકાર્યો અને સંન્યાસ માર્ગનો ઉદ્ધાર કર્યો. તેમનું ચતુર્થ આશ્રમનું નામ શ્રીનૃસિંહસરસ્વતી છે. (૧૧૭) સમસ્ત વેદોનો અર્થ શ્રીગુરુનાથ કહેવા લાગ્યા એટલે એ કાશીનગરમાં તેઓનો ઉપદેશ સાંભળીને લોકો વંદન કરતા હતા. (૧૧૮) એમની ખ્યાતિ અતિશય થઈ તેથી આ વારાણસીક્ષેત્રમાં સમસ્ત યતિ આવીને શ્રીગુરુની સેવા કરતા થયા. (૧૧૯) થોડા દિવસો પછી શ્રીગુરુ પોતાના અનેક શિષ્યો સાથે ઉત્તરદિશામાં બદરીવન તરફ નીકળ્યા. (૧૨૦) મેરુપર્વતની ડાબી બાજુએ નવ ખંડ અને પૃથ્વીના અનેક તીર્થો આવેલા છે. તે સર્વને હે નામધારક! સાંભળ. (૧૨૧) આમ, સમસ્ત તીર્થોનું અવલોકન કરી શિષ્ય અને યતિ સાથે ભૂમિ પ્રદક્ષિણા કરતા-કરતા ગંગાસાગરે પહોંચ્યા. (૧૨૨)

સિદ્ધ નામધારકને કહે છે કે સમગ્ર ચરિત્ર કહેવા જઈશું તો કથાનો બહુ જ વિસ્તાર થશે માટે ટૂંકમાં કહું છું એ સાંભળ. (૧૨૩) સમસ્ત ગુરુમહિમા અનંત છે જે અંતર્ગત શ્રીગુરુચરિત્ર છે તે તું સાંભળ. (૧૨૪) ગંગાસાગરથી તટયાત્રા કરતા- કરતા શ્રીગુરુ પ્રયાગસ્થાને શિષ્યો સાથે આવ્યા. (૧૨૫) એ સ્થાનમાં ગુરુ હતા ત્યારે એક માધવ નામનો બ્રાહ્મણશ્રેષ્ઠ શ્રીગુરુને મળવા આવ્યો. (૧૨૬) એ બ્રાહ્મણને શ્રીગુરુએ ઉપદેશ આપી પ્રેમથી બ્રહ્મજ્ઞાન આપ્યું અને સંન્યાસદીક્ષા પણ આપી. (૧૨૭) આ શિષ્યનું નામ અતિપ્રેમથી શ્રી માધવસરસ્વતી રાખ્યું. (૧૨૮) સિદ્ધ નામધારકને કહે છે કે આવી રીતે અનેક સંન્યાસી શિષ્યો થયા એમના નામ તને કહું છું જે તું એકચિત્તથી સાંભળ. (૧૨૯) ગંગાધરનો પુત્ર કામધેનુસમાન શ્રીગુરુચરિત્ર કહે છે જે સાંભળતાં જ મહાજ્ઞાન સાથે ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૧૩૦)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શ્રીગુરુના ચતુર્થાશ્રમ સ્વીકાર અને ગુરુપરંપરા કથન નામનો બારમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૧૩૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

# અધ્યાય-૧૩



ગોદાવરી તીરે વાસરબ્રહ્મેશ્વર ક્ષેત્રમાં ઉદરશૂળથી ગ્રસ્ત બ્રાહ્મણને શ્રીગુરુએ પકવાનો જમાડી પેટપીડા દૂર કરી. સાયંદેવ સાથે પ્રથમ મુલાકાત.

## અધ્યાય-૧૩

## કરંજનગરમાં આગમન અને વિપ્ર ઉદરવ્યથા નિરસન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક શિષ્ય સિદ્ધમુનિના ચરણે પડ્યો અને હાથ જોડીને વિનંતી કરવા લાગ્યો. (૧) હે સિદ્ધમુનિ! તું આ ભવમાં તારક છે. પ્રકાશ કરીને મને જ્ઞાન આપ્યું છે તેથી મારું મન સ્થિર થયું છે. તને નમન હજો. તારો જય હો જય હો! (૨) શ્રીગુરુચરિત્રરૂપી અમૃતનું સેવન કરવાથી વધુ તૃષ્ણા થાય છે એનું શમન કરવાવાળો તું એક કૃપાનિધિ સમર્થ છે. (૩) શ્રીગુરુચરિત્રરૂપી કામધેનુનો વિસ્તાર કરીને તમે કહ્યો છે પણ મારું મન તૃપ્ત થયું નથી. માટે વધુ કહેશો એવી આશા કરું છું. (૪) ભૂખથી પશુ ઘાસની ગંજી પાસે આવે છે અને એને આનંદ થાય છે તેથી એ પાછો ફરતો નથી. (૫) કોઈક માણસને છાશ સ્વપ્નમાં પણ જોવા મળતી નથી ત્યારે એને દૂધ ભરેલું પાત્ર મળે ત્યારે એનું મન સંતૃપ્ત થતું નથી અને તે દૂધ ભરેલા પાત્રને છોડતો નથી. (૬) એવી રીતે હું અલ્પજ્ઞાની છું. અવિદ્યા-માયાથી લિપ્ત હોવાના કારણે મને કષ્ટ (દુઃખ)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

થાય છે. હું ગુરુનું સાચું સ્વરૂપ જાણતો નથી. (૭) અજ્ઞાનરૂપી અંધારી રાતમાં તું જ્યોતિસ્વરૂપ છે. અમને પ્રકાશમાં લઈ ગયા છો. હે ગુરુ! આ જ તમારું સાચું સ્વરૂપ છે. (૮) તેં મારા ઉપર જ્ઞાન પ્રદાન કરીને ઉપકાર કર્યો છે. તેં શિષ્ય તરીકેની પરીક્ષામાં મને ઉત્તીર્ણ કરીને કલ્પવૃક્ષ આપ્યું છે તો તને હું શું (બદલો) આપું? (૯) પૃથ્વી ઉપર કોઈને ચિંતામણિ મળે તો તેના ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકાય? હે કૃપામૂર્તિ સિદ્ધ! આવો કિસ્સો મેં સાંભળ્યો નથી. (૧૦) આવા તમારા ઉપકારથી હું જન્મોજન્મમાં બદલો વાળી શકું તેમ નથી. આથી એકાગ્રભાવે ચરણે પડું છું. (૧૧) હે ગુરુ! તેં મને આદિ પુરુષાર્થ પ્રાપ્ત કરવાના માર્ગ બતાવ્યા છે તે પછી મોક્ષની ઈચ્છા જાગી છે. તે માટે હું ગુરુની નિરંતર સેવા કરીશ. (૧૨) જ્યારે ગુરુમૂર્તિ પ્રયાગમાં હતા ત્યારે માધવસરસ્વતી નામના શિષ્યને દીક્ષા આપી હતી. એ પછી શું થયું એ મને વિસ્તારથી વર્ણન કરો. (૧૩) આ પ્રમાણે શિષ્યનું વચન સાંભળીને સિદ્ધમુનિને સંતોષ થયો અને એમણે શિષ્યના મસ્તક ઉપર હાથ મૂકી એ વખતે આશ્વાસન આપ્યું. (૧૪) હે શિષ્ય! તું સદ્‌ગુણોથી ભરેલો છે. આથી તું ધન્ય છે અને તને શ્રીગુરુચરણ પ્રાપ્ત થતા તું આ ભવસાગરને પાર કરીશ એ ચોક્કસ છે. (૧૫) તેં ગુરુનું સ્વરૂપ ઓળખી લીધું છે. માટે ભક્તિભાવથી ગુરુસેવાપ્રકાર પૂછે છે. આ તારા પ્રશ્નને લીધે મને આનંદમય સંતોષ થાય છે. (૧૬) શ્રીગુરુચરિત્રનું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હું વિસ્તારથી વર્ણન કરું છું તે એકચિત્તે સાંભળ. આગળ જતાં શ્રીગુરુએ ત્યાં જ માધવ નામના શિષ્યને દીક્ષા આપી શ્રીગુરુ ત્યાં જ થોડો સમય રહ્યા. (૧૭) એવી રીતે ત્યાં ગુરુનો મહિમા પ્રખ્યાત થતાં અપાર સંન્યાસીઓ શિષ્ય થયા. એમાં માધવસરસ્વતી મુખ્ય હતા. (૧૮) એ શિષ્યોનાં નામ કહેતાં કથાનો બહુ વિસ્તાર થશે માટે જે ૭ પ્રમુખ શિષ્ય હતા તેના નામ હું કહીશ તે એકચિત્તે સાંભળ. (૧૯) શ્રી બાળસરસ્વતી, શ્રી કૃષ્ણસરસ્વતી, શ્રી ઉપેન્દ્રસરસ્વતી, શ્રી માધવસરસ્વતી અને પાંચમા શ્રી સદાનંદસરસ્વતી છે. (૨૦) શ્રી જ્ઞાનજ્યોતિસરસ્વતી અને સાતમો શિષ્ય હું પોતે શ્રી સિદ્ધસરસ્વતી છું. એ સિવાય એકથી એક શ્રેષ્ઠ અનેક શિષ્યો હતા. (૨૧) આ શિષ્યો સાથે શ્રીગુરુ દક્ષિણભારત જવા નીકળ્યા અને સમસ્ત ક્ષેત્ર પાવન કરીને કારંજ (કારંજા) નગરમાં આવ્યા. (૨૨) શ્રીગુરુ નૃસિંહસરસ્વતી પોતાના માતા-પિતાને મળ્યા અને તરત જ આવીને એમનાં ચરણે પડ્યા ત્યારે ચાર ભાઈ-બહેનો પણ સ્વામીને મળ્યા. (૨૩) ગુરુમૂર્તિને જોતાં જ નગરજનોને અત્યંત આનંદ થયો અને એક પછી એકે એમની પૂજા કરી. (૨૪) દરેક ઘરમાં શ્રીગુરુને ભિક્ષા માટે આમંત્રણ મળ્યું અને દરેક ઘરમાં એમની વિવિધ પ્રકારે પૂજા પણ થઈ. (૨૫) સમસ્ત લોકો આશ્ચર્ય કરે છે અને નિશ્ચિંતપણે માને છે કે શ્રીગુરુ એ શ્રીવિષ્ણુનો અવતાર છે અને બાહ્ય પરિવેશથી ભલે સંન્યાસી દેખાય છે, પરંતુ એ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અવતારી પુરુષ છે એ જાણો. (૨૬) અને જે લોકો શ્રીગુરુને મનુષ્ય કહે છે તેઓ નરકમાં જશે. કેમ કે આ તો બ્રહ્મા, વિષ્ણુ, મહેશનો અવતાર છે. (૨૭) આ રીતે માતા-પિતાએ ભાવભક્તિથી પૂજા કરી અને માતાને પૂર્વજન્મની સ્મૃતિ થઈ કે આ શ્રીપાદયતિ છે. (૨૮) એ વખતે માતા એમના ચરણકમળમાં માથું ટેકવે છે અને કહે છે કે હે સત્ય સંકલ્પ, ચંદ્રમૌલિ! તારી પ્રદોષપૂજા મને ફળી છે. (૨૯) શ્રીગુરુની માતા પતિને કહે છે કે, આ જન્મમાં વિશ્વવંદનીય પુત્ર પ્રાપ્ત થાય એટલે મેં શિવારાધના કરી હતી. (૩૦) આ જ શ્રીપાદ ઈશ્વરની મન, વચન અને કર્મથી ભક્તિ કરી હતી. આથી, આ જન્મમાં વિશ્વવંદનીય શ્રીનૃસિંહસરસ્વતીના માતા-પિતા બનવાનું ભાગ્ય આપણને સાંપડ્યું છે. (૩૧) એમ કહીને બંને (માતા-પિતા) શ્રીગુરુને નમન કરે છે અને હાથ જોડીને વિનંતી કરે છે કે હે જગન્નાથ યતિ! અમારો આ ભવસાગરમાં ઉદ્ધાર કરજો. (૩૨) શ્રીગુરુ એમને (માતા-પિતાને) કહે છે કે જો કુળમાં કોઈ વંશજ સંન્યાસી થાય છે તો તે બેંતાલીસ કુળનો ઉદ્ધાર કરે છે. (૨૧ પિતાના + ૨૧ માતાના). (૩૩) એને શાશ્વત બ્રહ્મલોકનું અચળ પદ પ્રાપ્ત થાય છે એ સાંભળો. (૩૪) યમનું દુઃખ કે બીક એમને હોતી નથી અને એમના પિતૃઓ અને તેઓની સંતતિ પણ જો નરકમાં હોય તો તેમને શાશ્વત બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે. (૩૫) આ જ કારણથી અમે સંન્યાસ આશ્રમ લીધો છે. તેથી તમને યમની બીક

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નહીં હોય અને તમે બ્રહ્મપદ પ્રાપ્ત કરશો. (૩૬) આવી રીતે માતા-પિતાને કહીને આશ્વાસન આપ્યું કે તમારા પુત્રો શતાયુષી થશે અને અષ્ટ ઐશ્વર્યથી રહેશે. (૩૭) એમના પુત્ર અને પૌત્ર તમે તમારી આંખોથી જોશો અને જીવનના અંતકાળે કાશીભુવનમાં જશો. (૩૮) કાશીનગરી મોક્ષ અપાવનાર નગરી છે એમ વેદશાસ્ત્રમાં કહ્યું છે. આથી શ્રીગુરુ માતા-પિતાને કહે છે કે તમે ચિંતા કરતા નહીં. તમને પણ મોક્ષ પ્રાપ્ત થશે. (૩૯) શ્રીગુરુની પૂર્વાશ્રમની એક બહેન હતી. એનું નામ રત્નાઈ હતું. એ શ્રીગુરુને નમન કરીને વિનવે છેઃ (૪૦) એ વારંવાર વિનંતી કરે છે કે હે સ્વામી! હું સંસાર, માયાથી લિપ્ત થઈને આ ભવસાગરમાં ડૂબી જાઉં છું. તો તમે મને ભવસાગર પાર કરાવો. (૪૧) સંસારના ત્રણે પ્રકારના તાપને લીધે અમને બીક લાગે છે. માટે અમારો આમાંથી છૂટકારો કરજો અને અમે તપ કરવા જઈશું. (૪૨) એનાં આ વચન સાંભળી શ્રીગુરુ કહે છે કે સ્ત્રીઓ માટે પતિની ચરણસેવા એ જ તપ છે એમ સમજ. (૪૩) આ સંસારસાગરમાં જેનો જેવો ભાવ હોય છે તેવું તેને ફળ મળે છે. (૪૪) ભવસાગર પાર ઉતરવા માટે સ્ત્રીને પતિ જ એકમાત્ર માધ્યમ હોય છે. માટે મનમાં નિર્ધાર કરીને શ્રીશિવ સમાન પતિની સેવા કરવી. (૪૫) વેદપુરાણોમાં પણ પતિસેવાને શ્રેષ્ઠ ગણવામાં આવી છે. આથી જો પત્ની પતિની સેવા કરે તો અવશ્ય મોક્ષગતિ પામે છે અને પતિને પણ મોક્ષ અપાવે છે એ જાણજે. (૪૬) શ્રીગુરુનું વચન સાંભળીને

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પૂર્વાશ્રમની બહેન રત્નાઈ હાથ જોડીને બ્રહ્મજ્ઞાન કહેવા માટે વિનંતી કરે છે. (૪૭) તમને ભવિષ્યકાળ અને ભૂતકાળની જાણ છે. માટે મારું ભાવિ કેવું છે તે વિસ્તારથી કહો અને માર્ગદર્શન આપો. (૪૮) શ્રીગુરુ એને કહે છે કે તારી ઈચ્છા તપ કરવાની છે પણ જે પૂર્વજન્મનું પાપ સંચિત થયું હશે એનું ફળ આ જન્મમાં ભોગવવું જ પડે છે. (૪૯) પૂર્વજન્મમાં તેં ગાયને લાત મારેલી. પડોશના સ્ત્રી-પુરુષોમાં ઝઘડો કરાવેલો. (૫૦) આ દોષના લીધે તને અનેક પાપ લાગેલાં છે. તેં ગાયને પણ લાત મારી છે તેથી તારા સર્વાંગમાં કુષ્ઠરોગ થશે. (૫૧) તેં સ્ત્રીપુરુષોમાં કલહ કરાવેલો, માટે આ જન્મમાં તારો પતિ તપસ્વી થશે. એ તારો ત્યાગ કરશે. આ પૂર્વકર્મનું ફળ છે. (૫૨) આ સાંભળીને રત્નાઈને દુઃખ થયું અને શ્રીગુરુચરણો પાસે આળોટીને કહેવા લાગી કે હે ગુરુનાથ! મારો ઉદ્ધાર કરો. (૫૩) શ્રીગુરુ કહે છે કે હે બહેન! સાંભળ. આગળ જતાં વૃદ્ધકાળે તારો પતિ સંન્યાસી થશે. ત્યાં સુધી તને કોઈ ભય નથી. (૫૪) એ પછી તારા તમામ અવયવોને કુષ્ઠરોગ થશે અને આ ભોગવીને પછી જ તને ગતિ મળશે. (૫૫) તારો દેહ રોગગ્રસ્ત થશે ત્યારે તને પુનઃ મારાં દર્શન થશે. એ વખતે તારાં પાપ નષ્ટ થશે. માટે એક તીર્થક્ષેત્ર કહું છું તે સાંભળ. (૫૬) દક્ષિણદેશમાં ભીમાનદીના તીરે પાપવિનાશી તીર્થ છે. ત્યાં વૃદ્ધ (રોગગ્રસ્ત) થયા પછી તું જજે. (૫૭) ભીમાઅમરજા સંગમ આ પૃથ્વી ઉપર ગાણગાપુર તીર્થક્ષેત્ર

તરીકે પ્રખ્યાત છે. ત્યાં તું જજે. (૫૮) આવી રીતે બહેનને કહીને શ્રીગુરુ દક્ષિણભારતમાં ત્ર્યંબકક્ષેત્રમાં જ્યાં ગોદાવરી નદીનું ઉદ્‌ગમસ્થળ છે ત્યાં આવ્યા. (૫૯) શ્રીગુરુમૂર્તિ શિષ્યોની સાથે નાસિકક્ષેત્રમાં આવ્યા. એ તીર્થનો મહિમા પુરાણોમાં પ્રસિદ્ધ છે તે સાંભળ. (૬૦) તીર્થમહિમા કહેતી વખતે કથાનો વધુ પડતો વિસ્તાર થશે. માટે હવે તને ટૂંકમાં જ કહું છું તે સાંભળ. (૬૧) આ ગોદાવરી (ગૌતમીગંગા)નો મહિમા અપાર છે અને બ્રહ્માંડમાં પ્રખ્યાત છે. (૬૨) ભગવાન શંકરે ગંગાનદીને પોતાની જટામાં પ્રેમપૂર્વક ધારણ કરી હતી ત્યારે તેનો લાભ પૃથ્વી પરના લોકોને મળે તેથી ગંગાવતરણ માટે ઋષિઓએ પ્રયત્ન કર્યો. (૬૩) પુરાતનકાળમાં ગૌતમ નામના એક તપસ્વી હતા. તેઓ તપસ્યાસ્થળની નજીક ડાંગરની રોપણી કરીને અનુષ્ઠાન કરતા હતા. (૬૪) પુરાતનકાળના બધા ઋષિ રોજની રોજ ડાંગર રોપીને મંત્રબળથી તે જ દિવસે પકવતા હતા. આવી તેમની મંત્રશક્તિ હતી. (૬૫) એ વખતે બધા ઋષિઓએ વિચાર કર્યો કે ગૌતમઋષિ આપણા સહુમાં સર્વશ્રેષ્ઠ મહામુનિ છે અને શંકરના મહાન ભક્ત છે. (૬૬) જો ગૌતમઋષિ ઉપર સંકટ લાવવામાં આવે તો તેઓ ગંગાને પૃથ્વી ઉપર લાવશે અને આપણે બધાને ગંગાસ્નાનનું પુણ્ય મળશે. (૬૭)

શ્લોકઃ

યા ગતિર્યોગયુક્તાનાં મુનિનામ્ ઊર્ધ્વરિતસામ્ ।
સા ગતિઃ સર્વ જંતૂનાં ગૌતમીતીરવાસિનામ્ ॥

કરોડો વર્ષ તપસ્યા કર્યા પછી જે ઋષિમુનિઓ ઉર્ધ્વરિત થાય છે અને જે પરમ ગતિ પામે છે તેવી ગતિ ગૌતમી (ગોદાવરી)ના કિનારે રહેનાર સર્વ પ્રાણીઓ- પશુ, પક્ષી, જંતુને મળે છે. (૬૮)

ઊર્ધ્વરિત મુનિશ્વરોને કરોડ વર્ષે તપસ્યા કરીને જે ગતિ પ્રાપ્ત થાય છે એ ગોદાવરીના સ્નાનમાત્રથી થાય છે. (૬૯) આથી ગંગાને જો પૃથ્વી ઉપર લાવવી હોય તો ગૌતમઋષિ ઉપર સંકટ લાવવું પડે. તેમ કરતાં તેઓ શંકરના મહાન ભક્ત હોઈ શંકરને વિનંતી કરતાં ગંગા અવશ્ય પૃથ્વી ઉપર આવશે અને આપણ સર્વને ગંગાસ્નાનનો લાભ થશે. (૭૦) માટે તેમણે એક યુક્તિ કરી. એક વાછરડા સાથેની માયાવી ગાય ગૌતમઋષિના ક્ષેત્રે ડાંગર ખાવા મોકલી. (૭૧) એ વખતે ગૌતમઋષિ અનુષ્ઠાનમાં હતા અને ગાયને જોતાં જ ગાયને દૂર કરવા માટે પવિત્ર દર્ભ નાખ્યો. (૭૨) એ જ દર્ભ શસ્ત્રસમાન થયું અને ગાયને વાગતાં જ એનું મૃત્યુ થયું. આવી રીતે ગૌતમથી ગૌહત્યા થઈ. (૭૩) તે સમયે સમસ્ત ઋષિજનોએ એકઠા થઈને ગૌતમઋષિને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પ્રાયશ્ચિત્ત કરવા કહ્યું. પ્રાયશ્ચિત્ત માટે ગંગાને પૃથ્વી પર લાવ્યા વિના તું પાપમુક્ત નહીં થાય. (૭૪) આ કારણથી ગૌતમઋષિએ સહસ્ર વર્ષ સુધી તપ કર્યું ત્યારે શંકર ભગવાન પ્રસન્ન થયા અને વરદાન માગ એવું કહ્યું. (૭૫) ગૌતમ કહે છે કે હે સર્વેશ્વર (શંકર) મને વરદાન આપવાનું કહો છો તો સમગ્ર સચરાચરનો ઉદ્ધાર કરવા માટે ગંગાને ભૂમંડળમાં મોકલાવો. (૭૬) ગૌતમની વિનંતીથી શંકર ભગવાને ગંગાનદીને પોતાની જટામાંથી મુક્ત કરી અને પૃથ્વી ઉપર લોકોનાં પાપ ધોવા માટે પૃથ્વી ઉપર વહેતી કરી. (૭૭) આવી રીતે ગંગા ભાગીરથીનું માહાત્મ્ય વર્ણવવા માટે કોઈ સમર્થ નથી. આ જ કારણથી શ્રીગુરુનાથ ત્યાં આવ્યા એ હે નામધારક! તું જાણજે. (૭૮) આવી રીતે ગોદાવરીના કિનારા પરની યાત્રા શ્રીગુરુ પોતે કરે છે અને લોકોનું કલ્યાણ કરવા માટે એ બાજુ ફરે છે. (૭૯) આવી રીતે કિનારાની યાત્રા કરતાં કરતાં શ્રીગુરુ મંજરીકા ગામના ક્ષેત્રમાં આવ્યા. ત્યાં માધવારણ્ય નામના વિખ્યાત મુનિ રહેતા હતા. (૮૦) માધવારણ્ય મુનિ હંમેશાં નૃસિંહમૂર્તિની માનસપૂજા કરતા હતા અને શ્રીગુરુને જોયા તો માનસપૂજામાં દેખાતી મૂર્તિ જ શ્રીગુરુમાં જોઈ. (૮૧) મનમાં આશ્ચર્ય પામી શ્રીગુરુમૂર્તિને નમન કરે છે. કેટલાય સ્તોત્રો અતિભક્તિથી ગાય છે. (૮૨)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શ્લોકઃ

યદ્ દિવ્યપાદદ્વયમેવ સાક્ષાદ્ અધિષ્ઠિતં દેવનદીસમીપે ।
યે ઉત્તરે તીરનિવાસિરામો, લક્ષ્મીપતિસ્ત્વં નિવસન્ સ નિત્યમ્ ॥

જેમના ચરણયુગલ ગોદાવરીનદીના સાંનિધ્યમાં પ્રત્યક્ષ સ્થિત છે અને જે આ નદીના ઉત્તર કિનારા ઉપર હંમેશાં નિવાસ કરે છે તેવા શ્રીરામ નામના લક્ષ્મીપતિ તે તું જ છે. (૮૩)

આ રીતે માધવારણ્ય અતિહર્ષથી વિનવે છે અને શ્રીગુરુ કહે છે કે અમને સંતોષ થયો છે. (૮૪)

શ્લોકઃ

અત્યંતમાર્ગસ્થિતિમાર્ગરૂપં અત્યંતયોગાદધિકારતત્ત્વમ્ ।
માર્ગં ચ માર્ગં ચ વિચિન્વતો મે માર્ગોદયં માધવ દર્શયે તે ॥

હે માધવ! યોગમાં સમજાવેલા સૌ માર્ગ, સંહતિમાર્ગ, સૃષ્ટિમાર્ગ અને સ્થિતિમાર્ગ પૈકી જે છેલ્લો સ્થિતિમાર્ગ છે તેનું અધિકારતત્ત્વ અત્યંત શ્રમથી શોધી રહેલા તને અભ્યુદયકારી માર્ગ બતાવીશ એવું શ્રીગુરુ કહે છે. (૮૫)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આવી રીતે શ્રીગુરુ માધવને આનંદથી આશ્વાસન આપે છે અને પોતાનું નિજસ્વરૂપ એ સમયે એને બતાવે છે. (૮૬) શ્રીગુરુનું યથાર્થ સ્વરૂપ જોઈને એ મુનિને સંતોષ થાય છે અને એ હાથ જોડીને અનેક રીતથી સ્તુતિ કરે છે અને વિનંતી કરે છે. (૮૭) જય જય જગત્ગુરુ, તું ત્રૈમૂર્તિનો અવતાર પરમપુરુષ જગજ્જ્યોતિ છે. છતાં લોકોને સામાન્ય મનુષ્ય તરીકે દેખાય છે. (૮૮) તું વિશ્વનો તારક છે. તેથી જ આ ભૂમિ ઉપર અવતાર લીધો છે અને અમોને કૃતાર્થ કરવા દર્શન આપ્યાં છે. (૮૯) માધવારણ્ય શ્રીગુરુની હર્ષથી સ્તુતિ કરે છે ત્યારે શ્રીગુરુને સંતોષ થતાં જ અતિ હર્ષથી આશ્વાસન આપે છે. (૯૦) શ્રીગુરુ એને કહે છે કે તારી ઉપાસના સફળ થઈ છે. આથી તને ચોક્કસ સદ્ગતિ મળશે અને તું બ્રહ્મલોકને પ્રાપ્ત કરીશ એનો ભરોસો રાખ. (૯૧) તારા મનમાં તું નૃસિંહમૂર્તિની નિત્ય પૂજા કરે છે એ દેવ તને પ્રત્યક્ષ દર્શન આપશે. માટે મનમાં સંશય રાખીશ નહીં. (૯૨) આવી રીતે માધવમુનિને કહીને શ્રીગુરુએ ત્યાંથી પ્રસ્થાન કર્યું અને ગંગાતીરના મહાક્ષેત્ર વાસર બ્રહ્મેશ્વર આવ્યા. (૯૩) આ ગંગાકિનારે વાસરબ્રહ્મેશ્વર ક્ષેત્રમાં શ્રીગુરુ શિષ્યોની સાથે સ્નાન કરતા હતા ત્યારે ત્યાં એક બ્રાહ્મણ આવ્યો. (૯૪) એ બ્રાહ્મણને પેટનો દુઃખાવો હતો અને નદીના કિનારે આળોટતો હતા અને ઉદરવ્યથાથી પ્રાણત્યાગ કરવાનું વિચારતો હતો. (૯૫) પેટપીડાના લીધે એને નિત્ય ઉપવાસ થતો હતો અને ભોજન કરે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્યારે પ્રાણાંતક દુઃખ થતું હતું. (૯૬) આ કારણથી આ બ્રાહ્મણ સદા ફળાહાર કરતો હતો અને જાણે કે અન્નની સાથે વેર હોય આથી પ્રાણત્યાગ કરવાનો વિચાર કરતો હતો. (૯૭) પંદર દિવસે (પખવાડિયે) કે મહિનામાં એ ભોજન કરે ત્યારે એના પેટમાં ભારે વ્યથા થાય. તેથી કેટલાય દિવસથી એ બ્રાહ્મણ કષ્ટ વેઠતો હતો. (૯૮) એ ગામમાં એક દિવસ પહેલાં મહાનવમીનો તહેવાર આવ્યો ત્યારે એ મિષ્ટાન્ન જમ્યો. (૯૯) એણે બહુ જ ભોજન કર્યું તેથી એનું પેટ દુઃખવા લાગ્યું અને એ ગંગાતીરે આળોટતો હતો અને પ્રાણત્યાગ કરવાનું વિચારતો હતો. (૧૦૦) એ દ્વિજ અપાર દુઃખ વ્યક્ત કરતો હતો અને કહેતો હતો કે ગંગામાં પ્રાણત્યાગ કરીશ અને આ સંસારમાં હવે રહેવું નથી. (૧૦૧) અન્ન એ જ જીવમાત્ર માટે પ્રાણ છે અને અન્ન જ જીવન માટે મહત્ત્વનું છે. અન્ન વગર કોઈ રહી શકે નહીં. ત્યારે આ અન્ન જ મારું દુશ્મન થયું છે અને તેથી જ હવે મને મરણ આવે તો સારું. (૧૦૨) આવી રીતે મનમાં નિર્ધાર કરીને ગંગાપ્રવેશ કરીશ એમ કહીને અને પેટ ઉપર પથ્થર બાંધીને ગૌતમીગંગામાં જવા નીકળ્યો. (૧૦૩) મનમાં કર્પૂરગૌર (શંકર)નું સ્મરણ કરે છે અને કહે છે કે હું ભૂમિ ઉપર ભારરૂપ છું કેમ કે મેં અન્નદાન જેવા પરોપકાર કર્યા નથી. (૧૦૪) સમગ્ર જીવનમાં પુણ્ય કર્યું નથી. પૂર્વજન્મમાં મેં કોઈ પુણ્યકર્મ કર્યું નથી. તેથી આ કષ્ટ હું ભોગવું છું. (૧૦૫) બ્રાહ્મણની આજીવિકા છીનવી હોય અથવા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કપિલાગાયનો વિશ્વાસઘાત કર્યો હોય તેથી જ આ દુઃખ ભોગવું છું. (૧૦૬) ઈશ્વરની અધૂરી પૂજા કરી હશે કે ગુરુની નિંદા કરી હશે, અથવા માતા-પિતાની અવજ્ઞા કરી હશે ત્યારે જ આ કષ્ટ ભોગવું છું. (૧૦૭) અથવા પૂર્વજન્મમાં બ્રાહ્મણોને ધિક્કાર્યા હશે, અથવા વૈશ્વદેવ સમયે અતિથિ આવે ત્યારે એને અન્ન નહીં આપ્યું હોય (૧૦૮) નવદંપતીને માર્યા હશે, જંગલમાં આગ લગાડી હશે અથવા જનક-જનનીથી જુદો થઈને પત્નીસહિત રહ્યો હોઈશ, (૧૦૯) માતા-પિતાનો ત્યાગ કરીને સુખથી રહેતો હોઈશ તેથી જ આ કષ્ટ હું ભોગવું છું. (૧૧૦) આવી રીતે બ્રાહ્મણ પાપોને યાદ કરતો કરતો ગૌતમી ગંગામાં આત્મહત્યા માટે જતો હતો ત્યારે શ્રીગુરુનાથે એને જોયો અને કહેવા લાગ્યા કે તે બ્રાહ્મણને બોલાવો. (૧૧૧) શ્રીગુરુ શિષ્યોને કહે છે કે આ બ્રાહ્મણ કોણ છે, કોનો પુત્ર છે, શા માટે પ્રાણત્યાગ કરે છે? તે પૂછીને જલદી મારી પાસે લઈ આવો. (૧૧૨) શ્રીગુરુવચન સાંભળીને શિષ્યો દોડી ગયા અને એ દ્વિજને નદીમાંથી બહાર કાઢી એને શ્રીગુરુ સમક્ષ લઈ આવ્યા. (૧૧૩) અનાથો માટેના કલ્પતરુ સમાન દુઃખીઓના કૃપાસાગર શ્રીગુરુ એ દુઃખી વિપ્રને પૂછે છેઃ (૧૧૪) શ્રીગુરુ એને પૂછે છે કે પ્રાણત્યાગ કેમ કરે છે? આત્મહત્યા મહાદોષ છે અને એના સમગ્ર કારણો અમને કહે. (૧૧૫) વિપ્ર કહે છે કે હે યતિરાજ! કારણ પૂછીને તમે શું કરશો? હું તો પૃથ્વી ઉપર ભારરૂપ છું. (૧૧૬) પંદર દિવસે કે મહિને ભોજન કરી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શકું છું. ઉદરવ્યથાથી કષ્ટ થાય છે. સહન કરી શકતો નથી. હે સ્વામી! શું કહું? એટલે જ પ્રાણ ત્યજવા પ્રયત્ન કરું છું. (૧૧૭) જીવમાત્ર માટે અન્ન પ્રાણસમાન છે જ્યારે અન્ન જ દુશ્મન થાય ત્યારે હે ગુરુનાથ! કેવી રીતે બચી શકું એ હે જગત્ગુરુ! કહો. (૧૧૮) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે અમારી પાસે દવા છે. એક ક્ષણમાં જ તને કહું છું કે તારી વ્યથા ગઈ જ સમજજે. (૧૧૯) શ્રીગુરુ કહે છે કે મનમાં સંશય રાખતો નહીં, અંતઃકરણમાં બીક રાખીશ નહીં, તારી વ્યથા હવે નાસી ગઈ છે અને તું પેટ ભરીને ભોજન કર. (૧૨૦) શ્રીગુરુનું વચન સાંભળીને એનું અંતઃકરણ શાંત થયું અને શ્રીગુરુચરણોમાં માથું મૂકીને એણે નમન કર્યું. (૧૨૧) એટલામાં જ એ ગામનો અધિકારી જે એક વિપ્ર હતો એ ગૌતમી ગંગાસ્નાન માટે આવ્યો. (૧૨૨) એ શ્રીગુરુને જોઈને ચરણે પડ્યો અને એણે મન, વાણી અને કર્મથી ભક્તિપૂર્વક નમન કર્યું. (૧૨૩) ગ્રામઅધિકારી વિપ્રને શ્રીગુરુ પૂછે છે કે તારું નામ શું છે? અને કયા સ્થળે તું રહે છે? (૧૨૪) શ્રીગુરુનું વચન સાંભળી એ બ્રાહ્મણ કહે છે કે મારું ગોત્ર કૌડિન્ય છે અને હું આપસ્તંબ શાખાનો બ્રાહ્મણ છું. (૧૨૫) મારું નામ સાયંદેવ છે અને મારું વતન કડગંચી છે. હું ઉદરપૂર્તિ માટે યવનની સેવા કરવા આ ગામમાં રહું છું. (૧૨૬) હું ગ્રામઅધિકારી તરીકે આ ગામમાં ફરજ બજાવું છું. હે સ્વામી! તમારાં દર્શનથી હું ધન્ય થયો છું. (૧૨૭) તમે વિશ્વના ઉદ્ધારક છો, અમને દર્શન

આપ્યાં છે તેથી જન્માંતરના દોષ ગયા છે અને કૃતાર્થ થયો છું. (૧૨૮) જેની ઉપર તમારી કૃપા થાય એ આ ભવસાગરમાં તરી જાય છે અને આજે તો કોઈ પ્રયત્ન વિના મને તમારું દર્શન થયું છે. (૧૨૯)

શ્લોકઃ

ગંગા પાપમ્ શશી તાપમ્ દૈન્યમ્ કલ્પતરુસ્તથા ।
પાપમ્ તાપમ્ ચ દૈન્યમ્ ચ હરેચ્છ્રીગુરુદર્શનમ્ ॥ (૧૩૦)

ગંગા જોતાં જ પાપ નાશ પામે છે, ચંદ્રદર્શનથી તાપ નષ્ટ થાય છે અને કલ્પતરુથી દરિદ્રતા દૂર થાય છે. (૧૩૧) તમારા દર્શનમાત્રથી પાપ, તાપ અને દૈન્ય એકસામટાં દૂર થાય છે. ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરાવનાર તમારા ચરણયુગલ મેં આજે જોયા. (૧૩૨)

એવી સ્તુતિ કરીને બ્રાહ્મણ ફરીથી શ્રીગુરુને ચરણે પડ્યો ત્યારે જગદ્‌ગુરુએ આશ્વાસન આપતા કહ્યુંઃ (૧૩૩) શ્રીગુરુ એને કહે છે કે અમારું વચન સાંભળજે. પેટપીડાવાળો બ્રાહ્મણ પ્રાણત્યાગ કરવા ઈચ્છે છે. (૧૩૪) હવે આ વ્યાધિનું ઉપશમન કરવા માટે તમને દવા કહું છું કે તમે એને પોતાના ઘરે લઈ જઈને મિષ્ટાન્ન ભોજન કરાવશો. (૧૩૫) અન્ન લેતાં જ આની

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

વ્યથા જશે, વ્યાધિ જરા પણ નહીં રહે. માટે તમે એને તરત જ લઈ જશો કેમ કે આ વિપ્ર અત્યંત ભૂખ્યો છે. (૧૩૬) શ્રીગુરુનાં વચન સાંભળી સાયંદેવ વિનંતી સાથે કહેવા લાગ્યો કે આ ઉદરવ્યથાવાળો બ્રાહ્મણ ભોજન કરતાં જ તત્ક્ષણ મૃત્યુ પામશે. (૧૩૭) એક માસ પછી ગઈ કાલે જ એણે અન્ન ગ્રહણ કર્યું છે તેથી એના પ્રાણ જઈ રહ્યા છે. આવા બ્રાહ્મણને અન્ન આપતાં જ મને બ્રહ્મહત્યાનું પાપ લાગશે. (૧૩૮) શ્રીગુરુ સાયંદેવને કહે છે કે આવા ઉદરવ્યથાવાળા બ્રાહ્મણ માટેની દવા અમારા મંતવ્ય અનુસાર માલપુવા અને અડદનાં વડાં અને ખીરમિશ્રિત પરમ અન્ન છે. (૧૩૯) આ અન્ન જમતાં જ એની વ્યાધિ દૂર થશે. તું મનમાં સંશય રાખીશ નહીં, જલદીથી એને ઘેર લઈ જા. (૧૪૦) આ માન્ય કરીને સાયંદેવ એ વખતે શ્રીગુરુના ચરણકમળ ઉપર મસ્તક મૂકે છે અને કરુણાથી વિનવે છે કે હે સ્વામી! ભિક્ષા લેવા માટે તમે પણ પધારજો. (૧૪૧) શ્રીગુરુએ તેના આમંત્રણનો સ્વીકાર કરીને એને વિદાય આપી કહ્યું કે તું તરત જ જા. સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આ તું સાંભળ. (૧૪૨) જઠરવ્યથાવાળો વિપ્ર અને શ્રીગુરુ સમસ્ત શિષ્યો સાથે સાયંદેવના ઘેર ભિક્ષા માટે ગયા. (૧૪૩) સાયંદેવના પત્નીનું નામ જાખાઈ હતું. સાયંદેવે શ્રીગુરુની દબદબાપૂર્વક પૂજા કરી. (૧૪૪) ષોડશોપચારથી શ્રીગુરુની પૂજા કરી તેમ જ સકળ શિષ્યો સાથે એમને પણ વંદન કર્યાં. (૧૪૫) શ્રીગુરુ અને શિષ્યો માટે સાયંદેવે રંગબેરંગી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રંગોળીઓથી સુશોભિત પાત્રો પીરસ્યા અને શ્રીગુરુની પૂજા અતિ ઉત્સાહથી કરી. (૧૪૬) આઠ પાંદડીઓવાળા કમળની રચના કરીને જુદી જુદી રંગોળી અને પાંચ રંગના ચિત્રોની રચના કરી હતી. (૧૪૭) શ્રીગુરુને ચિત્રાસન તેમજ બીજાઓને વિધિપૂર્વક મંડળાર્ચન કરી પુષ્પ, ગંધ, અક્ષત અર્પણ કર્યા હતા. (૧૪૮) વિધિપૂર્વક સંકલ્પ કરીને ચરણે માથું મૂકીને સાષ્ટાંગ નમન કર્યું હતું. (૧૪૯) ષોડશોપચાર વિધિથી પંચામૃતથી રુદ્રસૂક્ત મંત્રની સાથે શ્રીગુરુનાં ચરણ ધોયાં હતા. (૧૫૦) શ્રીગુરુના ચરણ ષોડશોપચારથી પૂજીને અતિહર્ષથી ધોયા અને વિપ્રોએ ચરણામૃત લીધું. આવું જ્ઞાન તેની પાસે કેવી રીતે આવ્યું? (૧૫૧) આ ચરણતીર્થની અતિભક્તિથી પૂજા કરી, ગીતવાદ્યથી આનંદ કરી આરતી ઉતારી. (૧૫૨) આવી રીતે એ બ્રાહ્મણે વિધિપૂર્વક શ્રીગુરુની પૂજા કરી અને ફરીથી પણ ચરણતીર્થની ષોડશોપચારે ભક્તિથી પૂજા કરી. (૧૫૩) પછી મંત્રઘોષથી અને અતિભક્તિથી આરતી ઉતારી પુષ્પાંજલિ કરી. (૧૫૪) અનેક રીતથી ગાયન કરી પ્રેમથી નમન કરી એ નારી અને બ્રાહ્મણે પૂજા કરી હતી. (૧૫૫) આવી રીતે શ્રીગુરુની પૂજા કરી અને પછી એ જ વિધિથી સમસ્ત શિષ્યોને અને અમને વંદન કર્યા. (૧૫૬) શ્રીગુરુમૂર્તિને સંતોષ થયો અને અતિપ્રેમથી તેને વરદાન આપ્યું કે તારી સંતતિની કીર્તિ બધે થશે અને તારા વંશમાં કાયમ ગુરુભક્તિ રહેશે. (૧૫૭) શ્રીગુરુનો મહિમા યથાર્થ રીતે તું જાણે છે, તારા વંશનો

વિકાસ થશે અને પુત્ર-પૌત્રો સુધી હર્ષથી ગુરુભક્તિ આ જ રીતે રહેશે. (૧૫૮) શ્રીગુરુએ આવું કહીને અતિહર્ષથી બ્રાહ્મણને આશીર્વાદ આપ્યા ત્યારે એ બ્રાહ્મણે શ્રીગુરુને નમન કરીને એ વખતે જમવા બેસાડ્યા. (૧૫૯) વિવિધ પ્રકારના મિષ્ટાન્ન, અડદનાં વડાં, માલપુવા વગેરે અષ્ટવિધ વાનગીઓ ખાંડ સાથે પીરસી. (૧૬૦) જુદા જુદા પ્રકારનાં શાક અને વ્યંજનો અતિપ્રેમથી પીરસ્યાં હતાં અને શ્રીગુરુમૂર્તિ શિષ્યો સહિત પ્રેમથી આરોગતા હતા. (૧૬૧) જઠરવ્યથાવાળા બ્રાહ્મણે પેટ ભરીને ભોજન કર્યું અને શ્રીગુરુની કૃપાદષ્ટિથી એની વ્યાધિ તરત જ ગઈ. (૧૬૨) એ (વ્યથાવાળો) બ્રાહ્મણ કહે છે કે લોખંડને પારસનો સ્પર્શ થતાં જ એનું સુવર્ણ થાય છે એવી રીતે શ્રીગુરુનું દર્શન થતાં જ વ્યાધિ કેવી રીતે રહે? (અર્થાત્ વ્યાધિ દૂર થઈ ગઈ.) (૧૬૩) સૂર્યનો ઉદય થતા જ અંધકારનો સંહાર થાય છે એવી રીતે જેની ઉપર શ્રીગુરુની કૃપા થાય છે એના ઘરે દરિદ્રતા કેવી? (૧૬૪) આ રીતે શ્રીગુરુનાથે શિષ્યોની સાથે ભોજન કર્યું અને બધાને આનંદ થયો. અને લોકો આશ્ચર્ય કરતા થયા. (૧૬૫) લોકો આશ્ચર્ય કરે છે અને કહે છે કે એ બ્રાહ્મણને અન્ન શત્રુ જેવું હતું, એ જ અન્ન દવા થઈ ગયું અને એની વ્યાધિ ગઈ. (૧૬૬) સિદ્ધ નામધારકને કહે છે કે શ્રીગુરુકૃપા જેની ઉપર થાય છે એના જન્માંતરના પાપ નષ્ટ થાય છે. એમના દેહમાં વ્યાધિ કેવી રીતે રહે? (૧૬૭) ગંગાધરનો પુત્ર સરસ્વતી વિસ્તારથી ગુરુચરિત્રરૂપી



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કામધેનુ કહે છે તે હે શ્રોતાઓ! એકચિત્તથી સાંભળો. (૧૬૮) એવી રીતે ભક્તિથી જે લોકો સાંભળશે એમના ઘરે વ્યાધિ હશે નહીં અને અતિસુખ પ્રાપ્ત થશે એ સત્ય છે. (૧૬૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક કરંજનગરાભિગમન તથા વિપ્રોદર વ્યથા નિરસન નામનો તેરમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૧૬૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૧મી લીટીમાં આ અધ્યાયનો મહિમા વર્ણવ્યો છે.

**“પેટપીડથી તાર્યો વિપ્ર.”**




દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

# અધ્યાય-૧૪



ક્રૂર યવન શાસકે ક્રોધ ત્યાગ કરી સાયંદેવનો વસ્ત્રઅલંકારથી સત્કાર કર્યો.
શ્રી નૃસિંહસરસ્વતીની કૃપા થકી આ શક્ય બન્યું.

# અધ્યાય-૧૪

## ક્રૂર યવનશાસન- સાયંદેવ વરપ્રદાન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક શિષ્ય શ્રી સિદ્ધમુનિને અતિ વિનયથી પ્રશ્ન કરે છે જે એકચિત્ત થઈ સાંભળશો. (૧) શ્રીયોગેશ્વર, સિદ્ધમૂર્તિ, જ્ઞાનસાગર! તમારો જય હો જય હો! હવે આગળનું ચરિત્ર વિસ્તારથી કહો. જેથી અમને જ્ઞાન થાય. (૨) ઉદરવ્યથાના બ્રાહ્મણ ઉપર પ્રસન્ન થઈ શ્રીગુરુએ કૃપા કરેલી એ પછીની કથા વિસ્તારથી અમને કહો. (૩) શિષ્યનું વચન સાંભળીને સિદ્ધમુનિને સંતોષ થયો અને કામધેનુરૂપી ગુરુચરિત્ર વિસ્તારથી કહેવા લાગ્યા. (૪) હે શિષ્યશિરોમણિ! જે વિપ્રને ઘેર ભિક્ષા કરી એના ઉપર શ્રીગુરુ સંતોષથી પ્રસન્ન થયા. (૫) ગુરુભક્તિનો પ્રકાર તે દ્વિજ યથાર્થ રીતે જાણતો હતો અને તે અનુસાર તેણે પૂજા કરી હતી તેથી એમને આનંદ થયેલો. (૬) એ સાયંદેવ બ્રાહ્મણની ઉપર પ્રસન્ન થઈ શ્રીગુરુ બોલ્યા કે તું વંશપરંપરાથી મારો ભક્ત થઈશ. મારો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પ્રેમ તારી ઉપર છે. (૭) ગુરુવચન સાંભળીને વિપ્ર સાયંદેવે નમન કરીને એમના ચરણે માથું ટેકવ્યું. (૮) તે કહેવા લાગ્યો કે હે ત્રિમૂર્તિના અવતાર! તારો જય હો! જય હો! અજ્ઞાનતાથી લોકોને તું માનવ તરીકે દેખાય છે પણ તારો મહિમા વેદોને પણ અગમ્ય છે. (૯) તું વિશ્વવ્યાપક છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે તથા ભક્તજનોનો ઉદ્ધાર કરવા માટે તેં માનવ અવતાર લીધો છે. (૧૦) તારા મહિમાનું વર્ણન કરવા માટે મારી શક્તિ નથી. માટે હે ગુરુમૂર્તિ! હું તારી પાસે એક વરદાન માગું છું એ આપવાની કૃપા કરો. (૧૧) મારી વંશપરંપરામાં તમારા પ્રત્યે ભક્તિ આપો અને પુત્ર-પૌત્રોને આલોક અને પરલોકનું સુખ આપી અંતમાં સદ્‌ગતિ પણ આપો. (૧૨) આવી વિનંતી કરીને ફરી ફરી કરુણાવચનથી કહે છે કે હું મુસલમાનના દ્વારે સેવા કરું છું જે મહાક્રૂર છે. (૧૩) દર વર્ષે યવનરાજ બ્રાહ્મણનો ઘાત કરીને વધ કરે છે અને આ જ કારણથી મને આજે બોલાવેલ છે. (૧૪) એની પાસે જતાં જ તે મારા પ્રાણ હરણ કરશે. પણ તમારા ચરણની ભેટ થતાં જ મને મરણ કેવી રીતે આપશે? મને મૃત્યુનો ભય કેવો? (૧૫) શ્રીગુરુમૂર્તિએ એને અભય આપીને મસ્તક ઉપર હાથ મૂક્યો અને ચિંતા ન કર એવું કહ્યું. (૧૬) ભય છોડીને તારે જઈને ક્રૂર યવનને મળવું. એ યવન સત્કાર કરી વિનય સાથે તને છોડીને અમારી પાસે

મોકલશે. (૧૭) તું જ્યાં સુધી પાછો નહીં આવે ત્યાં સુધી હું અહીં જ રહીશ અને તારા આવ્યા પછી સંતોષથી અમે અહીંથી પ્રસ્થાન કરીશું. (૧૮) તું અમારો અંતરંગ ભક્ત થઈશ. તારી વંશપરંપરામાં અમારી ભક્તિ હશે, બધાં સુખ પ્રાપ્ત થશે અને તારી સંતતિ હંમેશાં વધશે. (૧૯) તારા વંશમાં પુત્ર, પૌત્ર, સુખથી રહેશે. એ નિરોગી અને શતાયુષી થશે તેમજ એમના ઘરે લક્ષ્મીનો અખંડ વાસ થશે. (૨૦) એવું વરદાન પ્રાપ્ત કરીને સાયંદેવ બ્રાહ્મણ યવનરાજાને ત્વરિત મળવા ગયો. (૨૧) ભયાનક યમ જેવો દુષ્ટ યવનરાજ બ્રાહ્મણને જોતાં જ જ્વાલા જેવો ક્રોધથી લાલચોળ થઈ ગયો. (૨૨) યવનરાજ કોપ કરીને પાછો ઘરમાં જતો રહ્યો. વિપ્રને ભય સાથે આશ્ચર્ય થયું અને એ મનમાં જ શ્રીગુરુનું ધ્યાન કરવા લાગ્યો. (૨૩) ઉધઈ ક્રોધ કરીને અગ્નિ સાથે યુદ્ધ કરવા જાય તો તે પોતે બળીને ભસ્મ થઈ જાય છે તેવી જ રીતે જેની ઉપર શ્રીગુરુની કૃપા હોય એને ક્રૂર દુષ્ટ યવન શું કરી શકે? (૨૪) ગરુડના બચ્ચાનું સાપ કેવી રીતે ભક્ષણ કરી શકે? એવી જ રીતે શ્રીગુરુની જેના પર કૃપા હોય તેને યવનરાજ શું કરી શકે? (૨૫) સિંહ હાથીનું ભક્ષણ કરી શકતો નથી. તે જ રીતે જેની ઉપર શ્રીગુરુકૃપા હોય એને કોઈ જ પ્રકારનો ભય હોય નહીં. (૨૬) જેના હૃદયમાં શ્રીગુરુનું સ્મરણ છે એને ભય કેવી રીતે હોય? એને મહામૃત્યુ પણ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બાંધી ન શકે તો અપમૃત્યુ તો શું કરી શકે? (૨૭) જેને મૃત્યુનો ભય નથી એને યવન શું કરે? માટે જેની ઉપર શ્રીગુરુકૃપા હોય એને યમનો પણ ભય ન હોય. (૨૮) એ પછી યવન અંતઃપુરમાં ગયો અને ભ્રમિત થઈને બેભાન થઈ ગયો. એને દેહસ્મરણ પણ ન રહ્યું. (૨૯) જાગ્રત થયા પછી એના હૃદયમાં બળતરા થતી હતી અને પ્રાણાંતક વ્યથાથી દુઃખી થતો હતો. (૩૦) એને કંઈ જ સ્મરણ રહ્યું ન હતું. તે કહેતો હતો કે એક બ્રાહ્મણ શસ્ત્રથી મને મારીને મારા અવયવોને તોડી રહ્યો છે. (૩૧) પછી એ જ સમયે એને સાયંદેવનું સ્મરણ થયું. એ દોડતો ગયો અને એના ચરણકમળમાં આળોટીને કહેવા લાગ્યો કે તું જ મારો સ્વામી છે! (૩૨) તને અહીં કોણે બોલાવ્યો? તું ત્વરિત પાછો જા. એવું કહીને વસ્ત્ર અને આભૂષણ આપી યવનરાજે સાયંદેવને વિદાય કર્યો. (૩૩) દ્વિજવર સંતોષ પામીને ઝડપથી વાસરબ્રહ્મેશ્વર ગામમાં શ્રીગુરુનાં દર્શન માટે પાછો આવ્યો. (૩૪) શ્રીગુરુને જોઈને જ સાયંદેવે નમન કરી વિવિધ પ્રકારે સ્તુતિ કરી. સાથોસાથ જે થયું હતું એનું વિગતવાર વૃત્તાંત કહેવા લાગ્યો. (૩૫) શ્રીગુરુમૂર્તિને સંતોષ થયો અને બ્રાહ્મણને આશ્વાસન આપીને કહ્યું કે હવે અમે દક્ષિણભારતમાં તીર્થયાત્રા કરવા જઈએ છીએ. (૩૬) શ્રીગુરુનું વચન સાંભળી બ્રાહ્મણ હાથ જોડીને વિનંતી કરે છે કે હવે તમારાં ચરણ

છોડાય એમ નથી. માટે આપની સાથે હું આવીશ. (૩૭) હે સંસારસાગર તારક! કૃપાસિંધુ! તારા ચરણો સિવાય હું એક ક્ષણ પણ રહી શકતો નથી. (૩૮) સગરપુત્રોનો ઉદ્ધાર કરવા માટે ભૂમિ ઉપર ગંગાનું અવતરણ થયેલું તેવી જ રીતે હે સ્વામી! આપે અમારો ઉદ્ધાર કરવા અમને દર્શન આપ્યાં છે. (૩૯) તમારી ખ્યાતિ ભક્તવત્સલ તરીકે છે. તેથી અમને છોડીને કઈ રીતે જશો? અમે તમારી સાથે આવીશું. એમ કહીને સાયંદેવ શ્રીગુરુને ચરણે પડ્યો. (૪૦) આ પ્રમાણે સાયંદેવ ભાવથી શ્રીગુરુને કહે છે ત્યારે શ્રીગુરુને સંતોષ થયો અને કહ્યુંઃ (૪૧) અમારે જવા માટે ખાસ કારણ છે. દક્ષિણભારતમાં ઘણાં તીર્થો છે. માટે જઈએ છીએ. પણ તને ૧૫ વર્ષ પછી પુનર્દર્શન આપીશું. (૪૨) તારા ગામ પાસે જ ભવિષ્યમાં અમારો નિવાસ હશે એ નિશ્ચિત છે. પત્ની, પુત્ર, ભાઈઓ, બહેનો સાથે એ વખતે તું અમને મળજે. (૪૩) સાયંદેવના મસ્તક ઉપર હાથ મૂકી શ્રીગુરુએ આશ્વાસન આપતાં કહ્યું કે તું ચિંતા કરીશ નહીં. તારાં તમામ દુઃખો દૂર થયાં છે અને તું હવે સુખ ભોગવીશ. (૪૪) આ રીતે સંતોષ પામીને શ્રીગુરુ ત્યાંથી વિદાય થયા અને પરળીવૈજનાથ મહાક્ષેત્રની નજીક આવેલા આરોગ્ય ભવાનીનું સ્થળ છે ત્યાં ગયા. (૪૫) સમસ્ત શિષ્યોની સાથે શ્રીગુરુ તીર્થો પાવન કરતા કરતા પ્રખ્યાત પરળીવૈજનાથ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ક્ષેત્રમાં આવ્યા અને ગુપ્તરૂપથી રહ્યા. (૪૬) નામધારક સિદ્ધમુનિને વિનવે છે કે ગુરુને ગુપ્ત થવાનું કારણ શું? એમના ઘણા શિષ્યો હતા તો એમને ક્યાં મોકલ્યા? (૪૭) ગંગાધરનો પુત્ર કામધેનુરૂપી ગુરુચરિત્રની કથા કહે છે જે સિદ્ધમુનિ દ્વારા વિસ્તારથી નામધારકે સાંભળી. (૪૮) આગળની કથાનો વિસ્તાર મનોહર છે માટે હે શ્રોતાઓ! એકચિત્તે સાંભળો. (૪૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ક્રૂરયવનશાસન અને સાયંદેવને વરપ્રદાન નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૪૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





# અધ્યાય-૧૫



પરળીવૈજનાથમાં નૃસિંહસરસ્વતી સ્વામીએ સમગ્ર શિષ્યોને તીર્થયાત્રા માટે મોકલ્યા અને પોતે ગુપ્ત રીતે રહ્યા.

# અધ્યાય-૧૫

## તીર્થયાત્રા નિરૂપણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

હે નામધારક શિષ્ય! તારી વાણી ધન્ય છે અને તારી ભક્તિ ગુરુચરણમાં લીન થઈ છે એ જાણજે. (૧) તું મને પૂછે છે કે શ્રીગુરુને ગુપ્ત થવાનું કારણ શું? તેથી મને સંતોષ થાય છે અને જે કહું છું તે એકચિત્તે સાંભળ. (૨) શ્રીગુરુના મહિમાની કીર્તિ બધે જ ફેલાઈ છે. પોતાની ઐહિક ઈચ્છા પરિપૂર્ણ થાય એ કારણે અગણિત લોકો શ્રીગુરુને ભજે છે અને શ્રીગુરુનાં દર્શન માટે આવે છે. (૩) સજ્જન, દુર્જન, ઠગ એવા બધા જ લોકો શ્રીગુરુ પાસે આવે છે અને સાંપ્રત કળિયુગમાં બધા જ પ્રકારના લોકો શિષ્ય થવા દોટ મૂકે છે. (૪) પહેલાં ભાર્ગવરામે (પરશુરામે) અવતાર લઈને આ ધરતી નિઃક્ષત્રિય કરેલી અને બ્રાહ્મણોને સમગ્ર રાજ્ય દાન આપી પોતે તપશ્ચર્યા કરવા પશ્ચિમસમુદ્રમાં ગયા. (૫) એની પાસે બ્રાહ્મણો ફરી ફરી દાન માગવા ગયા અને એ બ્રાહ્મણોની લોભવૃત્તિ ઓછી ન થઈ. (૬) ભાર્ગવરામને આ વાત પસંદ ન આવી. તેથી સાગરના

પાણીમાં ગુપ્તરૂપથી રહ્યા. (૭) અનેક જ્ઞાતિના પાત્રતા વિનાના લોકો આવીને વર માગશે. તેથી જ શ્રીગુરુમૂર્તિ ગુપ્તરૂપે રહ્યા. (૮) વિશ્વવ્યાપક જગદીશ્વર શું કોઈ વરદાન ન આપી શકે? પણ એ ભક્તની યોગ્યતા જોઈને પ્રસન્ન થઈને વરદાન આપે છે. (૯) આ કારણે એ સ્થળે શ્રીગુરુ ગુપ્તરૂપથી રહ્યા તેમ જ તમામ શિષ્યોને બોલાવીને કહ્યું કે તીર્થયાત્રા માટે જાવ. (૧૦) તમામ શિષ્યોને બોલાવીને શ્રીનૃસિંહસરસ્વતીએ કહ્યું કે તમે સમસ્ત તીર્થોની યાત્રા કરી મને શ્રીશૈલક્ષેત્રે આવીને મળજો. (૧૧) શ્રીગુરુનું વચન સાંભળીને શિષ્યો ચરણે પડ્યા અને કહ્યું કે હે કૃપામૂર્તિ શ્રીગુરુ! અમારી ઉપેક્ષા કેમ કરો છો? (૧૨) તમારાં દર્શન એ જ અમારા માટે સમસ્ત તીર્થો છે. આથી તમારાં ચરણો છોડીને બીજી કઈ જગ્યાએ જઈએ? (૧૩) શ્રીગુરુના ચરણોમાં જ સમસ્ત તીર્થો સમાયેલાં છે એમ વેદ અને શાસ્ત્રો (પુરાણો) પણ કહે છે. (૧૪) શ્રીગુરુરૂપી રત્નભંડાર પોતાની પાસે હોય ત્યારે જંગલમાં શા માટે ફરવાનું? અને શ્રીગુરુરૂપી કલ્પવૃક્ષ છોડીને બીજે ક્યાં ભટકવું? (૧૫) શ્રીગુરુ શિષ્યોને કહે છે કે તમે સંન્યાસી છો. માટે એક જ સ્થળે પાંચ દિવસથી વધુ રહેવું ન જોઈએ. (૧૬) ચતુર્થ આશ્રમ (સંન્યાસ) લઈને સકળ તીર્થો કરવાં જોઈએ. તેથી મન સ્થિર થયા પછી એક સ્થળે રહેવું જોઈએ. એમ શ્રીગુરુએ કહ્યું. (૧૭) શ્રીગુરુએ વિશેષમાં કહ્યું કે વિવિધ તીર્થયાત્રા કરીને પુણ્ય ઉપાર્જન કરી પછી અમારી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાસે આવજો. (૧૮) બહુધાન્ય સંવત્સરના વર્ષમાં અમે શ્રીશૈલક્ષેત્રમાં આવીશું ત્યારે તમે બધા અમને મળવા આવજો. (૧૯) હે નામધારક શિષ્ય! સાંભળજે. આવી રીતે શ્રીગુરુ શિષ્યોને ઉપદેશ કરે છે ત્યારે તમામ શિષ્યો એમના ચરણે પડે છે. (૨૦) શિષ્યો ગુરુને કહે છે કે તમારા વચન અમને પારસમણિ સમાન છે અને અમે તમારા કહ્યા મુજબ ચોક્કસ ભૂમિ ઉપર તીર્થયાત્રા કરીશું. (૨૧) શ્રીગુરુના વચનનો અમલ જે કરતો નથી એ યમનગરીમાં રૌરવ નામના નરકની યાતના કાયમ ભોગવે છે. (૨૨) અમારે કયાં તીર્થો જવા એ શ્રીગુરુનાથ! કહેજો અને તમારું વચન એકચિત્તથી ધ્યાનમાં રાખી હે સ્વામી! અમે જઈશું. (૨૩) જે જે સ્થળે તમે કહેશો ત્યાં ચોક્કસ જઈશું. કેમ કે હે સ્વામી! તમારા વચનનું પાલન કરવાથી અમારું ક્ષેમકુશળ જ થાય છે. (૨૪) શિષ્યોનાં વચન સાંભળી શ્રીગુરુ પ્રસન્ન થયા અને શિષ્યોને તીર્થયાત્રા માટે વિદાય આપી. (૨૫) શ્રીગુરુ તીર્થોની માહિતી આપતાં કહે છે કે આ બ્રહ્માંડમાં કાશી તીર્થરાજ પ્રખ્યાત છે ત્યાં ગંગા ભાગીરથીની સેવા કરવા માટે તમારે ત્વરિત જવું. (૨૬) ગંગા નદીના કિનારે ૬૦ યોજનની તટયાત્રા (કિનારાની યાત્રા) પવિત્ર માનવામાં આવી છે. તેનું ફળ ૬૦ કૃચ્છ્રફળ જેટલું છે (કૃચ્છ્ર એટલે બાર દિવસનો પ્રાયશ્ચિત્ત વિધિ કે વ્રત.) અને પ્રયાગમાં ગંગાકિનારે તટની યાત્રા કરતા બમણું ફળ પ્રાપ્ત થાય છે. (૨૭) યમુના નદીના તીરે વીસ ગામ છે ત્યાં સુધીના કિનારાની યાત્રા

કરીએ તો પણ એવું જ ફળ પ્રાપ્ત થાય છે (૨૦ કૃચ્છ્રફળનું પુણ્ય પ્રાપ્ત થાય છે.) એ એકચિત્તે સાંભળજે. (૨૮) સરસ્વતી પણ બ્રાહ્મીગંગા છે. એના કિનારાના ચોવીસ ગામોની તીર્થયાત્રા કરી સ્નાન કરવું. (૨૯) તેવા યાત્રાળુને ૨૪ કૃચ્છ્રફળનું પુણ્ય પ્રાપ્ત થાય છે અને ત્યાં યજ્ઞ કરતાં તે મનુષ્યસહિત તેના પિતૃઓ બ્રહ્મલોકમાં કાયમ રહે છે. (૩૦) કુશાવર્ત ક્ષેત્રમાં વરુણા નદી, શતદ્રૂ અને વિપાશકા, વિતસ્તા તેમ જ શરાવતી નદીઓની તટયાત્રા કરવી જોઈએ. (૩૧) મરુદ્ધતી નદી મોટી છે તેમ જ અસિક્રી, મધુમતી, પયસ્વતી, ઘ્રુતવતીના તીરની યાત્રા તમે કરો. (૩૨) વેદનદી એ એક જ છે. એની ખ્યાતિ ભૂમંડળમાં પ્રખ્યાત છે. એને તીરે આવેલાં ૧૫ ગામોની યાત્રા કરવી જોઈએ. (૩૩) જેટલા ગામની યાત્રા કરીએ એટલું કૃચ્છફળ મળે છે. ત્યાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યાના પાતકનો નાશ થાય છે. ત્યાં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરવું. (૩૪) ચંદ્રભાગા, રેવતી, નર્મદા, સરયૂ, ગોમતી, વેદિકા, કૌશિકી અને જયાં જળ અખંડ રહે છે એવી મંદાકીનીની તટયાત્રા કરવી જોઈએ. (૩૫) પૂર્ણા, સહસ્રવક્ત્રા, બાહુદાનદી તેમ જ અરુણાનદી શ્રેષ્ઠ છે. એના તીરે આવેલા ૧૬ ગામોની યાત્રા કરવી જોઈએ. (૩૬) જયાં જયાં નદીનો સંગમ હોય છે તે સ્થળે સ્નાન કરવાથી મહાન પુણ્ય પ્રાપ્ત થાય છે. અને ત્રિવેણી સ્નાનનું ફળ મળે છે. એટલે સંગમમાં સ્નાન કરવું જોઈએ. (૩૭) પુષ્કરતીર્થ પાસે વૈરોચની છે જે સન્નિહિતા


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નદી તરીકે ઓળખાય છે. ફલગુ નદી પણ અતિ પવિત્ર છે અને તેના કિનારે સ્નાન કરી ગયાતીર્થમાં પણ સ્નાન કરો. (૩૮) સેતુબંધમાં આવેલું રામેશ્વર તીર્થક્ષેત્ર અને ત્રાવણકોરમાં આવેલું અનંત પદ્મનાભક્ષેત્ર એ વિષ્ણુ ભગવાનનું મહાન પવિત્ર ક્ષેત્ર છે. ઉત્તરપ્રદેશમાં આવેલું નૈમિષારણ્ય પણ ઉત્તમ તીર્થક્ષેત્ર છે. તેની યાત્રા કરવી. (૩૯) બદરીકાશ્રમમાં આવેલું નરનારાયણ તીર્થક્ષેત્ર તેમ જ ત્યાં આવેલી નદી (મંદાકીની) અતિ પવિત્ર છે અને તેનું પુણ્ય અગણિત છે. તેમ જ કુરુક્ષેત્રમાં સ્નાન કરો અને શ્રીશૈલયાત્રામાં સ્નાન કરી દર્શન કરવાં. (૪૦) મહાલય તીર્થ જુઓ ત્યાં પિતૃતર્પણ કરવાથી ૪૨ કુળો સ્વર્ગમાં જાય છે એનો ભરોસો રાખો. (૪૧) કેદારતીર્થ, પુષ્કરતીર્થ, કોટીરુદ્ર નર્મદાતીર્થ, માતૃકેશ્વર કુબ્જતીર્થ અને કોકામુખી વિશેષ છે. (૪૨) પ્રભાસતીર્થ, વિજયતીર્થ, જગન્નાથપુરી, ચંદ્રનદી તીર્થ, ગોકર્ણક્ષેત્ર, શંખકર્ણક્ષેત્ર પ્રખ્યાત છે. એ મનોહર તીર્થે સ્નાન કરવું જોઈએ. (૪૩) અયોધ્યા, મથુરા, કાંચી, દ્વારકા, ગયા, શાલીગ્રામ અને મુક્તિક્ષેત્ર એ બળવાન મુક્તિક્ષેત્ર છે તેની યાત્રા કરવી. (૪૪) ગોદાવરીના કિનારે છ યોજન સુધી યાત્રા કરવાનો બહુ જ મહિમા છે. ત્યાં જવાથી વાજપેય યજ્ઞનું પુણ્ય મળે છે. (૪૫) જમણી બાજુ નદીને રાખી ત્રણ વખત નદીતીરે યાત્રા મનથી કરીને સ્નાન કરતાં મહાપાપી પણ શુદ્ધ થાય છે. (૪૬) આ સિવાય બીજાં બે તીર્થો છે. એને ભીમેશ્વરતીર્થ કહેવાય છે. જે વંજરાસંગમ

ઉપર પ્રખ્યાત છે અને એની ખ્યાતિ પ્રયાગ બરાબર છે. (૪૭) એ પછી કુશતર્પણ તીર્થ વધુ સારું છે. એના તટપ્રદેશમાં ૧૨ ગામો સુધી યાત્રા કરવી અને ગોદાવરીનો સમુદ્ર સાથે સંગમ છે. આ સંગમ ઉપર સ્નાન કરતા ૬૩ કૃચ્છફળનું પુણ્ય પ્રાપ્ત થાય છે. (૪૮) પૂર્ણા નદીના કિનારે ૪ ગામો સુધી તટયાત્રા કરવી. જ્યારે કૃષ્ણા-વેણી નદીના કિનારે ૧૫ ગામો સુધીની યાત્રા આનંદથી કરજો. (૪૯) તુંગભદ્રા નદીને તીરે આવેલા ૨૦ ગામો સુધીની યાત્રા કરવી. ત્યાં જ પંપા સરોવર આવે છે, જેનો અપાર મહિમા છે એ જાણજો. (૫૦) હરિહર ક્ષેત્ર પ્રખ્યાત છે. ત્યાં જતાં સમસ્ત દોષ નષ્ટ થાય છે. તેવી જ રીતે ભીમરથીના કિનારાના ૧૦ ગામો સુધીની યાત્રા કરવી. (૫૧) ભીમરથી (ચંદ્રભાગા) નદીના કિનારે આવેલા પંઢરપુરમાં પાંડુરંગ દેવતા બિરાજે છે. માતુર્લિંગ અને ગાણગાપુર જેવા મનોહર તીર્થો ત્યાં આવેલા છે. (૫૨) ભીમા અને અમરજા સંગમમાં કોટી તીર્થો છે અને ત્યાં જ પીપળાનું વૃક્ષ છે, જે કલ્પવૃક્ષ સમાન છે એમ જાણજો. (૫૩) આ પીપળાની સામે નૃસિંહતીર્થ છે અને એના ઉત્તર ભાગે વારાણસી તીર્થ છે. (૫૪) અશ્વત્થ (પીપળા)ના પૂર્વ ભાગે પાપવિનાશી તીર્થ છે. એ પછી વિશેષ કોટી તીર્થ આવેલું છે. એની આગળ રુદ્રપાદ તીર્થ છે. (૫૫) એક ચક્રતીર્થ છે એના દેવતા કેશવ (વિષ્ણુ) છે. એ પ્રત્યક્ષ દ્વારકાજી સમકક્ષ છે. એની આગળ મન્મથતીર્થ આવેલું છે. (૫૬) જ્યાં


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અનુપમ એવું કલ્લેશ્વર દેવસ્થાન આવેલું છે એ ગાણગાપુર સિદ્ધભૂમિ છે. (૫૭) ત્યાં જે લોકો અનુષ્ઠાન કરે છે, તેઓની ઈચ્છા પૂરી થાય છે કેમ કે કલ્પવૃક્ષના આશ્રયે જે જાય તેની કયી મનોકામના પૂરી ન થાય? (૫૮) ભીમાતીરે આવેલું કાકીણીસંગમ પ્રયાગ સમાન અતિપુણ્ય તીર્થ છે. (૫૯) આગળ વરદાયની તુંગભદ્રા નદી છે ત્યાં મલાપહારી સંગમ છે અને ત્યાં સ્નાન કરવાથી સો જન્મનાં પાપ પણ નષ્ટ થાય છે. (૬૦) આગળ પ્રસિદ્ધ નિવૃત્તિસંગમ છે. ત્યાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યાના પાપનો નાશ થાય છે એવું શ્રીગુરુ શિષ્યોને કહે છે. (૬૧) ગુરુ ગ્રહ જ્યારે સિંહ રાશિમાં આવે ત્યારે ભાગીરથી ગોદાવરીમાં ભળી જાય છે. (આને જ સિંહસ્થ કુંભમેળો કહે છે.) (૬૨) કન્યા રાશિમાં ગુરુ આવે ત્યારે ગંગા કૃષ્ણામાં ભળી જાય છે. (જે કન્યાગત મહાપર્વ તરીકે ઓળખાય છે.) તુલારાશિમાં ગુરુ ગ્રહ આવતા ગંગા તુંગભદ્રામાં પ્રવેશ કરે છે. (૬૩) કર્ક રાશિમાં સૂર્ય ગ્રહ આવે ત્યારે કૃષ્ણા અને મલપ્રભાના સંગમમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યાનું પાપ નાશ પામે છે. (૬૪) ભીમા અને કૃષ્ણાના સંગમમાં સ્નાન કરતાં આવતા ૬૦ જન્મો સુધી મનુષ્ય બ્રાહ્મણકુળમાં જન્મ લે છે. (૬૫) તુંગભદ્રાના સંગમમાં તેથી ત્રણ ગણું અને નિવૃત્તિસંગમમાં ચાર ગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. (૬૬) પાતાળગંગામાં સ્નાન કરવાથી અને મલ્લિકાર્જુન દર્શન કરતા આના કરતા છ ગણું વધારે પુણ્ય પ્રાપ્ત થાય છે. અને એનો પુનર્જન્મ થતો નથી. (૬૭)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

યુગાલયમાં (દ્વિસાહસ્રી) દ્વિગુણ પુણ્ય છે. સમુદ્ર અને કૃષ્ણાના સંગમે અનંત પુણ્ય છે અને કાવેરી સંગમમાં પણ ૧૫ ગણું પુણ્ય છે. માટે મનોભાવથી સ્નાન કરજો. (૬૮) આ પ્રમાણે જ તામ્રપર્ણી નદી તેમ જ કૃત્તમાલા નદીના તીરે સ્નાન કરવાથી અસંખ્ય પાપોનો નાશ થાય છે અને અમાપ પુણ્ય મળે છે. (૬૯) પયસ્વીની નદી પણ એક છે અને વિશેષ કરીને એ ભવનાશિની છે અને ત્યાં સમુદ્રસંગમે સ્નાન કરવાથી સર્વ પાપોનું હરણ થાય છે. (૭૦) શેષાદ્રીક્ષેત્રમાં શ્રીરંગનાથ પદ્મનાભ અને તિરુવન્નામલાઈમાં આવેલા શ્રીમદ્ પદ્મનાભ અને અનંતક્ષેત્ર મલ્લિકાર્જુનમાં પૂજા કરવા ત્વરિત જવું. (૭૧) સમસ્ત તીર્થો સમાન કુંભકોણ, કન્યાકુમારી અને મત્સ્યતીર્થ છે. ત્યાં સ્નાન કરજો. (૭૨) આગળ પક્ષીતીર્થ સારું છે. તેમ જ રામેશ્વર, ધનુષકોટી અને કાવેરીતીર્થ વધુ સારાં છે જે રંગનાથની સમીપમાં છે. (૭૩) ચંદ્રકુંડ ક્ષેત્રે પુરુષોત્તમ છે. કોલ્હાપુરમાં મહાલક્ષ્મી છે. અહીં કોટી તીર્થો છે અને આ કરવીર સ્થાન (કોલ્હાપુર) એ દક્ષિણ કાશી કહેવાય છે. (૭૪) વધુ સારું મહાબળેશ્વર તીર્થ છે જ્યાં કૃષ્ણા નદીનો ઉદ્‌ગમ થાય છે ત્યાં બહે નામનું નગર છે. (ચોરગાઁવ, જિ. સતારા, તા. વાળવે). ત્યાં રામેશ્વર પુણ્યક્ષેત્ર છે. (૭૫) એની સમીપ જ એક સ્થાન છે ત્યાં કોલ્હગ્રામ છે. ત્યાં નૃસિંહદેવ પ્રત્યક્ષ છે. (ભગવાનની ભોંયરામાં ૧૬ ભુજાની મૂર્તિ છે.) જે પ્રત્યક્ષ પરમાત્મા સદાશિવ છે. (૭૬) કૃષ્ણાતીરે ભિલ્લવડી ક્ષેત્ર છે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્યાં ભુવનેશ્વરી શક્તિપીઠ છે અને એ સ્થળે તપ કરવાથી ઈશ્વર જોડે ઐક્ય થાય છે. (૭૭) વરુણાસંગમમાં સ્નાન કરવાથી અને વરુણેશ્વરની પૂજા કરવાથી ભક્ત માર્કંડેય સમાન (દીર્ઘાયુષી) થાય છે. (૭૮) કૃષ્ણાતીરે ઋષિઓનાં ઉત્તમ આસનો છે. ત્યાં સ્નાન કર્યા પછી જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૭૯) આગળ કૃષ્ણા નદીના કિનારે (નૃસિંહવાડીના સામા કિનારે) અમરાપુર નામનું સ્થળ પ્રખ્યાત છે. કૃષ્ણા અને પંચગંગાના સંગમમાં સ્નાન કરવાથી પ્રયાગ કરતાં પણ વધારે પુણ્ય પ્રાપ્ત થાય છે. (૮૦) ઉપર દર્શાવેલાં પવિત્ર સ્થળોએ તપ કરીને અનેક ઋષિમુનિઓ સિદ્ધિ મેળવીને પરમ જ્ઞાની થયા છે. (૮૧) આવા પ્રખ્યાત સ્થળો પર ત્રણ દિવસ અનુષ્ઠાન કરવાથી બધી મનોકામનાઓ પૂરી થાય છે. (૮૨) જુગાલય તીર્થ સરસ છે એ જોતાં જ માણસ મુક્ત થાય છે એની આગળ પણ વધુ સારું તીર્થ શૂર્પાલય છે એ જાણો. (૮૩) મલાપહ્મ નદીના સંગમ પર છાયાભગવતી નામનું સ્થળ આવેલું છે. જ્યાં વિશ્વામિત્ર ઋષિએ કઠોર તપ કર્યું હતું. ત્યાં જવાથી સમસ્ત દોષો દૂર થાય છે. (૮૪) આગળ વિષ્ણુનો અવતાર કપિલઋષિ છે. એમની ઉપર ગાયત્રી પ્રસન્ન થયેલાં એ શ્વેતશૃંગી નામથી પ્રખ્યાત ક્ષેત્ર છે જ્યાં કૃષ્ણાનદી ઉત્તરવાહિની છે. (૮૫) એ સ્થળોએ સ્નાન કરવાથી કાશી કરતાં સો ગણું પુણ્ય મળે છે અને એક મંત્ર જપતા કોટી ગણું ફળ મળે છે. (૮૬) આ સિવાયનું કેદારેશ્વરનું તીર્થ છે. પીઠાપુરમાં

શ્રીગુરુ દત્તાત્રેયનો સનાતન વાસ છે. ત્યાં સ્નાન કરી દર્શન કરવાં. (૮૭) આથી પણ એક શ્રેષ્ઠ તીર્થ છે જે મણિગિરી નામથી પ્રખ્યાત છે અને જ્યાં સપ્ત ઋષિઓએ બહુ દિવસ તપ કરેલું. (૮૮) કલ્યાણનગરીમાં વૃષભાદ્રી (અદ્રિ = પર્વત) તીર્થ છે. ત્યાં અનેક તીર્થો આવેલાં છે. ત્યાં જવાથી સંસારના જન્મ-મરણની ઘટમાળમાંથી મુક્ત થવાય છે માટે એ ક્ષેત્રમાં જવું. (૮૯) આગળ મહાબળનું દર્શન કરવું. ત્યાં ૬૦ યજ્ઞનું પુણ્ય મળે છે. એવા શ્રીરંગગિરીનું (શ્રીરંગપટ્ટન) દર્શન કરતાં પુનર્જન્મ નથી. (૯૦) સમસ્ત તીર્થોની યાત્રા શાસ્ત્રાનુસાર કરવી જોઈએ. નિયમાનુસાર જો નદી રજસ્વલા થાય તો સ્નાન કરતા દોષ લાગે છે. (૯૧) કર્કની સંક્રાતિના બે માસ દરમ્યાન તમે તીર્થયાત્રા ન કરશો. હંમેશાં નદીતીરે વાસ કરનારાઓને કોઈ દોષ લાગતો નથી. (૯૨) એમાં પણ વિશેષ જે મોટી ત્રણ નદીઓ છે. તેમાં તે નદીઓ રજસ્વલા હોય તે દરમ્યાન ત્રણ દિવસ સ્નાન કરવું નહીં. (૯૩) ભાગીરથી ગંગા, ગૌતમી ગંગા (ગોદાવરી), ચંદ્રભાગા (ભીમા), સિંધુ, નર્મદા અને સરયૂ એ નદીઓનો તે રજસ્વલા હોય તે દરમ્યાન ત્રણ દિવસ સુધી તમારે ત્યાગ કરવો. (૯૪) ગ્રીષ્મકાળમાં સર્વે નદીઓ ૧૦ દિવસ સુધી રજસ્વલા હોય છે. તેથી વાવ, કૂવો કે તળાવનો ત્યાગ એક રાત્રિ માટે કરવો. (૯૫) જે દિવસે નદીમાં નવું પાણી આવે છે, એ વખતે એ નદી રજસ્વલા છે એમ જાણવું અને એ વખતે સ્નાન કરવાથી મહાદોષ લાગે છે. માટે સ્નાન

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરવું નહીં. (૯૬) સામાન્ય રીતે તમને તીર્થયાત્રાના નિયમોનું વર્ણન કર્યું છે. માટે જે જે તીર્થે જાવ ત્યાં વિધિપૂર્વક આચરણ કરવું. (૯૭) શ્રીગુરુનાં વચન સાંભળીને સમસ્ત શિષ્યો નમન કરે છે અને ગુરુજી પાસેથી વિદાય લઈ યાત્રાએ નીકળી પડે છે. (૯૮) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુ પાસેથી વિદાય લઈ સમસ્ત શિષ્યો યાત્રા કરવા નીકળ્યા અને શ્રીગુરુ ગુપ્તરૂપે ત્યાં (વાસર બ્રહ્મેશ્વર) રહ્યા. (૯૯) સરસ્વતી ગંગાધર કહે છે કે આગળ કથાનો વિસ્તાર સાંભળતાં જ બધી મનોકામના પૂરી થશે. (૧૦૦) ગુરુચરિત્ર કામધેનુ છે. માટે હે શ્રોતાઓ! સાવધાન થઈ ભક્તિથી સાંભળો. જેથી ચારે પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) પ્રાપ્ત થશે. (૧૦૧) બ્રહ્મરસની મીઠાશ જેને ગમે છે અને વારંવાર એનું સેવન જે કરે છે એ ત્વરિત પરમાર્થને પ્રાપ્ત કરે છે. (૧૦૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક તીર્થયાત્રા નિરુપણ નામનો પંદરમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૦૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

**સમજૂતીઃ-**

૧. **ઓંવી-૨૭ઃ-** દર્શાવેલ કૃચ્છ્ર અર્થાત્ બાર દિવસનું એક પ્રકારનું પ્રાયશ્ચિત્ત માટેનું તપ.

૨. પ્રયાગમાં બમણું અર્થાત્ ૧૨૦ કૃચ્છ્ર જેટલું ફળ.

૩. **તટાકયાત્રાઃ-** તીર્થયાત્રા દરમ્યાન નદીના ઉદ્‌ગમથી મુખ સુધી જઈને ફરી પાછા ઉદ્‌ગમ સુધી કરવાની યાત્રાને તટયાત્રા કહે છે.

૪. **ઓંવી-પ૨ઃ-** ભીમરથી નદીના કિનારે (ચંદ્રભાગા નામે ઓળખાય છે.) આવેલા પંઢરપુરમાં પાંડુરંગ દેવતા બિરાજે છે અને તેના મસ્તક ઉપર શિવલિંગ ધારણ કરેલું છે. (તે શિવ-વિષ્ણુનો અભેદ દર્શાવે છે.) આની યાત્રા ભક્તિપૂર્વક કરવી. ભીમાનદીના કિનારે આવેલા ગાણગાપુર ક્ષેત્રમાં આઠ પવિત્ર તીર્થો આવેલા છે. ત્યાં પણ ભક્તિપૂર્વક સ્નાન કરવું.

૫. **ઓંવી-૬૩ઃ-** કન્યા રાશિમાં ગુરુ ગ્રહ આવે ત્યારે ગંગાનદી કૃષ્ણાનદીમાં ભળી જાય છે અને જ્યારે તુલા રાશિમાં ગુરુ ગ્રહ આવે ત્યારે તુંગભદ્રાનદીમાં ગંગાનદીનું વાસ્તવ્ય

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હોય છે. (આથી ત્યાં સ્નાન કરવું.)

૬. <u>ઓંવી-૮૩</u>:- નરસોબાવાડીથી ૬ માઈલ દૂર છાયા ભગવતી આવેલું છે. (શૂર્પાલય, તાલુકો અથણી કૃષ્ણાતીરે આવેલું છે.)





# અધ્યાય-૧૬




શિષ્ય ઉપમન્યુ આંખમાં આકડાનું દૂધ પડવાથી અંધ થઈ કૂવામાં પડ્યો ત્યારે ધૌમ્યમુનિ તેને શોધવા આવે છે અને તેને અશ્વિનીકુમાર (દેવોના વૈદ્ય)નું સ્મરણ કરવા કહે છે.

# અધ્યાય-૧૬

## ગુરુશુશ્રૂષામાહાત્મ્ય

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક શિષ્ય સિદ્ધમુનિને વિનવીને પૂછે છે કે હે સ્વામી! ગુરુચરિત્રનો વિસ્તાર કરીને કહો. (૧) બધા શિષ્યો યાત્રા કરવા ગયા ત્યારે શ્રીગુરુની પાસે કોણ રહ્યું? સમય જતાં શું શું થયું એ હે પ્રભુ! વિસ્તારથી કહો. (૨) શિષ્યની વાણી સાંભળીને સિદ્ધમુનિને સંતોષ થયો અને કહેવા લાગ્યા કે હે ગુરુભક્ત નામધારક! તું શિષ્યશિરોમણિ છે. તું ખરેખર ધન્યવાદને પાત્ર છે. (૩) અવિદ્યા માયારૂપી નિદ્રામાં મારું ચિત્ત ઊંઘી ગયું હતું અને તારા પ્રશ્નોથી મારું ચિત્ત જાગ્રત થયું છે અને જ્ઞાનજ્યોતિનો ઉદય થયો છે. (૪) સિદ્ધ કહે છે કે હે નામધારક શિષ્ય! તું મારો પ્રાણસખા છે અને તારા માટે મને ગુરુચરિત્ર યાદ આવ્યું છે. (૫) અજ્ઞાનરૂપી અંધકારના તાપમાં હું કષ્ટ સાથે પીડાતો હતો. તેં જ્ઞાનરૂપી સુધામૃતસાગરમાં મને ધકેલ્યો છે. (૬) તેં ઉપકાર કર્યા છે તેથી હું સંતુષ્ટ થયો છું. તું પુત્ર-પૌત્રની સાથે રહીશ અને તારા ઘરે દુઃખ-દૈન્ય રહેશે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નહીં. (૭) તું ગુરુકૃપાનો બાળક છે અને સકળ લોકમાં તને સન્માન મળશે એમાં શંકા કરીશ નહીં. તું ઐશ્વર્યથી રહીશ એવું મારું વરદાન છે. (૮) શ્રીગુરુચરિત્ર કામધેનુ છે જે તને વિસ્તારથી કહીશ. શ્રીગુરુ ગુપ્તરૂપથી વૈજનાથ પાસે રહ્યા. (૯) સમસ્ત શિષ્યો તીર્થયાત્રાએ ગયા ત્યારે હું ગુરુ પાસે એમની સેવા કરવા રહ્યો. (૧૦) એ સ્થાનમાં શ્રીગુરુ ગુપ્તરૂપથી એક વર્ષ સુધી રહ્યા જ્યાં આરોગ્યભવાની અંબામાતા છે અને ત્યાંનું સ્નાન બહુ સ્ફૂર્તિદાયક અને સુખકારક છે. (૧૧) ત્યાં શ્રીગુરુ હતા ત્યારે એક બ્રાહ્મણ આવ્યો અને શ્રીગુરુને જોઈને ભક્તિભાવે નમન કર્યું. (૧૨) તેણે શ્રીગુરુનાં ચરણો ઉપર માથું નમાવીને સ્તુતિ કરી અને કહ્યું કે હે સ્વામી! મારો ઉદ્ધાર કરો કેમ કે હું અજ્ઞાનરૂપી સાગરમાં ડૂબી ગયો છું. (૧૩) ઘણા દિવસથી તપ કરી રહ્યો છું પણ મારું મન સ્થિર રહેતું નથી અને આ જ કારણથી જ્ઞાનનો માર્ગ દેખાતો નથી. (૧૪) તપ કરનારના પ્રયત્નો જ્ઞાન વિના અર્થવિહીન છે. પણ તમારું દર્શન થતાં આજે મને હર્ષ થયો છે. (૧૫) મેં ગુરુની સેવા ઘણા દિવસથી કરી નથી અને આ જ કારણે હે સ્વામી! મન સ્થિર રહેતું નથી. (૧૬) હે જગત્ગુરુ! તું વિશ્વનો તારક છે અને તેથી ઉપદેશ કરવાની કૃપા કરશો જેથી તરત જ મને જ્ઞાન પ્રાપ્ત થશે. (૧૭) શ્રીગુરુ હસીને પૂછવા લાગ્યા કે ગુરુ વિના તું પોતાને મોટો તપસ્વી કેમ સમજે છે એ મને કહે. (૧૮) શ્રીગુરુએ આવી રીતે પૂછતાં મુનિની આંખોમાં આંસુ આવ્યાં અને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દુઃખ સાથે કહેવા લાગ્યો કે હે ગુરુ! સાંભળો. (૧૯) મને એક ગુરુ હતા ખરા. પણ એ અતિ નિષ્ઠુર હતા અને મને હેરાન કરતા હતા તેમ જ અયોગ્ય સેવા કરવાનું કહેતા હતા. (૨૦) વેદશાસ્ત્રનો એક અક્ષર પણ કહેતા ન હતા, તર્ક, ભાષ્ય અને વ્યાકરણ સમજાવતા ન હતા. તદુપરાંત એમનું મંતવ્ય હતું કે તારું અંતઃકરણ હજી સ્થિર થયું નથી. (૨૧) આવી જ રીતે જ્ઞાન વિનાની ઘણી વાતો કહેતા હતા અને મારું મન સ્થિર નથી તેથી મારી ઉપર વધુ ક્રોધ કરતા હતા. (૨૨) આવી રીતે ઘણા દિવસો સુધી હું એ ગુરુ પાસે રહ્યો હતો અને જ્યારે એ ગુરુ નિષ્ઠુરતાથી મને બોલતા હતા તેથી તેમની ઉપર ક્રોધ કરીને અહીં આવ્યો છું. (૨૩) મુનિનાં વચન સાંભળીને શ્રીગુરુએ હાસ્યવદન કરીને કહ્યું કે હે બ્રાહ્મણ! સાંભળ. તું જ આત્મઘાતકી છે. (૨૪) કોઈ મૂરખ પોતાના ઘરના દેવઘરમાં મળવિસર્જન કરે અને પરિણામે દુઃખ ભોગવે તો તે દુઃખદ પ્રારબ્ધ છે એવું લોકોને કહેતો ફરે છે. (૨૫) પોતાનું નાક કાપીને બીજાને અપશુકન કરાવવાની તારી વૃત્તિ હતી; તારું અંતઃકરણ પાપયુક્ત અશુદ્ધ છે. (૨૬) તું અલ્પબુદ્ધિવાળો ગુરુદ્રોહી શિષ્ય છે. પોતાના અવગુણ તું ધ્યાને લેતો નથી તો તને જ્ઞાન ક્યાંથી થાય? (૨૭) પોતાના ગુરુના ગુણદોષ જાહેરમાં ઉચ્ચારીને હર્ષ પામે છે! ત્યારે તારા મનમાં જ્ઞાન કેવી રીતે સ્થિર થાય? (૨૮) પોતાની પાસે ભંડાર હોય ત્યારે જંગલમાં કેમ રખડવું? કામધેનુ સમાન ગુરુ હોવા

છતાં તેમનો ત્યાગ કરીને તું અમારી પાસે કેમ આવ્યો છે? (૨૯) જે નર ગુરુદ્રોહી હોય એને જ્ઞાન કેવી રીતે થાય? તેનો આલોક અને પરલોકમાં ઉદ્ધાર નથી. એને ઘુવડ જેવો સમજવો. (૩૦) જે શિષ્ય શ્રીગુરુની સેવાનો પ્રકાર જાણે છે તેને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ગુરુ સંતુષ્ટ થતા તેને વેદશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૩૧) ગુરુને સંતોષ થતા શિષ્યને અષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય છે. વેદશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન ક્ષણાર્ધમાં જ પ્રાપ્ત થાય છે. (૩૨) શ્રીગુરુનું વચન સાંભળીને શિષ્ય શ્રીગુરુના ચરણે માથું ટેકવીને હાથ જોડીને કરુણાવચનથી વિનવે છેઃ (૩૩) હે જગતગુરુ! તારો જય હો જય હો! તું નિર્ગુણ તેમ જ નિર્વિકાર છે અને જ્ઞાનનો સાગર છે. તેથી મારો ઉદ્ધાર કરશો. (૩૪) અજ્ઞાનના લીધે ગુરુ કેવો હોય એ હું જાણતો નથી. તેથી હે સ્વામી! મને એ જ્ઞાન આપશો. (૩૫) ગુરુને કેવી રીતે ઓળખવા, એની સેવા કેવી રીતે કરવી? હે વિશ્વવંદ્યગુરુમૂર્તિ! મને એ વિસ્તારથી કહો; (૩૬) જેથી કરીને મારું મન સ્થિર થાય અને હું ગુરુના સ્વરૂપને ઓળખું. માટે મારી ઉપર ઉપકાર કરો એમ કહી શિષ્ય શ્રીગુરુના ચરણે પડ્યો. (૩૭) આ કરુણવચનો સાંભળીને શ્રીગુરુને સંતોષ થયો અને એ ગુરુસેવાવિધાન વિસ્તારથી કહેવા લાગ્યા. (૩૮) શ્રીગુરુ કહે છે કે હે મુનિ! સાંભળ. જનક જનની અને ઉપદેશકર્તા એ પરમ ગુરુ છે તે જાણજે. (૩૯) શ્રીગુરુ બ્રહ્મા છે, સાક્ષાત્ શંકર ભગવાન અને નારાયણનું સ્વરૂપ છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તેથી મન એકાગ્ર કરીને ભક્તિથી ગુરુની સેવા કરવી. (૪૦) મહાભારતના આદિપર્વમાં એક કથા છે. જેમાં ગુરુસેવાના પ્રકાર વિસ્તારથી સમજાવ્યા છે; જે હું કહું છું તે એકચિત્તે સાંભળ. (૪૧) દ્વાપરયુગના અંતે વિપ્ર જાતિના એક ધૌમ્યઋષિ હતા. એમને ત્યાં વેદાભ્યાસ કરવા માટે ત્રણ શિષ્યો હતા. (૪૨) એક આરુણિ પાંચાળ, બીજો બૈદ અને ત્રીજો ઉપમન્યુ નામનો બાળક હતો જે વિદ્યા પ્રાપ્ત કરવા માટે ગુરુની સેવા કરતા હતા. (૪૩) પહેલાં ગુરુની એવી રીત હતી કે શિષ્યની સેવા લઈ એનું અંતઃકરણ જોતા અને છેવટ સુધી કસોટી કરતા. (૪૪) આ રીતે તે ગુરુ શિષ્યોની ભક્તિ અને અંતઃકરણ જોઈને તેના ઉપર કૃપા કરતા. કૃપા કરીને શિષ્યની મનોકામના પૂરી કરતા. (૪૫) આવા દયાળુ ધૌમ્યઋષિએ તેમના શિષ્ય આરુણિ પાંચાળને એક દિવસ આજ્ઞા કરી તે હે મુનિ! તું એકચિત્તથી સાંભળ. (૪૬) ધૌમ્યઋષિએ શિષ્યને કહ્યું કે તું આજે જંગલમાં જા અને ખેતર માટે સરોવરનું પાણી વળાવીને જ્યાં સુધી ભૂમિ તૃપ્ત ન થાય ત્યાં સુધી જળ વળાવજે. (૪૭) સરોવરની ઉપરની બાજુએ ખેતર છે એમાં ડાંગરની વાવણી કરી છે. પાણી ત્યાં લઈને જજે અને જલદીથી ખેતરમાં પાણી આપજે. (૪૮) શ્રીગુરુની આજ્ઞા સાંભળતાં જ શિષ્ય દોડી ગયો અને ત્યાં વિશાળ સરોવર જોયું. (૪૯) તળાવનું પાણી ગર્જના કરતું વહેતું હતું. ખેતરની જમીન ઊંચાઈ ઉપર હતી આથી તળાવનું પાણી ખેતરમાં કેવી

રીતે ચડે? (૫૦) શિષ્ય મનમાં વિચારે છે કે શું કરું? શ્રીગુરુની આજ્ઞા ના પાળતાં શ્રીગુરુ કોપાયમાન થશે. હવે પાણી તો ઝડપથી બહાર વહી રહ્યું છે એને કેવી રીતે રોકું? (૫૧) માટે શીલા અને પથ્થરો લાવી પાણીની પાળ બાંધવા માટે પથ્થરો મૂક્યા તો પણ પાણી ઝડપથી વહી જતું હતું અને પથ્થરો પણ વહી જતા હતા. (૫૨) આ રીતે ઘણા પ્રયત્નો કર્યા પણ કેમે કરીને પાણી ખેતરમાં ઉપર ચઢે નહીં. તેથી કહેવા લાગ્યો કે હે શ્રીહરિ! હવે શું કરું? (૫૩) પછી મનમાં વિચાર કર્યો કે શ્રીગુરુના ખેતરમાં પાણી નહીં ચડે તો હું પ્રાણ ત્યજીશ એવો મારો નિર્ધાર છે. (૫૪) મનમાં આ રીતે નિશ્ચય કરીને શિષ્ય આરુણિ પાંચાળે શ્રીગુરુનું ધ્યાન કર્યું અને કહેવા લાગ્યો કે આ કામ માટે મને યોગ્ય પ્રેરણા આપો. (૫૫) જળપ્રવાહમાં આડી મૂકેલી શીલાઓ વહી જતી હતી ત્યારે એણે નિર્ધાર કર્યો કે પોતે જ જળમાં આડો પડશે અને પાણી વહેતું રોકશે. (૫૬) બંને હાથ લાંબા કરી અને શિષ્ય પાણીમાં આડો પડ્યો અને પાણી રોક્યું. એ વખતે મનમાં શ્રીગુરુનું ધ્યાન કરતો હતો. (૫૭) આવો શ્રેષ્ઠ શિષ્ય મન સ્થિર કરતાં જ ખેતર બાજુ અડધું પાણી જવા લાગ્યું. (૫૮) અડધું પાણી પહેલાની જેમ જ વહી જતું હતું અને એ જળમાં એ શિષ્ય દૃઢનિશ્ચથી ડૂબી રહ્યો હતો. (૫૯) આવી રીતે એ શિષ્યે એ સ્થાને પાણીના પ્રવાહમાં ડૂબી રહીને ગુરુના ખેતરમાં પાણી ચઢાવ્યું. ખેતર પાણીથી ભરાઈ ગયું હતું. (૬૦) આ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બાજુ શ્રીગુરુ ધૌમ્યમુનિ વિચાર કરે છે કે સૂર્યાસ્ત થઈને દિવસ પૂરો થયો છે. પણ હજી શિષ્ય (આરુણિ પાંચાળ) કેમ આવ્યો નથી? (૬૧) આવી રીતે મનમાં વિચાર કરતા ધૌમ્યઋષિ પોતાના ખેતરમાં ગયા. પાણીથી તરબતર ખેતર જોયું પણ શિષ્ય દેખાયો નહીં. (૬૨) તેઓ વિચારવા લાગ્યા કે શિષ્યને શું થયું? વાઘ, વરુએ ભક્ષણ તો નથી કર્યું? કેમ કે પાણી માટે અપાર કષ્ટ કર્યા એ શિષ્ય ક્યાં છે? (૬૩) એવી રીતે મનમાં વિચાર કરતા હતા અને ઊંચા સ્વરે બૂમ પાડી કે હે શિષ્ય! તું આવ. (૬૪) આવી રીતે ધૌમ્ય મુનિ કરુણવચનથી શિષ્યને બોલાવે છે. એ શબ્દ કાને પડતાં જ પાણીમાંથી શિષ્ય બહાર નીકળ્યો. (૬૫) શ્રીગુરુ પાસે આવીને એણે નમ્રભાવે નમન કર્યું અને પછી ધૌમ્યમુનિએ મહાહર્ષથી આલિંગન આપી આશ્વાસન આપ્યું. (૬૬) એ સમયે ધૌમ્યઋષિએ વરદાન આપ્યું કે હે શિષ્યશિરોમણિ! તને સકળ વિદ્યા, વેદશાસ્ત્ર, વ્યાકરણસહિત બધું જ પ્રાપ્ત થયું છે. (૬૭) એવું કહેતાં એ જ વખતે એ શિષ્ય વિદ્યાવંત અને જ્ઞાની થયો અને ભક્તિભાવથી શ્રીગુરુચરણે પડ્યો. (૬૮) શ્રી ધૌમ્યમુનિ કૃપા કરી એને આશ્રમમાં લઈ ગયા અને સંતોષથી આજ્ઞા આપી કે હવે વિવાહ વગેરે કરજે. (૬૯) આરુણિ પાંચાળ ગુરુ પાસેથી વિદાય લઈને પોતાના સ્થાને ગયો ત્યારે એ ગુરુ પાસે બીજા બે શિષ્યો હતા. (૭૦) બીજો શિષ્ય બૈદ નામનો હતો જે ગુરુની સેવા કરતો હતો. એનું અંતઃકરણ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જોવા શ્રી ધૌમ્યગુરુ વિચારવા લાગ્યા. (૭૧) ધૌમ્યઋષિ શિષ્યને કહે છે કે તને એક વાત કહું છું કે તું રાત-દિન અમારા ખેતરનું રક્ષણ કરજે. (૭૨) ખેતરનું રક્ષણ કરીને અનાજ પાકે ત્યારે ઘરે લાવજે. એવું કહેતા જ એ શિષ્ય ખેતરમાં આનંદથી ગયો. (૭૩) જ્યાં સુધી ખેતરમાં અનાજ પાકે નહીં ત્યાં સુધી રાતદિવસ કષ્ટ કરીને ખેતરમાં રહેતો હતો અને અનાજ પાકતાં જ શ્રીગુરુ પાસે લણણી કરીને આવ્યો. (૭૪) શ્રીગુરુને કહેવા લાગ્યો કે ખેતરમાં ડાંગર પાકી છે અને ઘરે લાવવા માટે શું કરવું તેની આજ્ઞા આપશો. (૭૫) પછી ધૌમ્યમુનિ કહે છે કે હે શિષ્યશિરોમણિ! ખેતરમાં તેં બહુ જ કષ્ટ કર્યાં છે તેથી હવે અનાજ આશ્રમમાં લઈ આવ. (૭૬) એવું કહીને શ્રીગુરુ એક પાડો જોડેલું ગાડું આપે છે અને કહે છે કે જલદી જા અને ધાન્ય લઈને આશ્રમમાં પાછો આવ. (૭૭) ગાડાને એક બાજુ પાડો જોડેલો છે જ્યારે બીજી બાજુ શિષ્ય પોતે જોડાઈ ને ગાડું લઈને ખેતર પાસે આવ્યો. (૭૮) બે કળશી (એક કળશી = ૧૬ મણ) અનાજ ગાડામાં ભરીને શિષ્ય એક બાજુ પોતે અને બીજી બાજુ પાડાને જોડીને તાકાતથી પોતે ખેંચતો હતો. (૭૯) પાડો ઝડપથી ચાલતો હતો તેથી શિષ્યથી એની જોડે ચલાતું ન હતું. તેથી પોતાના ગળાને ધૂંસરી બાંધી ચાલતો હતો. (૮૦) રસ્તામાં એવી રીતે જતાં પાડો કાદવમાં ખૂપી ગયો માટે બહાર નીકળવા માટે ગળાથી ખેંચવા માંડ્યો. (૮૧) કાદવમાં પાડો ખૂંપી ગયો છે તેથી શિષ્યને

બહુ ચિંતા થઈ અને પોતે ગાડું ખેંચવા માંડ્યો જેથી એના ગળામાં ફાંસી પડવા જેવું થયું. (૮૨) શિષ્યે પાડાને છોડીને ગાડું પોતે ખેંચ્યું અને એમ કરતા ગળાને ફાંસી લાગી અને પ્રાણ જાય એવું થયું. (૮૩) આમ થતાં શ્રી ધૌમ્યમુનિ સામે જ પ્રગટ થયા અને એ શિષ્યની દયનીય પરિસ્થિતિ જોઈને ધૌમ્ય મુનિના હૃદયમાં અત્યંત કરુણા ઉપજી. (૮૪) શિષ્યને છોડાવીને આલિંગન આપ્યું અને વરદાન આપ્યું કે તું વેદશાસ્ત્ર સંપન્ન થઈ ગયો છે. (૮૫) શિષ્યને વરદાન આપતાં જ સર્વવિદ્યા પારંગત થયો અને ગુરુની આજ્ઞા લઈને ઘેર ગયો. (૮૬) ત્રીજો શિષ્ય ઉપમન્યુ સેવામાં મહાનિપુણ હતો અને ગુરુની બહુ જ સેવાશુશ્રૂષા કરતો હતો. (૮૭) એ શિષ્યનો આહાર વધુ પડતો હતો એથી વિદ્યા ગ્રહણ કરવા માટે તેનું મન સ્થિર ન હતું. આથી શ્રીગુરુ વિચાર કરે છે કે શિષ્યને વિદ્યા કેવી રીતે આપવી? એનો ઉપાય વિચારવા લાગ્યા. (૮૮) ધૌમ્યમુનિએ શિષ્યને કહ્યું કે તું નિત્ય જનાવરો (ઢોરઢાંખર)ને જંગલમાં ચરાવવા લઈ જા અને ઘાસ ચરાવીને એમનું રક્ષણ કર. (૮૯) શ્રીગુરુએ એવું કહેતા જ ઉપમન્યુ એમના ચરણે પડ્યો અને ઢોરઢાંખરને ચરાવવા લઈ જતો હતો. (૯૦) શિષ્યને ભૂખ લાગતાં જ ઢોરઢાંખર સહિત ઘરે આવ્યો ત્યારે શ્રીગુરુએ ક્રોધ કરીને પૂછ્યું કે જલદી કેમ પાછો આવે છે? (૯૧) જ્યાં સુધી સૂર્યાસ્ત થાય નહીં ત્યાં સુધી તારે ઢોરોને જંગલમાં ચરાવવા અને દરરોજ એ પ્રમાણે જ વર્તવું. (૯૨) શિષ્યે આજ્ઞા

માનીને ઢોરોને લઈને જંગલમાં ગયો અને બહુ જ ભૂખ લાગતાં શ્રીગુરુનું સ્મરણ કરવા લાગ્યો. (૯૩) ઢોર નદીતીરે ચરતા હતા ત્યાં પોતે સ્નાન કરે છે. નજીક જ બ્રાહ્મણોના ચાર ઘર જુએ છે. (૯૪) બ્રાહ્મણના ઘેર જઈને એ ભિક્ષા માગીને ભોજન કરે છે અને ગોધનનું રક્ષણ પણ કરે છે. (૯૫) આ મુજબ દરરોજ ઢોરોને સાંજ થતાં જ લઈ આવે છે ત્યારે શ્રીગુરુ ધૌમ્યમુનિ એને પૂછે છેઃ (૯૬) શ્રીગુરુ શિષ્યને પૂછે છે કે તું તો નિત્ય ઉપવાસી છે છતાં તારો દેહ પુષ્ટ કેમ દેખાય છે? (૯૭) શ્રીગુરુનું વચન સાંભળી ઉપમન્યુ શિષ્ય કહેવા લાગ્યો કે હું દરરોજ ભિક્ષા માગું છું કેમ કે નજીક જ જંગલમાં બ્રાહ્મણો રહે છે. (૯૮) દરરોજ ભોજન કરીને સાંજ પડતાં જ પાછો આવું છું. ત્યારે શ્રીગુરુ એને કહે છે કે અમોને છોડીને કેમ ભોજન કરે છે? (૯૯) ભિક્ષા માગીને દરરોજ અમને અર્પણ કરવી અને પછી ઢોરોની પાસે જવું. અને સાંજ થયે ઢોરોને લઈ પરત આવવું. (૧૦૦) આ મુજબ શ્રીગુરુની આજ્ઞા થતાં જ ઉપમન્યુ ઢોરોને જંગલમાં લઈ ગયો અને રોજ જેવી ભિક્ષા માગે છે એવી ભિક્ષા માગી શ્રીગુરુના આશ્રમમાં અર્પણ કરી. (૧૦૧) શિષ્યનું આશ્રમમાં પેટ ભરીને ભોજન પૂરું થતું ન હતું તેથી ફરીથી તે બીજી વાર જઈને ભિક્ષા માગીને જમતો હતો. (૧૦૨) રોજ બે વખત ભિક્ષા લઈને પહેલી ભિક્ષા ગુરુઆશ્રમમાં આપી આવતો જયારે બીજી ભિક્ષાનું પોતે ભક્ષણ કરી સમય પસાર કરતો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હતો. (૧૦૩) આ મુજબ કેટલાક દિવસ પસાર થયા અને એ શિષ્ય તંદુરસ્ત પુષ્ટ થયો ત્યારે એક દિવસ શ્રીગુરુ શિષ્યને તેનું કારણ પૂછે છે. (૧૦૪) શિષ્ય કહે છે કે મારી ભૂખનું શમન થતું ન હતું તેથી બે વખત ભિક્ષા માગું છું. (૧૦૫) એક વખતની ભિક્ષા દરરોજ આશ્રમમાં આપીને બીજી ભિક્ષા લઈને હું ભોજન કરતો હતો. (૧૦૬) એવું શિષ્યવચન સાંભળતાં જ ધૌમ્યમુનિ શિષ્ય પર કૃત્રિમ કોપાયમાન થયા અને કહ્યું કે બંને વખતની ભિક્ષા ઘેર આપી જજે. (૧૦૭) ગુરુની આજ્ઞા જે રીતે થઈ એ રીતે બંને વારની ભિક્ષા પ્રેમથી આશ્રમમાં આવીને આપી દેતો હતો અને એના મનને સહેજ પણ ક્લેશ થતો ન હતો. (૧૦૮) જ્યારે જંગલમાં ઢોરો સાથે હતો ત્યારે એ શિષ્યને ભૂખ લાગતાં જ જોયું કે ગોવત્સ (વાછરડાંઓ) આંચળમાંથી દૂધ પીતા હતા. (૧૦૯) આંચળથી એ વાછરડાંઓ દૂધ પી રહ્યા હતા ત્યારે કેટલુંક દૂધ નીચે પડતું હતું અને ભૂમિ ઉપર ઢોળાઈ જતું હતું. એ વાછરડાં પાસે ગયો. (૧૧૦) શિષ્ય પોતે ભૂખ્યો હતો તેથી ત્યાં દોડી ગયો અને બંને હાથથી ખોબો કરીને એઠું દૂધ પીતો હતો. (૧૧૧) આવી રીતે દૂધ પીને પોતાનું ઉદર ભરતો હતો અને બંને વખતની ભિક્ષા ભાવભક્તિથી આશ્રમમાં આપતો હતો. (૧૧૨) તેથી શિષ્ય વધારે પુષ્ટ થતો હતો એ જોઈને ગુરુ કહેવા લાગ્યા કે એના શારીરિક લક્ષણો તો જુઓ! કેવો પુષ્ટ થઈ રહ્યો છે! (૧૧૩) પછી શિષ્યને પૂછે છે કે તું કેવી રીતે પુષ્ટ થઈ રહ્યો છે એ કહે.

ત્યારે શિષ્ય કહે છે કે વાછરડાંઓનું એંઠુ દૂધ પીઉં છું. (૧૧૪) આ સાંભળીને ગુરુ શિષ્યને કહે છે કે ઉચ્છિષ્ટ દૂધ પીને મતિહીન થવાય છે એનો મોટો દોષ છે. એટલે આજથી એંઠુ દૂધ પીતો નહીં. (૧૧૫) હવે ગુરુ તો કહે છે કે એંઠુ દૂધ પીતો નહીં. તેથી નિત્ય આહારમાં શું કરવું? એવું શિષ્ય વિચારવા લાગ્યો. (૧૧૬) આ રીતે ઢોરોની સાથે જંગલમાં જતા એક આકડાનું ઝાડ જોયું. એમાંથી દૂધ ટપકતું હતું. (૧૧૭) એ જોઈને ઉપમન્યુ કહેવા લાગ્યો કે આ દૂધ સારું છે અને ઉચ્છિષ્ટ તો નથી જ, માટે એનું પાન કરું, એવું કહીને ત્યાં બેઠો. (૧૧૮) એ આકડાના છોડનાં પાન તોડી એમાં દૂધ ભરી લેતો હતો અને એનું પ્રાશન કરતો હતો, ત્યારે દૂધના છાંટા બંને આંખમાં પડ્યા. (૧૧૯) આમ કરવાથી શિષ્ય ઉપમન્યુની દૃષ્ટિ ગઈ અને તે જંગલમાં આમ તેમ ભટકવા લાગ્યો. આથી તેને ઢોર તો દેખાતાં ન હતાં. તેથી ચિંતા કરતો હતો. (૧૨૦) આમ દૃષ્ટિહીન થયો હતો અને તેની લાકડી પણ તેની પાસે ન હતી. તે ગાયના ધણની ચિંતા કરતો જંગલમાં ફરતો હતો ત્યારે એક કૂવામાં પડ્યો. (૧૨૧) કૂવામાં પડ્યા પછી એ બહુ જ ચિંતા કરતો હતો અને હવે તો ઢોરો વેરવિખેર થઈ ગયા હશે અને તેથી ગુરુજી મારી ઉપર ગુસ્સે થશે. (૧૨૨) ઉપમન્યુ કૂવામાં પડ્યો હતો એવામાં સાંજ થઈ ત્યારે ધૌમ્યમુનિ ચિંતા કરવા લાગ્યા કે હજુ સુધી શિષ્ય કેમ નથી આવ્યો? (૧૨૩) આથી ધૌમ્યમુનિ શિષ્યની શોધમાં

જંગલમાં ગયા તો ત્યાં ગાયનું ધણ તો જોયું પણ શિષ્ય દેખાયો નહીં. તેથી ખૂબ મોટેથી એને બોલાવવા લાગ્યા. (૧૨૪) ધૌમ્યમુનિએ બોલાવતા એમનો અવાજ શિષ્યના કાનમાં પડ્યો ત્યારે એણે જવાબ આપ્યો અને શ્રીગુરુ કૂવા પાસે ગયા. (૧૨૫) આ સમાચાર સાંભળી ગુરુના મનમાં દયા ઉપજી અને કહ્યું કે અશ્વિનીદેવનું સ્તવન કર. (૧૨૬) આ આજ્ઞા સાંભળતા જ શિષ્યે મનમાં અશ્વિનીદેવનું ધ્યાન કર્યું ત્યારે બંને આંખોમાં દૃષ્ટિ પાછી આવી અને એ ગુરુની સામે ગયો. (૧૨૭) શિષ્યોત્તમે એ વખતે ગુરુ પાસે આવીને ભક્તિથી નમન કર્યું અને ખૂબ સ્તુતિ કરી. (૧૨૮) ધૌમ્યમુનિને સંતોષ થતા એ શિષ્યને આલિંગન આપીને કહ્યું કે હે શિષ્યશિરોમણિ! તારી ભક્તિથી મને સંતોષ થયો છે. (૧૨૯) પછી શ્રીગુરુએ પ્રસન્ન થઈને શિષ્યના મસ્તક ઉપર હસ્તસ્પર્શ કર્યો એ જ ક્ષણે એ શિષ્યને વેદશાસ્ત્રાદિ જ્ઞાન પ્રાપ્ત થયું. (૧૩૦) શ્રીગુરુ શિષ્યને કહે છે કે તારા ઘરે તું જા અને વિવાહ કરીને સુખેથી સંસાર ભોગવજે. (૧૩૧) તારી બહુ જ કીર્તિ ફેલાશે અને તારા અનેક શિષ્યો હશે. (૧૩૨) એમાં ઉત્તંક નામનો વિખ્યાત શિષ્ય થશે. એ શિષ્ય શેષનાગને જીતીને તારા માટે દક્ષિણામાં કુંડળો લાવશે અને આ રીતે તારી કીર્તિ ફેલાવશે. (૧૩૩) જન્મેજય રાજાને ઉત્તંક ઉપદેશ કરશે અને સમસ્ત સર્પોને મારીને યજ્ઞ કરાવશે એ જાણજે. (૧૩૪) ઉપમન્યુના શિષ્ય ઉત્તંકે આગળ જતા જન્મેજય રાજાને સૂચન કરીને સર્પયજ્ઞનું

આયોજન કર્યું અને અસંખ્ય સર્પોને ભસ્મ કર્યા. (૧૩૫) ઉત્તંકે મંત્ર દ્વારા ઈન્દ્ર સહિત તક્ષકનાગને યજ્ઞકુંડ સમીપ બોલાવ્યા. આવું અપાર સામર્થ્ય ગુરુકૃપાને લીધે હતું. (૧૩૬) જે નર ગુરુની નિંદા કરે છે એને પરલોક કેવી રીતે મળે? ગુરુદ્રોહ કરનાર પાપી કુંભીપાક નામના નર્કમાં જાય છે. (૧૩૭) શ્રીગુરુને સંતોષ થતાં શિષ્યને શું અસાધ્ય હોય? એને તમામ વેદશાસ્ત્રોનું જ્ઞાન એક ક્ષણમાં જ થઈ શકે. (૧૩૮) આથી નૃસિંહસરસ્વતી તે ગુરુદ્રોહી મુનિને કહે છે કે પોતાના ગુરુનો ત્યાગ કરીને અજ્ઞાનવશ આમ-તેમ કેમ રખડે છે? તું તારા ગુરુ પાસે જા. એ જ તારો ઉદ્ધાર કરશે. (૧૩૯) તારા ગુરુનું મન સંતુષ્ટ થતાં તને મંત્રવિદ્યા પ્રાપ્ત થશે. માટે મન નિશ્ચિત કરી ત્વરિત ગુરુ પાસે જા. (૧૪૦) આ રીતે ગુરુની આજ્ઞા પ્રાપ્ત થતાં એ વિપ્ર અતિ જ્ઞાની થયો અને ગુરુના ચરણે માથું ટેકવીને એ વખતે વિનંતી કરવા લાગ્યો. (૧૪૧) ગુરુદ્રોહી મુનિ કહે છે કે હે ગુરુમૂર્તિ! તારો જયજયકાર થાવ. તું જ પરમાર્થનો સાચો માર્ગદર્શક છે. મને પ્રેમથી તત્ત્વનો બોધ કર્યો છે. (૧૪૨) હું ગુરુદ્રોહી છું અને મારા થકી ઘણા અપરાધ થયેલા છે અને ગુરુના ચિત્તને મેં દુઃખ પહોંચાડ્યું છે. હવે ગુરુને સંતુષ્ટ કેવી રીતે કરવા? (૧૪૩) સુવર્ણ કે લોખંડ ભાંગી જાય તો કેવી રીતે સાંધી શકાય? અને મુક્તાફળ (મોતી) ભંગ થતા જ એ ફરી એકત્ર કેવી રીતે થાય? (૧૪૪) અંતઃકરણ ભગ્ન થાય તો એ કેવી રીતે સંધાય? મારું મન પાપી હોવાથી હવે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જીવવાનો અર્થ શું? (૧૪૫) એવું મારું શરીર ગુરુદ્રોહી છે અને જીવીને અર્થ પણ શું? તેથી જીવવાની ઈચ્છા જ નથી. તેથી ગુરુ માટે પ્રાણ ત્યજીશ. (૧૪૬) આ રીતે એ બ્રાહ્મણે હર્ષથી શ્રીગુરુને વિનંતી કરી અને ત્યાંથી નમન કરીને વૈરાગ્ય થતાં પ્રાણ ત્યજવાનો નિશ્ચય કર્યો. (૧૪૭) બ્રાહ્મણને સાચો પસ્તાવો થતાં એનું અંતઃકરણ નિર્મળ થાય છે જેવી રીતે તૃણને અગ્નિ લાગતાં તરત જ બળી જાય છે તેવી જ રીતે મુનિના દોષો બળીને ભસ્મ થયા. (૧૪૮) જેવી રીતે કપૂરના ઢગલાને અગ્નિ લાગતાં તરત જ બળી જાય છે. એવું જ મુનિનું થયું અને મુનિનાં પાપો બળીને ભસ્મ થયાં. (૧૪૯) આ કારણથી પશ્ચાત્તાપ થતાં જ સો જન્મોના પાપ ધોવાઈ જાય છે. (૧૫૦) આ રીતે નિશ્ચય કરીને આ બ્રાહ્મણ શરીર ત્યાગવાનું વિચારે છે એ જાણતા જ જગદ્‌ગુરુએ તેને નજીક બોલાવ્યો. (૧૫૧) બ્રાહ્મણને બોલાવીને એને વિદાય કરતી વખતે કહ્યું કે તું મનમાં ચિંતા કરીશ નહીં. તારા દોષ નીકળી ગયા છે. (૧૫૨) તારા મનમાં વૈરાગ્ય થયો છે. તારા દુષ્કૃત્યો બળી ગયાં છે. તેથી હવે એકચિત્ત કરીને તારા ગુરુનું સ્મરણ કરજે. (૧૫૩) ગુરુદ્રોહી મુનિએ શ્રીગુરુચરણે નમન કર્યું અને કહ્યું કે હે જગદ્‌ગુરુ! તું જ ત્રિમૂર્તિનો અવતાર છે. (૧૫૪) તારી કૃપા થશે તો આ શરીરને પાપનો સ્પર્શ કેવી રીતે થાય? (અર્થાત્ પાપ ટકી ન શકે.) જેમ સૂર્યોદય થતાં જ

અંધારું નષ્ટ થાય છે. (૧૫૫) આ પ્રમાણે ભક્તિથી શ્રીગુરુની સ્તુતિ કરી મુનિ હર્ષ પામ્યા અને તેનો કંઠ ગદ્‌ગદ્ થયો. (૧૫૬) તેનું મન નિર્મળ થતાં ગુરુના ચરણકમળ પર માથું ટેકવ્યું અને વિનંતી કરી કે હે શ્રીગુરુ! મારો ઉદ્ધાર કરો. (૧૫૭) તેનું વૈરાગ્યમય અંતઃકરણ જોઈને શ્રીગુરુ પ્રસન્ન થયા અને એના મસ્તક ઉપર જમણો હાથ મૂકી વરદાન આપ્યું. (૧૫૮) લોખંડને પારસ સ્પર્શ થતા જે રીતે સો ટચનું સુવર્ણ થાય છે એવી જ રીતે એ શિષ્યને જ્ઞાન પ્રાપ્ત થયું. (૧૫૯) એ શિષ્યને તત્કાળ વેદશાસ્ત્ર અને સકળ મંત્રશાસ્ત્રનું જ્ઞાન થયું જે વખતે ચંદ્રમૌલી શંકર પ્રસન્ન થાય ત્યારે એનાં ભાગ્યને કોણ વર્ણવી શકે? (૧૬૦) બ્રાહ્મણને આનંદ થયો. શ્રીગુરુએ વિદાય આપીને કહ્યું કે અમારી ઈચ્છા તું સાંભળ અને તું તરત જ તારા ગુરુ પાસે જા. (૧૬૧) તું ગુરુ પાસે જઈને ભાવથી નમન કરતાં જ ગુરુને સંતોષ થશે એ જ મારું સત્યવચન છે એમ શ્રીનૃસિંહસરસ્વતીએ મુનિને કહ્યું. (૧૬૨) આ પ્રમાણે શ્રીગુરુએ કહેતાં જ તે મુનિ પોતાના ગુરુ પાસે ગયો. (૧૬૩) બ્રાહ્મણને વિદાય આપીને શ્રીગુરુ ભિલ્લવડી (જિ. સાંગલી) ગામમાં આવ્યા. જે ભુવનેશ્વરીદેવીની નજીક છે. (૧૬૪) કૃષ્ણા નદીના પશ્ચિમ કિનારા ઉપર ઔદુંબર વૃક્ષ છે. ત્યાં શ્રીગુરુ ગુપ્તરૂપે રહ્યા એ કથા એકચિત્તથી સાંભળજે. (૧૬૫) સિદ્ધમુનિ નામધારકને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહે છે કે શ્રીગુરુ ભિલ્લવડી સ્થાને રહ્યા ત્યાં બહુ જ દિવ્ય લીલાઓ થઈ. એનો મહિમા હું તને કહીશ. (૧૬૬) તેથી શ્રી સરસ્વતી ગંગાધર ગુરુચરિત્ર વિસ્તારથી કહે છે તે સાંભળતાં જ બધી ઈચ્છાઓ તૃપ્ત થાય છે. (૧૬૭)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ગુરુશુશ્રૂષામાહાત્મ્ય નામનો સોળમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૬૭)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





# અધ્યાય-૧૭



કોલ્હાપુરનો મંદમતિ બ્રાહ્મણ ભિલ્લવડી ક્ષેત્રે ભુવનેશ્વરી દેવી સમક્ષ અનશન કરી પોતાની જીભ કાપી આક્રોશ ઠાલવે છે.

# ભિલ્લવડી સ્થાનમહિમા વર્ણન- મંદમતિ બ્રાહ્મણ વરપ્રદાન

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

સિદ્ધમુનિ નામધારકને કહે છે કે હે ગુરુભક્ત શિરોમણિ! તારી ભક્તિ નિશ્ચિતરૂપે ગુરુચરણે લીન થઈ છે. (૧) વરસાદ આવતા પહેલાં તેની પૂર્વસૂચનારૂપે પવન આગળ આવે છે. તેવી રીતે તારી ગરીબાઈ દૂર થવાની પૂર્વસૂચનારૂપે આ તું શ્રવણ કરી રહ્યો છે. (૨) આ ચરિત્ર કામધેનુ છે. તે તને વિસ્તારથી કહું છું. તેથી હે નામધારક શિષ્ય! એકાગ્ર ચિત્તે સાંભળજે. (૩) કૃષ્ણા અને વેણી નદીના તીરે પશ્ચિમદિશામાં ભુવનેશ્વરીદેવી આવેલી છે. ત્યાં ઔદુંબર વૃક્ષની નીચે શ્રીગુરુ રહ્યા હતા. (૪) શ્રીગુરુ ત્યાં ગુપ્તરૂપથી રહેતા હતા. ચાતુર્માસ દરમ્યાન અનુષ્ઠાન કરવા માટેનું તે અજ્ઞાત સ્થળ હતું. (૫) આ ભુવનેશ્વરી માતાનું એક અજ્ઞાત સ્થાન છે અને વિશેષ કરીને ત્યાં શ્રીગુરુ રહ્યા એટલે એનો મહિમા ઉત્કૃષ્ટ છે. (૬) સિદ્ધનું વચન સાંભળીને નામધારક શિષ્યે નમન કર્યું અને વિચાર્યું કે પરમાત્મારૂપી શ્રીગુરુ ત્યાં ગુપ્તરૂપે કેમ રહ્યા હશે? (૭) શ્રીગુરુને તપની

શું જરૂર? અને ભિક્ષા માગવામાં શું આનંદ? એવી શંકા મારા મનમાં આવી છે. એનું નિવારણ કરો. (૮) હે વત્સ (નામધારક)! એક વાત જાણજે કે સાક્ષાત્ શ્રીશંકર અને શ્રીદત્તાત્રેય પણ ભિક્ષા માગીને ભક્તોનો ઉદ્ધાર કરે છે. (૯) ત્રિમૂર્તિ દત્તાત્રેય ભિક્ષુકરૂપે દેખાય છે કેમ કે ભક્તજનો ઉપર અનુગ્રહ કરવા માટે તીર્થક્ષેત્રે ફરતા હોય છે. (૧૦) આ ધરતી ઉપર અનેક અપ્રગટ તીર્થો છે અને તેમાંના ઘણાં તીર્થોને ભક્તજનોના ઉદ્ધાર કરવા માટે શ્રીગુરુમૂર્તિએ પ્રેમથી પ્રગટ કર્યાં છે. (૧૧) ભક્તજનો ઉપર ઉપકાર કરવા માટે શ્રીગુરુનાથ તીર્થક્ષેત્રમાં વાસ કરે છે. પણ ગુપ્તરૂપે રહેવાનું કારણ એ કે ઘણા શિષ્યો આવીને અયોગ્ય વરદાન માગતા હોય છે. (૧૨) સૂર્યને સંતાડવામાં આવે તો પણ એની તેજારાશિ કેવી રીતે સંતાય? અને કસ્તૂરી મૂકતાં જ એની સુવાસ પણ ગુપ્તરૂપે કેવી રીતે રહે? (૧૩) હજુ તને કહું છું કે કલ્પવૃક્ષની નીચે બેસીને મનુષ્ય જે ઈચ્છા કરે તે ફળ તેને મળતું હોય છે. (૧૪) આ કારણે ઔદુંબરક્ષેત્રમાં શ્રીગુરુ પ્રગટ થયા એ તને વિસ્તારથી કહું છું તેથી તું એકચિત્તથી સાંભળજે. (૧૫) કરવીર (કોલ્હાપુર) ક્ષેત્ર નામક નગરમાં એક વેદશાસ્ત્ર, પુરાણ જાણકાર બ્રાહ્મણ રહેતો હતો. એ બધા વિદ્વાનોને કહેતો હતો કે, (૧૬) હું ઋગ્વેદી છું. તર્ક, વ્યાકરણ આદિ શાસ્ત્રોમાં પારંગત છું. અને કર્મમાર્ગી હોવાથી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હું મારું વિપ્રકર્મ શ્રદ્ધાથી આચરું છું. (૧૭) ઋગ્વેદી બ્રાહ્મણને એક પુત્ર થયો જે જન્મથી જ મૂર્ખ હતો અને કમનસીબે એના માતા-પિતા બિમાર પડીને મરી ગયા. (૧૮) નાના નાનીના ઘરે બાળક રહેતો હતો. એને સાત વર્ષ થતાં જ જનોઈ દેવામાં આવી. (૧૯) આ દ્વિજકુમારને સંધ્યા કે ગાયત્રીમંત્ર યાદ રહેતાં નહિ તો વેદવિદ્યા કેવી રીતે યાદ રહે? ખરેખર, એ પશુસમાન જિંદગી જીવતો હતો. (૨૦) એને અધ્યયન માટે તે હોંશથી જતો હતો પણ થોડું ભણતાં જ એને વિસ્મૃતિ થતી હતી. (૨૧) એ ગામના વિદ્વાન લોકો એની નિંદા કરતા હતા અને કહેતા હતા કે બ્રાહ્મણના કુળમાં જન્મ લઈને કેવો મૂર્ખ ઉપજ્યો છે! (૨૨) તારા પિતા જ્ઞાની હતા, વેદશાસ્ત્રના જાણકાર હતા, એમના પેટે તું પથ્થરની જેમ જન્મ્યો છે! (૨૩) બળ્યું તારું જીવન, તારા પિતાના નામને લાંછન લગાડ્યું છે, માટે પેટે મોટો પથ્થર બાંધીને તળાવમાં કે કૂવામાં પડીને મરી કેમ નથી જતો? (૨૪) આ સંસારમાં જન્મ લઈને ભૂંડ જેવો થયો છે. તારી ગતિ તો યમલોકમાં રહેવાલાયક છે. કેમ કે તું અનાચારથી રહે છે. (૨૫) જે મનુષ્ય પાસે વિદ્યા હોય એ બીજા મનુષ્યો કરતા શ્રેષ્ઠ ગણાય છે. જેવી રીતે કોઈની પાસે દ્રવ્યનો ભંડાર કે થાપણ હોય તે જરૂર પડે વટાવી શકાય છે. તેવું જ વિદ્યાનું છે. (૨૬) જેના હૃદયમાં વિદ્યા વસે છે એને તમામ ભોગ પ્રાપ્ત


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

થાય છે. યશસ્વી થઈને સુખ મળે છે અને સમસ્ત લોકોમાં એ પૂજ્ય હોય છે. (૨૭) જે નર વિદ્યાવિહીન હોય છે એ ઉંમરથી વધુ હોવા છતાં સન્માનને પાત્ર ગણાતો નથી અને કોઈ નર ઉંમરમાં નાનો હોય તો પણ વિદ્યાવાન હોય તો પૂજ્ય ગણાય છે. (૨૮) જેને ભાઈ ન હોય તેને વિદ્યા જ ભાઈ હોઈ શકે અને લોકોમાં પૂજ્ય થાય. (૨૯) કોઈક સમયે કોઈ વિદ્યાભ્યાસી નર વિદેશમાં જાય તેને લોકો પૂજે છે અને વિદેશમાં પણ સ્વદેશ જેવું માન પ્રાપ્ત થાય છે. (૩૦) જેને બહુ જ વિદ્યા પ્રાપ્ત હશે એ જ જ્ઞાની ગણાય છે અને એના દેહમાં દેવત્વ હોય છે અને બધા લોકો એની પૂજા કરે છે. (૩૧) એકાદ રાજાને સમસ્ત લોકો વંદે છે એવો રાજા પણ વિદ્યાવાન નરની નમ્રતાપૂર્વક આનંદથી પૂજા કરે છે. (૩૨) જેની પાસે ધન નથી એનું ધન જ વિદ્યા હોય છે અને આ જ કારણથી વિદ્યા શીખવી જોઈએ અને એ જો ન હોય તો એ નર પશુસમાન ગણાય છે. (૩૩) બ્રાહ્મણોનાં આ વચન સાંભળીને એ બ્રહ્મચારી વિપ્રકુમારે નમન કર્યું અને સ્વામીએ કહેલી વિદ્યાનો અભ્યાસ કરવાનો પ્રારંભ કર્યો. (૩૪) પૂર્વજન્મમાં મેં કોઈને વિદ્યાદાન કર્યું નથી તો આ જન્મમાં મને વિદ્યા ક્યાંથી આવડે? (૩૫) મૂર્ખ વિપ્રકુમાર બ્રાહ્મણોને કહે છે કે હું પૂર્વજન્મનો દોષી છું. તો કૃપા કરી મારો ઉદ્ધાર કરશો અને જે ઉપાય હોય એ કૃપા કરીને કહેશો. (૩૬) એ બ્રાહ્મણો મશ્કરી કરી હસીને કહેવા લાગ્યા કે તને આગલા જન્મમાં વિદ્યા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આવશે. (૩૭) તું કેવો વિદ્યાભ્યાસુ છે? તું નર નથી જ, સાચી રીતે તું પશુ છે. ભિક્ષા માગીને પેટ ભરે છે. તું કુળનાશક મૂર્ખ છે. (૩૮) આવી રીતે એ બ્રાહ્મણોના કટુવચનો સાંભળીને બ્રહ્મચારીના મનમાં વૈરાગ્ય આવ્યો અને એ બાળક જંગલમાં જવા નીકળ્યો. (૩૯) એના મનમાં બહુ જ દુઃખ થયું અને વિચારવા લાગ્યો કે હું પ્રાણત્યાગ કરીશ કેમ કે બધા જ લોકો મારી નિંદા કરે છે ત્યારે જીવીને શું ઉપયોગ? (૪૦) બળ્યું આ જીવન! વિદ્યાહીન પશુ થયો છું અને જીવીને પણ શું ઉપયોગ? એમ વિચારીને એનો વૈરાગ્ય દૃઢ થયો. (૪૧) ભિલ્લવડી ગામે એ બ્રહ્મચારી રાત્રે આવ્યો અને સવારથી એણે અન્ન કે જળ લીધું ન હતું. (૪૨) ત્યાં વિખ્યાત જગદ્‌માતા ભુવનેશ્વરીદેવી હતાં. તેણે દેવીનાં દર્શન કર્યાં. (૪૩) સ્નાન, સંધ્યા કરી ન હતી. મનમાં અપાર દુઃખ કરતો હતો અને એણે દેવદ્વારની સામે ધરણું (અનશન) કર્યું. (૪૪) આ રીતે ત્રણ દિવસ મનથી દૃઢ નિશ્ચય કરીને અન્ન-પાણી ત્યજીને એ બ્રાહ્મણપુત્ર સત્યાગ્રહ કરવા બેઠો હતો. (૪૫) કોઈ પણ રીતે દેવી દ્વારા સંકેત કે સૂચન ન મળવાથી તે મનમાં ક્રોધાયમાન થઈને કહે છે કે હે અંબાભવાની, મારી ઉપેક્ષા કેમ કરો છો? (૪૬) એ વખતે આક્રોશ કરીને, શસ્ત્ર લઈને પોતાની જિહ્વા તત્કાળ કાપીને દેવીના ચરણે અર્પણ કરી. (૪૭) અંબામાતા સમક્ષ જિહ્વા (જીભ)

મૂકીને કહેવા લાગ્યો કે તું મારી હજુ વધુ ઉપેક્ષા કરીશ તો તારા ચરણોમાં મારું મસ્તક કાપીને ધરાવીશ. (૪૮) મનમાં આવી રીતે નિશ્ચય કર્યો ત્યારે રાત થઈ અને સ્વપ્ન આવ્યું એ સમસ્ત શ્રોતાઓ! સાંભળો. (૪૯) ભુવનેશ્વરી માતા કહે છે કે હે બાળબ્રહ્મચારી! સાંભળ. અમારી ઉપર ક્રોધ કરીશ નહીં. કૃષ્ણાનદીના પશ્ચિમતીરે ત્વરિત જા. (૫૦) ઔદુંબર વૃક્ષની નીચે મહાન તાપસી છે એ શંકરનો જ અવતાર છે જે તારી ઈચ્છા પૂરી કરશે. (૫૧) એને આવું સ્વપ્ન થતાં જ તેને આશ્ચર્ય થયું અને જાગ્રત થઈને પછી ત્યાં જવા માટે નીકળી પડ્યો. (૫૨) એ વિપ્રબાળ તરત જ નીકળી નદીપ્રવાહમાં તરીને સામા કિનારે ગયો. ત્યાં એને શ્રીગુરુનું ઔદુંબર નીચે દર્શન થયું. (૫૩) શ્રીગુરુચરણે માથું ટેકવીને ગુરુનું સ્તોત્ર બોલવા લાગ્યો. ત્યારે શ્રીગુરુમૂર્તિએ સંતોષથી તેને આશ્વાસન આપ્યું. (૫૪) શ્રીગુરુમૂર્તિએ સંતોષ પામી એના માથે હાથ મૂક્યો અને તરત જ એને જ્ઞાન પ્રાપ્ત થયું અને જિહ્વા પણ પૂર્વવત્ થઈ. (૫૫) વેદ, શાસ્ત્ર, પુરાણ, તર્ક, ભાષા, વ્યાકરણ આદિ સર્વ શાસ્ત્રોનું એને તત્કાળ જ્ઞાન થયું. (૫૬) જેવી રીતે માનસરોવરમાં કાગડો જાય અને એ રાજહંસ થઈ જાય એવું જ આ વિપ્રકુમારનું થયું. (૫૭) પારસમણિનો સંપર્ક થતા જ લોખંડનું સુવર્ણ થાય છે અથવા જાંબુનદીમાં માટી પડતાં જ સુવર્ણ થાય છે. (૫૮) એવું આ બ્રાહ્મણને ગુરુચરણનો સ્પર્શ થતાં જ ફળસ્વરૂપે વેદશાસ્ત્રાદિ તર્કભાષા જેવી તમામ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વિદ્યાઓ પ્રાપ્ત થઈ. (૫૯) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આવો શ્રીગુરુમહિમા છે. અને જે જે સ્થાને શ્રીગુરુનો વાસ થયો છે એ સ્થાનનો મહિમા પણ આવો જ અલૌકિક હોય છે. (૬૦) આ રીતે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્ર વિસ્તારથી કહે છે જે સાંભળતાં જ બધી જ ઈચ્છાઓ પૂરી થાય છે. (૬૧)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ભિલ્લવડી સ્થાનમહિમા વર્ણન અને મંદમતિ બ્રાહ્મણને વરપ્રદાન નામનો સત્તરમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૬૧)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





# અધ્યાય-૧૮




**અમરાપુરમાં (નૃસિંહવાડીના સામા કિનારે) દરિદ્રી બ્રાહ્મણનો ઝાલરનો વેલો ઉખાડી નૃસિંહસરસ્વતી ભગવાને દ્રવ્યઘટ આપ્યો.**

**(દત્તબાવનીઃ ઝાલર ખાઈ રીઝ્યો એમ, દીધો સુવર્ણઘટ સપ્રેમ.)**

# અધ્યાય-૧૮

## અમરાપુર મહિમા- દ્વિજદૈન્યહરણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્ય શ્રીગુરુને કહે છે કે હે શ્રી સિદ્ધમુનિ! તમારો જય હો! આ સંસારમાં તું જ અમારો તારક છે. ગુરુલીલારૂપી અમૃતનું શ્રવણ કરાવીને તેં અમને પૂર્ણ આનંદી બનાવ્યા છે. (શિષ્ય શ્રીગુરુને કહે છે.) (૧) ગુરુચરિત્ર કામધેનુ છે. આ સાંભળીને મારું મન તૃપ્ત થતું નથી. વધુ કથામૃત સાંભળવાની મારા અંતઃકરણમાં ઈચ્છા થઈ છે. (૨) શ્રીગુરુકથા શ્રવણ કરતાં શ્રીગુરુચરણોમાં મારું ધ્યાન લાગ્યું અને તે કથા અમૃત જેવી મધુર હોવાથી મારું અંતઃકરણ તૃપ્ત થયું નથી. આથી વધુ સવિસ્તર વર્ણવો. (૩) આ પ્રમાણે શિષ્યે વિનંતી કરતાં સિદ્ધમુનિના ચરણે મસ્તક ટેકવીને વંદન કર્યાં અને કથામૃત શ્રવણ કરવા તૈયાર થયો. (૪) શિષ્યનાં વચન સાંભળી સિદ્ધમુનિ સંતોષ પામ્યા અને શ્રીગુરુકથા કહેવા લાગ્યા. હે શ્રોતાઓ તમે એકચિત્તથી સાંભળો. (૫) સિદ્ધમુનિ કહે છે કે હે શિષ્યોત્તમ! તારી વાણી ધન્ય છે. તારી ભક્તિ શ્રીગુરુચરણમાં તલ્લીન થયેલી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જણાય છે. (૬) તને આદિથી અંત સુધી ગુરુકથા શ્રવણ કરાવવા મને સર્વ ગુરુકથા યાદ આવી. આથી હું તને શ્રવણ કરાવીશ. (૭) ભિલ્લવડી ક્ષેત્રનો મહિમા અનુપમ છે. ત્યાં થયેલી શ્રીગુરુની લીલાનું કથન કરીશ તેનું એકચિત્તે શ્રવણ કર. (૮) ભિલ્લવડીમાં શ્રીગુરુ થોડો સમય ગુપ્તરૂપે રહ્યા હતા અને થોડો સમય પ્રગટરૂપે લીલા કરી અને આગળની યાત્રાએ પ્રસ્થાન કર્યું. (૯) વરુણાનદીના સંગમ ઉપર જે દક્ષિણકાશી પણ કહેવાય છે ત્યાં શ્રીગુરુ સ્વેચ્છાએ ભક્તો ઉપર અનુગ્રહ કરવા પધાર્યા. (૧૦) કૃષ્ણાનદીના કિનારે અનેક તીર્થોને પાવન કરતા કરતા શ્રીગુરુ પંચગંગા નદીના સંગમ (નૃસિંહવાડી- નરસોબાવાડી) ક્ષેત્રે બાર વર્ષ સુધી રહ્યા. (૧૧) અહીંયાં અનેક મનોહર તીર્થો છે. પ્રયાગ જેવા પણ મહાન તીર્થ છે અને અવિમુક્તપુરી જેવું કાશીક્ષેત્ર હોવાથી શ્રીગુરુએ અહીંયાં નિવાસ કર્યો. (૧૨) કુરવપુર ક્ષેત્ર એ કુરુક્ષેત્ર જેવું પવિત્ર સ્થળ છે. કૃષ્ણા અને પંચગંગા નદીના સંગમસ્થળે આવેલું નૃસિંહવાડી ક્ષેત્ર આ કુરુક્ષેત્ર જેટલું જ પવિત્ર છે. (૧૩) કુરુક્ષેત્રમાં રહીને જેટલું પુણ્ય મળે તેનાથી પણ વધારે ફળ આપનાર અનેક તીર્થો અહીં હોવાથી શ્રીગુરુ નૃસિંહવાડીમાં ૧૨ વર્ષ સુધી રહ્યા. (૧૪) પંચગંગા નદી એ પાંચ નદીઓનો સમૂહ છે. પુરાણોમાં તે પાંચ નામો કહેલાં છે તે હું તને કહું છું તે એકચિત્તે સાંભળ. (૧૫) શિવા, ભદ્રા, ભોગાવતી, કુંભી અને સરસ્વતી નદી. આ પાંચે નદીઓ મળીને

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પંચગંગા નદીનો પ્રવાહ વહે છે જે મોટા મોટા પાતકોનો નાશ કરે છે. (૧૬) એવી પ્રખ્યાત પંચગંગા નદીનો સંગમ કૃષ્ણા નદી સાથે થાય છે. તે પ્રયાગથી પણ મોટું પાવન ક્ષેત્ર છે અને તે સંગમસ્થાન (નૃસિંહવાડી) અતિ મનોહર ક્ષેત્ર છે. (૧૭) નૃસિંહવાડીના સામે કિનારે આવેલું અમરાપુર (ઔરવાડ) નામનું ગામ પ્રયાગક્ષેત્ર જેવું પવિત્ર છે. (૧૮) અમરાપુરમાં ઔદુંબરવૃક્ષ કલ્પતરુ જેવું વિદ્યમાન છે. ત્યાંના મહાદેવ અમરેશ્વર તરીકે ઓળખાય છે. અહીં ષટ્કુળતીર્થ આવેલું છે. (૧૯) જે રીતે ગંગાભાગીરથીના તીરે કાશીક્ષેત્ર પ્રખ્યાત છે તે જ રીતે પંચગંગાનદીના કિનારે આવેલું નૃસિંહવાડી ક્ષેત્ર અતિ પવિત્ર છે. (૨૦) અમરેશ્વર ક્ષેત્રમાં શક્તિતીર્થ તરીકે ચોસઠ જોગણીઓનું એક ક્ષેત્ર આવેલું છે. (૨૧) અમરેશ્વર શિવલિંગની ઉપાસના કરવાથી મનુષ્ય અમર થાય છે આથી એ શિવલિંગ એટલે વિશ્વનાથ જ! (૨૨) મહા મહિનામાં પ્રયાગક્ષેત્રે સ્નાન કરતાં જેટલું પુણ્ય મળે તેના કરતાં સો ગણું પુણ્ય અહીં એક વાર સ્નાન કરવાથી મળે છે. (૨૩) અહીંયાંના સંગમનું મહત્ત્વ પ્રયાગ સંગમ જેટલું જ પાવન છે અને અમરેશ્વર શિવલિંગ સ્વયં પરબ્રહ્મનું બીજું સ્વરૂપ વિદ્યમાન છે. (૨૪) અહીંયાં કૃષ્ણાનદી વેણા નદી સાથે દક્ષિણવાહિની થઈને વહે છે. આથી અહીં કોટી તીર્થનો પણ મહિમા છે. (૨૫) આ કૃષ્ણા નદીના કિનારા ઉપર અસંખ્ય તીર્થો આવેલાં છે. જેને કહેતાં પુષ્કળ વિસ્તાર થશે તેમાંથી પ્રમુખ આઠ તીર્થો તને

કહું છું. (૨૬) ઉત્તર દિશામાં કૃષ્ણાનદી પશ્ચિમવાહિની થઈને વહે છે. અહીં શુક્લતીર્થ નામનું તીર્થ બ્રહ્મહત્યાના પાપને નષ્ટ કરે છે. (૨૭) ઔદુંબર વૃક્ષની સામે ત્રણ તીર્થો થોડા થોડા અંતરે આવેલા છે. (૨૮) એ ત્રણ તીર્થોમાં પાપવિનાશી તીર્થ પ્રથમ આવે છે. બીજું કામ્યતીર્થ છે અને ત્રીજું સિદ્ધવરદ તીર્થ છે. આ ત્રણે તીર્થો અમરેશ્વર ક્ષેત્રમાં આવેલાં છે જે પૃથ્વી ઉપર અનુપમ છે. (૨૯) આગળ જતાં સંગમે આવેલા ષટ્કુળ ક્ષેત્રમાં પ્રયાગતીર્થ શક્તિતીર્થ, અમરતીર્થ અને કોટી તીર્થ આવેલાં છે. (૩૦) આ પ્રમાણે ત્યાં અસંખ્ય તીર્થો આવેલાં હોવાથી બધાનો ઉલ્લેખ કરતાં ગ્રંથનો વિસ્તાર થશે. આવું પાવન ક્ષેત્ર હોવાથી શ્રીગુરુ અહીંયાં ૧૨ વર્ષ સુધી રહ્યા. (૩૧) કૃષ્ણા અને વેણા નદી પંચગંગા નદીને મળતાં ૭ નદીઓનો સંગમ થાય છે તેનો મહિમા અપરંપાર છે. (૩૨) ત્યાં નદીમાં એક જ સ્નાન કરતાં બ્રહ્મહત્યાદિ મોટા પાપો નષ્ટ થાય છે. આવું એ સિદ્ધક્ષેત્ર બધાની મનોકામના પૂરી કરનારું છે. (૩૩) તેનો મહિમા વાણીથી વર્ણવી શકાય તેમ નથી. તેના માટે આપોઆપ બીજી કોઈ ઉપમા નથી. તેના દર્શનમાત્રથી કામના પૂર્ણ થાય છે. તો સ્નાન કરવાથી શું ન મળે? ત્યાંનું ઔદુંબર વૃક્ષ સાક્ષાત્ કલ્પતરુ જેવું છે ત્યાં શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી ગુપ્તરૂપે રહ્યા. (૩૫) ભક્તજનોનો ઉદ્ધાર કરવા ગુપ્ત

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તીર્થોને શ્રીગુરુએ લોકો માટે પ્રગટ કર્યાં આથી તેઓ ત્યાં રહ્યા. (૩૬) આ પ્રમાણે દિવસો પસાર થતાં શ્રીગુરુ અમરાપુરમાં ભિક્ષા માટે જતા. (૩૭) અમરાપુરમાં એક વેદાભ્યાસી બ્રાહ્મણ તેની પત્ની સાથે રહેતો હતો. તેની પત્ની પતિવ્રતાશિરોમણિ હતી. (૩૮) તે બ્રાહ્મણ ગરીબ હોવા છતાં સાત્ત્વિક હતો અને તે બ્રાહ્મણ ફક્ત વિપ્રઘેર સૂકી ભિક્ષા માગી જીવનનિર્વાહ કરતો હતો. આમ, તેનું જીવન અતિ સાત્ત્વિક હતું. (૩૯) તે બ્રાહ્મણના ઘેર વાલોરપાપડી (ઝાલર)નો વેલો હતો અને જો કોઈક દિવસ બીજી ભિક્ષા ન મળે તો આ ઝાલરની શીંગો બાફીને ભોજન કરતો. (૪૦) કોક દિ તે બ્રાહ્મણને સ્વાદિષ્ટ ભિક્ષા ન મળે તો પણ ઝાલરની શીંગોને રાંધીને જીવનનિર્વાહ કરતો. (૪૧) આવો તે બ્રાહ્મણ ગરીબ હોવા છતાં પાંચ મહાયજ્ઞો સારી રીતે કરી અતિથિપૂજન કરીને દિવસ પસાર કરતો હતો. (૪૨) વખત જતાં શ્રીગુરુ (નૃસિંહસરસ્વતી) એક દિવસ આ ગરીબ બ્રાહ્મણના ઘેર ભિક્ષા માટે ગયા. બ્રાહ્મણે પણ પ્રેમપૂર્વક આવકારીને તેમને આસન ઉપર બિરાજમાન કર્યા. (૪૩) તે બ્રાહ્મણે શ્રીગુરુની ભક્તિપૂર્વક સોળ ઉપચારોથી પૂજા કરી અને ઝાલરની શીંગોનું શાક થાળમાં ધરાવ્યું. (૪૪) શ્રીગુરુએ ભિક્ષા આરોગ્યા પછી સંતોષપૂર્વક આશ્વાસન આપી ગરીબ બ્રાહ્મણને કહ્યું કે તારી ગરીબાઈ દૂર થઈ જ ગઈ એમ સમજ. એમ કહીને

શ્રીગુરુ નીકળ્યા. (૪૫) તે ગરીબ બ્રાહ્મણના ઘરમાં ઝાલરનો વેલો સમગ્ર આંગણમાં ફેલાયેલો હતો. (૪૬) તે વેલાને મૂળ સાથે ઉખેડીને શ્રીગુરુમૂર્તિ ત્યાંથી પ્રસ્થાન કરી ગયા અને સંગમમાં આવીને પોતાના સ્થાને બેઠા. (૪૭) મૂળ સાથે ઉખડેલો વેલો જોઈને વિપ્રસ્ત્રી પુત્ર સાથે દુઃખ કરવા લાગી અને કહેવા લાગી કે આ અમારું પ્રારબ્ધ કેવું? (૪૮) અમે તે યતીશ્વરને શું ત્રાસ આપ્યો જેથી કરીને તેમણે અમારી આજીવિકાનો કોળિયો ખૂંચવી લીધો? (૪૯) આ પ્રકારે તે વિપ્રસ્ત્રી શોકાતુર થઈને દુઃખ કરવા લાગી પરંતુ તેનો પતિ તેને સમજાવવા લાગ્યો કે યતિ ઉપર ક્રોધ કરીશ નહીં. (૫૦) વધુમાં બ્રાહ્મણ તેની પત્નીને કહે છે કે “જયારે જે સમયે જે વસ્તુ થવાની હોય તે થઈને જ રહે છે. સમગ્ર વિશ્વ ઈશ્વરની ઈચ્છાને આધીન છે.” (૫૧) સર્વ શક્તિમાન વિશ્વવ્યાપી નારાયણ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે કારણરૂપ છે. તેઓ કીડીથી માંડી કુંજર (હાથી) સુધી બધાં જ પ્રાણીઓને ખોરાક પૂરો પાડે છે. (૫૨) પરમેશ્વર જીવનપર્યંત અન્ન આપે છે એમ વેદોમાં કહ્યું છે. પછી તે સિંહ, હાથી હોય તેમને પણ દરરોજ ખોરાક પૂરો પાડે છે. (૫૩) ઈશ્વરે ચોર્યાસી લાખ જીવો માટે પ્રથમ ખાદ્યસામગ્રી ઉત્પન્ન કરી. ત્યાર બાદ નાના-મોટા ચોર્યાસી લાખ જીવો પેદા કર્યા. (૫૪) પરમેશ્વર ગરીબ કે શ્રીમંતને એકસમાન માની


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તેમનું પોષણ કરે છે. દરેક જીવ પૂર્વપ્રારબ્ધના ફળ મુજબ જીવન ભોગવે છે. (૫૫) પૂર્વજન્મની જેવી થાપણ હોય (કર્મફળ રૂપે) (સારી કે નરસી) તે જ પ્રમાણે તેનો ઉપભોગ જીવ લે છે. કર્મફળ માટે બીજો કોઈ જવાબદાર નથી. (૫૬) પોતાનું પ્રારબ્ધ ખરાબ હોય અને બીજાને તે માટે દોષારોપણ કરો તો તે યોગ્ય નથી. જેવું આપણે વાવીએ તેવું જ લણીએ છીએ. (૫૭) બ્રાહ્મણ વધુમાં પત્નીને કહે છે કે યતીશ્વરે આપણો કોળિયો ખૂંચવી લીધો. પરંતુ, આપણા પૂર્વકર્મને અજ્ઞાનમાં ડૂબીને યાદ કરતી નથી. (૫૮) બ્રાહ્મણ કહે છે કે યતીશ્વર આપણો ઉદ્ધાર કરવા આપણા ઘેર ભિક્ષા માટે આવ્યા. જતાં જતાં તેઓ આપણું દારિદ્રય લેતા ગયા. તેઓ જ આપણને ભવસાગર પાર કરાવશે. (૫૯) આ પ્રમાણે પત્નીને સમજાવી તે બ્રાહ્મણ વેલાની શાખાઓ છેદીને નદીમાં નાખતો હતો. (૬૦) તે વેલાના મૂળિયાં વધુ ખોદીને જમીન સરખી કરવા લાગ્યો. (૬૧) વેલાનાં મૂળિયાં નીચે જમીન ખોદતાં તેને દ્રવ્ય ભરેલો ચરુ મળ્યો જેથી તેને ખૂબ આનંદ થયો. તે ચરુ ઘરમાં લઈ ગયો. (૬૨) બ્રાહ્મણ આશ્ચર્યથી કહેવા લાગ્યો, યતીશ્વર આપણા ઉપર પ્રસન્ન થયા છે. આથી તેમણે ઝાલરનો વેલો મૂળથી ઉખેડી નાખ્યો અને આપણને આ ધનભંડાર પ્રાપ્ત થયો છે. (૬૩) બ્રાહ્મણ કહે છે કે તે સંન્યાસી ખરેખર મનુષ્ય નથી પરંતુ ઈશ્વરી અવતાર છે.

આપણી ગરીબાઈ દૂર કરનાર કલ્પતરુ સ્વરૂપ હોવાથી આપણે તેનાં દર્શન કરવા જઈએ. (૬૪) પત્ની સાથે તે બ્રાહ્મણ સંગમમાં જઈને શ્રીગુરુની અનેકવિધ રીતે પૂજા કરી અને મળેલા ધનભંડારની વાત કરી. (૬૫) શ્રીગુરુએ બ્રાહ્મણને કહ્યું જો આ વાત તમે પ્રગટ કરશો તો તમારા ઘેર લક્ષ્મી અખંડવાસ નહીં કરે. આથી આ વાત કોઈને કહેવી નહીં. (૬૬) આ પ્રમાણે શ્રીગુરુ બ્રાહ્મણને આશ્વાસન આપતાં કહે છે કે તમારા ઘરમાં લક્ષ્મીનો અખંડ વાસ હશે અને પુત્ર-પૌત્રોથી વંશવેલો અખંડ ચાલુ રહેશે. (૬૭) આ પ્રમાણે વરદાન પ્રાપ્ત કરીને તે બ્રાહ્મણ સપત્નીક પોતાના ઘેર પાછો ફર્યો. શ્રીગુરુની કૃપા આ પ્રમાણે દર્શનમાત્રથી દૈન્યહરણ કરનાર છે. (૬૮) જેના ઉપર શ્રીગુરુકૃપા હોય તેને ગરીબાઈ કેવી? શ્રીગુરુ કલ્પવૃક્ષ હોવાથી તેમના આશ્રયે જે રહે છે તેનાથી ગરીબાઈ અનેક યોજનો દૂર રહે છે. (૬૯) જેનું પ્રારબ્ધ ઉણું (ઓછું) હોય તેણે શ્રીગુરુનો આશ્રય લેવો જોઈએ. શ્રીગુરુના આશ્રયથી તે મનુષ્ય ભવસાગર પાર ઉતરશે અને લોકોમાં પૂજ્ય થશે. (૭૦) જે ભક્ત શ્રીગુરુને ભજશે તે આલોક અને પરલોકનું સુખ પ્રાપ્ત કરશે. તેના ઘેર અખંડ લક્ષ્મી વાસ કરશે અને આઠે ઐશ્વર્ય તે ભોગવશે. (૭૧) સિદ્ધ નામધારકને કહે છે કે આવો શ્રીગુરુમહિમા અનુપમ છે. આથી તમારે દૃઢ મનથી શ્રીગુરુને ભજવા. જેથી

કામધેનુ તમારા ઘેર સદા નિવાસ કરશે. (૭૨)

ગંગાધરનો પુત્ર શ્રીગુરુચરિત્ર વિસ્તારપૂર્વક કહે છે કે હવે પછીનું કથામૃતસાર હે શ્રોતાઓ! ધ્યાનપૂર્વક એકચિત્તે સાંભળો. (૭૩)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક અમરાપુરમાહાત્મ્ય અને દ્વિજદૈન્યહરણ નામનો અઢારમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૭૩)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૭મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"ઝાલર ખાઈ રીઝ્યો એમ, દીધો સુવર્ણઘટ સપ્રેમ."**

# અધ્યાય-૧૯



અમરાપુર ક્ષેત્રમાં ૬૪ યોગિનીઓ નૃસિંહસરસ્વતી ભગવાનને નદીના જળમાં સ્થિત નગરમાં લઈ જઈ તેમની પૂજા કરે છે.

# અધ્યાય-૧૯

## ઔદુંબર વૃક્ષમહિમા-યોગિની પ્રતિદિન દર્શન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક શિષ્ય સિદ્ધગુરુના ચરણે પડ્યો અને હાથ જોડીને વિનંતી કરવા લાગ્યો. (૧) હે સિદ્ધયોગેશ્વર! તારો જય હો! જય હો! તું અંધકારમાં (અજ્ઞાનરૂપી) જ્યોતિસ્વરૂપ છે અને ભક્તોને ભવસાગર પાર કરાવનાર છે. (૨) અજ્ઞાનરૂપી રાત્રિમાં હું મદોન્મત્ત થઈ નિદ્રાવશ હતો ત્યારે તેં મને શ્રીગુરુચરિત્રરૂપી અમૃત પીવડાવ્યું છે. (૩) શ્રીગુરુચરિત્રામૃત પીવાથી હું જાગૃત થયો અને જ્ઞાનરૂપી સૂર્યપ્રકાશ તારી કૃપાથી ઝળહળવા લાગ્યો. (૪) નામધારક સિદ્ધમુનિને ચરણે પડી વિનંતી કરે છે કે શ્રીગુરુકથાનો વિસ્તાર કરીને કહો. (૫) શિષ્યનાં વચન સાંભળી સિદ્ધમુનિને સંતોષ થયો અને તેઓ અનુપમ ગુરુમહિમા વિસ્તારથી કહેવા લાગ્યા. (૬) સિદ્ધમુનિ શિષ્યને કહે છે કે શ્રીગુરુની કથા સાંભળો. શ્રીગુરુ (નૃસિંહસરસ્વતી) અતિ પ્રેમપૂર્વક ઔદુંબરવૃક્ષ નીચે રહેતા હતા. (૭) સિદ્ધગુરુનું વચન સાંભળી નામધારક પૂછે છે કે અનેક પવિત્ર વૃક્ષોને ત્યજીને





દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ઔદુંબર વૃક્ષ ઉપર કેમ વધુ પ્રીતિ છે? (૮) વેદ અને શાસ્ત્રોમાં અશ્વત્થ વૃક્ષ (પીપળા)નો મહિમા વિસ્તારથી વર્ણવ્યો છે. તો પછી શ્રીગુરુ ઔદુંબર વૃક્ષ ઉપર કેમ પ્રીતિ ધરાવે છે તેનું કારણ જણાવો. (૯) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે જયારે નૃસિંહ અવતાર થયો ત્યારે તેમણે (નૃસિંહ ભગવાને) હિરણ્યકશ્યપ રાક્ષસનું પેટ નખથી ફાડ્યું તે વૃત્તાંત સાંભળો. (૧૦) હિરણ્યકશ્યપનું પેટ નખથી ફાડીને તેના આંતરડાં પોતાના ગળામાં હાર તરીકે પહેર્યા. (૧૧) એ રાક્ષસના પેટમાં અતિ ઉગ્ર વડવાનલ જેવું ઝેર હતું. (૧૨) પેટ ફાડતાં તે ઝેર નૃસિંહ ભગવાનના નખને ચોંટ્યું અને તેથી તેમને અતિ બળતરા થવા લાગી. (૧૩) તે સમયે મહાલક્ષ્મી ઉગ્ર દાહ શાંત કરવા માટે ઔદુંબર ફળને લઈ આવ્યાં જેથી નખોની બળતરા શાંત થાય. (૧૪) તે સમયે દાહ શાંત કરવા નૃસિંહ ભગવાને ઔદુંબર ફળોમાં તેમના નખ ખોસ્યા. જેથી કરીને તેમનો ઉગ્ર દાહ (બળતરા) શાંત થયો. (૧૫) બળતરા શાંત થવાથી ઉગ્ર નૃસિંહ ભગવાન પણ શાંત થયા અને મહાલક્ષ્મીને આલિંગન આપી બંનેએ ઔદુંબર વૃક્ષને અનેક વરદાનો આપ્યાં. (૧૬) તે સમયે ઔદુંબરને વરદાન આપતાં નરસિંહ ભગવાને કહ્યું કે તું બારેમાસ ફળ આપીશ અને તારું નામ મેં કલ્પવૃક્ષ રાખ્યું છે. (૧૭) વધુમાં નૃસિંહ ભગવાને કહ્યું કે જે લોકો તારી ભક્તિ કરશે તેમની ઈચ્છાઓ ત્વરિત પૂરી થશે. તારાં દર્શન થતાં જ ગમે તેટલા ઉગ્ર ઝેરની પીડા પણ શાંત થશે. (૧૮)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જે લોકો ઔદુંબરની સેવા કરે છે તેની સર્વ ઈચ્છાઓ પૂરી થાય છે અને તેમના સર્વ પાપ નષ્ટ થાય છે એ નિશ્ચિત જાણજો. (૧૯) વાંઝણી સ્ત્રી જો ઔદુંબરની સેવા કરે (પૂજા અને પ્રદક્ષિણા) તો તેને અવશ્ય પુત્ર પ્રાપ્ત થશે. જે ગરીબ મનુષ્ય ઔદુંબરની સેવા કરે તો તે શ્રીમંત થશે. (૨૦) ઔદુંબરના છાંયડે બેસીને જે લોકો જપ, અનુષ્ઠાન કરશે તેમને અનંતફળ પ્રાપ્ત થશે અને ઈચ્છિત મળશે. (૨૧) ઔદુંબરના છાંયડામાં જે લોકો સ્નાન કરશે તેમને ગંગાસ્નાનનું પુણ્ય મળશે. (૨૨) ઔદુંબરની સેવા જે કરશે તેને કદી રોગ થશે નહીં અને બ્રહ્મહત્યાદિ પાપ હોય તો તે નષ્ટ થશે. (૨૩) મનમાં ઈચ્છા રાખી સંકલ્પપૂર્વક જે લોકો તારી સેવા કરશે તેમની મનોકામના ચોક્કસ પૂરી થશે. આથી હે ઔદુંબર! તું કલિયુગમાં કલ્પવૃક્ષ છે. (૨૪) હું (નૃસિંહ ભગવાન-વિષ્ણુ) હંમેશાં લક્ષ્મી સહિત તારામાં નિવાસ કરીશ. આ રીતનું વરદાન નૃસિંહ ભગવાને ઔદુંબરને આપ્યું. (૨૫) આવું ઔદુંબર વૃક્ષ કલિયુગમાં કલ્પતરુ સમાન છે. તેના થકી નૃસિંહ ભગવાન ક્રોધનો ત્યાગ કરી શાંત થયા. (૨૬) આ જ કારણથી શ્રીગુરુમૂર્તિ નૃસિંહ ભગવાનનું સ્મરણ કરતાં ઔદુંબર નીચે વાસ કરતા હતા. કઠોર પ્રારબ્ધને શાંત કરવા માટે ઔદુંબરની ઉપાસના કરવી જોઈએ. (૨૭) શ્રીગુરુમૂર્તિ નૃસિંહ ભગવાનના જ અવતાર હોવાથી તેમણે ઔદુંબર નીચે નિવાસ કર્યો. (૨૮) આમ પણ કળિયુગમાં ઔદુંબર એ કલ્પવૃક્ષ છે. વિશેષમાં તેની નીચે

શ્રીગુરુએ નિવાસ કરેલો હોવાથી ભક્તોની ઈચ્છાઓ તરત પૂરી થાય છે. (૨૯) તેવા કલ્પવૃક્ષ સમાન ઔદુંબર નીચે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશે અવતાર ધારણ કરી શ્રીગુરુરૂપે નિવાસ કર્યો. (૩૦) આ રીતે ત્રિમૂર્તિનો અવતાર ધારણ કરી શ્રીગુરુ સમસ્ત તીર્થોને પાવન કરતા પૃથ્વી ઉપર વિચરણ કરતા હતા અને ભક્તજનોનો ઉદ્ધાર કરતા હતા. (૩૧) શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી ઔદુંબરના છાંયડે જ અહર્નિશ રહેતા હતા. મધ્યાહ્ન સમયે ત્યાં અચરજભરી ઘટના બનતી. (૩૨) અમરેશ્વર શિવલિંગની પાસે નિવાસ કરતી ૬૪ જોગણીઓ બપોરના પૂજા કરવા માટે શ્રીગુરુ પાસે રોજ આવતી. (૩૩) ૬૪ જોગણીઓ શ્રીગુરુને નમન કરીને આદર સાથે પોતાના ઘરમાં લઈ જતી અને વિધિપૂર્વક ગંધ, પુષ્પાદિથી પૂજા કરતી. (૩૪) જોગણીઓને ઘેર ભિક્ષા સ્વીકારીને શ્રીગુરુ ઔદુંબર વૃક્ષ નીચે પાછા આવતા. આ જોઈને બ્રાહ્મણો વિસ્મય કરવા લાગ્યા. (૩૫) બ્રાહ્મણો વિચારવા લાગ્યા કે આ સંન્યાસી કેવો વિચિત્ર છે? ગામમાં ભિક્ષા માગવા કદી આવતો નથી અને હંમેશાં જંગલમાં જ રહે છે. તો ભોજન ક્યાં કરતો હશે? (૩૬) તેમણે વિચાર્યું કે આ યતિ દિવસ કેવી રીતે પસાર કરે છે તે માટે મનુષ્ય દ્વારા તપાસ કરાવીએ. (૩૭) આ રીતે વિચાર કરીને તેમણે એક મનુષ્યને તપાસ કરવા શ્રીગુરુ પાસે રાખ્યો. મધ્યાહ્નનો સમય થતાં જ તે મનુષ્ય ખૂબ જ ભય પામ્યો. (૩૮) જે લોકો શ્રીગુરુનો અંત જોવા ઈચ્છે છે તેઓ નરકગામી થશે અને તેમને મોકલનાર

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઘમંડી વિપ્રો અધોગતિને પામશે. (૩૯) ચોકી (જાસૂસી) કરવા મૂકેલો મનુષ્ય ભય પામી જતો રહ્યો તે જ સમયે ગંગાનુજ નામની વ્યક્તિ ખેતરની રખેવાળી કરતી હતી. (૪૦) ગંગાનુજે જોયું કે શ્રીગુરુની પૂજા કરવા માટે ૬૪ જોગણીઓ આવી અને નદીના પ્રવાહમાં થઈને અદૃશ્ય થઈ ગઈ. (૪૧) ગંગાનુજ આશ્ચર્ય કરવા લાગ્યો કે આ સંન્યાસી કેવા મહાન છે કે જેમના માટે નદીપ્રવાહના બે ભાગ થયા અને તેઓ યોગિનીઓ સાથે જળપ્રવાહમાં અદૃશ્ય થયા. (૪૨) ચોસઠ યોગિનીઓએ શ્રીગુરુને પોતાના નગરમાં લઈ જઈને ભિક્ષા કરાવી અને બહાર આવ્યા. (૪૩) ગંગાનુજ આશ્ચર્યથી જોઈ રહ્યો. તેને લાગ્યું કે આ યતિ સ્વયં ઈશ્વર જ હોવા જોઈએ. આથી જ દેવકન્યાઓ (યોગિનીઓ) તેમની પૂજા કરે છે. (૪૪) જળપ્રવાહમાંથી બહાર આવીને દેવકન્યાઓ શ્રીગુરુને વંદન કરીને તેમની આરતી ઉતારતી હતી. (૪૫) બીજા દિવસે શ્રીગુરુ યોગિનીઓ સાથે નદીમાં પ્રવેશ કરતા હતા ત્યારે ખેતરની રખેવાળી કરતો ગંગાનુજ પણ જિજ્ઞાસાવશ તેમની પાછળ ગયો. (૪૬) નદીના જળપ્રવાહમાં શ્રીગુરુ પ્રવેશતા જ તેના બે ભાગ થયા અને અંદર પ્રવેશ કરતાં એક અનુપમ નગર, રત્નજડિત શિખરોથી શોભાયમાન દેખાયું. (૪૭) તે નગર અમરાવતી જેવું, સૂર્ય જેવું તેજોમય નગર હતું. શ્રીગુરુનો આ નગરપ્રવેશ થતાં જ નગરના સમસ્ત નર-નારી શ્રીગુરુની આરતી ઉતારવા આવ્યાં. (૪૮) આરતી ઉતારીને શ્રીગુરુને મહેલમાં લઈ ગયા જ્યાં

રત્નજડિત સિંહાસન હતું. તેના ઉપર શ્રીગુરુને બિરાજમાન કર્યા. (૪૯) યોગિનીઓએ શ્રીગુરુની ષોડશોપચારથી પૂજા કરી વિવિધ વાનગીઓનું ભોજન કરાવ્યું. (૫૦) ઉચ્ચ આસનસ્થ શ્રીગુરુ શંકર સમાન શોભાયમાન લાગતા હતા. તેમણે યોગિનીઓની પૂજા સ્વીકારી અને પાછા ફરતા હતા. (૫૧) પાછા ફરતી વખતે તેમણે ગંગાનુજને જોયો અને પૂછ્યું કે તું કેમ આ નગરમાં આવ્યો છે? ગંગાનુજે વિનયપૂર્વક જવાબ આપ્યો કે હું આપના દર્શનાર્થે આવ્યો છું. (૫૨) એમ કહીને ગંગાનુજ શ્રીગુરુના ચરણે પડ્યો અને તેમના સ્મરણમાં તલ્લીન થયો. તે કહેવા લાગ્યો "તું સાક્ષાત્ શંકર ભગવાન છે. આમ તો તું ત્રણે દેવતાઓનું સ્વરૂપ છે." (૫૩) હે સદ્ગુરુ! તારું સાચું સ્વરૂપ અમને ખબર નથી. કારણ કે અમે સંસારની માયાથી વ્યાપ્ત હોવાથી તને ઓળખી શકતા નથી. તું અમને ભવસાગર પાર કરાવીશ. કૃપા કરીને અમારો ઉદ્ધાર કરો. (૫૪) હે સદ્ગુરુ! તું અજ્ઞાનરૂપી રાત્રિમાં જ્યોતિસ્વરૂપ છે. તું સમગ્ર વિશ્વનો ઉદ્ધાર કરવા માટે ભૂમિ ઉપર અવતર્યો છે. (૫૫) તારું જેને દર્શન થાય છે તે મનુષ્યને સર્વ સુખ વિના પ્રયત્ને ક્ષણાર્ધમાં પ્રાપ્ત થાય છે. (૫૬) આ રીતે સદ્ગુરુની ગંગાનુજે સ્તુતિ કરતાં તેમણે સંતોષપૂર્વક તેની સ્તુતિ સાંભળીને તેને આશ્વાસન આપવા લાગ્યા. (૫૭) શ્રીગુરુ (નૃસિંહસરસ્વતી) ગંગાનુજને કહે છે કે તારું દૈન્ય નાસી ગયું છે. તારા મનમાં જે જે ઈચ્છા હશે તે સર્વે મનોરથો પૂરા થશે. (૫૮) અહીંયાં

જોયેલી આ લીલાને તું કોઈની આગળ પણ પ્રગટ કરીશ નહીં. જો પ્રગટ કરીશ તો તારા પુણ્યની હાનિ થશે. (૫૯) આ પ્રમાણે કહી શ્રીગુરુ ગંગાનુજ સાથે ઔદુંબર વૃક્ષ પાસે આવ્યા. (૬૦) શ્રીગુરુની વિદાય લઈને ગંગાનુજ ખેતરની રખેવાળી કરવા ગયો. ત્યાં તેને અચાનક ધનભંડાર મળ્યો. (૬૧) આગળ જતાં ગંગાનુજ શ્રીગુરુની ભક્તિ કરીને જ્ઞાની થયો અને પુત્ર પૌત્ર સાથે આનંદપૂર્વક રહેવા લાગ્યો. (૬૨) ગંગાનુજ શ્રીગુરુને નિત્ય વંદન કરતો હતો અને પત્ની સાથે અંતઃકરણપૂર્વક સ્થાનની સેવા કરતો હતો. (૬૩) વખત જતાં મહા મહિનાની પૂર્ણિમા આવી. ગંગાનુજ શ્રીગુરુને વિનંતીપૂર્વક પૂછવા લાગ્યોઃ (૬૪) ગંગાનુજ પૂછે છે કે હે જગત્ગુરુ! પ્રયાગમાં કરવામાં આવતું માઘસ્નાન અતિ પુણ્યશાળી ગણાય છે. તે સિવાય પણ કાશીક્ષેત્ર પણ અતિ પાવન છે એમ વિદ્વાન બ્રાહ્મણો કહે છે. (૬૫) હે સદ્ગુરુ! આ પ્રયાગક્ષેત્ર ક્યાં આવ્યું? કાશી અને ગયાક્ષેત્ર ક્યાં વસેલાં છે? હું હીનજાતિનો હોવાથી જાણતો નથી. કૃપા કરીને અમને કહો. (૬૬) શ્રીગુરુએ ગંગાનુજને કહ્યું કે અહીં આ જ કૃષ્ણા અને પંચગંગાના સંગમમાં પ્રયાગક્ષેત્ર આવેલું છે અને નૃસિંહવાડીથી છ માઈલ દૂર અથણી તાલુકાના જુગુળ ગામને જ કાશી જાણ. (૬૭) કોલ્હાપુર એ દક્ષિણકાશી કહેવાય છે તે જ રીતે ગયાક્ષેત્ર સાથે ત્રણે સ્થળોની યાત્રા કરવાની ઈચ્છા હોય તો હું તને પ્રત્યક્ષ યાત્રા કરાવીશ. (૬૮) શ્રીનૃસિંહસરસ્વતી વ્યાઘ્રચર્મ પર

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બિરાજમાન હતા. શ્રીગુરુએ ગંગાનુજને કહ્યું કે મારી સાથે ચાલ અને આંખો મીંચી દે. શ્રીગુરુ ગંગાનુજ સાથે ક્ષણાર્ધમાં પ્રયાગક્ષેત્રે પહોંચી ગયા. (૬૯) ત્યાં સ્નાન કરીને શ્રીગુરુ ગંગાનુજ સાથે બપોરે કાશીમાં આવ્યા અને વિશ્વનાથનાં દર્શન કરીને ગયાક્ષેત્ર પહોંચી ગયા. (૭૦) આ પ્રમાણે ત્રણે સ્થળોની યાત્રા કરીને સાંજ સુધીમાં બંને નરસોબાવાડી પરત આવી ગયા. (૭૧) આ પ્રમાણે વિશ્વનાટકી શ્રીગુરુએ આવી લીલા કરી અને તેમની કીર્તિ પ્રગટ થવાથી શ્રીગુરુએ વિચાર્યું કે હવે અહીં ગુપ્ત થઈ જવું. (૭૨) આ પ્રમાણે આ સ્થાન (અમરેશ્વર)નો મહિમા પ્રગટ કરીને અમરેશ્વર મહાદેવને પ્રણામ કરી શ્રીગુરુએ ત્યાંથી પ્રસ્થાન કર્યું. (૭૩) શ્રીગુરુ સ્થાન છોડીને જતા હતા ત્યારે ચોસઠ જોગણીઓ કરુણસ્વરમાં વિનંતી કરી કહેવા લાગી કે અમને છોડી તમે કેમ સ્થાનત્યાગ કરો છો? નિત્ય તમારાં દર્શનમાત્રથી ભક્તોના ત્રણે પ્રકારના તાપ દૂર થાય છે. (૭૪) તમારી સાથે સાક્ષાત્ અન્નપૂર્ણા પણ હાજર હોય છે. (૭૫) યોગિનીઓએ આ પ્રમાણે ભક્તિપૂર્વક વિનંતી કરતાં ભક્તવત્સલ શ્રીગુરુએ તેમને સંતોષપૂર્વક વરદાન આપ્યું. (૭૬) શ્રીગુરુ યોગિનીઓને આશ્વાસન આપતાં કહે છે કે આ સ્થાન અમારું હોવાથી અમે હંમેશાં ઔદુંબર વૃક્ષ નીચે ગુપ્તરૂપે રહીશું અને પ્રગટપણે અન્ય સ્થળે જઈશું. (૭૭) તમે સર્વ યોગિનીઓ આ ઔદુંબર કલ્પવૃક્ષ

નજીક રહેજો. આ ઔદુંબર નીચે અન્નપૂર્ણા પણ કાયમ રહેશે. (૭૮) આ ઔદુંબર વૃક્ષ કલ્પવૃક્ષ નીચે તમે કાયમ નિવાસ કરો. અમારું સ્થાન પશ્ચિમ કિનારા ઉપર છે. (પૂર્વ કિનારા ઉપર અમરેશ્વર છે અને નરસોબાવાડી પશ્ચિમ કિનારે છે.) (૭૯) આ સ્થાન ખૂબ જ પ્રખ્યાત થશે અને અસંખ્ય નર-નારી અહીં પૂજા કરશે. તેવા ભક્તોની મનોકામના ત્વરિત પૂર્ણ થશે અને તે માટે તમારે બધાએ (ચોસઠ જોગણીઓએ) પણ ભક્તોની સહાય કરવી. (૮૦) ઔદુંબર કલ્પવૃક્ષ નીચે અમારી મનોહર પાદુકાની સ્થાપના કરી છે. તમારો પણ નિવાસ છે જે ભક્તો તેની પૂજા કરશે તેની મનોકામના પૂરી થશે. (૮૧) આ ઔદુંબર કલ્પવૃક્ષ નીચે અમારી સાથે અન્નપૂર્ણાનું પણ કાયમનું વાસ્તવ્ય (વસવાટ) છે. આથી આરાધના કરતા ભક્તોને ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૮૨) અહીંનું પાપવિનાશી તીર્થ એ સિદ્ધતીર્થ છે. ચોસઠ જોગણીઓ સાથે પાદુકાને સાત વખત અભિષેક કરતા; (૮૩) ૬૦ વર્ષની વાંઝણી હોય તો તેને પણ શતાયુષી પુત્ર થશે અને બ્રહ્મહત્યાનું પાપ હશે તો તે સ્નાન કરવા માત્રથી પવિત્ર થઈ જશે. (૮૪) સૂર્યગ્રહણ કે ચંદ્રગહણના દિવસે અથવા સંક્રાંતિના માસ દરમ્યાન તીર્થમાં ભક્તિપૂર્વક સ્નાન કરવાથી અશ્વમેધ જેવું અનંત પુણ્ય પ્રાપ્ત થશે. (૮૫) સોમવારના દિવસે અમાવાસ્યા હોય અથવા વ્યતિપાત જેવા પર્વના દિવસે સ્નાન કરીએ તો તેનું ફળ કેવું હોય છે તે હે શ્રોતાઓ! એકચિત્તે સાંભળો. (૮૬) એક હજાર કપિલા ગાયને અલંકાર સહિત શીંગડાઓ અને પગની ખરીઓને સુવર્ણથી મઢાવીને

ગંગાનદીના તીરે દાન આપવાથી જે ફળ મળે છે તે ફળ આવા વિશેષ દિવસે સ્નાન કરવાથી મળે છે. (૮૭) જે મનુષ્ય આ તીર્થમાં ભક્તિભાવપૂર્વક એક બ્રાહ્મણને જમાડે તો તે એક કરોડ બ્રાહ્મણને જમાડવાનું પુણ્ય મેળવે છે. (૮૮) અહીંના (અમરેશ્વરના) ઔદુંબર વૃક્ષ નીચે નિર્મળ મન કરી જપ કરવાથી કરોડ ગણું પુણ્ય મળે છે અને હોમ કરતાં પણ તેવું જ એટલે કે કરોડ ગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. (૮૯) અહીંયાં શુદ્ધ મનથી પૂજા કરીને જો ૧૧ રુદ્રજાપ (રુદ્રી) કરવામાં આવે તો અતિરુદ્ર (૧૧ X ૧૧ X ૧૧) જેટલું ફળ મળે છે. (૯૦) અહીંયાં મંદગતિથી પ્રદક્ષિણા કરતાં (પાદુકા અને ઔદુંબર) દરેક પગલે વાજપેય યજ્ઞનું ફળ મળે છે. (૯૧) આ પ્રમાણે પાદુકાને વંદન કરીને બે-ચાર પ્રદક્ષિણા કરીએ તો પણ અનંત પુણ્ય મળે છે. (૯૨) જે મનુષ્યને કોઢ થયો હોય અને અંગવિહીન હોય તે એક લાખ વખત પ્રદક્ષિણા કરે તો તેનું શરીર દેવસમાન નિરોગી થાય છે. (૯૩) આ સ્થાન કલ્પતરુ જેવું પાવન હોવાથી તેનો મહિમા શ્રીગુરુ ચોસઠ જોગણીઓને કહે છે. (૯૪) આ પ્રમાણે ચોસઠ જોગણીઓ સાથે સંવાદ કરીને શ્રીગુરુ ત્યાંથી ગાણગાપુર ભીમા નદીના તીરે ગયા. (૯૫) શ્રીગુરુ જગતના નાથ વિશ્વરૂપ હોવાથી બધા જ સ્થળે તેમનો નિવાસ હોય છે. પરંતુ ઔદુંબર ઉપર વધુ પ્રેમ હોવાથી તેઓ નિત્ય અહીંયાં જ વસે છે. (૯૬) આ પ્રમાણે નરસોબાવાડીના ઔદુંબર નીચે શ્રીગુરુ ગુપ્તરૂપે રહ્યા અને પ્રગટરૂપે ગાણગાપુરમાં પ્રેમપૂર્વક રહ્યા. આથી ગાણગાપુર પ્રખ્યાત તીર્થક્ષેત્ર થયું. (૯૭) સિદ્ધમુનિ

નામધારકને કહે છે કે અત્યાર સુધીની ગુરુલીલા તને જણાવી છે અને હવે ગાણગાપુરમાં તેમણે પ્રગટપણે કરેલી લીલા જણાવું છું. (૯૮) સરસ્વતી ગંગાધર (નામધારક) શ્રોતાઓને કહે છે કે શ્રીગુરુચરિત્ર વિસ્તારપૂર્વક સાંભળો. જે મનુષ્ય ભક્તિપૂર્વક તેને શ્રવણ કરશે તે ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત કરશે. (૯૯) શ્રીગુરુચરિત્ર એ કામધેનુ સમાન છે. જે ભક્ત તેનું શ્રવણ કરે છે તે પરમાર્થરૂપ ભંડાર પ્રાપ્ત કરે છે અને તેની બધી ઈચ્છાઓ પૂરી થાય છે. (૧૦૦)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ઔદુંબર વૃક્ષમહિમા અને ચોસઠ યોગિનીઓને નિત્યદર્શન વરદાનપ્રદાન નામનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૦૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

## પાદનોંધ

**ત્રિવિધ તાપઃ-** આધિભૌતિક તાપ, આધિદૈવિક તાપ અને આધ્યાત્મિક તાપ.

**ચતુર્વિધ પુરુષાર્થઃ-** ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૨૦




**શિરોળ ગામના વિપ્ર ગંગાધરની પત્નીને પૂર્વજન્મનો ઋણદાતા પિશાચ થઈ કનડે છે ત્યારે શ્રીગુરુ વિપ્રવનિતાની વહારે.**

# અધ્યાય-૨૦

## બ્રહ્મરાક્ષસઉદ્ધાર અને પ્રેતજનની શોકનિવારણ

### ॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

શિષ્ય નામધારક સિદ્ધમુનિના ચરણે પડી ભક્તિભાવથી હાથ જોડીને વિનંતી કરે છે. (૧) સિદ્ધગુરુના ચરણે માથું મૂકીને નામધારક તેમનો જય જયકાર કરી વિનંતી કરે છે. (૨) નામધારક સિદ્ધગુરુને પૂછે છે કે તમે કહ્યા પ્રમાણે શ્રીનૃસિંહસરસ્વતી અમરાપુરમાં ઔદુંબર નીચે ગુપ્તરૂપે રહ્યા અને ગાણગાપુરમાં પ્રગટ થયા. (૩) શ્રીગુરુએ યોગિનીઓને વરદાન આપી તે સ્થાનનો મહિમા પ્રગટ કર્યો, તે સર્વ મને વિસ્તારપૂર્વક કહો. (૪) ઔદુંબર એ કલિયુગનું કલ્પવૃક્ષ છે. ત્યાં કયા ભક્તની મનોકામના પૂરી થઈ તે મને જણાવો. (૫) શિષ્યની વિનંતી સાંભળી સિદ્ધમુનિને સંતોષ થયો અને તેઓ વિસ્તારપૂર્વક ઔદુંબર સ્થાનમહિમાનું વર્ણન કરવા લાગ્યા. (૬) સિદ્ધગુરુ કહે છે કે હે નામધારક! શ્રીગુરુની લીલાનું વર્ણન કેટલું કરું? તેઓ હંમેશાં ઔદુંબર નીચે જ વાસ કરતા હતા. (૭) જેનું નામ કલ્પતરુ હોય ત્યાં મળેલા વરદાનની વાત જ શી કરવી! શ્રીગુરુનો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જ્યાં વાસ હોય ત્યાં ભક્તને ઈચ્છિત ફળ મળતું હોય છે. (૮) હે ઉત્તમ શિષ્ય નામધારક! તે સ્થળનો મહિમા કહેવા હું અસમર્થ છું. એકાદ દૃષ્ટાંત તને કહું છું. (૯) નૃસિંહવાડી નજીક શિરોળ નામનું ગામ આવેલું છે. ત્યાં ગંગાધર નામનો એક વેદપાઠી બ્રાહ્મણ રહેતો હતો. (૧૦) તેની પત્ની શાંત, સુશીલ અને પતિવ્રતા હતી. તેનાં સંતાન જન્મતાં જ મૃત્યુ પામતા હતા. આ રીતે તે મહાકષ્ટ ભોગવતી હતી. (૧૧) તેને પાંચ પુત્રો થયા તે બધા જ મૃત્યુ પામ્યા. તેણીએ અનેક દેવની આરાધના કરી છતાં કોઈ પણ પુત્ર જીવિત રહ્યો નહીં. (૧૨) આથી તે બ્રાહ્મણીએ અનેક વ્રતો અને ઉપવાસ આદર્યા. તેમ છતાં તેનું પ્રારબ્ધ ખરાબ હોવાથી તેના પુત્ર જીવતા ન હતા. આથી તે અતિ દુઃખી હતી. (૧૩) તે બ્રાહ્મણી પુત્રશોકનું કારણ જાણવા કર્મવિપાક શાસ્ત્રના વિદ્વાન પાસે ગઈ. (૧૪) તે કર્મવિપાક શાસ્ત્રીએ તેના પૂર્વજન્મનાં પાપ જણાવતાં કહ્યું કે જેમના સંતાન બાળપણમાં જ મૃત્યુ પામતા હોય તો તે પૂર્વજન્મના અનેક દોષોના કારણે હોય છે. તે કારણો સાંભળો. (૧૫) જે મનુષ્ય સ્ત્રીઓનો ગર્ભપાત કરે તે બીજા જન્મે વાંઝણી સ્ત્રી તરીકે જન્મી તેના પુત્રો જન્મતાં જ મૃત્યુ પામે છે. જે કોઈ અશ્વવધ કરે કે ગોવધ કરે તો તે અપુત્ર તરીકે બીજા જન્મે જન્મે છે. (૧૬) જે વ્યક્તિ બીજાનું દ્રવ્ય હરે છે તે પણ નિઃસંતાન થાય છે. (૧૭) કર્મવિપાક શાસ્ત્રીએ તે બ્રાહ્મણીને કહ્યું કે તારા પૂર્વજન્મના દોષો જે અમને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દેખાય છે તે સાંભળ. (૧૮) તેં શૌનક ગોત્રીય બ્રાહ્મણ પાસેથી ઉધાર દ્રવ્ય લીધું હતું. તેણે પાછું માગતાં તેં પાછું ન આપ્યું. તેથી તે બ્રાહ્મણને બહુ દુઃખ થયું. (૧૯) તે બ્રાહ્મણ દ્રવ્યલોભી હોવાથી ધન પાછું ન મળતાં તેણે આત્મહત્યા કરી અને તે પિશાચ થયો. (૨૦) તે બ્રાહ્મણ તારો વારંવાર ગર્ભપાત કરાવે છે. આવી રીતે તારું પૂર્વકર્મ ભયંકર હોવાથી તેના ફળ તારે ભોગવવાં જ રહ્યા. (૨૧) વિદ્વાન પંડિતનાં વચનો સાંભળી વિપ્રસ્ત્રી ખિન્ન થઈને શોક કરવા લાગી અને અંતઃકરણમાં પશ્ચાત્તાપ થવાથી તે કર્મવિપાક શાસ્ત્રીના ચરણે પડી. (૨૨) હાથ જોડીને તે સ્ત્રી કરુણવચનથી વિનંતી કરવા લાગી. (૨૩) હે સ્વામી! હું અત્યંત પાપી અને દુરાચારીણી છું. હું પાપના સાગરમાં ડૂબેલી છું. તમે મારો ઉદ્ધાર કરવા માટે ઉપાય કહો. (૨૪) તે બ્રાહ્મણી બ્રાહ્મણસભામાં કહે છે કે મેં ઘોર પાપ આચર્યા છે. જેના થકી મારા બધા જ પુત્રો જન્મતાં જ મૃત્યુ પામ્યા છે. હું આવી ચાંડાળણ હોવા છતાં તમે મને આનો ઉપાય કહો. (૨૫) પંડિત કહે છે કે તેં બ્રાહ્મણનું દ્રવ્ય હરીને બ્રહ્મહત્યા કરી છે. અને તે બ્રાહ્મણ દ્રવ્યલોભથી પિશાચ થયો છે. (૨૬) દ્રવ્ય આપનાર બ્રાહ્મણ જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે તેની વિધિપૂર્વક કોઈ અંતિમક્રિયા થઈ નહીં અને તેનું દ્રવ્ય તારી પાસે હતું. આથી તેનું પરિણામ તું આ જન્મમાં ભોગવી રહી છે. (૨૭) તે વિપ્રનો ઉદ્ધાર કરવા માટે સોળમો સંસ્કાર (અંતિમક્રિયા) વિધિપૂર્વક કરાવીને

તે બ્રાહ્મણના ગોત્રજને સો ગણું દ્રવ્ય પાછું આપવું. (૨૮) તેના નિવારણ માટે તારે કૃષ્ણા નદીના તીરે એક માસ સુધી ઉપવાસી રહીને આ કાર્ય કરવું. (૨૯) કૃષ્ણા અને પંચગંગા સંગમ ઉપર અનેક તીર્થો આવેલાં છે. ત્યાં આવેલા ઔદુંબર વૃક્ષની તારે આરાધના કરવી. (૩૦) પાપવિનાશી તીર્થમાં સ્નાન કરીને ઔદુંબર સહિત ગુરુપાદુકા ઉપર સાત વખત અભિષેક કરવો અને ફરી કામ્યતીર્થમાં સ્નાન કરવું. (૩૧) શ્રીગુરુપાદુકાનું વિધિપૂર્વક એક માસ સુધી તારે આ પ્રમાણે પૂજન કરવું. (૩૨) અહીંયાં શ્રીગુરુ નૃસિંહસરસ્વતીનું સ્થાન હોવાથી તારા બધા જ પૂર્વજન્મના દોષો નષ્ટ થશે અને તને શતાયુષી પુત્ર થશે. (૩૩) આ પ્રમાણે એક માસ સુધી શ્રીગુરુપાદુકાની આરાધના કરીને શૌનક ગોત્રીય બ્રાહ્મણને સો ગણું દ્રવ્ય આપવું. (૩૪) મૃત બ્રાહ્મણના નામનો ઉચ્ચાર કરી અંતિમક્રિયા કરવી. આમ કરવાથી તું શુદ્ધ થઈશ અને તારાં કષ્ટો નષ્ટ થઈ શ્રીગુરુ તારો ઉદ્ધાર કરશે. (૩૫) શ્રીગુરુનું સ્મરણ કરીને શ્રીગુરુપાદુકાનું એક મહિના સુધી નિષ્ઠાપૂર્વક પૂજન કરવાથી તારું પાપ નષ્ટ થશે અને બ્રાહ્મણને પિશાચયોનિમાંથી મુક્તિ મળશે. (૩૬) વિદ્વાન પંડિતે આ પ્રમાણે રસ્તો બતાવતાં બ્રાહ્મણી ચિંતા કરવા લાગી કે સો ગણું તો શું, એક ગણું દ્રવ્ય પણ મારી પાસે નથી. (૩૭) હું તો દેહકષ્ટ કરીને એક મહિના સુધી ઉપવાસ અને પૂજા આચરીને ગુરુસેવા કરીશ. (૩૮) બ્રાહ્મણીનાં વચન સાંભળી તે પંડિત


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તેને કહેવા લાગ્યોઃ (૩૯) પંડિત કહે છે કે હે સ્ત્રી! તારી પાસે પૂરતું દ્રવ્ય ન હોય તો શ્રીગુરુપાદુકાની આરાધના કર. (૪૦) ઔદુંબર નીચે શ્રીગુરુનો નિરંતર વાસ હોવાથી તારા પાપનું નિવારણ શ્રીગુરુ જ કરશે. (૪૧) શ્રીગુરુ ભક્તો માટે કૃપાળુ હોવાથી તારી પાસે જેટલું દ્રવ્ય છે તે ખર્ચ કરીને ક્રિયા કર. તેના થકી બ્રહ્મહત્યાદોષ પણ નષ્ટ થશે. (૪૨) પંડિતનું વચન સાંભળી બ્રાહ્મણીને સંતોષ થયો અને જ્યાં શ્રીગુરુનું સ્થાન હતું ત્યાં તે પહોંચી. (૪૩) ત્યાં પહોંચીને પાપવિનાશી તીર્થમાં સ્નાન કરી સાત વખત ઔદુંબર અને પાદુકાનો અભિષેક કરી તેની પ્રદક્ષિણા કરવા લાગી. (૪૪) કામ્યતીર્થમાં સ્નાન કરીને શ્રીગુરુપાદુકાનું પૂજન કરતી. પ્રદક્ષિણા કરીને ઉપવાસ રાખતી. (૪૫) આ રીતે ત્રણ દિવસ સુધી આરાધના કરતા પિશાચ થયેલો બ્રાહ્મણ સ્વપ્નમાં આવી સો ગણું દ્રવ્ય માગવા લાગ્યો. (૪૬) જો અત્યારે સો ગણું દ્રવ્ય નહીં આપે તો હું તારા પ્રાણ હરીશ અને તારો વંશવેલો વધવા નહીં દઉં. (૪૭) તું વ્યર્થ પ્રયત્ન કરી રહી છે. તારા વંશમાં વળી પુત્ર કેવો? આમ કહીને તે પિશાચ સ્વપ્નમાં તેને મારવા દોડ્યો. (૪૮) તે બ્રાહ્મણી ભયભીત થઈને ઔદુંબર વૃક્ષની પાછળ સંતાઈ જતાં તેણે શ્રીગુરુને જોયા અને તેમની પાછળ લપાઈ ગઈ. (૪૯) શ્રીગુરુએ બ્રાહ્મણીને અભય આપ્યું અને પિશાચ બ્રાહ્મણને દૂર ઊભો રાખી પૂછ્યું કે મારા ભક્તને કેમ હેરાન કરે છે? (૫૦) પિશાચ શ્રીગુરુને વિનંતી સાથે કહે છે કે

ગતજન્મમાં આ સ્ત્રીએ મારું દ્રવ્ય હર્યું છે અને મેં પ્રાણત્યાગ કર્યો છે. (૫૧) હે સ્વામી! તું બધાને માટે કૃપા વરસાવનાર છે. અમારા શત્રુ માટે તું પક્ષપાત કરીશ નહીં. તમે મહાન યતીશ્વર હોવાથી પક્ષપાત તમને શોભે નહીં. (૫૨) પિશાચનું વચન સાંભળી શ્રીગુરુએ ક્રાધે ભરાઈને કહ્યું કે જો તું મારા ભક્તને હેરાન કરીશ તો હું તને અવશ્ય શિક્ષા કરીશ. (૫૩) જો મારી વાત સ્વીકારીશ તો તે તારા હિતમાં હશે. પિશાચત્ત્વમાંથી તને મુક્તિ મળશે અને તારી સદ્‌ગતિ થશે. (૫૪) આ બ્રાહ્મણી તેની ક્ષમતાનુસાર જે કાંઈ તારા માટે ખર્ચ કરે તેનો સ્વીકાર કરજે. જો તે વાત તને સ્વીકાર્ય ન હોય તો તું અહીંથી જતો રહે. (૫૫) મારા ભક્તનું હું હંમેશાં રક્ષણ કરીશ અને તેનો વંશવેલો અખંડ વૃદ્ધિ પામશે. જો તું ફરી હેરાન કરવા આવીશ તો તને અવશ્ય શિક્ષા કરીશું. આમ શ્રીગુરુએ પિશાચને કહ્યું. (૫૬) શ્રીગુરુનાં વચન સાંભળીને પિશાચે વંદન કર્યા અને કહ્યું હે સ્વામી! તારાં ચરણનાં મેં દર્શન કર્યાં છે. આથી મારો ઉદ્ધાર અવશ્ય કરજો. (૫૭) મને સદ્‌ગતિ મળે અને મારો ઉદ્ધાર થાય તે માટે જે પણ વિધિ તું કરાવીશ તે મને સ્વીકાર્ય છે. (૫૮) શ્રીગુરુ પિશાચને કહે છે કે આ બ્રાહ્મણસ્ત્રી જે કોઈ વિધિ (દાશાદિકી = મૃત્યુ પછી ૧૦ દિવસની અંત્યેષ્ટિ વિધિ) ભાવનાપૂર્વક કરશે તેથી તને અવશ્ય સદ્‌ગતિ પ્રાપ્ત થશે. (૫૯) આ પ્રમાણે શ્રીગુરુએ તે સ્ત્રીને કહ્યું કે તારી પાસે જે કાંઈ ધન હોય તેના થકી પૂર્વજન્મના બ્રાહ્મણનું નામ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

લઈને વિધિ આચર. (૬૦) અષ્ટતીર્થમાં મૃત બ્રાહ્મણનું નામ લઈને સ્નાન કરવું. આ રીતે સાત દિવસ સુધી સ્નાન કરીને ઔદુંબરને અભિષેક કરવો. (૬૧) તેમ કરવાથી તારું બ્રહ્મહત્યાનું પાપ નષ્ટ થશે અને તને પૂર્ણાયુષી પુત્ર અને કન્યા અવશ્ય થશે તે જાણજે. (૬૨) આ પ્રમાણે સ્વપ્નમાં દશ્યો જોઈ બ્રાહ્મણી જાગૃત થઈ અને શ્રીગુરુને જોવા લાગી. (૬૩) તે સ્ત્રીએ ગુરુ આજ્ઞાનુસાર દસ દિવસની અંત્યેષ્ટિ ક્રિયા વિધિપૂર્વક કરી જેથી તેનું બ્રહ્મહત્યાનું પાતક નષ્ટ થયું અને પિશાચને સદ્ગતિ મળી. (૬૪) બીજા દિવસે સ્વપ્નમાં શ્રીગુરુ ઔદુંબર વૃક્ષ નીચે આવ્યા અને તે સ્ત્રીના પાલવમાં બે શ્રીફળ આપ્યા. (૬૫) શ્રીગુરુએ બ્રાહ્મણીને કહ્યું કે તું હવે વ્રતઉદ્યાપન કર જેથી તને વેદપારંગત પુત્રો થશે અને તેમની પણ સંતતિવૃદ્ધિ થતી રહેશે. તું બિલકુલ ચિંતા કરીશ નહીં. (૬૬) શ્રીગુરુની આજ્ઞાનુસાર વિપ્રદંપતીએ અંતઃકરણપૂર્વક શ્રીગુરુની આરાધના કરી અને શ્રીગુરુની કૃપાથી ઉત્તમ ફળ પામ્યા. (૬૭) લોખંડને પારસમણિનો સ્પર્શ થતાં જેમ સુવર્ણત્વને પામે છે તે જ રીતે વિપ્રસ્ત્રી પાપથી મુક્ત થઈ ગઈ. (૬૮) સમય જતાં તે વિપ્રસ્ત્રીને ગુરુકૃપાથી બે પુત્રો થયા. (૬૯) તેના જયેષ્ઠ પુત્રને યજ્ઞોપવીત સંસ્કારનું મુહૂર્ત હતું. નાના પુત્રની ચૌલકર્મવિધિ હતી. ખૂબ આનંદથી માતા પિતા આ સમારંભ કરતા હતા. (૭૦) નાનો પુત્ર ત્રણ વર્ષનો હતો. આથી તેના ચૌલકર્મના ઉત્સવ માટે માતાના મનમાં ખૂબ જ આનંદ હતો. (૭૧)

ઉત્સવના આગલા દિવસે બધી જ તૈયારી થઈ ગઈ હતી અને આગલી રાત્રે પુત્ર વ્યાધિમાં સપડાયો. (૭૨) વ્યાધિઓના ૧૦૮ પ્રકાર છે, જેમાં સૌથી ભયંકર ધનુર્વાત છે. (૭૩) આ વ્યાધિમાં અવયવો વાંકા થઈને ભયંકર દેખાય છે. ત્રણ દિવસથી નાનો પુત્ર આ વ્યાધિથી પીડાતો હતો. (૭૪) તે દિવસે સાંજે તે પુત્ર મૃત્યુ પામ્યો અને માતા-પિતા પુષ્કળ દુઃખ કરવા લાગ્યાં. (૭૫) માતા જમીન ઉપર માથું પછાડીને શોક કરતી હતી અને પથ્થરના ઘા છાતી ઉપર કરતી હતી. (૭૬) તે માતા જમીન ઉપર દુઃખથી આળોટવા લાગી અને ઘણી વાર બેભાન થતી હતી. તેની આંખોમાંથી અશ્રુઓ વહેતાં જ હતાં. દુઃખને યાદ કરીને વારંવાર તે શોક કરતી હતી. (૭૭) બાળકના શબને વારંવાર આલિંગન આપી માયામોહથી પુત્રને બાથમાં લઈ માતા મોટેથી રુદન કરવા લાગી. (૭૮) માતા કહે છે કે હે પુત્ર! તારે વૃદ્ધાવસ્થામાં અમારું રક્ષણ કરવાનું છે. તો પછી કઠોર મન કરીને બાળપણમાં જ અમને છોડીને કેમ જાય છે? (૭૯) હે પુત્ર! તું રમવામાં ક્યાં ખોવાઈ ગયો? મારા સ્તનનું દૂધ વેડફાઈ રહ્યું છે. હે પુત્ર! તું જલદી પાછો આવ. (૮૦) હે પુત્ર! તારા ગુણોને હું કેમ ભૂલી જાઉં? તું જ ભવિષ્યની મારી લાકડી છે. તારા કાલા-કાલા શબ્દોને હું કેમ ભૂલી જાઉં? (૮૧) તારા જેવો સુંદર પુત્ર ફરી હું ક્યારે દેખીશ? આ તો એક સ્વપ્ન જ હતું અને આ સ્વપ્નથી હું છેતરાઈ ગઈ. (૮૨) મને પાંચ પુત્રો થયા.

તેમાંથી એક જ ચિરંજીવ નીવડ્યો અને તેને ગર્ભમાં ધારણ કર્યા પછી મને સારા દોહદ આવતા હતા. (૮૩) મને શ્રેષ્ઠ પ્રકારના દોહદ થયા અને હું આનંદમાં હતી કે નવ માસ પછી હું પુત્રમુખ જોઈશ. (૮૪) શ્રીગુરુએ મને વરદાન આપ્યું કે હું પુત્રવતી થઈશ અને તે પુત્ર પણ આનંદ આપનાર હશે. (૮૫) તારો જન્મ થતા જ હું આનંદના સાગરમાં હિલોળા લેતી હતી. આ પ્રમાણે મેં ઉત્તમ સુખ ભોગવ્યું. તારો ઉછેર કર્યો અને મનમાં વિશ્વાસ હતો કે તું ભવિષ્યમાં અમારું રક્ષણ કરીશ. (૮૬) મને તારા ઉપર મોટો ભરોસો છે. તું વૃદ્ધાવસ્થામાં અમારું રક્ષણ કરીશ. હવે તું અમને છોડીને જઈ રહ્યો છે તે યોગ્ય નથી. આ તારો ધર્મ નથી. (૮૭) મેં અનેક દુઃખો વેઠ્યાં છે. પરંતુ તારું મુખ જોઈને તે સર્વ દુઃખને હું ભૂલી ગઈ છું. તું અમારો તારણહાર છે એમ મેં વિશ્વાસ કરેલો. (૮૮) આ પ્રમાણે તે માતા અનેક પ્રકારથી દુઃખી થતી હતી. લોકો તેને સમજાવતા હતા કે વ્યર્થ તું શું કામ દુઃખ કરે છે? (૮૯) દેવ, દાનવ, ઋષિ કે મનુષ્યના ભાવિમાં જે લખાયું હોય તે અવશ્ય થઈને જ રહે છે. બ્રહ્માએ લલાટમાં જે લખ્યું હોય તે અવશ્ય થઈને રહે છે. (૯૦) ઈશ્વર વિષ્ણુ કે શંકરનો અવતાર લે તો પણ અનેક દુઃખો ભોગવે છે. તમે તો પામર મનુષ્ય છો. તમે કેમ કરીને શાશ્વત સુખ ભોગવશો? (૯૧) લોકોની અનેક રીતે સમજાવટ છતાં પુત્રશોકને યાદ કરી માતા વધારે દુઃખ કરવા લાગી. તેનું મંતવ્ય હતું કે શ્રીગુરુએ જ્યારે

બે શ્રીફળ આપી વરદાન આપ્યું હતું તે કદી દુઃખમાં પરિણમે? (૯૨) શ્રીનૃસિંહસરસ્વતી એ ગુરુ દત્તાત્રેયનો પૃથ્વી પરનો અવતાર છે. તેઓ સદા ઔદુંબર નીચે નિવાસ કરે છે અને તેમણે આપેલો પુત્ર શું દુઃખ આપે? (૯૩) શ્રીગુરુ નૃસિંહસરસ્વતીનાં વચનો કેમ મિથ્યા થાય? તેમણે મને આવો શ્રેષ્ઠ વર આપ્યો! એમને મારી હત્યાનું શ્રેય પણ પ્રાપ્ત થાવ! (વ્યંગમાં કહે છે.) હું નિશ્ચિતપણે પુત્ર સાથે પ્રાણ આપીશ. (૯૪) તે બ્રાહ્મણી શ્રીગુરુનાં વચનોને યાદ કરી દુઃખ કરવા લાગી. તેનું મંતવ્ય હતું કે તેણે શ્રીગુરુના વચનોમાં ખોટો વિશ્વાસ રાખ્યો. તેમણે મારો વિશ્વાસઘાત કર્યો. (૯૫) હે સદ્‌ગુરુ! તું સત્યસંકલ્પ છે એમ હું માનતી હતી. પરંતુ તેં વિશ્વાસનો ઘાત કર્યો છે. તને વિશ્વાસઘાતી કેમ ન કહેવો? (૯૬) હે સદ્‌ગુરુ નૃસિંહસરસ્વતી સ્વામી! તું ત્રિમૂર્તિનો અવતાર છે. આથી ધ્રુવ અને વિભિષણને પણ તેં જ વરદાન આપ્યું છે તેને સત્ય કોણ કહેશે? (૯૭) બ્રાહ્મણી શ્રીગુરુને કહે છે કે મેં તારાં વચનો ઉપર વિશ્વાસ મૂક્યો. પરંતુ, તેં મારી ઉપેક્ષા કરી. આથી મેં નિશ્ચય કર્યો છે કે તમારાં વચનો પાછળ હું પ્રાણ અર્પણ કરીશ. (૯૮) અનેક ભક્તો તારા સ્થાન ઉપર આવી સેવા કરે છે. ઔદુંબરની પ્રદક્ષિણા કરે છે અને વિવિધ અનુષ્ઠાનો કરે છે. (૯૯) મેં પણ અહીં આરાધના કરી અને મને અધૂરું ફળ પ્રાપ્ત થયું. તેવી પરિસ્થિતિમાં તારા સ્થાન વિશે કેવી રીતે વિશ્વાસ રાખી શકાય? હવે તારાં વચનો

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાછળ હું પ્રાણાર્પણ કરીશ. (૧૦૦) મારા જેવા ભક્તોનો ઘાત કરીને તારી કીર્તિ કેમ કરીને ફેલાશે? ભવિષ્યમાં જે ભક્તો તને ભજશે તેમને કેમ શ્રદ્ધા બેસશે? (૧૦૧) બ્રાહ્મણનું ઋણ (દેવું) પરત ન કરવાથી હું પીડા ભોગવતી હતી. આથી મેં તમારાં ચરણો પકડ્યા. તમે પણ મારો ભક્ત તરીકે સ્વીકાર કર્યો. તો પછી આવું દુઃખ શા માટે? (૧૦૨) વાઘથી ભય પામીને ગાય કોઈ મનુષ્ય પાસે રક્ષણ માટે જાય અને તે જ મનુષ્ય તેના પ્રાણ હરણ કરે તેવી મારી પરિસ્થિતિ છે. (૧૦૩) કોઈ  મનુષ્ય પૂજા માટે મંદિરમાં જાય અને તે જ મંદિર તેના ઉપર તૂટી પડે અને તે મનુષ્યનું મૃત્યુ થાય. (૧૦૪) ઉપર જણાવ્યા જેવી મારી પરિસ્થિતિ થઈ અને મારા પ્રાણપ્રિય પુત્રોની પણ હે દેવ! તમે રક્ષા ન કરી. (૧૦૫) આ પ્રમાણે તે સતત દુઃખ કરતી હતી. રાત્રિ પૂરી થતાં સૂર્યોદય થયો. (૧૦૬) જ્ઞાતિજનો એકઠા થઈ તે સ્ત્રીને સમજાવવા લાગ્યા કે વ્યર્થ દુઃખ કેમ કરે છે. મૃત્યુ પાછળ શોક કરવો એ મૂર્ખતાનું લક્ષણ છે. (૧૦૭) જે સમયે જે થનાર હોય તે થઈને જ રહે છે. બ્રહ્માદિ દેવો પણ આમાં બાકાત નથી. હવે નદી ઉપર ચાલો અને શબનો સંસ્કાર કરીશું. (૧૦૮) જ્ઞાતિજનોના વચન સાંભળી તે વિપ્રસ્ત્રી ખૂબ આક્રોશ કરવા લાગી અને કહેવા લાગી કે શબ સાથે મારો પણ અગ્નિસંસ્કાર કરો. ફક્ત શબ હું તમને આપીશ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નહીં. (૧૦૯) બાળકને જ્ઞાતિજનો ખૂંચવી ન લે તે માટે વિપ્રસ્ત્રીએ પુત્રના શબને છાતી સાથે બાંધી દીધું. (૧૧૦) લોકો ગુસ્સામાં આવી વિપ્રસ્ત્રીને કહેવા લાગ્યા કે તું નારી નથી,, પરંતુ કર્કશા સ્ત્રી છે. શબ સાથે તું પ્રાણ આપવાની વાત કરે છે તેમાં કયો ધર્મ સમાયેલો છે? (૧૧૧) આવું અચરજભર્યું અત્યાર સુધી અમે બિલકુલ સાંભળ્યું કે જોયું નથી જેમાં માતા પુત્ર સાથે પ્રાણ આપે. આત્મહત્યા સૌથી મોટો દોષ છે. (૧૧૨) આમ, અનેક પ્રકારે જ્ઞાતિજનો વિપ્રસ્ત્રીને બોધ આપતા હતા. તેમ છતાં તેણે  નિશ્ચય કર્યો કે તે પુત્ર સાથે પ્રાણ ત્યજશે. (૧૧૩) દિવસના બે પ્રહર વીતી ગયા છતાં સંસ્કાર કરવા વિપ્રસ્ત્રી પુત્રના શબને આપતી ન હતી તેમ જ નદી કિનારે પણ જતી ન હતી. આથી નગરમાં હાહાકાર થઈ ગયો. (૧૧૪) આ સમય દરમ્યાન ત્યાં એક બ્રહ્મચારી અચાનક આવી ચડ્યો અને તેને જ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યો. (૧૧૫) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આગળ જતાં અપૂર્વ ઘટના બની અને તે અદ્‌ભુત બ્રહ્મચારીએ વિપ્રસ્ત્રીને વિસ્તારપૂર્વક બોધ કર્યો. (૧૧૬) તે બ્રહ્મચારીના રૂપમાં સદ્‌ગુરુ પોતે જ (નૃસિંહસરસ્વતી) નરવેશ ધારણ કરીને ભક્તનું કલ્યાણ કરવા પધાર્યા. (૧૧૭) આથી સરસ્વતી ગંગાધાર ગુરુચરિત્રને વિસ્તારપૂર્વક કહે છે જેનું શ્રવણ કરતાં ભક્ત સકળ મનોરથો પ્રાપ્ત કરી

શતાયુષી બને છે. (૧૧૮) શ્રીગુરુચરિત્રને જે ભક્તિપૂર્વક શ્રવણ કરે છે તેઓ વ્યાધિરહિત થઈ પૂર્ણાયુષી જીવન ભોગવે છે. આ મારાં વચન સત્ય માન. (૧૧૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક બ્રહ્મસમંધપરિહાર અને પ્રેતજનનીશોક નામનો વીસમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૧૧૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૯મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"પિશાચ-પીડા કીધી દૂર, વિપ્રપુત્ર ઊઠાડ્યો શૂર."**



# અધ્યાય-૨૧



## પીશાચ-પીડા કીધી દૂર, વિપ્રપુત્ર ઊઠાડ્યો શૂર.
## (દત્તબાવની - ૨૯મી લીટી)

# અધ્યાય-૨૧

## મૃતપુત્રસંજીવન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

સિદ્ધમુનિ નામધારકને કહે છે કે તે બ્રહ્મચારી ઈશ્વરાવતાર જ હતો. એણે એ વિપ્રસ્ત્રીને વિવિધ પ્રકારે જ્ઞાન અને વિવેકનો ઉપદેશ કર્યો. (૧) બ્રહ્મચારી કહે છે કે હે નારી! મૂર્ખતાથી દુઃખ ન કર. આ સંસારમાં કોણ બચ્યું છે એ મને કહે. (૨) જન્મ્યો કોણ અને મર્યો કોણ? એની ઉત્પત્તિ ક્યાંથી થઈ? અને જળના ફીણમાં રહેલા પરપોટા કદી શાશ્વત હોઈ શકે? (૩) પંચભૂત એકઠા થઈને દેહનું નિર્માણ થાય છે અને વિઘટન પામતાં જ દેહ નષ્ટ થાય છે. (૪) આ પંચભૂતોની અસરથી માયાના આવરણથી વીંટાઈને અનેક ભ્રાંતિઓ પેદા થાય છે અને પરિણામે પુત્ર, મિત્ર અને પત્ની સાથે સંબંધો જોડાય છે. (૫) રજ, સત્ત્વ અને તમોગુણ પંચમહાભૂતથી જુદા હોય છે. એનાં લક્ષણ તું એકચિત્તથી સાંભળ. (૬) સત્ત્વગુણમાં દેવત્વ હોય, રજોગુણમાં મનુષ્યત્વ હોય અને તમોગુણમાં દૈત્યત્વ હોય. એમ ગુણના અનુબંધથી કર્મ ગણાય છે. (૭) જેણે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જે કર્મનું આચરણ કર્યું હોય, સુકૃત અથવા દુષ્કૃત તેવું ફળ આપણે ભોગવવું પડે છે. (૮) જેવી ગુણની વાસના તેને ઈંદ્રિયો આધીન થાય છે અને માયાપાશથી બંધાય છે અને સુખદુઃખને ભોગવે છે. (૯) વર્તમાનકાળમાં જીવજંતુ અને મનુષ્ય પોતાના પૂર્વ કર્માનુસાર સંચિત પ્રારબ્ધ પ્રમાણે સુખદુઃખ ભોગવે છે. (૧૦) દેવ, ઋષિને કલ્પકોટી વર્ષોનું આયુષ્ય હોય છે. એમને પણ કર્મ છૂટતું નથી તો મનુષ્યની શું વિસાત? (૧૧) દરેક જીવ દેહને આધીન છે. દેહ કાળને આધીન છે અને ગુણકર્મો પ્રમાણે સર્વ દેહધારીઓ વર્તે છે. (૧૨) જે દેહધારી હોય છે તેનામાં અનેક વિકાર હોય છે. તે સ્થિર હોતો નથી અને મારું, મારું કહે છે. (૧૩) આ કારણે જ્ઞાનીઓએ જન્મ થતાં સંતોષ ન માનવો જોઈએ અથવા મૃત્યુ થતાં દુઃખ કરવું ન જોઈએ. (૧૪) જ્યાં ગર્ભ સંભવ હોય છે ત્યાં આકાર ક્યાં હોય છે? અવ્યક્ત છતાં પણ વ્યક્ત દેખાય છે. છતાં તે ચોક્કસ આકારનું નથી. (૧૫) જેમ જળમાં પરપોટા દેખાય છે અને તત્કાલ નષ્ટ થાય છે તેવી રીતે આ દેહ સર્વ કાળે સ્થિર રહેતો નથી અને પરપોટાની જેમ ગમે ત્યારે નષ્ટ થાય છે. (૧૬) જ્યારે માતાના પેટમાં ગર્ભ ધારણ થાય ત્યારથી જ તે નાશવંત છે એમ બધા જાણે છે તો પૂર્વ પ્રારબ્ધ અનુસાર તેને દેહ ધારણ કર્યા પછી કર્મફળ ભોગવવું પડે છે. (૧૭) કોઈ બાળપણમાં જ મરે છે અથવા કોઈ વૃદ્ધ થઈને મરે છે. જેવું પોતાનું કર્મ, તેવું ફળ મળે છે. (૧૮) માયામોહથી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

લિપ્ત થઈ કોઈ કહે છે કે પિતા, પુત્ર, માતા, પત્ની, મિત્ર એ મારા, મારા છે એવું મૂઢ લોકો કહે છે. (૧૯) જો દેહને નિર્મળ કે શુદ્ધ માનીએ તો તેની ઉત્પત્તિ રક્ત, માંસ, મળ, મૂત્ર જેવા અશુદ્ધ પદાર્થોના સંયોજનથી થયેલી છે. (૨૦) કર્મ પ્રમાણે જન્મતાં જ બ્રહ્માજી લલાટમાં પાપ-પુણ્ય અનુસાર લેખ લખે છે. (૨૧) આવા કર્મફળને કોઈ પણ જીતી શક્યું નથી. તેથી આ દેહ કાયમ રહેતો નથી એ જાણ. (૨૨) સ્વપ્નમાં જેમ સંપત્તિભંડાર દેખાય એની ઉપર કેવી રીતે ભરોસો કરવો? અને ઈન્દ્રજાળ (ભ્રમ)માં બતાવેલી જાદુઈ ચીજ ક્ષણિક છે. (૨૩) તું તારું જ કર્મ ભોગવે છે. આવા કરોડો જન્મો થઈ ગયા જેમાં મનુષ્ય અથવા પશુપક્ષી કે કીટકરૂપનો દેહ પ્રાપ્ત થાય છે. (૨૪) ગત જન્મમાં મનુષ્યયોનિમાં તારો પણ જન્મ થયો હતો તો તું કોની માતા કે પત્ની હતી એ અમને કહે. (૨૫) તારા અનેક જન્મોના માતા-પિતા કોણ હતા એ કહે. આ પુત્ર મારો છે એમ સમજીને વ્યર્થ દુઃખ કરે છે. (૨૬) આ દેહ પંચભૂતાત્મક છે. ચર્મ, માંસ, અસ્થિ, મેદ અને મળમૂત્રથી લિપ્ત છે. (૨૭) કોનો પુત્ર? કોનું મૃત્યુ? અરે માતા! તું શા માટે ભ્રમથી રડી રહી છે? બાળકના શબને લૌકિક સંસ્કાર માટે આપી દે. (૨૮) આ રીતે બ્રહ્મચારી વિસ્તારથી ઉપદેશ આપે છે અને એ સાંભળીને વિપ્રવનિતા તે બ્રહ્મચારીને વિનવે છે. (૨૯) તે કહે છે કે હે કરુણાધન સ્વામી! બધો જ ધર્મ કહ્યો ખરો પણ મારું અંતઃકરણ સ્થિર થતું

નથી. (૩૦) પ્રારબ્ધમાં હોય એને જ સાચું માનીએ તો શ્રીહરિને કેમ ભજવા? પારસના સંપર્કથી લોઢું સુવર્ણ નથી થતું એવું કોણ કહે છે? (૩૧) અમે પહેલેથી જ ભાગ્યહીન છીએ. એટલે જ શ્રીગુરુનાં ચરણ પકડ્યા છે અને શ્રીગુરુએ અભય આપેલું છે. તેથી અકારણ મરણ શક્ય નથી. એટલે જ અમે શ્રીગુરુના વચનમાં વિશ્વાસ કરેલો છે. (૩૨) કોઈ નરને તાવ આવે તો વૈદ્યના ઘરે જાય છે અને ઔષધિ લઈને એ તાવ દૂર કરે છે અને પરિણામે આરોગ્યતા પ્રાપ્ત થાય છે. (૩૩) મનુષ્ય શ્રીગુરુનો આશ્રય લે અને શ્રીગુરુ કરુણા દાખવી એને સહાય કરવાનો ભરોસો આપે તો તેનું સંકટ અવશ્ય દૂર થાય છે. (૩૪) ત્રિમૂર્તિનો અવતાર શ્રીનૃસિંહસરસ્વતી ગુરુએ વરદાન આપેલું હોય તો એ અસત્ય કેવી રીતે હોય એ મને કહો. (૩૫) મેં એમની આરાધના કરી અને અમને શ્રીગુરુએ વરદાન આપેલું એના ભરોસે અમે સ્વસ્થચિત્ત હતા. આવી રીતે એમના પર વિશ્વાસ રાખીને હું નિશ્ચિંત હતી એ મારી કેવી મૂર્ખામી? (૩૬) એટલે સ્વામીને ફરીથી વિનંતી કરું છું. (૩૭) આ કારણે જ હવે હું પ્રાણ ત્યજીશ અને શ્રીગુરુનાથને સમર્પણ કરીશ. તેથી ભલે એમની કીર્તિ વધે! (૩૮) વિપ્રસ્ત્રીનું વચન સાંભળીને એના મનનો ભાવ પામીને બ્રહ્મચારી તેને તાર્કિક દલીલોથી જ્ઞાન આપી ઉપાય કહે છે. (૩૯) તેં શ્રીગુરુ ઉપર વિશ્વાસ મૂક્યો છે અને તને પૂર્ણઆયુષી પુત્ર મળ્યો છે. એને જો મૃત્યુ આવે તો એના પ્રેતને લઈને શ્રીગુરુના સ્થાને

જા. (૪૦) જ્યાં તને વરદાન પ્રાપ્ત થયેલું ત્યાં પુત્રનો મૃતદેહ પંચગંગા કૃષ્ણાતીરે ઔદુંબર વૃક્ષની નીચે લઈ જા. (૪૧) એવાં વચન સાંભળીને એના મનમાં વિશ્વાસ જાગ્યો અને મૃતદેહ પેટ ઉપર બાંધીને ઔદુંબર પાસે ગઈ. (૪૨) જ્યાં ગુરુપાદુકા હતી ત્યાં એ સ્ત્રીએ પોતાનું મસ્તક અફાળ્યું. તેથી એ પાદુકા તેના રુધિરથી ભરાઈ ગઈ અને એ નારી આક્રોશ કરવા લાગી. (૪૩) બધા જ દુઃખો કરતાં વધુ પુત્રશોક હોય છે જે સહન થતો નથી. તે માતા-પિતાનો નાશ કરે છે. માતા-પિતાના મૃત્યુનું કારણ બને છે. (૪૪) એમ કરતાં કરતાં રાત થઈ અને જ્ઞાતિજનો મૃત શરીર માગે છે અને કહે છે કે હવે આક્રોશ કેમ કરે છે? શબનો સંસ્કાર કરી હવે આપણે જઈએ. (૪૫) હે કર્કશા નારી! આ જંગલમાં કોઈ મનુષ્ય દેખાતો નથી. તો તેવા નિર્જન જંગલમાં કેવી રીતે રહીશ? હવે આ શબને બાળવા દે. (૪૬) કેમે કરીને તે સ્ત્રી મૃત શરીર લેવા દેતી ન હતી અને કહેતી હતી કે મારી સાથે જ એને બાળો. શબ પેટ પાસે બાંધીને ગુરુપાદુકાની નજીક આળોટવા લાગી. (૪૭) વિપ્રજ્ઞાતિના લોકો કહેવા લાગ્યા કે જંગલમાં રહીશું નહીં. ચોરોનો ત્રાસ થશે. ચાલો હવે ઘરે જઈએ. (૪૮) સ્નાન કરીને જઈએ. આજે ઉપવાસ થયો છે. સવારે આવીને શબ દહન કરીશું એવું કહેવા લાગ્યા. (૪૯) આજે રાત્રે શબમાંથી દુર્ગંધ છૂટશે ત્યારે એ સ્ત્રી દહન કરવા માટે શબ પોતે જ આપશે. (૫૦) એવું કહીને બધા લોકો ત્યાંથી નીકળ્યા. ત્યાં માત્ર માતા

પિતા જ શબ સાથે શોક કરતા રાત્રે રહ્યા તે જાણો. (૫૧) માતા-પિતા શોક કરતા હતા. બે દિવસથી તેમને નિદ્રા આવી ન હતી. ત્યારે રાત્રે ત્રીજા પ્રહરે તેઓ નિદ્રાધીન થયાં. (૫૨) સ્વપ્નમાં જટાધારી, ભસ્માંકિત, વ્યાઘ્રચર્મ પહેરેલા અને સર્વાંગે રુદ્રાક્ષમાળા ધારણ કરેલા યોગી દેખાયા. (૫૩) યોગદંડ ત્રિશૂળ હાથમાં હતા અને એ ઔદુંબર પાસે આવીને કહેવા લાગ્યા કે હે સતી! તું કેમ શોક કરે છે? અમારી ઉપર બિનજરૂરી આક્રોશ કેમ કરે છે? (૫૪) તારા પુત્રને શું થયું છે? હમણાં જ એનો ઈલાજ કરું છું. એમ કહીને ભક્તવત્સલ શ્રીગુરુ અભય આપે છે. (૫૫) ભસ્મ કાઢીને પ્રેતના સર્વાંગે લગાડે છે. 'પુત્રનું મુખ ખોલ' એવું માતાને કહે છે અને 'અંદર પ્રાણવાયુ પૂરું છું' એવું શ્રીગુરુ કહે છે. (૫૬) આ વાયુને બધા પ્રાણ કહે છે એ જાણો. વાયુ શરીરની બહાર ગયો હતો તે પરત લાવીશ ત્યારે તારો પુત્ર સજીવ થશે. (૫૭) આટલું થતાં જ ભયથી આશ્ચર્ય પામેલી નારી જાગ્રત અવસ્થામાં આવી અને સ્વગત કહેવા લાગી કે આપણને આ નાશવંત શરીર ઉપર કેવો મોહ ઉપજ્યો છે! (૫૮) જે આપણા મનમાં હોય તે જ નિદ્રા દરમ્યાનના સ્વપ્નમાં દેખાય છે. આ તો કેવો દેવ? જે પુત્રમૃત્યુના સમયે મદદ માટે આવ્યો? નરસિંહમુનિની આ તો કેવળ આપણને ભ્રાંતિ જ છે! (૫૯) જો આપણું પ્રારબ્ધ જ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ઉતરતું હોય તો દેવને કેમ દોષ આપીએ? આપણે અજ્ઞાની છીએ અને મૂર્ખતાથી શ્રીગુરુ ઉપર દોષારોપણ કરીએ છીએ. (૬૦) આ પ્રમાણે માતા ચિંતા કરતી હતી એવામાં એ શબને ચેતના આવી. સર્વાંગ ઉષ્ણ (ગરમ) થયું અને બધા જ અવયવોમાં ચૈતન્ય આવ્યું. (૬૧) માતા વિચારવા લાગી કે શબને શું થયું? અંદર ભૂત તો નથી પ્રવેશ્યું ને? આવા વિચાર માત્રથી તે ભયભીત થઈ અને શબને કાઢીને દૂર મૂક્યું. (૬૨) બધા જ અવયવોમાં જીવ આવ્યો અને બાળક ઊઠીને બેસી ગયું અને કહેવા લાગ્યું કે હે માતા! મને ભૂખ લાગી છે. (૬૩) એ વખતે બાળક રડવા લાગ્યું અને માતા પાસે આવીને સ્તનપાન કરવા લાગ્યું ત્યાં બત્રીસ-બત્રીસ ધારાથી દૂધ નીકળવા લાગ્યું. (૬૪) વાત્સલ્યભાવથી તેનો ભય દૂર થયો અને સંતોષપૂર્વક એક માતા બાળક સાથે જે રીતે વર્તે તે રીતે વર્તવા લાગી અને બાળકને લઈ પતિની પાસે ગઈ. (૬૫) પતિને જાગ્રત કરીને સમગ્ર વૃત્તાંત કહેવા લાગી ત્યારે પતિ કહે છે કે આ તો શ્રીગુરુની કૃપા છે. (૬૬) એટલે એ બંને જણા ઔદુંબરની પ્રદક્ષિણા કરે છે. સાષ્ટાંગ નમન કરે છે અને અનેક સ્તોત્ર બોલે છે. (૬૭) હે વરદમૂર્તિ! તારો જય જયકાર થાવ. હે યતિ! તું બ્રહ્મા, વિષ્ણુ અને શિવ જેવો ભક્તવત્સલ છે. એવી તારી ખ્યાતિ છે અને ભક્તોની ઈચ્છા જાણીને તું વરદાન આપે છે. (૬૮) તું વિશ્વનો ઉદ્ધાર

કરવા માટે ભૂમિ ઉપર અવતર્યો છે. એટલે તારા મહિમાનું વર્ણન કરવું અશક્ય છે. માટે હે સ્વામી! ક્ષમા કરો. (૬૯) બાળક જે રીતે ચીડાઈને માતાને નિષ્ઠુર શબ્દો કહે છે તેવી રીતે અવિદ્યા માયાથી તમને મેં ક્રોધથી આવા અનેક અપશબ્દો કહ્યા. (૭૦) હવે અમને ક્ષમા કરો. એમ કહી દંડવત્ કર્યા અને કરુણ વચનોથી વિનંતી કરીને નદીમાં સ્નાન કરવા માટે ગયા. (૭૧) બાળકની સાથે સ્નાન કરીને પાદુકા ઉપરનું રક્ત ધોઈ નાખ્યું અને ઔદુંબરની પૂજા કરી જળસિંચન કર્યું અને દીપ પ્રગટાવ્યા. (૭૨) દંપતીએ ભક્તિપૂર્વક શમી અને પુષ્પાદિ સામગ્રી સહિત વિધિપૂર્વક મંત્રસહિત ગુરુપાદુકાની પૂજા કરી. (૭૩) દીવો લઈને એ વખતે ગાયન કર્યું અને અતિ સંતોષથી ભક્તિભાવે સ્તુતિ કરી. (૭૪) આટલું થતાં જ રાત પૂરી થઈ અને સૂર્યોદય થયો ત્યારે શબસંસ્કાર કરવા માટે સકળ વિપ્ર ત્યાં આવ્યા. (૭૫) બાળકને પુનર્જીવિત થયેલો જોઈને સમગ્ર વિપ્રોને આશ્ચર્ય થયું અને તેઓ આનંદથી શ્રીગુરુની પ્રાર્થના કરવા લાગ્યા. (૭૬) આવો શ્રીગુરુસ્થાનનો મહિમા છે. બધા લોકોના મનોરથ અહીં પૂરા થાય છે. બધી જ ગુરુલીલાનું વર્ણન કરવા જઈએ તો કથાનો બહુ વિસ્તાર થશે. (૭૭) સિદ્ધમુનિ નામધારકને કહેછે કે આવો સ્થાનમહિમા અપાર અને અવર્ણનીય હોવાથી તને તેમાંથી સારભૂત કથા જ કહી છે. (૭૮) એ ઔદુંબરની નીચે

શ્રીગુરુનો વાસ હંમેશાં છે અને શ્રીગુરુનું આરાધન કરતાં જ ત્વરિત મનોરથ પૂરા થાય છે. (૭૯) સંતતિ ન હોય તેવી વાંઝણી સ્ત્રીને પુત્ર પ્રાપ્ત થશે, દરિદ્રતા હશે એને ધન મળશે, રોગ હશે એને આરોગ્ય પ્રાપ્ત થશે અને ક્યારે પણ અપમૃત્યુ નહીં થાય. (૮૦) આપણા દૃઢભાવથી શ્રીગુરુચરણોની પૂજા કરીએ ત્યારે મનમાં જે જે ઈચ્છા હોય એ ત્વરિત પૂરી થાય છે. (૮૧) કુષ્ઠી હશે એવા અંગહીનને પણ ગુરુચરણની પૂજા કરવાથી એનું શરીર સુવર્ણ જેવું થઈ જશે તે વિશે મનમાં સંશય ન કરવો. (૮૨) હૃદયશૂળ, ગંડમાળ, અપસ્માર આદિ રોગ શ્રીગુરુપાદુકાનું અર્ચન કરતાં જ તત્કાળ દૂર થાય છે. (૮૩) જે કોઈ ભક્ત મંદમતિ હશે કે મૂગો, બહેરો કે પાંગળો હશે, રક્તપિત્તથી પીડાતો હશે, એ ઔદુંબરની સેવા કરતાં જ તેનું શરીર સર્વાંગ સુંદર થઈ જાય છે એ સત્ય છે. (૮૪) આથી તેમની આરાધના કરતા મનુષ્યને ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. નૃસિંહવાડીમાં આવેલા ઔદુંબરની નીચે શ્રીગુરુનાથનો નિશ્ચિતપણે નિવાસ હોય છે. (૮૫) ઔદુંબરને કલિયુગનું પ્રત્યક્ષ કલ્પતરુ જાણો. આથી તેની ઉપાસના કરતાં મનમાં જે કોઈ ઈચ્છા હોય છે તે સાકાર થાય છે એ જાણો. (૮૬) તેનો મહિમા વર્ણવવો અશક્ય છે. નૃસિંહવાડી આવું પ્રખ્યાત ક્ષેત્ર છે જ્યાં શ્રીગુરુ નૃસિંહસરસ્વતીનો નિવાસ છે. (૮૭) ગંગાધરનો પુત્ર કામધેનુસ્વરૂપ

શ્રીગુરુચરિત્ર કહે છે અને જે જન ભક્તિપૂર્વક સાંભળશે તેને બધાં સુખ પ્રાપ્ત થશે. (૮૮) એટલે સરસ્વતી ગંગાધર શ્રીગુરુનું ધ્યાન સદા કરે છે જેથી કરીને તે આ ભવનું સુખ પણ પ્રાપ્ત કરશે અને ભવસાગર તરી જશે. (૮૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક મૃતપુત્રસંજીવન નામનો એકવીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૮૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૯મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"વિપ્રપુત્ર ઊઠાડ્યો શૂર."**



# અધ્યાય-૨૨



**વંધ્યા ભેંસ દૂઝવી દેવ, હર્યું દારિદ્ર્ય તેં તતખેવ.**

**(દત્તબાવની - ૨૬મી લીટી)**

# અધ્યાય-૨૨

## વંધ્યામહિષી(ભેંસ)દોહન

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

હે યોગેશ્વર, તારો જય હો! જય હો! નામધારક શિષ્ય સિદ્ધમુનિના ચરણમાં બંને હાથ જોડીને વિનંતી કરે છેઃ (૧) શિષ્યના મનને મોહી લેનાર તું જ એક ભવસાગરને પાર કરાવનાર છે અને અજ્ઞાનરૂપી અંધકારમાં જ્યોતિસ્વરૂપ છે. (૨) તારા ચરણોનો સ્પર્શ થતાં જ મને જ્ઞાન પ્રાપ્ત થયું અને પરમાર્થની લગની લાગી. આ બધું તારા જ કૃપાપ્રસાદ થકી છે. (૩) હે પરમ પુરુષ સિદ્ધરાય! તું જ ભક્તોને તારનાર યોગી છે. તેં જ ગુરુસેવાપ્રકાર સમજાવ્યો છે. આથી મને સાચો જ્ઞાનપ્રકાશ થયો છે. (૪) શ્રીગુરુચરિત્ર કામધેનુ સમાન છે અને તેં મને વિસ્તારથી કહ્યું. પણ હજુ પણ મારું મન ધરાયું નથી. તેથી હજુ ઈચ્છા છે કે વધુ શ્રવણ કરાવો. (૫) પહેલાં પૂછ્યું હતું કે શ્રીગુરુ ગાણગાપુરમાં આવ્યા પણ આગળ શું થયું તે વિસ્તારથી કહો. (૬) શિષ્યનું વચન સાંભળીને સિદ્ધ સંતોષ પામીને કહે છે કે તું જ ગુરુકૃપા પામેલા શિષ્યનું ઉદાહરણ છે. (૭)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ધન્ય છે તારા મનને, ધન્ય છે તારા જીવનને! તું સમસ્ત લોકોમાં પૂજનીય થઈશ. (૮) તેં જે પ્રશ્ન કર્યો છે તેથી મારા મનમાં સંતોષ થયો છે અને ગુરુચરિત્રરૂપી કામધેનુ કહેવામાં આનંદ થાય છે. (૯) તે સ્થાનનો મહિમા વધ્યો અને આ સ્થળ શ્રેષ્ઠ છે. શ્રીગુરુ ગાણગાપુરમાં આવીને સંગમમાં ગુપ્તરૂપથી રહ્યા. (૧૦) અહીં ભીમા ઉત્તરવાહિની વહે છે અને અમરજા નદી સાથે થયેલો સંગમ વિશેષ મહિમા ધરાવે છે. ત્યાં આવેલું અશ્વત્થ વૃક્ષ (પીપળો) અને ત્યાંની ભૂમિ પરમ પાવનકારી છે. (૧૧) અમરજા નદી મોટી છે, ભીમા નદી સાથે સંગમ થયો છે અને આ ક્ષેત્ર પ્રયાગ સમાન છે કેમ કે ત્યાં આઠ તીર્થો છે. (૧૨) આ તીર્થોનો મહિમા અપાર છે અને આ આખ્યાન તને વિસ્તારથી કહું છું એ હે શિષ્યોત્તમ! તું સાંભળ. (૧૩) આ સ્થાને શ્રીગુરુમૂર્તિ ગુપ્તરૂપે રહેતા હતા. ભક્તજનોનો ઉદ્ધાર કરવા માટે તેમણે આ તીર્થનો મહિમા પ્રગટ કર્યો. (૧૪) શ્રીગુરુચરણમાં સમસ્ત તીર્થો સમાયેલાં હોય છે એવું વેદશાસ્ત્રો કહે છે. તેમની દૃષ્ટિએ આ તીર્થોનું શું મહત્ત્વ? લોકોદ્ધાર માટે તેમણે તીર્થો પ્રગટ કર્યાં. (૧૫) ભક્તજનોના તારણ માટે શ્રીગુરુનાથ વિવિધ તીર્થોમાં ફરે છે અને કલિયુગમાં આ તીર્થો ગુપ્ત થઈ ગયાં હતાં જેને શ્રીગુરુનાથે પ્રગટ કર્યાં. (૧૬) અહીંનો મહિમા તને અનુક્રમે અને વિસ્તારથી આગળ કહીશ. શ્રીગુરુ કેવી રીતે પ્રગટ થયા એ એકચિત્તે સાંભળ. (૧૭) આવો મનોહર સંગમ છે ત્યાં ત્રિમૂર્તિના અવતાર શ્રીગુરુ ગુપ્ત

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રીતે કેમ રહેતા હતા? (૧૮) સૂર્યને સહસ્ર કિરણો છે એ કદી ગુપ્ત રહેતાં નથી કેમ કે પોતાની મેળે પ્રકાશે છે એ જ એનો સહજ ગુણ છે. (૧૯) સંગમ પાસે જંગલમાં શ્રીગુરુ રહેતા હતા અને ભિક્ષા માગવા મધ્યાહ્ન સમયે ગાણગાપુરમાં જતા હતા. (૨૦) એ ગામમાં બ્રાહ્મણોનાં એકસો ઘર હતાં અને આવા વેદપાઠી બ્રાહ્મણોને જૂના સમયથી જીવનનિર્વાહમાં જમીન દાનમાં મળેલી હતી. (૨૧) તેમાં એક અત્યંત ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્ની પતિસેવારત હતી અને એનું નામ 'પતિવ્રતા' હતું. (૨૨) દરિદ્રતામાં રહેતા બ્રાહ્મણ પાસે એક વાંઝણી ભેંસ હતી. જેના નાકમાં દોરડું ભરાવ્યું હતું અને અતિ વૃદ્ધ અને દંતહીન હતી. (૨૩) નદીતીરેથી ખેતરમાં માટી લાવવા માટે લોકો એનો નિત્ય ઉપયોગ કરે તે પૈસા પર તેનો જીવનનિર્વાહ ચાલતો. (૨૪) એ બ્રાહ્મણ નદીકિનારેથી ખારી માટી કે રેતી લાવવા-લઈ જવા માટે વૃદ્ધ ભેંસ ભાડે આપી તેના ઉપર જીવનનિર્વાહ કરતો હતો. શ્રીગુરુનાથ અતિપ્રેમથી એના ઘરે ભિક્ષા માગવા ગયા. (૨૫) સમસ્ત વિપ્રો આ વાતની ટીકા કરતા હતા અને કહેતા હતા કે આ કેવો યતિ છે? અમે શ્રેષ્ઠ અને સાધનસંપન્ન બ્રાહ્મણ હોવા છતાં અમારા ઘરે ભિક્ષા માગવા આવતો નથી અને આ ગરીબ બ્રાહ્મણને ત્યાં ભિક્ષાર્થે ગયો! (૨૬) અમારે ઘરે વિવિધ વાનગીઓ સહિતનું સ્વાદિષ્ટ ભોજન હોય છે અને એ ત્યજીને એ યતિ એક દરિદ્રીના ઘરે ભિક્ષાર્થે જાય છે. (૨૭) ભક્તવત્સલ

શ્રીગુરુનાથ દંભરહિત ભાવિકભક્તોનો ઉદ્ધાર કરવા માટે જાય છે. (૨૮) જુઓ! વિદુરના ઘરે શ્રીશારંગધર (શ્રીકૃષ્ણ) પ્રેમથી ગયા હતા પણ રાજા દુર્યોધનના ઘરે ભિક્ષાર્થે ગયા ન હતા. (૨૯) જે લોક સાત્ત્વિક બુદ્ધિથી રહે છે એની ઉપર શ્રીગુરુની અતિ પ્રીતિ હોય છે. તેથી પોતાના ભક્તોને આ જન્મનું સુખ અને ઊર્ધ્વગતિ આપે છે. (૩૦) એવો કૃપાળુ પરમ પુરુષ હર્ષથી ભક્તો ઉપર પ્રેમ રાખે છે. એને કોઈ ગરીબ કે શ્રીમંત એવો ભેદ નથી હોતો કેમ કે એ રંકને પણ રાજ્ય આપી શકે છે. (૩૧) અગર કોઈની ઉપર શ્રીગુરુ કોપાયમાન થાય તો એને ભસ્મ કરી શકે છે. જ્યારે દરિદ્રી માણસને વરદાન દેતાં પૃથ્વીનું રાજ્ય પણ આપી શકે છે. (૩૨) બ્રહ્મદેવે પોતાના હાથે જ ખરાબ ભવિષ્ય લખ્યું હોય તો પણ શ્રીગુરુચરણ ઉપર ભક્તનું મસ્તક મૂકવાથી શુભ થાય છે. તે ખરાબ ભવિષ્ય સારા ભવિષ્યમાં પલટાય છે. (૩૩) આ ગુરુનું બિરુદ છે જેને અમે વર્ણવી શકવા શક્તિમાન નથી. એ બ્રાહ્મણનું પુણ્ય શ્રેષ્ઠ હોવું જોઈએ. તેથી જ શ્રીગુરુમૂર્તિ એના ઘરે ગયા. (૩૪) આમ દિવસ પસાર થતાં તે ગરીબ બ્રાહ્મણને એક દિવસ ભિક્ષામાં ધાન્ય મળ્યું નહીં અને ઘરે વાંઝણી ભેંસ હતી તેને પણ કોઈ માટીનું વહન કરવા ભાડે લઈ ગયા નહીં. (૩૫) એ વિપ્રના ઘરે શ્રીગુરુ ભિક્ષા માટે આવ્યા ત્યારે ઉનાળાનો વૈશાખ માસ હતો અને મધ્યાહ્નનો સમય હતો. (૩૬) શ્રીગુરુમૂર્તિ બ્રાહ્મણના ઘરે ભિક્ષાર્થે ગયા હતા ત્યારે એ બ્રાહ્મણ ભિક્ષા માગવા બહાર

ગયો હતો અને એની પત્ની ઘેર હતી. (૩૭) 'ભિક્ષા' એવો શબ્દ શ્રીગુરુનાથે બોલતાં જ પતિવ્રતા દોડતી દોડતી આવી અને શ્રીગુરુને સાષ્ટાંગ દંડવત્ કર્યા. (૩૮) શ્રીગુરુને નમન કરીને કરુણ વચનથી વિનવે છે અને કહે છે કે 'પતિ ભિક્ષા માગવા ગયા છે.' (૩૯) 'ઉત્કૃષ્ટ ધાન્ય લઈને પતિ ત્વરિત આવશે. ત્યાં સુધી હે સ્વામી! સ્થાન ગ્રહણ કરો' એવું કહીને પાટલો મૂક્યો. (૪૦) શ્રીગુરુમૂર્તિ હાસ્યવદનથી એ આસન ઉપર બેઠા અને કહ્યું કે હે વિપ્રસ્ત્રી! દૂધની ભિક્ષા કેમ આપતી નથી? (૪૧) તારા ઘરે ભેંસ છે તો દૂધની ભિક્ષા કેમ આપતી નથી? આ રીતે તું ખોટું બોલે છે કે ભિક્ષા નથી. (૪૨) શ્રીગુરુનાં વચન સાંભળીને વિપ્રવનિતાએ નમન કર્યું અને કહ્યું કે ભેંસ દંતહીન, વૃદ્ધ થઈ છે. (૪૩) એ ભેંસ અમારા ઘરે આવી છે અને પથ્થરની જેમ વાંઝણી છે અને એને ક્યારેય ગર્ભ રહેલો નથી. તેથી પાડાની જેમ અમે એનું પોષણ કરીએ છીએ. (૪૪) આ જ કારણથી એના નાકમાં નથ નાખી છે અને માટીનું વહન કરીને તેના ભાડા ઉપર અમારું ગુજરાન ચાલે છે. (૪૫) શ્રીગુરુ એને કહે છે કે અસત્ય કેમ બોલે છે? તરત જ જઈને ભેંસને દોહીને અમારા માટે દૂધ લઈ આવ. (૪૬) આવું વચન સાંભળીને એ સ્ત્રીના મનમાં શ્રદ્ધા ઉપજી અને લાકડાનું પાત્ર લઈને દોહવા માટે ગઈ. (૪૭) શ્રીગુરુનાં વચન કામધેનુ સમાન છે તેથી વિપ્રવનિતા જઈને તે જ ક્ષણે ભેંસને દોહીને બે પાત્રોમાં દૂધ ભરીને લઈ આવી. (૪૮) બ્રાહ્મણસ્ત્રી

વિસ્મય કરવા લાગી. તેને થયું કે આ યતિ તો સ્વયં ઈશ્વર જ છે. તેઓ જે બોલે છે તે પ્રમાણે થાય છે. (૪૯) દૂધના ઘડા ભરીને તે પતિવ્રતા સ્ત્રી શીઘ્ર ઘરમાં ગઈ અને દૂધને ગરમ કરવા લાગી. (૫૦) શ્રીગુરુ વિપ્રસ્ત્રીને કહે છે કે અમારે સંગમમાં પાછા જવું છે. આથી ભિક્ષા માટે દૂધ જલદી લઈ આવ. (૫૧) શ્રીનૃસિંહસરસ્વતીનાં વચન સાંભળી વિપ્રવનિતા દૂધ ભરેલું વાસણ લઈ આવી અને શ્રીગુરુને ભાવથી ભિક્ષા માટે અર્પણ કર્યું. (૫૨) શ્રીગુરુએ દૂધની ભિક્ષા ગ્રહણ કરીને અતિ પ્રેમપૂર્વક વરદાન આપતાં કહ્યું “તારા ઘરમાં લક્ષ્મી અખંડ વાસ કરશે, (૫૩) અને તને ભાગ્યશાળી પુત્ર પૌત્રો થશે.” આમ કહીને શ્રીગુરુ સંગમમાં પોતાના સ્થાને આવી ગયા. (૫૪) શ્રીગુરુ સંગમમાં પહોંચ્યા પછી સતીનો પતિ ઘેર પાછો આવ્યો અને શ્રીનૃસિંહસરસ્વતીનો અદ્ભુત મહિમા સાંભળીને આશ્ચર્ય પામ્યો. (૫૫) બ્રાહ્મણ કહેવા લાગ્યો કે ઘણું આશ્ચર્યકારક! શ્રીગુરુ સામાન્ય લોકોની દૃષ્ટિએ મનુષ્ય છે પરંતુ, અમારી દૃષ્ટિએ તેઓ સાક્ષાત્ ઈશ્વર અવતાર છે. (૫૬) વિપ્ર તેની સ્ત્રીને કહેવા લાગ્યો, આપણું દારિદ્ર્ય કાયમી ધોરણે દૂર થયું, કારણ કે આપણને સદ્ગુરુ મળ્યા છે જેના પરિણામે બધા જ મનોરથો પૂર્ણ થશે. (૫૭) આવો મનમાં વિચાર કરી શ્રીસદ્ગુરુનાં દર્શન કરવા આરતી તથા પૂજાસામગ્રી સાથે સંગમસ્થળે ગયા. (૫૮) સંગમમાં જઈને વિપ્રદંપતીએ ભક્તિપૂર્વક વિધિવિધાન સાથે શ્રીગુરુની પૂજા કરી

શ્રીગુરુએ તેમનો ભાવ જોઈને ફરી વરદાન આપ્યું. (૫૯) આ પ્રમાણે તે ગરીબ બ્રાહ્મણને શ્રીગુરુએ જેવું વરદાન આપ્યું હતું તે પ્રમાણે તેને ધન, સંપત્તિ અને પૂર્ણઆયુષી કન્યા અને પુત્ર પ્રાપ્ત થયાં. (૬૦) સિદ્ધમુનિ નામધારક શિષ્યને કહે છે કે જે મનુષ્ય ઉપર શ્રીગુરુકૃપા હોય તેને દૈન્ય ક્યાંથી પીડે? તે તો અષ્ટ ઐશ્વર્યને ભોગવશે. (૬૧) આ પ્રમાણે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રને વિસ્તારપૂર્વક કહે છે જેનું શ્રવણ કરતા શ્રોતાઓનું દૈન્ય દૂર થાય છે. (૬૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક વંધ્યામહિષીદોહનં નામનો બાવીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૬૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૬મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"વંધ્યા ભેંસ દૂઝવી દેવ, હર્યું દારિદ્ર્ય તેં તતખેવ."**



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૨૩



ગાણગાપુર ગામમાં અશ્વત્થ વૃક્ષ પર નિવાસ કરતા ભયંકર બ્રહ્મરાક્ષસનો
શ્રી નૃસિંહસરસ્વતી સ્વામીએ ઉદ્ધાર કર્યો.

# અધ્યાય-૨૩

## બ્રહ્મરાક્ષસની મુક્તિ

**|| શ્રી ગણેશાય નમઃ || શ્રી સરસ્વત્યૈ નમઃ || શ્રી ગુરુભ્યો નમઃ ||**

શિષ્ય નામધારક સિદ્ધગુરુને વિનંતી કરતા કહે છે કે હે મુનિ! શ્રીગુરુલીલાનો વિસ્તાર કરીને શ્રવણ કરાવો. (૧) સિદ્ધગુરુ કહે છે કે હે શિષ્ય! શ્રીગુરુએ ગાણગાપુરમાં અનેક લીલા કરી તેમાં વંધ્યા ભેંસનો માલિક જે બ્રાહ્મણ હતો તેણે શ્રીગુરુની તે લીલા લોકોમાં પ્રગટ કરી. (૨) તે ગામના લોકો માટી વહન કરવા માટે વંધ્યા ભેંસને લેવા માટે બીજા દિવસે આવ્યા. ભાડાના પૈસા પણ તેઓ સાથે લાવ્યા હતા. (૩) બ્રાહ્મણે તે લોકોને કહ્યું કે આજથી હું કદી પણ દૂધ આપતી ભેંસને માટી વહન કરવા માટે આપીશ નહીં. તેણે બે ઘડા ભરેલું દૂધ પણ લોકોને બતાવ્યું. (૪) ગ્રામજનો આ વાત સાંભળીને અતિ આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે ગઈ કાલ સુધી આ ભેંસના નાકમાં નથ હતી, તેને દાંત પણ ન હતા. તે હવે દૂઝણી થઈ છે. (૫) આ ભેંસ કદી ગાભણી થઈ નથી. આવી વંધ્યા ભેંસ ક્યાંથી દૂધ આપે? આ વાત સમગ્ર ગામમાં ફેલાઈને

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગ્રામઅધિપતિ પાસે પહોંચી. (૬) ગ્રામઅધિપતિ આ વંધ્યા ભેંસને પ્રત્યક્ષ જોવા આવ્યો અને તે કોની કૃપાથી દૂઝતી થઈ તેની તપાસ કરવા લાગ્યો. (૭) શ્રીગુરુકૃપાનો ચમત્કાર જોઈ ગ્રામઅધિપતિએ બ્રાહ્મણને સર્વ વૃત્તાંત પૂછ્યો. (૮) બ્રાહ્મણે કહ્યું કે સંગમમાં જે યતિ રહે છે તેઓ ત્રિમૂર્તિના અવતાર છે અને તેમની કૃપાથી આ ચમત્કાર સર્જાયો છે. (૯) ગઈ કાલે શ્રીગુરુ અમારા ઘરે ભિક્ષા માગવા આવ્યા અને ભિક્ષામાં આપવા માટે ઘરમાં બીજું કાંઈ ન હોવાથી તેમણે આ ભેંસનું દૂધ માગ્યું. (૧૦) મારી પત્નીએ કહ્યું કે "આ ભેંસ વંધ્યા છે." પરંતુ શ્રીગુરુએ ક્રોધથી કહ્યું, જલદી આ ભેંસને દોહીને મને દૂધની ભિક્ષા આપ. શ્રીગુરુનાં વચન કામધેનુ જેવાં થઈને આ ભેંસ દૂધ આપતી થઈ. (૧૧) બ્રાહ્મણનાં વચન સાંભળીને ગ્રામઅધિપતિ પોતાના સ્ત્રી, પુત્રાદિ, લશ્કર સાથે શ્રીગુરુને મળવા સંગમમાં ગયો. (૧૨) શ્રીગુરુને ભક્તિપૂર્વક દંડવત્ પ્રણામ કરી નમસ્કાર કર્યા. (૧૩) હે જગત્ગુરુ! તારો જય હો, જય હો! તું ત્રિમૂર્તિનો અવતાર છે અને તારો મહિમા અવર્ણનીય અને અપાર છે. (૧૪) અમે મંદમતિના હોવાથી માયામોહરૂપી અંધકારથી વ્યાપ્ત હોવાથી અમારો ઉદ્ધાર કરજો કારણ કે તું જગતને પ્રકાશ આપનાર અને ભવસાગર પાર કરાવનાર છે. (૧૫) અજ્ઞાનરૂપી સાગરના ઘોર અંધકારમાં જો કોઈ તારનાર હોય તો એકલો તું જ છે. હે વિશ્વકર્તા! તું અમારો ઉદ્ધાર કર. એમ કહીને ગ્રામઅધિકારી શ્રીગુરુના ચરણે

પડ્યો. (૧૬) હે વિશ્વકર્તા સદ્ગુરુ! તું સહજ લીલા દરમ્યાન આ સૃષ્ટિની રચના કરે છે. અમે મંદમતિ હોવાથી તમને મનુષ્યરૂપે જોઈએ છીએ. (૧૭) તારા મહિમાનું વર્ણન કરવું અમારા માટે અશક્ય છે. તું જ શંકર ભગવાન છે અને સમગ્ર સૃષ્ટિની ચૈતન્ય શક્તિરૂપ જગદ્ગુરુ પણ છે. (૧૮) આ પ્રમાણે નૃપ દ્વારા શ્રીગુરુની સ્તોત્રો દ્વારા પ્રાર્થના કરવાથી શ્રીગુરુને સંતોષ થયો અને શ્રીગુરુ તેને આશ્વાસન આપતાં કહે છેઃ (૧૯) શ્રીગુરુ ગ્રામઅધિપતિને કહે છે કે અમે તપસ્ચારત સંન્યાસી હોવાથી ગ્રામ બહાર જંગલમાં નિવાસ કરીએ છીએ. (૨૦) હે રાજા! સ્ત્રી, પુત્ર અને લાવલશ્કર સાથે અમારી પાસે આવવાનું કારણ શું છે એ કહે. (૨૧) શ્રીગુરુનાં વચન સાંભળી રાજા હાથ જોડી વિનંતી સાથે કહે છે કે હે જગત્ગુરુ! તું ભક્તજનોનો તારણહાર છે. તું શા માટે જંગલમાં નિવાસ કરે છે? (૨૨) ભગવાન નારાયણે વિવિધ અવતાર ધારણ કરી ભક્તજનોનો ઉદ્ધાર કર્યો તે જ રીતે તમારે પણ ભક્તોની ઈચ્છાને પૂરી કરવી જોઈએ. (૨૩) આ પ્રમાણે વેદ અને પુરાણોમાં પણ તારા મહિમાનું વર્ણન છે. હે ભક્તવત્સલ શ્રીગુરુ! મારી વિનંતી સાંભળો. (૨૪) ગાણગાપુર નગર એ વસતીવાળું ક્ષેત્ર છે. આપ અનુષ્ઠાન કરવા ભલે જંગલમાં (સંગમસ્થળે) જાવ, પરંતુ, સમગ્ર દિવસ દરમ્યાન નિવાસ ગાણગાપુર નગરમાં કરજો. (૨૫) ત્યાં આપના માટે મોટો મઠ બાંધીશું. ત્યાં આપ શાંતિથી સુખદ નિવાસ કરો અને અમારા બધાનો


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ઉદ્ધાર કરજો. આ પ્રમાણે રાજાએ શ્રીગુરુની ભક્તિપૂર્વક પ્રાર્થના કરી. (૨૬) શ્રીગુરુ મનમાં વિચાર કરવા લાગ્યા કે હવે પ્રગટ થવાનો સમય આવી ગયો છે. ત્યાં થોડો સમય નિવાસ કરીશું. (૨૭) વધુમાં શ્રીગુરુ સ્વગત કહે છે કે ભવિષ્યમાં અસંખ્ય ભકતોનો ઉદ્ધાર કરવાનો છે. ભલે આ રાજાની ઈચ્છા પણ પૂરી થાય. (૨૮) આવો મનમાં વિચાર કરીને શ્રીગુરુએ રાજાને કહ્યું કે તારા મનમાં જે ઈચ્છા છે તે પ્રમાણે મઠ બાંધ. (૨૯) શ્રીગુરુનાં વચનો સાંભળી રાજા સંતોષ પામ્યો અને પાલખીમાં બેસીને ગાણગાપુરમાં પાછો ફર્યો. (૩૦) રાજાની સવારીમાં મૃદંગ, કાંસા, ઢોલ ઈત્યાદિ વાદ્યોના નિનાદ સાથે સવારી શ્રીગુરુને તેડીને ગાણગાપુર પહોંચી. (૩૧) સવારીમાં ધજા-પતાકા, શોભાયમાન હાથીઓ, દડમજલ કરતા અશ્વો સાથે રાજા સ્ત્રી, પુત્રો સાથે સવારીને શોભાયમાન કરી રહ્યા હતા. (૩૨) સવારીમાં વેદપાઠી વિપ્રો વેદઘોષ કરતા હતા અને ભાટ-ચારણો ત્રિમૂર્તિની બિરુદાવલીનો ઘોષ કરતા હતા. (૩૩) આ પ્રમાણે શ્રીગુરુને દબદબાભેર રાજા ગાણગાપુરમાં લાવ્યા અને દરેક નગરજન પોતાના પ્રવેશદ્વાર પાસે શ્રીગુરુની આરતી ઉતારતા હતા. (૩૪) આ રીતે દબદબાપૂર્વક શ્રીગુરુએ નગરમાં રાજા સાથે પ્રવેશ કર્યો. (૩૫) ગાણગાપુરની પશ્ચિમદિશામાં એક ખૂબ જ મોટું અશ્વત્થ (પીપળા)નું વૃક્ષ આવેલું છે. તેની આજુબાજુના ઘરો નિર્જન વેરાન

હતાં. (૩૬) કારણ કે તે વૃક્ષ ઉપર એક ભયાનક બ્રહ્મરાક્ષસ રહેતો હતો. જે સમસ્ત પ્રાણીઓને અનેક રીતે ત્રાસ આપતો હતો. (૩૭) તે બ્રહ્મરાક્ષસ અતિ ક્રૂર હોઈ મનુષ્ય અને પ્રાણીઓનું ભક્ષણ કરતો હતો. આથી તેના ભયથી નજીકમાં કોઈ પણ મનુષ્ય રહેતો ન હતો. (૩૮) શ્રીગુરુ અશ્વત્થ વૃક્ષ પાસે આવ્યા એટલે વૃક્ષ ઉપરનો બ્રહ્મરાક્ષસ નીચે ઉતર્યો અને શ્રીગુરુના ચરણે પડ્યો. (૩૯) બંને હાથ જોડી બ્રહ્મરાક્ષસ શ્રીગુરુને વિનંતી કરતાં કહે છે કે હે સ્વામી! હું અજ્ઞાનરૂપી અંધકારમાં ડૂબી ગયેલો છું, મારો ઉદ્ધાર કરો, મારો ઉદ્ધાર કરો. (૪૦) તારાં દર્શનમાત્રથી મારા ગત જન્મનાં પાપ નષ્ટ થયાં છે. તું સર્વ પ્રાણીમાત્ર પર કૃપા વરસાવે છે. કૃપા કરીને મારો પણ ઉદ્ધાર કરો. (૪૧) કૃપાળુ શ્રીગુરુમૂર્તિએ તે બ્રહ્મરાક્ષસના મસ્તક ઉપર હાથ મૂક્યો કે તે બ્રહ્મરાક્ષસ તરત જ મનુષ્યરૂપમાં પરિવર્તન પામ્યો અને શ્રીગુરુને ચરણે આળોટવા લાગ્યો. (૪૨) શ્રીગુરુ બ્રહ્મરાક્ષસને આજ્ઞા આપતા કહે છે કે ત્વરિત સંગમમાં જા અને સ્નાન કર. સ્નાન કરતાં જ આ શરીર છોડીને મોક્ષ પામીશ. (૪૩) શ્રીગુરુનાં વચનો સાંભળી બ્રહ્મરાક્ષસ સંગમમાં સ્નાન કરતા જ મોક્ષ પામ્યો. (૪૪) શ્રીગુરુની આ લીલા જોઈને બધા જ લોકો કહેવા લાગ્યા કે શ્રીગુરુ એ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું જ સ્વરૂપ છે. (૪૫) શ્રીગુરુ ગાણગાપુરમાં જ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રહ્યા. રાજાએ શ્રીગુરુ માટે ભક્તિભાવથી મઠનું નિર્માણ કર્યું. (૪૬) રાજા ભક્તિપૂર્વક શ્રીગુરુની દબદબાપૂર્વક પૂજા અર્ચના કરતો અને વિવિધ વાજિંત્રો સાથે ગીત અને વાદ્યો સતત ગુંજતા રહેતા હતા. (૪૭) શ્રીગુરુ અનુષ્ઠાન માટે નિત્ય સંગમમાં જતા. રાજા પણ પોતાના સૈન્ય સહિત શ્રીગુરુ સાથે સંગમમાં જતો હતો. (૪૮) મધ્યાહ્નકાળ થતાં જ શ્રીગુરુ મઠમાં પાછા આવતા. રાજા સૈન્ય સાથે શ્રીગુરુ સાથે જોડાઈને તેમની આજ્ઞામાં રહેતો. (૪૯) કોઈક સમયે શ્રીગુરુને રાજા પોતાની પાલખીમાં બેસાડતા અને ગામ બહાર આવેલા ઉપવનોમાં લઈ જતા. (૫૦) શ્રીગુરુ ભક્તવત્સલ હોવાથી તેઓ ભક્તને આધીન હોય છે જે રીતે ભકતને સંતોષ થાય તે રીતે શ્રીગુરુ રહે છે. (૫૧) આ રીતે શ્રીગુરુ ગાણગાપુરમાં રહેવા આવ્યા પછી નિત્ય ત્યાં ઉત્સવ જેવું વાતાવરણ રહેતું. શ્રીગુરુનો મહિમા આજુબાજુના ગામોમાં ફેલાયો. (૫૨) ગાણગાપુર નજીક કુમસી નામનું એક ગામ આવેલું છે. ત્યાં ત્રિવિક્રમભારતી નામે ત્રણ વેદને જાણનાર તપસ્વી રહેતો હતો. (૫૩) તે નિત્ય માનસપૂજા કરતો અને નૃસિંહ ભગવાનનું ધ્યાન કરતો હતો. તેણે શ્રીનૃસિંહસરસ્વતીનું નામ સાંભળ્યું. (૫૪) શ્રીગુરુની અવનવી લીલા સાંભળીને ત્રિવિક્રમભારતી શ્રીગુરુની નિંદા કરવા લાગ્યો. તેના મંતવ્ય અનુસાર સંન્યાસી માટે આ બધું ત્યાજય છે. (૫૫) શ્રીનૃસિંહસરસ્વતી એ

જ્ઞાનની સાક્ષાત્ મૂર્તિ જ છે. તેઓ અંતર્યામી હોવાથી ત્રિવિક્રમભારતી તેમની નિંદા કરે છે તે જાણી ગયા. (૫૬) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે હવે શ્રીગુરુ અપૂર્વ લીલા કરે છે તે મનને એકાગ્ર કરી એકચિત્તે શ્રવણ કર. (૫૭) આ પ્રમાણે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રને વિસ્તારપૂર્વક કહે છે જેને સાંભળતાં સર્વ મનોરથો પૂરા થાય છે. (૫૮)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક બ્રહ્મરાક્ષસમુક્તિકરણ નામનો તેવીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૫૮)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

# અધ્યાય-૨૪



## ત્રિવિક્રમભારતીને શ્રી નૃસિંહસરસ્વતીએ બતાવેલું વિશ્વરૂપદર્શન.

# અધ્યાય-૨૪

## ત્રિવિક્રમભારતી વિશ્વરૂપદર્શન

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

નામધારક સિદ્ધમુનિને કહે છે કે આગળની કથા કેવી હતી એ વિસ્તારથી અમને કહો. (૧) શિષ્યવચન સાંભળીને સિદ્ધમુનિ કહેવા લાગ્યા કે હે વત્સ નામધારક! ગુરુચરિત્ર અભિનવ છે. (૨) એવો ત્રિવિક્રમ મહામુનિ જે કુમસી ગામે હતો એ પોતાના મનમાં શ્રીગુરુની નિંદા કરતો હતો અને કહેતો હતો કે આ સંન્યાસી દંભી છે. (૩) શ્રીગુરુમૂર્તિ જ્ઞાની છે અને વિશ્વના દરેક મનુષ્યના મનની વાત પણ જાણતા હતા. તેઓ રાજાને કહે છે કે ત્રિવિક્રમભારતી મારી નિંદા કરે છે. (૪) શ્રીગુરુ એ વખતે કહે છે કે તત્કાલ આજે જ નીકળીને ત્રિવિક્રમભારતી પાસે કુમસી ગામે જવું છે. (૫) આ સાંભળીને રાજાને સંતોષ થયો અને જુદા જુદા અલંકારો પહેરીને હાથી, અશ્વ અને સૈનિકોને શણગાર્યા. (૬) મોટો સમારંભ કર્યો. શ્રીગુરુને પાલખીમાં બેસાડ્યા અને જુદા જુદા વાદ્યો વગાડતા નીકળ્યા. (૭) આ પ્રમાણે શ્રીગુરુમૂર્તિ કુમસી ગામમાં ગયા ત્યાં ત્રિવિક્રમ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તપસ્વી માનસપૂજા કરતો હોય છે. (૮) માનસપૂજા નૃસિંહ ભગવાનની (નૃસિંહ અવતારની) ભાવથી નિત્ય કરે છે. પણ એ દિવસે તેના મનમાં નરકેસરીની મૂર્તિ સ્થિર દેખાતી ન હતી. (૯) યતિ મનમાં ચિંતા કરે છે કે મૂર્તિ ચિત્તમાં કેમ દેખાતી નથી? મારું તપ નિષ્ફળ ગયું એવું સ્વગત વિચારે છે. (૧૦) નૃસિંહ ભગવાનની મેં ઘણા સમય સુધી આરાધના કરી છે. પણ આજે જ નૃસિંહ કેમ મારી ઉપેક્ષા કરે છે? શું મારું તપ નિષ્ફળ ગયું? એમ મનમાં કહે છે. (૧૧) આ સમય દરમ્યાન તેણે માનસપૂજામાં શ્રીગુરુને નદીતીરથી આવતા જોયા. (૧૨) સવારીના બધા જ સૈનિકો દંડધારી યતિસ્વરૂપે દેખાયા. સર્વશ્રેષ્ઠરૂપે નૃસિંહસરસ્વતીને જોઈને ત્રિવિક્રમભારતીને વિસ્મય થયું અને એ નમન કરવા લાગ્યો. (૧૩) સાષ્ટાંગ દંડવત્ કરીને શ્રીગુરુચરણે પડ્યો અને સવારીના દરેક સૈનિકો તેને દંડધારી યતિરૂપ જ દેખાયા. (૧૪) સમસ્તરૂપ દંડધારી એક સરખા દેખાય છે. કોણ નાનું કે કોણ મોટું એ ત્રિવિક્રમને ખબર પડી નહીં. (૧૫) એ વખતે એને ભ્રમ થયો અને ફરીથી શ્રીગુરુના ચરણકમળે પડ્યો અને કહેવા લાગ્યો કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તું જ ત્રિમૂર્તિ, જગતગુરુ છે. (૧૬) તારા સ્વરૂપનું જ્ઞાન કળાતું નથી કેમ કે હું અવિદ્યા માયામાં ઘેરાયેલો છું. તેથી નિજસ્વરૂપ બતાવીને મારી ઉપર હે સ્વામી! કૃપા કરો. (૧૭) હે ગુરુનાથ! તારા સાચા સ્વરૂપને અમે ચર્મચક્ષુ દ્વારા જોઈ કે સમજી શકતા નથી. (૧૮) હે સદ્‌ગુરુ! તું સર્વ પ્રાણીમાત્રમાં

વ્યાપેલો છે. વિષ્ણુ અવતારે જ નૃસિંહ અવતાર (ભગવાન) લીધો છે અને નૃસિંહ અવતારે જ નૃસિંહસરસ્વતી તરીકે સંન્યાસીનું રૂપ લીધું છે. પરંતુ આ આશ્ચર્યની વાત છે કે બધા જ સ્વરૂપો સંન્યાસી તરીકે દેખાય છે. (૧૯) હું કયા કયા સ્વરૂપને વંદન કરું? અને કોની સામે કરુણા યાચું? માટે હે ત્રિમૂર્તિના અવતાર! નિશાની આપી તારું નિજ રૂપ બતાવ. (૨૦) હે નૃસિંહભગવાન! તારી દીર્ઘ તપસ્યા કરી છે જેનું ફળ આજે મળી રહ્યું છે અને તું જ સંન્યાસીરૂપે મને દર્શન આપવા આવ્યો. (૨૧) તેં વિશ્વના ઉદ્ધારક તરીકે ભૂમિ ઉપર અવતાર લીધો છે. અમારો ઉદ્ધાર કરવા વિશ્વરૂપદર્શનની સમજ ન પડવાથી તારું નિજ સ્વરૂપ બતાવ. (૨૨) આ રીતે શ્રીગુરુની સ્તુતિ એ તાપસી કરે છે અને તેથી શ્રીગુરુમૂર્તિ સંતોષ પામી નિજ સ્વરૂપમાં દર્શન આપે છે. (૨૩) સમગ્ર સૈન્યમાં શ્રીગુરુ ઈશ્વર અવતાર તરીકે અલગ દેખાયા. (૨૪) શ્રીગુરુ યતિને કહે છે કે દરરોજ તું અમારી નિંદા કરે છે અને મંદમતિથી મને દંભી તરીકે સંબોધે છે. (૨૫) તારી નૃસિંહ ભગવાનની માનસપૂજાભક્તિ જોઈને હું આવ્યો છું. (૨૬) હું દંભી છું તે તું શા કારણે કહે છે? તારા મનમાં જે હરિ વસે છે તે જ તારા દ્વારા બોલાવશે. (૨૭) શ્રીગુરુનાં વચન સાંભળીને યતીશ્વર નમન કરીને કહે છે કે હું એક અવિદ્યાસ્વરૂપ છું. માટે હે સદ્ગુરુ! મને ક્ષમા કરો. (૨૮) તું વિશ્વનો તારક છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ત્રિમૂર્તિનો અવતાર પણ તું જ છે. અજ્ઞાનના આવરણને લીધે હું તારા સાચા સ્વરૂપને જાણતો નથી. (૨૯) માયા-મોહ અંધકારના અવિદ્યાસાગરમાં ડૂબી ગયો છું અને દીવાંધ થયો છું. અને પરમાત્માસ્વરૂપને ઓળખતો નથી. (૩૦) હે સ્વામી! તું જ્યોતિસ્વરૂપે પ્રકાશે છે અને તે સ્વરૂપે મને મળ્યો છે. આ સેવકની ભૂલ માટે ક્ષમા કરી મારો ઉદ્ધાર કરશો. (૩૧) અવિદ્યા માયાસમુદ્રમાં હે સ્વામી! હું તરતો હતો અને તરતા-તરતા ડૂબતો હતો અને સામેનો કિનારો દેખાતો ન હતો. (૩૨) જ્ઞાનરૂપી નાવમાં બેસાડીને, કરુણારૂપી વાયુથી સામેના કિનારે મૂળસ્થાને હે કૃપાસિંધુ! લઈ જાવ. (૩૩) તારી કૃપા જેની ઉપર હોય એને કેવું દુઃખ? એ કળિકાળને જીતીને પરમાર્થને પામે છે. (૩૪) પુરાતનકાળમાં મહાભારતના યુદ્ધ સમયે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને પ્રસન્ન થઈને વિશ્વરૂપ બતાવેલું. (૩૫) હે ભક્તવત્સલ ગુરુનાથ! એવી જ રીતે આજે આપે મને નિજસ્વરૂપ બતાવ્યું છે. આપનો મહિમા અનંત અને સુંદર છે. (૩૬) તું ભવસાગરનો તારક છે, ત્રૈમૂર્તિનો અવતાર છે. હે નૃસિંહસરસ્વતી જગદ્‌ગુરુ! તારી જય હો, જય હો! (૩૭) કોઈ પણ પ્રયત્ન કર્યા વિના આજે મને તારા દર્શન થયા. તું રત્નચિંતામણિ છે. અને હું આજે તારા દર્શનથી કૃતાર્થ થયો છું. (૩૮) જેવી રીતે ગંગાએ સગરપુત્રો ઉપર કૃપા કરી ભવસાગર પાર કરાવ્યો હતો

અથવા જેવી રીતે કૃષ્ણ ભગવાન વિદુરના ઘરે ગયા હતા એવી જ રીતે આપ કૃપાવંત થઈ મારે ઘેર પધાર્યા. (૩૯) હે ભક્તવત્સલ! જગદ્‌ગુરુ! તારી કીર્તિ અગાધ છે. તેનું વર્ણન કરવા હું અશક્તિમાન છું. તારા અનંત મહિમાનું પ્રમાણ તારા દર્શન દ્વારા મળ્યું છે. (૪૦) આ રીતે ત્રિવિક્રમભારતીએ શ્રીગુરુની સ્તોત્રથી પૂજા કરી અને શ્રીગુરુમૂર્તિએ સંતોષ પામી વરદાન આપ્યું. (૪૧) ત્રિવિક્રમભારતીને વરદાન આપે છે અને કહે છે કે તારી ભક્તિથી હું સંતુષ્ટ થયો છું. તારી સદ્‌ગતિ થશે, પુનર્જન્મ નહીં થાય એવો ભરોસો રાખ. (૪૨) તને પરમાર્થપ્રાપ્તિ થશે અને ઈશ્વર સાથે સાયુજ્ય થશે. એવું કહીને શ્રીગુરુનાથ પોતાના સ્થાને પરત આવવા માટે નીકળ્યા. (૪૩) ત્રિવિક્રમભારતીને વરદાન આપીને ત્યાં જ કુમસી ગામમાં રાખ્યા અને એક જ ક્ષણમાં ગાણગાપુરમાં પાછા આવ્યા. (૪૪) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુમહિમા આવો છે. ત્રિમૂર્તિએ જ નૃસિંહસરસ્વતી તરીકે નરરૂપ ધારણ કરેલ છે. (૪૫) પરમ પુરુષ ગુરુની લીલા ગહન છે. તેને જે કોઈ મનુષ્ય કહે તે યમલોકમાં સાત જન્મ સુધી રહેશે એવું સમજ. (૪૬) ગુરુ બ્રહ્મા છે, ગુરુ જ વિષ્ણુ છે અને ગુરુ જ મહેશ્વર છે એવું શાસ્ત્રપુરાણો કહે છે એ વાત બધા જાણો. (૪૭) આ કારણથી શ્રીગુરુને નિશ્ચયથી ત્રિમૂર્તિ માનવા અને મારા શબ્દો ઉપર વિશ્વાસ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રાખી શ્રીગુરુચરણોમાં લીન થવું. (૪૮) શ્રીગુરુચરિત્ર કામધેનુસ્વરૂપ છે. અને તે અમૃતની પરબ છે. ત્યાં જ્ઞાનીજનો આવીને અમૃતપાન કરે છે. (૪૯) ગંગાધરનો નંદન શ્રીગુરુચરિત્ર વિસ્તારથી કહે છે અને લોકો ભક્તિથી સાંભળે છે તેથી ચતુર્વિધ પુરુષાર્થ મેળવે છે. (૫૦)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ત્રિવિક્રમભારતી વિશ્વરૂપદર્શન નામનો ચોવીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૫૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૩૦મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**“હરી વિપ્રમદ અંત્યજ હાથ, રક્ષ્યો ભક્ત ત્રિવિક્રમ તાત.”**



# જ્ઞાનકાંડ સમાપ્ત

# અધ્યાય-૨૫




મદોન્મત્ત વિપ્રદ્વય, ત્રિવિક્રમભારતીને પગે ચલાવી પોતે પાલખીમાં બેસીને શાસ્ત્રાર્થ માટે ગાણગાપુર જાય છે.

# કર્મકાંડ

## અધ્યાય-૨૫

## વિપ્રઆત્મપ્રશંસા

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

હે સિદ્ધયોગી મુનિ! તારો જયજયકાર હો. તું જ ભક્તોને તારનાર શિરોમણિ છે. આમ, હું અંતઃકરણપૂર્વક માનું છું. અને આ અંગે તેં મને પરમાર્થનો બોધ કર્યો છે. (૧) એવા કૃપાળુ સર્વેશ્વરે અવતાર ધારણ કર્યો. લોકોની દૃષ્ટિએ તેઓ મનુષ્યસ્વરૂપે દેખાય છે. પરંતુ જ્ઞાનીઓ તેઓશ્રીને પ્રત્યક્ષ પરમેશ્વર માને છે. (૨) ત્રિવિક્રમભારતી યતિને તેમણે (નૃસિંહસરસ્વતી) પોતાનું પ્રત્યક્ષ સ્વરૂપ બતાવ્યું. તે પછી શું થયું તે વિષે વિગતવાર વિવેચન કરો. (૩) સિદ્ધમુનિ કહે છે કે હે બાળક! શ્રીગુરુએ અનેક અગમ્ય લીલા કરી તે બધી જ લીલાનું વર્ણન કરીએ તો ખૂબ જ ગ્રંથવિસ્તાર થશે. આથી તેમાંથી થોડી ઘણી લીલાનું વર્ણન હું કરું છું. (૪) સદ્‌ગુરુનો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મહિમા અપાર છે. તેમાંથી તારા સંતોષ ખાતર થોડી લીલાનું વર્ણન કરું છું તે તું સાંભળ. (૫) શ્રીગુરુની એક અપૂર્વ લીલા હે શિષ્ય નામધારક! તું સાંભળ. દક્ષિણ ભારતમાં વિદુરા (બીડર) નામનું એક નગર છે જેમાં એક યવનવંશીય રાજા રાજ્ય કરતો હતો. (૬) તે યવનરાજા બ્રાહ્મણોનો દ્વેષ કરતો અને પશુઓની હિંસા કરતો અને બ્રાહ્મણોને પોતાની રાજ્યસભામાં બોલાવી વેદચર્ચા કરવા પ્રોત્સાહન આપતો. (૭) વેદચર્ચા સાંભળીને તે યવનરાજા બીજા પણ વિદ્વત્જનોને પોતાની સભામાં બોલાવી શાસ્ત્રાર્થ કરવા કહેતો. (૮) તે યવનરાજા કહેતો કે જે વિદ્વાનો આ રીતે શાસ્ત્રાર્થ કરવા આવે તેમને હું પુષ્કળ દ્રવ્ય આપી સન્માનિત કરીશ અને તેમાં પણ જે કોઈ સર્વશ્રેષ્ઠ હશે અને વેદાર્થ સારી રીતે સમજાવશે તેનું વિશેષ સન્માન કરવામાં આવશે. (૯) યવનરાજાનો ઢંઢેરો સાંભળી જે સાચા વિદ્વાનો હતા તેઓ કહેતા કે અમે અજ્ઞાની છીએ આથી અમે વેદને જાણતા નથી. જે વિદ્વાનો દ્રવ્યલોભી હતા તેઓ ધનના લોભથી શાસ્ત્રાર્થ કરવા યવન રાજસભામાં જતા. (૧૦) દ્રવ્યલોભી વિદ્વાનો યવન રાજસભામાં જઈ વેદઘોષ કરતા અને તેના અર્થનું વિવેચન પણ કરતા. (૧૧) યજ્ઞકાંડનું વિવેચન સાંભળીને યવનરાજા વિપ્રોને કહેતો કે તમે હિન્દુઓ અમારા મ્લેચ્છોની પશુહિંસા કરીએ છીએ તે માટે દ્વેષ અને નિંદા કરો છો. જ્યારે તમારા હિન્દુઓના યજ્ઞોમાં પણ તમે પશુહિંસા કરો છો. (૧૨) આ પ્રમાણે બ્રાહ્મણોની અનેક રીતે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નિંદા કરવા છતાં આગળ પડતા દ્વિજવરોને પુષ્કળ દ્રવ્ય આપતો. ઘણા બ્રાહ્મણો તે દ્રવ્યના લોભથી તેની સભામાં જતા. (૧૩) આ પ્રમાણે યવનરાજા પાસે દ્રવ્યના લોભથી અનેક પ્રદેશોના વિદ્વાનો શાસ્ત્રાર્થ કરવા બીડર આવતા. (૧૪) જે વિદ્વાનો વેદશાસ્ત્રમાં નિપુણ હતા છતાં દ્રવ્યલોભી હતા તેઓ યવન રાજસભામાં જઈ વેદશાસ્ત્રાર્થ કરતા. (૧૫) આવા અજ્ઞાની બ્રાહ્મણો યમનગરી (નર્ક)માં જવા માટે જ યોગ્ય છે એમ માનવું. તેવા મદોન્મત્ત અને દુરાચારી વિપ્રો કલિના મિત્રો કહેવાય છે. (૧૬) સમય પસાર થતાં એક દિવસ બે દુર્દૈવી બ્રાહ્મણો યવનરાજાને આવીને મળ્યા. (૧૭) તે મદોન્મત્ત બ્રાહ્મણો યવનરાજાને કહેવા લાગ્યા કે અમે ત્રણે વેદને સારી રીતે જાણીએ છીએ. આ રીતે પોતાની પ્રશંસા યવનરાજા સમક્ષ કરવા લાગ્યા. (૧૮) તે બંને વિપ્રો રાજાને કહેવા લાગ્યા કે અમારી સાથે વેદશાસ્ત્રાર્થ કરવા યોગ્ય કોઈ પણ બ્રાહ્મણ ભારતના કોઈ પણ પ્રદેશમાં સક્ષમ નથી. (૧૯) જો તારા રાજ્યમાં વેદની ચર્ચા કરવા કોઈ યોગ્ય વિદ્વાન હોય તો એની સાથે અમે જાહેરમાં શાસ્ત્રાર્થ કરીશું. (૨૦) આ મદોન્મત્ત વિપ્રોનાં વચન સાંભળી યવનરાજા ઈર્ષાથી પોતાના નગરના બ્રાહ્મણોને બોલાવીને પૂછે છે. (૨૧) યવનરાજા પોતાના નગરના બ્રાહ્મણોને કહે છે કે જે વિદ્વાન આ બ્રાહ્મણો સાથે ચર્ચા કરી વિજય મેળવશે તેમને હું પુષ્કળ દ્રવ્ય આપીશ. (૨૨) યવનરાજાનાં વચન સાંભળી જે બ્રાહ્મણો સાચા જ્ઞાની હતા

તેઓ કહેવા લાગ્યા કે આ બે વિપ્રો જ વેદના સર્વશ્રેષ્ઠ પંડિતો છે અને તેમનો પરાજય કરનાર આપણા રાજ્યમાં કોઈ નથી. (૨૩) આ બંને બ્રાહ્મણો શ્રેષ્ઠ વિદ્વાન હોવાથી તેમનું યોગ્ય રીતે સન્માન કરો. (૨૪) નગરના બ્રાહ્મણોનું કથન સાંભળી યવનરાજાએ તે બંને વિદ્વાનોનું વસ્ત્રો અને આભૂષણો આપી સન્માન કર્યું અને હાથી ઉપર એમની સવારી કાઢી. (૨૫) બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આ શ્રેષ્ઠ વિપ્રોને આપણા નગરમાં હાથી ઉપર સવાર કરાવીને શોભાયાત્રા કાઢો આ જ બે વિપ્રો અમારા બ્રાહ્મણોના રાજા છે. (૨૬) વધુમાં નગરના બ્રાહ્મણો યવનરાજાને કહે છે કે જે રીતે આપ સમગ્ર રાજ્યના રાજા છો તે જ રીતે આ બે વિપ્રો અમારા સમસ્ત બ્રાહ્મણોના રાજા છે. આ પ્રમાણે શ્રેષ્ઠ પ્રકારનું માન મળતાં તે બે તામસી વિદ્વાન પંડિતો મ્લેચ્છ રાજા સામે વેદઘોષ કરવા લાગ્યા. (૨૭) મહાતામસી વિદ્વાન બ્રાહ્મણ ઈતર બ્રાહ્મણોનો તિરસ્કાર કરતા અને તે યવનરાજ્યમાં પોતાને બ્રાહ્મણોના રાજા કહેવડાવતા. (૨૮) થોડા દિવસો પછી તે ઘમંડી બ્રાહ્મણો યવનરાજા પાસે જઈને કહે છે કે (૨૯) હે યવનરાજ! અમે પુષ્કળ મહેનત કરી વેદવિદ્યા સંપાદન કરી છે. પરંતુ, શાસ્ત્રાર્થ કરવા અમને બીજો કોઈ સમોવડિયો બ્રાહ્મણ દેખાતો નથી. આથી અમે નિરાશ થયા છીએ અને વૃથા વિદ્યા સંપાદન કરી હોય એવું લાગે છે. (૩૦) અમારા મનમાં ઉત્કંઠા છે કે જો કોઈ વિપ્ર તમારા નગરમાં શાસ્ત્રાર્થ કરવા યોગ્ય હોય તો તેની

સાથે ચર્ચા કરીશું. નહીં તો અમને બીજા રાજ્યોમાં શાસ્ત્રાર્થ કરવા આજ્ઞા આપો. (૩૧) જો કોઈ વિપ્ર શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થાય તો તેની પાસેથી જયપત્ર (સુવર્ણ પતરા ઉપર) લખાવી લઈશું અને આમ ગામેગામ ફરીશું. (૩૨) યવનરાજ ઘમંડી બ્રાહ્મણોને કહે છે કે તમારે વિવિધ રાજ્યોમાં જઈને બ્રાહ્મણોનો પરાભવ કરવો. મારી તમને શુભેચ્છા છે. (૩૩) યવનરાજની આજ્ઞા લઈને તે મદોન્મત્ત વિપ્રો શાસ્ત્રાર્થ માટે વિવિધ રાજ્યોની મુલાકાત લેતા થયા અને દરેક નગરમાં શાસ્ત્રાર્થ કરવા કોણ તૈયાર છે તેની ટહેલ નાખતા. (૩૪) અનેક નગરોમાં ફરી તે વિપ્રો શાસ્ત્રાર્થ ન કરનાર બ્રાહ્મણો પાસેથી બળજબરીથી જયપત્રો લખાવી લેતા. કોઈ પણ એવો શક્તિશાળી વિદ્વાન તેમની સમક્ષ વાદ કરવા ઊભો ન રહ્યો. (૩૫) અનેક નગરોમાં ફરીને તે વિપ્રદ્વય દક્ષિણ ભારતમાં ભીમા નદીના તીરે પ્રખ્યાત કુમસી નામના ગામમાં આવી પહોંચ્યા. (૩૬) કુમસી ગામમાં મહાન તપસ્વી ત્રિવિક્રમભારતી નામના યતિ રહેતા હતા. તેઓ ત્રણે વેદના જ્ઞાતા હોઈ તેમ જ શાસ્ત્રોમાં પણ પ્રવીણ હતા. (૩૭) નગરજનોએ વિદ્વાન ત્રિવિક્રમભારતીની માહિતી ઘમંડી વિપ્રોને આપી. આથી તેઓ તે યતિ પાસે પહોંચ્યા. (૩૮) કુમસી ગામમાં જઈને તે મદોન્મત્ત વિપ્રોએ ત્રિવિક્રમભારતીને પડકાર ફેંક્યો કે જો તું ત્રણે વેદને જાણનાર હોય તો અમારી સાથે ચર્ચા કર અથવા જયપત્ર લખીને આપી દે. (૩૯) ઘમંડી વિપ્રોની વાત સાંભળી ત્રિવિક્રમમુનિ વિનયથી

કહે છે કે હું ત્રણ તો શું એક પણ વેદને જાણતો નથી. (૪૦) જો વેદોને હું જાણતો હોત તો આવા જંગલ જેવા ગામમાં શું કામ પડ્યો રહ્યો હોત? જો વેદજ્ઞ હોત તો તમારી જેમ રાજાઓ મને વંદન કરત અને તમારી જેમ હું વૈભવ ભોગવત. (૪૧) હું વેદને જાણતો નથી. આથી જંગલમાં નિવાસ કરું છું અને સંન્યાસીનો વેશ ધારણ કર્યો છે. અમે તપશ્ચર્યારત ભિક્ષુક છીએ. તમારા જેવા વૈભવસંપન્ન નથી. (૪૨) અમે હારી જઈએ કે વિજય મેળવીએ તેનું અમને કોઈ અભિમાન નથી. તમે શ્રેષ્ઠ વિદ્વાન હોવાથી અમારી સાથે શાસ્ત્રાર્થવાદ કરીને શું મેળવશો? (૪૩) ત્રિવિક્રમભારતીનાં વચન સાંભળીને ગર્વિષ્ઠ બ્રાહ્મણો ક્રોધાન્વિત થયા અને કહેવા લાગ્યા કે સમગ્ર પૃથ્વી ઉપર અમારી સાથે શાસ્ત્રાર્થ કરવા કોણ સમર્થ છે? (૪૪) અમે બધા જ રાષ્ટ્રોની મુલાકાત લઈને આવ્યા છીએ. અમારી સાથે શાસ્ત્રાર્થ કરવા કોઈ પણ સક્ષમ નથી. આમ કહીને તેઓ અસંખ્ય જયપત્રો બતાવવા લાગ્યા. (૪૫) આ પ્રમાણે જો શક્તિ હોય તો શાસ્ત્રાર્થ કરવા તૈયાર થાવ અથવા અમને જયપત્ર લખી આપો. (૪૬) મદોન્મત્ત વિપ્રોને ત્રિવિક્રમભારતી દ્વારા સમજાવવા છતાં તે તામસી વિપ્રો સમજ્યા નહીં અને વારંવાર જયપત્ર માગવા લાગ્યા. (૪૭) ત્રિવિક્રમ મહામુનિ વિચાર કરવા લાગ્યા કે આ વિપ્રોને ગાણગાપુરમાં લઈ જવા. જેથી શ્રીગુરુ ઈચ્છે તે શિક્ષા તેમને મળે. (૪૮) મદોન્મત્ત વિપ્રો અહંકારથી અંધ થયા હતા અને તેમણે અનેક બ્રાહ્મણોને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા
દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તિરસ્કાર કરી ધિક્કાર્યા હતા. આથી તેનું નિવારણ કરવા શ્રીનૃસિંહસરસ્વતી પાસે ગાણગાપુર જવાની યોજના ત્રિવિક્રમભારતીએ બનાવી. (૪૯) ત્રિવિક્રમભારતી ઘમંડી બ્રાહ્મણોને કહે છે કે તમે ગાણગાપુર ચાલો. ત્યાં તમને હું જોઈએ તેવું જયપત્ર લખી આપીશ. (૫૦) ત્યાં અમારા શ્રીગુરુ નિવાસ કરે છે. તેમની સમક્ષ જયપત્ર આપીશ અથવા તમારા મનની ઈચ્છા (શાસ્ત્રાર્થ કરવાની) પૂરી કરીશ. (૫૧) આવો કરાર કરીને ત્રિવિક્રમભારતીએ કુમસીથી ગાણગાપુર જવા પ્રસ્થાન કર્યું. તેમની સાથે તે મદોન્મત્ત વિપ્રો પણ પાલખીમાં બેસી ગાણગાપુર જવા નીકળ્યા. (૫૨) મૂળ બ્રાહ્મણો અજ્ઞાની હોવાથી સંન્યાસીને પગપાળા ચલાવીને પોતે પાલખીમાં બેઠા. આથી તેઓ (અવિનયના કારણે) અલ્પાયુષી થયા. (૫૩) તેઓ ભીમાનદીના કિનારે ગાણગાપુરમાં શ્રીનૃસિંહસરસ્વતીનો નિવાસ હતો તે રમ્ય સ્થાને પહોંચ્યા. (૫૪) નૃસિંહસરસ્વતીને વંદન કરીને ત્રિવિક્રમભારતી ભક્તિપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે વ્યોમકેશી, ભક્તવત્સલ, પરમ પુરુષ! તું અત્યંત કૃપાળુ છે. (૫૫) હે ત્રિમૂર્તિના અવતાર, અનાથના નાથ, નિર્ગુણ અને નિર્વિકાર જગત્‌ગુરુ! તારો જય હો, જય હો! (૫૬) તારાં ચરણોનાં દર્શન થતાં જ ભક્તોનો ઉદ્ધાર થાય છે અને તેઓ ભવસાગર પાર કરે છે. જે અજ્ઞાનીજનો તને જાણતા નથી તેઓ અધોગતિને પામે છે. (૫૭) ત્રિવિક્રમભારતીનો કંઠ ગદ્‌ગદિત થયો. તેનાં રોમાંચ ઊભાં થયાં અને નેત્રોમાંથી

આનંદાશ્રુ વહેવા લાગ્યા. આવા ત્રિવિક્રમભારતીએ સદ્ગુરુના ચરણો ઉપર માથું ટેકવ્યું. (૫૮) શ્રીનૃસિંહસરસ્વતી સદ્ગુરુએ દંડવત્ કરતા મુનીશ્વરને ઉઠાડીને આલિંગન આપ્યું અને કરુણાર્દ્ર થઈને વૃત્તાંત પૂછવા લાગ્યા. (૫૯) શ્રીગુરુ ત્રિવિક્રમભારતીને પૂછે છે કે તમે કયા કારણથી અહીં આવ્યા છો? તે વિસ્તારપૂર્વક નિવેદન કરો. (૬૦) શ્રીગુરુનાં વચન સાંભળીને ત્રિવિક્રમમુનિ કહે છે કે હે ગુરુમહારાજ! આ બે મદોન્મત્ત વિપ્રો વેદશાસ્ત્રાર્થ કરવા આવ્યા છે. (૬૧) આ મૂળ બે વિપ્રો કહે છે કે તેઓ વેદશાસ્ત્ર, મીમાંસાદિ શાસ્ત્રોમાં પારંગત છે. તેઓ વધુમાં કહે છે કે તેઓ ચારે વેદને સંપૂર્ણપણે જાણે છે. આથી શાસ્ત્રાર્થ કરવા તેઓ આવ્યા છે. (૬૨) જો તમે ચર્ચા (શાસ્ત્રાર્થ) ન કરો તો તમારે જયપત્ર લખી આપવો પડે. અનેક રીતે સમજાવવા છતાં તેઓ સમજતા નથી. તેઓ એવા ઉન્મત્ત વિપ્રો છે. (૬૩) આથી હું તમારી પાસે આવ્યો છું. હે સ્વામી! તું સર્વશ્રેષ્ઠ ગુરુ છે. તારું વાક્ય સર્વમાન્ય હોવાથી યોગ્ય આજ્ઞા કર. (૬૪) મુનિવચન સાંભળીને શ્રીગુરુએ કિંચિત્ હાસ્ય કરીને આવેલા બંને વિપ્રોને વિસ્તારથી વૃત્તાંત પૂછ્યો. (૬૫) શ્રીગુરુ કહે છે કે હે વિપ્રો! તમે શા કાર્યથી અહીં આવ્યા છો? તમે શા માટે શાસ્ત્રાર્થ કરવા નીકળ્યા છો? આથી તમને શું લાભ થવાનો છે? (૬૬) અમે તપસ્યારત સંન્યાસી છીએ. અમને જય પરાજય બંને સમાન છે. જો તમે યતિ સામે વિજય મેળવો તો તેમાં શું શ્રેષ્ઠત્વ છે? (૬૭) શ્રીગુરુનાં વચનો

સાંભળી બંને વિપ્રો કહેવા લાગ્યા કે અમે સમગ્ર પૃથ્વી પર ફરીને બધા જ બ્રાહ્મણોને શાસ્ત્રાર્થમાં જીતી લીધા છે. (૬૮) અમારી સામે કોઈ પણ વેદચર્ચા કરવા સક્ષમ નથી. આથી અનેક લોકોએ પરાજય પછી અમને જયપત્રો આપ્યા છે. આમ કહીને તેમણે અનેક જયપત્રો બતાવ્યા. (૬૯) આ રીતે જો શાસ્ત્રાર્થ ન કરવો હોય તો ત્રિવિક્રમભારતીને જયપત્ર આપતાં શું કષ્ટ થાય છે? આ ત્રિવિક્રમભારતી ક્રોધ કરી અમને તમારી સમક્ષ લઈ આવ્યો છે. (૭૦) વિપ્રો કહે છે કે તમારા બંને યતિઓમાં કાંઈ આત્મસન્માન જેવું હોય તો વેદશાસ્ત્ર અને વ્યાકરણાદિની ચર્ચા કરો. (૭૧) અમે ચારે વેદોને જાણીએ છીએ. અમારા જેવો બીજો કોઈ પણ વિદ્વાન પંડિત નથી. તમે બંને સંન્યાસીઓ વેદને શું જાણો? (૭૨) શ્રીગુરુ ગર્વિષ્ઠ વિપ્રોને કહેછે કે ઘમંડ કરવાથી સ્વયંનો નાશ થાય છે. તે પછી દેવ હોય, દાનવ હોય કે મનુષ્ય હોય! ઘમંડ મૃત્યુને નોતરે છે. (૭૩) ઘમંડ કરવાથી બલિરાજાનું શું થયું? બાણાસુરે શું મેળવ્યું? લંકાપતિ રાવણ અને સમસ્ત કૌરવો નર્કમાં પહોંચ્યા. (૭૪) વેદવેદાંતને યથાર્થ રીતે કોણ જાણી શક્યું છે? બ્રહ્માદિ દેવો પણ તેને જાણી શક્યા નથી. વેદ અનાદિ અનંત હોવાથી 'વેદને જાણીએ છીએ' તેવો વૃથા ગર્વ ન કરશો. (૭૫) જો તમે પોતાનું હિત વિચારો તો અહંકારનો ત્યાગ કરો. તમે ચતુર્વેદી કહેવડાવો છો. પરંતુ, સમગ્ર વેદને કોણ જાણી શક્યું છે? (૭૬) શ્રીગુરુવચન સાંભળીને અહંકારી વિપ્રોએ બિલકુલ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પીછેહઠ ન કરતાં કહ્યું, અમે ત્રણે વેદોને સર્વાંગસંહિત જાણીએ છીએ. (૭૭) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આ પ્રમાણે અહંકારી બ્રાહ્મણોએ શ્રીગુરુને નિવેદન કર્યું તે પછી અપૂર્વ ઘટના ઘટી. (૭૮) શ્રીગુરુએ બ્રાહ્મણોને આરંભથી માંડીને અંત સુધીનું વેદોનું વિવરણ કર્યું જે તમે એકચિત્તથી સાંભળો એમ સરસ્વતી ગંગાધર શ્રોતાઓને કહે છે. (૭૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક વિપ્રઆત્મપ્રશંસા નામનો પચીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૭૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





# અધ્યાય-૨૬



## શ્રીગુરુ દ્વારા વેદવિસ્તાર કથન.

# અધ્યાય-૨૬

## વેદવિસ્તાર કથન

**|| શ્રી ગણેશાય નમઃ || શ્રી સરસ્વત્યૈ નમઃ || શ્રી ગુરુભ્યો નમઃ ||**

શ્રીગુરુ મદોન્મત્ત બ્રાહ્મણોને કહે છે કે "તમે વ્યર્થ ભ્રમમાં ન રહેશો અને વધુ બુદ્ધિશાળી છો એમ પણ ન માનશો. વેદો અનંત છે અને સર્વાંગો સાથે વેદોને બ્રહ્મા પણ જાણી શક્યા નથી." (૧) વિષ્ણુભગવાને વ્યાસનો અવતાર ધારણ કરીને વેદોનું વિભાજન કર્યું જેથી તેને સરળતાથી ગ્રહણ કરી શકાય કે સમજી શકાય. આથી તેઓ વેદવ્યાસ તરીકે ઓળખાય છે. (૨) સ્વયં નારાયણના અવતાર હોવા છતાં વ્યાસમહર્ષિએ સમગ્ર વેદોને સમજાવ્યા નથી. તેમના જે પ્રમુખ ચાર શિષ્યો હતા તેમને સમસ્ત વૈદો પૈકી પ્રતિકાત્મક ભાગ શીખવ્યો. (૩) તે ચાર શિષ્યોનાં નામ આ પ્રમાણે છે. (૧) પૈલ (૨) વૈશંપાયન (૩) જૈમિની અને (૪) સુમંતુ. (૪) ચારે શિષ્યોએ વેદાભ્યાસ માટેની જિજ્ઞાસા વ્યક્ત કરી ત્યારે વ્યાસમહર્ષિએ કહ્યું કે સમગ્ર વેદો ગ્રહણ કરવાનું તમારા માટે અશક્ય છે. (૫) વધુમાં વેદવ્યાસ કહે છે કે પ્રત્યેક વેદનો અભ્યાસ

કરતાં અનેક કલ્પોનો સમય વીતી જાય છે. તો ચારે વેદ તમે ક્યારે શીખશો? વેદોનો મહિમા અનંત છે. (૬) આ વેદાધ્યયનનો ઈતિહાસ હું તમને કહું છું તે તમે ધ્યાનપૂર્વક સાંભળો. પુરાતનકાળમાં ભારદ્વાજ નામના પ્રખ્યાત ઋષિ થઈ ગયા જેઓ વેદાધ્યયન કરતા હતા. (૭) આમ, વેદાધ્યયન કરતાં ત્રણ બ્રહ્મકલ્પનો સમય વીતી ગયો. સેંકડો વર્ષો વીતી ગયાં અને વેદમાં પારંગત થવા બ્રહ્મચર્ય આચરીને ભારદ્વાજઋષિ અભ્યાસ કરતા હતા. (૮) આમ કરતાં વેદનો અલ્પભાગ તેઓ અભ્યાસી શક્યા. ફરી તેઓએ તપનો આરંભ કર્યો ત્યારે બ્રહ્માજી તેમના ઉપર પ્રસન્ન થયા અને પૂછ્યું, "તારે શું જોઈએ છે?" (૯) ભારદ્વાજ ઋષિ બ્રહ્માજીને કહે છે કે જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો પ્રારંભથી શરૂ કરીને સંપૂર્ણ વેદોનું શિક્ષણ બ્રહ્મચર્ય, તપ આદરીને મેળવવા માગું છું. (૧૦) ભારદ્વાજ ઋષિ બ્રહ્માજીને વિનવે છે કે મને સવિસ્તર વેદનું સમજૂતીપૂર્વક શિક્ષણ આપો. એટલું વરદાન આપો. એમ કહીને તે બ્રહ્માજીના ચરણે પડ્યા. (૧૧) બ્રહ્માજી ભારદ્વાજ ઋષિને કહે છે કે વેદો અગણિત છે. તે બધા જ વેદો તું કેવી રીતે ગ્રહણ કરીશ? વેદો મને પણ અગમ્ય છે. (૧૨) બ્રહ્માજીએ ભારદ્વાજ ઋષિને કહ્યું કે તને બધા વેદોનું દર્શન કરાવું છું. મન નિર્મળ કરીને શક્ય હોય તો સર્વકાળ આ વેદોનો અભ્યાસ કર. (૧૩) આમ કહીને બ્રહ્માજીએ ભારદ્વાજ ઋષિને ત્રણ વેદો, ત્રણ પર્વત સ્વરૂપમાં

બતાવ્યા. (૧૪) કરોડો સૂર્યથી ઝગમગતા તે ત્રણ પર્વતોરૂપી વેદોને જોઈને ઋષિની આંખો અંજાઈ ગઈ અને વિસ્મય પામી વિચારવા લાગ્યા કે આટલા પર્વત જેવા વેદોને હું ક્યારે શીખીશ? (૧૫) ત્રણ બ્રહ્મકલ્પના સમય દરમ્યાન બ્રહ્મચર્ય આચરીને હું જેટલા વેદો શીખ્યો તે તો મુઠ્ઠી જેટલા જ હતા. હવે આ પર્વત જેવા વિશાળ વેદો ક્યારે પૂરા કરીશ? (૧૬) ઋષિ કહે છે કે હે સ્વામી! હું તારા શરણે આવ્યો છું. મેં અશક્ય માગણી કરી તે માટે ક્ષમા માગુ છું. (૧૭) આ અનંત વેદોને જાણવા તું અશક્તિમાન હોય તો મારી શી ગતિ? તું જેટલો વેદ મને શીખવાડીશ તેમાં હું રાજી થઈશ. (૧૮) હે બ્રહ્મદેવ! તું શરણાગતનો તારણહાર છે. મારા મનમાં વેદાધ્યયનની સાત્ત્વિક ઈચ્છા ઉદ્ભવી છે. આથી હું તારી પાસે આવ્યો છું. (૧૯) વેદો અનંત હોવાથી બધા ગ્રાહ્ય કરવા અશક્ય છે. આથી હે બ્રહ્માજી! તેનો જેટલો ભાગ શીખવાડશો તેટલો હું પ્રેમથી ગ્રહણ કરીશ. (૨૦) ઋષિનાં વિનયભર્યાં વચનો સાંભળી બ્રહ્મદેવે ત્રણ મુઠ્ઠી જેટલા વેદો ભારદ્વાજ ઋષિને આપ્યા અને તેનું અધ્યયન કરવા કહ્યું. (૨૧) ચાર વેદોના મંત્રસમૂહને ભારદ્વાજ ઋષિએ વિભાજિત કર્યા અને તેનો અભ્યાસ શરૂ કર્યો. (ચારેય વેદોના મંત્રો ત્રણ પ્રકારના છેઃ- ઋક્, યજુ અને સામ મંત્રોથી ચાર વેદ રચાયા. છંદોબદ્ધ મંત્ર તે ઋક્મંત્ર, ગદ્યમંત્ર તે યજુર્મંત્ર અને ગાનાત્મક મંત્ર તે સામમંત્ર. આમ, વેદો ચાર પણ કહેવાય છે અને ત્રણ પણ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહેવાય છે.) (૨૨) ભારદ્વાજ ઋષિ પણ અત્યાર સુધી તે વેદોને સંપૂર્ણ રીતે જાણી શક્યા નથી. તો હે (મદોન્મત્ત) વિપ્રો! તમે ચારે વેદોને કેવી રીતે જાણ્યા? (૨૩) એક જ વેદનો સર્વાંગી અભ્યાસ કરતાં ખૂબ પ્રયત્નો કરવા પડે છે તે વિશે સંક્ષિપ્તમાં સાંભળો. (૨૪) શિષ્યો વેદવ્યાસને કહે છે કે સમગ્ર વેદોનો અભ્યાસ કઠીન હોવાથી એક એક વેદ દરેક શિષ્યને શીખવાડો. (૨૫) આ પ્રમાણે ચારે શિષ્યો વ્યાસ મુનિને વિનંતી કરી પ્રાર્થના કરે છે કે તમે અમારા ગુરુ થાવ. (૨૬) શિષ્યોનાં કરુણ વચનો સાંભળી વ્યાસઋષિ સંતોષ પામ્યા અને તેમણે શિષ્ય પૈલને બોલાવીને ઋગ્વેદનું જ્ઞાન પ્રદાન કરવાનો પ્રારંભ કર્યો. (૨૭) વ્યાસ મહર્ષિ કહે છે કે હે શિષ્ય પૈલ! તને ઋગ્વેદનો મહિમા કહું છું તે તું શ્રવણ કર. ઋગ્વેદના અભ્યાસ પહેલાં તેનું ધ્યાન (સ્વરૂપ) સમજીએ. (૨૮) શિષ્ય પૈલ વ્યાસ મુનિને કહે છે કે ઋગ્વેદના લક્ષણો મને વિભાગ સહિત સમજાવો. (૨૯) હે ગુરુમૂર્તિ વેદવ્યાસ! તું અમારા માટે કામધેનુ સમાન છે. તું જેનું અમને શિક્ષણ આપીશ તેને હું ભક્તિપૂર્વક ગ્રહણ કરીશ. (૩૦) વ્યાસ મુનિ શિષ્ય પૈલને કહે છે, હે શિષ્ય! ઋગ્વેદનું ધ્યાન, વર્ણ, રૂપ અને તેના વિભાગો તને કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ. (૩૧) ઋગ્વેદનો એક ઉપવેદ આયુર્વેદના નામે ઓળખાય છે. તેનું ગોત્ર અત્રિ છે અને દેવતા બ્રહ્મા છે. (૩૨) ઋગ્વેદનો છંદ ગાયત્રી છે તેનો વર્ણ લાલ છે અને નેત્રો પદ્મપત્ર


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

(કમળના પાંદડાં) જેવાં છે. તેની ડોક અને કંઠ ખૂબ પહોળાં છે. (૩૩) તેની મૂછો વાંકડી અને માપ દ્વ્યરત્નિ જેટલું છે. (અરત્ની = કોણીથી ટચલી આંગળીના છેડા સુધીનું માપ.) એવા ઋગ્વેદના સ્વરૂપની મૂર્તિનું ધ્યાન કરવું. (૩૪) ઋગ્વેદના વિભાગો આ પ્રમાણે છે. (૧) ચર્ચાશ્રાવકા (૨) ચર્ચકશ્રવણિયા જેની પાર અને ક્રમ બે શાખાઓ છે. (૩૫) બીજી શાખાઓ જટા, શકટ (રથક્રમ) અને દંડ છે. તેના સાત ભેદ અને બીજા પણ પાંચ ભેદ છે. (૩૬) આ પાંચ ભેદમાં (૧) શાકલા (૨) બાષ્કલા (૩) આશ્વલાયની (૪) શાંખાયની અને (૫) માંડૂકેય. આમ સાત અને પાંચ થઈને કુલ બાર ભેદ છે. (૩૭) શ્રીગુરુ બ્રાહ્મણોને કહે છે કે વ્યાસ ભગવાને તેમના શિષ્ય પૈલને ઋગ્વેદના આ પ્રમાણે ૧૨ ભેદ વિસ્તારપૂર્વક કહ્યા. (સમશ્લોકી ગુરુચરિત્રમાં શ્રીવાસુદેવાનંદસરસ્વતી સ્વામીમહારાજે આ પ્રમાણે ભેદ વર્ણવ્યા છેઃ (૧) ચરકા (૨) આહ્વરકાઃ (૩) કઠાઃ (૪) પ્રાચ્યકઠાઃ (૫) કપિષ્ઠલાઃ (૬) ચારાયણીયા (૭) વારાયણીયા (૮) વાર્તાંતવેયાઃ (૯) શ્વેતતરા (૧૦) મૈત્રાયણીયાઃ ઈતિ ।) (૩૮) શ્રીગુરુ બ્રાહ્મણોને પૂછે છે કે તમે આવા ચારે વેદોનું અધ્યયન કર્યું છે અને તેમાં પારંગત થયા છો તે શા પરથી માની શકાય? (૩૯) વેદોના બાર ભેદ છે તેમાંથી કોઈ પણ એક શાખાને તેના લક્ષણો સાથે સમજાવો. (૪૦) નારાયણના અવતાર વ્યાસ મુનિએ તેમના શિષ્ય પૈલને ૧૨ શાખાઓ વિસ્તારપૂર્વક સમજાવી. (૪૧) શ્રીગુરુ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મદોન્મત્ત દ્વિજોને કહે છે કે વેદવ્યાસે તેના બીજા શિષ્ય વૈશંપાયનને યજુર્વેદનો વિસ્તાર કરી સમજાવ્યો. (૪૨) આમ વૈશંપાયન નામના વ્યાસશિષ્યે યજુર્વેદનો સઘન અભ્યાસ કર્યો. (૪૩) વ્યાસ ઋષિ શિષ્યને કહે છે, "હે શિષ્ય! આ યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ (ધનુર્વિધાશાસ્ત્ર) છે. (૪૪) યજુર્વેદનું ગોત્ર ભારદ્વાજ છે અને દેવતા રુદ્ર છે. તેનો છંદ ત્રિષ્ટુપ છે. હવે તેનું (સ્વરૂપ) ધ્યાન કહું છું તે સાંભળો. (૪૫) યજુર્વેદની કમર પાતળી છે અને તેની ડોક અને ગાલ ભરાવદાર છે. તેનો વર્ણ સોના જેવો છે અને નેત્રો પીળાશ પડતાં છે. (૪૬) તેનું શરીર તામ્ર-અસિત વર્ણનું એટલે કે પગ કાળા રંગના અને બાકીનું શરીર તામ્રવર્ણ છે. અને પ્રમાણ પાંચ અરત્નિ જેટલું છે. હે વૈશંપાયન! યજુર્વેદનું ધ્યાન એ પ્રમાણે છે. (૪૭) આવા યજુર્વેદના ૮૬ ભેદ છે. તેને અનુક્રમથી કહું છું તે હે વૈશંપાયન સાંભળ એમ વ્યાસ ઋષિ શિષ્યને કહે છે. (૪૮) આ ૮૬ ભેદો પૈકી પ્રથમ ભેદ ચરકા નામે છે. (૨) આહ્વરકા (૩) કઠા (૪) પ્રાચ્યકઠા (૫) કપિષ્ઠલા છે. (૪૯) (૬) ચારાયણીયા (૭) વાર્તાંતવીયા (૮) શ્વેત (૯) શ્વેતાશ્વતર. (૫૦) દસમો ભેદ મૈત્રાયણીની છે અને તેના સાત ભેદ છે. (૫૧) એ સાત ભેદ આ પ્રમાણે છે. (૧) માનવા (૨) દુંદુભા (૩) ઐકેયા (છાગલેયા) (૪) વારાહા. (૫૨) તે પછી (૫) હારિદ્રવા (હારિદ્રવેય) (૬) શ્યામ અને (૭) શ્યામાયણી. (૫૩) વાજસનેયા શાખાના ૧૮

ભેદ છે. શ્રીગુરુ બ્રાહ્મણોને તે વિગતવાર કહે છે. (૫૪) પહેલો ભેદ વાજસનેય છે, બીજો જાબાલ છે. ત્રીજો બૌધેય અને ચોથો ભેદ કાણ્વ છે. (૫૫) પાંચમી શાખા માધ્યંદીન છે. (૬) શાફેય છઠ્ઠી અને સાતમી તાપનીય જ્યારે આઠમી શાખા કાપાલ છે. (૫૬) તે પછી પૌંડ્રવત્સ નામની શાખા છે. તે પછી આવટીક શાખા છે અને તેના અગિયાર ભેદ છે. તે પછી પરમાવટીક છે. (૫૭) પારાશરીય બારમી શાખા છે અને વૈનેય નામની તેરમી શાખા છે. તેના ૧૪ ભેદ છે જે વૈધેયા નામથી જાણીતા છે. (૫૮) પછી પંદરમી શાખા ઔધેયા નામે ઓળખાય છે. અને સોળમી શાખા ગાલવ નામે ઓળખાય છે. સત્તરમી શાખા બૈજવ છે. (૫૯) કાત્યાયની નામની શાખા ૧૮મી છે અને વાજસનેયી શાખાના ભેદ આ પ્રમાણે છે. (૬૦) તૈતરીય શાખાના બે ભેદ છે. (૧) ઔખ્યાય અને બીજી કાંડિકેયા જેના પાંચ ભેદ છે. (૬૧) આપસ્તંબી નામની શાખાનુસાર યજ્ઞાદિકર્મો આચરાય છે અને તેનો વિસ્તાર તેમાં સ્થિત છે. (૬૨) બીજી બૌધાયની શાખા છે તે પછી સત્યાષાઢી ત્રીજી અને હિરણ્યકેશી ચોથો ભેદ છે. (૬૩) તે પછી પાંચમો ભેદ ઔખેય નામનો છે. આ પાંચે ભેદોનો અનુક્રમથી અભ્યાસ કરવો એમ વ્યાસ મુનિ શિષ્યને કહે છે. (૬૪) વેદના પ્રમુખ છ અંગો છે. જેમના નામ અનુક્રમે (૧) શિક્ષા (૨) કલ્પ (૩) વ્યાકરણ (૪) નિરુક્ત (૫) છંદ અને (૬) જ્યોતિષ છે. (૬૫) વેદના ઉપાંગો આઠ છે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જે અનુક્રમે (૧) પ્રતિપદ (૨) અનુપદ (૩) છંદ (૬૬) ચોથો ઉપાંગ ભાષા છે. પાંચમો ધર્મ અને છઠ્ઠો મીમાંસા, સાતમો ન્યાય અને આઠમો તર્ક છે. (૬૭) તેનાં પરિશિષ્ટો ૧૮ છે જેને વ્યાસ મહર્ષિએ વિસ્તારપૂર્વક શિષ્યને સમજાવ્યા. (૬૮) પુરાતનકાળમાં વેદો પર્વત જેવા વિરાટ હોવાથી મનુષ્ય ભાગ્યે જ શીખી શકતો. આથી વ્યાસ મુનિએ લોકો માટે તેનું વિભાજન અને વિસ્તાર કર્યો. (૬૯) આ પ્રમાણે વેદોનું શાખામાં તેમ જ ભેદ પ્રમાણે વિભાજન કરી જેની જેટલી શક્તિ હોય તે તે વિભાગ આત્મસાત્ કરી શકે. (૭૦) વ્યાસ મુનિ શિષ્યોને આ રીતે વેદો વિભાજિત કરીને સમજાવે છે ત્યારે વૈશંપાયન ઋષિને વિનંતી કરે છેઃ (૭૧) હે ગુરુજી! મને યજુર્વેદનો વિસ્તારપૂર્વક શાખા અને ભેદ અનુસાર વિભાજન કરી તેનું શિક્ષણ આપો. (૭૨) વૈશંપાયન વધુમાં કહે છે કે વેદની મૂળ શાખા કઈ? તેનો વિસ્તાર કરીને મને સમજાવો. (૭૩) વ્યાસમહર્ષિ વૈશંપાયનની જિજ્ઞાસા સાંભળી સંતોષ પામે છે અને કહે છે કે યજુર્વેદની મૂળ શાખા તને સમજાવું છું. (૭૪) યજુર્વેદનું મૂળ મંત્ર, બ્રાહ્મણ અને સંહિતા છે એ ત્રણેનો અભ્યાસ કરીએ ત્યારે યજુર્વેદ સમજાય. (બ્રાહ્મણકાંડ અંતર્ગત આરણ્યક છે. ગુરુસંહિતા.) (૭૫) યજુર્વેદમાં સંહિતા અને બ્રાહ્મણ તેનું મૂળ છે અને તેની શાખાઓ પલ્લવ (પાંદડાં) સમાન છે. (૭૬) યજ્ઞાદિ કર્મકાંડમાં આ જ મૂળનો અભ્યાસ વિધાનપૂર્વક કરવો જોઈએ એમ વેદવ્યાસ શિષ્યને કહે છે. (૭૭)

વ્યાસ મુનિનું વચન સાંભળી વૈશંપાયન હાથ જોડી વિનવે છે કે યજુર્વેદનું મૂળ વિસ્તારપૂર્વક સમજાવો. (૭૮) વ્યાસ મુનિ વૈશંપાયનને કહે છે કે આ ગ્રંથત્રય (મંત્ર, બ્રાહ્મણ, સંહિતા)ને વિસ્તારપૂર્વક સમજાવું છું તેનો એકાગ્રતાથી અભ્યાસ કર. (૭૯) સંહિતામાં સાત અષ્ટકો છે તે દરેકનો વિસ્તાર કરીને તને કહું છું એમ વેદવ્યાસ બોલ્યા. (૮૦) પ્રથમ “ઈષેત્વા” પ્રશ્નના ચૌદ અનુવાક છે. (ઋગ્વેદના જેમ અધ્યાય હોય છે તેમ યજુર્વેદના પ્રશ્ન કહેવાય છે. અનુવાક એટલે વર્ગસમૂહ.) અને બીજા ૨૮ પચાસ પચાસ પદોના સમૂહ છે. (અનુવાક એટલે જે રીતે રુદ્રીના ૧૧ અનુવાક તે રીતે ઋગ્વેદના વર્ગ કહેવાય છે. બધી જૂની હસ્તલિખિત પ્રતોમાં અનુવાકના બદલે અઝ્ઝ શબ્દ વપરાયેલો જણાય છે.) (૮૧) ‘આપઉંદુંતુ’ પ્રશ્નના ૧૪ અનુવાક છે અને તેના ભેદ પચાસ પચાસના સમૂહમાં ૩૪ છે. (૮૨) દેવસ્યત્વા પ્રશ્નના ૧૪ અનુવાક છે અને તેનો વિસ્તાર ૫૦ ૫૦ના સમૂહમાં ૩૧ વાર કર્યો છે. (૮૩) ચોથો પ્રશ્ન આદદે છે. તેના ૪૬ અનુવાક છે અને તેનો વિસ્તાર ૫૪ વખત પચાસ પચાસના સમૂહમાં કરેલો છે. (૮૪) દેવાસુર નામના પ્રશ્નના અનુવાક ૧૧ છે અને તેનો વિસ્તાર પચાસ પચાસના સમૂહમાં ૫૧ વખત થાય છે. હવે પાંચમો પ્રશ્ન સાંભળો. (૮૫) “સંત્વાસિંચા” પાંચમો પ્રશ્ન છે જેના ૧૨ અનુવાક છે અને તેનો વિસ્તાર પચાસના સમૂહમાં ૫૧ વખત થાય છે. હવે છઠ્ઠો પ્રશ્ન સાંભળો. (૮૬) ‘પાકયજ્ઞ’ નામના પ્રશ્નના

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

૧૩ અનુવાક છે અને પચાસના સમૂહમાં ૫૧ વખત વિસ્તાર છે. હવે સાતમો પ્રશ્ન સાંભળો. (૮૭) 'અનુમત્યૈ' પ્રશ્નના ૨૨ અનુવાક છે અને પચાસ પચાસના સમૂહમાં ૪૨ પ્રશ્નનો વિસ્તાર છે. આ પ્રમાણે પ્રથમ અષ્ટક અહીં પૂરું થયું. (૮૮) પ્રથમ અષ્ટકના પ્રશ્નોની સંખ્યા તને કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ. તેના પ્રશ્નોની સંખ્યા આઠ છે. (૮૯) આ આઠેય પ્રશ્નોના ૧૪૬ અનુવાક છે તે જાણ. (૯૦) અને કુલ ૩૪૨ અનુવાક પ્રથમ અષ્ટકના થાય છે તે જાણ એમ વ્યાસ મુનિ કહે છે. (૯૧) હવે દ્વિતીય અષ્ટકનો વિસ્તાર કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ. પ્રથમ પ્રશ્નનું નામ 'વાયવ્યઁ' છે. (૯૨) વાયવ્યઁ પ્રશ્નના અનુવાક ૧૧ છે જેનો વિસ્તાર પચાસ પચાસના સમૂહમાં ૬૫ વખત થાય છે. (૯૩) બીજા પ્રશ્નનું નામ 'પ્રજાપતિ-ગુહાન્' છે જેના ૧૨ અનુવાક છે અને ૫૦ ૫૦ના સમૂહમાં ૭૧ પ્રશ્નોનો વિસ્તાર કરેલો છે. (પ્રજાપતિ આ પ્રતીકના યજુર્વેદમાં બે અને બ્રાહ્મણગ્રંથમાં બે વખત આમ કુલ ચાર પ્રશ્નો છે. તેને સરળતાથી ઓળખવા માટે વૈદિકોએ ક્રમથી ગુહાન્ પ્રજાપતિ, સર્પાન્ પ્રજાપતિ, દશાન્ પ્રજાપતિ અને અશ્વમેધ પ્રજાપતિ એવા સંકેતરૂપે દર્શાવ્યા છે.) (૯૪) ત્રીજા પ્રશ્નનું નામ 'આદિત્યેભ્યઃ' છે. જેના ૧૪ અનુવાક છે જેનો વિસ્તાર પચાસ પચાસના સમૂહમાં ૫૬ વખત કરવામાં આવ્યો છે. (૯૫) 'દેવમાનુષી' પ્રશ્નના ૧૪ અનુવાક છે અને ૫૦ ૫૦ના સમૂહમાં ૪૮ વાર વિસ્તાર કરેલો છે. (૯૬) તે પછીના પ્રશ્નનું નામ 'વિશ્વરૂપ' છે.

જેના ૧૨ અનુવાક છે અને ૭૪ પચાસ પચાસના સમૂહમાં વિસ્તાર છે. તેના પાઠથી મહાપાપ નષ્ટ થાય છે. (૯૭) તે પછીનો પ્રશ્ન 'સમિધા' છે અને તેના પણ ૧૨ અનુવાક છે જેનો વિસ્તાર પચાસ પચાસના સમૂહમાં ૭૦ પ્રશ્નોથી કરવામાં આવ્યો છે, જે ધ્યાનપૂર્વક સાંભળો. (૯૮) આ પ્રમાણે બીજા અષ્ટકના ૬ પ્રશ્નો છે અને જેના ૭૫ અનુવાક છે તે તમે જાણો. (૯૯) પચાસ પ્રશ્નોના સમૂહની કુલ સંખ્યા ૩૮૪ થાય છે. (૧૦૦) ત્રીજા અષ્ટકનો વિસ્તાર વ્યાસ મુનિ શિષ્ય વૈશંપાયનને કહે છે જે તમે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૦૧) ત્રીજા અષ્ટકનો પ્રથમ પ્રશ્ન 'પ્રજાપતિરકામ' છે જેના અગિયાર અનુવાક છે અને પચાસના ૪૨ સમૂહમાં વિસ્તાર છે. (૧૦૨) બીજા પ્રશ્નનું નામ 'યોવૈપવમાન' છે જેના ૧૧ અનુવાક છે. અને પચાસ પચાસના ૪૬ સમૂહમાં વિસ્તાર છે. (૧૦૩) ત્રીજા પ્રશ્નનું નામ 'અગ્નેતેજસ્વી' છે જેના અગિયાર અનુવાક છે અને છત્રીસ અર્ધશતકમાં વિસ્તાર છે. (૧૦૪) ચોથો પ્રશ્ન 'વિવાએત' છે જેના પણ ૧૧ અનુવાક છે અને ૪૬ પચાસના સમૂહમાં સમજૂતી છે. (૧૦૫) પાંચમાં પ્રશ્નનું નામ 'પૂર્ણાપશ્ચાત્' છે જેના પણ ૧૧ અનુવાક છે અને ૩૬ પચાસના સમૂહમાં વિસ્તાર સમજૂતી છે. (૧૦૬) આવા પાંચ પ્રશ્નો ત્રીજા અષ્ટકમાં છે જેના પંચાવન અનુવાક છે અને ૨૦૬ પચાસના સમૂહમાં વિસ્તાર સમજૂતી છે. (૧૦૭) ચોથા અષ્ટકના પ્રથમ પ્રશ્નનું નામ 'યુંજાન' છે જેના ૧૧ અનુવાક છે અને

૪૬ પચાસના સમૂહમાં વિસ્તાર છે. (૧૦૮) એના પછીના પ્રશ્નનું નામ ‘વિષ્ણોઃક્રમોસિ’ છે જેના ૧૧ અનુવાક છે અને ૪૮ પચાસના સમૂહમાં વિસ્તાર છે. (૧૦૯) ત્રીજા પ્રશ્નનું નામ ‘અપાંત્વેમ’ છે જેના ૧૩ અનુવાક છે અને ૩૬ પચાસના સમૂહમાં વિસ્તાર છે. (૧૧૦) ચોથા પ્રશ્નનું નામ ‘રશ્મિરસિ’ છે જેના ૧૨ અનુવાક છે અને ૩૭ શતાર્ધમાં વિસ્તાર છે. (૧૧૧) તે પછીના પાંચમા પ્રશ્નનું નામ છે ‘નમસ્તે-રુદ્ર’ અને તેના ૧૧ અનુવાક છે અને ૨૭ પચાસના સમૂહમાં વિસ્તાર છે. (૧૧૨) છઠ્ઠા પ્રશ્નનું નામ ‘અશ્મન્નૂર્જ’ છે જેના નવ અનુવાક છે અને ૪૬ શતાર્ધમાં વિસ્તાર છે. (૧૧૩) પછીના પ્રશ્નનું નામ ‘અગ્નાવિષ્ણુ’ છે જેના ૧૫ અનુવાક છે. જેનો વિસ્તાર ૩૯ પચાસના સમૂહમાં કરેલો છે. (૧૧૪) આ પ્રમાણે ચોથા અષ્ટકના ૭ પ્રશ્નો છે અને એકંદર અનુવાક ૨૭૯ છે. (પચાસના સમૂહમાં) (૧૧૫) પાંચમા અષ્ટકના પ્રથમ પ્રશ્નનું નામ ‘સાવિત્રાણિ’ છે જેના ૧૧ અનુવાક છે ને ૫૯ પચાસ સમૂહમાં વિસ્તાર છે. (શતાર્ધ અર્થાત્ પચાસના સમૂહમાં.) (૧૧૬) તે પછીના પ્રશ્નનું નામ ‘વિષ્ણુમુખા’ છે જેના ૧૨ અનુવાક છે અને ૬૪ શતાર્ધ પ્રશ્નોમાં વિસ્તાર છે. આ પ્રમાણે શ્રીગુરુ મદોન્મત્ત વિપ્રોને કહી રહ્યા છે. (૧૧૭) ત્રીજા પ્રશ્નનું નામ ‘ઉત્સન્ન’ છે જેના ૧૨ અનુવાક છે અને ૪૮ શતાર્ધ પ્રશ્નોમાં વિસ્તાર છે. (૧૧૮) ચોથા પ્રશ્નનું નામ ‘દેવાસુરા’ છે જેના ૧૨ અનુવાક છે અને ૫૮ શતાર્ધ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પ્રશ્નોમાં વિસ્તાર છે. (૧૧૯) તે પછીના પ્રશ્નનું નામ 'ચદેકેન' છે જેના ૨૪ અનુવાક છે અને ૬૨ શતાર્ધ પ્રશ્નોમાં વિસ્તાર છે. (૧૨૦) છઠ્ઠા પ્રશ્નનું નામ 'હિરણ્યવર્ણા' છે જેના ૨૩ અનુવાક છે અને ૫૪ શતાર્ધ પ્રશ્નોનો વિસ્તાર છે. (૧૨૧) 'યો વા આ યથા' નામના પ્રશ્નના ૨૬ અનુવાક છે અને ૫૮ પચાસના સમૂહમાં વિસ્તાર છે. (૧૨૨) સંહિતાના પાંચમા અષ્ટકના સાત પ્રશ્નો છે. અને અનુવાકની સંખ્યા ૧૨૦ છે. (૧૨૩) અને ૪૦૩ શતાર્ધ પ્રશ્નોની સંખ્યા છે જે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૨૪) સંહિતાના છઠ્ઠા અષ્ટકનો પ્રથમ પ્રશ્ન 'પ્રાચીનવંશઁ' છે જેના ૧૧ અનુવાક છે. (૧૨૫) આ પ્રશ્નના પચાસના સમૂહમાં ૭૬ પ્રશ્નોમાં વિસ્તાર છે એમ વ્યાસમુનિ શિષ્યને વિસ્તારપૂર્વક કહે છે. (૧૨૬) તે પછીના પ્રશ્નનું નામ 'યદુભૌ' છે જેના ૧૧ અનુવાક છે અને ૫૯ શતાર્ધ પ્રશ્નોમાં વિસ્તાર છે. (૧૨૭) ત્રીજા પ્રશ્નનું નામ 'ચાત્વાલ' છે. જેના ૧૧ અનુવાક છે અને ૬૨ પચાસના સમૂહમાં પ્રશ્નનો વિસ્તાર છે. (૧૨૮) ચોથો પ્રશ્ન 'યજ્ઞેન' છે જેના ૧૧ અનુવાક છે અને ૫૧ શતાર્ધના સમૂહમાં વિસ્તાર છે. (૧૨૯) 'ઈંદ્રોવૃત્ર' એ પાંચમો પ્રશ્ન છે જેના ૧૧ અનુવાક છે અને ૪૨ પચાસના સમૂહમાં પ્રશ્નનો વિસ્તાર છે. (૧૩૦) 'સુવર્ગાય' એ છઠ્ઠો પ્રશ્ન છે જેના ૧૧ અનુવાક (વિભાગ) છે અને તેના ૪૩ પચાસના સમૂહમાં પ્રશ્નોનો વિસ્તાર છે. (૧૩૧) આ છઠ્ઠા અષ્ટકમાં ૬ પ્રશ્નો છે અને ૬૬ અનુવાક છે અને ૩૩૩ પચાસના

સમૂહમાં વિસ્તાર છે. (૧૩૨) સાતમા અષ્ટકના પ્રથમ પ્રશ્નનું નામ 'પ્રજનન' છે જેના ૨૦ અનુવાક છે અને બાવન શતાર્ધ પ્રશ્નમાં વિસ્તાર છે. (૧૩૩) સાતમા અષ્ટકના બીજા પ્રશ્નનું નામ 'સાધ્યા' છે. તેના ૨૦ અનુવાક છે અને ૫૦ શતાર્ધ પ્રશ્નમાં વિસ્તાર છે. (૧૩૪) તે પછીના પ્રશ્નનું નામ 'પ્રજવં વા'છે જેના ૨૦ અનુવાક છે અને ૪૨ પચાસના સમૂહમાં પ્રશ્નો દ્વારા વિસ્તાર છે એમ શ્રીગુરુ બ્રાહ્મણોને કહે છે. (૧૩૫) તે પછીના પ્રશ્નનું નામ 'બૃહસ્પતિરકામ' છે. જેના ૨૨ અનુવાક છે અને ૫૩ પચાસના સમૂહમાં પ્રશ્નોનો વિસ્તાર છે. (૧૩૬) પાંચમા પ્રશ્નનું નામ 'ગાવો વા' છે જેના પચીસ અનુવાક છે અને ૫૪ પચાસના સમૂહમાં પ્રશ્નોનો વિસ્તાર છે. (૧૩૭) આ પ્રમાણે સાતમા અષ્ટક (સંહિતા)ના પાંચ પ્રશ્નો અને ૧૦૭ અનુવાકમાં વિસ્તારપૂર્વક સમજૂતી છે. (૧૩૮) આ પ્રમાણે ૨૫૧થી વધુ પચાસના સમૂહમાં પ્રશ્નોની વિસ્તારપૂર્વક સમજૂતી સાતમા અષ્ટકમાં છે. (૧૩૯) સંહિતાના સાતમા અષ્ટકમાં ૪૪ પ્રશ્નો છે અને ૬૫૧ અનુવાક છે. (૧૪૦) વ્યાસમુનિ શિષ્યોને કહે છે કે ૨૧૯૮ પચાસના સમૂહમાં પ્રશ્નોનો વિસ્તાર સંહિતામાં આપ્યો છે તેનું તમે ધ્યાનપૂર્વક પઠન કરો. (૧૪૧) બ્રાહ્મણગ્રંથના ત્રણ અષ્ટકો છે. (આઠનો સમૂહ) વ્યાસમહર્ષિ શિષ્યોને કહે છે તે અનુક્રમે એકચિત્તે સાંભળો. (૧૪૨) (સમજૂતીઃ- અહીંથી વેદના બ્રાહ્મણ વિભાગની શરૂઆત થઈ. બ્રાહ્મણ એટલે મંત્રનું વિધાન જેમાં કહ્યું છે તે

ભાગ.) બ્રાહ્મણ વિભાગના પ્રથમ અષ્ટકના આઠ પ્રશ્નો છે જેને તમે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૪૩) પ્રથમ પ્રશ્નનું નામ 'બ્રહ્મસંધત્ત' છે. જેના દસ અનુવાક છે અને ૮૦ દસના સમૂહમાં પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૪૪) 'ઉદ્ધન્ય' એ બીજા પ્રશ્નનું નામ છે જેના ૬ અનુવાક છે અને પચાસના ૧૦ સમૂહમાં પ્રશ્નોનો વિસ્તાર છે. 'વાજપેય યજ્ઞ' એ આ પ્રશ્નનો વિષય છે. ત્રીજા પ્રશ્નનું નામ 'દેવાસુરા' છે. (૧૪૫) ત્રીજા પ્રશ્નના દસ અનુવાક છે અને ૬૫ દસના સમૂહમાં પ્રશ્નો દ્વારા સમજૂતી છે. ચોથા પ્રશ્નનું નામ 'ઉભયે' છે જેના ૧૦ અનુવાક છે. (૧૪૬) તેના ૬૬ દસના સમૂહમાં પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. 'અગ્નેઃકૃત્તિકા' એ પાંચમો પ્રશ્ન છે. (૧૪૭) તેના ૧૨ અનુવાક છે અને તેના દશકની સંખ્યા ૬૨ છે જે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૪૮) છઠ્ઠા પ્રશ્નનું નામ 'અનુમત્ય' છે જેના ૧૦ અનુવાક છે અને પંચોતેર દશકના સમૂહમાં પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૪૯) સાતમા પ્રશ્નનું નામ 'એતદ્-બ્રાહ્મણ' છે જેના ૧૦ અનુવાક છે અને ૬૪ દશકના સમૂહમાં પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૫૦) આઠમો પ્રશ્ન 'વરુણસ્ય' નામનો છે જેના ૧૦ અનુવાક છે અને ૩૭ દસક દ્વારા પ્રશ્નોનો વિસ્તાર છે. (૧૫૧) આમ, બ્રાહ્મણગ્રંથના પ્રથમ અષ્ટકના આઠ પ્રશ્નો છે અને ૭૮ અનુવાક છે જે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૫૨) તેના ૪૯૯ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. વૈશંપાયન શિષ્ય ગુરુમુખે આ શ્રવણ કરી રહ્યા છે. (૧૫૩) બ્રાહ્મણગ્રંથના બીજા અષ્ટકનો પ્રથમ પ્રશ્ન


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

‘અંગિરસ’ છે જેના ૧૧ અનુવાક છે અને ૬૦ દસકના પ્રશ્નોમાં સમજૂતી છે. (૧૫૪) બીજા પ્રશ્ન પ્રજાપતિરકામ-કાંડના ૧૧ અનુવાક છે (આ પ્રશ્ન કાંડ નામે ઓળખાય છે.) અને તોંતેર દસકના પ્રશ્નો દ્વારા તેનો વિસ્તાર છે. (૧૫૫) તે પછીનો કાંડ બ્રહ્મવાદિન છે જેના ૧૧ અનુવાક છે અને ૭૩ દશક દ્વારા સમજૂતી છે. (૧૫૬) તે પછીના પ્રશ્નનું નામ ‘જુષ્ટો’ છે જેના આઠ અનુવાક છે અને ૮૦ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. વૈશંપાયન વ્યાસ મુનિના મુખારવિંદ દ્વારા આ પ્રશ્નોનો વિસ્તાર શ્રવણ કરે છે. (૧૫૭) તે પછીનો પ્રશ્ન ‘પ્રાણોરક્ષતિ’ છે જેના આઠ અનુવાક છે અને ૪૫ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૫૮) ‘સ્વાદ્ધીંત્વા’ નામનો છઠ્ઠો પ્રશ્ન છે જેમાં સૌત્રામણિ વિષય છે જેના ૨૦ અનુવાક છે અને ૮૬ દશક દ્વારા પ્રશ્નોનો વિસ્તાર છે. (૧૫૯) સાતમા પ્રશ્નનું નામ ‘ત્રિવૃતા’ છે જેના અઢાર અનુવાક છે અને ૬૬ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૬૦) આઠમો પ્રશ્ન ‘પીવોઅન્ન’ છે જેના ૯ અનુવાક છે અને ૭૯ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૬૧) બ્રાહ્મણગ્રંથના બીજા અષ્ટકના કુલ આઠ પ્રશ્નો છે અને તેના ૯૬ સુંદર અનુવાક છે. (૧૬૨) અને ૫૩૯ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર કરવામાં આવેલો છે. (૧૬૩) બ્રાહ્મણગ્રંથના ત્રીજા અષ્ટકના ૧૨ પ્રશ્નો છે તેમનું નામ અનુક્રમે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૬૪) પ્રથમ પ્રશ્નનું નામ ‘અગ્નિર્નઃપાતુ’ છે જેના ૬ અનુવાક છે અને ૬૩ દશકના સમૂહમાં પ્રશ્નો દ્વારા

વિસ્તાર છે. (૧૬૫) બીજા પ્રશ્નનું નામ 'તૃતીયસ્ય' છે જેના દસ અનુવાક છે અને ૮૫ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે જે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૬૬) ત્રીજા પ્રશ્નનું નામ 'પ્રત્યુષ્ટઁરક્ષ' છે જેના ૧૧ અનુવાક છે અને ૭૯ દશકના પ્રશ્નો દ્વારા સમજૂતી છે. (૧૬૭) ચોથા પ્રશ્નનું નામ 'બ્રહ્મણેસિ' છે જેનો એક અનુવાક છે અને ૧૯ દશકના પ્રશ્નોમાં વિસ્તાર છે જે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૬૮) પાંચમા પ્રશ્નનું નામ 'સત્ય' છે જેના ૧૩ અનુવાક છે અને ૨૯ દશકના પ્રશ્ન દ્વારા વિસ્તાર છે. (૧૬૯) છઠ્ઠા પ્રશ્નનું નામ 'અંજંતિ' છે જેના ૧૫ અનુવાક છે અને ૩૮ દશકના પ્રશ્નો દ્વારા સમજૂતી છે. (૧૭૦) તે પછીના પ્રશ્નનું નામ 'અચ્છિદ્ર' છે જેના ૧૪ અનુવાક છે અને ૧૩૦ મનોહર દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૭૧) તે પછીના પ્રશ્નનું નામ 'અશ્વમેધાસી' છે. તેના ૨૩ અનુવાક છે અને ૯૧ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૭૨) તે પછી 'પ્રજાપતિ' નામનો પ્રશ્ન છે જેમાં અશ્વમેધ વિશે માહિતી છે જેના ૨૩ અનુવાક છે અને ૮૪ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૭૩) તે પછીના પ્રશ્નનું નામ 'સંજ્ઞાન' છે જે કાઠક નામના વેદનો ભાગ છે તેના ૧૧ અનુવાક છે અને ૪૯ દશકના પ્રશ્ન દ્વારા વિસ્તાર છે. (૧૭૪) બીજો પ્રશ્ન 'લોકોસિ' છે. જે કાઠક વેદનો ભાગ છે જેના દસ અનુવાક છે અને તેના ૬૨ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે એમ વ્યાસ મુનિ શિષ્યને જણાવે છે. (૧૭૫) બારમો પ્રશ્ન 'તુભ્ય' છે. કાઠક નામનો

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વેદનો ભાગ છે જેના નવ અનુવાક છે અને ૫૬ દશક દ્વારા વિસ્તાર છે. (૧૭૬) બ્રાહ્મણગ્રંથના ત્રીજા અષ્ટકમાં ૧૨ પ્રશ્નો છે અને ૧૪૬ અનુવાક છે અને ૭૮૫ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૭૭) બ્રાહ્મણના ત્રણે અષ્ટકોના પ્રશ્નોની સંખ્યા ૨૮ છે તેનું વિવેચન ધ્યાનપૂર્વક સાંભળો. (૧૭૮) તેના કુલ ૩૨૧ અનુવાક છે અને જે 'પરાત્ત' અથવા 'અઝ્ઝ' નામથી પણ ઓળખાય છે. (૧૭૯) દસકની સંખ્યા ૧૮૨૩ છે. (૧૮૦) હવે અરણ (આરણ્યકઃ- વેદના આ જ્ઞાનાત્મક ભાગનો અરણ્યમાં બેસીને સ્વાધ્યાય કે પાઠ કરવાનો હોય છે. પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામીમહારાજે ગોપેગાંવના અપ્પા અને અણ્ણા નામના વિપ્રોને ગામ બહાર લીમડાના વૃક્ષ નીચે અરણગ્રંથોની સંથા (શિક્ષણ) આપી હતી અને તે પછી તે જમીન પર સૂકું ઘાસ નંખાવીને તે ભૂમિ દગ્ધ કરી હતી. કારણ કે તેમ ન કરીએ તો તે ભૂમિ પર ગર્ભિણી સ્ત્રી કે પશુ, પક્ષી આવતાં જ તેનો ગર્ભસ્રાવ થાય.)ને સમજાવું છું. તેના ૧૦ પ્રશ્નો છે જે વિસ્તારપૂર્વક એકચિત્તથી સાંભળો. (૧૮૧) પ્રથમ પ્રશ્નનું નામ 'ભદ્ર' છે. તેના ૩૨ અનુવાક છે અને ૧૩૦ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૨) તે પછીના પ્રશ્નનું નામ 'સ્વાધ્યાય' છે જેના ૨૦ અનુવાક છે અને ૨૪ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૩) તે પછીના પ્રશ્નનું નામ 'ચિત્તી' છે જેના અનુવાકની સંખ્યા ૨૧ છે અને ૫૩ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૪)


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ચોથા પ્રશ્નનું નામ 'મંત્રબ્રાહ્મણ' છે. જેના ૪૨ અનુવાક છે અને ૮૫ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૫) પાંચમા પ્રશ્નનું નામ 'શ્રેષ્ઠ' છે. જેના ૧૨ અનુવાક છે અને ૧૦૮ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૬) તે પછીના પ્રશ્નનું નામ 'પિતૃમેધ' છે જેના ૧૨ અનુવાક છે અને ૨૭ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૭) તે પછીના પ્રશ્નનું નામ 'શિક્ષા' છે જેના અનુવાકની સંખ્યા ૧૨ છે અને ૨૩ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૮૮) તે પછીના પ્રશ્નનું નામ 'બ્રહ્મવલ્લી' છે જેના ૯ અનુવાક છે અને ૧૪ દશકોના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે એમ વ્યાસ મહર્ષિ શિષ્યને જણાવે છે. (૧૮૯) તે પછીના પ્રશ્નનું નામ 'ભૃગુવલ્લી' છે જેના ૧૦ અનુવાક છે અને ૧૫ દશકના પ્રશ્ન દ્વારા સમજૂતી છે. (૧૯૦) દસમા પ્રશ્નનું નામ 'નારાયણ' છે જેના ૮૦ અનુવાક છે અને ૧૦૪ દશકના પ્રશ્નો દ્વારા વિસ્તાર છે. (૧૯૧) 'અરણ' ગ્રંથના કુલ ૧૦ પ્રશ્નો છે અને તેના અનુવાકની સંખ્યા ૨૫૦ છે. (૧૯૨) તેના દશકની સંખ્યા ૫૮૩ છે તેમ વ્યાસ મુનિ શિષ્યને કહે છે. (૧૯૩) આવા ત્રણે ગ્રંથના (સંહિતા, બ્રાહ્મણ અને અરણ)ના કુલ પ્રશ્નોની સંખ્યા ૮૨ છે અને અનુવાકની સંખ્યા ૧૨૨૧ છે. (૧૯૪) પચાસના સમૂહની કુલ સંખ્યા ૨૧૯૮ છે. (૧૯૫) કુલ ૨૪૦૬ દશકની સંખ્યા છે. જે ત્રણે ગ્રંથોમાં આવી ગઈ. (૧૯૬) આવા યજુર્વેદના ૮૬ ભેદો છે જેના એક ભેદનું વિવરણ આટલું વિસ્તારપૂર્વક સમજાવેલ છે. (૧૯૭)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આ પ્રમાણે વ્યાસ મુનિ વશંપાયનને વિસ્તારપૂર્વક વેદની માહિતી આપે છે. તે જ માહિતી શ્રીનૃસિંહસરસ્વતી પણ મદોન્મત્ત વિપ્રોને આપે છે. (૧૯૮) વ્યાસ મહર્ષિના ત્રીજા શિષ્યનું નામ ‘જૈમિની’ છે તેને વ્યાસમહર્ષિ સામવેદ વિસ્તારપૂર્વક સમજાવે છે. (૧૯૯) સામવેદના ઉપવેદનું નામ ગાંધર્વ છે. તેનું ગોત્ર કશ્યપ છે, દેવતા વિષ્ણુ અને છંદ જગતી છે. (૨૦૦) તે નિત્ય માળા ધારણ કરનાર છે અને શ્વેત રેશમી વસ્ત્ર ધારણ કરે છે. તે શમદમસંપન્ન અને અજિન (ચર્મવસ્ત્ર) ધારણ કરનાર છે અને હાથમાં દંડ પણ ધારણ કરે છે. (૨૦૧) તેમનાં નેત્રોનો વર્ણ સુવર્ણ જેવો અને સૂર્યકિરણ જેવો પ્રકાશવાન છે. તેમનો દેહ ૬ અરત્નિ (કડગંચી પ્રતમાં આ માપ છે. ચક્રવ્યૂહમાં જુદું માપ છે.) જેટલો ઊંચો છે. આ પ્રમાણે સામવેદનું સ્વરૂપ છે. (૨૦૨) તેના અનંત ભેદો છે અને કેટલાક હજારોમાં ગણતરી કરે છે. એવો કોણ શક્તિશાળી હશે જે આ સમગ્ર વેદોને શીખી શકે? (૨૦૩) ભગવાન નારાયણ સિવાય આ સમગ્ર ભેદોને કોઈ પણ જાણી શક્યું નથી. હે શિષ્ય જૈમિની! તને તેમાંથી કેટલાક ભેદો કહું છું. (૨૦૪) પ્રથમ ભેદનું નામ ‘આસુરાયણી’ છે અને બીજા ભેદનું નામ ‘વાસુરાયણી’ છે. ત્રીજા ભેદનું નામ ‘વાર્તાતવેય’ છે. (૨૦૫) ચોથા ભેદનું નામ ‘પ્રાંજલી’ છે. અને પાંચમા ભેદનું નામ ‘ઋગ્વૈનવિધ’ છે. અને છઠ્ઠા ભેદ (શાખા)નું નામ ‘પ્રાચીનયોગ્ય’ છે. (૨૦૬) સાતમા ભેદનું નામ ‘જ્ઞાનયોગ્ય’

અને આઠમા ભેદનું નામ 'રાણાયની' છે. તેના ૯ વિભાગો છે. (કેટલાક લોકો આઠ વિભાગ માને છે.) જે તમે એકચિત્તથી સાંભળો. (૨૦૭) પ્રથમ શાખા (ભેદ)નું નામ 'રાણાયની', બીજીનું નામ 'શાટ્યાયની', ત્રીજીનું નામ 'શાટ્યા' અને ચોથીનું નામ 'મુદ્ગલ' છે. (૨૦૮) પાંચમી શાખાનું નામ 'ખલ્વલા' અને છઠ્ઠી શાખાનું નામ 'મહાખલ્વલા' છે. તે પછી 'લાઙગલા' અને તેના પછી 'કૌથુમા', પછી 'ગૌતમ' છે. (૨૦૯) નવમી શાખાનું નામ 'જૈમિની' છે. આ પ્રમાણે વ્યાસ મુનિએ વિસ્તારથી વેદની શાખાઓ શિષ્યને સમજાવી અને શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી પણ મદોન્મત્ત વિપ્રોને સમજાવી રહ્યા છે. (૨૧૦) શ્રીગુરુ કહે છે કે સામવેદને પૂર્ણતઃ આ પૃથ્વી ઉપર કોઈ જાણી શક્યું નથી. તો હે વિપ્રો! તમે ત્રણે વેદોને કેવી રીતે શીખ્યા? (૨૧૧) તે પછી વ્યાસ મહર્ષિએ સુમંતુ નામના શિષ્યને અથર્વવેદનું શિક્ષણ આપ્યું. (૨૧૨) આ અથર્વવેદના ઉપવેદનું નામ ધનુર્વેદ (શસ્ત્રો અંગેનું જ્ઞાન) છે. તેના ગોત્રનું નામ વૈતાન છે. (૨૧૩) તેના દેવતા ઈંદ્ર છે અને છંદ અનુષ્ટુપ છે. તેનું સ્વરૂપ ક્રૂરતા ધારણ કરેલું ભયંકર છે. વર્ણ કૃષ્ણ છે. (૨૧૪) તે કામરૂપી (ધારે તે સ્વરૂપ ધારણ કરવાની શક્તિ) અને શૂદ્રકર્મમાં રત છે. અને પોતાની પત્નીથી સંતુષ્ટ છે અને તેણે પોતાના મસ્તક ઉપર જળથી ભરેલો કુંભ ધારણ કરેલ છે. તે વિશ્વસૃજક અને સાધ્યકર્મમાં રત છે. (૨૧૫) આવા અથર્વવેદના ૯ ભેદ છે તેમ વ્યાસ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ભગવાન સુમંતુ નામના શિષ્યને કહે છે. (૨૧૬) પ્રથમ ભેદ પૈપ્પલાદ છે. બીજો દાંત નામનો છે. ત્રીજા ભેદનું નામ પ્રદાંત છે અને ચોથા ભેદનું નામ તૌત છે. (૨૧૭) પાંચમા ભેદનું નામ ઔત છે અને છઠ્ઠા ભેદનું નામ બ્રહ્મદપલાશ છે. સાતમી શાખાનું નામ શૌનકી છે. (૨૧૮) આઠમી શાખાનું નામ વેદદર્શી અને નવમા ભેદનું નામ ચારણવિદ્યા છે. અથર્વવેદના પાંચ ઉપગ્રંથ છે. જે કલ્પ નામે ઓળખાય છે. તેના નામો એકચિત્તે સાંભળો. (૨૧૯) (૧) નક્ષત્રકલ્પ (૨) વિધિકલ્પ (૩) વિધાનકલ્પ (૪) સંહિતાકલ્પ અને (૫) શાંતિકલ્પ. સમસ્ત દેવો ઉપાંગરૂપ છે એમ વ્યાસ મહર્ષિ શિષ્યને કહે છે. (૨૨૦) આ પ્રમાણે વેદવ્યાસે ચારે શિષ્યોને વેદવેદાંગ વિશે જ્ઞાન પ્રદાન કર્યું અને ભરતખંડને વેદના જ્ઞાનથી પ્રકાશિત કર્યો. (૨૨૧) આ ભારતવર્ષમાં પુરાતનકાળમાં લોકો પુણ્યરત હતા અને વર્ણ અને આશ્રમ અનુસાર વર્તન કરતા હતા. (૨૨૨) સાંપ્રત કલિયુગમાં વિપ્રોએ કર્મ આચરણનો ત્યાગ કર્યો. આથી વેદવિદ્યાનો પણ પૃથ્વી પર લોપ થયો. (૨૨૩) બ્રાહ્મણો કર્મભ્રષ્ટ થયા છે અને મલેચ્છો સમક્ષ વેદઘોષ કરવાની હરીફાઈ ચાલે છે. આ જ કારણને લીધે બ્રાહ્મણોનું તેજ ક્ષીણ થયું છે અને તેઓ બુદ્ધિહીન થયા છે. (૨૨૪) પૂર્વે બ્રાહ્મણોને ખૂબ જ મહત્ત્વ અપાતું હતું અને આચરણને લીધે તેમનામાં દેવત્વ હતું. આ દેવત્વ નિત્ય વેદઘોષને લીધે હતું. આ જ કારણથી તેઓ ભૂસુર

(બ્રાહ્મણ) એટલે કે પૃથ્વી ઉપરના દેવ તરીકે પૂજાતા હતા. (૨૨૫) પુરાતનકાળમાં રાજાઓ પણ આ જ કારણથી બ્રાહ્મણોના ચરણોની પૂજા કરતા હતા. તેમને સર્વસ્વ દાનમાં આપીએ તો પણ તેઓ તેનો અંગીકાર કરતા ન હતા. (૨૨૬) બ્રાહ્મણોને વેદોની ઉપાસના દ્વારા બળ પ્રાપ્ત થાય છે. જે થકી તેઓ ત્રિમૂર્તિને પણ વશ કરી શકે છે. ઈન્દ્રાદિ સુરવરો પણ વિપ્રોથી ભય પામતા. (૨૨૭) વિપ્રવાક્ય કામધેનુ સમાન તેમ જ કલ્પતરુસમાન શ્રેષ્ઠ છે. તેના દ્વારા પર્વત પણ તૃણસમાન નગણ્ય થાય છે અને તૃણ પણ પર્વત સમાન થઈ શકે છે જે વેદઉપાસના દ્વારા શક્ય છે. (૨૨૮) વિષ્ણુ ભગવાન પોતે પણ બ્રાહ્મણોની પૂજા કરે છે અને પોતાના દૈવત તરીકે ઓળખાવે છે જે વેદો દ્વારા વિપ્રોને મળેલી શક્તિના આધારે છે. (૨૨૯)

શ્લોકઃ

દેવાધીનં જગત્સર્વં મંત્રાધીનં ચ દૈવતમ્ ।
તે મંત્રા બ્રાહ્મણાધીન બ્રાહ્મણો મમ દૈવતમ્ । (૨૩૦)

(સમજૂતીઃ- સમગ્ર જગત દેવોને આધીન છે તે દેવો મંત્રને આધીને છે અને તે મંત્રો બ્રાહ્મણોને આધીન હોવાથી બ્રાહ્મણો મારા દેવતા છે. એમ વિષ્ણુ ભગવાન કહે છે.) આવું મહત્ત્વ બ્રાહ્મણોને વિષ્ણુ ભગવાને આપ્યું હતું. પુરાતનકાળમાં તે યથાર્થ પણ હતું. પરંતુ, હાલ

કલિયુગમાં બ્રાહ્મણો વેદમાર્ગનો ત્યાગ કરી અન્ય માર્ગે જીવન વ્યતીત કરે છે. (૨૩૧) આથી બ્રાહ્મણો સત્ત્વહીન થયા અને નીચ જાતિની સેવા કરવા લાગ્યા અને દ્રવ્ય લઈને વેદનું શિક્ષણ આપવા લાગ્યા. જેને વેદવિક્રય જ કહી શકાય. (૨૩૨) જે બ્રાહ્મણો નીચ જાતિના લોકો સમક્ષ વેદપાઠ કરે છે તેઓ ખરેખર મૂર્ખ છે. તેમનું મુખ ન જોવું જોઈએ અને તેઓ મૃત્યુ પછી બ્રહ્મરાક્ષસ થાય છે. (૨૩૩) આ પ્રમાણે ચારે વેદોની અસંખ્ય શાખાઓ વિદ્યમાન છે. સમગ્રતયા પૃથ્વી ઉપર કોણ જાણી શક્યું છે? ઘણી શાખાઓ લુપ્ત થઈ ગઈ છે. (૨૩૪) તમે ચતુર્વેદને જાણનાર કહેવડાવો છો અને લોકો સાથે જાહેરમાં ચર્ચા કરો છો. તમે શું જાણો વેદોને? વેદોની અનંત શાખાઓ છે. (૨૩૫) આ માટે બ્રાહ્મણોને ક્ષોભ આપશો નહીં. આ રીતથી બ્રાહ્મણોને કનડવાનો ઉપદેશ તમને કોણે આપ્યો? હવે અહીંથી ત્વરિત પ્રસ્થાન કરો. (૨૩૬) તમે પોતે જ આત્મપ્રશંસા કરો છો અને મેળવેલા જયપત્રોનું પ્રદર્શન કરો છો! એમાં વળી ત્રિવિક્રમભારતી પાસે જયપત્ર માગો છો! (૨૩૭) અમારી સલાહ માનીને તમે પાછા જાવ અને ગર્વ કરીને મૂઢની જેમ ભ્રમણ કરશો નહીં. અન્યથા પ્રાણ ત્યાગવાનો સમય આવશે. (૨૩૮) આ પ્રમાણે શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી મદોન્મત્ત બ્રાહ્મણોને તર્કસંગત વાત તેમના હિત માટે કરે છે પરંતુ મદથી

ઉન્મત્ત થયેલા તામસી વિપ્રો શ્રીગુરુની વાત સ્વીકારતા નથી અને શાસ્ત્રાર્થની ચર્ચા કરીશું જ એમ કહે છે. (૨૩૯) વધુમાં વિપ્રો કહે છે કે જો અહીં ચર્ચા ન થાય તો અમારી હાર લોકોને દેખાશે. તે લોકો મલેચ્છ રાજાને વાત કરશે તો અમારું મહત્ત્વ કેમ રહેશે? (૨૪૦) સિદ્ધમુનિ નામધારક શિષ્યને કહે છે કે આ પ્રમાણે મદોન્મત્ત વિપ્રો પોતાના હિતને સમજતા નથી. તેથી તેમનું મૃત્યુ નજીકમાં જ છે એમ સમજવું. (૨૪૧) ગંગાધરનો પુત્ર કામધેનુ સમાન ગુરુચરિત્ર કથા કહે છે તે અંતર્ગત વેદવિવરણનો વિસ્તાર આ અધ્યાયમાં કર્યો છે, જેનું શ્રવણ કરતા શ્રોતાઓ સંતોષ સમાધાન પામે છે. (૨૪૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક વેદવિસ્તારકથન નામનો છવ્વીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૨૪૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

*** ઋગ્વેદના પારાયણનાં ભેદઃ-**

**૧.** શૌનિકી ચરણવ્યુહ પ્રમાણે આ ઋગ્વેદના પારાયણનાં ભેદ છે. અહીં તે શાખાભેદ તરીકે ગણાવ્યા છે. ચરણવ્યુહમાં જે ૮ ભેદ કહ્યા છે તે (૧) ચર્ચા (૨) શ્રાવક (૩) ચર્ચક (૪) શ્રવણીય પાર (૫) ક્રમપાર (૬) ક્રમપદ (૭) ક્રમજટ (૮) ક્રમદંડ. અહીં ચર્ચા શ્રાવક એક શબ્દ લઈએ તો સાત ભેદ થાય અને શકટનો અર્થ રથક્રમ થાય. સમશ્લોકી ગુરુચરિત્રમાં ભેદો આ પ્રમાણે કહ્યા છે.

"અથ મેયા ઈમે ચર્ચા શ્રાવકશ્ચર્ચકસ્તથા ।
શ્રવણીયપાર એવં ક્રમપારસ્તથૈવ ચ ।
જટા રથક્રમો દંડક્રમશ્ચાપિ તથૈવ ચ ।
એતત્ પારાયણં પુણ્યં ॥" ઈત્યાદિ.

**૨.** સમશ્લોકી ગુરુચરિત્રમાં શ્રીવાસુદેવાનંદ સરસ્વતીએ ઋગ્વેદના પારાયણનાં આ પ્રમાણે ભેદ વર્ણવ્યા છે. (૧) ચરકા (૨) આવ્હરકા (૩) કઠાઃ (૪) પ્રાચ્યકઠાઃ

(૫) કપિષ્ઠલા (૬) ચારાયણ (૭) વારાયણીયા (૮) વાર્તાંતવીયા (૯) શ્વેતતરા અને (૧૦) મૈત્રાયાણીયા. આ દસ.

૩. પૂ.બાપજીએ વેદનો મહિમા દત્તબાવનીની ૪૯મી લીટીમાં ગાયો છે.

**"વેદશ્વાસ તારા નિર્ધાર!"**

(ઈશ્વરના શ્વાસપ્રશ્વાસમાંથી વેદો ઉદ્‌ભવ્યા છે.)





દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૨૭



## પતિત દ્વારા શ્રીગુરુએ શાસ્ત્રાર્થ કરાવ્યો.

## અધ્યાય-૨૭

## મદોન્મત્ત વિપ્રશાપકથન- પતિતોદ્ધારણ

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

ગુણીચલ શિષ્ય નામધારક શ્રીસિદ્ધમુનિના ચરણે પડ્યો અને હાથ જોડીને વિનંતી કરે છે જે તમો બધા શ્રોતાઓ સાંભળો. (૧) હે સિદ્ધયોગી! તું અમારો તારક છે. તારો જય થાવ! જય થાવ! જ્ઞાનપ્રકાશના ફેલાવા માટે તમોએ દર્શન આપ્યાં છે અને તમારાં ચરણોનાં દર્શન થયાં છે. (૨) ચારે વેદ વિસ્તારથી શ્રીગુરુએ વિપ્રોને કહ્યા પછી આગળની કથા વિસ્તારથી કહો. (૩) શિષ્યનાં વચનો સાંભળીને સિદ્ધમુનિ કહેવા લાગ્યા કે હે શિષ્ય નામધારક! શ્રીગુરુનો મહિમા અનુપમ છે. (૪) શ્રીગુરુ બ્રાહ્મણોને કેટલાય પ્રકારથી એમનું હિત કહેતા હતા પણ એ તામસી દ્વિજો સાંભળતા ન હતા અને કહેતા હતા કે કાં તો વાદ કરો કાં તો જયપત્ર આપો. (૫) વિપ્રનાં વચનો સાંભળીને શ્રીગુરુને ક્રોધ આવ્યો અને કહેવા લાગ્યા કે તારા મનમાં જે ઈચ્છા છે (શાસ્ત્રાર્થ કરવાની) તે પૂરી થશે. (૬) સર્પના રાફડામાં ઉંદર જે રીતે કોરી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ખાય છે, જે રીતે પતંગિયું દીપ ઉપર પડીને આત્મઘાત કરી લે છે એવી જ તમારી સ્થિતિ છે. (૭) એ રીતે એ મદોન્મત્ત વિપ્ર શ્રીગુરુને ઓળખતા ન હતા અને દિવાંધ (ઘુવડ) જેમ પોતાના પ્રાણ આપવાનું વિચારતા હતા. (૮) એ સમયમાં શ્રીગુરુ દૂરથી જતા એક મનુષ્યને જુએ છે અને શિષ્યોને કહે છે કે કોણ રસ્તા ઉપર જાય છે એને બોલાવો. (૯) શ્રીગુરુવચન સાંભળીને શિષ્ય દોડીને ગયા અને એ મનુષ્યને બોલાવી લાવ્યા અને શ્રીગુરુની સામે ઊભો રાખી દીધો. (૧૦) શ્રીગુરુ એને પૂછે છે કે તારો જન્મ કઈ જાતિમાં થયો છે એ વૃત્તાંત કહેજે. (૧૧) શ્રીગુરુનાં વચનો સાંભળીને એ માણસ કહે છે કે હું નીચ જાતિનો માતંગ છું અને મારું રહેવાનું સ્થળ ગામની બહાર છે. (૧૨) શ્રીગુરુને માતંગ કહે છે, “તું બધા ઉપર કૃપા કરે છે અને તેથી જ પ્રેમથી મને બોલાવે છે માટે મારો ઉદ્ધાર થઈ ગયો એમ માનું છું.” એવું કહીને સાષ્ટાંગ દંડવત્ કરે છે. (૧૩) એ કૃપાળુ પરમ પુરુષે મારી ઉપર કૃપાદૃષ્ટિ કરી છે આથી મારો ઉદ્ધાર નક્કી છે. લોખંડને પારસનો સ્પર્શ થતાં તેને સુવર્ણ થતાં કેટલી વાર લાગે? (૧૪) તેવી રીતે આ પતિત ઉપર શ્રીનરહરિગુરુએ કૃપા કરી અને શિષ્યોના હાથે દંડ આપીને જમીન ઉપર સાત રેખા દોરાવડાવી. (૧૫) શ્રીગુરુ પતિતને કહે છે કે એક એક રેખા ઓળંગ. અને તેણે એક રેખા ઓળંગતા જ તેને ગત જન્મનું જ્ઞાન પ્રાપ્ત થયું. (૧૬) પહેલી રેખા ઓળંગતાં શ્રીગુરુ એને પૂછે છે કે તું કયા કુળમાં જન્મ્યો છે?

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ત્યારે પતિત કહે છે કે ભીલના વંશમાં જન્મ્યો છું અને મારું નામ વનરખ્ખા છે. (૧૭) બીજી રેખા ઓળંગી ત્યારે એને પૂર્વજન્મનું જ્ઞાન થયું અને અનેક વાર્તાઓ બોલવા લાગ્યો ત્યારે બધા લોકો વિસ્મય પામ્યા. (૧૮) ત્રીજી રેખા ઓળંગતા એને પૂર્વજન્મની સ્મૃતિ થઈ કે હું નાવિક છું અને મારો વાસ નદીતીરે છે એમ એ બોલ્યો. (૧૯) ચોથી રેખા ઓળંગતાં કહેવા લાગ્યો કે હું શૂદ્ર જાતિનો છું. ખેતરમાં વ્યવસાય નિમિત્તે જતો હતો ત્યારે સ્વામી! તમે મને બોલાવ્યો. (૨૦) પાંચમી રેખા ઓળંગી ત્યારે એને વધારે જ્ઞાન થયું અને કહેવા લાગ્યો કે મારો જન્મ વૈશ્યકુળમાં થયેલ છે અને મારું નામ સોમદત્ત છે. (૨૧) છઠ્ઠી રેખા ઓળંગતાં કહે છે કે હું ક્ષત્રિય છું અને ગોદાવરી નામથી વિખ્યાત થયેલો છું. (૨૨) સાતમી રેખા ઓળંગતાં જ હું અગ્રજાતિનો વિપ્ર છું અને વેદશાસ્ત્ર અને વ્યાકરણ જાણું છું અને મારું નામ અધ્યાપક છે એમ કહ્યું. (૨૩) શ્રીગુરુ એને કહે છે કે તેં વેદશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તો ચર્ચા માટે આવેલા બ્રાહ્મણો સાથે શાસ્ત્રાર્થ કર. (૨૪) ભસ્મથી અભિમંત્રિત કરીને એના સર્વાંગ ઉપર છાંટતા એને જ્ઞાનપ્રકાશ થયો. (૨૫) જે રીતે માનસરોવરમાં કાગડો જાય અને એનો હંસ થઈ જાય તેવી રીતે શ્રીગુરુના સ્પર્શથી એ પતિત જ્ઞાની થયો. (૨૬) શ્રીનૃસિંહસરસ્વતી જગત્ગુરુ છે, ત્રિમૂર્તિના અવતાર છે જેને કોઈ અજ્ઞાની માણસ માનવ કહે તો એનું પતન ચોક્કસ થાય છે. (૨૭) આ રીતે પતિતને સહેજમાં જ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જ્ઞાન થયું. એ વેદશાસ્ત્ર બોલવા લાગ્યો. (૨૮) જે વિપ્રો ચર્ચા માટે આવેલા એ ખૂબ ભયભીત થયા. એમની જિહ્વા બધિર થઈ અને તેમને હૃદયશૂળ ઉપડ્યું. (૨૯) વિપ્ર કાંપવા લાગ્યા અને શ્રીગુરુનાં ચરણે આળોટવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે જગત્જ્યોતિ સ્વામી! અમારી હવે શી ગતિ થશે? (૩૦) અમે ગુરુદ્રોહી થયા છીએ અને બ્રાહ્મણોનો ધિક્કાર કર્યો છે. તું તો ગૌરીરમણ (શિવ) અવતાર છે. માટે હે સ્વામી! ક્ષમા કરો. (૩૧) માયાપાશમાં પડીને અમે મહાતામસી થયા હતા અને તમારું રૂપ સમજી શક્યા નહીં. માટે હે સ્વામી! ક્ષમા કરો. (૩૨) તું સર્વ પ્રાણીમાત્ર પ્રત્યે કૃપાળુ છે તેથી અમારા દોષ ધ્યાનમાં લેતા નહીં, અમારો ઉદ્ધાર કરો એમ કહીને ચરણે પડે છે. (૩૩) કોઈક સમયે શ્રીગુરુ લીલા કરવા તૃણને પણ પર્વત સમાન કરે છે અને જો પર્વત તરફ ક્રોધથી જુએ તો તે પર્વત પણ ભસ્મ થાય છે. (૩૪) હે ત્રિમૂર્તિ જગદ્ગુરુ! તું જ સૃષ્ટિની રચના કરનાર છે. તું જ સર્વનું પોષણ કરે છે અને તું જ પ્રલયનો કર્તા છે. (૩૫) તું શરણાગતને હંમેશાં વરદાન આપનાર છે. તારા મહિમાનું વર્ણન કરવા માટે અમારી બુદ્ધિ નથી. અમારો ઉદ્ધાર કર. (૩૬) એવી રીતે એ વિપ્રો શ્રીગુરુને વિનવે છે અને શ્રીગુરુ એમને કહે છે કે તમે ત્રિવિક્રમભારતી મહામુનિને ક્ષોભ આપ્યો છે. (૩૭) અને બીજા પણ મહાદોષ કર્યા છે. બ્રાહ્મણોની નિંદા કરી છે. તેથી આગળ જતાં બ્રહ્મરાક્ષસ થશો અને પોતાના કર્મોનું

ફળ ભોગવશો. (૩૮) પોતાનું નસીબ કે કર્મ આપણને જ ભોગવવું પડે છે. પુણ્ય હોય કે પાપ અને પાપનો નાશ થાય નહીં ત્યાં સુધી સદ્‌ગતિ મળતી નથી. (૩૯) શ્રીગુરુનાં વચનો સાંભળીને બંને વિપ્રો ચરણે પડીને પૂછવા લાગ્યા કે આ ભવમાં અમારો ઉદ્ધાર ક્યારે અને કેવી રીતે થશે? (૪૦) કૃપામૂર્તિ શ્રીગુરુનાથ એ વિપ્રોને કહે છે કે બાર વર્ષ સુધી તમે બ્રહ્મરાક્ષસ થશો. (૪૧) તમને પશ્ચાત્તાપ થયો હોવાથી ટૂંક સમયમાં તમે શાંતિ પામશો. (૪૨) શુક્લનારાયણ સ્તોત્રનું પ્રથમ વાક્ય બોલતો એક બ્રાહ્મણ પર્યટન કરતો કરતો આવશે અને તમોને આ વાક્ય કહેશે એ સાંભળીને તમારું પાપ નષ્ટ થઈને એ વખતે જ તમારો ઉદ્ધાર થશે. (શુક્લનારાયણ એટલે તૈતરીય આરણ્યકનો દસમો પ્રશ્ન- અંભસ્ય પારે. યાજ્ઞવલ્કઋષિએ વમન (ઉલટી) કરેલા યજુર્વેદને તેતર પક્ષીના રૂપે ઋષિએ ગ્રહણ કર્યો આથી તે યજુર્વેદ કાળો (કૃષ્ણ) થયો. પરંતુ નારાયણ નામક પ્રશ્ન શ્વેત વર્ણનો જ રહ્યો. આથી તે શુક્લનારાયણ નામથી ઓળખાય છે. કેટલીક પોથીમાં સૂક્તનારાયણ નામે પણ ઉલ્લેખ છે.) (૪૩) હવે તમે નદીકિનારે જાવ અને તે જ સ્થાન તમારા માટે યોગ્ય છે એવું શ્રીગુરુમૂર્તિએ વિપ્રોને કહ્યું. (૪૪) ગામની બહાર નીકળતા હતા ત્યારે તે વિપ્રોનાં હૃદયમાં ભયંકર દુઃખવા લાગ્યું અને નદીતીરે જતાં જ મૃત્યુ પામ્યા. (૪૫)


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આપણે કરેલા કર્મનું ફળ ભોગવ્યા સિવાય છૂટકો નથી. એ તામસી વિપ્રો આત્મઘાતકી જાણવા. (૪૬) શ્રીગુરુએ જે પ્રમાણે કહ્યું હતું તે મુજબ એ વિપ્રો બ્રહ્મરાક્ષસ થયા અને ૧૨ વર્ષ પછી સદ્ગતિ પામ્યા. (૪૭) એ વિપ્રોને શ્રીગુરુએ નદીતીરે મોકલ્યા હતા એવી કથા અત્યાર સુધી કહી. હવે પછી શું થયું તે વિશે સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૪૮) સાત રેખા ઓળંગનાર પતિત ભસ્મના પ્રતાપે મહાજ્ઞાની થયો અને સાત જન્મની સ્મૃતિ તેને થઈ. સાતમા જન્મે તે વિપ્ર હોવાથી તે સ્મૃતિના આધારે આ જન્મે શૂદ્ર હોવા છતાં બ્રાહ્મણની જેમ જીવન જીવશે એવો મનમાં નિર્ધાર કર્યો. (૪૯) શ્રીગુરુને નમન કરીને એ પતિત ભક્તિથી વિનવે છે કે હે જગદ્ગુરુ! અજ્ઞાન, માયારૂપી અંધકાર દૂર કરવા તું જ્યોતિસ્વરૂપ છે. (૫૦) સાતમા જન્મમાં હું વિપ્ર હતો અને આ જન્મમાં હું નીચ જાતિમાં કેમ જન્મ્યો તે હે ત્રિકાળજ્ઞાની મહામુનિ! મને વિસ્તારથી કહો. (૫૧) હે શિવસ્વરૂપ શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી! અનેક જન્મોમાં મેં કેવા મહાદોષ કર્યા છે એ વિસ્તારથી મને કહો. (૫૨) આ વચન સાંભળીને શ્રીગુરુ પ્રગટપણે કહે છે એવું સિદ્ધમુનિ નામધારક શિષ્યને કહે છે. (૫૩) એ કારણથી સરસ્વતી ગંગાધર ગુરુચરિત્રનો વિસ્તાર કહે છે અને આગળની કથા સાંભળતાં જ પતિત બ્રહ્મજ્ઞાની થાય છે. (૫૪) આવી પુણ્યપાવન

કથા સમસ્ત જન સાંભળે છે ત્યારે એમને ચારે પુરુષાર્થ નિશ્ચયથી પ્રાપ્ત થાય છે. (૫૫)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક મદોન્મત્ત વિપ્રશ્રાપકથન પતિતોદ્ધારણ નામનો સત્તાવીસમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૫૫)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

# અધ્યાય-૨૮



પતિતનું જ્ઞાન લોભી બ્રાહ્મણ દ્વારા સ્નાન કરાવાતા નષ્ટ થયું.

# અધ્યાય-૨૮

## કર્મવિપાક કથન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને પૂછે છે કે આગળની કથા મને કહો, કેમ કે મધુર શ્રીગુરુચરિત્ર સાંભળતાં જ મારા મનમાં આનંદ થાય છે. (૧) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આગળની કથા અલૌકિક છે અને સાંભળતા જ સર્વ દોષ જશે અને જ્ઞાનજ્યોતિ પ્રકાશશે. (૨) શ્રીગુરુ પતિતને કહે છે કે તારો પૂર્વજન્મ- ઈતિહાસ- પૂછે છે અને ચાંડાળયોનિમાં જન્મ કેમ મળ્યો તે વિસ્તારથી કહું છું તે સાંભળ. (૩) પાપપુણ્યની ગતિથી દરેક જીવ પોતપોતાનું કર્મ ભોગવે છે અને કર્મવિપાક શાસ્ત્રમાં એવું જણાવ્યું છે કે હીન કર્મો કરવાથી નીચ જાતિમાં જન્મ પામે છે. (૪) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યવર્ણ કરતાં શૂદ્રવર્ણ ઉતરતો છે અને હીન કર્મો કરવાથી કોઈ પણ વર્ણ વગરનો ચાંડાળ તરીકે ઓળખાય છે એવું તેનું વિવરણ કહું છું તે સાંભળો. (૫) બ્રાહ્મણસ્ત્રી પાસે શૂદ્ર જાય અને વ્યભિચાર કરે ત્યારે જે સંતાન જન્મે તે ચાંડાળ કહેવાય છે. એ સોળમી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જાતિ છે. (૬) ચારે વર્ણના લોકો જો પાપકર્મ કરે તો તેના ઉતરતી જાતિમાં જન્મ લે છે. (૭) આ દોષો વિસ્તારથી તને કહું છું તે સાંભળ. બ્રાહ્મણ જો વિપ્રાચાર ન કરે તેમ જ દુરાચાર આચરે તો એ નીચયોનિમાં જાય છે. (૮) કોઈ મનુષ્ય ગુરુ અને માતા-પિતાને છોડીને અલગ રહેવા જાય અને કુળસ્ત્રીને પણ છોડી દે ત્યારે ચાંડાળયોનિ પામે છે. (૯) કુળદેવતા છોડીને અન્ય દેવતાની પૂજા કરે છે એ પણ ચાંડાળયોનિમાં જાય છે. (૧૦) કાયમ જીવહિંસા કરે છે કે કન્યાવિક્રય કરે છે કે ખોટી વાતની સાક્ષી આપે છે એ પણ બીજા જન્મે ચાંડાળયોનિમાં જન્મ પામે છે. (૧૧) શૂદ્રના હાથથી ભોજન કરે છે અથવા શૂદ્રનો સદા સંપર્ક રાખે છે અને અશ્વનો વિક્રય કરે છે એવો બ્રાહ્મણ ચાંડાળ થાય છે. (૧૨) શૂદ્રસ્ત્રીથી સદાકાળ સંગ કરે છે અને દાસી સાથે પણ સંગ કરે છે તેમ જ દેવ અને પિતૃકર્મ કરતાં જે વાસણોનો ઘા કરે છે, (૧૩) એ પણ પતિતયોનિ પામે છે અને કોઈ નર વનમાં આગ લગાડે છે અને ગાય, વાછરડાને છૂટાં પાડે છે એ હીનજાતિમાં જન્મે છે. (૧૪) પોતાની જનનીનો ત્યાગ કરે છે, પોતાની સત્તાથી બાળક અને માતાને જુદા કરે છે એ બ્રાહ્મણ ચાંડાળયોનિમાં જાય છે. (૧૫) બળદ ઉપર બ્રાહ્મણ બેસે છે અને શૂદ્રના ઘરનું અન્ન હર્ષથી જમે છે એ ચોક્કસપણે ચાંડાળ થાય છે એવું શ્રીગુરુ કહે છે. (૧૬) કોઈ વિપ્ર તીર્થસ્થાને જઈને શ્રાદ્ધ આદિ કર્મ ન કરે અથવા પરાન્ન કે બીજાનું દાન લે એ બીજા

જન્મે ચાંડાળયોનિમાં જન્મે છે. (૧૭) સત્કર્મરહિત બ્રાહ્મણ કપિલા ગાયનું દૂધ, દેવો અથવા બ્રાહ્મણોને આપ્યા વિના અથવા દેવને અભિષેક કર્યા વિના પીએ, તો એ પણ ચાંડાળયોનિમાં જન્મે છે. (૧૮) અને તુલસીપત્ર ખેંચીને તોડે છે અને હરિચરણોમાં એની પૂજા કરે છે અથવા શાલિગ્રામની પૂજા શૂદ્રો પાસે કરાવે છે. (૧૯) અથવા માતા-પિતાની સેવા કરતો નથી, એમનો ત્યાગ કરીને સારસંભાળ લેતો નથી એ ચાંડાળયોનિમાં જઈને પણ આગલા સાત જન્મો સુધી કીડો થાય છે. (૨૦) પહેલાં એક પત્ની હોય છતાં એનો ત્યાગ કરીને બીજી પત્ની કરે છે એનો જન્મ ચાંડાળયોનિમાં થાય છે અને હવે બીજી એક વાત કહું છું. (૨૧) થાકીને આવેલા અતિથિ દ્વારા વેદઘોષ કરવાનું કહીને પછી જ અન્ન પીરસે છે એનો જન્મ તરત જ ચાંડાળયોનિમાં થાય છે. (૨૨) યોગ્ય બ્રાહ્મણની જે મનુષ્ય નિંદા કરે, બીજી વ્યક્તિની પૂજા કરે અથવા બીજાની આજીવિકાનાં સાધનોનો નાશ કરે તે ચાંડાળયોનિમાં અવશ્ય જન્મે છે. (૨૩) તળાવ કે કૂવો જે તોડી નાખે છે, શિવાલયની પૂજા ભંગ કરે છે, બ્રાહ્મણોના ઘરોનો ધ્વંસ કરે છે એ પણ પતિતકુળમાં જન્મે છે. (૨૪) માલિકની સ્ત્રી સાથે કે ગુરુપત્ની સાથે અથવા શત્રુ કે મિત્રનો વિશ્વાસ તોડી એની સ્ત્રી સાથે જે વ્યભિચાર કરે છે એ પતિતના ઘરે જન્મે છે. (૨૫) જેને બે સ્ત્રીઓ હોય છે અને જે એમની સાથે ભેદભાવ રાખીને રહે છે અને સૂર્યાસ્ત વખતે અતિથિ આવે

એને ભોજન ન આપે એ પણ આગલા જન્મમાં પતિત થાય છે. (૨૬) જે વિપ્ર ત્રિકાળસંધ્યા સમયે અવિવેકથી ભોજન કરે છે અને વચન આપીને જે ફરી જાય છે એ પણ ચાંડાળયોનિમાં જન્મે છે. (૨૭) રાજા ભૂમિદાન આપે છે અને એને કોઈ જબરજસ્તીથી પાછી લે છે અને સાંજે શયન કરે છે એ ચાંડાળ થાય છે. (૨૮) વૈશ્વદેવ સમયે આવેલા અતિથિને જો કોઈ કટુવચનો બોલે છે, એને અન્ન આપતો  નથી, એ હીનયોનિમાં કૂકડો થઈને જન્મ લે છે. (૨૯) ગંગાતીર્થની નિંદા કરે, અગિયારસના દિવસે ભોજન કરે, યુદ્ધના સમયે સ્વામીને છોડીને રણ છોડે છે એ પણ ચાંડાળયોનિમાં જન્મે છે. (૩૦) પર્વણીના દિવસે (અમાવાસ્યા કે પૂર્ણિમા કે તેવા કોઈ દિવસે) સ્ત્રીસંભોગ કરે છે અથવા અગિયારસના દિવસે શૂદ્રને વેદમાર્ગ શીખવે છે એ ચાંડાળયોનિમાં જન્મ પામે છે. (૩૧) મૃત્યુના દિવસે શ્રાદ્ધ કરતો નથી અને બધાને કહે છે કે મેં પુણ્ય કર્યું છે, ભાગીદારો સાથે કપટ કરે છે અને પ્રવાસીને ખોટો રસ્તો દેખાડે છે એ ચાંડાળયોનિમાં જન્મ પામે છે. (૩૨) ગ્રીષ્મકાળમાં જંગલમાં પાણીની પરબ પુણ્યવંત લોકો મૂકે છે એને જે કોઈ વિઘ્ન કરે છે એ પણ ચાંડાળયોનિમાં જન્મે છે. (૩૩) નાડીજ્ઞાન જાણતો ન હોવા છતાં વૈદ્યનો ધંધો કરે છે અને દવા આપે છે એ પણ મહાપાતકી હોઈ ચાંડાળયોનિમાં જન્મે છે. (૩૪) વેદમાર્ગનો જે વિપ્રે ત્યાગ કર્યો છે અને જારણ, મારણ, મોહનાદિ મંત્ર

કુબુદ્ધિથી જપે છે એ અશુદ્ધ થઈને ચાંડાળયોનિમાં જન્મે છે. (૩૫) ગુરુને જે કોઈ મનુષ્ય કહે છે, હરિહરની નિંદા કરે છે અને અન્ય દેવતાનું પૂજન કરે છે એવો નર પણ પતિત થાય છે. (૩૬) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પોતાનાં કર્મ છોડીને બીજાનું આચરણ કરે છે એ પણ ચાંડાળયોનિમાં જન્મે છે. (૩૭) ગંગાજળ અથવા ગાયનું દૂધ કૂતરાના ચામડામાં ભરવું એ જેટલું અપવિત્ર છે તેટલું જ શૂદ્ર પાસેથી કોઈ મંત્ર શીખે તે અપવિત્ર છે. (૩૮) વિધવાસ્ત્રીનો સંગ કરે છે અથવા અતિથિને અપશબ્દ બોલી જમાડે છે, શ્રાદ્ધના દિવસે પિંડદાન કરતો નથી એ ચાંડાળયોનિમાં જન્મ પામે છે. (૩૯) માતા, પિતા અને ગુરુનો જે દ્વેષ કરે છે એ પણ ચાંડાળયોનિમાં જન્મે છે અને પછીના અનેક જન્મો પણ હીન જાતિમાં જન્મીને પાપ ભોગવે છે. (૪૦) જે ગુરુની નિંદા હર્ષથી કરે છે, સદા બ્રાહ્મણની ઈર્ષા કરે છે અને વધારે પડતી વેદચર્ચા કરે છે એ બ્રહ્મરાક્ષસ થાય છે. (૪૧) પોતે ગુરુદેવતાને ભજે છે, બીજા દેવોની અને ગુરુની નિંદા કરે છે એને અપસ્માર થાય છે અને દરિદ્રતાની પીડા ભોગવે છે. (૪૨) માતા પિતા અને ગુરુનો ત્યાગ કરીને જે જુદો થાય છે એ દેડકાના પેટે જન્મે છે અને એને મહારોગ થાય છે. (૪૩) સદા વેદની નિંદા કરે છે, બ્રાહ્મણોનું અપમાન કરે છે એને કર્મભ્રષ્ટ જાણવો. એને મૂત્રકૃચ્છ રોગ થાય છે. (૪૪) લોકોની ગુપ્ત વાતો પ્રગટ કરે છે એ હૃદયરોગી થાય છે અને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મહાકષ્ટ ભોગવે છે. (૪૫) સ્ત્રીનો ગર્ભપાત કરે છે એ આગલા જન્મમાં વાંઝિયો થાય છે તેને પુત્ર પ્રાપ્ત થાય તો પણ મૃત્યુ પામે છે. માટે ગર્ભપાત કરવો નહીં. (૪૬) ધર્મશાસ્ત્ર અને પુરાણોની કથા કદી પણ ધ્યાનથી સાંભળે નહીં એ બહેરો થાય છે અને વધુ પડતું ખાતો હોય એ વિશે કોઈ વિચારે એ અંધ થાય છે. (૪૭) પતિત સાથે મૈત્રી કરે એ ગર્દભ (ગધેડાની) યોનિમાં જન્મ પામે છે અને પતિત પાસેથી જે રસ કે ઔષધ લેતો હશે એને મૃગજન્મ પ્રાપ્ત થાય છે. (૪૮) જેણે બ્રહ્મહત્યા કરી હશે તે નક્કી ક્ષયરોગી થાય છે અને મદ્યપાન કરેલું હોય તેને શ્યામદંત નામનો રોગ થાય છે. (૪૯) જે સુવર્ણની ચોરી કરે છે એ કદરૂપો થાય છે અને તેના નખ સડી જાય તેવો રોગ થાય છે એ જાણો અને જે ગુરુસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરે છે એ નર કુષ્ઠી (કોઢી) થઈને જન્મે છે. (૫૦) અશ્વવધ કે ગોવધ જે કરે છે તે વાંઝિયો થાય છે અને તેને નિશ્ચિત તાવ આવે છે અને સાથે જ સાચો પશ્ચાત્તાપ થાય તો આ દોષ લાગતો નથી. (૫૧) જે મનુષ્ય વિશ્વાસઘાત કરે છે એને એવો જન્મ થાય છે કે અન્ન જમતાં જ ઉલટી કરે છે અને વિશ્વાસ રાખો કે અન્ન એનું દુશ્મન થાય છે. (૫૨) કોઈનો સેવક કપટ કરીને માલિકથી જુદો પડે તો સદાકાળ કારાગૃહમાં બંદી તરીકે કેદ ભોગવે છે. (૫૩) જે સ્ત્રીને ચોરીને લઈ જાય છે એ મતિહીન જન્મે છે અને સદાકાળ ક્લેશ ભોગવે છે અને અંતે નરકવાસી થાય છે. (૫૪) કોઈ નર

સર્પજાતિને મારે છે તો એ સર્પયોનિમાં જન્મે છે. આવા અનેક દોષો મનુષ્યો દ્વારા થાય છે અને હવે હું ચોરી કરવાથી થતા દોષોનું વિવરણ કરું છું. (૫૫) જે નર સુવર્ણની ચોરી કરે એને મધુપ્રમેહ (ડાયાબિટીસ) વ્યાધિ થાય છે અને કોઈ ચોર પુસ્તક ચોરે છે એ આંધળો થઈને જન્મે છે. (૫૬) જે નર વસ્ત્રોની ચોરી કરે છે એને સફેદ કોઢનો રોગ થાય છે. અને જે સાર્વજનિક દ્રવ્યની ચોરી કરે છે એને ગંડમાળ થાય છે. (૫૭) જે નર દમનો રોગી હશે એની વસ્તુ કોઈ ચોર ચોરી જાય છે તો એ સદાને માટે બંધનમાં રહે છે એવું બ્રહ્માંડપુરાણમાં કહેલું છે. (૫૮) જે નર બીજાનું દ્રવ્ય અપહરણ કરે છે અથવા બીજાની થાપણો અથવા બીજાને અપાયેલા દાનની ચોરી કરે, બીજાનો દ્વેષ કરે તે નિઃસંતાન જન્મે છે. (૫૯) જે નર અન્નની ચોરી કરે છે એને ગૂમડાં થાય છે અને ધાન્યની ચોરી કરે છે એનું શરીર દુર્ગંધ મારે છે. (૬૦) કોઈ નર તેલની ચોરી કરે છે એના શરીમાંથી વિચિત્ર દુર્ગંધ આવે છે. જયારે જે નર પરસ્ત્રી, પરવસ્તુ, બ્રાહ્મણનું દ્રવ્ય ચોરે છે એ બ્રહ્મરાક્ષસ તરીકે જન્મે છે. (૬૧) મોતી, માણેક જેવાં રત્નોની જે નર ચોરી કરે છે એ નીચ યોનિમાં જન્મે છે એ ચોક્કસ જાણો. (૬૨) પાન, શાખા કે ફળ જે ચોરે છે એને ખરજવું થાય છે, દૂધ ચોરનાર ગોચીડ (બગાઈ)નો જન્મ પામે છે એ ચોક્કસ છે. (૬૩) કોઈ નર કાંસુ, લોખંડ, કપાસ કે મીઠું ચોરે છે એને શ્વેત કોઢ થાય છે એ નક્કી છે. માટે વિચારીને

રહેવું. (૬૪) દેવદ્રવ્યની જે ચોરી કરે છે તેમજ જે નર દેવકાર્યમાં વિઘ્નો કરે છે, અભક્ષ્ય ખાય છે તેને પાંડુરોગ (એનીમિયા) થાય છે અને જેણે ફળની ચોરી કરી હશે એ બેડોળ (કદરૂપું) થાય છે. (૬૫) પારકી થાપણની જે ચોરી કરે છે એ સદાકાળ શોકમાં રહે છે. જ્યારે જે ગાય અને ધન ચોરે છે એને ઊંટનો જન્મ મળે છે. (૬૬) જે ફળચોર હોય એ વનચર થાય છે જ્યારે જળની ચોરી કરે છે તે કાગડો થાય છે. એ જ પ્રમાણે ઘરની વસ્તુઓ ચોરનાર પણ કાકજન્મ પામે છે. (૬૭) મધની ચોરી કરનાર સમડીનો જન્મ પામે છે. જ્યારે દૂધની ચોરી કરનારને કુષ્ઠ રોગ થાય છે. (૬૮) શ્રીગુરુ પતિતને કહે છે કે જેવો દોષ કરો તેવો જન્મ થાય છે. હવે વ્યભિચારથી થતા દોષોનું વિવરણ જે મહાભારતના શાંતિપર્વમાં કહેવામાં આવ્યું છે તે કહું છું. (૬૯) પરસ્ત્રીને આલિંગન કરનારના સો જન્મ કૂતરાના થાય છે અને આગળ જતાં સર્પનો જન્મ થાય છે અને દુઃખ ભોગવે છે. (૭૦) પરસ્ત્રીયોનિ જે જુએ છે એ આંધળો થઈને જન્મે છે જ્યારે ભાભીનો સંસર્ગ કરવાવાળો ગર્દભજન્મ પામે છે. (૭૧) એ જન્મ છોડ્યા પછી સર્પયોનિમાં જઈને ફરીથી નર્કમાં જાય છે અને ઘણાં કષ્ટો ભોગવે છે. (૭૨) મિત્રની પત્ની જોડે અથવા મામી જોડે કોઈ નર સંસર્ગ કરે તો એ શ્વાનયોનિમાં જન્મે છે. (૭૩) પરસ્ત્રીનું મુખ દોષદષ્ટિથી જોવું ન જોઈએ અને કોઈ નર જુએ તો ચક્ષુરોગી થઈને જન્મે છે. (૭૪) પોતે ક્ષુદ્ર

જાતિમાં હોય અને વિપ્રસ્ત્રીનો સંગ કરે તો બંને કૃમિ થઈને જન્મે છે એ નિશ્ચિત છે. (૭૫) જે નર સદાકાળ શૂદ્રસંપર્ક કરે છે અને શૂદ્રસ્ત્રી જોડે વ્યભિચાર કરે છે એ કૂતરાનો જન્મ પામે છે. આ મહાદોષ કહેવાય છે. (૭૬) આ રીતે એ પતિતને શ્રીગુરુ કહે છે ત્યારે ત્રિવિક્રમભારતી સાંભળતો હતો એણે શ્રીગુરુને પ્રશ્ન કર્યોઃ (૭૭) હે સ્વામી! તમે સકળ ધર્મ કહ્યો છે જે સાંભળતાં જ મારું મન નિર્મળ થયું છે. જો કોઈ દ્વારા પાપ આચરાય તો તે પાપ નષ્ટ કઈ રીતે થાય છે? (૭૮) શ્રીગુરુ ત્રિવિક્રમને કહે છે કે જે કોઈ પાપ આચરે છે તેને પશ્ચાત્તાપ* થાય તો તે ખરેખર પાપવિમુક્ત થાય છે. (*પશ્ચાત્તાપ થયા પછી તે પાપ પુનઃ આચરવું ન જોઈએ.) (૭૯) અગર કોઈએ ઘોર પાપ કર્યું હશે એના અંતઃકરણમાં પશ્ચાત્તાપ થશે (દુઃખ થશે) એનું પ્રાયશ્ચિત્ત સાચું છે એવું કર્મવિપાક શાસ્ત્રમાં કહેલું છે. (૮૦) પ્રાયશ્ચિત્તના જુદા જદા વિધિવિધાન છે. એ સ્થિર મનથી સાંભળો. આ અંગે ઘણા ઋષિઓના અભિપ્રાયો છે એ તમે ધ્યાનથી સાંભળો. (૮૧) પહેલા બ્રહ્મદંડ આપવો તેથી પાપનો નાશ થાય છે અને અલંકૃત કરીને ગોદાન કરવું. એ જો અશક્ય હોય તો શક્તિ અનુસાર દ્રવ્ય આપવું. (બ્રહ્મદંડ = બ્રાહ્મણોની પરિષદ બોલાવવી. તે પરિષદને પ્રદક્ષિણા કરવી અને દક્ષિણા મૂકવી. દક્ષિણા એટલે ૧ લાખ ગાયોથી શરૂ કરીને આઠ મૂઠ્ઠી ધાન્ય હોઈ શકે છે. જો કે એક ગાયની જોડી આપવી એ સર્વ ઋષિઓને

માન્ય છે.) (૮૨) નિષ્ક અથવા અર્ધ નિષ્ક નાણું દક્ષિણા તરીકે આપવું. સામાન્ય પાપ હોય તો પા (૦૧) નિષ્ક દ્રવ્ય આપવું. આ પ્રમાણે સામાન્યથી મહાપાતક પ્રમાણે દક્ષિણા મૂકવી. (નિષ્ક = સોળ માસાનું સુવર્ણનું નાણું.) (૮૩) અજાણતાં કરેલું પાપ પશ્ચાત્તાપથી નાશ પામે છે અને ગુરુસેવા તત્પરતાપૂર્વક કરવાથી બધાં પાપો નાશ પામે છે. (૮૪) અજાણતાં પાપ કર્યા પછી જે પ્રાયશ્ચિત્ત છે એ સાંભળ. બસો પ્રાણાયામ સાથે પુણ્યતીર્થમાં ૧૦ વખત સ્નાન કરવું. (૮૫) ત્રણ ચણોઠી સુવર્ણ આપવું, બે યોજન સુધી નદીના કિનારાની યાત્રા કરવી જેથી નાનાં પાતક નષ્ટ થાય છે. (૮૬) સ્ત્રી-પુરુષ બંને પૈકી એક જો પાપ કરે છે તો પણ બંનેને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. (૮૭) હજુ એક પ્રકાર છે જેથી પાપ દૂર થાય છે. દસ સહસ્ર (દસ હજાર)ગાયત્રીજપ અને ૧૨ બ્રાહ્મણોને એક વખત ભોજન આપવું. (૮૮) એક હજાર વેદમંત્રોનો ઉચ્ચાર કરી તલથી હવન કરવો આનું નામ છે ગાયત્રીકૃચ્છ. જેથી અનેક પાપો નષ્ટ થાય છે. એવું શ્રીગુરુ ત્રિવિક્રમભારતીને કહે છે. (૮૯) બીજું એક પ્રાયશ્ચિત્ત વિધાન પ્રાજાપત્યકૃચ્છ્ર છે. તેનું વિધાન સાંભળો. જેમાં એકટાણું કરવું અથવા અયાચિત* ભિક્ષા માગવી. (*માગ્યા વગર જે ભિક્ષા મળે તે અયાચિત ભિક્ષા કહેવાય.) પ્રાજાપત્યકૃચ્છ્રમાં ત્રણ દિવસ સવારે ભોજન કરવું. બીજા ત્રણ દિવસ રાત્રે એક વખત ભોજન કરવું. પછી ત્રણ દિવસ અયાચિત ભિક્ષા માગવી અને

તે પછીના ત્રણ દિવસ ઉપવાસ કરવા. આ પ્રમાણે ૧૨ દિવસનું એક પ્રાજાપત્ય કૃચ્છ્ર છે. (૯૦) ત્રણ દિવસ ઉપવાસ કરી શ્રીગુરુચરણનું સ્મરણ કરવું. એથી સામાન્ય દોષ નષ્ટ થશે. (૯૧) બીજા એક પ્રાયશ્ચિત્ત વિધાનનું નામ અતિકૃચ્છ* છે જે હે મુનિ! એકચિત્તથી સાંભળ. (*૭ દિવસ સુધી એક કોળિયો અન્ન લેવું અને પછી ત્રણ દિવસ ઉપવાસ રાખવા.) તેના દ્વારા અજ્ઞાનથી સામાન્ય દોષ થયા હોય તો તે નષ્ટ થાય છે. (૯૨) સત્તાવીસ ગ્રાસ અન્ન લેવું. સવારે ૧૫ અને રાત્રે ૧૨ કોળિયા લેવા અથવા બંને વખત અયાચિત અન્નના આઠ કોળિયા લઈને જમવું. (૯૩) આવા સામાન્ય પાતકોના નિવારણ માટે જે વિધિ હોય છે એ સાંભળ. એક મહિનો ખોબો ભરીને અન્ન જમવું. (૯૪) ૩ દિવસ ઉપવાસ કરવા. આનો પ્રકાર હવે કહીશ. ત્રણ દિવસ ઉપવાસ કરનારે ઘૃત (ઘી)થી પારણું કરવું. (૯૫) ત્રણ દિવસ ઘૃત લઈને પછી ૩ દિવસ દૂધ લઈને પછી ત્રણ દિવસ વાયુનું ભક્ષણ કરીને ફરીથી ૨૧ દિવસ દૂધ લેવું. (૯૬) કોઈ નર અશક્ત હોય તો એણે આ વ્રત તલ, ગોળ અને ધાણી, લોટ લઈને ઉપવાસ કરવો. (૯૭) પર્ણકૃચ્છ્ર આવી રીતે કરી શકાય તે માટે દરરોજ પર્ણોદક લેવું અને પશ્ચાત્તાપથી થઈ શકે એટલા ઉપવાસ કરવા. (૯૮) પર્ણકૃચ્છ્રમાં કમળના પાંદડા, બીલીના પાંદડા અથવા પીપળાના પાંદડા અથવા દર્ભ પાણીમાં પલાળીને તે જળ દરરોજ પી જવું. જેટલા દિવસ શક્તિ હોય તેટલા દિવસ સુધી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરવું. આ પર્ણકૃચ્છ્ર કહેવાય છે. (૯૯) આ સિવાય બીજો એક પ્રકાર છે જે મુજબ ચાંદ્રાયણ વ્રત કરવું. એમાં કુકડીના ઈંડાના માપના કોળિયા રોજ ૧-૧ વધારીને લેવા. (૧૦૦) અમાવાસ્યાના દિવસે ૧ કોળિયો લેવો અને પૂર્ણિમાના દિવસે ૧૫ કોળિયા આરોગવા. કૃષ્ણપક્ષમાં એક એક કોળિયો ઓછો કરવો. મહિનો પૂરો થતાં બીજા મહિને હવિષ્યાન્ન લેવું. (૧૦૧) બ્રાહ્મણોની સભા બોલાવીને આપણું પાપ પ્રગટ કરીને સભાસ્થાને ઉચ્ચારવું. આ પ્રકારના પશ્ચાત્તાપથી પાપ બળી જાય. (૧૦૨) હવે તીર્થકૃચ્છ્ર કહું છું. પવિત્ર વારાણસી, શ્વેતપર્વતની યાત્રા કરી સ્નાન કરવું. તેથી પાપ નષ્ટ થાય છે. (૧૦૩) આજુબાજુના તીર્થોમાં જઈને એક હજાર વાર ગાયત્રીજાપ કરવાથી પાપ ત્વરિત જાય છે એવું અગસ્ત્યનું વચન છે. (૧૦૪) સમુદ્રસેતુબંધ ઉપર સ્નાન કરવાથી ભ્રૂણહત્યા તેમજ બાળહત્યાનું પાપ તેમજ કૃતઘ્નાદિ પાતકો નાશ પામે છે. (૧૦૫) વિધિપૂર્વક પવિત્ર થઈને કોટી ગાયત્રીનો જપ કરવો. તેથી બ્રહ્મહત્યાપાપનો નાશ થાય છે એ હે ત્રિવિક્રમભારતી! તું એકચિત્તથી સાંભળ. (૧૦૬) એક લાખ જપ કરવાથી સુરાપાનનું પાપ જતું રહે છે. જ્યારે સુવર્ણચોરીનું પાપ સાત લાખ જાપથી જાય છે. (૧૦૭) આઠ લાખ ગાયત્રીમંત્ર જાપ કરવાથી ગુરુપત્ની સાથે સમાગમ કરવાનું પાપ જાય છે. વેદમંત્રોથી પાપ કેવી રીતે નષ્ટ થાય છે તે કહું છું. (૧૦૮) પવમાનસૂક્ત ચાર વખત પઠન કરતા બ્રહ્મહત્યા દૂર થાય છે

અને ઈન્દ્રમિત્ર મંત્રનો જાપ ૧ મહિનો કરવાથી સુરાપાનના પાતકો આ સૂક્તના પાઠથી નષ્ટ થાય છે. (૧૦૯) જ્યારે શુનઃશેપ સૂક્તના જાપ કરવાથી સુવર્ણચોરીનું પાપ નષ્ટ થાય છે. (૧૧૦) પવમાન, શન્નઈન્દ્ર અને હવિષ્પાન્ત સૂક્તનું પઠન ૧ માસ સુધી કરવાથી ગુરુતલ્પગનું પાપ નષ્ટ થાય છે. (ઋગ્વેદ મં. ૧૦, સૂ. ૮૮; હવિષ્પાન્તિયમભ્યસ્ય... મુચ્યતે ગુરુતલ્પગઃ। મનુ. ૧૧/૨૫૧) (૧૧૧) પાંચ માસ કે છ માસ જે પુરુષ મિતાહાર કરીને રહે અને પુરુષસૂક્તનો પાઠ કરે તો તેના પંચ મહાદોષ પણ જાય છે. (૧૧૨) ત્રિમધુ સૂક્તનો પાઠ, ત્રિસુપર્ણસૂક્ત સાથે પાઠ કરીને નાચિકેત મંત્રનો જપ કરીએ તો સમસ્ત પાપો નષ્ટ થાય છે. (૧૧૩) નારાયણ ઉપનિષદનો પાઠ ભક્તિપૂર્વક કરવાથી પંચમહાપાતકોનો નાશ થાય છે. (૧૧૪) ત્રિપદાનામ ગાયત્રીનો જાપ ભક્તિપૂર્વક જે ભક્ત કરે છે અને અઘમર્ષણ સૂક્ત (ઋતું ચ સત્યં ચ સૂક્તં)નો જાપ ત્રણ વખત કરવાથી સાત જન્મનાં પાપ નષ્ટ થાય છે. (ગાયત્રીમંત્રમાં ત્રણ વખત પ્રણવનો ઉચ્ચાર કરવાથી તે ત્રિપદા ગાયત્રી કહેવાય છે.) (૧૧૫) અપાંમેધ્ય અને તદ્‌વિષ્ણો નામના મંત્રનો જાપ વ્યક્તિ ભક્તિથી કરે છે એના સાત જન્મના પાપ જાય છે. (૧૧૬) બીજો એક પ્રકાર છે અજ્ઞાનથી કરેલા દોષ માટે પશ્ચાત્તાપ કરીને પંચગવ્યનું પ્રાશન કરવું જોઈએ. (૧૧૭) ગૌમૂત્ર, ગોમય (છાણ), દૂધ, દહીં, ઘી અને દર્ભનું પાણી પ્રથમ દિવસના

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઉપવાસે લેવું એવી વિધિ છે. (૧૧૮) નીલવર્ણી ગાયનું ગૌમૂત્ર, કૃષ્ણવર્ણની ગાયનું ગોમય, તામ્રવર્ણી ગાયનું દૂધ પવિત્ર છે. શુભ્રવર્ણી (સફેદ) ગાયનું દહીં લેવું. (૧૧૯) કપિલા ગાયનું ઘી વધુ સારું. એવું પંચગવ્ય લેવું. એક એકનું પ્રમાણ હું કહું છું એ પ્રકાર સાંભળો. (૧૨૦) ગોમૂત્ર પાશેર (૧૨૫ ગ્રામ) લેવું, અંગૂઠાથી અડધું (૨૫ ગ્રામ) પવિત્ર છાણ લેવું, દૂધ પોણા બે શેર (૭૫૦ ગ્રામ) લેવું, દહીં પોણો શેર (૩૭૫ ગ્રામ) લેવું. (૧૨૧) ઘી પાશેર (૧૨૫ ગ્રામ) લેવું. તેટલું જ દર્ભનું પાણી એમાં મેળવવું અને કયો મંત્ર બોલીને સ્વીકારવું તે વિસ્તારથી કહું છું. (૧૨૨) દર્ભની સાથે ૬ રસોના એક એક મંત્ર અલગ અલગ બોલવા. જેમાં પ્રથમ મંત્ર 'ઈરાવતી' છે. જ્યારે બીજો મંત્ર 'ઈદમ્ વિષ્ણુ' છે. (૧૨૩) ત્રીજો મંત્ર 'માનસ્તોકે' છે, જ્યારે ચોથો મંત્ર 'પ્રજાપતિ', પાંચમો મંત્ર 'ગાયત્રી' અને છઠ્ઠો મંત્ર 'વ્યાહૃતિ'* પ્રણવપૂર્વક બોલવો. (*ૐ ભુર્ભૂવઃ સ્વઃ ...) (૧૨૪) આ પ્રમાણે મંત્રો બોલીને પશ્ચાત્તાપપૂર્વક એકાગ્ર થઈને પંચગવ્ય પ્રાશન કરીએ તો હાડકાં સંબંધી અને ચામડી સંબંધી આચરેલા પાપો નષ્ટ થાય છે. (૧૨૫) ઉપર દર્શાવેલા વિવિધ રંગોની ગાયો ન મળે તો કપિલા ગાય મુખ્ય છે અને એનાં દર્શનમાત્રથી દોષો દૂર થાય છે. માટે કપિલા ગાય ઉત્તમ છે. (૧૨૬) પંચમહાપાતકનાં નામો કહું છું એ એકભાવથી સાંભળો. જેમાં ચાર પ્રત્યક્ષ પાપ કરનારા પાપી છે અને પાંચમો સહાયકારી પાપી છે. (૧૨૭)

ચાર પ્રકારનાં મહાપાપો જો કોઈ કરે ત્યારે એને જોનાર એકલો હોય તો તે મહાપાતકથી લિપ્ત થાય છે એ સાંભળો. (૧૨૮) આ ચાર મહાપાતક બ્રહ્મહત્યા, સુરાપાન, ગુરુસ્ત્રીગમન, સુવર્ણચોરી અને આ ચાર પાપ આચરનારને સહાય કરવી એ પાંચમું પાતક છે. (૧૨૯) આવા પાંચ મહાપાતક કરનાર જો ભક્તિભાવપૂર્વક જગદ્‌ગુરુનાં દર્શન કરે અને એ ગુરુ તેના પર અનુગ્રહ કરે તો તે પાપવિહીન થઈ પવિત્ર થાય છે. આ તેના માટે પ્રાયશ્ચિત્ત છે. (૧૩૦) કોઈ વેદશાસ્ત્રજ્ઞ સ્વધર્માચાર કરતો હોય એના અનુગ્રહથી પાપ નષ્ટ થાય છે અને એ નર પવિત્ર થાય છે. (૧૩૧) આ રીતે શ્રીગુરુ ત્રિવિક્રમભારતીને પ્રાયશ્ચિત્તનું વિધિવિધાન કહે છે અને જે સાંભળીને વિપ્રગણોને સંતોષ થઈ તેમને જ્ઞાનપ્રકાશ થાય છે. (૧૩૨) શ્રીગુરુ પતિતને કહે છે કે પૂર્વજન્મમાં તું વિપ્ર હતો અને શ્રીગરુ, માતા અને પિતાને દોષ દેતો હતો. તેથી ચાંડાલયોનિમાં જન્મ્યો છે. (૧૩૩) હવે તને ઉપાય કહું છું કે સંગમમાં એક માસ સ્નાન કર્યા પછી તારા દોષ જશે અને ફરીથી તું વિપ્રજન્મ પામીશ. (૧૩૪) પતિત સ્વામીને કહે છે કે તમારું દર્શન મને થયું છે અને જેવી રીતે કાગડો માનસરોવરમાં જઈને રાજહંસ થાય છે તેમ થયું છે. (૧૩૫) તેવી રીતે તમારાં દર્શનમાત્રથી હું પવિત્ર થયો છું. તેથી હું શરણાગત છું અને મારું રક્ષણ અને ઉદ્ધાર કરો. (૧૩૬) લોખંડને પારસ લાગતાં જ એ જ ક્ષણે સુવર્ણ થાય છે. અને એ સુવર્ણ પાછળથી લોખંડમાં પરિવર્તન

પામતું નથી. આથી તારી કૃપાથી હું વિપ્રત્વ પામ્યો છું. હું ફરીથી ચાંડાલ નહીં થાઉં. (૧૩૭) તારાં સુધાસમ દર્શનથી હું જ્ઞાની થયો છું તેથી મારી ઉપર અભિમંત્ર કરીને વિપ્રોમાં સામેલ કરો. (૧૩૮) એનાં વચન સાંભળીને શ્રીગુરુ હસીને કહે છે કે તારો દેહ હીનજાતિનો છે. તેથી કેવી રીતે તને લોકો વિપ્ર કહેશે? (૧૩૯) પતિતના વીર્ય અને રજથી તારો જન્મ થયો છે તેથી લોકો બ્રાહ્મણ કેવી રીતે કહેશે? માટે બધા લોકો તારી નિંદા કરશે જે યોગ્ય છે. (૧૪૦) પહેલાં એક ક્ષત્રિયવંશી ગાધિપુત્ર વિશ્વામિત્ર હતો એ તપોબળથી પવિત્ર થયો છે એમ માનીને વિપ્ર કહો એવું ઋષિઓને કહેવા લાગ્યો. (૧૪૧) બ્રહ્માજીનાં ૧૦૦ વર્ષ સુધી એણે તપ કર્યું અને આ બળથી બ્રહ્મર્ષિ કહો એમ કહેવા લાગ્યો. (૧૪૨) ઈન્દ્રાદિ સુરવરોને વિનંતી કરવા લાગ્યો કે મને બ્રહ્મર્ષિ કહો. (૧૪૩) દેવઋષિ એને કહેવા લાગ્યા કે અમારો ગુરુ વશિષ્ઠ ઋષિ છે અને એ જો તને બ્રહ્મર્ષિ કહેશે તો અમે સમસ્ત આ માન્ય કરીશું. (૧૪૪) હવે વિશ્વામિત્ર ઋષિ વશિષ્ઠને મળીને કહેવા લાગ્યા કે મેં બહુકાળ તપ કર્યું છે તેથી મને બ્રાહ્મણ કહો. (૧૪૫) વશિષ્ઠ ઋષિ વિશ્વામિત્રને કહે છે કે ક્ષત્રિય તામસી હોવાથી અપાત્ર છે અને આ અપવિત્ર દેહનો ત્યાગ કરીશ ત્યારબાદ તારો જન્મ વિપ્રકુળમાં થશે. (૧૪૬) પછી તારો વ્રતબંધ થશે. ગાયત્રીમંત્ર પ્રાપ્ત થતાં જ તું શુદ્ધ થઈશ અને પછી જ બ્રહ્મર્ષિ કહેવાઈશ. (૧૪૭) અનેક વિનંતી કરવા છતાં વશિષ્ઠ ઋષિ માન્યા નહીં. આથી

વિશ્વામિત્ર મુનિ વશિષ્ઠ ઉપર કોપાયમાન થયા અને વશિષ્ઠના એકસો પુત્રોની એ વખતે હત્યા કરી. (૧૪૮) વશિષ્ઠ ઋષિ બ્રહ્મજ્ઞાની હોવાથી એમને બિલકુલ ક્રોધ ન આવ્યો અને વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ પણ કહ્યું નહીં. (૧૪૯) આ રીતે દિવસો પસાર થતાં એક દિવસ વિશ્વામિત્ર ભારે ક્રોધથી મોટી શિલા હાથમાં લઈને વશિષ્ઠ ઉપર પ્રહાર કરવા ગયા. (૧૫૦) તેમણે વિચાર્યું કે વશિષ્ઠ મુનિનો વધ કરીશ તો પણ મને કોઈ બ્રહ્મર્ષિ કહેશે નહીં. (૧૫૧) ઈન્દ્રાદિ દેવ અને સમસ્ત ઋષિ કહેવા લાગ્યા કે વશિષ્ઠ ઋષિ કહેશે તો જ અમે બ્રહ્મર્ષિ તરીકે સ્વીકારીશું અન્યથા નહીં. (૧૫૬) એવા વશિષ્ઠ મુનિવરને જો મારીશ તો મને મોટો દોષ લાગશે એવું કહીને ગિરિશિલા ભૂમિ ઉપર નાખી. (૧૫૩) વિશ્વામિત્રના અંતઃકરણમાં પશ્ચાત્તાપ થયો અને એ પશ્ચાત્તાપને ઓળખીને વશિષ્ઠ ઋષિએ વિશ્વામિત્ર ઋષિને બ્રહ્મર્ષિ તરીકે સંબોધ્યા. (૧૫૪) સંતોષ પામીને વિશ્વામિત્ર વશિષ્ઠ ઋષિને કહે છે કે હે ઋષિ! મારા ઘરે તમે હવે અન્ન ગ્રહણ કરો. (૧૫૫) ઋષિવચન સાંભળીને વશિષ્ઠ મુનિ બોલ્યા કે તારા મસ્તક ઉપર સૂર્યકિરણોની ગરમીથી અન્ન તૈયાર કર અને મને પીરસ. (૧૫૬) વિશ્વામિત્રે આ માન્ય કર્યું અને સૂર્યના કિરણો વડે અન્ન તૈયાર કર્યું. સૂર્યના સહસ્ર કિરણોથી એ વખતે એનો દેહ પૂર્ણ રીતે ભસ્મ થયો. (૧૫૭) વિશ્વામિત્ર મહામુનિ કઠોર તપશ્ચર્યા કરવાથી અતિ સમર્થ હતા તેથી પૂર્વદેહ બળીને નૂતન દેહ ધારણકર્તા થયા. (૧૫૮)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નૂતન દેહ ધારણ કર્યા પછી બ્રહ્મજ્ઞાની વિશ્વામિત્રને સકળ મુનિઓએ બ્રહ્મર્ષિ તરીકે સંબોધન કર્યું અને તેઓ ત્રિભુવનમાં બ્રહ્મર્ષિ તરીકે પ્રખ્યાત થયા. (૧૫૯) નૃસિંહસરસ્વતી પતિતને કહે છે કે તને પશ્ચાત્તાપ થયો છે જે તારી ભાવના સારી છે. આ કારણથી તારો દેહ વિસર્જન કરી તારો આગામી જન્મ બ્રાહ્મણકુળમાં થશે. (૧૬૦) શ્રીગુરુએ પેલા પતિતને આ પ્રમાણે કહ્યું ત્યારે એ પતિતને અનાયાસે પ્રાપ્ત થયેલા વિપ્રત્વનો ત્યાગ કરવાની ઈચ્છા ન થઈ. (૧૬૧) દરિદ્રી માણસને ધનસંપત્તિ મળે તો તેનો ત્યાગ કરવામાં આનંદ ન અનુભવે એમ કોઈને અમૃત જડે તો એ સહેલાઈથી કેમ છોડે? (૧૬૨) એકાદ ઉપવાસી ઢોર હોય અને સૂકા ઘાસથી ભરેલા ઘર પાસે જાય તો ત્યાંથી પાછું જવા માટે એનું મન થાય ખરું? (૧૬૩) શ્રીગુરુએ પતિતને જ્ઞાન આપ્યું, આથી એને પોતાનું ઘર યાદ આવતું નથી અને પોતાને વિપ્ર માનવા લાગ્યો. (૧૬૪) એ વખતે જ એનો પુત્ર અને પત્ની આવ્યાં અને કહેવાં લાગ્યાં કે મારા પતિને અપસ્માર થયો છે એવું જાણી અમે દોડતા આવ્યા છીએ. (૧૬૫) સ્ત્રી નજીક આવતાં જ એ પતિત 'મને સ્પર્શ કરીશ નહીં' એવું કહે છે અને એને મારવા માટે દોડે છે. (૧૬૬) પતિનું વર્તન જોઈને તેની પત્નીને ખૂબ દુઃખ થયું અને તે શ્રીગુરુ પાસે નમન કરીને કહેવા લાગી કે મારો પતિ મારો ત્યાગ કરીને જાય છે તે સાંભળો. (૧૬૭) મને કન્યા અને પુત્રો ઘણા છે. એમનું પાલન કોણ કરશે? અને એ અમને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ત્યજીને જાય છે તો હે સ્વામી! એને સમજાવો. (૧૬૮) હે સ્વામી! જો તમે એને સમજાવશો નહીં તો પુત્રને સાથે રાખીને પ્રાણ ત્યજીશ કેમ કે અમે અનાથ થતાં અમારું પોષણ કોણ કરશે? (૧૬૯) એ સ્ત્રીનાં વચનો સાંભળીને શ્રીગુરુ હસીને પેલા પતિતને બોલાવીને શું કહે છે એ સાંભળો. (૧૭૦) શ્રીગુરુ એ પતિતને કહે છે કે તું તારા ઘરે જા. પત્ની અને પુત્રને દુઃખ થતાં તું દોષી થઈશ અને તને સદ્‌ગતિ નહીં મળે. (૧૭૧) આ સંસારમાં જન્મીને સકળ ઈન્દ્રિયોને સંતુષ્ટ કરીને ધર્મમય જીવન જીવીએ તો જ દરેક મનુષ્ય આ ભવારણ્યમાં તરી શકે છે. (૧૭૨) આ કારણે જો પત્નીનો ત્યાગ કરવો હોય તો લગ્ન કરવાં જ નહીં અને લગ્ન બાદ પત્નીનો ત્યાગ કરવા જાવ તો એ મહાપાપ કહેવાય છે. (૧૭૩) સૂર્ય અને ભૂમિને સાક્ષી રાખીને તું આ સ્ત્રીને પરણ્યો છે. હવે એનો ત્યાગ કરીશ તો મહાદોષી થઈશ અને તને સદ્‌ગતિ મળશે નહીં. (૧૭૪) શ્રીગુરુનાં આ વચન સાંભળીને એ પતિત હાથ જોડીને વિનવે છે કે જ્ઞાન પ્રાપ્ત થયા પછી હું કેવી રીતે હીનજાતિનો કહેવાઉં? (૧૭૫) શ્રીગુરુ મનમાં વિચારે છે કે એના શરીર પર પવિત્ર વિભૂતિ છે અને કોઈ લોભીના હાથથી ધોવડાવું તો એનું જ્ઞાન જતું રહેશે. (૧૭૬) મનમાં આવું વિચારીને શ્રીગુરુ શિષ્યને બોલાવીને કહે છે કે એકાદ લોભી બ્રાહ્મણને ત્વરિત બોલાવીને લાવ. (૧૭૭) એ ગામમાં એક બ્રાહ્મણ વેપાર કરતો હતો. એને એ પતિતની પાસે શિષ્ય

બોલાવી લાવે છે. (૧૭૮) શ્રીગુરુ એ લોભી બ્રાહ્મણને કહે છે કે હાથમાં પાણીનો લોટો લઈને તે પતિતને ન્હવડાવ. જેથી તે (જ્ઞાન નષ્ટ થતા) સંસારમાં આસક્ત થાય. (૧૭૯) શ્રીગુરુની આજ્ઞા મુજબ એ બ્રાહ્મણ પાણી લઈને આવ્યો અને એ પતિત ઉપર નાખતા જ એના શરીરની વિભૂતિ ધોવાઈ ગઈ. (૧૮૦) વિભૂતિ ધોવાઈ જતાં જ એ પતિતનું જ્ઞાન નષ્ટ થઈ તે અજ્ઞાની જેમ વર્તવા લાગ્યો. (૧૮૧) પુત્રને આલિંગન આપીને કહે છે કે મને ભ્રાંતિ થયેલી? આ સ્થળે હું કેમ આવ્યો? એ મને કહો. (૧૮૨) આ રીતે વિસ્મિત થઈને પતિત પોતાને ઘેર ગયો. પતિતનું વૃત્તાંત સાંભળીને સમગ્ર લોકો પણ વિસ્મય કરવા લાગ્યા. (૧૮૩)

આવી આશ્ચર્યજનક ઘટના બનતાં બધા જ આશ્ચર્યચકિત થયા. (૧૮૪) ત્રિવિક્રમ મહામુનિ જે શ્રીગુરુના સાંનિધ્યમાં હતા એ વિનયથી પૂછવા લાગ્યા તે હે શ્રોતાઓ! એકચિત્તથી સાંભળો. (૧૮૫) ત્રિવિક્રમ મહામુનિ શ્રીગુરુને કહે છે કે અમારા મનમાં જે શંકા હતી તે દૂર થઈ છે. હવે અમને જવાની આજ્ઞા આપશો. (૧૮૬) મહાપતિત હીનજાતિનો હતો. એને સ્વામીએ જ્ઞાન આપેલું પણ અંગ ધોતાં જ તત્ક્ષણ એનું જ્ઞાન કેવી રીતે ગયું? (૧૮૭) આ અમને વિસ્તારથી કહેવાની કૃપા કરો એમ કહીને ભાવભક્તિથી ત્રિવિક્રમભારતી ચરણે પડ્યો. (૧૮૮) ત્રિવિક્રમ યતિ આવું પૂછે છે ત્યારે શ્રીગુરુ એને કહે છે કે એ પતિતના અંગ ઉપર જે ભસ્મ હતી એ ધોઈ

નાખ્યા પછી તરત જ એનું જ્ઞાન ગયું. (૧૮૯) આવો વિભૂતિનો મહિમા છે. તેમાં પણ સંત-મહાત્માઓનો સ્પર્શ પામેલી ભસ્મ એ પવિત્ર છે. (૧૯૦) શ્રીગુરુનાં આ વચન સાંભળીને ત્રિવિક્રમમુનિ કહેવા લાગ્યા કે હે દેવગુરુ શિરોમણિ! અમને ભસ્મમહિમા કહો. (૧૯૧) સિદ્ધમુનિ શિષ્યને કહે છે કે શ્રીગુરુ ભસ્મમાહાત્મ્ય ત્રિવિક્રમભારતીને વિસ્તારથી કહેવા લાગ્યા એ એકચિત્તથી સાંભળ. (૧૯૨) સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રનો વિસ્તાર કહે છે જે સાંભળવામાં મનોહર છે. તેથી તમામ ઈચ્છાઓ પૂરી થાય છે. (૧૯૩) આગળની કથા પવિત્ર છે. આ પ્રમાણે સિદ્ધમુનિ મરાઠી ભાષામાં શ્રી સરસ્વતી ગંગાધરને વિસ્તારથી કહે છે. (૧૯૪)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક કર્મવિપાક કથન નામનો અઠ્ઠાવીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૯૪)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

# અધ્યાય-૨૯



દેવ અને ઋષિઓની સભામાં ભગવાન શંકર ભસ્મનો મહિમા સમજાવે છે.

# અધ્યાય-૨૯

## ભસ્મમહિમા વર્ણન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

ભસ્મમાહાત્મ્ય અંગે ત્રિવિક્રમભારતીએ શ્રીગુરુને ગત અધ્યાયમાં પૂછ્યું હતું. તેનું વિવરણ કરવા નામધારક સિદ્ધમુનિને પુનઃ વિનવે છેઃ (૧) હવે પછીની કથા કૃપાસિંધુ સિદ્ધમુનિ મને વિસ્તારથી કહો. (૨) શિષ્ય એવું વિનવે છે ત્યારે એ સાંભળીને શ્રીસિદ્ધમુનિ પ્રસન્ન વદને ભસ્મમાહાત્મ્ય વિસ્તારથી કહે છે એ સાંભળો. (૩) શ્રીગુરુ ત્રિવિક્રમભારતીને કહે છે કે મને ભસ્મમાહાત્મ્ય પૂછે છે તે એકચિત્તે સાવધાન થઈ સાંભળ. (૪) પહેલાં કૃતયુગમાં વામદેવ નામના પ્રસિદ્ધ યોગી હતા જે ગુરુ તરીકે સમગ્ર ભૂમંડળમાં પ્રસિદ્ધ હતા. (૫) એ વામદેવ ઋષિ સાત્ત્વિક અને બ્રહ્મજ્ઞાની હતા જેઓ ઘર, પત્ની, કામ, ક્રોધ વગેરે ત્યજીને પૃથ્વી ઉપર ફરતા હતા. (૬) એ વામદેવ ઋષિ સંતોષી, નિઃસ્પૃહ હતા અને સર્વાંગે ભસ્મવિલેપન કરીને મૌન પાળતા હતા. એ જટાધારી મુનિ ઝાડની છાલનું વસ્ત્ર કરીને વ્યાઘ્રચર્મ પહેરીને રહેતા હતા. (૭) ભૂમંડળમાં આ

મુનિ જુદા-જુદા ક્ષેત્રોમાં ફરતા-ફરતા *કૌંચારણ્યમાં આવ્યા જ્યાં મનુષ્યમાત્રનો સંચાર હતો નહીં. (*કૌંચારણ્ય દંડકારણ્યના દક્ષિણ તરફનો જંગલ વિસ્તાર.) (૮) આ સ્થાને એક ભયાનક બ્રહ્મરાક્ષસ હતો એ દરરોજ અનેક મનુષ્યાદિ જીવોની હિંસા કરી ભક્ષણ કરીને રહેતો હતો. (૯) એવા અઘોર (ભયંકર) વનમાં વામદેવ ફરતા હતા એને જોઈને એ બ્રહ્મરાક્ષસ એમનું ભક્ષણ કરવા દોડીને આવ્યો. (૧૦) એ બ્રહ્મરાક્ષસ ભૂખ્યો હતો અને "હમણાં જ ભક્ષણ કરું" એવું કહીને દાંત કચકચાવીને મોઢું પહોળું કરીને નજીક આવ્યો. (૧૧) રાક્ષસ આવે છે એ જોઈને મહાજ્ઞાની વામદેવ નિઃશંક થઈને મનમાં ધીરજપૂર્વક નિર્ભયતા સાથે ઊભા હતા ત્યાં એ બ્રહ્મરાક્ષસ એની પાસે આવ્યો. (૧૨) રાક્ષસને મનમાં સંતોષ થયો અને કહેવા લાગ્યો કે આ કોળિયો મને સરસ મળ્યો છે. પછી એનું ભક્ષણ કરવા માટે ઈચ્છા રાખીને આલિંગન આપીને એને બાથમાં પકડ્યો. (૧૩) મુનીશ્વરને આલિંગન આપતાં જ એ રાક્ષસના શરીરને મુનિએ લગાડેલી ભસ્મ ચોંટી ગઈ અને તરત જ એને જ્ઞાન થયું અને જન્માંતરનું (પૂર્વના અનેક જન્મોનું) સ્મરણ પણ થયું. (૧૪) લોખંડને પારસમણિ સ્પર્શતાં જ જે રીતે સુવર્ણમાં પરિણમે છે તે જ રીતે રાક્ષસનું પાપ બળી ગયું અને તે મહાજ્ઞાની થયો. (૧૫) જેવી રીતે માનસરોવરમાં કાગડો જાય છે અને એનો હંસ થાય છે તેમ જ માનવને અમૃતપાન કરાવતાં દેવત્વ પ્રાપ્ત થાય છે. (૧૬) જેવી રીતે

જંબુનદીમાં માટી નાખતાં તરત જ એનું સોનું થાય છે તેવી રીતે એ પાપી રાક્ષસ મુનીશ્વરના અંગસ્પર્શથી પવિત્ર થયો. (૧૭) દુર્લભ સત્પુરુષનું દર્શન થતાં જ એની સમસ્ત કામના વિરામ પામી, જેવી રીતે શ્રીગુરુચરણના સ્પર્શથી વ્યક્તિ પાપમુક્ત થાય છે. (૧૮) બ્રહ્મરાક્ષસ ભયાનક હતો. એની ભૂખ કેવી રીતે વર્ણવી શકાય? કેમ કે તે નિત્ય હાથી, ઘોડા અને મનુષ્યનું ભક્ષણ કરતો હતો. (૧૯) આટલું ખાવા છતાં પણ એની ભૂખ પૂરી થતી ન હતી, જેવી રીતે તરસ્યો માણસ સમુદ્રને પીને પણ તૃપ્ત થતો નથી. (૨૦) આવો પાપી રાક્ષસ મુનિના અંગસ્પર્શ માત્રથી ક્ષુધા, તૃષા, ક્રોધરહિત થઈ જ્ઞાની થયો. (૨૧) રાક્ષસ જ્ઞાની થઈને મુનીશ્વરના ચરણે પડ્યો અને કહેવા લાગ્યો કે હે ગુરુશિરોમણિ! તું સાક્ષાત્ ઈશ્વર છે અને મારું રક્ષણ કર. (૨૨) હે મુનિવર! હું અઘોર (ભયંકર) ભવસાગરમાં ડૂબી ગયો છું. મારો ઉદ્ધાર કર અને હે કૃપાસિંધુ જગદીશ! તું શ્રેષ્ઠ દાતા છે. (૨૩) તારાં દર્શનમાત્રથી મારી પાપરાશિ બળીને ભસ્મ થઈ છે અને તું ભક્તો ઉપર કૃપા કરે છે. હે જગતગુરુ! મારો ઉદ્ધાર કર. (૨૪) આ પ્રમાણે એ રાક્ષસ મુનિવરને વિનવે છે ત્યારે એ કૃપાળુ વામદેવ એને એ વખતે પૂછે છેઃ (૨૫) વામદેવ એને પૂછે છે કે તારા પૂર્વજન્મમાં તું કોણ હતો અને જે સ્થળમાં મનુષ્યમાત્ર રહેતો નથી ત્યાં તું કેમ રહે છે? (૨૬) મુનિનાં વચન સાંભળીને બ્રહ્મરાક્ષસે હાથ જોડીને નમન કરી કહ્યુંઃ મારો વૃત્તાંત સાંભળોઃ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્રિવિક્રમભારતી તું પણ આ કથા સાંભળ. (૨૭) રાક્ષસ એ વખતે કહે છે કે હું જ્ઞાની થયો છું અને અનંતકાળના જન્મોનું મને સ્મરણ થયું છે તે હે સ્વામી! સાંભળો. (૨૮) હે સ્વામી વામદેવ! મારા પૂર્વજન્મના અનેક દોષો છે તેમાં પચીસમો જન્મ શ્રેષ્ઠ આચરણવાળો હતો. તેનું વિવરણ કહું છું. (૨૯) ૨૫મા પૂર્વજન્મ પહેલાં હું યવનદેશમાં રાજા હતો અને મારું નામ દુર્જય હતું અને દુરાચારી વર્તન કરતો હતો એ જાણો. (૩૦) રાજ્યકર્તાના અહંકારમાં મેં ઘણા લોકોની હત્યા કરી હતી, પ્રજાને દુઃખ આપેલું અને અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હતાં. આ રીતે હું દુરાચારી હતો. (૩૧) જે સ્ત્રીઓ સાથે લગ્નો કરેલાં તદુપરાંત પણ પુષ્કળ સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરેલો અને એક દિવસ ભોગવીને ફરી પાછી ભોગવેલ નહીં. (૩૨) એક દિવસમાં એક સ્ત્રી સાથે સંભોગ કરીને તેને ત્યાગીને અંતરગૃહમાં કેદી તરીકે રાખતો અને પછી ફરીથી તેને ક્યારેય ન જોતો. (૩૩) એવી અનેક સ્ત્રીઓને મેં અંતરગૃહમાં રાખેલી અને ફરી દર્શન દીધેલાં નહીં તેથી એ સ્ત્રીઓ રાત દિન મને શાપ આપતી હતી. (૩૪) સમસ્ત રાજાઓને જીતીને એમની સ્ત્રીઓને પકડીને એક એક દિવસ ભોગવીને અંતરગૃહમાં રાખેલી. (૩૫) જે સ્ત્રીઓ સ્વરૂપવાન હતી એમને બળજબરી કરીને સંભોગ કરતો હતો અને જે સીધી રીતે આવતી ન હતી એમને દ્રવ્ય આપીને લઈ આવતો હતો. (૩૬) મારા દેશમાં જે વિપ્રો હતા એ અન્ય દેશમાં જતા રહેલા ત્યારે એમની સ્ત્રીઓને પણ

ઉન્મત્ત થઈને મેં ભોગવી હતી. (૩૭) પતિવ્રતા, સુહાસિની કે વિધવા કે રજસ્વલા સ્ત્રીને જોઈને ઉન્મત્ત થઈને ભોગવી હતી. (૩૮) અવિવાહિત કન્યાઓ ઉપર પણ બળાત્કાર કરીને ભોગવતો હતો અને આ પ્રમાણે સમગ્ર રાજ્યની પ્રજાને મદોન્મત્ત થઈ હેરાન કરતો હતો. (૩૯) ૩૦૦ બ્રાહ્મણ સ્ત્રીઓ, ૪૦૦ ક્ષત્રિય સ્ત્રીઓ, ૬૦૦ વૈશ્ય સ્ત્રીઓ અને ૧૦૦૦ ક્ષુદ્ર સ્ત્રીઓને મેં ભોગવી. (૪૦) એકસો ચાંડાળણ, ૧૦૦૦ ભીલ જાતિની સ્ત્રીઓ, ૫૦૦ નટ જાતિની સ્ત્રીઓ અને ૪૦૦ ધોબણોને ભોગવી. (૪૧) અસંખ્ય વેશ્યાઓને મેં ઉન્મત્તતાથી ભોગવી હતી તો પણ મારું મન હે સ્વામી! તૃપ્ત થયું ન હતું. (૪૨) આટલી સ્ત્રીઓ ભોગવીને પણ મારું મન સંતુષ્ટ થયું ન હતું ત્યારે વિષયાસક્ત થઈને મદ્યપાન કરી ઉન્મત્તતાથી વર્તતો હતો. (૪૩) આ રીતે વર્તન કરતાં મને ક્ષય વગેરે રોગો થયા તેમાં જ અન્ય રાષ્ટ્રના રાજાઓએ આવીને મારા રાજ્યને જીતી લીધું. (૪૪) આ રીતે મારું મરણ થયું. દૂતોએ યમપુરીમાં લઈ જઈને નર્કમાં નાખ્યો. (૪૫) દેવોનાં સહસ્ત્ર વર્ષ સુધી દસ વખત નર્કમાં ફેરવ્યો. એ રીતે પિતૃઓની સાથે નરકવાસ ભોગવ્યો. (૪૬) આગળના જન્મમાં પ્રેતયોનિમાં વિદ્રૂપ શરીર સાથે સહસ્રલિંગો સહિત અનેક દુઃખો ભોગવ્યા. (૪૭) આવી રીતે ૧૦૦ દિવ્ય વર્ષ ક્ષુધાથી કષ્ટ ભોગવ્યું અને પછી તરત જ ફરીથી નર્કમાં આવ્યો અને અનંત કષ્ટો ભોગવ્યાં. (૪૮) બીજો જન્મ મને વ્યાઘ્રયોનિમાં મળ્યો,

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ત્રીજો જન્મ અજગરનો મળ્યો, ચોથા જન્મમાં વરુ થયો. (૪૯) પછી પાંચમો જન્મ મને ગામના ભૂંડનો મળ્યો. છઠ્ઠા જન્મમાં કાચીંડો થઈને જન્મ્યો. (૫૦) સાતમા જન્મમમાં શ્વાન થયો, આઠમા જન્મમાં શિયાળ થયો. નવમા જન્મમાં રોહી પ્રકારનું હરણ થયો. દસમા જન્મમાં સસલો થયો. (૫૧) અગિયારમો જન્મ વાંદરાનો થયો. બારમા જન્મમાં સમડી થયો, ૧૩મા જન્મમાં નોળિયો થયો, ૧૪મા જન્મમાં કાગડો થયો. (૫૨) પંદરમાં જન્મમાં રીંછ તરીકે જન્મ્યો. સોળમા જન્મમાં જંગલી કૂકડો થયો. આવી રીતે મારા જન્મપરંપરાની કથા છે. (૫૩) ૧૭મા જન્મે ગધેડો થઈને આંધળો થયો જ્યારે હે સ્વામી! પછી બિલાડો થઈને અઢારમા જન્મમાં હું આવ્યો. (૫૪) ઓગણીસમા જન્મમાં દેડકો થયો અને વીસમો જન્મ કાચબાનો થયો. જ્યારે એકવીસમાં જન્મમાં માછલી થયો. (૫૫) બાવીસમા જન્મમાં મોટો ઘોર જંગલી ઉંદર થયો. જ્યારે ત્રેવીસમા જન્મમાં બહેરા અને જેને દિવસે દેખાતું નથી એવો ઘુવડ થયો. (૫૬) ચોવીસમા જન્મમાં તામસી હાથી થયો જ્યારે પચીસમા જન્મમાં બ્રહ્મરાક્ષસ થયો એ આપ જોઈ રહ્યા છો. (૫૭) હે સ્વામી! હું રાત દિન ભૂખ્યો રહીને અનેક પ્રકારના કષ્ટ ભોગવું છું અને આ જંગલમાં પૂરતો આહાર ન મળવાથી દુઃખી છું. (૫૮) તમને દેખતાં જ મારા અંતઃકરણમાં ઈચ્છા થઈ કે તમારું ભક્ષણ કરીશ અને તેથી જ દોડીને આવ્યો. હું આવો અત્યંત પાપી છું. (૫૯) તમારો અંગસ્પર્શ થતાં જ મને

પૂર્વજન્મનું સ્મરણ થયું અને હવે સહસ્ર જન્મોનાં દુષ્કૃત્ય હે સ્વામી! દેખાવાં લાગ્યાં છે. (૬૦) હવે મારે જન્મ જોઈતા નથી. તમારા અનુગ્રહથી આ ઘોર સંસારમાં હું તરી જઈશ. માટે મારી યાતનાઓ દૂર કરો. (૬૧) તમે વિશ્વના ઉદ્ધારક છો અને મને વિના પ્રયાસે મળ્યા છો. તમારો દર્શનમહિમા કેવો છે કે સ્પર્શ થતાં જ મને જ્ઞાન થયું! (૬૨) હે યતિ! પૃથ્વી ઉપર બીજા મનુષ્યની જેમ જ તું દેખાય છે; એમ છતાં તારો મહિમા અને ખ્યાતિની ઉપમા આપી શકાય તેમ નથી. વળી, તું શ્રેષ્ઠ દાતા પણ છે. (૬૩) હું મહાપાપી અને દુરાચારી થઈને વનમાં ભટકતો હતો ત્યાં જ માત્ર તારા અંગસ્પર્શથી અનેક જન્મોનું વિસ્તૃત જ્ઞાન થયું છે. (૬૪) હે સ્વામી વામદેવ! તારા શરીરનો કેવો મહિમા છે? અમારો ઉદ્ધાર કરવા માટે દુનિયામાં ઈશ્વર થઈને તું આવ્યો છે. (૬૫) રાક્ષસે આવું કહેતાં જ શ્રી વામદેવ સંતોષ પામીને કહેવા લાગ્યા કે મારા શરીર ઉપર ચોંટેલી ભસ્મનો મહિમા આવો છે એ સાંભળ. (૬૬) મારું સર્વાંગ ભસ્માંકિત છે જે તારા શરીરને થોડું જ લાગ્યું અને તેથી તને જ્ઞાન થયું અને સો જન્મોનું જ્ઞાન પ્રાપ્ત થયું. (૬૭) ભસ્મમહિમા અપરંપાર છે. બ્રહ્માદિકોને અગોચર છે અને આ જ કારણે કર્પૂરગૌર (મહાદેવ) ભસ્મને અલંકાર તરીકે સર્વાંગે લેપન કરે છે. (૬૮) ઈશ્વર જે વસ્તુને વંદન કરે છે એનું વર્ણન કરવાનું અમારા માટે અશક્ય છે કેમ કે એ જ શંકર વ્યોમકેશી ભસ્મનો મહિમા જાણે છે. (૬૯)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તું અમને પૂછે છે માટે દૃષ્ટાંત કહું છું એ સાંભળ. અમે અમારી દૃષ્ટિથી ભસ્મનો અપાર મહિમા જોયેલો છે. (૭૦) દ્રવિડદેશમાં એક આચારહીન અને કર્મભ્રષ્ટ વિપ્ર હતો. એ સદાકાળ શૂદ્ર સ્ત્રી સાથે રત રહેતો હતો. (૭૧) સમસ્ત વ્રિપજાતિના વિપ્રોએ મળીને એનો બહિષ્કાર કર્યો. તેમજ માતા-પિતા, ગોત્રજ અને બંધુવર્ગે એનો બહિષ્કાર કર્યો. (૭૨) આ રીતે એ બ્રાહ્મણ આચારહીન તરીકે પ્રખ્યાત થયો અને શૂદ્ર સ્ત્રી જોડે વિવાહ કરીને રહેતો હતો. (૭૩) આવો પાપી, દુરાચારી, ચોરી કરીને ઉદરભરણ કરતો હતો અને અન્ય સ્ત્રીઓ જોડે વ્યભિચાર કરી ઉન્મત્ત થઈને રહેતો હતો. (૭૪) આવી રીતે વર્તતો હતો ત્યારે તે એક દિવસે વ્યભિચાર માટે ગયો ત્યારે ચોરી કરતા એક શૂદ્રે તેનો વધ કરેલો. (૭૫) એ વિપ્રનો વધ કરીને એના મૃતદેહને ખેંચીને રાત્રે ગામની બહાર અઘોર સ્થળમાં નાખી દીધો. (૭૬) એ નગરમાં એક શ્વાન હતો જે ભસ્મ ઉપર બેઠેલો અને ભૂખ્યો હતો તેથી એને શબની ગંધ આવતા જ ફરતો ફરતો ત્યાં દોડી આવ્યો. (૭૭) એ શબને જોયા પછી એ શ્વાન એનું ભક્ષણ કરવા માટે શબ ઉપર બેસીને આનંદથી ભૂખનું નિવારણ કરતો હતો. (૭૮) એ શ્વાનના પેટ ઉપર ભસ્મ લાગેલી હતી જે એ શબના કપાળ ઉપર, વક્ષઃસ્થળ ઉપર અને બાહુઓ ઉપર ચોંટી. (૭૯) એ દ્વિજનો પ્રાણત્યાગ થતાં જ યમદૂતો એને મારી મારીને નરક તરફ લઈ જતા હતા. (૮૦) કૈલાસના શિવદૂતોએ ભસ્મ ચોંટેલા શબને લઈ જતા જોઈને




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આશ્ચર્ય વ્યક્ત કર્યું કે ભસ્મ વિલેપિત શબને કોણ લઈ જાય છે? (૮૧) આ જીવાત્મા તો કૈલાસ લઈ જવા યોગ્ય છે. તેથી તેને યમદૂતો કેમ લઈ જાય છે? એવું કહીને યમદૂતોને ક્રોધે ભરાઈને મારવા માટે દોડી ગયા. (૮૨) શિવદૂતને આવતા જોઈને યમદૂતો એ દ્વિજને છોડીને યમપુરીમાં જવા નાસી ગયા. (૮૩) ત્યાં જઈને યમરાજાને કહેવા લાગ્યા કે ભૂમિ ઉપર પાપી માણસને અમે લાવતા હતા. (૮૪) પાપીને અમે લઈને આવતા હતા જે જોઈ શિવદૂતો અમને મારવા લાગ્યા અને તે પાપીનું શબ ખૂંચવીને લઈ ગયા અને અમારો પણ વધ કરવા તૈયાર થયા. (૮૫) હવે અમારી શું ગતિ? એ પૃથ્વી ઉપર અમે ફરી ક્યારે પણ જઈશું નહીં કેમ કે શિવદૂત અમને મારશે એમ કહીને યમરાજાને વિનવવા લાગ્યા. (૮૬) યમદૂતોનાં આ વચન સાંભળીને કોપાયમાન થઈને યમરાજા ત્વરિત ગતિએ નીકળ્યા અને શિવદૂતોની પાસે ગયા. (૮૭) યમરાજા શિવદૂતોને કહે છે કે મારા દૂતોને કેમ માર્યા અને એ પાપીનું શબ કેમ લઈ લીધું અને તેને કૈલાસમાં કેમ લઈ જાવ છો? (૮૮) એનાં પાપ પ્રબળ છે. ગંગામાં જેટલી રેતીનાં કણ હશે એનાં કરતા પણ વધારે અઘોર પાપ આ જીવે કર્યા છે એ જાણો. (૮૯) આ કૈલાસ માટે યોગ્ય નથી ત્યારે વિમાનમાં બેસાડીને મૂર્ખતાથી કેમ લઈ જાવ છો? એવું કોપાયમાન થઈને યમરાજા બોલવા લાગ્યા. (૯૦) યમરાજાનાં આવાં વચન સાંભળીને શિવદૂત વિસ્તારથી કહે છે કે એ શબના કપાળ

ઉપર ભસ્મની નિશાની હતી એ જાણો. (૯૧) એ શબના વક્ષઃસ્થળ, કપાળ, બાહુમૂળ (કોણી) અને કાંડા ઉપર પણ ભસ્મ હતી તેવામાં તારા દૂત એને કેવી રીતે અડક્યા? (૯૨) અમને શિવજીની આજ્ઞા છે કે જે માનવનું શરીર ભસ્માંકિત હોય એવા જીવોને કૈલાસ ઉપર શાશ્વત રહેવા માટે લાવો. (૯૩) એના કપાળ ઉપર ભસ્મ હતી તો તારા દૂતો તેને કેમ સ્પર્શ્યા? અમે તત્કાલ વધ કરતા હતા પણ ધર્મની નીતિ અનુસાર દૂતોને છોડ્યા. (૯૪) હવે આ પછી આપના દૂતોને સમજાવો અને કહો કે જે નર ભસ્માંકિત હશે એને તેમણે ન લાવવો. (૯૫) ભસ્માંકિત નરને કોઈ પણ પ્રકારનો દોષ લાગતો નથી એ જાણો. એ નર સ્વર્ગમાં જવા માટે યોગ્ય હોય છે એવું શિવદૂત કહેવા લાગ્યા. (૯૬) શિવદૂતોનાં વચન સાંભળીને યમરાજા પોતાના દૂતોને લઈને પાછા ગયા અને કહેવા લાગ્યા એ સાંભળો. (૯૭) યમરાજા પોતાના દૂતોને કહે છે કે હવેથી ભૂમિ ઉપર જઈને જે કોઈ ભસ્માંકિત વ્યક્તિ હોય એમને તમારે લાવવા નહીં. (૯૮) અનેક દોષો કર્યા હશે તો પણ એને અમારા સ્થાને (યમપુરી) લાવવા નહીં. એવા નર કે જેમના કપાળ ઉપર ત્રિપુંડ્ર ભસ્મ તિલક હશે; (૯૯) જેના ગળામાં રુદ્રાક્ષમાળા, કપાળ ઉપર ત્રિપુંડ્ર તિલક તેને તમારે અડકવું નહીં એવી શિવની આજ્ઞા છે. (૧૦૦) વામદેવ બ્રહ્મરાક્ષસને કહે છે કે વિભૂતિનો મહિમા આવો છે. આથી અમે ભક્તિથી લગાડીએ છીએ જે દેવોને પણ દુર્લભ હોય છે. (૧૦૧) વામદેવ

બ્રહ્મરાક્ષસને કહે છે જુઓ! ઈશ્વર પણ પ્રેમથી ભસ્મને લગાડે છે. ઈશ્વર જેને વંદે છે તેનો મહિમા કોણ વર્ણવી શકે તે મને કહે. (૧૦૨) વામદેવનાં વચન સાંભળીને બ્રહ્મરાક્ષસે નમન કર્યું અને કહ્યું કે તું જ અમારો જગજીવન ઈશ્વર છે અને મારો ઉદ્ધાર કર. (૧૦૩) તમારાં ચરણનું દર્શન મને થયું અને સહસ્ર જન્મનું જ્ઞાન થયું. થોડુંઘણું જે કાંઈ પુણ્ય કર્યું હશે તેના પરિણામસ્વરૂપે તારાં મને દર્શન થયાં છે. (૧૦૪) હું જ્યારે રાજ કરતો હતો ત્યારે કરેલા પુણ્યનું સ્મરણ હવે થાય છે. મેં જંગલમાં તળાવ બંધાવેલ અને બ્રાહ્મણોને આજીવિકા આપી હતી. (૧૦૫) આટલું પુણ્ય મારાથી થયું હતું. ઈતર જે બનાવ બન્યા હતા તે બાકીના સર્વ દોષ રાજ્ય કરતી વખતે કરેલા. (૧૦૬) જ્યારે નર્કમાં મને લઈ ગયેલા ત્યારે યમરાજાએ ચિત્રગુપ્તને પૂછેલું ત્યારે ચિત્રગુપ્તે મારું આ પુણ્ય યમરાજાને કહેલું. (૧૦૭) યમરાજાએ ચિત્રગુપ્તે કહેલા પુણ્યનો વૃત્તાંત સાંભળી એમ કહ્યું હતું કે ૨૫ જન્મો પછી આ પુણ્યનું ફળ મળશે. (પહેલાનાં પચ્ચીસમા જન્મમાં પુણ્યકર્મ કર્યું. પછી ૨૪ જન્મમાં પાપાચરણ કર્યું. પછી પચ્ચીસમો જન્મ પહેલાનાં પુણ્યકર્મનું ફળ અર્થાત્ વામદેવનું દર્શન અને મુક્તિ.) (૧૦૮) આ પુણ્યના લીધે તમારી ભેટ થઈ છે. માટે હવે જગત્ગુરુ વામદેવ સ્વામી! મારો ઉદ્ધાર કરો. (૧૦૯) આ ભસ્મનો મહિમા મને વિસ્તારથી કહો. કયા કયા મંત્રનો વિનિયોગ કરીને ભસ્મને શરીર ઉપર લગાવવી તે વિસ્તારથી કહો. (૧૧૦) વામદેવ

બ્રહ્મરાક્ષસને કહે છે કે મને વિભૂતિને ધારણ કરવાનો વિધિ પૂછે છે તો હવે વિસ્તારથી કહું છું જે એકચિત્તથી સાંભળ. (૧૧૧) પહેલા મંદરગિરિ પર્વત ઉપર ગિરીજાપતિ (શંકર) ક્રીડા માટે ગયા તેમની સાથે કરોડો રુદ્રાદિગણો હતા. તેઓ બધા વચ્ચે તે ઉચ્ચ સિંહાસન ઉપર બિરાજમાન હતા. (૧૧૨) તેત્રીસ કરોડ દેવો સાથે ઈન્દ્ર ત્યાં આવ્યો અને સાથે અગ્નિ, વરુણ, યમ, કુબેર, વાયુ વગેરે દેવતાઓ પણ પધાર્યા. (૧૧૩) ગંધર્વ, યક્ષ, ચિત્રસેન, ખેચર, પન્નગ, વિદ્યાધર, કિંપુરુષ, સિદ્ધ અને સાધ્યદેવો અને ગુહ્યકો એમ બધા સભામાં પધાર્યા. (૧૧૪) દેવાચાર્ય, બૃહસ્પતિ, વશિષ્ઠ, નારદ ત્યાં આવ્યા. પિતૃસહિત અર્યમા (યમ) કર્પૂરગૌર (શંકર)ને મળવા આવ્યા. (૧૧૫) દક્ષાદિ, બ્રહ્મા બધા ઋષિકુળ સાથે પધાર્યા તેમ જ ઉર્વશી આદિ અપ્સરાઓનો સમૂહ પણ ઈશ્વરસભામાં આવ્યો. (૧૧૬) ચંડીકાની સાથે શક્તિગણ પણ આવ્યાં. આદિત્ય આદિ બાર સૂર્ય, અષ્ટવસુ બધા મળીને ઈશ્વરની સભામાં પધાર્યા. (૧૧૭) હે બ્રહ્મરાક્ષસ! અશ્વિની દેવતા અને વિશ્વેદેવો ઈશ્વરસભામાં પધાર્યા. (૧૧૮) ભૂતપતિ મહાકાળ, નંદીકેશ્વર મહાનીલ, બંને દ્વારપાળો પોતાના હાથમાં શસ્ત્ર સાથે ઈશ્વર પાછળ- બંને બાજુ ઊભા હતા. (૧૧૯) વીરભદ્ર, શંખકર્ણ, મણિભદ્ર, ષટ્કર્ણ, દેવમાન્ય-વૃકોદર અને કુંભોદર ત્યાં પધાર્યા. (૧૨૦) કુંડોદર, મંડુકોદર (દેડકા જેવા પેટવાળા), વિકટકર્ણ, કર્ણધાર, મહાવીર, ધારકેતુ

અને ભૂતનાથ ત્યાં પધાર્યા. (૧૨૧) ભૃંગી, રીટી, ભૂતનાથ એવા જુદા-જુદા શિવગણો ત્યાં પધાર્યા. અલગ-અલગ વર્ણવાળા, વિવિધ મુખાકૃતિવાળા અને વિવિધ અવયવો ધરાવનાર શિવગણો ત્યાં આવ્યા. (૧૨૨) રુદ્રગણોના સ્વરૂપો કેવાં હતાં એ વિસ્તારથી કહું છું તે સાંભળ. કેટલાક કૃષ્ણવર્ણના, કેટલાક સફેદ, કેટલાક પીળા કે ધૂમ્રવર્ણના હતા. (૧૨૩) કેટલાક લીલા, તામ્રવર્ણના, સુવર્ણવર્ણ, લોખંડના વર્ણ એવા ચિત્રવિચિત્ર રંગના હતા. દેડકા જેવા વદનના, રુદ્રગણ પણ ત્યાં આવ્યા. (૧૨૪) જુદા જુદા આયુધો અને શસ્ત્રોથી, જુદા જુદા વાહનોમાં આરુઢ થઈને વિવિધ આભૂષણ ધારણ કરી અનેક શિવગણો ત્યાં આવ્યા. કેટલાક વ્યાઘ્રમુખી, કેટલાક સૂકરમુખી (ભૂંડ) અને ગજમુખી હતા. (૧૨૫) કેટલાક મગરના મુખવાળા તો કેટલાક શ્વાન અને મૃગમુખવાળા, કેટલાક ઊંટના વદન જેવા તો કેટલાક સરભ (સિંહ કરતા બળવાન પ્રાણી) શાર્દૂલવદનના હતા. (૧૨૬) કેટલાકના મુખ ભૈરુંડ (ભયંકર પક્ષી) મુખ તો કેટલાક સિંહના મુખવાળા, કેટલાક બે મુખવાળા અથવા તો ચાર મુખવાળા ગણો હતા. (૧૨૭) ચાર હાથવાળા અગણિત ગણ હતા. કેટલાકને મુખ પણ ન હોય એવા ગણો ત્યાં આવેલા. હે બ્રહ્મરાક્ષસ! એકચિત્તથી સાંભળ. (૧૨૮) કેટલાકને એક જ હાથ તો કેટલાકને બે હાથ, કેટલાકને પાંચ-છ હાથ કે કેટલાકને પગ નહીં તો કેટલાક વધુ પગવાળા હતા. (૧૨૯) કેટલાકને

કાન ન હતા તો કેટલાકને એક કાન હતો તો કેટલાકને વધારે કાન હતા. એવા અનેક શિવગણો ત્યાં આવેલા. (૧૩૦) કેટલાકને એક જ નેત્ર, કેટલાકને ચાર વિચિત્ર નેત્ર, કેટલાક સ્થૂળ, કુબ્જાક (કુબડા) જેવા ઈશ્વરના ગણો હતા. (૧૩૧) આવા જાતજાતના ગણો સાથે મૂર્તિમંત શિવ રત્નખચિત સાત આભામંડળવાળા સિંહાસન ઉપર બિરાજમાન હતા. (૧૩૨) એ સિંહાસનની પ્રથમ આભા રક્તવર્ણની હતી અને તેના ઉપર અનેક અનુપમ રત્નો જડેલાં હતાં. (૧૩૩) બીજી આભા ચકચકિત સોના જેવા પીળા રંગની હતી તેના ઉપર જાતજાતનાં રત્નો ગોઠવેલાં એવું શ્રી શંકરભગવાનનું સિંહાસન હતું. (૧૩૪) ઈશ્વરના સિંહાસનની ત્રીજી આભા નીલવર્ણના રત્નો જેવી હતી. (૧૩૫) સિંહાસનની ચોથી આભા કમળ જેવી હતી અને તેને લાલ રંગના રત્નો જડેલાં હતાં. એવું સિંહાસન શ્રીશંકરનું હતું. (૧૩૬) પાંચમી આભામાં વૈદૂર્યરત્ન, મોતી જડેલું ઈશ્વરનું સિંહાસન હતું. (૧૩૭) શ્રીશંકરના સિંહાસનની છઠ્ઠી આભામાં નીલવર્ણની બેઠક અને એની અંદર સુવર્ણવર્ણની રેખાઓ જડેલી હતી અને અનેક રત્નો જડેલાં હતાં એવું અપૂર્વ સિંહાસન હતું. (૧૩૮) વિશ્વકર્માએ સૃષ્ટિમાં રચેલા ત્રિભુવનમાં અપૂર્વ રત્નોથી જડિત સાતમી આભા હતી. (૧૩૯) આવા સિંહાસન ઉપર ત્રિપુરારિ બેઠા હતા ત્યારે કોટી સૂર્યનું તેજ ફેલાતું હતું. (૧૪૦) મહાપ્રલયના સમયે સાત સમુદ્રોના જળમિશ્રણ જેવા શ્વાસોચ્છવાસથી યુક્ત ઈશ્વર

શોભાયમાન દેખાતા હતા. (૧૪૧) કલ્યાણકારી સદાશિવનું તૃતીય નેત્ર (ત્રીજું લોચન) જ્વાળાઓથી ઝગમગતું હતું અને પ્રલયકાળના અગ્નિની જેમ તેમની જટા શોભતી હતી. તેમના કપાળમાં સોળ કળાયુક્ત ચંદ્ર શીતળતા આપતો શોભી રહ્યો હતો. (૧૪૨) શંકરભગવાનના ડાબા કાન ઉપર તક્ષક નાગ, જમણા કાન ઉપર વાસુકી, તે બંનેનાં નયન નીલરત્નની જેમ શોભતાં હતાં. (૧૪૩) શંકર ભગવાનનો કંઠ નીલવર્ણનો હતો અને તેમણે સર્પનો હાર, સર્પના અલંકારો ધારણ કર્યા હતા. તેમના હાથનાં કંકણ અને આંગળીઓની વીંટી પણ નાગની હતી. (૧૪૪) શંકર ભગવાનનો કંદોરો સાપનો અને એમણે વ્યાઘ્રચર્મ પરિધાન કરેલું હતું. આ પ્રમાણે શંકર ભગવાનનું સ્વરૂપ દર્પણમાં જોવાયોગ્ય મનોહર પરિપૂર્ણ હતું. (૧૪૫) કર્કોટક અને મહાપદ્મ નાગના ઘરેણાં (ઝાંઝર) પગમાં ધારણ કરેલા હતા. આવા અલંકારયુક્ત શંકર ભગવાન ચંદ્ર જેવા સફેદ અને તેજસ્વી દેખાતા હતા. (૧૪૬) શંકર ભગવાનની શરીરકાંતિ સફેદ ચંદ્રમા જેવી હોવાથી કર્પૂરગૌર તરીકે પ્રખ્યાત છે. તેવા સ્વરૂપ પશુપતિસ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ. એવા ભોળાઓના ભગવાન શંકર તે મહાસભામાં બિરાજમાન હતા. (૧૪૭) શંકરના માથા ઉપર રત્નમુગટ અને બાજુબંધ તરીકે સર્પો શોભે છે અને કાનનાં કુંડળો ઝગમગે છે. એવા શંકર ભગવાન સભામાં બિરાજમાન છે. (૧૪૮) શંકર ભગવાનના કંઠમાં સર્પના હાર શોભે છે. તેમના સમગ્ર શરીર પર પણ અનેક સર્પોનાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આભૂષણો શોભાયમાન છે. જેમનો કંઠ નીલવર્ણનો છે એવા શંકર ભગવાન ભક્તોના મનનું હરણ કરતા શોભે છે. (૧૪૯) સફેદ કમળોથી પૂજાયેલા કે ચંદનથી વિલેપન કરેલા કે કર્પૂર જેવા રંગના, કેળના સ્તંભથી શોભાયમાન મંદિરમાં શંકર ભગવાન શોભાયમાન છે. (૧૫૦) સર્વેશ્વર શંકર ભગવાનના દસે દસ હાથમાં વિવિધ આયુધો શોભાયમાન છે અને એવા શંકર સભામાં બિરાજમાન છે. (૧૫૧) શંકર ભગવાનના એક હાથમાં ત્રિશૂળ જુઓ, બીજા હાથમાં ડમરુ, ત્રીજા હાથમાં તીક્ષ્ણ તલવારથી ઈશ્વર શોભતા હતા. (૧૫૨) એક હાથમાં પાનપાત્ર, બીજા હાથમાં ધનુષ્ય બાણ તો ત્રીજા હાથમાં ખટ્વાંગ અને પરશુ અને ચોથા હાથમાં અંકુશ શોભી રહ્યું હતું. (૧૫૩) એક હાથમાં મૃગનું ચામડું ધરેલું હતું તો એવા શંકર જેના દસ હાથ હતા એ સભામાં શોભી રહ્યા છે. (૧૫૪) પંચમુખ (વદન)વાળા શંકર ભગવાનના દરેક મુખનું વર્ણન અલંકારો સહિત વિસ્તારથી કહીશ. તો હે શ્રોતાજનો સાંભળો. (૧૫૫) કલંક વગરના ચંદ્ર જેવો શુભ્ર અથવા દૂધના ફીણ જેવું ભસ્મવિલેપિત શરીર જાણે કે કામદેવને હમણાં જ ભસ્મ કર્યા હોય તેવું શરીર ઈશ્વરનું હતું. (૧૫૬) સૂર્ય, ચંદ્ર, અગ્નિ જેવા નેત્ર, ગળામાં નાગનો હાર, કમર ઉપર સાપનો કંદોરો ધારણ કરેલા શંકર ભગવાનનું સ્વરૂપ અતિ પવિત્ર જણાય છે. (૧૫૭) કપાળ ઉપર શુભ્રતિલક ધારણ કરનાર શંકરની જટામાં ચંદ્ર શોભાયમાન છે. એવા હાસ્યવદનયુક્ત

શંકર ભગવાન સર્વને અપૂર્વ દેખાઈ રહ્યા છે. (૧૫૮) બીજા ઉત્તર તરફના મુખનો વર્ણ તામ્રવર્ણના કમળ જેવો અપૂર્વ રીતે દેખાય છે. (૧૫૯) જેવું દાડમનું ફૂલ કે પ્રભાતનું રવિમંડળ એવું શ્રીઈશ્વરનું મુખકમળ દેખાતું હતું. (૧૬૦) ત્રીજું મુખ પૂર્વ દિશામાં માથા ઉપર ગંગા અને અર્ધચંદ્ર અને તેમની જટા સાપથી બંધાયેલ છે. (૧૬૧) ચોથું દક્ષિણ દિશા તરફનું મુખ નીલવર્ણનું તેમજ વિકરાળ દાઢવાળો ઈશ્વર દેખાતો હતો. (૧૬૨) દક્ષિણ મુખમાંથી તીવ્ર જવાળા નીકળતી હતી એવો અને જેમના ગળામાં ખોપરીઓની માળા શોભતી હતી. અને શરીરે સર્પ વીંટળાયેલો હતો તે જાણો. (૧૬૩) પાંચમું વદન એવું હતું જે વ્યક્ત તેમ જ અવ્યક્ત, સાકાર કે નિરાકાર, શંકર ભગવાનનું સગુણ કે નિર્ગુણ બંને પ્રકારનું હતું. (૧૬૪) પરબ્રહ્મ આમ તો નિર્ગુણ છે. પણ તે જ્યારે સગુણરૂપ ધારણ કરે છે, ત્યારે તે પંચમુખી મહાદેવની જેમ ભક્તોની ઈચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરે છે. (૧૬૫) કેટલાય ક્રૂર સર્પની માળા ભગવાનના કંઠમાં હતી. શ્રીઈશ્વરનાં ચરણો કમળની જેમ આરક્ત (લાલ) શોભતા હતા. (૧૬૬) ચંદ્ર જેવા નખો હતા. ચરણમાં પાદુકા શોભાયમાન હતી. અલંકારરૂપે સર્પ હતા. આવી રીતે પરમેશ્વર શોભાયમાન હતા. (૧૬૭) શ્રીશિવે વાઘનું ચામડું ઓઢેલું હતું અને સર્પની દોરી તરીકે ઉપયોગ કરી ગાંઠોવાળું વ્યાઘ્રાંબર ધારણ કર્યું હતું. (૧૬૮) ઈશ્વરની નાભિમાં ચંદ્રાવલિ શોભતી હતી. છાતી ઉપર વાળ ઊભા હતા. ભકતજનોને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

માટે જાણે મનોહર પરમાર્થમૂર્તિ લાગતી હતી! (૧૬૯) એવો મહાભોળો રુદ્ર સિંહાસન ઉપર પાર્વતીની સાથે બિરાજમાન હતા. (૧૭૦) પાર્વતીનો શ્રૃંગાર અલગ અલગ પ્રકારના અલંકારથી શોભતો હતો. એવી સર્વેશ્વરી દેવી શોભતી હતી. (૧૭૧) સોનચંપા જેવો પાર્વતીનો વર્ણ હતો. કંઠમાં મોતીહાર હતા અને રક્તજડિત મુગટ હતો અને નાગની દોરી હતી. (૧૭૨) અલગ અલગ પ્રકારનાં પુષ્પો મુગટ ઉપર શોભતા હતા અને એની સુવાસથી આકર્ષાઈને ભ્રમરો ગુંજારવ કરતા હતા. (૧૭૩) પાર્વતીમાતાના મુગટ પાસે મોતીઓની મોટી ઝાલર હતી એમાં રત્નો જડેલાં હતાં. તેથી શોભાયમાન દેખાતાં હતાં. (૧૭૪) વિશ્વવંદ્ય જગન્માતાનું મુખ પૂર્ણ ચંદ્ર જેવું દેખાતું હતું. અને પરમેશ્વરી મંદહાસ્ય કરતી દેખાતી હતી. (૧૭૫) પરમેશ્વરીનું નાક સરસ અને સુંદર હતું એની ઉપર નથમાં મોતી અને ઉજ્જવલ રત્નો જડેલાં હતાં. (૧૭૬) પાર્વતીનાં અધર (હોઠ) પ્રવાળ (લાલ) જેવા દેખાતા હતા જ્યારે દંતપંક્તિ રત્ન જેવી દેખાતી હતી. આવી જગતમાતા શોભાયમાન લાગતી હતી. (૧૭૭) કાનમાં રત્નજડિત કર્ણફૂલ (કાનનું આભૂષણ) અલંકારથી મહામાયા જગત્માતા શોભાયમાન દેખાતી હતી. (૧૭૮) ચોળી પીળા વર્ણની દેખાતી હતી. સ્તનાગ્ર ભરાવદાર શોભાયમાન દેખાતા હતા. એકસેરની રત્નમાળા કંઠમાં શોભતી હતી. (૧૭૯) કાલવ્યાલ સર્પ પાર્વતીમાતાનું સ્તનપાન કરતો હતો. આ સર્પનું ભાગ્ય પણ કેવું મહાન છે! (૧૮૦) ગિરીજામાતા


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

(પાર્વતી)એ દાડમના પુષ્પ જેવા રંગનું વસ્ત્ર પહેરેલું હતું. જાણે કે કુમકુમમાં ડૂબાડેલું લાલ વસ્ત્ર હોય! (૧૮૧) પાર્વતીમાતાના બાહુદંડ સુરેખ, હાથમાં કંકણ, રત્નજડિત કટિબંધથી જગત્માતા અપૂર્વ દેખાતી હતી. (૧૮૨) માતાનાં ચરણ બહુ સરસ શોભતા હતા. એવું પાર્વતીનું ધ્યાન કરવું એમ સમસ્તગણ સમુદાય અંદરોઅંદર વાત કરતા હતા. (૧૮૩) પાર્વતીજીના કપાળ ઉપર અષ્ટમીના ચંદ્ર જેવું તિલક શોભતું હતું અને મોતીઓનું ત્રિપુંડ્ર હોય એવું દેખાતું હતું. (૧૮૪) જુદા જુદા પ્રકારના અલંકાર, અનેક પ્રકારના શ્રૃંગાર જગત્માતા અંબિકાના હતા. એનું વર્ણન કોણ કરી શકે? (૧૮૫) એવા શંભુ ઉમાની સાથે સભામાં બેઠેલા હતા ત્યારે ઈંદ્ર સહ તેંત્રીસ કરોડ દેવતાઓ સપરિવાર ઊભા રહ્યા હતા. (તેંત્રીસ કરોડ દેવતા એટલે તેંત્રીસ પ્રકારના દેવ. અગિયાર રુદ્ર, બાર આદિત્ય, અષ્ટ વસુ અને બે અશ્વિનીકુમાર = ૩૩ પ્રકારના દેવો.) (૧૮૬) ઈશ્વરસભામાં સમસ્ત સુરવર ઊભા હતા, દેવર્ષિ સનતકુમાર વેગથી ત્યાં પધાર્યા હતા. (૧૮૭) એ વખતે સનતકુમાર શંભુના ચરણકમળ ઉપર સાષ્ટાંગ નમન કરી શિવને વિનવે છેઃ (૧૮૮) હે ઉમાકાંત! તારો જય હો, જય હો! હે વિશ્વકર્તા શંભુ! તારો જય હો, ત્રિભુવનમાં તું જ ચતુર્વિધ પુરુષાર્થ આપનાર દાતા છે. (૧૮૯) હે સ્વામી! અમને ભવસાગર તરી જવા માટે, પાપોનો ક્ષય કરવા માટે, સમસ્ત ધર્માચરણ અમને આપે કૃપા કરી સમજાવ્યું છે. (૧૯૦) હજુ એક વર અમને

આપો જેથી અલ્પ પુણ્ય કરતાં પણ મુક્તિ થાય અને આ જ ગુણથી ચારે પુરુષાર્થ વિના પ્રયાસે પ્રાપ્ત થાય. (૧૯૧) આમ તો સમસ્ત પુણ્ય પ્રાપ્ત કરવા માટે પુષ્કળ કષ્ટ પડે છે તેથી સર્વ માનવોના હિત માટે અમને સરળ ઉપાય કહો. (૧૯૨) સનતકુમાર આવી રીતે વિનવે છે તેથી ઈશ્વર (શંકર ભગવાન) સંતોષ પામીને એ સનતકુમાર મુનિને કહેવા લાગ્યાઃ (૧૯૩) એ વખતે ઈશ્વર કહે છે કે હે દેવતાઓ તેમ જ ઋષિગણો સાંભળો! તત્કાલ ધર્મલાભ થાય એવું પુણ્યકર્મ હું તમને કહું છું. (૧૯૪) અનંત પુણ્યકારક ભસ્મથી કરવામાં આવતું ત્રિપુંડ એ વેદશાસ્ત્રસંમત શ્રેષ્ઠ પ્રકારનું ધર્માચરણ છે. (૧૯૫) આ સાંભળીને સનતકુમાર વિનવે છે કે કોઈ નર કઈ વિધિથી, કયા સ્થાને, કયા દ્રવ્યથી એનો વિનિયોગ કરે તેમ જ તેની શક્તિ અને દેવતા કોણ એ કહો. (૧૯૬) ભસ્મ લગાવવાનો વિધિ કોણ કરી શકે? કયા મંત્રથી લેપન કરવું? કયા શાસ્ત્રનું પ્રમાણ છે તે હે સ્વામી! કૃપા કરી સવિસ્તાર કહો. (૧૯૭) આવી વિનંતી સાંભળીને શ્રીશંકર વિસ્તારથી કહેવા લાગ્યા કે દ્રવ્ય ગોમય (છાણ) છે અને દેવતા અગ્નિ છે. આ રીતે ભસ્મ કરવું એ સાંભળો. (૧૯૮) પૂર્વે થઈ ગયેલા યજ્ઞની ભૂમિ ઉપરની ભસ્મ કપાળે લગાડતાં પુષ્કળ પુણ્ય મળે છે. (૧૯૯) "સદ્યોજાતાદિ" મંત્રથી ભસ્મ હથેળીમાં લઈ ભસ્મને "અગ્નિરિત્યાદિ" મંત્રથી અભિમંત્રિત કરવી. (૨૦૦) "માનસ્તોકે" મંત્રથી અંગૂઠા વડે ભસ્મ

સંમિશ્રણ કરી "ત્ર્યંબકાદિ" મંત્રથી મસ્તકમાં લગાડવી. (૨૦૧) "ત્ર્યાયુષે" મંત્રથી ભસ્મ કપાળ અને ભૂજાને લગાડવી એ જ મંત્રથી અલગ-અલગ સ્થાને ભસ્મ લગાડવી. (૨૦૨) ભસ્મની ત્રણ રેખા એક સ્થાને આ જ મંત્રથી લગાડવી, વધારે નહીં. કપાળ (ભમર)ને સમાંતર લગાડવી. (૨૦૩) મધ્યમા અને અનામિકાથી કપાળમાં પહેલી લીટી દોરવી, પ્રતિલોમ (ઊંધા) અંગૂઠાથી મધ્યરેખા દોરવી. (૨૦૪) આ પ્રમાણે ત્રિપુંડ્ર ભસ્મ તમારે લગાડવી. એક, એક રેખાનું માહાત્મ્ય વિસ્તારથી કહું છું જે એકચિત્તથી સાંભળો. (૨૦૫) એક એક રેખાને નવ નવ દેવતા હોય છે. તે પૈકી પ્રથમ દેવતાનો વર્ણ 'અકાર' છે. પછી 'ગાર્હપત્ય અગ્નિ' છે. 'ભૂ' આત્મા છે અને તેનો ગુણ રજોગુણ છે. (૨૦૬) પ્રથમ રેખાનો વેદ ઋગ્વેદ છે અને શક્તિ ક્રિયાશક્તિ છે. પ્રાતઃસવન અને બ્રહ્મોત્તરખંડ અનુસાર દેવતા બ્રહ્મદેવ છે. (૨૦૭) બીજી રેખાના દેવતા વિસ્તારથી કહું છું સાંભળો. બીજી રેખાનો વર્ણ 'ઉકાર' દક્ષિણાગ્નિ દેવતા અને તત્ત્વ નભ જાણવું. (૨૦૮) બીજી રેખાનો વેદ યજુર્વેદ છે. માંધ્યદિન સવન છે. તેની શક્તિ ઈચ્છાશક્તિ અને આંતરઆત્મા મહેશ્વરદેવ જાણવો. (૨૦૯) ત્રીજી રેખાનો વર્ણ મકાર અને આહવનીય અગ્નિ છે. આત્મા પરમાત્મા છે. તમોગુણ અને જ્ઞાનશક્તિ છે. (૨૧૦) તૃતીય સવન છે અને વેદ સામવેદ છે અને દૈવત શિવદૈવત છે. આ વિધિથી ત્રણેય રેખા દોરવી. (૨૧૧) આ પ્રમાણે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નવે દેવતાઓનું સ્મરણ કરી વંદનપૂર્વક ત્રિપુંડ્ર (દેવતા વર્ણ શક્તિનું સ્મરણ કરી) ભસ્મ લગાડવી એ મહેશ્વરનું શ્રેષ્ઠ વ્રત છે. એવું વેદશાસ્ત્રો કહે છે. (૨૧૨) મોક્ષઈચ્છાથી જે ભસ્મ લગાડે છે એમને પુનરાવૃત્તિ (જન્મ-મરણ) હોતી નથી. જેવી જેની મનમાં જે ઈચ્છા હોય તેવા ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૨૧૩) બ્રહ્મચારી, ગૃહસ્થે અથવા વાનપ્રસ્થ અને યતિએ સર્વેએ હર્ષથી ભસ્માંકિત ત્રિપુંડ્ર લગાવવું જોઈએ. (૨૧૪) પોતે મહાપાપી હોય અથવા ઉપપાતકી (નજીવા પાપવાળો) હોય એ ભસ્મ લગાડતાં જ તત્ક્ષણ પુણ્યાત્મા થાય છે. (૨૧૫) ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રીહત્યા કરનારો કે ગૌહત્યા કરનારો પાપી અથવા વીરહત્યા કે આત્મહત્યા કરનાર પાતકી ભસ્માંકિત થતાં જ શુદ્ધાત્મા થાય છે. (૨૧૬) વિધિપૂર્વક મંત્રથી અને ભક્તિથી જે કોઈ ભસ્મ લગાડે છે એનો મહિમા પુષ્કળ છે અને એ દેવલોકમાં પણ વંદ્ય થાય છે. (૨૧૭) જો મંત્ર ન આવડે તો ભાવશુદ્ધિથી ભસ્મ લગાડવી, એનો મહિમા અપાર છે એ એકચિત્તથી સાંભળો. (૨૧૮) પરદ્રવ્ય હરણ કરનાર, પરસ્ત્રીગમન કરનાર અથવા પરનિંદા કરનાર પાપી હશે એ પણ ભસ્મ લગાડતાં પુણ્યવાન થશે. (૨૧૯) જે કોઈ બીજાની જમીન હરણ કરનારો હોય અથવા અન્યને પીડા આપનાર હોય અથવા જે ખેતર બગીચાને ઝૂંટવનાર હોય એવો પાતકી પણ ભસ્મ લગાડતાં પુનિત થાય છે. (૨૨૦) ઘર બાળવાનું પાપ આચરનાર, અસત્યવાદી,




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પરનિંદા કરનારો અને ચાડી ચુગલીખોર મહાપાપ કરતો હોય અથવા વેદવિક્રય કરતો હોય એ પાપી છે એમ જાણો. (૨૨૧) ખોટી સાક્ષી આપનાર, વ્રતનો ત્યાગ કરનાર, પેટ માટે કપટ કરનાર એવો પાપી પણ ભસ્મ લગાડતાં જ પુનિત થાય છે. (૨૨૨) ગાય, જમીન, સુવર્ણનું દાન, ભેંસ, તલ અને કંબલનું દાન વસ્ત્ર-અન્ન સાથે લીધું હોય એ ભસ્મના માહાત્મ્યને લીધે પુનિત થાય છે. (૨૨૩) જેણે હલકા માણસ પાસેથી ધાન્યદાન, જળદાન લીધું હશે એ પણ ભસ્મ ધારણ કરવાથી પુનિત થાય છે. (૨૨૪) દાસી, વેશ્યા, જારીણી, શૂદ્રસ્ત્રી અથવા રજસ્વલા સાથે જેણે સંગ કર્યો હોય એ પશ્ચાત્તાપપૂર્વક ભસ્મ ધારણ કરવાથી પુનિત થાય છે. (૨૨૫) કન્યા, વિધવા અથવા અન્ય સ્ત્રી સાથે જેણે સંગ કરેલો હોય એ પશ્ચાત્તાપ કરીને ભસ્મ લગાડે છે તો પુનિત થાય છે. (૨૨૬) રસ, માંસ અને મીઠાનો જે વિક્રય કરે તે પાપી ભસ્મનું ત્રિપુંડ્ર લગાડતાં જ પુનિત થાય છે. (૨૨૭) જાણીને અથવા અજાણતાં અસંખ્ય પાપો થયાં હોય તો એ ભસ્મ લગાડતાં જ પુનિત થઈને પુણ્યાત્મા થાય છે. (૨૨૮) સમસ્ત પાપનો નાશ કરે એવો ભસ્મમહિમા છે પણ શિવની નિંદા કરે એવો પાપી કદાપિ પુનિત થતો નથી એ જાણો. (૨૨૯) શિવદ્રવ્યની ચોરી કરે, શિવભક્તની નિંદા કરે એનું પાપ નષ્ટ થતું નથી અને તે પુનિત થતો નથી. (૨૩૦) જેના ગળામાં રુદ્રાક્ષમાળા છે, જેના કપાળ ઉપર ભસ્મનું


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્રિપુંડ્ર છે એણે અનેક પાપો કર્યા હોવા છતાં એ ત્રણે લોકમાં પૂજ્ય થાય છે. (૨૩૧) ભૂમિ ઉપર અસંખ્ય તીર્થો આવેલાં છે. ત્યાં સ્નાન કરવાથી મળતું પુણ્ય ભસ્મ ત્રિપુંડ્ર લગાડતાં પ્રાપ્ત થાય છે એ જાણો. (૨૩૨) કુલ મંત્રોની સંખ્યા સાત કરોડ કહેવાય છે. તેમાં પંચાક્ષરી મંત્ર શિવભક્તોમાં પ્રખ્યાત છે. તદુપરાંત અસંખ્ય તાંત્રિક મંત્રો પણ વિદ્યમાન છે. તે સર્વ મંત્રો જપતાં જે ફળ મળે તે ભસ્મ લગાડતાં જ પ્રાપ્ત થાય છે. (૨૩૩) સહસ્ર પૂર્વના જન્મ અથવા ભવિષ્યમાં થનાર સહસ્ર જન્મનાં પાપો ભસ્મ ધારણ કરવાથી જાય છે અને બેંતાલીસ કુળોનો પાપનાશ થઈ ઉદ્ધાર થાય છે. (૨૩૪) જે નર ભસ્મ લગાડે છે તે આ જન્મમાં અખિલ સૌખ્ય (સુખ) ભોગવી, વ્યાધિરહિત સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. (૨૩૫) ભસ્મ ધારણ કરનાર મનુષ્યને અષ્ટ ઐશ્વર્ય અને દિવ્ય શરીર પ્રાપ્ત થઈને અંતમાં જ્ઞાન પ્રાપ્ત થઈ તેનો દેહવિલય થાય છે એ જાણો. (૨૩૬) દેહવિલય પછી દિવ્ય વિમાનમાં એકસો દેવસ્ત્રીઓ આવીને સેવા કરતાં કરતાં સ્વર્ગમાં લઈ જાય છે. (૨૩૭) વિદ્યાધર, સિદ્ધજન, ગંધર્વાદિ દેવગણ, ઈન્દ્ર જેવા લોકપાળ એને (ભસ્મ ધારણકર્તાને) વંદન કરે છે. (૨૩૮) એ સ્થાનમાં (સ્વર્ગમાં) ભસ્મધારક અનંતકાળ સુધી સંતોષ પામી સુખી થાય છે અને ત્યાંથી શાશ્વત બ્રહ્મલોકમાં જાય છે. (૨૩૯)


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

એકસો કલ્પ સુધી બ્રહ્મલોકમાં રહીને ત્યાંથી વિષ્ણુલોકમાં વૈકુંઠપુરીમાં જાય છે. (૨૪૦) ત્રણ બ્રહ્મકલ્પ સુધી એ નર વૈકુંઠપુરીમાં રહે છે અને પછી કૈલાસપુરીમાં જઈને અનંતકાળ સુધી ત્યાં રહે છે. (૨૪૧) એ ભક્ત શિવથી કદી પણ ભિન્ન થતો નથી. આથી હે સનતકુમારાદિ ઋષિઓ! તમે સાંભળો. દરેક મનુષ્યે શંકા લાવ્યા વિના ભક્તિપૂર્વક ભસ્મનું ત્રિપુંડ્ર લગાવડવું જોઈએ. (૨૪૨) વેદશાસ્ત્ર અને ઉપનિષદનો સાર જોતાં મને ખાતરી થઈ છે કે ભસ્મ ધારણ કરવાથી દરેકને ચતુર્વિધપુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૨૪૩) આવો ત્રિપુંડ્રમહિમા ઈશ્વરે (શંકરે) વિસ્તારથી કહ્યો માટે હે સનતકુમાર આદિ ઋષિશ્વરો! તમે પણ ત્રિપુંડ્ર ભસ્મ ધારણ કરો. (૨૪૪) સનતકુમારને કહીને શંકર ભગવાન કૈલાસમાં ગયા અને સનતકુમાર મહાહર્ષથી બ્રહ્મલોક તરફ ગયા. (૨૪૫) વામદેવ મહામુનિ ભસ્મનો મહિમા વિસ્તારથી બ્રહ્મરાક્ષસને કહે છે ત્યારે બ્રહ્મરાક્ષસે સંતોષ પામીને એમનાં ચરણકમળમાં નમન કર્યું. (૨૪૬) વામદેવ બ્રહ્મરાક્ષસને કહે છે કે આવો ભસ્મમહિમા છે અને તેથી જ મારા અંગસ્પર્શથી તને જ્ઞાન પ્રાપ્ત થયું છે. (૨૪૭) એવું કહીને સંતોષથી ભસ્મ અભિમંત્રીને વામદેવ એ વખતે બ્રહ્મરાક્ષસને આપે છે. (૨૪૮) એ વખતે બ્રહ્મરાક્ષસે કપાળમાં ભસ્મનું ત્રિપુંડ્ર લગાડતાં જ તત્કાલ દિવ્ય દેહી થઈને તેજોમૂર્તિ થયો. (૨૪૯)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બ્રહ્મરાક્ષસને દિવ્ય અવયવ પ્રાપ્ત થયા, સૂર્યપ્રકાશ જેવા દેખાતો એ બ્રહ્મરાક્ષસ એ વખતે આનંદરૂપ થયો. (૨૫૦) યોગીશ્વરને નમન કરીને ભક્તિથી પ્રદક્ષિણા કરી એ જ ક્ષણે સૂર્યપ્રકાશ જેવું વિમાન ત્યાં આવ્યું. (૨૫૧) દિવ્ય વિમાનમાં બેસીને બ્રહ્મરાક્ષસ તત્ક્ષણે સ્વર્ગમાં ગયો, મહામુનિ વામદેવે એને પરલોક આપ્યો. (૨૫૨) વામદેવ મુનિ એ મહાદેવના જ અવતાર છે. લોકોને મનુષ્યરૂપે દેખાતા હોવા છતાં તે પ્રત્યક્ષ શંભુ છે અને ભક્તોનો ઉદ્ધાર કરવા પૃથ્વી ઉપર વિચરણ કરે છે. (૨૫૩) ત્રિમૂર્તિનો અવતાર એ જ વામદેવ મુનિ ગુરુસ્વરૂપે જગદોદ્ધાર કરવા માટે ભૂમિ ઉપર વિચરતા હતા. (૨૫૪) ભસ્મનો મહિમા શ્રેષ્ઠ પ્રકારનો છે. તેમાં પણ ગુરુના હસ્તસ્પર્શથી ભસ્મનો મહિમા અનેકગણો વધી જાય છે. આથી વામદેવમુનિના હસ્તસ્પર્શથી લગાડેલા ભસ્મના લીધે બ્રહ્મરાક્ષસનો ઉદ્ધાર થયો અને શ્રેષ્ઠ ગતિ પામ્યો. (૨૫૫) જગતમાં અસંખ્ય મંત્રો હોવા છતાં ગુરુની કૃપા વિના એક પણ મંત્ર સિદ્ધ થતો નથી. વેદશાસ્ત્રોમાં ગુરુતત્ત્વ જેવું કોઈ શ્રેષ્ઠ તત્ત્વ નથી એમ ગુરુના મહિમાની પ્રશંસા કરવામાં આવી છે. (૨૫૬) ઋષિશ્વરોને સૂત કહે છે કે ગુરુહસ્તસ્પર્શથી ભસ્મનો મહિમા અનેક ગણો વધી જાય છે. તેથી જ ગુરુ શિષ્યના ઉદ્ધારનું કારણ છે. (૨૫૭) આ મુજબ ત્રિવિક્રમને શ્રીગુરુ ભસ્મનો મહિમા વિસ્તારથી કહ્યો ત્યારે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્રિવિક્રમભારતી હર્ષિત થઈને એમનાં ચરણો ઉપર માથું મૂકે છે. (૨૫૮) શ્રીગુરુને નમન કરીને ત્રિવિક્રમભારતી પોતાના સ્થાને જાય છે ત્યારે શ્રીગુરુના ઉપદેશથી સમસ્ત લોકોને જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૨૫૯) આ પ્રમાણે સિદ્ધમુનિ ભસ્મમહિમા વિસ્તારથી કહેતા હતા ત્યારે નામધારક શિષ્ય ભક્તિભાવથી સાંભળતો હતો. (૨૬૦) સરસ્વતી ગંગાધાર ગુરુચરિત્ર વિસ્તારથી કહે છે અને જે જન ભક્તિભાવથી સાંભળે છે એમને ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૨૬૧)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ભસ્મમહિમા વર્ણન નામનો ઓગણત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓવી-૨૬૧)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# પાદનોંધ

*** ઓંવી-૨૦૬ થી ૨૧૨:-**

## મૂળ બ્રહ્મોત્તરખંડ અંતર્ગત ભસ્મરેખાના દેવતાઓ

અકારો ગાર્હપત્યશ્ચ ઋગ્ભૂર્લોકો રજસ્તથા ।
આત્મા ચૈવ ક્રિયાશક્તિઃ પ્રાતઃસવનમેવ ચ ।
મહાદેવસ્તુ રેખાયાઃ પ્રથમાયાસ્તુ દેવતાઃ ॥;
ઉકારો દક્ષિણાગ્નિશ્ચ નભઃ સત્વં યજુસ્તથા ।
મધ્યંદિનં ચ સવનં ઈચ્છાશક્ત્યંતરાત્મકૌ ।
મહેશ્વરશ્ચ રેખાયા દ્વિતીયાયાશ્ચ દેવતાઃ ।
મકારાહવનીયૌ ચ પરમાત્મા નભો દિવઃ ।
જ્ઞાનશક્તિઃ સામવેદસ્તૃતીયસવનં તથા ।
શિવશ્ચેતિ તૃતીયાયા રેખાયાશ્ચાધિ દેવતાઃ ॥;
એતા નિત્યં નમસ્કૃત્ય ત્રિપુંડ્રં ધારયેત્સુધીઃ ।
મહેશ્વરવ્રતમિદં સર્વવેદેષુ કીર્તિતમ્ ॥
(બ્ર.ખંડ અ.૧૬, શ્લોક. ૪૦ થી ૪૩)

<u>ભસ્મની રેખા</u>

પ્રથમ રેખા 

દ્વિતીય (મધ્યમ) રેખા 

તૃતીય રેખા 

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

## શ્રીગુરુચરિત્રના કર્મકાંડ અંતર્ગત અધ્યાય-૨૯ ઓંવી ૨૦૫ થી ૨૧૧ અનુસાર ભસ્મત્રિપુંડ્રની ત્રણ રેખાઓના પ્રત્યેકના નવ દેવતાઓના નામ

| ક્રમ | પ્રથમ રેખા | દ્વિતીય રેખા | તૃતિય રેખા |
|---|---|---|---|
| ૧ | અકાર | ઉકાર | મકાર |
| ૨ | ગાર્હપત્યાગ્નિ | દક્ષિણાગ્નિ | આહ્વનીયાગ્નિ |
| ૩ | ભૂઃ તત્ત્વ | નભઃ તત્ત્વ | દિવઃ (સ્વઃ) |
| ૪ | આત્મા | અંતરાત્મા | પરમાત્મા |
| ૫ | રજોગુણ | સત્ત્વગુણ | તમોગુણ |
| ૬ | ઋગ્વેદ | યજુર્વેદ | સામવેદ |
| ૭ | ક્રિયાશક્તિ | ઈચ્છાશક્તિ | જ્ઞાનશક્તિ |
| ૮ | પ્રાતઃસવન | મધ્યંદિનસવન | તૃતીયસવન |
| ૯ | મહાદેવ દેવ | મહેશ્વર દેવ | શિવ દેવ |



બ્રહ્મદેવ (ગુરુસંહિતા) વિષ્ણુદેવ (ગુરુસંહિતા)

(શ્રી સ્વામીમહારાજના શ્રીગુરુસંહિતા ગ્રંથમાં આ બે દેવતા દર્શાવેલ છે.)

# અધ્યાય-૩૦



પતિનું નિધન થતાં શોકગ્રસ્ત વિપ્રસ્ત્રીને શ્રીગુરુ જ્ઞાનોપદેશ આપે છે.

# અધ્યાય-૩૦

## પ્રેતાંગના શોક

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્ય નામધારક સિદ્ધગુરુને ભક્તિભાવપૂર્વક ચરણોમાં વંદન કરીને વિનંતી સાથે કહે છે કે (૧) "હે સિદ્ધમુનિ! તમારો જયજયકાર હો. તું જ ભક્તોને ભવસારગર પાર કરાવનાર છે અને ભક્તોના અજ્ઞાનરૂપી અંધકારને નષ્ટ કરનાર જ્ઞાનરૂપી જયોતિ પણ તું જ છે." (૨) હું અવિદ્યારૂપી માયાના સાગરના મહાપૂરમાં ડૂબતો હતો. તારી કૃપા થઈ અને હે સ્વામી! તેં મને તાર્યો. (૩) તેં મને પરમાર્થનો સાચો માર્ગ બતાવ્યો આથી હે સ્વામી! તું જ વિશ્વપાલક ગુરુ છે. (૪) ગુરુચરિત્ર એ અમૃતરસથી ભરેલું છે. તેં એ અમૃત અમને પીવડાવ્યું છે. તેમ છતાં મારું મન તૃપ્ત થયું નથી અને મને હજુ તૃષા લાગી છે. (૫) તેં અમારા ઉપર ઉપકાર કર્યો છે જેને માટે હું બિલકુલ પાત્રતા ધરાવતો નથી. હે સિદ્ધમુનિ! તેં મારું સાચું સ્વરૂપ દેખાડ્યું છે. (૬) ગત અધ્યાયમાં તેં ગુરુકથાનું નિરૂપણ કર્યું હતું જેમાં આશ્ચર્યજનક રીતે પતિત દ્વારા ચારે વેદો બોલાવ્યા. (૭) ત્રિવિક્રમ મહામુનિને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બોધ આપીને જ્ઞાન પ્રદાન કર્યા પછી શું થયું એ ગુરુલીલા વિસ્તારથી કહો એવી વિનંતી છે. (૮) શિષ્યનાં આવાં નમ્ર વચનો સાંભળી સિદ્ધમુનિ સંતોષ પામ્યા અને તેઓ પ્રેમપૂર્વક આલિંગન આપી આશ્વાસન આપતા કહેવા લાગ્યા કેઃ (૯) હે શ્રેષ્ઠ શિષ્ય! તું ધન્યવાદને પાત્ર છે. શ્રીગુરુની તારી ઉપર અઢળક કૃપા છે. જેથી તારા બધા જ ઈચ્છિત મનોરથો પૂરા થશે. (૧૦) હે શિષ્ય શિરોમણિ! તારી વાણી ધન્યવાદને પાત્ર છે. તને ગુરુચરણોની તાલાવેલી લાગી છે. આથી તું ભવસાગર તરી જઈશ અને તારા સકળ મનોરથો પૂરા થશે. (૧૧) તેં ગુરુલીલાનો વૃત્તાંત પૂછ્યો આથી મને પણ અપાર સંતોષ થયો છે. શ્રીગુરુનો મહિમા અતિ ગહન અને અગમ્ય છે એમ શાસ્ત્રો કહે છે. (૧૨) ગુરુના મહિમાનું નિવેદન કરતાં ગુરુકથાનો ખૂબ વિસ્તાર થશે આથી સંક્ષિપ્તમાં હું તને ગુરુકથા કહીશ. (૧૩) વખત જતાં ગાણગાપુર ગામમાં નિતનવી લીલાઓ થતી અને તેમાંથી કેટલીક તો વિશેષરૂપે પ્રખ્યાત થઈ. (૧૪) શ્રીનૃસિંહસરસ્વતી એ ત્રિમૂર્તિનો અવતાર હોવાથી તેમનો અપાર મહિમા છે અને તેમની લીલા અગમ્ય છે. (૧૫) ત્રિમૂર્તિના અવતાર સ્વરૂપ શ્રીગુરુનો મહિમા કથન કરવા હું અશક્તિમાન છું. શ્રીગુરુએ માનવરૂપ ધારણ કરી આ પૃથ્વી ઉપર અનેક દિવ્ય લીલાઓ કરી. (૧૬) ગાણગાપુરમાં શ્રીગુરુ નિવાસ કરતા હતા ત્યારની અનેક દિવ્ય લીલાઓ ચારે દિશામાં પ્રસરી અને અસંખ્ય ભક્તો તેમનાં દર્શન

માટે આવતા. (૧૭) અનેક ભક્તો યાત્રાળુઓ તરીકે ભક્તિભાવપૂર્વક શ્રીગુરુનાં દર્શન કરવા આવતા અને દર્શનમાત્રથી જ તેમના સકળ મનોરથો પૂરા થતા. (૧૮) ગરીબ લોકો શ્રીમંત થયા, વાંઝણી સ્ત્રીઓ પુત્રવતી થઈ અને કોઢિયાઓ સુવર્ણસમાન કાંતિયુક્ત દેહવાળા થયા. (૧૯) આંધળાઓ દેખતા થયા, બહેરાઓ સાંભળવા લાગ્યા અને શ્રીગુરુના ચરણોનાં દર્શનમાત્રથી અપસ્માર જેવા રોગો નષ્ટ થયા. (૨૦) લોખંડને પારસમણિનો સ્પર્શ થતાં તત્કાળ સુવર્ણમાં પરિણમે છે તેમાં આશ્ચર્ય પામવાની જરૂર નથી તે જ રીતે જે મનુષ્ય ઉપર શ્રીગુરુકૃપા થાય તેની બધી જ ઈચ્છાઓ પરિપૂર્ણ થાય છે. (૨૧) આવી પરિસ્થિતિમાં ગાણગાપુરથી ઉત્તરમાં આવેલા માહુર નામના ગામમાં ગોપીનાથ નામનો એક શ્રીમંત બ્રાહ્મણ રહેતો હતો. (૨૨) તેને અનેક પુત્રો થઈ મૃત્યુ પામતા હતા આથી પતિ-પત્ની અનેક રીતે દુઃખી હતા. દુઃખ નિવારણ કરવા તેમણે શ્રીદત્તાત્રેય ભગવાનની આરાધના શરૂ કરી. (૨૩) સમય જતાં તેમને એક પુત્ર થયો. તેનું નામ તેમણે દત્ત રાખ્યું. પોતે ધનવાન હોવાથી અતિ પ્રેમપૂર્વક તેનો ઉછેર કર્યો. (૨૪) એક જ પુત્ર હોવાથી માતા-પિતાની તેના ઉપર વિશેષ પ્રીતિ હતી. પુત્ર પાંચ વર્ષનો થતાં જ તેનો વ્રતબંધ સંસ્કાર (જનોઈ) કરવામાં આવ્યો. (૨૫) પુત્ર બાર વર્ષનો થતા એક સુંદર કન્યા સાથે તેનો વિવાહ કરવામાં આવ્યો. (૨૬) આ યુગલ મદન (કામદેવ) અને રતિ સમાન શોભતું હતું. આ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જોડું પણ સાસુ-સસરા પ્રત્યે અતિ આદર ધરાવતું હતું. આથી તેઓ પ્રેમપૂર્વક સેવાશુશ્રૂષા કરતાં હતાં. (૨૭) નવદંપતી સમાન વયનાં હોવાથી પરસ્પર પ્રેમના બંધનમાં બંધાયા. આમ થતાં દત્ત સોળ વર્ષનો થયો. (૨૮) દંપતીને પરસ્પર આદરયુક્ત પ્રેમ હતો અને એક પણ ક્ષણ તેઓ વિરહ સહન કરી શકતા નહીં. (૨૯) આવી પરિસ્થિતિમાં દંપતીમાં ગાઢ પ્રેમ હતો અને દત્ત વ્યાધિગ્રસ્ત થયો. અનેક ઔષધોપચાર કરવા છતાં તે નિરોગી ન થયો. (૩૦) દત્ત અન્નગ્રહણ કરી શકતો ન હતો આથી હંમેશાં તે ઉપવાસી રહેતો. તેની પત્ની પણ પતિના જેવી ઉપવાસી રહેતી. (૩૧) પતિ ઉપર અતિશય પ્રેમ હોવાના લીધે પત્ની પણ નિત્ય ઉપવાસ કરતી અને જે જે ઔષધો પતિને આપતી તે પોતે પણ ગ્રહણ કરતી. (૩૨) આ પ્રમાણે ત્રણ વર્ષ પસાર થયાં. દત્તને ક્ષય રોગ થયો હોવાથી તે અનેક પ્રકારના કષ્ટો ભોગવતો હતો અને તેની પત્ની પણ પતિવ્રતા હોવાથી તેની સેવામાં અનેક દુઃખો સહન કરતી હતી. (૩૩) દત્તનું શરીર ખૂબ જ ક્ષીણ થયું અને તેની પત્ની પણ ફક્ત તેનું ચરણામૃત લઈ દિવસો પસાર કરતી હતી તેથી તેનું શરીર પણ ક્ષીણ થયું હતું. (૩૪) પતિના શરીરમાંથી દુર્ગંધ આવવા લાગી અને વૈદ્યો પણ તેની નજીક જતા ન હતા. આવી પરિસ્થિતિમાં પણ તેની પત્ની એક ક્ષણ પણ પતિથી અળગી રહેતી ન હતી. (૩૫) જેટલા કોળિયા પતિ આરોગે તેટલા જ કોળિયા સતી આરોગતી હતી અને જે જે દવા પતિને આપવામાં


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આવતી તે તે દવા પોતે પણ લેતી. (૩૬) સતીને માતા પિતા, સગાંવહાલાં, ગોત્રજો અનેક રીતે સમજાવતા હતા તેમ છતાં સતી કોઈનું પણ સાંભળતી ન હતી અને જ્ઞાની હોવાના કારણે પતિની સેવામાં જરા પણ કચાશ રાખતી નહીં. (૩૭) સતીએ સારાં વસ્ત્રો, ઘરેણાંઓનો ત્યાગ કર્યો અને કહેવા લાગી કે પતિ એ જ મારો પ્રાણ હોવાથી બીજી નાશવંત ચીજોમાં મને બિલકુલ સુખ મળતું નથી. (૩૮) દંપતીના ઉભય પક્ષના માતા પિતા શ્રીમંત હતા. આથી પુત્ર કન્યાનું દુઃખ જોઈ પોતે પણ દુઃખ અનુભવતા હતા. (૩૯) રોગ નિવારણ માટે તેમણે અનેક જપ અનુષ્ઠાન, મોટા યજ્ઞો, માંત્રિકો દ્વારા ઉપચાર તેમજ બ્રહ્મભોજન કરાવ્યાં. (૪૦) વિવિધ વૈદ્યોનો સહારો પણ લેવામાં આવ્યો અને તેમના દ્વારા અતિ કિંમતી રસ-ઔષધિની ભલામણ કરવામાં આવી તેમ છતાં રોગ મટવાનાં કોઈ ચિહ્ન દેખાતાં ન હતાં. આ રીતે દત્ત, ક્ષયના મહાવ્યાધિથી પીડાતો હતો. (૪૧) પરિચિત જ્યોતિષીઓને પૂછીને કુળદેવતાની પૂજા કરવામાં આવી તેમ છતાં દત્તને આરોગ્ય પ્રાપ્ત ન થયું. (૪૨) વૈદ્યો પણ પોતાના અનુભવથી કહેવા લાગ્યા કે હવે તો ચંદ્રમૌલિ શંકર ભગવાન જ આ દત્તને બચાવી શકે. મનુષ્યયત્ન નિષ્ફળ જ રહેશે. (૪૩) વૈદ્યોના આવાં વચનો સાંભળી માતા-પિતા ચિંતા કરી દુઃખી થયાં અને ગુરુમૂર્તિ દત્તાત્રેય ભગવાનનો જયજયકાર કરી કરુણાની યાચના કરવા લાગ્યા. (૪૪) હે દત્તાત્રેય ભગવાન! તમારી આરાધના કરવાથી પુત્ર પ્રાપ્ત

થતા અમને સંતોષ થયો હતો. પરંતુ અમારા અનેક જન્મોનાં પાપ હોવાથી તે પુત્રસુખનો આનંદ લઈ શકતા નથી. (૪૫) અમારા કુટુંબમાં આ એક જ પુત્ર છે. હે દત્તાત્રેય ભગવાન! જો તે જીવતો ન રહે તો અમે પણ તેની સાથે પ્રાણત્યાગ કરીશું. (૪૬) આમ અનેક રીતે માતા-પિતા દુઃખ કરતા હતા તે સાંભળી દત્ત તેમને આલિંગન આપી આશ્વાસન આપતો હતો કે તમે ખોટા દુઃખી ન થાવ. (૪૭) દત્ત કહે છે કે આપણો હવે ઋણાનુબંધ પૂરો થયો. જેટલું ઋણ તમારી પાસે છે તેનાથી વધુ કેમ લઈ શકાય? ઋણાનુબંધ અનુસાર સંબંધો ટકે છે. (૪૮) દત્તની વાત સાંભળી તેના માતા પિતા અતિ દુઃખી થયા અને પુત્રને બાથમાં લઈ આલિંગન આપતા મૂર્છા પામ્યા. (૪૯) મૂર્છિત અવસ્થામાંથી સ્વસ્થ થતાં માત-પિતા પુત્રને કહે છે કે તું ભવિષ્યમાં અમારું પોષણ તેમજ રક્ષણ કરીશ તેવી આશા હતી તે આશા અમારી ઠગારી નીવડી છે. (૫૦) અમારાથી કંટાળીને તું કેમ દૂર જાય છે? વૃદ્ધાવસ્થામાં અમારી સંભાળ કોણ લેશે? શું આ જ રીતે તારું ધર્માચરણ છે? (૫૧) માતા પિતાનાં વચનો સાંભળી દત્ત આક્રંદ કરવા લાગ્યો અને સવિનય કહેવા લાગ્યો કે પૃથ્વી ઉપરનું દરેક કાર્ય ઈશ્વરાધીન છે. તેમાં મનુષ્યયત્ન સફળ થતો નથી. (૫૨) માતા પિતાનું ઋણ પુત્રે અવશ્ય ઉતારવું જોઈએ. તો જ તે સાચો પુત્ર કહેવાય નહીં તો તેને પથ્થર સમાન માનવો. (૫૩) માતાએ મારું પોષણ કરીને




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઉછેર કર્યો છે. એક ઘડીના સ્તનપાનનું ઋણ પણ હું ઉતારી શકતો નથી તો બીજો જન્મ લઈને ભવસાગર કેવી રીતે પાર કરીશ? (૫૪) મેં તમારા પેટે જન્મ લઈને તમને અનેક કષ્ટો આપ્યાં છે અને અલ્પ પણ સુખ આપ્યું નથી તેવો હું પાપી પુત્ર છું. (૫૫) હવે તમે કોઈ પણ પ્રકારનું દુઃખ ન કરતાં પરમાર્થ દૃષ્ટિએ વિચાર કરજો. જે થવાનું હોય તે થઈને જ રહે છે. પછી તે બ્રહ્મા હોય કે બીજા કોઈ દેવ! (૫૬) આ પ્રમાણે માતા પિતા સાથે પુત્ર દત્ત અનેક ડહાપણભરી વાતો કરે છે અને તે જ રીતે પોતાની પત્નીને પણ સમજાવે છે. (૫૭) દત્ત કહે છેઃ હે પ્રાણેશ્વરી! આપણા દિવસો હવે પૂરા થયા. મારા માટે તેં અનેક કષ્ટો વેઠ્યાં છે પરંતુ તે બધા પ્રયત્નો નિષ્ફળ ગયા છે. (૫૮) પૂર્વજન્મનો હું તારો વેરી હોવાથી મેં તને અનેક પ્રકારનાં દુઃખો આપ્યાં. (૫૯) જો તું અમારા ઘરમાં રહેવા ઈચ્છે તો મારા માતા-પિતા તારું ભરણપોષણ પ્રેમથી કરશે જો તને અહીં ન ગમે કે કષ્ટ થાય તો તું પિયર જતી રહેજે. (૬૦) તારી સુંદરતાને પણ હું ભાગ્યહીન હોવાથી માણી શકતો નથી અને આવી રોગીષ્ટ અવસ્થામાં જો તું મારો સ્પર્શ કરીશ તો તું તારું સૌભાગ્ય ગુમાવીશ. (૬૧) પતિનાં વચનો સાંભળી સતી તરત જ મૂર્છા પામી અને પછી દુઃખથી વિલાપ કરતી પતિનાં ચરણો ઉપર માથું મૂકી કહેવા લાગીઃ (૬૨) હે પ્રાણેશ્વર! તમે મારો ત્યાગ કરશો નહીં. તમારા જેવો દાતા મને બીજો કોઈ નથી અને તમારા સિવાય મને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગતિ પણ કોઈ આપી શકે તેમ નથી. (૬૩) જ્યાં જ્યાં તમારો દેહ છે ત્યાં ત્યાં હું પણ હાજર રહી તમારી સેવા કરીશ તે વિશે મનમાં કોઈ સંદેહ કરશો નહીં. હું તમારી કાયમની સહગામિની છું. (૬૪) આ પ્રમાણે બંનેનાં વચનો સાંભળી માતા પિતા જમીન ઉપર આળોટીને દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યા. (૬૫) સાસુ સસરાનો વિલાપ સાંભળીને પુત્રવધૂ કહે છે કે તમે વિશ્વાસ રાખો મારો પતિ અવશ્ય સાજો થશે. (૬૬) વધુમાં, વિનંતી કરતાં કહે છે કે અમને કોઈ પવિત્ર સ્થળે મોકલો જેથી કરીને ઈશ્વર અમારું રક્ષણ કરશે. (૬૭) અનેક લોકો ગાણગાપુર નિવાસી શ્રીનૃસિંહસરસ્વતીના મહિમાનું ગાન કરે છે. મને પણ ઈચ્છા છે કે તે સ્વામીનાં દર્શન કરવાં. (૬૮) તે સદ્‌ગુરુનાં દર્શનમાત્રથી મારા પતિને આરોગ્ય પ્રાપ્ત થશે એવી મને શ્રદ્ધા છે. આથી અમને બંનેને ત્યાં ગાણગાપુરમાં સદ્‌ગુરુ દર્શન માટે જવા આજ્ઞા આપો એમ કહીને તે ચરણે પડી. (૬૯) પુત્રવધૂની વાત માતા પિતા, સાસુ સસરા તેમજ સગાંવહાલાંઓને પણ યોગ્ય લાગી અને બધાની વિદાય લઈ તેમણે શીઘ્ર પ્રયાણ કર્યું. (૭૦) રોગી પતિને પાલખીમાં સુવડાવી તે સતી ગાણગાપુર જવા નીકળી અને સાસુ સસરાને વિનયપૂર્વક કહે છેઃ (૭૧) તમે મનમાં ધીરજ રાખો. પતિ એ મારો પ્રાણ છે અને આપણા કુળદેવતા અમારા બંનેનું રક્ષણ કરશે. (૭૨) આમ કહીને સતી સાસુ સસરાને વંદન કરે છે ત્યારે સાસુ સસરા તેને આશીર્વાદ આપતા કહે છે કે તારું

સૌભાગ્ય સ્થિર રહે. (૭૩) તારા નસીબના લીધે અમારો પુત્ર બચી જશે એમ સાસુ સસરાને વિશ્વાસ હતો આથી તેમણે આશીર્વાદ આપ્યા અને પતિ પત્ની ગાણગાપુર જવા નીકળ્યા. (૭૪) આ પ્રમાણે પતિસહિત તે સતી લાંબો રસ્તો કાપી ગાણગાપુરમાં આવી પહોંચી. (૭૫) લાંબો રસ્તો કાપતાં દત્તના *ત્રિદોષે જોર કર્યું અને ગાણગાપુર નગરમાં આવતા મોટું સંકટ પેદા થયું. (*વાત, પિત્ત અને કફનું યોગ્ય પ્રમાણ ન જળવાય તેને વૈદ્યકીય ભાષામાં ત્રિદોષ કહે છે.) (૭૬) નગરજનોને પૂછતાં શ્રીગુરુ સંગમમાં ગયા છે એમ સતીએ જાણ્યું. આથી શ્રીગુરુદર્શન માટે સતીએ ત્યાંથી પ્રયાણ કર્યું. (૭૭) પતિવ્રતા સતી પાલખીમાં આવીને જુએ છે તો તેના પતિનું મૃત્યુ થયું હતું. (૭૮) પતિનું મૃત્યુ થતા સતીને પુષ્કળ દુઃખ થયું અને ધરતી ઉપર આળોટવા લાગી. છાતીમાં છરી ખોસવા તે પ્રયત્ન કરતી હતી ત્યારે લોકોએ તેને તેમ કરતાં અટકાવી. (૭૯) તે જમીન ઉપર મસ્તક પછાડવા લાગી, પથ્થરના પ્રહાર છાતી ઉપર કરવા લાગી. ચોટલાના વાળ છૂટા કરી મોટેથી આક્રંદ કરવા લાગી. (૮૦) હે ભગવાન! તેં આ શું કર્યું? મારા જેવી ગરીબડી ગાયને ત્રાસ આપ્યો? હું ઘણી આશા સાથે તારી પાસે આવી હતી કે જેથી મારા પતિ નિરોગી થાય. (૮૧) કોઈ માણસ પૂજા કરવા મંદિરમાં જાય અને તે મંદિર તેના ઉપર પડે તેવી જ ઘટના મારી સાથે બની છે. (૮૨) સખત ઉનાળામાં કોઈ મનુષ્ય છાંયડા માટે વૃક્ષ નજીક જાય અને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તે વૃક્ષ તેના ઉપર પડી અકસ્માત સર્જાય તેવો કિસ્સો મારી સાથે બન્યો છે. (૮૩) તૃષાતુર થઈને કોઈ મનુષ્ય ગંગાનદીમાં જળ પીવા જાય અને મગર તેને તાણી જાય તેવું જ મારા કિસ્સામાં બન્યું છે. (૮૪) વાઘથી ભય પામીને ગાય પ્રાણ બચાવવા કોઈ મનુષ્ય પાસે જાય અને તે મનુષ્ય યવન હોવાથી તેની હત્યા કરે તેવું મારા કિસ્સામાં બન્યું છે. (૮૫) આવી હું પાપી અને કમનસીબ સ્ત્રી છું. મેં મારા પતિને તેના માતા પિતાથી આટલે દૂર પરદેશમાં લાવીને તેના પ્રાણ હર્યા છે. (૮૬) આ પ્રમાણે અનેક પ્રકારે દુઃખ કરતી સ્ત્રીનો વિલાપ જોઈને અનેક લોકો તેની વહારે આવ્યા અને અનેક પ્રકારથી સમજાવવા લાગ્યા. (૮૭) નગરની સ્ત્રીઓ તેને અનેક પ્રકારે સમજાવતી હતી કે હે સતી! તું અંતઃકરણમાં વિવેકપૂર્વક વિચાર કર. પ્રારબ્ધમાં જે લખ્યું હોય તે થઈને જ રહે છે. (૮૮) આ પ્રમાણે નગરની નારીઓ તેને સમજાવતી હતી ત્યારે જીવનના ભૂતકાળના સંસ્મરણો યાદ કરીને સતી વધારે વિલાપ કરતી થઈ. (૮૯) સતી નગરસ્ત્રીઓને કહે છે હવે હું કેવી રીતે જીવન જીવીશ? પતિ નિરોગી થશે તેવી આશાથી હું શ્રીગુરુ પાસે આવી હતી. (૯૦) હવે હું કોના શરણે જાઉં? કોણ મારું રક્ષણ કરશે? પ્રાણેશ્વર (પતિ) વિના હું કેવી રીતે જીવી શકીશ? (૯૧) બાળપણમાં મેં ગૌરી (પાર્વતી)ની શંકર સહિત પૂજા કરી છે અને વિવાહ પછી મંગળાગૌરીની પૂજા (વ્રત) કરી છે. (૯૨) અખંડ સૌભાગ્ય રહે તે આશાથી

મેં ભવાનીમાની પૂજા કરી છે અને સુહાગણોના કહેવાથી અનેક પ્રકારના વ્રતોનું આચરણ કર્યું છે. (૯૩) લોકોએ જે જે ઉપાયો બતાવ્યા તે અનુસાર મેં વ્રત અંતર્ગત સમસ્ત પૂજા અર્ચન કર્યું છે તેમ છતાં ગૌરી મારાથી રિસાઈ ગઈ છે. (૯૪) હવે મારા સૌભાગ્યનાં ચિહ્નો જેવાં કે હળદર-કંકુ અને મંગળસૂત્રની ચોરી કરનાર નજીક આવેલો દેખાય છે. હવે તો કંકણ અને કંચૂકીને પણ મેં અગ્નિને સમર્પિત કરી છે. (૯૫) હે માતાઓ તેમજ બહેનો! મારું પુણ્ય ક્યાં જતું રહ્યું? મેં વૃથા ગૌરીરમણ (શંકર)ને પૂજ્યા છે. હું અત્યંત નિરાશ થઈ ગઈ છું. (૯૬) પતિ મારો પ્રાણ હતો અને તેના વગર હું કેવી રીતે જીવી શકીશ? મારો પતિ બીજા બધા પુરુષો જેવો ન હતો. (૯૭) આ પ્રમાણે તે પતિવ્રતા સ્ત્રી અનેક પ્રકારે દુઃખથી વિલાપ કરતી હતી અને પતિનું મુખારવિંદ જોઈ અધિક આક્રંદ કરતી હતી. (૯૮) પતિવ્રતા સ્ત્રી તેના પતિના શબને આલિંગન આપી અનેક પ્રકારે રુદન કરતી હતી અને ભૂતકાળના દિવસોને યાદ કરી પતિના પ્રેમનું સંસ્મરણ થતાં વધુ દુઃખી થતી હતી. (૯૯) હે પ્રાણેશ્વર! તેં મારો ત્યાગ કેમ કર્યો છે? તને મારા ઉપર ઘૃણા ઉપજી છે જેથી તું મારી ઉપેક્ષા કરે છે? (૧૦૦) હું કેવી ભાગ્યહીન છું કે નદીકિનારે માટીની કુલડી ભાંગી જાય છે તેમ તારું આયુષ્ય પૂરું થતાં મારા જીવનની થાપણ જેવો તું મારાથી વિમુખ થયો છે. (૧૦૧) જે પ્રકારે શ્રવણ પોતાનો દેશ છોડી પરદેશમાં હતા ત્યારે દશરથરાજાએ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

એનો વધ કર્યો હતો તેવી જ રીતે મેં તમારા માતા પિતાથી વિમુખ કરીને અહીં પરદેશમાં લઈ આવી છું. (૧૦૨) તમારા નિધનની વાર્તા સાંભળતા જ તમારા માતા પિતા પ્રાણત્યાગ કરશે. (૧૦૩) આ પ્રકારે હું ત્રણ મનુષ્યની હત્યારી છું. મારા જેવી પાપિણી બીજી કોઈ નથી. સાચોસાચ હું તમારી વેરણ અને પતિઘાતકી છું. (૧૦૪) હે પ્રાણેશ્વર! આવી હું પાપીણી તેમજ ચાંડાળણ છું. મેં જ પતિના પ્રાણ હરણ કરવાને લીધે સમસ્ત લોકો મારી નિંદા કરશે. (૧૦૫) હું તમારી પત્ની નહિ પણ વેરી છું. ધારદાર શસ્ત્રથી તમારા ઉપર પ્રહાર કરી મેં તમારા પ્રાણ હરણ કર્યા છે. (૧૦૬) જો તમારા માતા પિતા, બાંધવાદિ નજીક હોત તો અંતઃકાળે તમારું મુખારવિંદ જોઈ શકત. ત્યાં પણ મેં વિઘ્ન કર્યું. (૧૦૭) મારાં ઘરડાં સાસુ સસરાને તમારી એક જ આશા હતી (ઘડપણમાં સારસંભાળ લેવાની) તેમની આશા હજુ પૂરી થઈ નથી તો તેમનો ત્યાગ કરીને તમે શા માટે જાઓ છો? (૧૦૮) તેમના પેટે તમે એક જ સંતાન હતા; તેમની સારસંભાળ લેવાથી કંટાળી ગયા? હે પ્રાણેશ્વર! તમે મને મૂકી ક્યાં જશો? (૧૦૯) હવે હું ક્યાં જાઉં? હવે કોણ મારી સંભાળ લેશે? કોણ ભરણપોષણ કરશે? હે પ્રાણેશ્વર! તું કાંઈ પણ કહ્યા વગર ક્યાં જતો રહ્યો? (૧૧૦) તું મારો પ્રાણેશ્વર છે. તારી મમતાને હું કેવી રીતે ભૂલી જાઉં? તમે બીજા લોકોની જેમ નથી. અતિ પ્રેમપૂર્વક તમે મારી સંભાળ લીધી છે. (૧૧૧) તેં ક્યારે પણ

પૃથક્ શયન કર્યું નથી. ઓશિકાના બદલે મારો હંમેશા ડાબો હાથ ઉપયોગમાં લીધો છે. હે પ્રાણેશ્વર! આ બધાનું સ્મરણ થતાં મારું અંતઃકરણ ભરાઈ આવ્યું છે. તારા વિના હું કેમ જીવી શકીશ? (૧૧૨) તારા ક્યા ગુણોને યાદ કરું? તું મારો પતિ નહીં પણ પ્રાણ છે. હવે તું મારો ત્યાગ કરીને જઈ રહ્યો છે તો હું કેવી રીતે જીવીશ? (૧૧૩) હવે ક્યા રસ્તે જવું? કોનો આશારો લઉં? કોણ મારું પોષણ કરશે? મને બાળવિધવા કહીને લોકો મારી નિંદા કરશે. (૧૧૪) કોઈ પણ પ્રકારની સલાહ મસલત કર્યા વિના હે પ્રાણનાથ! તેં કેમ મારો ત્યાગ કર્યો? (૧૧૫) તારા પ્રેમના લીધે હું સંતોષી હતી તેમજ હૃષ્ટપુષ્ટ પણ હતી. મારા માતા પિતાને પણ હું ભૂલી ગઈ હતી. તેઓ વારંવાર બોલાવવા છતાં પિયરમાં હું કદી ગઈ નથી. (૧૧૬) હવે પિયરમાં કેમ કરીને જાઉં? દુઃખી અવસ્થામાં તેમને કેવી રીતે સંતોષ આપી શકું? તેઓ ચોક્કસ મારી ઉપેક્ષા કરશે. (૧૧૭) જ્યાં સુધી તારું છત્ર હતું ત્યાં સુધી સર્વત્ર હું પવિત્ર મનાતી હતી અને હવે બધા જ લોકો મારી નિંદા કરશે. (૧૧૮) હવે જો હું એકલી સાસુ સસરા પાસે જઈશ અને તમારા વિના મને જોઈને તેઓ પણ પ્રાણત્યાગ કરશે. આમ હે પ્રાણેશ્વર! તમારા વિના ઘર પણ અરણ્ય જ સમજવું. (૧૧૯) તમારી આરોગ્યપ્રાપ્તિ માટે હું તમને શ્રીગુરુ પાસે લઈ આવી. હવે તમને અહીં મૂકીને પાછી કેવી રીતે જાઉં? ખરેખર, હું પાપીણી તેમજ રાક્ષસી છું. (૧૨૦) આ પ્રકારે તે સતી અનેક પ્રકારથી


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વિલાપ કરતી હતી તે સમય દરમ્યાન અચાનક એક સિદ્ધ ત્યાં આવ્યો. (૧૨૧) તે સિદ્ધનું શરીર ભસ્માંકિત તેમજ જટાજૂટથી શોભાયમાન હતું. તેમણે ગળામાં અલંકાર તરીકે રુદ્રાક્ષમાળા ધારણ કરી હતી. એક હાથમાં ત્રિશૂલ ધારણ કરીને તે જટાધારી સિદ્ધ સતી નજીક આવીને ઊભો રહ્યો. (૧૨૨) સિદ્ધ સતીને સમજાવતાં કહે છે કે હે સન્નારી! કેમ દુઃખથી પ્રલાપ કરે છે? આપણા પ્રારબ્ધમાં જે પ્રમાણે લખેલું હોય છે તે જ પ્રમાણે થાય છે. (૧૨૩) દરેક મનુષ્યે પૂર્વજન્મમનું કર્મફળ અવશ્ય ભોગવવું પડે છે. આથી હવે શોક કરીશ નહીં અને તારું રુદન બંધ કર. (૧૨૪) જો આઠ દિવસ સુધી પણ તું શોકથી રુદન કરીશ તો પણ શબમાં પ્રાણ પાછા આવવાના નથી. લલાટમાં લખેલું હોય તે જ પ્રમાણે થાય છે. (૧૨૫) મૂઢતાથી તું કેમ દુઃખ કરે છે? સમસ્ત જીવો મૃત્યુને શરણ થાય છે. આ પૃથ્વી ઉપર કોણ ચિરંજીવ છે તે મને કહે. (૧૨૬) તારો પોતાનો પ્રાણેશ્વર કહે છે તે પુરુષ ક્યાં જન્મ્યો? તારો જન્મ ક્યાં થયો? તારા માતા પિતા કોણ? (૧૨૭) નદીમાં પૂર આવતાં છૂટા છવાયા લાકડાં એકઠાં મળે છે અને જળના પ્રવાહમાં ફંટાઈ પણ જાય છે. (૧૨૮) આપણે જોઈએ છીએ કે વૃક્ષો ઉપર અનેક પક્ષીઓ ચાર પ્રહર સુધી નિવાસ કરે છે અને પછી ચારે દિશામાં ઉડી જાય છે. (૧૨૯) હે અબળા નારી! તેવો જ આ સંસાર છે તે જાણ. અહીંયાં કોણ દીર્ઘકાળ સુધી સ્થિર છે? માયામોહથી લોકો મારી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સ્ત્રી, મારી કન્યા અથવા મારો પતિ તેમ કહે છે. (૧૩૦) નદીમાં જે રીતે પાણીના અનેક પરપોટાઓ હોય છે તેવી જ રીતે મનુષ્યદેહ પંચમહાભૂતોનો બનેલો છે. (જળ, અગ્નિ, વાયુ, આકાશ, પૃથ્વી). તેના ગુણોની સમજ અને પોતાનું કર્મ કેવું છે તે પ્રમાણે પરિણામ આપે છે. (૧૩૨) ગુણાનુબંધથી કર્મો આચરાય છે ને માયાના સંબંધથી મોહવશ જીવને કર્માનુસાર દુઃખપ્રાપ્તિ થાય છે. (૧૩૩) માયાના સંબંધથી સત્ત્વ, રજ અને તમોગુણની ઉત્પત્તિ થાય છે અને તે તે ગુણાનુસાર ત્રિગુણાત્મકદેહ બને છે. (ત્રિગુણાત્મક અર્થાત્ સત્ત્વ, રજોગુણી અને તમોગુણી). (૧૩૪) સાંપ્રત અસ્તિત્વમાં આવેલો આ સંસાર કર્મોને આધીન છે અને પોતપોતાના પ્રારબ્ધ અનુસાર દરેક જીવ સુખદુઃખ ભોગવે છે. (૧૩૫) કરોડો દિવસોનું આયુષ્ય હોવા છતાં દેવો પણ કાળને આધીન છે. તો તેની સામે મનુષ્ય કોણ માત્ર? (૧૩૬) કાળ સમસ્ત ઘટના માટે કારણરૂપ છે. દેહ કર્મને આધીન છે. આમ પંચભૌતિક દેહ પણ કર્મને આધીન છે. (૧૩૭) આ પંચભૂતાત્મક દેહ, કાળકર્મ અને ગુણને આધીન હોવાથી તેનો જન્મ થતાં કોઈ આનંદ ન થવો જોઈએ અથવા તેનું મૃત્યુ થતાં દુઃખ ન કરવું જોઈએ. (૧૩૮) જ્યારે જીવ ગર્ભમાં દેહ ધારણ કરતો હોય છે તે જ સમયથી તે નાશવંત પણ છે એમ લોકો જાણે છે. તેના જેવાં કાળ, કર્મ અને ગુણ હોય છે તે જ પ્રમાણે તે જન્મ અને મૃત્યુદશા ભોગવે છે. (૧૩૯)

કોક જીવાત્મા બાળવચે મૃત્યુ પામે, જ્યારે કેટલાક જીવાત્મા વૃદ્ધ થઈને મૃત્યુ પામે છે. જેનું જેવું પ્રારબ્ધ હોય છે તે પ્રમાણે તે જીવાત્મા ભોગવે છે. (૧૪૦) પૂર્વ પ્રારબ્ધ અનુસાર દરેક જીવાત્મા સુખદુઃખ ભોગવે છે અને તેનાં પાપ પુણ્યના પરિણામે પુત્ર, પત્ની કે પતિ પામે છે. (૧૪૧) સમગ્ર આયુષ્ય અનુસાર દરેક જીવ પાપ પુણ્ય અનુસાર બ્રહ્માએ લલાટે લખ્યાનુસાર સુખદુઃખ ભોગવે છે. એમ બધા જ વિદ્વાનો કહે છે. (૧૪૨) કોઈક સમયે મનુષ્ય પુણ્યબળના પ્રતાપે કર્મના ફળને પાર કરી જાય છે તેમ હોવા છતાં દેવ દાનવ કે મનુષ્ય મૃત્યુ ઉપર વિજય મેળવી શકતો નથી. (૧૪૩) સંસાર એક સ્વપ્ન છે અથવા જાદુગરની ઈંદ્રજાળ પ્રમાણે મિથ્યા છે આથી દરેક જીવે તે વિશે દુઃખ કરવું નહીં. (૧૪૪) અનેક હજારો જન્મો દરમ્યાન તું કોની પત્ની અથવા બીજી રીતે કોણ હતી તે મને જણાવ. મૂર્ખતાથી વ્યર્થ દુઃખ કરીશ નહીં. (૧૪૫) પંચભૂતાત્મક શરીર ત્વચા, માંસ, શિરા, રુધિર, મેદ, મજ્જા, અસ્થિ અને વિષ્ઠા, મૂત્ર અને શ્લેષ્મ (કફ)થી ભરેલું છે. (૧૪૬) આવા કમકમાટી ઉપજાવે તેવા શરીર ઉપર શા માટે પ્રીતિ રાખવી? તે અમંગલ શરીર મળ, મૂત્ર અને લોહીથી ખરડાયેલું હોવાથી તે વિશે શોક કરવો વ્યર્થ છે. (૧૪૭) હવે પરમાર્થ દૃષ્ટિએ આપણે કયો માર્ગ સ્વીકારીને સંસારસાગર તરવો જોઈએ તે વિશે વિચાર કર. (૧૪૮) આ પ્રમાણે તે સિદ્ધે સતીને બોધ આપતાં તેને જ્ઞાન પ્રાપ્ત થયું અને તે શોકવિહીન

થઈ. (૧૪૯) સતીએ બંને હાથ જોડી તે સિદ્ધના ચરણકમળ ઉપર મસ્તક મૂકી વિનંતીસહ કહેવા લાગી, હે કરુણાઘન સ્વામી! મારો ઉદ્ધાર કરો. (૧૫૦) હે સ્વામી! મારે કયો માર્ગ સ્વીકારવો તેની આજ્ઞા કરો. તું મારી માતા તેમજ પિતા સમાન છે. મને આ સંસારસાગર પાર કરાવ. (૧૫૧) કઈ રીતે મારો ઉદ્ધાર થશે અને આ ભવારણ્ય કેવી રીતે પાર કરીશ? એમ કહીને સતી સિદ્ધમુનિના ચરણે પડી. (૧૫૨) સતીનાં વચનો સાંભળી સિદ્ધયોગી પ્રસન્ન થયા અને સતીને સ્ત્રીઓનું ધર્માચરણ વિસ્તારથી કહેવા લાગ્યા. (૧૫૩) આ પ્રમાણે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્ર વિસ્તારપૂર્વક કહે છે જેનું શ્રવણ કરતા સર્વ પ્રકારનાં પાપ દૂર થાય છે અને બધા મનોરથો પૂરા થાય છે. (૧૫૪)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક પ્રેતાંગનાશોક નામનો ત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૫૪)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૧



દેવ અને દેવગુરુ બૃહસ્પતિ અગસ્ત્ય ઋષિ અને સતી લોપામુદ્રાનું સન્માન કરી પતિવ્રતા ધર્મ નિરૂપણ કરે છે.

# અધ્યાય-૩૧

## પતિવ્રતાધર્મ નિરૂપણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

સિદ્ધમુનિ નામધારકને કહે છે કે તે પછી અપૂર્વ ઘટના ઘટી તે ઈશ્વરાવતાર યોગીપુરુષે સ્ત્રીઓએ આચરવાના ધર્મ કર્મ વિશે વિવેચન શરૂ કર્યું. (૧) સિદ્ધ યોગેશ્વર સતીને કહે છે કે સ્ત્રીઓએ પાળવાના આચાર મને પૂછે છે તે તને હું વિસ્તારપૂર્વક કહું છું જેના દ્વારા દરેક જીવ ભવસાગર પાર કરશે. (૨) સ્ત્રીને માટે જો તેનો પતિ જીવતો હોય એટલે કે સધવાવસ્થામાં પાળવાનો આચાર અને જો પતિ મૃત્યુ પામે તો વિધવા તરીકે આચરવાના ધર્મ વિસ્તારપૂર્વક સમજાવું છું તે એકચિત્તે સાંભળ. (૩) સ્ત્રીઓએ પાળવાના બંને પ્રકારના આચાર તને કહું છું. તને જે આચાર યોગ્ય લાગે તેનો તું સ્વીકાર કર. (૪) સિદ્ધ કહે છે કે સ્ત્રીઓના ધર્માચરણ વિશે સ્કંદપુરાણ અંતર્ગત કાશીખંડમાં સવિસ્તર કથા કહેવામાં આવી છે. તેને ધ્યાનપૂર્વક સાંભળ. (૫) મહામુનિ અગસ્ત્ય તેમનાં ધર્મપત્ની લોપામુદ્રા જેઓ પણ મહાજ્ઞાની અને પતિવ્રતા હતાં તેઓ

કાશીનગરીમાં રહેતા હતા. (૬) લોપામુદ્રા જેવી શ્રેષ્ઠ પતિવ્રતા બીજી કોઈ પણ નથી. કાશીમાં તેમના નિવાસ દરમ્યાન એક અપૂર્વ ઘટના બની તે શ્રવણ કરો. (૭) તે અગસ્ત્યઋષિનો એક વિંધ્ય નામે શિષ્ય હતો જે વિંધ્યપર્વત તરીકે પ્રખ્યાત છે. (૮) વિંધ્યાચલ પર્વત અનેક વૃક્ષ અને વનસ્પતિઓથી શોભાયમાન હોઈ તેને અનેક મહાશિખરો હતા. (૯) બ્રહ્મર્ષિ નારદ વિચરણ કરતા કરતા વિંધ્યપર્વત પાસે આવ્યા અને વિંધ્યને જોઈને તેમને સંતોષ થયો. (૧૦) નારદઋષિએ વિંધ્યપર્વતની પ્રશંસા કરતાં કહ્યું, તું સમસ્ત લતા, વૃક્ષ, ઝરણાઓ અને શિખરોથી વ્યાપ્ત અતિ રમ્ય ભાસી રહ્યો છે. (૧૧) છતાં તારામાં મને એક ઉણપ જણાય છે. તું મેરુપર્વત જેટલો ઊંચો નથી, આટલી તારામાં ખામી છે. (૧૨) નારદમુનિનાં આવાં વચનો સાંભળી વિંધ્યાચળને ગુસ્સો આવ્યો અને તે પોતે સ્વતઃ વધવા લાગ્યો અને મેરુસમાન ઊંચાઈ પામવા પ્રયત્ન કર્યો. (૧૩) આવો વિચાર કરી વિંધ્યપર્વત ઊંચો થતો જ ગયો અને તેમ થતાં સૂર્યના કિરણો દક્ષિણભારતમાં જઈ ન શક્યાં. (૧૪) આમ થતાં દક્ષિણભારતમાં સૂર્યોદય ન જોવાતાં યજ્ઞાદિ કર્મો થંભી ગયા. (૧૫) આથી દુઃખી થઈને સમસ્ત ઋષિઓ વિંધ્યપર્વતની વાર્તા કહેવા ઈન્દ્રભુવન પહોંચ્યા અને વિસ્તારપૂર્વક વિવેચન કર્યું. (૧૬) ઈન્દ્રાદિ દેવોને હવિર્ભાગ મળતા બંધ થયા આથી ઈન્દ્ર કોપાયમાન થઈ વૃત્તાંત કહેવા બ્રહ્માજી પાસે ગયા. (૧૭) બ્રહ્માજીએ વિચાર કરીને ઈન્દ્રને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહ્યું કે આ પ્રશ્નનો નિકાલ કરવા કાશીનગરીમાં રહેતા અગસ્ત્યઋષિને તમે દક્ષિણભારતમાં મોકલો. (૧૮) દક્ષિણભારતને અગસ્ત્યઋષિની અત્યંત જરૂર છે. (૧૯) વિંધ્યાચળ એ અગસ્ત્યઋષિનો શિષ્ય હોવાથી તેમને દંડવત્ પ્રણામ કરવા આડો થશે (૨૦) ત્યારે અગસ્ત્યઋષિ તેને કહેશે કે હું કહું નહીં ત્યાં સુધી તું હવે ઊંચાઈ વધારીશ નહીં અને તેના શિખરો ભૂમિ સમાન થશે. (૨૧) આથી ઈન્દ્ર ઋષિઓને કહે છે કે તમે ત્વરિત કાશીનગરીમાં જાવ, અગસ્ત્યઋષિને વિનવો અને દક્ષિણ દિશામાં મોકલો. (૨૨) આ પ્રમાણે બ્રહ્મદેવે ઈન્દ્રને આજ્ઞા કરી અને ઈન્દ્ર ત્યાંથી બ્રહ્માજીની સૂચનાનુસાર અમરાપુરીમાં પાછો આવ્યો. (૨૩) ઈન્દ્ર દેવો સહિત બૃહસ્પતિ તેમજ ઈતર ઋષિઓ સાથે કાશીનગરીમાં આવ્યા. (૨૪) ઈન્દ્રાદિ દેવો સાથે સમસ્ત ઋષિવૃંદ અને દેવગુરુ બૃહસ્પતિ અગસ્ત્ય આશ્રમમાં પધાર્યા. (૨૫) અગસ્ત્યઋષિએ સમસ્ત દેવતાઓ તેમજ ઋષિકુળને જોઈ તેમને વંદન કર્યાં અને અર્ઘ્ય-પાદ્ય અર્પણ કરીને ભક્તિભાવપૂર્વક પૂજા કરી. (૨૬) દેવ અને દેવગુરુ બૃહસ્પતિએ અગસ્ત્ય તેમજ લોપામુદ્રાની સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો. (૨૭) દેવોના ગુરુ બૃહસ્પતિ પતિવ્રતા સ્ત્રીઓનો મહિમા ગાતાં કહે છે કે પૂર્વે અનેક પતિવ્રતા સ્ત્રીઓ થઈ ગઈ પરંતુ લોપામુદ્રાની બરોબરી કરે તેવી કોઈ પણ સતી થઈ નથી. (૨૮) પૂર્વે થયેલી સતીઓમાં અરૂંધતી, સાવિત્રી, અનસૂયા અને શાંડિલ્યની

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પત્ની શાંડિલી પતિવ્રતા તરીકે વિખ્યાત છે. (૨૯) લક્ષ્મી, પાર્વતી, શતરૂપા (સ્વયંભૂ મનુની પત્ની), મેનકા અને હિમાલયની પત્ની પણ સતી તરીકે પ્રખ્યાત છે. (૩૦) ધ્રુવની માતા સુનીતા, સૂર્યની પત્ની સંજ્ઞા અને અગ્નિની પત્ની સ્વાહાદેવી પણ પતિવ્રતા છે. (૩૧) આ બધી સતીઓ કરતાં પણ લોપામુદ્રા સતી શ્રેષ્ઠ પતિવ્રતા છે તેમ બૃહસ્પતિ સમસ્ત દેવોને કહે છે. (૩૨) પતિવ્રતાના આચરણ વિશે વિવેચન કરતાં દેવગુરુ બૃહસ્પતિ કહે છે કે પુરુષે ભોજન કર્યા પછી વધેલું અન્ન સ્ત્રીઓ માટે મુખ્ય ભોજન હોવું જોઈએ. (૩૩) વિવિધ સેવા અંતર્ગત જો પુરુષ ઊભો હોય તો તેની સ્ત્રીએ તેની આજ્ઞા વિના બેસવું નહીં અને તેના સૂચનની અવગણના કરવી નહીં. (૩૪) સમગ્ર દિવસ દરમ્યાન પતિની સેવા કરવી અને અતિથિ આવે તો તેની પૂજા અવશ્ય કરવી જોઈએ. પતિની આજ્ઞા વિના દાન ધર્મ ન કરવાં. (૩૫) પતિની સેવા કરતાં પતિ એ વિષ્ણુ જ છે તેવો ભાવ મનમાં રાખવો. રાત્રિ દરમ્યાન શયનકાળે પણ ભક્તિપૂર્વક સેવા કરવી. (૩૬) પતિ નિદ્રાધીન થયા પછી પત્નીએ શયન કરવું જોઈએ અને કંચૂકી તેમજ કર્ણફૂલ પતિના શરીરને સ્પર્શે નહીં તેની કાળજી લેવી. (૩૭) જો કંચૂકીનો સ્પર્શ પુરુષને થાય તો તેનું આયુષ્ય ઘટે છે તેમ જ પતિના નામનો ઉચ્ચાર કરીએ તો પણ પતિનું આયુષ્ય ઓછું થાય છે. (૩૮) પતિ જાગ્રત થતા પહેલાં સતીએ ઊઠવું જોઈએ અને ઘરને વાળીઝૂડીને સ્વચ્છ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરી ઘર પાસે મંગળ ચિહ્નો (સાથિયા, સ્વસ્તિક) દોરવાં જોઈએ. (૩૯) સતીએ દરરોજ પતિપૂજા કરવી જોઈએ અને તેના ચરણતીર્થને ગ્રહણ કરવું જોઈએ. પતિના ચરણો ઉપર માથું મૂકી તું જ શંકર છે તેમ કહેવું જોઈએ. (૪૦) જો પતિ નગરમાં જ વસતો હોય તો પત્નીએ આનંદપૂર્વક સર્વ શ્રૃંગાર કરવા અને પતિ જો બહારગામ જાય તો તેણીએ શ્રૃંગાર કરવા નહીં. (૪૧) જો પતિ ક્રોધથી નિષ્ઠુર વચનો બોલે તો પણ સતીએ કદી પણ ક્રોધ કરવો જોઈએ નહીં. હંમેશાં ચરણો પકડી મને ક્ષમા કરો એમ કહેવું જોઈએ. (૪૨) પતિ બહારગામથી પાછો આવે ત્યારે હાસ્યવદનથી સામૈયું કરવું જોઈએ અને હજારો કામ હોય તો બાજુએ મૂકી પતિનું સ્વાગત કરવું જોઈએ. (૪૩) સતીએ વંદન કરીને પતિને પૂછવું જોઈએ કે શી આજ્ઞા છે? પતિના મનમાં જેવી ઈચ્છા હોય તે પ્રમાણે વર્તવું જોઈએ. (૪૪) હે દેવવૃંદ! પતિવ્રતાનું લક્ષણ કહું છું તે સાંભળો. (બૃહસ્પતિ કહે છે.) જો સતી ઘરની બહાર જાય (પતિઆજ્ઞા વિના) તો તેમાં અનેક દોષો રહેલા છે. (૪૫) ઘર બહાર જવું હોય તો પુરુષ કે સ્ત્રીઓ તરફ ન જોતાં પોતાનું કામ પતાવી તરત જ પોતાના ઘેર પાછા ફરવું. (૪૬) જો કોઈ સ્ત્રી પરપુરુષને જુએ તો તે ઘુવડની યોનિમાં જન્મ લે છે. લોપામુદ્રાનું આચરણ શ્રેષ્ઠ પતિવ્રતા તરીકેનું છે. (૪૭) પતિવ્રતા લોપામુદ્રા આજ્ઞા વગર ઘરની બહાર કદી જતી નથી અને પ્રાતઃકાળમાં ઘરઆંગણાને સ્વચ્છ કરી સાથિયાઓ પૂરી ઘરને શોભાયમાન

કરે છે. (૪૮) દેવપૂજાનાં વાસણો માંજીને ગંધાક્ષત તેમજ દીવેટોની તૈયારી કરી દેવતા માટે પચરંગી રંગોળી દેવસમક્ષ પૂરતી. (૪૯) અનુષ્ઠાન કરીને પતિ પાછો આવે ત્યાં સુધીમાં બધી તૈયારી સતીએ કરી રાખવી જોઈએ અને પતિની ચિત્તવૃત્તિ અનુસાર વર્તવું જોઈએ. (૫૦) જો પતિ ઘરમાં હાજર હોય તો તેનું ઉચ્છિષ્ટ (એંઠું) ભોજન પ્રસાદ તરીકે લેવું જોઈએ. જો પતિ બહારગામ ગયો હોય તો અતિથિ અને ધેનુનો પ્રસાદ લેવો. (૫૧) પતિ ઘરમાં ન હોય તો અતિથિને અન્ન આપીને અથવા ગાયમાતાની પૂજા કરીને ભોજન કરવું જોઈએ. આ પતિવ્રતાનું લક્ષણ છે. (૫૨) ઘરને હંમેશાં સ્વચ્છ રાખવું, પતિની આજ્ઞા વિના કોઈ ધર્માચરણ ન કરવું, વ્રત અને ઉપવાસ માટે પણ પતિની આજ્ઞા અવશ્ય લેવી. (૫૩) નગરમાં ઉત્સવ હોય તો તેને જોવા પતિને કહ્યા વિના દોડી જવું નહીં તેમ જ તીર્થયાત્રા અને લગ્નાદિ પ્રસંગોમાં પણ જવું નહીં. (૫૪) પતિ જો પ્રસન્ન હોય તો પત્નીએ ખેદ કરવો નહીં અને જો પતિ દુઃખી હોય તો સતીએ પણ આનંદ પ્રદર્શિત કરવો નહીં. (૫૫) રજસ્વલા થયા પછી સતીએ મૌન ધારણ કરવું અને વેદઘોષ સાંભળવો નહીં તેમજ પોતાનું મુખ પતિને બતાવવું નહીં. (૫૬) આ પ્રમાણે ચાર દિવસ આચરણ કર્યા પછી સ્નાનોપરાંત પતિમુખનું અવલોકન કરવું જોઈએ. (૫૭) જો પતિ ઘરમાં ન હોય તો તેના સ્વરૂપનું ધ્યાન મનમાં કરવું જોઈએ તે પછી સૂર્યદર્શન કરી પતિવ્રતાએ ઘરમાં પ્રવેશ કરવો જોઈએ. (૫૮)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પતિની આયુષ્યવૃદ્ધિ માટે હળદર-કંકુ, સિંદૂર, કાજળ, મંગળસૂત્ર અને કાંસકીનો ઉપયોગ કરવો જોઈએ. (૫૯) સુહાગણે પાનબીડું ખાવું જોઈએ અને તેના માથામાં પુષ્પની વેણી નાખવી જોઈએ અને હાથમાં કંકણ અને કાનમાં કર્ણફૂલ પહેરવાં જોઈએ. જયારે પુરુષ (ઘરમાં) હાજર હોય ત્યારે પડોશણ સાથે, ધોબીની સ્ત્રી સાથે, કપટી સ્ત્રી સાથે, જૈન સ્ત્રી સાથે અને ગરીબ સ્ત્રી સાથે મૈત્રી કરવી જોઈએ નહીં. અન્યથા હાનિ થાય છે. (૬૦-૬૧) પુરુષ (પતિ)ની નિંદા કરનાર સ્ત્રીઓ સાથે પતિવ્રતાએ બોલવું જોઈએ નહીં. જો બોલે તો અનેક દોષ તેને લાગે છે. (૬૨) સાસુ, સસરા, નણંદ, ભાભી, દિયરને તરછોડીને જે પત્ની અલગ રહેવા માટે હઠ કરે તે સ્ત્રી કૂતરી બને છે. (૬૩) વિવસ્ત્ર (વસ્ત્ર વિના અર્થાત્ નગ્ન થઈને) કદી સ્નાન કરવું જોઈએ નહીં અને ઊખળી (ખાંડણી) અને સાંબેલા ઉપર બેસવું નહીં અને ચટણી બનાવવાના પથ્થર ઉપર પણ પતિવ્રતાએ બેસવું નહીં. (૬૪) ઘંટી તેમજ ઉંબરા ઉપર બેસવું નહીં તેમજ વડીલો સામે પણ બેસવું નહીં. આ પ્રમાણે પતિવ્રતાનું આચરણ હોવું જોઈએ. (૬૫) જે સતી પતિ સાથે વિવાદ ઊભો કરે તે મહાન દુઃખ પામે છે. પતિના મનમાં એક પ્રકારનો વિચાર હોય તો સતીએ પણ તેને અનુસરવું જોઈએ. (૬૬) જો પતિ ભાગ્યહીન (દરિદ્રી) હોય, દુષ્ટ, નપુંસક અને રોગી હોય તો પણ તેને દેવસમાન માનવો. (૬૭) એવો પુરુષ હોવા છતાં તેને શ્રીહરિ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

માનવો અને તેની આજ્ઞામાં રહેવાથી તે સતી પરમેશ્વરને પ્રિય થાય છે. (૬૮) પતિના ગમા અણગમા પ્રમાણે અલંકાર તેમજ વસ્ત્રો લેવાં જોઈએ. જો પતિ ખિન્ન હોય તો સતીએ શ્રૃંગાર કરવા નહીં. (૬૯) ઘરનો સામાન કે શ્રૃંગાર સાહિત્ય ખૂટી ગયું હોય તો પોતાના મુખથી કહેવું નહીં. પુત્ર અથવા કન્યા દ્વારા પતિને જાણ કરવી. (૭૦) જો નજીક પુત્ર કે કન્યા ન હોય તો અમુક વસ્તુ ઈશારાથી બતાવવી. પરંતુ અમુક વસ્તુ જોઈએ જ તે માટે હઠાગ્રહ કરવો નહીં. (૭૧) પતિ જે કાંઈ આજીવિકા પ્રાપ્ત કરે તેમાં જ સ્ત્રીએ સંતોષ માનવો. શ્રીમંત લોકોનો વૈભવ જોઈ પતિની ઉપેક્ષાથી નિંદા ન કરવી. (૭૨) લોકો તીર્થયાત્રાએ જાય તે દેખાદેખીથી તીર્થયાત્રાએ ન જવું. પતિના પાદોદકને જ તીર્થ સમજવું. (૭૩) પતિના ચરણામૃતનો મહિમા ગંગાજળ કરતાં પણ વધારે છે. પતિની આનંદપૂર્વક કરવામાં આવેલી સેવાથી ત્રિમૂર્તિ સંતુષ્ટ થાય છે. (૭૪) પત્નીએ જો વ્રત કરવું હોય તો પતિની આજ્ઞા લઈને કરવું જોઈએ. સ્વેચ્છાએ જો કોઈ સ્ત્રી વ્રતાચરણ કરે તો પતિના આયુષ્યની હાનિ થાય છે. (૭૫) તદુપરાંત પતિની સાથે પત્ની પણ નર્કગામી બને છે. આ પ્રમાણે વેદોમાં કહેલું છે એમ બૃહસ્પતિ, દેવ અને ઋષિઓને કહે છે. (૭૬) જે પત્ની પતિને ક્રોધ કરીને પ્રત્યુત્તર આપે છે તે શ્વાનયોનિમાં જન્મ લઈ બીજા જન્મમાં શિયાળ થઈને ગામની નજીક આવીને લાળીઓ (એક જ જાતનો ઉચ્ચ સ્વરે બોલાતો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અવાજ) કરે છે. (૭૭) પતિવ્રતા સ્ત્રીએ નિયમ કરવો જોઈએ કે પતિનું એઠું ભોજન કરવું, તેના પગ ધોઈ તીર્થ લેવું અને તીર્થ લીધા પછી જ પૂર્ણ ભોજન કરવું. (૭૮) આવું આચરણ કરનારને ભગવાન શંકરનાં પ્રત્યક્ષ દર્શન થશે. તેની બધી જ મનોકામના પૂરી થશે અને પતિ સાથે સ્વર્ગલોકની પ્રાપ્તિ થશે. (૭૯) પતિવ્રતા સ્ત્રીએ વનભોજન માટે અથવા પડોશણના ઘેર સગાંવહાલાંના કહેવાથી વારંવાર ભોજન માટે ન જવું. (૮૦) પોતાનો પતિ ગરીબ કે નિર્ધન હોય તો પણ તેની સમક્ષ શ્રીમંત કે ધનવાનની પ્રશંસા ન કરવી. પતિ જો અનાચારવૃત્તિથી રહેતો હોય તો તેની પત્નીએ નિંદા ન કરવી. (૮૧) પતિ ગમે તેવો હોય તો પણ હંમેશાં તેની સ્તુતિ કરવી અને અંતઃકરણપૂર્વક તે જ લક્ષ્મીપતિ છે તેમ માનવું. (૮૨) સાસુ સસરા અને પતિ સમક્ષ મોટેથી ઘાંટો કાઢીને અથવા મર્યાદા રાખ્યા વિના બોલવું ન જોઈએ. તેમજ ઉપહાસથી હસવું ન જોઈએ. નહીં તો પતિનું આયુષ્ય ઓછું થાય છે. (૮૩) 'સાસુ સસરાનો ત્યાગ કરીને હું જુદી રહેવા જઈશ' એમ જે સ્ત્રી કહે છે તે બીજા જન્મે ઘુવડ તરીકે જન્મી અરણ્યમાં તેનું દુષ્કર્મ ભોગવે છે. (૮૪) જો પતિ ક્રોધે ભરાઈને પત્નીને મારે અને પત્ની એને 'તું મર' એમ કહે તો તે સ્ત્રી મહાઅરણ્યમાં વ્યાઘ્ર યોનિમાં જન્મે છે. (૮૫) જે સ્ત્રી પરપુરુષને આંખો વડે જુએ તો બીજા જન્મમાં તે અંધ થાય છે અને પતિથી છાનું ખાય છે તે ભૂંડ તરીકે જન્મે છે. (૮૬) ભૂંડનો


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જન્મ લીધા પછી બીજા જન્મે ચામાચીડિયું થઈ વૃક્ષની ડાળીએ ઊંધું લટકી પોતાની જ વિષ્ઠા ખાય છે. (૮૭) જે સ્ત્રી પતિને નિષ્ઠુરતાથી પ્રત્યુત્તર આપે છે તે સ્ત્રી ભવિષ્યના જન્મમાં મૂંગી થાય છે અને સાત જન્મ સુધી દરિદ્રતા ભોગવે છે. (૮૮) પતિ જો બીજી પત્ની કરે અને તેની સાથે પત્ની વેર કરે તો ભવિષ્યના સાત જન્મ સુધી દરિદ્રતા ભોગવે છે. (૮૯) જે સ્ત્રી પરપુરુષ પ્રતિ આસક્તિથી દૃષ્ટિ કરે તે સ્ત્રી બીજા જન્મે આંધળી, લૂલી, લંગડી, બહેરી (અંગહીન) જન્મીને ચાંડાળના ઘેર દરિદ્રતા ભોગવે છે. (૯૦) પતિ બહારથી આવે તો પત્નીએ સામે લેવા જવું, જળથી પાદપ્રક્ષાલન કરવું અને તેના શ્રમપરિહાર માટે પંખો નાખવો. (૯૧) પતિની પગચંપી કરતાં મધુર અને નમ્ર વચનો બોલવાં જોઈએ જેથી પુરુષ પ્રસન્ન રહે. આમ કરવાથી ત્રિમૂર્તિ સંતોષ પામે છે. (૯૨) સ્ત્રીને માતા પિતા શું આનંદ આપશે? ભાઈ, સગાંવહાલાં શું આપશે? આલોક અને પરલોકમાં આપણી સાથે રહેનાર પતિ એ જ દેવ છે એમ નિશ્ચય કરી જાણવો. (૯૩) પત્ની માટે પતિ એ જ ગુરુ, દેવ, તીર્થ, ધર્મ વગેરે સર્વસ્વ છે એવો નિશ્ચય જે સતી કરે છે તેને જ પતિવ્રતા જાણવી. (૯૪) શરીરમાં જ્યાં સુધી જીવ હોય ત્યાં સુધી શરીર પવિત્ર મનાય છે. શરીરમાંથી જીવ ગયા પછી તે શબને અપવિત્ર સમજી કોઈ સ્પર્શ કરતું નથી. (૯૫) તેવી જ રીતે પત્ની માટે પતિ એ જ પોતાનો પ્રાણ છે એમ માનવું. જો પતિ

ન હોય તો એનું પોતાનું શરીર પણ અપવિત્ર છે એમ માનવું. આના લીધે જ પતિ એ સ્ત્રીનો સ્થૂળરૂપે પ્રાણ છે એમ માનવું. (૯૬) જે સ્ત્રીનો પતિ જીવતો નથી તેવી સ્ત્રીનું મુખ જોવું ન જોઈએ. વિધવા સ્ત્રી શબ જેવી નિષ્પ્રાણ જાણવી અને જો સંતાન રહિત હોય તો તે અધિક અપશુકનિયાળ ગણાય છે. (૯૭) બહારગામ જતી વખતે જો વિધવા સામે મળે તો મરણ નજીક છે એમ માનવું. પરંતુ જો તે વિધવા પુત્રવતી હોય તો તે એટલી અપશુકનિયાળ નથી. (૯૮) પુત્ર માટે માતા વિધવા હોવા છતાં શુકનિયાળ હોઈ મંગળપ્રદ હોય છે. સંતાનવિહીન જે વિધવા હોય તેને નમન ન કરવાં. (૯૯) તેવી વિધવાના આશીર્વાદ આપણું કોઈ પણ પ્રકારનું મંગળ કરી ન શકે. પરંતુ તે જો શાપ આપે તો મરણ નિશ્ચિત છે. આથી તેની સાથે વાર્તાલાપ ન કરવો. (૧૦૦) આથી પતિવ્રતા સ્ત્રી પતિ સાથે સહગમન કરે (સતી થાય) તો શરીરની સાથે છાયા જાય તેમ તે જાય છે. (૧૦૧) ચંદ્રના ક્ષય સાથે તારાઓ પણ જે રીતે ક્ષય પામે છે અને વાદળાં સાથે વીજળી પણ ક્ષણાર્ધમાં લોપ પામે છે તે જ રીતે સતીએ પતિ સાથે સહગમન કરવું. (૧૦૨) પતિના મૃત્યુ પછી પત્નીએ દેહત્યાગ કરી સહગમન કરવું એ તેનો મુખ્ય ધર્મ છે એમ શ્રુતિવચનો કહે છે. તેમ કરવાથી તે સતીના બેંતાલીસ કુળનો ઉદ્ધાર થાય છે. (પિયરના ૨૧ + ૨૧ સાસરીના = ૪૨) (૧૦૩) પતિના મૃત્યુ પછી જે સ્ત્રી સહગમન કરે તે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દરેક ડગલે હજાર અશ્વમેધ યજ્ઞનું પુણ્ય મેળવે છે. (૧૦૪) એવી સ્ત્રીનો પતિ જો પાપી હોય અને યમદૂતો તેને બાંધીને નરક પ્રતિ લઈ જતા હોય (૧૦૫) તેવી પરિસ્થિતિમાં સહગમન કરવાના કારણે જેમ સાપને સમડી આકાશમાં ઉપાડીને લઈ જાય છે તે જ રીતે પતિવ્રતા સ્ત્રી પતિને સ્વર્ગમાં લઈ જાય છે. (૧૦૬) જે સ્ત્રીએ સહગમન કર્યું હોય તેને જોઈને યમદૂતો પાછળ જોયા વગર નાસી જાય છે, તેના પતિને છોડી દે છે અને તેમના સ્વામી યમભગવાન પાસે પહોંચી જાય છે. (૧૦૭) પતિવ્રતા સ્ત્રી પતિને વિમાનમાં આરુઢ કરાવીને સ્વર્ગ તરફ પહોંચી જાય છે જ્યાં અનેક દેવાંગનાઓ તેમની આરતી ઉતારે છે. (૧૦૮) પલાયન કરતા યમદૂતો એમ બોલીને પલાયન થાય છે કે અમે કાળપુરુષથી કદી પણ ભયભીત થતા નથી પરંતુ પતિવ્રતા સ્ત્રીને જોઈને અત્યંત ભય પામીએ છીએ. (૧૦૯) પતિવ્રતા સ્ત્રીને જોઈને સૂર્ય પણ મંદતેજથી તપે છે, અગ્નિ પણ તેનાથી ભય પામી તેની ઉષ્ણતા ઓછી કરે છે. (૧૧૦) નક્ષત્રો તેવી સતીને જોતાં ભય પામે છે કે આ સતી આપણને પદચ્યુત કરી આપણું સ્થાન ન લઈ લે. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને સ્વર્ગમાં લઈ જાય છે. (૧૧૧) આ પ્રમાણે સ્વર્ગમાં પહોંચેલી પતિવ્રતા નારી પોતાના પતિ સાથે સ્વર્ગમાં શાશ્વતપણે રહે છે. (૧૧૨) સતી સહગમન સમયે જે સાડા ત્રણ કરોડ રૂંવાટાં ધર્મઅંતર્ગત અગ્નિને સમર્પિત કરે છે તેનું શું ફળ મળે છે તે ધ્યાન દઈને સાંભળો. (૧૧૩) એક

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

એક રૂંવાટા માટે તે સો કરોડ વર્ષો સુધી પોતાના પતિ સાથે સ્વર્ગમાં આનંદપૂર્વક રહે છે. (૧૧૪) સહગમનનું આવું પુણ્ય હોવાથી અનેક લોકો તેવી કન્યા પોતાના કુળમાં જન્મે તેની પ્રતીક્ષા કરતા હોય છે. જેના થકી બેંતાલીસ કુળોનો ઉદ્ધાર થઈ સ્વર્ગની પ્રાપ્તિ થાય. (૧૧૫) તેવી સ્ત્રીના માતા-પિતા ખરેખર ધન્યવાદને પાત્ર છે. જેથી તેમના એકવીસ કુળોનો ઉદ્ધાર થાય છે અને સાસરી કુળનો વંશ પણ ધન્યવાદને પાત્ર છે જેના થકી બંને વંશના મળીને બેંતાલીસ કુળોનો ઉદ્ધાર થાય છે. (૧૧૬) દેવગુરુ બૃહસ્પતિ કહે છે કે સહગમનથી આવું અમિત પુણ્ય મળે છે. પાતિવ્રત્ય ધર્મ પાળવાથી બીજું વધુ શું મળે છે તે હું તમને જણાવું છું. (૧૧૭) જે સ્ત્રી દુરાચારિણી છે અથવા વ્યભિચારિણી છે તેને શું ફળ મળે છે તે એકચિત્તથી સાંભળો. (૧૧૮) તે સતીના બેંતાલીસ કુળો જો સ્વર્ગમાં હોય તો તેમને તે દુરાચારિણી નર્કમાં લઈ જાય છે. (૧૧૯) સ્ત્રીના શરીર ઉપર જેટલા રૂંવાડાં હોય (સાડા ત્રણ કરોડ) એટલા વર્ષો સુધી નર્કમાં ખદબદે છે. (૧૨૦) પૃથ્વીમાતા મનમાં વિચાર કરે છે જો પતિવ્રતાના ચરણ મારા ઉપર પડે તો હું અતિ પવિત્ર થઈ જાઉં છું. (૧૨૧) સૂર્ય, ચંદ્ર પણ મનમાં એવો વિચાર કરે છે જો તેમના કિરણો પતિવ્રતા ઉપર પડે તો તે પરાવર્તિત થઈ પાછા આવવાના લીધે તેઓ પણ પાવન થઈ જાય છે. (૧૨૨) વાયુ અને વરુણ દેવતા પણ પતિવ્રતાના સ્પર્શથી પવિત્ર થઈ જવાની લાગણી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અનુભવે છે. (૧૨૩) ઘેરે-ઘેર અસંખ્ય સ્વરૂપવાન સ્ત્રીઓ હોય છે. તેનાથી શું લાભ? જે સ્ત્રી થકી વંશનો ઉદ્ધાર થાય તેવી જ સ્ત્રી કુળમાં જન્મવી જોઈએ. (૧૨૪) જે ઘરમાં પતિવ્રતા સ્ત્રી હોય તે કુટુંબનું ભાગ્ય શ્રેષ્ઠ હોય છે. એકસો જન્મ સુધી જો પુણ્ય કર્મ કરતા રહીએ ત્યારે જ તેવી સતી કુળમાં જન્મે છે. (૧૨૫) ચારે પ્રકારના પુરુષાર્થ સ્ત્રીને લીધે પુરુષને પ્રાપ્ત થાય છે. અનેક પુણ્યોનો સંચય હોય ત્યારે પતિવ્રતા સ્ત્રી પ્રાપ્ત થાય છે. (૧૨૬) જે ઘરમાં સતી નથી ત્યાં યજ્ઞાદિ પુણ્યકર્મો થતાં નથી અને તે પુરુષ પણ યજ્ઞાદિ કર્મને માટે યોગ્ય થતો નથી. (૧૨૭) જે ઘરમાં સતી નથી તે ઘર માટે અરણ્ય બિલકુલ દૂર નથી. તેણે સંસારમાં વૃથા જન્મ લીધો છે. (૧૨૮) આવી પતિવ્રતા સ્ત્રી જેને મળે તેના દ્વારા સર્વ પ્રકારનાં પુણ્યકર્મો આચરાય છે અને સતીના મહિમાને લીધે જ પુત્રસંતાન સાથે સ્વર્ગ ભોગવે છે. (૧૨૯) સ્ત્રી વિના કોઈ પણ પુરુષ ધર્માનુરૂપ કર્મ આચરી શકતો નથી, સ્ત્રીની સહાયથી જ દેવતાઓની આરાધના તેમજ પિતૃઆરાધના આચરી શકાય છે. (૧૩૦) ગંગાસ્નાનથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય સતીનાં દર્શનથી પણ થાય છે. જે મનુષ્ય મહાપાપી હોય તો પણ સતીનાં દર્શનથી તેના સાત જન્મનાં પાપ નષ્ટ થાય છે. (૧૩૧) પતિવ્રતાના આચાર દેવગુરુ બૃહસ્પતિ, દેવતાઓ તેમજ ઋષિઓને કહે છે. એ જ કથાનક સરસ્વતી ગંગાધર શ્રોતાઓને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નિરૂપણ કરે છે. (૧૩૨) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુચરિત્ર અમાપ પુણ્ય પ્રાપ્ત કરાવનાર છે જેનું શ્રવણ કરતા શ્રોતા સદ્‌ગતિ પામે છે. (૧૩૩)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક પતિવ્રતાધર્મ નિરૂપણ નામનો એકત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૩૩)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૨



## માહુરનો વિપ્ર ગોપીનાથ મૃત થતા તેને શ્રીગુરુકૃપાથી પુનર્જીવન પ્રાપ્તિ.

(દત્તબાવની - બ્રાહ્મણસ્ત્રીનો મૃત ભરથાર, કીધો સજીવન તેં નિર્ધાર!)

(દત્તબાવની - ૨૮મી લીટી)

# અધ્યાય-૩૨

## મૃતવિપ્ર સજીવન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

પતિવ્રતાનો આચારધર્મ દેવતાઓને બૃહસ્પતિ સમજાવી રહ્યા છે જેમાં પતિના મૃત્યુ પછી જો પત્ની સહગમન કરે તો કેવું ફળ પ્રાપ્ત થાય તે ગત અધ્યાયમાં આવી ગયું. (૧) દેવતાઓ અને ઋષિવરો દેવગુરુ બૃહસ્પતિને વિધવાનો આચારધર્મ કેવો હોય છે તે વિશે પૃચ્છા કરે છે તે વિસ્તારપૂર્વક તમે એકચિત્તે સાંભળો. (૨) પોતાની નજર સમક્ષ જો પતિ ન હોય અને તે મૃત્યુ પામ્યો હોય તો તેની પત્નીએ શું કરવું અથવા સહગમન કેવી રીતે કરી શકાય? (૩) અથવા પત્ની ગર્ભિણી હોય અથવા ધાવણું બાળક હોય તેવી પરિસ્થિતિમાં તે સ્ત્રીએ કેવો આચાર પાળવો તે વિશે સર્વ બૃહસ્પતિને વિનંતી કરે છે. (૪) દેવતાઓનાં વચનો સાંભળી બૃહસ્પતિ વિસ્તારપૂર્વક આચારધર્મનું નિરૂપણ કરે છે તે હે શ્રોતાઓ! તમે સાવધાન થઈ સાંભળો. (૫) જે સ્ત્રી ગર્ભિણી હોય અને પતિ નજીકમાં મૃત્યુ પામે તેવી પરિસ્થિતિમાં તે સ્ત્રીએ સહગમન બિલકુલ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરવું નહીં. (૬) જે સ્ત્રીને ધાવણું બાળક હોય તે સ્ત્રી જો સહગમન કરે તો તેને મોટું પાપ લાગે છે અને પતિ ઘણે દૂર મૃત્યુ પામેલો હોય તેવી પરિસ્થિતિમાં પણ સહગમન કરવું નહીં. (૭) આવી પરિસ્થિતિમાં તે સ્ત્રીએ વિધિપૂર્વક વિધવાસ્ત્રીનો આચાર પાળવો જોઈએ જેનું પુણ્ય સહગમન જેટલું જ શ્રેષ્ઠ હોય છે તે ધ્યાનપૂર્વક સાંભળો. (૮) વિધવાસ્ત્રીનો આચારધર્મ પાળતાં અમાપ પુણ્ય પ્રાપ્ત થાય છે અને પતિનું મૃત્યુ થતાં માથે મૂંડન કરવું. (૯) જે વિધવા સ્ત્રીઓ મૂંડન ન કરાવતાં માથે વાળ રાખે છે તેનું ફળ તમે સાંભળો. વિધવા સ્ત્રીના વાળ તેના પતિને બાંધીને નરક પ્રતિ લઈ જાય છે. (૧૦) આ કારણથી વિધવા સ્ત્રીએ મૂંડન કરાવવું, સ્નાન કરવું અને એકટાણું કરવું. (૧૧) વિધવા સ્ત્રીએ એક ધાન્યનું ભોજન કરવું અને ભક્તિપૂર્વક ત્રણ દિવસ સુધી ઉપવાસ કરવા. (૧૨) એક મહિનામાં ત્રણ દિવસે, પાંચ દિવસે અથવા પંદર દિવસે અથવા મહિનામાં એક ઉપવાસ તો અવશ્ય કરવો અથવા ચાંદ્રાયણ વ્રતનું આચરણ કરી ભોજન કરવું. (૧૩) બીજના ચંદ્રોદયના દિવસે એક ગ્રાસ (કોળિયો) લેવો અને રોજ એક એક સંખ્યા વધારતા પૂનમના દિવસે પંદર કોળિયા ભોજન કરવું. (૧૪) કૃષ્ણપક્ષમાં એક એક કોળિયો ઓછો કરતા જવું અને અમાવાસ્યાના દિવસે એક કોળિયો જમવો. (તિથિ ક્ષય હોય તો અમાવસ્યાના ચૌદ કોળિયા આવે). (૧૫) જે વૃદ્ધાની શક્તિ ચાંદ્રાયણ કરવાની ન હોય તો તેમણે એક અન્નનું

ભોજન અથવા ફળાહાર કે શાકાહાર લેવો. (૧૬) અથવા થોડું દૂધ લેવું. વધુ ન લેવું. એટલા પ્રમાણમાં લેવું જેથી પ્રાણ ટકી રહે અને શ્વાસોચ્છવાસ ચાલે. (૧૭) વિધવા સ્ત્રીએ પલંગ ઉપર શયન કરવું નહીં અને જો શયન કરે તો તે પતિને રૌરવ નામના નરકમાં નાખે છે અને પોતે પણ પતિ સાથે રૌરવ નરક ભોગવે છે. (૧૮) વિધવા સ્ત્રીએ મંગળ સ્નાન કરવું નહીં અને દેહને માલિશ કરવી નહીં. તે સિવાય સુગંધી દ્રવ્યો, પાનબીડું અને પુષ્પોનો ત્યાગ કરવો. (૧૯) સંતાનવિહીન વિધવા સ્ત્રીએ પોતાના પતિનું પિતૃતર્પણ કરવું. તલ, દર્ભ અને કુશના વિનિયોગથી ગોત્રનો ઉચ્ચાર કરીને પતિનું પિતૃતર્પણ કરવું. (૨૦) વિધવા સ્ત્રીએ નિત્ય વિષ્ણુપૂજા કરવી અને પોતાના પુરુષના સ્થાને વિષ્ણુસ્વરૂપનું ધ્યાન કરી વિષ્ણુભગવાન એ જ પતિ છે એમ માનવું. (૨૧) પતિ જીવંત હોય અને દરેક કામ માટે તેની આજ્ઞા લેવાતી હતી તે જ રીતે હવે પછીના દરેક કાર્ય માટે વિષ્ણુભગવાનની આજ્ઞા લઈને દરેક કાર્ય કરવું. (૨૨) તીર્થયાત્રા કે ઉપવાસ વ્રત કરવાં હોય તો વિષ્ણુમૂર્તિની આજ્ઞા લેવી અથવા ગુરુ કે બ્રાહ્મણની આજ્ઞા લઈ આચરણ કરવું. (૨૩) વિધવા જ્યારે સુહાગણ હતી અને જે જે વસ્તુ તેને ગમતી હતી તે તે વસ્તુ વિધવાએ વિદ્વાન બ્રાહ્મણોની પૂજા કરી અર્પણ કરવી. (૨૪) વર્ષ દરમ્યાન આવતા વૈશાખ, મહા અને કાર્તિક માસ દરમ્યાન વિશેષ ધર્માચરણ કરવું. મહા મહિનામાં વિષ્ણુ સ્મરણ કરી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તીર્થસ્નાન કરવું. (૨૫) વૈશાખ મહિનામાં જળકુંભદાન, કારતક મહિનામાં દીપ આરાધન કરી ઘીનું દાન બ્રાહ્મણને આપવું તેમજ યથાશક્તિ દક્ષિણા આપવી. (૨૬) મહા મહિનામાં તલ અને ઘીનું દાન બ્રાહ્મણને આપવું જોઈએ અને વૈશાખ માસમાં અરણ્ય (યોગ્ય સ્થળ)માં પાણીની પરબ મૂકવી જોઈએ. (૨૭) મહામહિનામાં શિવલિંગ ઉપર જલાધારીથી અભિષેક કરવો અને સુગંધી દ્રવ્યથી પૂજા કરવાથી અનંત પુણ્ય પ્રાપ્ત થાય છે. (૨૮) બ્રાહ્મણોના ઘેર ઘેર જઈને શક્તિ અનુસાર જળદાન કરવું જોઈએ અને શક્તિ અનુસાર અન્ન આપવું જોઈએ તેમજ મધ્યાહ્નના સમયે અતિથિને ભોજન આપવું જોઈએ. (૨૯) તીર્થયાત્રાળુને છત્રી અને જોડા (પગરખા)નું દાન કરવું જોઈએ અને આપણા આંગણે આવે તો તેમના પગ ધોવા. (૩૦) પંખાથી અતિથિને પવન નાખવો, પહેરવા વસ્ત્ર આપવું, ગંધ, તાંબુલ અને કપૂર સાથે પાનબીડું આપવું. (૩૧) યાત્રાળુને યથાશક્તિ જળપાત્ર આપવું અને કેરીના બાફલાથી અથવા દ્રાક્ષ, કેળા જેવાં ફળોથી બ્રાહ્મણોનો સત્કાર કરવો. (૩૨) જે જે વસ્તુનું દાન આપીએ ત્યારે મનમાં પતિના નામનો સંકલ્પ કરવો અને પતિપ્રીત્યર્થ આ ધર્માચરણ કરું છું તેવી ભાવના રાખવી. (૩૩) વિધવા સ્ત્રીએ કાંસાની થાળીમાં ન જમવું અને કઠોળ ન ખાવું. આવું આચરણ કારતક મહિનામાં રાખી પવિત્ર મનથી મહિનો પસાર કરવો. (૩૫) વિધવા સ્ત્રીએ ખાખરાના પાત્રમાં ભોજન કરવું અને જે જે

વ્રત આચરે તેનું ઉદ્યાપન કરવું. (૩૬) કાંસાનું પાત્ર ઘીથી ભરીને બ્રાહ્મણને દાનમાં આપવું. ભૂમિશયન કર્યું હોય તો તે વ્રતના ઉદ્યાપનમાં બ્રાહ્મણને પલંગનું દાન આપવું. (૩૭) જે જે વાનગીઓનો ત્યાગ કરવામાં આવે તે તે વાનગી બ્રાહ્મણને દાનમાં આપવી. પ્રવાહી દ્રવ્યનો એક મહિના સુધી ત્યાગ કરવો. (૩૮) પ્રવાહી વસ્તુનો ત્યાગ કરી દહીં અથવા દૂધનું દાન આપી તેનું ઉદ્યાપન કરવું જોઈએ અને શક્તિ અનુસાર અલંકાર સહિત ધેનુનું દાન આપવું જોઈએ. (૩૯) દેવતાઓને બૃહસ્પતિ કહી રહ્યા છે કે દાન વ્રતમાં દીપદાનનો અનેરો મહિમા છે. (૪૦) બીજા કોઈ પણ પ્રકારના દાનનું ફળ દીપદાનના સોળમા ભાગ જેટલું પણ નથી. આ દૃષ્ટિએ દીપદાનનું અનંત ફળ હોવાથી દીપદાન અવશ્ય કરવું. (૪૧) મહા મહિનામાં સૂર્યોદયના સમયે એક મહિના સુધી ભક્તિપૂર્વક સ્નાન કરવું. (૪૨) લાડુ, તલ, ખજૂર દ્વારા બનતી વાનગીઓ બ્રાહ્મણોને ભક્તિપૂર્વક અર્પણ કરવી. (૪૩) સાકર, મરી, એલચી તેમજ અનારસા (એક જાતની મીઠાઈ) અને ઘીનું દાન આપવું અને સંન્યાસી તેમજ તપસ્વીઓને ભોજન કરાવવું. (૪૪) ઠંડીથી રક્ષણ માટે હેમંત ઋતુમાં બ્રાહ્મણોને લાકડાં તેમજ વસ્ત્રોનું દાન કરવું. (૪૫) બ્રાહ્મણને શયન કરવા પલંગ તેમજ વસ્ત્રો સહિત કામળો આપવો. (૪૬) ઠંડીના નિવારણ માટે ઉષ્ણ ઔષધિઓ (સૂંઠ, મરી) આપવી અને એલચી, કપૂર સહિત તાંબૂલનું દાન કરવું. (૪૭) બ્રાહ્મણને ઘરનું દાન

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આપવું તેમજ એક વર્ષ સુધી ચાલે તેટલું અનાજ ભરી આપવું. તીર્થયાત્રાળુને પગરખાં લઈ આપવાં. (૪૮) વિષ્ણુ ભગવાનની સુગંધિત પુષ્પો દ્વારા પૂજા કરવી અને શંકર ભગવાન ઉપર રુદ્રાભિષેકયુક્ત પૂજા કરવી. (૪૯) ધૂપ, દીપ અને શંકર ભગવાનને પ્રિય એવી દીપમાળ પ્રજવલિત કરવી. (૫૦) વિધવાએ પોતાના પતિનું નારાયણ તરીકે ધ્યાન કરીને ભક્તિભાવપૂર્વક પૂજા કરવી. (૫૧) વિધવા સ્ત્રીએ નિયમબદ્ધ રહેવું જોઈએ. બળદ ઉપર બેસવું ન જોઈએ તેમ જ કંચૂકી ન પહેરવી જોઈએ. પરંતુ શ્વેત વસ્ત્ર ધારણ કરવાં જોઈએ. (૫૨) વિધવા સ્ત્રીએ લાલ, કાળું કે પચરંગી વસ્ત્ર પહેરતાં તેને દોષ લાગે છે. વિધવા સ્ત્રીએ તેના પુત્રના વચનોનુસાર વર્તવું જોઈએ. (૫૩) "આત્મા વૈ પુત્ર" આમ વેદ અને આગમોમાં કહેલું છે. પતિ દ્વારા પુત્રજન્મ થયેલો હોવાથી પુત્રની આજ્ઞામાં વિધવાએ રહેવું જોઈએ. (૫૪) આવા પ્રકારનો આચાર વિધવાએ પાળવો જોઈએ એમ શાસ્ત્રો અને પુરાણોમાં કહેલું છે. જે કોઈ ભક્તિપૂર્વક તેવું આચરણ કરશે તેને સહગમનનું ફળ મળશે. (૫૫) આવી વિધવાનો પતિ પાપી હોવાને લીધે મૃત્યુ પામ્યો હોય અને નરકમાં સડતો હોય (૫૬) તો તેવી પરિસ્થિતિમાં વિધવા દ્વારા વૈધવ્ય આચરણને લીધે મરણ પામતાં પૂર્વમૃત પતિને સ્વર્ગમાં લઈ જાય છે. (૫૭) આ પ્રમાણે બૃહસ્પતિ સમસ્ત દેવતાઓને વિસ્તારપૂર્વક વિધવા તેમજ સધવાના આચરણ વિશે કહીને સતી લોપામુદ્રાની પતિવ્રતા શિરોમણિ

તરીકે સ્તુતિ કરી. (૫૮) જેટલી પણ પતિવ્રતા સ્ત્રીઓ છે એ સર્વ ગંગા જેવી પવિત્ર છે અને તેમના પતિ શંકર જેવા પૂજ્ય માનીને તે બંનેની (દંપતીની) સર્વેએ પૂજા કરવી. (૫૯) બૃહસ્પતિએ કરેલા નિરૂપણના આધારે ભસ્માંકિત જટાધારીએ વિસ્તારપૂર્વક સતીને બે માર્ગ બતાવ્યા અને કહ્યું કે તને જે ગમે તે એક માર્ગ સ્વીકાર. (૬૦) જટાધારી કહે છે કે પ્રસંગના દુઃખનો ત્યાગ કરી મારા ઉપદેશનું મનન કર. તને પરમાર્થના બે સાધનો કહ્યાં છે તેમાંથી કોઈ એકનો સ્વીકાર કર. (૬૧) જો મનમાં હિંમત હોય તો પતિ સાથે સહગમન કર અથવા વિધવાચારનું આચરણ કર. તે પણ સમાન પુણ્ય આપનાર છે. (૬૨) તને શું ગમે છે તે મને સમજણપૂર્વક કહે એમ કહીને જટાધારીએ સતીના મસ્તક ઉપર હાથ મૂકી વાત્સલ્યભાવે પૂછ્યું. (૬૩) જટાધારીનો પ્રશ્ન સાંભળી સતીએ તેમને વંદન કર્યું અને કરુણ સ્વરમાં ભક્તિભાવપૂર્વક વિનંતી કરતા કહ્યુંઃ (૬૪) હે યોગીશ્વર! તારો જય હો, જય હો! તું જ મારો પિતા તેમજ સહોદર (ભાઈ) છે. તું જ મારો પ્રાણ અને જનની-જનક છે. (૬૫) હું મારા વતનથી આટલે દૂર પરદેશમાં આવી છું. મારા બંધુ આદિ સગા નજીક નથી તેવી પરિસ્થિતિમાં પરમાર્થના પથપ્રદર્શક તરીકે અંતઃકાળના નજીકના સ્વજન તરીકે તું મળ્યો છે. (૬૬) તેં મને બે રસ્તા બતાવ્યા છે તેમાં વિધવાનો આચાર વધારે કષ્ટદાયક છે અને મારાથી સહન ન થઈ શકે તેવો અસાધારણ છે. (૬૭) હું યુવતી હોવાથી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આ શરીર સૌંદર્યવાન છે અને આ હળહળતા કળિયુગમાં અનેક નિંદાકારક પ્રસંગો શરીર ઉપર આવી શકે એમ છે. (૬૮) હે સ્વામી! પતિ સાથે સહગમન કર્તવ્ય નિભાવી ધર્મસંગત પુણ્ય પ્રાપ્ત કરીશ તેવો મારો દઢ નિર્ધાર છે. (૬૯) આમ કહીને સતીએ ફરી જટાધારીને વંદન કર્યા. તેમના ચરણો ઉપર મસ્તક મૂકી કહે છે હે સ્વામી! હું ભવસાગરમાં ડૂબું છું. મને તારો. (અર્થાત્ ઉદ્ધાર કરો.) (૭૦) તે કરુણાઘન યોગેશ્વરે અભય કર આપી તેને ઉઠાડી અને કહ્યું તું હંમેશાં પતિ સાથે રહેજે. (૭૧) જે નિશ્ચય કરીને તું અહીં આવી છે તે અનુસાર સંગમ પ્રતિ પ્રયાણ કર અને બીજી એક વિશેષ વાત તને કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ. (૭૨) તમે બંને ઘણે દૂરથી શ્રીગુરુનાં દર્શન કરીને પતિનું આરોગ્ય પ્રાપ્ત થાય તે માટે ભક્તિભાવપૂર્વક આવ્યા છો. (૭૩) બ્રહ્માએ જે લખેલું હોય છે તે પ્રમાણે થઈને જ રહે છે. કાળ ઉપર કોઈએ વિજય મેળવ્યો નથી. ઈશ્વરે જે નિર્માણ કર્યું હોય તે પ્રમાણે જ પ્રસંગો બનતા હોય છે. (૭૪) બ્રહ્મલિખિત કદી મિથ્યા થતું નથી અને તે પ્રમાણે જ સર્વ ઘટનાઓ ઘટે છે તેવું શાસ્ત્રોમાં કહેલું છે. આથી કોઈએ પણ દુઃખ કરવું જોઈએ નહીં. (૭૫) હરિશ્ચંદ્ર જેવો રાજા પણ સ્મશાનના હરિજનના ઘેર પાણી ભરતો હતો અને બલિરાજા પણ પૃથ્વીનું રાજ્ય છોડી પાતાળમાં જતો રહ્યો. (૭૬) છ કરોડ વર્ષનું આયુષ્ય ધરાવનાર રાવણ પણ મૃત્યુ પામ્યો અને દુર્યોધનનું શું થયું? (૭૭) ભીષ્મપિતામહ ઈચ્છામરણી હોવા છતાં કૌરવ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાંડવોના મહાયુદ્ધમાં મૃત્યુશૈયા ઉપર સૂતા. પરીક્ષિત રાજા સર્પના ભયથી (તક્ષકનાગથી) સંતાઈ જતાં શું થયું? (૭૮) આ પ્રમાણે ઈશ્વરના અનંત અવતારો થઈ ગયા. આ સંસારમાં દેવ અને દાનવો પણ સમસ્ત કાળને આધીન થયા. (૭૯) આ જ કારણથી કાળને આ પૃથ્વી ઉપર કોઈ જીતી શક્યું નથી. સમસ્ત દેવ-દાનવો ઉપર પણ કાળનું પ્રભુત્વ છે. (૮૦) કાળને એક ગુરુ વગર કોઈ જીતી શક્યું નથી. જેના મનમાં જેવો ભાવ હોય એ પ્રમાણે ગુરુ તેનું રક્ષણ કરે છે. (૮૧) હવે તું સહગમન માટે પ્રયાણ કર અને અંતઃકાળમાં ગુરુદર્શન કર. (૮૨) સતી જટાધારીને કહે છે કે વતનથી હું આટલે દૂર આવી છું તો હવે શ્રીગુરુનાં ચરણોનું દર્શન કરી પછી પતિ સાથે સહગમન કરીશ. (૮૩) સતીનાં વચનો સાંભળી જટાધારીએ શબના કપાળે ભસ્મલેપન કર્યું અને સતીને ચાર રુદ્રાક્ષ આપ્યા. (૮૪) યોગેશ્વર સતીને કહે છે કે બે રુદ્રાક્ષ પતિના શબના ગળામાં બાંધજે અને એક એક રુદ્રાક્ષ શબના કાન ઉપર બાંધી સહગમન કરવું. (૮૫) હજુ તને એક વધારાની વાત કહું છું કે જ્યારે ગુરુનાં દર્શન કરવા જઈશ ત્યારે બ્રાહ્મણો રુદ્રસૂક્ત ભણી શ્રીગુરુચરણો ઉપર અભિષેક કરતા હશે. (૮૬) તે ચરણામૃત લઈને પોતાના શરીર ઉપર લગાડજે અને પતિના શબ ઉપર છાંટજે. (૮૭) તે પછી સહગમન કરજે. તે પહેલાં સુહાગણોને શણગાર દાન આપજે અને બ્રાહ્મણોને દક્ષિણા આપજે. (૮૮) આ પ્રમાણે ઉપદેશ આપીને તે જટાધારી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તપસ્વી જતો રહ્યો અને પતિવ્રતાએ ભક્તિપૂર્વક કહ્યા પ્રમાણે તૈયારી કરી લીધી. (૮૯) વિદ્વાન વિપ્રોને બોલાવીને શબનો પ્રાયશ્ચિત્ત વિધિ કરાવ્યો. સોળમો સંસ્કાર આચરવા માટે ગૃહ્યાગ્નિ સિદ્ધ કરી પ્રેતપિંડ વગેરેની તૈયારી કરી. (૯૦) સતીએ સ્નાન કરીને શુદ્ધ વસ્ત્ર પરિધાન કરી અને સુહાગણના સર્વ અલંકારો ધારણ કરી કપાળમાં હળદર અને કંકુનો ચાંદલો કર્યો. (૯૧) શબ ઉપર વિધિપૂર્વક પ્રેતપિંડ મૂકીને શબને ઠાઠડીમાં બાંધ્યું અને નદી તરફ પ્રયાણ કર્યું. (૯૨) હાથમાં દોણી લઈને રૂપલાવણ્યયુક્ત સુંદરી પોતે ધીમા પગલે ચાલતી હતી અને અલંકારો ધારણ કરેલા હોવાથી લક્ષ્મી સમાન તેજસ્વી દેખાતી હતી. (૯૪) નગરની ચાર હજાર સ્ત્રીઓ આ કૌતુક જોવા એકઠી થઈ અને પતિવ્રતાનું સાહસ જોઈ તેનું ગૌરવ કરવા લાગી. સુરવરો (દેવતાઓ) સતીનું સાહસ જોઈ મસ્તક ડોલાવવા લાગ્યા. (૯૫) એક સ્ત્રી કહે છે કે યુવાનવયે આ કેટલું સાહસ કરીને પતિનું નિધન થતાં સહગમન કરવા જાય છે? (૯૬) આ સતીએ જિંદગીમાં કેટલું પતિનું સુખ ભોગવ્યું? ન તો એને સંતાન થયું. તેમ છતાં પતિ સાથે એકરૂપ થઈ આનંદપૂર્વક સહગમન કરે છે! (૯૭) બીજી સ્ત્રી પોતાનું મંતવ્ય રજૂ કરતાં કહે છે કે અરે સતી! તું શા માટે પ્રાણત્યાગ કરવા તૈયાર થઈ? હજુ પણ પિયરમાં તારા માતા-પિતા પાસે પાછી ફર. (૯૮) ત્રીજી નારી એમ કહેતી હતી કે ખરેખર આ સતીને જ સાચું જ્ઞાન થયું છે. સાચા અર્થમાં આ સતી જ


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પતિવ્રતા છે. હે પરમેશ્વર! બધી જ સ્ત્રીઓને તું આવી સદ્‌બુદ્ધિ આપજે. (૯૯) ખરેખર! સતીના માતા પિતા ધન્યવાદને પાત્ર છે. તેના આ બલિદાનથી બેંતાલીસ કુળનો ઉદ્ધાર થશે. શબ સાથે જેટલાં પણ ડગલાં સતી ચાલે તે દરેક ડગલે એક અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે. (૧૦૦) આ પ્રમાણે સતી પતિના શબ સાથે સંગમ તરફ ગઈ. ત્યાં છાણાં અને લાકડાની મોટી ચિતા રચવામાં આવી. (૧૦૧) ચિતાની બાજુમાં શબને મૂકવામાં આવ્યું અને સતીએ સુહાગણોને સૌભાગ્યદાન આપ્યું. (૧૦૨) સતીએ હળદર, કંકુ, કાજળ, સૂપડું, કંચૂકી, કર્ણફૂલ અને મંગળસૂત્ર સુહાસિનીઓને આપ્યાં. (૧૦૩) સતીએ સુગંધિત ગંધ, પુષ્પથી સુહાગણોની પૂજા કરી અને સર્વ બ્રાહ્મણોને દક્ષિણા આપી. (૧૦૪) ઉપસ્થિત સર્વને વંદન કરીને સતી કહેવા લાગી કે હું મારા પિયરમાં જઈ રહી છું. મને આજ્ઞા આપો. મારા ઉપર આવો જ પ્રેમ રહેવા દેજો. (૧૦૫) મારા પિતા શંકર ભગવાન છે અને મારી માતા પાર્વતીમાતા છે. તેમના તરફથી મને પ્રેમપૂર્વકનું આમંત્રણ છે. (૧૦૬) મારા માટે આ દિવાળીનો તહેવાર છે. હું માતા પાર્વતી પાસે પતિસહ જઈ રહી છું. અમારા ઉપર આવો જ પ્રેમભાવ રહેવા દેજો. (૧૦૭) તેની સાથે આવેલા ગામના લોકોને એણે કહ્યું, તમે હવે નગરમાં પાછા ફરજો. (૧૦૮) જો સસરા ઇત્યાદિ વર્તમાન પૂછે તો સહગમનની વાત બિલકુલ કહેશો નહીં. જો તમે તેવી વાત કરશો તો સાસુ સસરા પણ આઘાતથી


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મૃત્યુ પામશે અને તમને કુળહત્યાનું પાપ લાગશે. (૧૦૯) તમે સાસુ સસરાને એમ કહેજો કે અમે બંને ગાણગાપુરમાં ભીમાતીરે શ્રીગુરુના સાંનિધ્યમાં તીર્થવાસ કરતા કુશળ છીએ. (૧૧૦) હું અહીં શ્રીગુરુનાં દર્શન માટે આવી તેથી મારા પતિ નિરોગી થયા. આથી અમે બંને અહીં સંતોષપૂર્વક રહીએ છીએ તેમ તમે કહેજો. (૧૧૧) આ પ્રમાણે કુશળતાના સમાચાર તમે સાસુ સસરા, મારા માતા-પિતા તેમજ અન્ય બાંધવોને કહેજો. (૧૧૨) સતીનાં આવા વચનો સાંભળી બધા જ લોકો દુઃખ કરવા લાગ્યા. જ્યારે સતી શબ નજીક ઊભી રહીને ધર્મસંમત કાર્ય કરવાનું હોઈ હાસ્યવદનયુક્ત હતી. (૧૧૩) ચિતાને અગ્નિસ્પર્શ કરાવતાં પહેલા તેને યોગેશ્વરનો ઉપદેશ યાદ આવ્યો. (૧૧૪) તેણે એક એક રુદ્રાક્ષ પતિના શબના કાનને બાંધ્યા અને ગળામાં બે રુદ્રાક્ષ બાંધીને બ્રાહ્મણોને પૂછવા લાગી. (૧૧૫) સતી વિપ્રોને વિનંતી કરતા કહે છે કે મેં શ્રીગુરુનાં દર્શન કરવાનો સંકલ્પ મનમાં કર્યો છે. (૧૧૬) આથી હું શ્રીગુરુનાં દર્શન કરીને ત્વરિત ચિતા પાસે આવીશ. (૧૧૭) સતીનાં વચનો સાંભળી ઉપસ્થિત વિદ્વાનો કહેવા લાગ્યા કે સાયંકાળ થાય તો શબને અગ્નિદાહ આપી શકાય નહીં. આથી તું તૂર્ત જ ગુરુદર્શન કરી પાછી આવ. (૧૧૮) બ્રાહ્મણોની આજ્ઞા લઈને તે સતી સંગમમાં આવી જ્યાં ઋષિકેશ શ્રીનૃસિંહસરસ્વતી બિરાજતા હતા. (૧૧૯) સતી સાથે નગરની અન્ય નારીઓ અને બ્રાહ્મણો પણ સંગાથી થયા અને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શું થશે એવા કુતૂહલથી તેની સાથે જોડાયા. (૧૨૦) સંગમ તરફ જતાં (ભીમા અને અમરજા નદીનો સંગમ) સતી અનેક પ્રકારથી શ્રીગુરુની સ્તુતિ કરતી હતી. સતી કહેઃ હે નૃસિંહસરસ્વતી! અમારા પ્રારબ્ધમાં દુર્ભાગ્ય હોવાથી તમે અમારી ઉપેક્ષા કરો છો. (૧૨૧) હે સર્વેશ્વર! તું જ બધાનો દાતા છે. શરણાગતને આધારરૂપ છે. આવું તારું બિરુદ હોવા છતાં મને તે કોઈ પણ પ્રકારે ઉપયોગમાં આવ્યું નથી. (૧૨૨) સહજ લીલા તરીકે રજોગુણથી તું સૃષ્ટિનું નિર્માણ કરે છે અને સત્ત્વગુણથી તેનું રક્ષણ પોષણ કરે છે. (૧૨૩) તમોગુણનો આધાર લઈને તું સમસ્ત જીવોનો નાશ કરે છે. આમ ત્રણે ગુણ યુક્ત હોવાથી તું ત્રિમૂર્તિ સ્વરૂપ છે. (૧૨૪) તારી પાસે સર્વ સિદ્ધિઓ અને નવ નિધિ હોવા છતાં અમારી દુર્વૃત્તિ હોવાથી તેં મારી ઉપેક્ષા કરી છે. (અષ્ટ સિદ્ધિઓઃ ચાર દેહ સિદ્ધિઓ- અણિમા, લઘિમા, મહિમા, ગરિમા અને અન્ય ચાર- પ્રાપ્તિ, પ્રાકામ્યા, ઈશિતા અને વશિતા.) (૧૨૫) કોઈ નર ત્રાસ આપે અને પીડિત વ્યક્તિ જો સરકારી કચેરીએ જાય તો તરત જ તેને પીડામુક્ત થવા સહાય મળે છે. (૧૨૬) જો મનુષ્ય રોગપીડિત થાય અને તેને યોગ્ય વૈદ્ય પાસે લઈ જવામાં આવે તો વૈદ્ય દ્વારા ઔષધોપચાર થવાથી તે આરોગ્ય પ્રાપ્ત કરે છે. (૧૨૭) હે ત્રિમૂર્તિ સ્વરૂપ! ભક્તજનોનો આધાર તરીકે તારી ખ્યાતિ ચોમેર પ્રસરેલી છે. (૧૨૮) હે સ્વામી! વીસ ગામ દૂરથી હું તારા દર્શન માટે આવી, માતા પિતાને પણ

ભૂલી ગઈ અને તારું જ ધ્યાન સતત મનમાં છે. શું તે મારો મોટો અપરાધ છે? (૧૨૯) તું જ મારી માતા અને તું જ મારો પિતા છે એવી દૃઢ ભાવનાથી મારા પતિને આરોગ્ય પ્રાપ્ત થાય એ માટે દોડતી તારી પાસે આવી છું. (૧૩૦) મારી ઉંમરની ઘણી સ્ત્રીઓને પુત્ર અને કન્યાઓ છે. પરંતુ હું માત્ર પથ્થર જેવી છું. જેની પાસે કોઈ પણ પુત્ર કે કન્યા નથી. (૧૩૧) મારો પતિ હંમેશાં રોગગ્રસ્ત હતો તેથી તેના થકી મને કેવી રીતે પુત્ર પ્રાપ્ત થાય? સંતાનની કામનાથી હું માહુરગઢ છોડીને આટલે દૂર તારી પાસે આવી છું. (૧૩૨) મારા પતિ નિરોગી થશે, હું પુત્રવતી થઈશ તે આશાથી હે કૃપાસિંધુ સ્વામી! તારી પાસે આવી છું. (૧૩૩) હવે મારા મનોરથો પૂરા થયા! મારા પતિ નિરોગી થયા, મને ઘણા પુત્રો થયા! અને હે સ્વામી! મારી બાધા પૂરી થઈ! (૧૩૪) મારા મનોરથો પૂર્ણ થવાથી હવે પરલોક પ્રતિ પ્રયાણ કરવા, તારી કીર્તિનો ફેલાવો કરવા, તારી આજ્ઞા લેવા આવી છું. (૧૩૫) આ પ્રમાણે અનેક વિચારો કરતી શ્રીગુરુનું ચિંતન કરતાં સતી ભીમા અને અમરજાના સંગમ ઉપર જ્યાં મોટું અશ્વત્થ (પીપળા)નું વૃક્ષ હતું ત્યાં આવી અને તેણે શ્રીગુરુને જોયા. (૧૩૬) દૂરથી ઊભી રહીને તેણે સાષ્ટાંગ નમન કર્યા અને જવાબમાં શ્રીગુરુએ "અખંડ સૌભાગ્યવતી ભવ" એમ કહ્યું. (૧૩૭) આશીર્વચન સાંભળ્યા પછી ફરીથી સતીએ શ્રીગુરુને વંદન કર્યા ત્યારે શ્રીગુરુએ "અષ્ટ પુત્રવતી ભવ" એમ કહ્યું. (૧૩૮) શ્રીગુરુનાં

આવાં વચનો સાંભળી સમસ્ત લોકો વિસ્મય સાથે હાસ્ય કરવા લાગ્યા અને સતીનો પતિ મૃત્યુ પામ્યો છે તે હકીકત શ્રીગુરુને નિવેદન કરી. (૧૩૯) ઉપસ્થિત વિપ્રો કહેવા લાગ્યા કે હે સ્વામી! આ સ્ત્રીનો પતિ પંચત્વ પામી પરધામ ગયો છે તો આને કેવી રીતે સુહાગણ કહેવાય? (૧૪૦) તેના પતિનું શબ સ્મશાનમાં છે અને આ સતી સહગમન માટે તમારી આજ્ઞા લેવા આવી છે. (૧૪૧) તમારી આજ્ઞા લઈને આ સતી ચિતા ઉપર જઈને પતિ સાથે સહગમન કરવાની હોવાથી તે બંનેને અગ્નિદાહ આપવાનો છે. (૧૪૨) બ્રાહ્મણોના વચનો સાંભળી શ્રીગુરુ હાસ્ય કરી કહે છે, આ તો અખંડ સૌભાગ્યવતી છે, તો તેનો પતિ મૃત્યુ કેવી રીતે પામે? (૧૪૩) વધુમાં શ્રીગુરુ કહે છે તેના પતિનું શબ જલદી મારી પાસે લઈ આવો. તેનો પ્રાણ ક્યારે ગયો? કેટલો સમય થયો? તે આપણે જોઈશું. (૧૪૪) શ્રીગુરુ દ્વિજોને કહે છે કે ઈશ્વરે અમારા દ્વારા જે વચનો બોલાવ્યાં છે તે પરથી આ સતીનું સૌભાગ્ય સ્થિર હોઈ તેમાં સંદેહ માનશો નહીં. (૧૪૫) શંકર ભગવાન મારાં વચનોને સાચા ઠરાવશે. આથી શબનો દાહસંસ્કાર કરશો નહીં પરંતુ તે શબને મારી પાસે લઈ આવો. (૧૪૬) શ્રીગુરુની આજ્ઞા થતા શબને લઈ આવવા લોકો દોડ્યા અને શું આશ્ચર્ય થશે તેવી ભાવનાથી લોકો પ્રતીક્ષા કરવા લાગ્યા. (૧૪૭) આ સમય દરમ્યાન ત્યાં ચાર વિપ્રો શ્રીગુરુની ભક્તિપૂર્વક પૂજા કરવા માટે આવ્યા. (૧૪૮) રુદ્રસૂક્ત ભણીને


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

શ્રીગુરુનાં ચરણો ઉપર અભિષેક સહ ષોડશોપચાર પૂજા ભક્તિપૂર્વક કરવા લાગ્યા. (૧૪૯) અનેક પ્રકારે તીર્થપૂજા કરતા હતા ત્યારે બ્રાહ્મણો શબને લઈ આવ્યા. (૧૫૦) વિપ્રોએ શબ શ્રીગુરુની સમક્ષ મૂક્યું. શ્રીગુરુએ કહ્યું, હે બ્રાહ્મણો! દોરી છોડીને વસ્ત્ર દૂર કરો. (૧૫૧) શ્રીગુરુએ ચરણતીર્થ બ્રાહ્મણોને આપ્યું અને શબના સર્વાંગ ઉપર પ્રોક્ષણ કરવા કહ્યું. (૧૫૨) શ્રીગુરુની આજ્ઞાથી તે બ્રાહ્મણોએ શબને તીર્થસ્નાન કરાવ્યું અને શ્રીગુરુએ તેમની અમૃતદૃષ્ટિ તે શબ ઉપર નાખી. (૧૫૩) શ્રીગુરુની શબ ઉપર અમૃતદૃષ્ટિ પડતાં તેમાં પ્રાણનો સંચાર થયો અને સતીનો પતિ આળસ મરડીને બેઠો થયો. (૧૫૪) પોતાને નગ્ન જોઈને તે શરમાઈ ગયો અને તે મડદું ચેતનવંતુ થયું. તેને નૂતન વસ્ત્ર આપવામાં આવ્યું જેને પહેરીને તે એક બાજુએ બેઠો. (૧૫૫) સતીનો પતિ પૂછે છે કે હે પ્રિયે! મને અહીં ક્યાં લઈ આવી? આ યતીશ્વર કોણ છે? (૧૫૬) આટલા લોકો એકઠા થયા હોવા છતાં તેં મને કેમ ઉઠાડ્યો નહીં? હું ગાઢ નિદ્રાવશ થયો હતો. (૧૫૭) પતિનાં વચન સાંભળી સતીએ સવિસ્તર હકીકત પતિને જણાવી અને બંનેએ શ્રીગુરુને શ્રદ્ધાપૂર્વક વંદન કર્યાં. (૧૫૮) શ્રીગુરુનાં ચરણો ઉપર મસ્તક મૂકી બંને અનેક પ્રકારના સ્તોત્રોથી પ્રાર્થના કરવા લાગ્યા. જેને જોઈને સમસ્ત લોકોમાં આનંદ આનંદ પ્રવર્તી ગયો. (૧૫૯) પતિ પત્ની શ્રીગુરુને કહે છે કે અમે સાચે જ પાપી છીએ. અમે ઘોર પાપ

દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

કર્યું હોવાથી તેના પરિણામે આવો જન્મ પામ્યા. (૧૬૦) દુર્બુદ્ધિ થકી અમે અનેક પાપનું આચરણ કર્યું અને પાપના સાગરમાં ડૂબી ગયાં. હે ત્રિમૂર્તિ જગત્ગુરુ! તારું અમને વિસ્મરણ થયું. (૧૬૧) સમસ્ત જીવમાત્રનો રક્ષણકર્તા શંકર તું જ છે. તારી ખ્યાતિ ત્રિભુવનમાં શરણાગતના રક્ષક તરીકે છે. (૧૬૨) હે જગત્ગુરુ, વિશ્વમૂર્તિ, પરાત્પર ગુરુ, સચ્ચિદાનંદ સ્વરૂપ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશાત્મક શ્રીગુરુ! મારું રક્ષણ કર, રક્ષણ કર. (૧૬૩) હે વિશ્વકર્તા, જગત્ભર્તા! ભક્તજનોને વર પ્રદાન કરતા કૃપાસાગર, ગુરુનાથ! અમારું રક્ષણ કરો, અમારું રક્ષણ કરો. (૧૬૪) હે ગુરુમૂર્તિ! તું જટાધારી, પશુપતિ, શંકરનો જ અવતાર, માનવદેહ ધારણ કરીને આ પૃથ્વી ઉપર અવતર્યો છે. તારો જય હો! જય હો! (૧૬૫) હે પિનાકપાણિ શંકર! તું જ મહાદેવ છે અને ભક્તોનું રક્ષણ તેમજ પાલનપોષણ કરનાર છે. અમારું પણ રક્ષણ કર, રક્ષણ કર. (૧૬૬) સર્વ પ્રાણીમાત્રમાં તું જ નિવાસ કરે છે. તું માયાથી વ્યાપ્ત હોવાથી દરેક જણ તને ઓળખી શકતા નથી. પરંતુ અમે તને ઓળખી કાઢ્યા છે. તારાં ચરણોમાં વંદન. (૧૬૭) સહજ લીલાથી તું સૃષ્ટિની રચના કરે છે એવા હે વિશ્વકર્તા! મેં તને ઓળખ્યા છે. તું જ્ઞાનરૂપે વિલસી રહ્યો છે. (૧૬૮) ત્રિભુવનમાં તારી જ સત્તા ચાલે છે. આથી મેં તારા ચરણે મસ્તક મૂક્યું છે. આ નિશ્ચયના લીધે મને હવે પુનર્જન્મ નથી. (૧૬૯) તારાં વચનોનો જો કોઈ અનાદર કરે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તો તેના ઉપર તું તરત જ ક્રોધ કરે છે. પરંતુ મારા મંતવ્ય અનુસાર તું મને નિષ્કલંક જણાય છે. (૧૭૦) હે કૃપાસાગર સ્વામી! તું આનંદમૂર્તિ સ્વરૂપ હોઈ તારા મનમાં બિલકુલ ક્રોધ નથી. તું ભક્તજનોનું હંમેશાં રક્ષણ કરે છે. (૧૭૧) હે સદ્‌ગુરુ! જીવમાત્ર પર તું હંમેશાં કૃપા કરે છે. શરણાગતનું રક્ષણ કરે છે. આલોક અને પરલોકનું સુખ આપે છે અને ચતુર્વિધ પુરુષાર્થનો દાતા છે. (૧૭૨) હે નૃસિંહસરસ્વતી સદ્‌ગુરુ! તું કરુણાનો સાગર છે. ચૈતન્યનો ભંડાર છે. અમને ક્ષમા કર. (૧૭૩) આ પ્રમાણે અનેક રીતે દંપતીએ શ્રીગુરુની સ્તુતિ કરી તેથી શ્રીગુરુ સંતોષ પામ્યા અને આશ્વાસન આપતાં બોલ્યાઃ (૧૭૪) તને દીર્ઘાયુષ્યવાળા શ્રીમંત આઠ પુત્રો થશે. તમારાં સર્વ પાપ કે દોષ નષ્ટ થયાં છે અને મૃત્યુ પછી તમે મોક્ષ પામશો. (૧૭૫) તમને ચારે પુરુષાર્થ પ્રાપ્ત થયા છે. તે વિશે કોઈ પણ શંકા મનમાં રાખશો નહીં, તમે સુખી રહો. (૧૭૬) આ સમય દરમ્યાન જ એકઠી થયેલી સ્ત્રીઓએ જયજયકારની મોટી ગર્જના કરી. (૧૭૭) બધા જ લોકો શ્રીગુરુને નમન કરી સ્તુતિ કરવા લાગ્યા અને આરતી ઉતારવા લાગ્યા. આ રીતે ત્યાં શ્રીગુરુના જયજયકારનો ઘોષ સંભળાયો. (૧૭૮) ઉપસ્થિત મેદનીમાં એક શંકાશીલ ધૂર્ત વિપ્ર હતો. જે નરકમાં જવા યોગ્ય હોવાથી શ્રીગુરુને શંકા કરીને પૂછવા લાગ્યોઃ (૧૭૯) શંકાશીલ વિપ્ર શ્રીગુરુને વિનંતી સાથે કહે છે કે હે ગુરુ! મારા મનમાં એક

શંકા છે તેનું નિવારણ કરો. (૧૮૦) વેદ-શાસ્ત્ર-પુરાણોમાં એવું કહેવામાં આવે છે કે બ્રહ્મલિખિત હંમેશાં સત્ય હોય છે. (૧૮૧) આ બ્રાહ્મણ અપમૃત્યુથી ગ્રસ્ત નથી અને બધાના દેખતાં ભરદિવસે મૃત્યુ પામ્યો છે. તેનો પ્રાણ કેવી રીતે પાછો આવ્યો? બ્રહ્મલિખિત સત્ય કે મિથ્યા? (૧૮૨) આ વિશે કંઈ સમજ પડતી નથી. તે સંદર્ભમાં હે ગુરુમહારાજ! પ્રકાશ પાડો. શ્રીગુરુ હાસ્ય કરીને તે મૂર્ખ બ્રાહ્મણને કહે છે (૧૮૩) કે તેના ભવિષ્યના જન્મની હકીકત વિસ્તારથી તને કહું છું તે એકચિત્તે સાંભળ. (૧૮૪) અમે બ્રહ્મદેવ પાસેથી ભવિષ્યના જન્મના ૩૦ વર્ષનું આયુષ્ય આ જન્મ માટે ઉધાર માગ્યું છે. (૧૮૫) ભક્તજનોનું રક્ષણ કરવા માટે અમે બ્રહ્મા પાસે આ માગણી કરી છે. એમ શ્રીગુરુએ સર્વ વિપ્રોને કહ્યું. (૧૮૬) શ્રીગુરુનાં વચનો સાંભળી લોકોની શંકાનું નિરસન થયું અને શ્રીગુરુને સાષ્ટાંગ નમન કરી પોતપોતાના સ્થાને ગયા. આ રીતે શ્રીગુરુની ખ્યાતિ ચોમેરે ફેલાઈ. (૧૮૭) સતીએ પતિસહિત સંગમમાં સ્નાન કરી અને અંતઃકરણમાં સંતોષ માની ભક્તિપૂર્વક પૂજા કરી. (૧૮૮) વિપ્રદંપતીએ અપાર દ્રવ્ય ખર્ચીને આરાધના કરી તે સમય દરમ્યાન સૂર્ય અસ્તાચળ તરફ ગયો અને શ્રીગુરુ મઠમાં પાછા ફર્યા. (૧૮૯) નગરનાં સ્ત્રી-પુરુષોએ પણ વારંવાર નમસ્કાર કરી પૂજા સહિત શ્રીગુરુની આરતી ઉતારી. (૧૯૦) સિદ્ધ નામધારકને કહે છે કે હવે એક અપૂર્વ ઘટના ઘટી તે વિલક્ષણ કથા તને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહીશ તે ધ્યાનપૂર્વક સાંભળ. (૧૯૧) આ પ્રમાણે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રની કથા સવિસ્તર કહે છે તે મનોહર કથા શ્રવણ કરતા આપણા સકળ મનોરથો પૂર્ણ થાય છે. (૧૯૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક મૃતવિપ્રસંજીવન નામનો બત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૯૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૮મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"બ્રાહ્મણસ્ત્રીનો મૃત ભરથાર કીધો સજીવન તેં નિર્ધાર."**



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૩



કાશ્મીર દેશના નંદીગ્રામની વેશ્યા મહાનંદાના વચનપાલનથી પ્રસન્ન થઈ ભગવાન શંકરે પ્રત્યક્ષ થઈ વેશ્યાને બચાવીને અગ્નિકુંડમાંથી બહાર કાઢી. દગ્ધ થયેલા વાંદરો અને કૂકડો અનુક્રમે કાશ્મીર નરેશ ભદ્રસેનના પુત્ર અને રાજમંત્રીના પુત્ર તરીકે જન્મ લે છે.

# અધ્યાય-૩૩

## રુદ્રાક્ષમહિમા નિરૂપણ

**|| શ્રી ગણેશાય નમઃ || શ્રી સરસ્વત્યૈ નમઃ || શ્રી ગુરુભ્યો નમઃ ||**

શિષ્ય નામધારક સિદ્ધગુરુના ચરણે હાથ જોડી ભક્તિભાવપૂર્વક વિનંતી સાથે કહે છેઃ (૧) હે સિદ્ધમુનિ! ગત અધ્યાયમાં પતિ સાથે પત્ની સંગમથી શ્રીગુરુ સાથે મઠમાં આવી. (૨) શ્રીગુરુ મઠમાં આવ્યા પછી કેવી લીલા કરી તે વિસ્તારપૂર્વક અમને કહો. (૩) સિદ્ધમુનિ કહે છે હે શિષ્ય! બીજા દિવસે પ્રાતઃકાળમાં દંપતી શ્રીગુરુ પાસે વંદન કરીને બેઠાં. (૪) દંપતી હાથ જોડીને વિનંતીસહ કહે છે, અમે શોકમાં ડૂબેલા હતા ત્યારે એક યતિએ આવીને અમને ધર્માચરણનો ઉપદેશ કર્યો. (૫) તે યતિએ અમને ચાર રુદ્રાક્ષ આપેલા અને બંને કાને તથા ગળામાં રુદ્રાક્ષ બાંધીને શબનો અગ્નિસંસ્કાર કરવા કહ્યું. (૬) વધુમાં યતિએ કહ્યું હતું કે બ્રાહ્મણો રુદ્રસૂક્તથી અભિષેક કરશે તે તીર્થ પણ લઈ આવજો. (૭) તે તીર્થને શબ ઉપર ભાવપૂર્વક છાંટજો અને છેલ્લે શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીનાં દર્શન કરવા જજો. (૮) આ પ્રમાણે કહીને તે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

યતિ જતા રહ્યા અને બે રુદ્રાક્ષ મારી પાસે રહ્યા અને બે રુદ્રાક્ષ પતિના કાને બાંધેલા છે. (૯) સતીનાં વચન સાંભળી શ્રીગુરુ હાસ્યવદનથી કહે છે કે તમારી ભક્તિ જોઈને મેં જ તમને રુદ્રાક્ષ આપ્યા હતા. (૧૦) રુદ્રાક્ષનો અપાર મહિમા છે તે વિસ્તાર કરીને તમને કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળો. (૧૧) જે મનુષ્ય ભક્તિપૂર્વક અથવા ભક્તિ વગર રુદ્રાક્ષને ધારણ કરે છે તે મનુષ્ય ઉચ્ચ હોય કે નીચ હોય, રુદ્રાક્ષ ધારણ કરવાથી તેને પાપ સ્પર્શી શકતું નથી. (૧૨) રુદ્રાક્ષ ધારણ કરવાનું પુણ્ય અમાપ છે. શાસ્ત્રોમાં કહેલું છે કે રુદ્રાક્ષ ધારણ કરવાથી મળતું પુણ્ય બીજા કોઈ પણ પુણ્ય કરતા શ્રેષ્ઠ છે. (૧૩) જે મનુષ્ય એક હજાર રુદ્રાક્ષની માળા પહેરે તો તે રુદ્ર સ્વરૂપે પૂજાય છે અને સઘળા દેવો પણ તેને વંદન કરે છે. (૧૪) જો હજારની સંખ્યામાં રુદ્રાક્ષ ન મળે તો બંને ભૂજા ઉપર સોળ સોળ રુદ્રાક્ષ બાંધે, શિખા ઉપર એક રુદ્રાક્ષ બાંધે અને બંને કાંડાએ બાર-બાર રુદ્રાક્ષ બાંધવા. (૧૫) ગળામાં બત્રીસ રુદ્રાક્ષો પહેરવા અને માથે ચાલીસ રુદ્રાક્ષ ધારણ કરવા. બંને કાને બાર બાર રુદ્રાક્ષ ધારણ કરવા. (૧૬) એકસો આઠ રુદ્રાક્ષને જે મનુષ્ય ગળામાં માળા તરીકે ધારણ કરે છે તેને રુદ્રપુત્ર સમાન જાણવો. (૧૭) મોતી, સ્ફટિક, વૈદૂર્ય, ચાંદી અને સોનામાં મઢાવીને રુદ્રાક્ષમાળા ધારણ કરવી. (૧૮) આવી માળા ધારણ કરવાનું ફળ અપૂર્વ હોય છે. રુદ્રાક્ષની માળા શ્રેષ્ઠ છે. ઉપર કહેલી સંખ્યામાં જો રુદ્રાક્ષ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ના મળે તો સમયાનુસાર જેટલા રુદ્રાક્ષ મળે તેને ધારણ કરવા. (૧૯) જેમના ગળામાં રુદ્રાક્ષ ધારણ કરેલા હોય છે તેમને પાપ સ્પર્શી શકતું નથી અને તેમની સદ્‌ગતિ થઈ રુદ્રલોકમાં નિવાસ થાય છે. (૨૦) જે લોકો રુદ્રાક્ષમાળાથી જપ અનુષ્ઠાન કરે છે તેઓ અનંતફળ મેળવે છે. હે શ્રોતાઓ! તે એકચિત્તથી સાંભળો. (૨૧) રુદ્રાક્ષ વગરનો જે મનુષ્ય છે તેનો જન્મ વૃથા જાણવો અને જેના કપાળમાં ત્રિપુંડ્ર નથી તેનો જન્મ પણ વ્યર્થ છે. (૨૨) રુદ્રાક્ષ મસ્તક ઉપર બાંધી (શિખા ઉપર) અથવા બંને કાન ઉપર બાંધી જે મનુષ્ય સ્નાન કરે તે ગંગાસ્નાનનું ફળ મેળવે છે. (૨૩) રુદ્રાક્ષની પૂજા કરી તેના ઉપર રુદ્રસૂક્તનો અભિષેક કરતાં શિવલિંગ પૂજાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. (૨૪) રુદ્રાક્ષને એકમુખ, પંચમુખ, એકાદશમુખ (અગિયાર) અને ચૌદ જેટલાં મુખ પણ હોય છે. (૨૫) આ પ્રમાણેના રુદ્રાક્ષ મળે તો શ્રેષ્ઠ જ છે જો ના મળે તો બીજા પ્રકારના રુદ્રાક્ષને પ્રેમથી ધારણ કરતાં ચારે પ્રકારના પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૨૬) આ વિષયમાં પુરાતનકાળનું એક મહત્ત્વનું ગૂઢ આખ્યાન તમને કહું છું જેનું શ્રવણ કરતાં તરત જ પાપ પલાયન કરી જાય છે. (૨૭) કાશ્મીર રાજ્યમાં ભદ્રસેન નામનો એક રાજા હતો. તેના પુત્રનું નામ સુધર્મા હતું. (૨૮) તે રાજાના મંત્રીના પુત્રનું નામ તારક હતું. રાજપુત્ર અને મંત્રીપુત્ર બંને પરમ મિત્ર અને જ્ઞાની હતા. (૨૯) બંને કુમાર સુંદર હોઈ એક જ સ્થળે

સંતોષપૂર્વક વિદ્યાભ્યાસ કરતા હતા. (૩૦) બંને કુમારો રમતમાં અને ભોજન સમયે સાથે ને સાથે રહેતા. તેઓ બંને શૈવધર્મમાં વિશ્વાસ રાખનાર હતા. (૩૧) બંને કુમાર સર્વ શરીર ઉપર અલંકારોના બદલે રુદ્રાક્ષમાળાનો શણગાર કરતા અને ત્રિપુંડ સહિત ભસ્મ ધારણ કરતા. (૩૨) રત્નજડિત અને સુવર્ણ અલંકારોને તેઓ લોખંડ સમાન કનિષ્ઠ માની રુદ્રાક્ષ સિવાય બીજા કોઈ અલંકાર ધારણ કરતા નહીં. (૩૩) તેમના માતા-પિતા કે બાંધવો તેમને રત્નાલંકાર લાવી આપે તો ક્રોધ કરીને લોખંડ, પાષાણ સમજી તેને ફેંકી દેતા. (૩૪) સમય પસાર થતાં એક દિવસે રાજમહેલમાં પરાશરઋષિ પધાર્યા, જેઓ સાક્ષાત્ બ્રહ્મ સમાન હતા. (૩૫) ઋષિને આવેલા જોઈને ભદ્રસેન રાજાએ તેમને સાષ્ટાંગ નમન કરી, સામૈયું કરી રાજમહેલમાં લઈ આવ્યા. (૩૬) ઋષિને સિંહાસન ઉપર બેસાડી અર્ઘ્ય પાદ્ય આપી તેમની ઉપચાર સહિત પૂજા કરીને રાજમહેલમાં આનંદ છવાઈ ગયો. (૩૭) ભદ્રસેન રાજા ભક્તિપૂર્વક વિનયસહ પરાશરમુનિને કહે છે, “અમારા પુત્રને ઝોડ (ગાંડપણ) વળગ્યું છે. તો તેનો શું ઉપચાર? (૩૮) રત્નાલંકાર જો તેમને આપીએ તો તેના અસ્વીકાર કરીને રુદ્રાક્ષ માળા કંઠમાં ધારણ કરી તેને જ સાચા અલંકાર માને છે. (૩૯) તેમને અનેક રીતે સમજાવવા છતાં સમજતા નથી. તો હે સ્વામી! તમે જો તેમને સમજાવો તો જ તેઓ માનશે. (૪૦) હે મુનીશ્વર! તમે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણનાર ત્રિકાળજ્ઞાની છો. તેમના

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વિચિત્ર વર્તનનું કારણ તમે અમને સવિસ્તર સમજાવો.” (૪૧) રાજાનાં વચન સાંભળી પરાશરઋષિ હાસ્ય કરીને કહે છે કે એક વિચિત્ર કથા સાંભળો. (૪૨) તારા પુત્રનો અને મંત્રીપુત્રનો એક વિસ્મયકારક વૃત્તાંત તને કહું છું તે એકચિત્તથી સાંભળ, એમ ઋષિએ કહ્યું. (૪૩) પુરાતનકાળમાં કાશ્મીર રાજયમાં નંદીગ્રામ નામે એક નગરી હતી. તે નગરમાં એક અતિ લાવણ્યવતી સુંદર મહાનંદા નામની વેશ્યા નિવાસ કરતી હતી. જેનું તેજ ચંદ્રની જેમ ચમકતું હતું. (૪૪) પૂર્ણિમાના ચંદ્ર જેવું શુભ્ર તેજસ્વી તેનું છત્ર હતું અને સુવર્ણનું સુખાસન (પલંગ) હતું. (૪૫) મહાનંદાનું ભુવન સુવર્ણજડિત હતું અને તેની પાસે સોનાની પાદુકાઓ હતી. તેની પાસે અનેક પ્રકારનાં કિંમતી અલંકારો પણ હતા. (૪૬) મહાનંદાનો પલંગ પણ રત્નખચિત હતો. તેની પાસે અનેક કિંમતી વસ્ત્રો, અલંકારો, દાસ-દાસીઓ, નોકર-ચાકર તેમજ દૂધાળા ઢોરો હતાં. (૪૭) સર્વ અલંકાર ધારણ કરી મહાનંદા ચંદ્રની કાંતિ જેવી નવયૌવના રતિ સમાન દેખાતી હતી. (૪૮) તે નગરમાં મહાનંદા અતિ શ્રીમંત તરીકે જાહોજલાલી ભોગવતી હતી. કેસર કસ્તૂરી અનેક સુગંધી પુષ્પો ઈત્યાદિ અને વસ્તુઓની તેના ઘરમાં રેલંછેલ હતી. (૪૯) મહાનંદા વેશ્યા પાસે અખૂટ ધન અને ધાન્યની સંપત્તિ હતી. (૫૦) વેશ્યા હોવા છતાં પણ મહાનંદા પોતાને પતિવ્રતા માનતી અને અનેક પ્રકારનાં દાન પુણ્યો કરતી અને બ્રાહ્મણોને અન્ન વસ્ત્ર આપતી. (૫૧) તેના ઘરમાં

રત્નજડિત નૃત્યમંડપ હતો. સુંદર રીતે સજાવેલા નૃત્યમંડપમાં તે હંમેશાં નૃત્ય કરતી. (૫૨) મહાનંદા તેની સખીઓ સાથે હંમેશાં નૃત્યમંડપમાં નૃત્ય કરતી હતી અને મનોરંજન માટે ત્યાં કૂકડો અને વાંદરો બાંધેલા હતા, જેઓ નૃત્યમાં સાથ આપી પ્રતિભાવ વ્યક્ત કરતા હતા. (૫૩) મનોરંજન માટે બાંધવામાં આવેલા વાંદરા અને કૂકડાના ગળામાં રુદ્રાક્ષ માળા પહેરાવેલી હતી ને કૂકડાના માથા ઉપર એક રુદ્રાક્ષ બાંધવામાં આવ્યો હતો. (૫૪) મહાનંદા નર્તકી તે વાંદરા અને કૂકડાને મનોરંજન માટે નૃત્ય શીખવતી હતી ત્યારે દિવસો પસાર થતાં એક દિવસ અદ્‌ભુત ઘટના બની. (૫૫) શિવવ્રત નામનો એક મહાધનિક વૈશ્ય જેના ગળામાં રુદ્રાક્ષ માળા તેમજ કપાળે ભસ્મ વિલેપન કરેલું હતું. તે મહાનંદાની હવેલીમાં પ્રવેશ્યો. (૫૬) શિવવ્રત વૈશ્યના ડાબા હાથમાં એક રત્નજડિત સૂર્યકિરણો સમાન તેજસ્વી શિવલિંગ હતું. (૫૭) પ્રવેશદ્વારે આવેલા ધનિક વૈશ્યને જોઈને મહાનંદા તેને આદરપૂર્વક નૃત્યમંડપમાં લઈ ગઈ અને વિવિધ પ્રકારના ઉપચારોથી તેનો સત્કાર કર્યો. (૫૮) શિવવ્રત વૈશ્યના હાથમાં જે અત્યંત તેજસ્વી સૂર્ય સમાન ચમકતું રત્નજડિત શિવલિંગ હતું (૫૯) તે રત્નજડિત શિવલિંગને જોઈને વારવનિતા (વારાંગના) મહાનંદા અતિ વિસ્મય પામી અને જિજ્ઞાસાપૂર્વક તેની સખીને કહે છે, આવી તેજસ્વી વસ્તુ આપણી પાસે હોવી જોઈએ. (૬૦) મહાનંદા સખીને કહે છે, ધનિક વૈશ્યને પૂછી જો કે તે તેજસ્વી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શિવલિંગ પૈસા લઈને વેચાતું આપશે કે મારા શરીરસુખથી આપશે? હું ત્રણ દિવસ સુધી તેની કુલસ્ત્રી તરીકે રહીશ. (૬૧) મહાનંદાનું સૂચન સાંભળી તેની સખી વૈશ્યને પૂછે છે કે શિવલિંગ શું કિંમત લઈ વેચશો? અથવા અમારી મુખ્ય નાયિકા ત્રણ દિવસ સુધી તારી કુલસ્ત્રી તરીકે સેવા કરશે. (૬૨) જો પૈસાથી શિવલિંગ વેચવું હશે તો તમારા કહેવા મુજબ લાખોની સંખ્યામાં ધન આપવામાં આવશે. હે શિવવ્રત! તમારી ઈચ્છા જણાવો. (૬૩) સખીનાં વચનો સાંભળી શિવવ્રત વૈશ્ય હાસ્ય કરીને કહેવા લાગ્યો કે તમારી મુખ્ય વારાંગનાની રતિકાંક્ષા મનમાં નક્કી કરીને હું શિવલિંગ આપીશ. (૬૪) તમારી મુખ્ય નાયિકા જો ત્રણ દિવસ સુધી પતિવ્રતાની જેમ મારી પત્ની થશે તો હું શિવલિંગ આપવા તૈયાર છું. (૬૫) આથી મહાનંદાને વૈશ્ય પૂછે છે કે તારું નામ જ વારાંગના હોવાથી વ્યભિચારી છે તો પતિવ્રતા તરીકે ત્રણ દિવસ કેમ કરીને રહીશ? તે સત્ય હકીકત જણાવ. (૬૬) તમારા માટે ધર્મ શું? કર્મ શું? અને સત્ય શું? તમારા દૈનિક જીવનમાં પણ અનેક પુરુષોનો સંગ છે તો પછી ત્રણ દિવસ સુધી પતિવ્રતા તરીકે કેવી રીતે આચરણ કરીશ તે મને કહે. (૬૭) તમારા ધંધાના નિયમાનુસાર તમે હંમેશાં વ્યભિચારમાં વ્યસ્ત કે લિપ્ત હોવાથી તમારું મન એક પુરુષમાં સ્થિર કે કેન્દ્રિત થતું નથી. (૬૮) શિવવ્રતનું વચન સાંભળી મહાનંદાએ વચન આપતાં કહ્યું, મને જો શિવલિંગ મળે તો હું ત્રણ દિવસ સુધી તારી કુળસ્ત્રી તરીકે આચરણ

કરીશ. (૬૯) મને રત્નજડિત શિવલિંગ આપી દે અને બદલામાં હું તમને સંભોગમાં સંતોષ આપીશ અને તમારી તન, મન અને ધનથી સેવા કરીશ. (૭૦) શિવવ્રત વૈશ્ય મહાનંદાને કહે છે કે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ માટે ધર્માનુસાર પત્ની તરીકે રહીશ તે પ્રમાણે શપથ (સોગંદ) લઈને કહે. (૭૧) તે સમયે વારાંગના મહાનંદાએ શિવલિંગ ઉપર હાથ મૂકી ચંદ્ર-સૂર્યની સાક્ષીએ સોગંદપૂર્વક કહ્યું કે તે ત્રણ દિવસ માટે શિવવ્રતની પત્ની થઈ છે. (૭૨) આમ થતાં જ શિવવ્રતે શિવલિંગ મહાનંદાને આપી દીધું. આથી મહાનંદા સંતોષ પામી અને હાથમાં તેણે કંકણ પહેર્યા. (૭૩) શિવલિંગ આપતી વખતે શિવવ્રત મહાનંદા વેશ્યાને કહે છે કે આ શિવલિંગ મારા પ્રાણસમાન મને પ્રિય છે તે તું જાણ. (૭૪) આ જ કારણથી શિવલિંગનું જતન કરજે અને શિવલિંગને હાનિ થતાં હું મારો પ્રાણ ત્યાગ કરીશ. (૭૫) શિવવ્રતનાં વચનો સાંભળી મહાનંદાએ તેનો સ્વીકાર કર્યો અને કહ્યું, આ શિવલિંગનું જતન પ્રાણસમાન કરીશ. (૭૬) આ પ્રમાણે બંને સંતોષપૂર્વક નાટ્યમંડપમાં બેઠાં હતાં તે દરમ્યાન સાંજ થઈ ગઈ. આથી શયનખંડમાં જઈએ એવું વિચાર્યું. (૭૭) સંભોગ સમયે શિવલિંગને નજીક રાખવું જોઈએ નહીં એમ શિવવ્રતના કહેવા સાથે મહાનંદા સંમત થઈ. (૭૮) ધનિક વૈશ્યનાં વચન અનુસાર શિવલિંગને તેમણે નાટ્યમંડપમાં રાખ્યું અને બંને રંગમહેલમાં ગયા. (૭૯) મહાનંદા અને શિવવ્રત ક્રીડામાં વ્યસ્ત

હતા તે દરમ્યાન એકાએક ક્ષણાર્ધમાં અગ્નિ પ્રગટ થયો અને સમગ્ર નાટ્યમંડપમાં ફેલાઈ ગયો. (૮૦) અગ્નિ ફેલાવાથી સમગ્ર મંડપ ભસ્મીભૂત થયો, જેને જોઈને શિવવ્રત વૈશ્ય અતિ શોક કરવા લાગ્યો. (૮૧) શિવવ્રત વૈશ્ય કહેવા લાગ્યો કે અરે! આ શું થયું? મારું પ્રાણલિંગ ક્યાં ગયું? નગરજનો પ્રયત્નપૂર્વક તે અગ્નિને શાંત કરતા હતા. (૮૨) અગ્નિને બૂઝાવીને તપાસ કરતા શિવલિંગ બળીને ભસ્મ થયું હતું અને તે આગમાં વાંદરો અને કૂકડો પણ બળીને ભસ્મ થયા હતા. (૮૩) શિવલિંગ દગ્ધ થયેલું જોઈને વૈશ્ય દુઃખથી શોક કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે હવે હું પ્રાણત્યાગ કરીશ. (૮૪) આમ કહીને શિવવ્રત વૈશ્ય બહાર આવ્યો અને લાકડાં એકઠાં કરી પ્રાણત્યાગ કરવા અગ્નિ પ્રગટાવ્યો. (૮૫) શિવલિંગ બળી જવાથી ધનિક વૈશ્યે તરત જ અગ્નિપ્રવેશ કરી પોતાના જીવનનો અંત આણ્યો. આથી નગરજનો વિસ્મય કરવા લાગ્યા અને મહાનંદા વેશ્યા પણ દુઃખી થઈ પ્રલાપ કરવા લાગી. (૮૬) મહાનંદા નિસાસો નાખી કહેવા લાગી, અરે! આ શું થયું? મારાથી પુરુષની હત્યા થઈ છે. નાટ્યમંડપમાં મૂકેલું શિવલિંગ પણ દગ્ધ થયું છે. (૮૭) મહાનંદા અતિ શોક કરતાં કહેવા લાગી કે મારા પતિએ પ્રાણત્યાગ કર્યો હોવાથી મારે પતિવ્રતા ધર્માનુસાર પ્રાણ ત્યાગ કરવા જોઈએ. (૮૮) મહાનંદાએ વિપ્રોને બોલાવ્યા અને નમસ્કાર કરી અનેક પ્રકારનાં દાન ધર્મ કરી સહગમન કરવા તૈયાર થઈ. (૮૯) વસ્ત્રાભૂષણોનું

દાન આપ્યું અને કાષ્ઠ, ચંદન એકઠા કરી સહગમન માટે તૈયાર થઈ. (૯૦) પોતાના સગાંવહાલાંઓને નમન કરી પૂછવા લાગી કે પતિ સાથે સહગમન કરવા મને અનુમતિ આપો. (૯૧) મહાનંદાનાં વચનો સાંભળી તેઓ દુઃખી થયાં અને કહેવા લાગ્યાં કે તારી બુદ્ધિ બહેર મારી ગઈ છે? કોને તું ધર્મ કહે છે? (૯૨) આપણે જે પ્રમાણે જન્મ લીધો હોય તે અનુસાર વર્તન કરીએ તો તેમાં દોષ નથી. તું આ શું કરી રહી છે? (૯૩) વેશ્યાની હવેલીમાં અનેક પુરુષો મનોરંજન માટે આવે છે, તેની કોઈ મર્યાદા નથી. તેમાં આ ધનિક વૈશ્ય તારો પતિ કેમ કહેવાય? (૯૪) કેવો વણિક? કેવું શિવલિંગ? વૃથા તારા કોમળ શરીરને દગ્ધ કરીશ નહીં. વારાંગનાનો ધર્મ તો એ જ છે કે નવો દિવસ અને નવો પુરુષ! (૯૫) આવા વણિકો તો તારી હવેલીએ કેટલાય આવે છે તે બધાની તો તું સતી કેમ કરીને કહેવાય? આ તારી છીછરી બુદ્ધિને લીધે નગરજનો ઉપહાસ કરશે. (૯૬) આ પ્રમાણે સમસ્ત નગરજનો અને બંધુજનો અગ્નિપ્રવેશ કરતા તેને અટકાવતા હતા પરંતુ તે કોઈનું પણ સાંભળવા તૈયાર ન હતી. (૯૭) મહાનંદા વિનંતી કરતાં કહે છે, શિવવ્રત એ ત્રણ દિવસ માટે મારો પ્રાણસમાન પતિ છે. ચંદ્ર, સૂર્યની સાક્ષીએ મેં સોગંદ લીધા છે. (૯૮) પૃથ્વીમાતાને પણ મેં સાક્ષી રાખ્યાં કે ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી હું વૈશ્યની સતી તરીકે આચરણ કરીશ. (૯૯) મારો પતિ મૃત્યુ પામતાં હવે મને જીવનમાં કોઈ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આનંદ નથી. આ જ સાચો પતિવ્રતા ધર્મ વેદશાસ્ત્રો અને પુરાણોમાં લખેલો છે. (૧૦૦) જે સ્ત્રી પતિના મૃત્યુ પછી આનંદપૂર્વક સહગમન કરે તેને પૃથ્વી પરના પ્રત્યેક ડગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. (૧૦૧) સતીનાં માતાપક્ષે ૨૧ કુળ અને પિતાપક્ષનાં ૨૧ કુળ અને પતિના માતા-પિતાનાં પણ ૨૧ કુળ. (૧૦૨) જો નરકમાં હોય તો તેમને સહગમન કરનારી સતી સ્વર્ગલોકમાં લઈ જાય છે એવું વેદશાસ્ત્રો પોકારીને કહે છે. (૧૦૩) સહગમનનું આવું પુણ્ય મળતું હોય તો પૃથ્વી ઉપર જીવતા રહીને શું ફાયદો? આમ પણ સંસારસાગર એ દુઃખસાગર છે અને દરેક મનુષ્યનું મૃત્યુ નિશ્ચિત છે. (૧૦૪) આ પ્રમાણે સમસ્ત લોકોને વિનંતી કરી મહાનંદા હવેલીની બહાર અગ્નિકુંડ પાસે આવીને અગ્નિકુંડને વંદન કર્યા. (૧૦૫) મહાનંદાએ ઈશ્વરનું સ્મરણ કરી સૂર્યભગવાનને નમસ્કાર કર્યા અને અતિ ઉલ્લાસથી અગ્નિની પ્રદક્ષિણા કરી. (૧૦૬) સમસ્ત વિપ્રવૃંદને વંદન કરી અગ્નિ પાસે આવી અને અગ્નિકુંડમાં ભૂસકો મારતાં જે આશ્ચર્યજનક થયું તે સાંભળો. (૧૦૭) પાંચ મુખ અને દસ ભૂજાવાળા સદાશિવના હાથમાં પાનપાત્ર, ત્રિશૂળ, ડમરુ જેવા આયુધો હતા અને નાગસૂત્ર પણ તેમણે ધારણ કરેલું હતું એવા ભસ્માંકિત જટાધારી શંકર ભગવાન નંદી ઉપર બેઠેલા અગ્નિકુંડમાં પ્રગટ થયા અને તેમણે મહાનંદાને પોતાના હાથમાં

ઝીલી લીધી. (૧૦૮-૧૦૯) તે પછી અગ્નિકુંડમાં અગ્નિ શાંત થયેલો જણાયો અને ભક્તવત્સલ જગન્નાથ ભક્તની દૃઢ એકાગ્રતા જોઈ પ્રસન્ન થયા. (૧૧૦) શંકર ભગવાને વેશ્યાને બચાવીને અગ્નિકુંડમાંથી બહાર કાઢી અને પ્રસન્ન થઈ વરદાન માંગવા કહ્યું. (૧૧૧) શંકર ભગવાન મહાનંદાને આશ્વાસન આપતાં કહે છે, "તારામાં કેટલી ધીરજ છે તેની પરીક્ષા કરવા હું આવ્યો હતો. (૧૧૨) હું પોતે જ શિવવ્રત વૈશ્ય થયો, શિવલિંગ પણ મારું જ સ્વરૂપ હતું અને મારી માયાથી અગ્નિ દ્વારા નાટ્યમંડપને મેં જ દગ્ધ કર્યો. (૧૧૩) તારું મન જોવા મેં અગ્નિપ્રવેશ કર્યો અને તું પતિવ્રતા છે કે નહીં તેની પરીક્ષા કરી. તેં અગ્નિપ્રવેશ કરીને તારાં વચનોને સત્ય ઠેરવ્યાં. (૧૧૪) તારી ભક્તિથી હું સંતોષ પામ્યો છું અને તું આયુષ્ય, આરોગ્ય કે ધનસંપત્તિ જે કાંઈ વરદાન સ્વરૂપ માગીશ તે હું તને પ્રદાન કરીશ". (૧૧૫) મહાનંદા વેશ્યા કહેવા લાગી કે "હે ચંદ્રમૌલેશ્વર! મારે સ્વર્ગ, પૃથ્વી કે પાતાળના કોઈ પણ ભોગ ભોગવવા નથી. (૧૧૬) મારા બધા જ સહકાર્યકરો, ઈષ્ટબંધુઓ સાથે તારા ચરણકમળ ઉપર ભમરા તરીકે નિવાસ કરીએ એવી મારી ઈચ્છા છે. (૧૧૭) મારી હવેલીના સર્વ દાસ-દાસીઓને તમે સ્વર્ગમાં લઈ જાવ અને તમારા સાંનિધ્યમાં જ હે પશુપતિ! અમે રહીએ એવી વિનંતી છે". (૧૧૮) અમને કોઈને પણ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જન્મમરણની પુનરાવૃત્તિ ન થાય, સંસારસાગરનું દુઃખ ભોગવવું ન પડે તે રીતે મોક્ષ પ્રદાન કરો એવી વિનંતી કરી. (૧૧૯) મહાનંદાનાં વચન સાંભળી ગૌરીરમણ પ્રસન્ન થયા અને સર્વેને વિમાનમાં બેસાડીને સ્વર્ગમાં લઈ ગયા. (૧૨૦) તેના નાટ્યમંડપમાં વાંદરો અને કૂકડો બળીને દગ્ધ થયા હતા. (૧૨૧) પરાશર ઋષિ ભદ્રસેન રાજાને કહે છે કે જે વાંદરો મહાનંદાના નાટ્યમંડપમાં રુદ્રાક્ષ ધારણ કરી મૃત્યુ પામ્યો તે તારા કુળમાં પુત્રરૂપે અવતર્યો છે. (૧૨૨) રુદ્રાક્ષ ધારણ કરેલો કૂકડો બળી મર્યો હતો તે તારા મંત્રીના પુત્રરૂપે અવતર્યો છે. આમ રુદ્રાક્ષ ધારણ કરવાના કારણે બંનેને રાજકુળમાં જન્મ મળ્યો છે. (૧૨૩) પૂર્વ સંસ્કારને લીધે તેઓ પ્રેમથી રુદ્રાક્ષ ધારણ કરે છે અને ઈશ્વરભક્ત હોઈ બંને જ્ઞાની પણ છે. (૧૨૪) પૂર્વજન્મમાં અજ્ઞાનતાપૂર્વક પણ રુદ્રાક્ષ ધારણ કરવાના લીધે વાંદરા અને કૂકડાને રાજકુળમાં જન્મ મળ્યો છે. (૧૨૫) આ જન્મે જ્ઞાની થઈને તેઓ રુદ્રાક્ષ ધારણ કરે છે. આથી તેમના પુણ્યની કોઈ ગણતરી નથી એમ પરાશરમુનિ ભદ્રસેન રાજાને કહે છે. (૧૨૬) શ્રીગુરુ વિપ્રદંપતીને કહે છે જે પરાશરઋષિએ સવિસ્તર ભદ્રસેન રાજાને કહ્યું હતું. (૧૨૭) ઋષિનાં વચનો સાંભળી ભદ્રસેન રાજાએ હાથ જોડી વિનંતી સ્વરૂપે અતિગહન પ્રશ્ન કર્યો તે ધ્યાનથી સાંભળો. (૧૨૮) સિદ્ધમુનિ નામધારકને આ પ્રમાણે વિસ્તારપૂર્વક ગુરુકથા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહે છે હવે આગળ શું થશે તે એકચિત્તે સાંભળો. (૧૨૯) ગંગાધરનો પુત્ર કામધેનુ સ્વરૂપ શ્રીગુરુચરિત્ર કથા કહે છે જેને સાવધાનતાપૂર્વક સાંભળી શ્રોતાઓ ચારે પ્રકારના પુરુષાર્થ પ્રાપ્ત કરે છે. (૧૩૦)

શ્રીગુરુચરિત્રામૃત પરમ કથા કલ્પતરુ અંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક રુદ્રાક્ષમહિમાનિરુપણ નામનો તેત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૩૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૪



કાશ્મીર નરેશ ભદ્રસેનના પુત્ર સુધર્માને અપમૃત્યુમાંથી પરાશર ઋષિ રુદ્ર સ્વાહાકારથી બચાવે છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૪

## રુદ્રાધ્યાય મહિમા

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શ્રીગુરુએ બ્રાહ્મણદંપતીને પરાશરઋષિ દ્વારા કાશ્મીરના રાજાને રુદ્રાક્ષમહિમા કહ્યો હતો તે કહી સંભળાવ્યો. (૧) તે રાજકુમાર અને પ્રધાનપુત્રના પૂર્વજન્મનો ઈતિહાસ મધુર વાણીથી વિસ્તારપૂર્વક કાશ્મીરના રાજાને પરાશરઋષિએ કહ્યો. (૨) ભદ્રસેન રાજાને પોતાના પુત્રના પૂર્વજન્મનો ઈતિહાસ સાંભળી સંતોષ થયો અને તે ઋષિના ચરણકમળ ઉપર હાથ જોડીને વંદન કરીને વિનંતી કરવા લાગ્યો. (૩) ભદ્રસેન રાજા ઋષિવર્યને કહે છે કે રુદ્રાક્ષ ધારણ કરવાથી અમારા પુત્રો (રાજા અને મંત્રીનો પુત્ર)ને જે અમાપ પુણ્ય મળ્યું હતું તે આપના લીધે અમને સમજાયું. (૪) પૂર્વજન્મમાં વેશ્યા દ્વારા અજાણતામાં પણ રુદ્રાક્ષ ધારણ કરાવવાને લીધે બંને પુત્રોને પુષ્કળ પુણ્ય મળ્યું. (૫) હાલમાં બંને પુત્રો રુદ્રાક્ષ ધારણ કરવાનો મહિમા જાણે છે. હવે ભવિષ્યમાં શું થશે તે સમજાવો. (૬) હે ઋષિવર્ય! તમે ત્રિકાળજ્ઞાની હોવાથી ભૂત, ભવિષ્ય અને

વર્તમાનને જાણો છો આથી રાજપુત્ર અને મંત્રીપુત્રનું ભવિષ્ય કેવું હશે તે કહો. (૭) ભદ્રસેન રાજાનાં વચનો સાંભળી પરાશરઋષિ રાજપુત્ર અને મંત્રીપુત્રનું અપૂર્વ ભવિષ્ય વિસ્તારથી કહેવા લાગ્યા. (૮) પરાશરઋષિ કહે છે કે હે રાજા! પુત્રોનું ભવિષ્ય પૂછે છે પરંતુ તે સાંભળીને તું દુઃખી થઈશ. આથી શું કરું? (૯) ભદ્રસેન રાજાએ પરાશરઋષિને વિનંતી સહ પ્રણામ કરતા જણાવ્યું કે જો ભવિષ્યમાં દુઃખ આવવાનું હોય તો તેને દૂર કરવાનો ઉપાય પણ આપ જ બતાવશો. (૧૦) રાજાનું વચન સાંભળીને ઋષિ કહે છેઃ હે રાજા! તારા પુત્રનું આયુષ્ય ૧૨ વર્ષનું છે. (૧૧) તે બાર વર્ષમાં હવે સાત દિવસ બાકી રહ્યા છે. આઠમા દિવસે તારો પુત્ર મૃત્યુ પામશે. (૧૨) ઋષિનાં વચનો સાંભળીને ભદ્રસેન રાજા મૂર્છા પામ્યો અને ભાનમાં આવતાં દુઃખી થઈને રુદન કરવા લાગ્યો. (૧૩) ઋષિવચન સાંભળીને રાજા પરાશર ઋષિના ચરણે પડ્યો અને કહેવા લાગ્યો કે હે ઋષિવર્ય! હું તમારા શરણે આવ્યો છું. તમારી તપસ્યાના બળે મારું રક્ષણ કરો. (૧૪) રાજા અને રાણીએ શોકાન્વિત થઈ મુનિવરનાં ચરણો ઉપર માથું મૂકીને “અમારું રક્ષણ કરો” એવી વિનંતી કરી. (૧૫) દયાળુ પરાશરઋષિ કહેવા લાગ્યા કે જગત્‌ગુરુ ઉમાકાંત શંકર જ વિશ્વમાં સૌનો તારણહાર છે. (૧૬) મનમાં ભય બિલકુલ રાખશો નહીં. શૂલપાણિ શંકર તમારું રક્ષણ કરશે. આથી તેમનું ધ્યાન કરતાં કરતાં શંભુની આરાધના કરવી. (૧૭) કાળ (મૃત્યુ)

ઉપર વિજય મેળવવો હોય તો તમને એક સરસ ઉપાય બતાવું છું જેને ધ્યાનપૂર્વક સાંભળો. (૧૮) સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં જો કોઈ નિષ્કલંક અને ચિદાનંદ સ્વરૂપ દેવતા હોય તો તે ફક્ત વ્યોમકેશ ભગવાન છે. (૧૯) તેમનો મૂર્તિમંત દેહ રજોગુણ દ્વારા બ્રહ્મા થઈને સૃષ્ટિનું નિર્માણ કરે છે અને સૃષ્ટિના પાલન માટે તેણે ચારે વેદો નિર્માણ કર્યા. (૨૦) ચાર વેદ બ્રહ્માને આપીને આત્મતત્ત્વનું રહસ્ય જેમાં પરિપૂર્ણ છે તે ઉપનિષદ સમૂહ પોતાની પાસે રાખ્યું. (૨૧) ભક્તવત્સલ સર્વેશ્વરે તે વેદસાર તરીકે વિસ્તારપૂર્વક રુદ્રાધ્યાય બ્રહ્માને આપ્યો. (૨૨) રુદ્રાધ્યાયનો મહિમા અગમ્ય અને અવ્યય (અવિનાશી) છે. (૨૩) ચતુર્મુખ બ્રહ્માએ વેદનો આશ્રય લઈ વિશ્વનું સર્જન કર્યું. રુદ્રાધ્યાય એ પરમતત્ત્વ શિવનું જ સ્વરૂપ છે. (૨૪) ચતુર્મુખ બ્રહ્માએ ચારે વેદ પ્રગટ કર્યા જેમાં દક્ષિણ દિશા તરફના મુખે યજુર્વેદ પ્રગટ કર્યો. (૨૫) તે યજુર્વેદમાં ઉપનિષદના સારરૂપ રુદ્રાધ્યાય આવેલો છે એમ બ્રહ્માજી મુનિવરોને કહે છે. (૨૬) મરીચી, અત્રિ ઇત્યાદિ સમસ્ત ઋષિવરો સાથે દેવતાઓને પણ બ્રહ્માજી રુદ્રાધ્યાયનું નિરુપણ કરે છે. (૨૭) બ્રહ્મા પાસેથી રુદ્રાધ્યાયનું જ્ઞાન આત્મસાત કરી તે ઋષિઓએ તેમના શિષ્યોને પ્રદાન કર્યું અને તે શિષ્યોએ પણ તેમના શિષ્યોને વિસ્તારપૂર્વક સમજાવ્યું. (૨૮) આગળ જતાં ઋષિઓએ તેમના પુત્ર, પૌત્રોને પણ રુદ્રાધ્યાયનું શિક્ષણ આપ્યું અને આ રીતે ત્રૈલોક્યમાં રુદ્રાધ્યાયનો પ્રસાર


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

થયો. (૨૯) રુદ્રાધ્યાયના મંત્રો સિવાય બીજા કોઈ પણ મંત્ર એવા પ્રભાવી નથી કે જેને તપશ્ચર્યા સાથે જપતાં તરત જ ચારે પુરુષાર્થની પ્રાપ્તિ થાય. (૩૦) મનુષ્ય દ્વારા અનેક પ્રકારનાં પાપ થયાં હોય અને તે રુદ્રીનો પાઠ કરે તો તરત જ પાપમુક્ત થઈ પરમ પદને પામે છે. (૩૧) બ્રહ્મદેવે રુદ્રસૂક્તરૂપી દેવતીર્થનું નિર્માણ કર્યું છે જેમાં દરેક ભાવિક ભક્તે સ્નાન અને પાન કરવું. (૩૨) રુદ્રસૂક્તનો આશ્રય લેવાથી કર્મબંધનો છૂટી જાય છે અને સંસારના તાપ નષ્ટ થાય છે. જે કોઈ ભક્ત શ્રીગુરુને ભજે છે તેઓ જ ભવસાગર પાર કરી જાય છે. (૩૩) મનુષ્ય સારાં અથવા નરસાં કર્મો કરે છે તે પ્રમાણે જ તે ફળ ભોગવે છે. જેવું વાવો તેવું લણો. (૩૪) સૃષ્ટિમાં ધર્મનું સામ્રાજ્ય ફેલાવવા માટે બ્રહ્માજીએ પોતાના વક્ષઃસ્થળમાંથી ધર્મ અને પૃષ્ઠ (પીઠ) ભાગમાંથી અધર્મને ઉત્પન્ન કર્યા. (૩૫) જે મનુષ્ય ધર્માચરણ કરે છે તે આલોકનું સુખ મેળવી પરલોકનું સુખ પણ પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય અધર્મનો સંગ કરે છે તેને પાપરૂપ જાણવો. (૩૬) કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર એ અધર્મના પુત્રો છે. તેમનો સંગ કરતાં તે મનુષ્યને નરકમાં લઈ જાય છે. અર્થાત્ તેઓ નરકનાયક છે. (૩૭) ગુરુતલ્પગ (ગુરુપત્ની સાથે ગમન કરનાર), સૂરાપાન આ બંને પ્રકારના પાપીઓ કામથી ઉદ્ભવેલા હોવાથી નરક તરફ લઈ જનાર કામપુત્ર તરીકે ઓળખાય છે. (૩૮) જે કોઈ ક્રોધથી માતૃ પિતૃ વધ કરે, જે કન્યાવિક્રયી છે તથા બ્રહ્મહત્યા

આચરે છે (૩૯) તેઓ ક્રોધ દ્વારા ઉત્પન્ન થયેલા હોવાથી ક્રોધપુત્ર તરીકે ઓળખાય છે. (૪૦) બ્રાહ્મણ અને દેવતાઓના દ્રવ્યનું હરણ કરનાર તેમજ બ્રાહ્મણની થાપણ પાછી ન આપનાર, સુવર્ણતસ્કર લોભપુત્ર તરીકે ઓળખાય છે. (૪૧) આવાં વિવિધ પાપોને યમરાજાએ આજ્ઞા કરી કે તમે મૃત્યુલોકમાં જઈને તમારા ગુણોનો પ્રસાર કરો. (૪૨) હે પાપસમૂહ! તમને મદદ કરવા ઉપપાતકોને પણ તમારી મદદ માટે તમારી સાથે મોકલું છું. પૃથ્વી ઉપરના અસંખ્ય લોકોને તમારા આજ્ઞાંકિત બનાવી નરકમાં મોકલી દો. (૪૩) યમની આજ્ઞા લઈ સર્વ પાપો પૃથ્વી ઉપર આવ્યાં. પરંતુ, રુદ્રસૂક્તના જાપ જોઈને પલાયન થઈ ગયા. (૪૪) સર્વ પાપો યમ ભગવાન પાસે જઈ વિનંતીસહ કહેવા લાગ્યા, "અમે તમારી આજ્ઞાથી પૃથ્વી ઉપર ગયા હતા પરંતુ રુદ્રજાપના ભયથી અમે પાછા આવ્યા. (૪૫) હે યમરાજા! તમારો જયજયકાર હો! અમે તમારા આજ્ઞાંકિત સેવકો તરીકે ત્રિભુવનમાં પ્રખ્યાત છીએ. પરંતુ અત્યારે અમે ભયભીત થયા છીએ. (૪૬) તમારી આજ્ઞાથી જ્યારે પૃથ્વી ઉપર ગયા તો રુદ્રીના જાપથી સમગ્ર નગર અગ્નિ જેવું દાહક લાગ્યું. (૪૭) હવે અમારામાં પૃથ્વી ઉપર રહેવાની શક્તિ રહી નથી. રુદ્રજપ સાંભળતાં જ તેની તેજસ્વીતાથી અમે દાઝીએ છીએ. (૪૮) ગામેગામ નદીતીરે, દેવાલયમાં તેમજ તીર્થક્ષેત્રમાં અનેક વિપ્રો નિવાસ કરી રુદ્રસૂક્તનું અનુષ્ઠાન કરે છે. (૪૯) અમે રુદ્રજાપથી દાઝી જતા હોવાથી મૃત્યુલોકમાં જઈ શકતા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નથી. તો હવે અમે શું કરીએ? (૫૦) અમે પૃથ્વી ઉપર અનેક પાપીઓને જોઈ તેમની પાસે જઈએ છીએ તેવા પાપીઓ અસંખ્ય છે. (૫૧) જે પાપનું કોઈ પ્રાયશ્ચિત્ત નથી તેવા પાપીઓ પણ રુદ્રજાપના પ્રભાવથી પુણ્યવાન થઈ જાય છે. (૫૨) કોઈ વ્યક્તિ શ્રદ્ધા કે અશ્રદ્ધાથી પણ જો રુદ્રાધ્યાયનો પાઠ કરે તો તે પણ કેવી રીતે પુણ્યવાન ગણાય? હે યમરાજા! તે અમને સમજાવો. (૫૩) પૃથ્વી ઉપર આવા અનેક મહાપાપીઓ રુદ્રાધ્યાયના પ્રભાવથી પુણ્યવાન થઈને ફરતા હોવાથી અમે ખૂબ જ કષ્ટ ભોગવીએ છીએ તેથી અમે પૃથ્વી ઉપર જઈને શું કરીએ? (૫૪) રુદ્રસૂક્તના જાપ અમને હળાહળ ઝેર જેવા ભાસે છે. આથી પૃથ્વી ઉપર જવા અમારી શક્તિ નથી. (૫૫) હે યમરાજા! રુદ્રજાપના ઝેરનું શમન કરવા માટે તું જ એકલો શક્તિમાન છે. આથી તું અમારું રક્ષણ કર." (૫૬) યમદૂતોનાં વચનો સાંભળી યમરાજાએ સ્વીકૃતિમાં માથું હલાવી ક્રોધ કરીને ઝડપથી તે બ્રહ્મલોકમાં ગયા. (૫૭) બ્રહ્મદેવ પાસે જઈને યમરાજાએ વિનયથી બ્રહ્મદેવની સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો. હે કમલોદ્‌ભવ (બ્રહ્મા) ચતુર્મુખ, જગતના સર્જનહાર! (૫૮) યમરાજ બ્રહ્માજીને કહે છે, હું તમારો આજ્ઞાંકિત છું. તમારી આજ્ઞા પ્રમાણે પાપી લોકોને યમલોકમાં લાવી નરકસમુદ્રમાં શિક્ષા કરું છું. (૫૯) મહાપાપીઓને યમપુરીમાં લાવવા યમદૂતોને મોકલું છું. પરંતુ મૃત્યુલોકમાં રુદ્રજાપના લીધે પાપીઓ પુણ્યવાન બની જાય છે. (૬૦)

આથી બધા જ લોકો મહાપાપીઓ નરકના બદલે સ્વર્ગમાં જતા રહે છે. આમ થતાં પાપીઓ કોઈ બાકી ન રહેતાં નરકનો સમુદ્ર મનુષ્યરહિત રહે છે. (૬૧) બધાં જ નરકો ખાલી થઈ ગયાં છે. મારું સમગ્ર રાજ્ય આ રીતે ખાલી થઈ જવાથી સૃષ્ટિનો ક્રમ થોભી ગયો છે. (૬૨) યમરાજ બ્રહ્માજીને કહે છે કે મનુષ્યોને રુદ્રાધ્યાય રૂપી ખજાનો શા કારણે આપ્યો છે? તેના આધારે તેઓ સર્વત્ર માલિક થઈને ફરે છે. (૬૩) આ સંકટમાંથી બચાવવા માટે હે બ્રહ્માજી! તમે જ સમર્થ છો. અમારું રાજ્ય પણ રહે તે માટે તમે અમને સહાય કરો. નહીંતર અમારું રાજ્ય ગયું જ સમજો (ચાલ્યું જ ગયું છે). (૬૪) રુદ્રજાપના પ્રભાવને લીધે મનુષ્ય પાપ આચરણ કરતાં ડરતો નથી અને રુદ્રજાપ પ્રભાવથી પાપો નષ્ટ થઈ જતાં હોવાના કારણે રુદ્રસૂક્ત અમારા માટે હળાહળ ઝેર સમાન છે. (એવું યમરાજા કહે છે.) (૬૫) આ પ્રમાણે યમરાજાએ ચતુર્મુખ બ્રહ્માને વિનંતી કરતાં બ્રહ્માજી યમરાજાને ઉત્તર આપતાં કહે છે (૬૬) જે લોકો ભક્તિહીન, મદોન્મત્ત થઈ, તમોગુણથી યુક્ત અજ્ઞાની રીતે રુદ્રજાપ કરે અથવા ઊભા ઊભા કે સૂતાં સૂતાં જે રુદ્રજાપ કરે (૬૭) તેઓને અધિક પાપી જાણવા. તેમને તમે શિક્ષા કરો. જે લોકો ભક્તિભાવપૂર્વક રુદ્રી ભણે છે (૬૮) તેમને તમે હેરાન કરશો નહીં અને બધા પાપીઓને પણ તમે જઈને જણાવો અને જે લોકો ભક્તિ શ્રદ્ધાપૂર્વક રુદ્રસૂક્ત ભણે છે તેઓ અમિત પુણ્યના ભાગીદાર

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

થાય છે. (૬૯) પૂર્વજન્મમાં જે લોકો પાપ આચરે છે તેઓ અલ્પાયુષી થઈને જન્મ લે છે. તેવા લોકો પણ રુદ્રજાપની સહાયથી દીર્ઘાયુષી થાય છે. (૭૦) તેવા અલ્પાયુષી મનુષ્યો પણ રુદ્રજાપ કરીને પાપ નષ્ટ થતાં દીર્ઘજીવી બને છે. (૭૧) બ્રહ્માજી યમરાજાને કહે છે કે જે લોકો રુદ્રજાપ કરે છે તેઓ કાંતિ, ધૈર્ય, વીર્ય, આયુષ્ય, આરોગ્ય અને જ્ઞાનસંપન્ન થાય છે. (૭૨) રુદ્રસૂક્તથી ઈશ્વરને સ્નાન કરાવીને જે ભક્તો તે તીર્થનું સ્નાન કે પાન કરે છે (૭૩) તેઓને ક્યારે પણ મૃત્યુભય નથી અને રુદ્રજાપના પુણ્ય થકી એક વિશેષ ફળ મળે છે. તે એટલે ચિરંજીવત્વ. (૭૪) રુદ્રજાપ કરીને તે જળથી સ્નાન કરતાં મૃત્યુ તેમનાથી ભય પામી પલાયન કરે છે અને તે મનુષ્ય ભવસાગર પાર કરે છે. (૭૫) જે મનુષ્ય એકસો રુદ્રસૂક્તના પાઠથી શંકર ભગવાનની અભિષેકયુક્ત પૂજા કરે છે તે શતાયુષી થાય છે અને તે સંપૂર્ણ પાપમુક્ત થઈ જાય છે. (૭૬) આથી બ્રહ્માજી યમરાજને કહે છે કે તું તારા દૂતોને સલાહ આપ કે રુદ્રજાપ કરનાર બ્રાહ્મણોને હેરાન કરે નહીં. (૭૭) બ્રહ્માજીનાં વચનો સાંભળી યમરાજ પોતાની નગરીમાં પાછા ફર્યા. આ પ્રમાણે પરાશર ઋષિએ ભદ્રસેન રાજાને હકીકત જણાવી. (૭૮) પરાશરઋષિએ ભદ્રસેન રાજાને રાજપુત્રને અપમૃત્યુમાંથી બચાવવા માટે દસ હજાર રુદ્રસૂક્તથી શ્રીશંકર ભગવાનને અભિષેક કરવાની સલાહ આપી. (૭૯) તેવા રુદ્રસૂક્તના અનુષ્ઠાનથી તારો પુત્ર દસ હજાર વર્ષ

સુધી જીવંત રહી અમરનાથ ઈન્દ્ર જેવું અકંટક રાજ્ય ભોગવશે. (૮૦) તારો પુત્ર અખંડ અને અકંટક રાજવૈભવ ભોગવશે. (૮૧) માટે હે રાજા! તું સેંકડોની સંખ્યામાં યજ્ઞનિષ્ઠ, જ્ઞાની વિપ્રોને એકઠા કર. (૮૨) આવા વિદ્વાન અને જ્ઞાની વિપ્રો દ્વારા શંકર ભગવાનને રુદ્રસૂક્તથી અભિષેક કરતા રાજપુત્રનું આયુષ્ય વધશે અને તત્કાલ કલ્યાણ થશે. (૮૩) પરાશર ઋષિનાં વચનો સાંભળી ભદ્રસેન રાજાએ હર્ષાવેશમાં આવીને યજ્ઞની તૈયારી પૂર્ણ કરી. (૮૪) પરાશર ઋષિએ કરેલ સૂચન અનુસાર હજારો વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી (૮૫) સો કળશ ભરેલા શેરડીના રસથી વિધિપૂર્વક શંકર ભગવાનને અભિષેક કર્યો. (શેરડીના રસથી શંકર ભગવાનને અભિષેક કરવાથી અપમૃત્યુ દૂર થાય છે.) (૮૬) તે જ જળથી રાજપુત્રને પ્રતિદિન સ્નાન કરાવવામાં આવ્યું. આ રીતે શંકર આરાધનાના સાત દિવસ પૂરા થયા. (૮૭) સાત દિવસ પૂરા થતાં જ અકસ્માતે રાજપુત્ર મૂર્છા પામ્યો અને તેનું શરીર નિશ્ચેતન થયું. તે સમયે પરાશર ઋષિએ તેનું રક્ષણ કર્યું. (૮૮) એ જ સમય દરમ્યાન અચાનક અદશ્ય સૃષ્ટિમાં અવાજ સંભળાયો અને હાથમાં દંડધારી મહાપુરુષો દેખાવા લાગ્યા. (૮૯) ભયંકર દાઢવાળા, ભયભીત કરનાર યમદૂતો ત્યાં આવ્યા જ્યાં સમસ્ત વિપ્રો રુદ્રના મંત્રો જોરથી બોલતા હતા. (૯૦) મંત્રયુક્ત અક્ષત (ચોખા) વિપ્રોએ રાજપુત્ર ઉપર છાંટ્યા જેના થકી યમદૂતો રાજપુત્ર નજીક આવી શકતા ન હતા અને દૂર ઊભા

રહી આશ્ચર્યચકિત થઈ દૃષ્ટા બન્યા. (૯૧) યમદૂતો હાથમાં પાશ લઈ રાજપુત્ર ઉપર નાખવા જતા હતા તે સમયે શિવદૂતો હાથમાં દંડ લઈ યમદૂતોને મારવા લાગ્યા. (૯૨) યમદૂતો ભયભીત થઈ પલાયન થયા અને તેમની પાછળ શિવદૂતો પણ દોડ્યા, જેઓ વેદપુરુષરૂપ હતા. (૯૩) આ પ્રમાણે વિદ્વાન બ્રાહ્મણોએ રાજપુત્રનું યમદૂતોથી રક્ષણ કર્યું અને વેદમંત્રોથી આશીર્વાદ આપ્યા. (૯૪) તે જ સમય દરમ્યાન રાજપુત્ર ભાનમાં આવ્યો. તે જોઈને ભદ્રસેન રાજાને પુષ્કળ આનંદ થયો અને મોટા સમારંભનું આયોજન કર્યું. (૯૫) રાજાએ વિપ્રોનું પૂજન કર્યું, મિષ્ટાન્ન ભોજન કરાવ્યું, તાંબુલ સહિત દક્ષિણા આપી સર્વ વિપ્રોને સંતુષ્ટ કર્યા. (૯૬) ભદ્રસેન રાજાએ મોટા પાયે સભાનું આયોજન કર્યું અને વિપ્રવૃંદને યોગ્ય આસન આપી પરાશર ઋષિને સિંહાસન ઉપર બિરાજમાન કર્યા. (૯૭) રાજાએ રાણી તેમજ બાંધવો સહિત ભોજન કરીને રાજયસભામાં પ્રવેશ કર્યો. સર્વત્ર આનંદ વર્તાયો. (૯૮) તે જ સમય દરમ્યાન બ્રહ્માજીના પુત્ર નારદમુનિ સભામાં આવ્યા અને રાજાએ સામૈયું કરી તેમને નમસ્કાર કર્યા. (૯૯) વિવિધ ઉપચારોથી ભદ્રસેન રાજાએ નારદમુનિની પૂજા કરી સાષ્ટાંગ નમસ્કાર કરી, હાથ જોડી વિનંતીના સ્વરમાં કહ્યુંઃ (૧૦૦) રાજા નારદજીને કહે છે કે હે મહામુનિ! તમો ત્રણે લોકમાં વિચરણ કરો છો. કોઈ વિશેષ ઘટના બની હોય તો તેનું નિરુપણ કરો. (૧૦૧) નારદજી રાજાને કહે છે, હું કૈલાસમાં ગયો

હતો ત્યાં મેં અચરજભર્યું જોયું. (૧૦૨) યમરાજા તેમના દૂતો સહિત તારા પુત્રના પ્રાણ લેવા આવતા હતા. તે જ સમય દરમ્યાન શિવદૂતોએ યમદૂતોને નસાડી દીધા. (૧૦૩) યમદૂતો ભયથી પલાયન કરી યમરાજા પાસે જઈને કહેવા લાગ્યા કે અમને શિવદૂતો મારે છે. આથી પૃથ્વી ઉપર કેવી રીતે જવું? (૧૦૪) દૂતોની ફરિયાદ સાંભળી યમરાજ ક્રોધે ભરાઈને શંકર ભગવાન પાસે ગયા અને શંકર ભગવાનને ફરિયાદના સ્વરમાં કહે છે કે શિવદૂતોએ મારા નિરપરાધ દૂતોને કેમ માર્યા? (૧૦૫) નિજ કર્માનુસાર રાજપુત્ર મરણ પામ્યો. તેને લેવા જનાર યમદૂતોને શિવદૂતોએ કેમ માર્યા? (૧૦૬) તે સમયે શંકર ભગવાને ક્રોધે ભરાઈને કહ્યું, ભદ્રસેન રાજાના રાજપુત્રનું આયુષ્ય દસ હજાર વર્ષ છે. (૧૦૭) ચિત્રગુપ્તને ન પૂછતાં તેં તારા દૂતોને રાજપુત્રનો પ્રાણ લેવા કેમ મોકલ્યા? (૧૦૮) ચિત્રગુપ્તને બોલાવીને યમરાજાએ કેટલું આયુષ્ય બાકી છે એમ પૂછ્યું. (૧૦૯) ચિત્રગુપ્તને પૂછતાં તેમણે ચોપડો કાઢી જોયું જેમાં રાજપુત્રનું આયુષ્ય ૧૨ વર્ષનું લખેલું હતું. (૧૧૦) ત્યાં જ વધુમાં લખેલું હતું કે બીજા દસ હજાર વર્ષનું આયુષ્ય છે. તે વાંચીને યમરાજની શંકા નિર્મૂળ થઈ અને તેના દૂતોએ જે અવિવેક કર્યો હતો તે માટે શંકર ભગવાનની માફી માગી. (૧૧૧) વીરભદ્ર (શંકર ભગવાન)ને વંદન કરી યમ ભગવાન યમપુરીમાં પાછા ફરતા હું પણ ત્યાંથી તારી સભામાં સીધો આવ્યો છું એમ નારદજીએ કહ્યું. (૧૧૨) નારદજી વધુમાં


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહે છે કે રુદ્રજાપના પુણ્ય થકી મૃત્યુ ઉપર વિજય મેળવી તારા પુત્રનું આયુષ્ય પરાશર ગુરુની યોજનાથી વધ્યું છે. (૧૧૩) આ પ્રમાણે કહીને નારદજી ત્યાંથી જતા રહ્યા અને મહર્ષિ પરાશરે પણ રાજાની વિદાય લીધી. (૧૧૪) સમસ્ત બ્રાહ્મણો પણ પોતપોતાના સ્થાને ગયા. રાજાને અતિશય આનંદ થયો અને દીર્ઘકાળ સુધી રાજાએ પુત્ર પૌત્ર સહિત રાજ્ય ભોગવ્યું. (૧૧૫) માટે રુદ્રાધ્યાયયુક્ત અભિષેક શ્રીગુરુચરણો ઉપર કરતાં કાળ પણ ડરે છે. આમ શ્રીગુરુ દંપતીને કહે છે. (૧૧૬) શ્રીગુરુ પણ દંપતીને પ્રેમથી રુદ્રસૂક્તના મહિમાની કથા સવિસ્તર કહી રહ્યા છે. જે કથા સિદ્ધમુનિએ નામધારકને શ્રીગુરુચરિત્રમાં વર્ણવી છે. (૧૧૭) આ કારણથી જ શ્રીગુરુને રુદ્રસૂક્ત ઉપર બહુ જ પ્રીતિ છે. આથી જે ભક્તો રુદ્રાભિષેક કરી ગુરુપૂજન કરે એ પણ ગુરુને બહુ ગમે છે. (૧૧૮) આ પ્રમાણે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્ર વિસ્તારપૂર્વક કથન કરે છે, જેનું શ્રવણ કરતા દરેક ભક્ત ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરી ભવસાગર પાર કરે છે. (૧૧૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુ અંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક રુદ્રાધ્યાયમહિમાવર્ણન નામનો ચોત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૧૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

# અધ્યાય-૩૫



નળ-દમયંતીના વંશમાં જન્મેલો ચંદ્રાંગદ યમુનામાં ડૂબી ગયો. તેને નાગકન્યાઓ પાતાળલોકમાં તક્ષક નાગરાજ પાસે લઈ જાય છે.

# અધ્યાય-૩૫

## સીમંતિની આખ્યાન

**|| શ્રી ગણેશાય નમઃ || શ્રી સરસ્વત્યૈ નમઃ || શ્રી ગુરુભ્યો નમઃ ||**

નામધારક સિદ્ધમુનિને વિનવે છે, રુદ્રાધ્યાયનું માહાત્મ્ય વિસ્તારથી શ્રીગુરુએ દંપતીને કહ્યું તે અમને કહો. (૧) આગળ શું થયું તે જલદીથી વિસ્તારપૂર્વક કહો. કેમ કે ગુરુચરિત્ર સાંભળવા માટે મારું મન વ્યાકુળ થયું છે. (૨) સિદ્ધ કહે છે, સાંભળ! આગળ કથા અપૂર્વ છે. એ જ પતિવ્રતા શ્રીગુરુને વિનવે છેઃ (૩) શ્રીગુરુને હાથ જોડીને ભક્તિથી વિનવે છે કે અમને આગળ જતા કેવી ગતિ છે? અને કેવી રીતે રહેવું તે કહો. (૪) આપના ચરણોનું સ્મરણ રહે એવો એકાદ મંત્રનો ઉપદેશ અમને કરશો. (૫) શ્રીગુરુ એને કહે છે કે નારીને શું ઉપદેશ હોય? હર્ષથી પતિભક્તિ કરવી. બીજો કોઈ ઉપદેશ નારીઓને આપવો જોઈએ નહીં. (૬) સ્ત્રીને ઉપદેશ આપવાથી મંત્રને વિઘ્ન થાય છે. શુક્રાચાર્યને આવું વિઘ્ન આવેલું તે સાંભળ. (૭) શ્રીગુરુના વચન સાંભળીને વિપ્રસ્ત્રી શ્રીગુરુને હાથ જોડીને વિનવે છે કે શુક્રાચાર્યના સમયમાં મંત્ર શક્તિહીન કેમ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

થયો તે જણાવો. (૮) હે સ્વામી! શુક્રાચાર્યની કથા વિસ્તારથી કહો. એવી વિનંતી કરી સતી શ્રીગુરુના ચરણકમળોમાં પડી. (૯) શ્રીગુરુ પતિવ્રતાને કહે છે કે પૂર્વકથા સાંભળ. દેવ અને દૈત્યોમાં વારંવાર યુદ્ધ થતા હતા. (૧૦) યુદ્ધક્ષેત્રમાં દૈત્યો મૃત્યુ પામે ત્યારે શુક્રાચાર્ય સંજીવની વિદ્યાથી સમસ્ત સૈન્યને સજીવન કરી ફરીથી યુદ્ધ કરવા મોકલતા હતા. (૧૧) ઈન્દ્ર વજ્રથી મારે તો પણ શુક્રાચાર્ય સંજીવની મંત્રનો જાપ કરી રાક્ષસોને જીવતા કરતા હતા. (૧૨) આવું વારંવાર થતા ઈન્દ્રે એક દિવસ નિરાશ થઈ કૈલાસમાં જઈને શ્રીશિવને શુક્રાચાર્યના મંત્રસામાર્થ્યની વાત કરી. (૧૩) શ્રીશંકરને આ સાંભળી ક્રોધ આવ્યો અને નંદીને કહ્યું કે ઝડપથી શુક્રાચાર્યને પકડી લાવ. (૧૪) સ્વામીવચન સાંભળીને નંદી ગયો ત્યારે શુક્રાચાર્ય તપધ્યાનમાં હતા અને નંદી તેમને મુખેથી પકડીને લાવ્યો. (૧૫) શુક્રાચાર્યને ધ્યાનાવસ્થામાં નંદી શંકર પાસે લઈ ગયો તે જોઈ દૈત્યસમૂહમાં હાહાકાર થયો. જેમ અગસ્ત્ય ઋષિ સમુદ્રને પી ગયા તે જ રીતે શંકર ભગવાન શુક્રાચાર્યને ગળી ગયા. (૧૬) આવી રીતે કેટલાય દિવસ શુક્રાચાર્ય શિવજીના ઉદરમાં હતા. પછી તે મૂત્રદ્વારથી બહાર નીકળી ગયા ત્યારે શ્રીશંકર આ વાત ભૂલી ગયા હતા. (૧૭) પહેલા શુક્રાચાર્ય નામ હતું. પછી ઈશ્વરઉદરથી ઉદ્‌ભવ થયો ત્યારે ભાર્ગવ નામ પ્રાપ્ત થયું અને ફરી સંજીવની મંત્રનો જાપ કરતો થયો. (૧૮) ઈન્દ્ર મનમાં વિચારે છે અને પુરોહિતને બોલાવીને પૂછે છે કે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શુક્ર દૈત્યો માટે સંજીવની મંત્ર કેવી રીતે કરે છે? (૧૯) આમાં વિઘ્ન કરવા માટે તું વિવેકી પુરોહિત છે. બુદ્ધિથી વિચાર કરીને હે બૃહસ્પતિ (દેવોના ગુરુ)! તું વિચારીને કહે. (૨૦) જુઓ, દૈત્યોનું કેવું નસીબ છે! શુક્રાચાર્ય જેવો ગુરુ મૃત દૈત્યોને જીવનદાન આપે છે. જેથી તે જ દૈત્યો યુદ્ધ માટે ફરીથી આવે છે. (૨૧) તું અમારા માટે એવો નથી. અમારી ઉપેક્ષા કેમ કરે છે? તું દેવગુરુ કહેવાય છે. એટલે ચતુરાઈપૂર્વક શીઘ્ર વિચાર કરી યોજના બનાવ. (૨૨) સમસ્ત દેવોમાં તું પૂજ્ય છે અને જો અમારી ઉપર કૃપા કરીશ તો શુક્રાચાર્ય શું વિશેષ છે! જે તારા સમાન નથી એ જાણ. (૨૩) આવી રીતે દેવોના રાજા ઈન્દ્રે વિવિધ ઉપચારોથી પૂજા કરી ત્યારે બૃહસ્પતિ સંતોષ પામ્યા. (૨૪) બૃહસ્પતિ ઈન્દ્રને કહે છે કે એવો ઉપાય કર કે મંત્ર ત્રણ વ્યક્તિ (અર્થાત્ ષટ્કર્ણ) સાંભળે તો શુક્રાચાર્યનું સામર્થ્ય લુપ્ત થશે. (૨૫) કોઈકને શુક્રાચાર્ય પાસે કપટવેશથી વિદ્યાર્થી તરીકે મોકલશો જે મંત્ર શીખશે. આથી મંત્ર ષટ્કર્ણ થશે અને શુક્રાચાર્યની શક્તિમાં વિઘ્ન આવશે. (૨૬) મારો પુત્ર કચ છે. એને વિદ્યાભ્યાસ માટે શુક્રાચાર્ય પાસે મોકલીશ. એ મંત્ર શીખી લાવશે એવું નક્કી કર્યું. (૨૭) બૃહસ્પતિ કચને પ્રેમથી કહે છે કે તારે વિદ્યાર્થીરૂપ ધારણ કરીને શુક્રાચાર્ય પાસે જવું. (૨૮) ત્યાં અમારી નિંદા કરવી અને શુક્રાચાર્યની સેવા મનોભાવથી કરવી અને કોઈ પણ પ્રકારે સંજીવની મંત્ર શીખીને પાછો આવ. (૨૯)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પિતાની તેમજ ઈન્દ્રાદિ સમસ્ત દેવોની આજ્ઞા લઈને કચ વિદ્યાર્થીરૂપ ધરીને શુક્રાચાર્ય પાસે ગયો. (૩૦) કચ સાષ્ટાંગ નમન કરીને નમ્રપણે ઊભો રહ્યો ત્યારે શુક્રાચાર્ય ઝડપથી પૂછે છે કે તું કોણ છે? અને ક્યાંથી આવ્યો? (૩૧) કચ બોલ્યો કે હું બ્રાહ્મણકુમાર છું. તમારી મહાન ઝળહળતી કીર્તિ સાંભળી વિદ્યાભ્યાસ માટે તમારી પાસે આવ્યો છું. (૩૨) તું ભક્તવત્સલ શિરોમણી અને અનાથોનો પ્રતિપાલક હોઈ આપના ચરણોમાં સેવક થઈને આવ્યો છું. (૩૩) આવા કરુણ વચનોથી કચ શુક્રાચાર્યને વિનવે છે ત્યારે શુક્રાચાર્યની કન્યા દેવયાની પિતા પાસે ઉભેલી હતી તે પિતાને કરુણા કરી વિનવે છે. (૩૪) શુક્રાચાર્યને એમની પુત્રી દેવયાની કહે છે કે બાહ્મણ ભલો દેખાય છે, એને શિષ્ય તરીકે સ્વીકારીને વિદ્યાભ્યાસ કરાવો. (૩૫) કચ દેખાવમાં સુંદર, સુલક્ષણ, મદન જેવો સ્વરૂપવાન દેખાતો હોવાથી દેવયાની મનમાં વિચાર કરતી હતી કે આવો જ પતિ મને મળવો જોઈએ. (૩૬) એવી ઈચ્છા મનમાં ધરીને દેવયાની પિતાને વિનવે છે અને કૃપા કરીને શુક્રાચાર્ય ગુણવાન કચને શિષ્ય તરીકે સ્વીકારે છે. (૩૭) કચ વિદ્યાભ્યાસ કરતો હતો તે જાણી દૈત્યકુળ દુઃખી થયું અને દેવગુરુનો પુત્ર કપટવેશ ધારણ કરી સંજીવની વિદ્યા શીખવા આવ્યો છે તેમ જાણ્યું. (૩૮) દૈત્યો મનમાં ચિંતા કરવા લાગ્યા કે વિદ્યા શીખીને જશે અને દેવોને શીખવાડશે ત્યારે અમને નુકસાન થશે. (૩૯) આ રીતે સમય વ્યતીત થતો હતો

ત્યારે કચને સમિધા લેવા ગુરુએ જંગલમાં મોકલ્યો ત્યારે દૈત્યો એની મદદ માટે સાથે ગયા. (૪૦) જંગલમાં જઈને દૈત્યોએ કચને કપટથી મારી નાખ્યો અને પોતે સમિધા લઈને એકલા ઘરે આવ્યા. (૪૧) શુક્રાચાર્યની કન્યા દેવયાની પિતાને વિનવે છે કે કચ દેખાતો નથી, તે ક્યાં છે? એને લઈ આવો. (૪૨) કચના આવ્યા વિના હું ભોજન કરીશ નહીં. એવો કઠોર નિશ્ચય સાંભળતા જ શુક્રાચાર્યને ચિંતા થઈ. (૪૩) ધ્યાનમાં જોતાં જ શુક્રાચાર્યને ખબર પડી કે કચ મૃત્યુ પામ્યો છે ત્યારે સંજીવની મંત્રથી એને જીવંત કરી ત્વરિત ઘરમાં લઈ આવ્યા. (૪૪) તે પછી ઘણા દિવસો પસાર થયા. દૈત્યોએ દ્વેષપૂર્વક કચ જ્યારે વનમાં ગયો હતો ત્યારે ફરીથી તેનો વધ કર્યો. (૪૫) પછીથી કચ બચી જશે એમ માનીને એનું ચૂર્ણ કરીને દશે દિશામાં નાખીને દૈત્યો પાછા ઘરે આવ્યા. (૪૬) સૂર્યાસ્ત થયો ત્યારે દેવયાની પૂછે છે કે કચ કેમ દેખાતો નથી? ત્યારે પિતાને વિનવવા લાગી. (૪૭) દેવયાની પિતાને કહે છે કે કચ મારો પ્રાણસખા છે. એ નહીં આવે તો હું ઝેર ખાઈ લઈશ. મને એનું મુખ બતાડો એમ કહીને શોક કરવા લાગી. (૪૮) શુક્રાચાર્યને કન્યા ઉપર બહુ જ પ્રેમ હતો. ત્યારે શુક્રાચાર્યે જ્ઞાનથી જોતાં જ કચ છિન્નભિન્ન થયેલો છે એવું જાણીને સંજીવની મંત્રનો જાપ કર્યો. (૪૯) આ મંત્રના સામર્થ્યથી કચ જીવિત થઈ ત્વરિત ઘરે પાછો આવ્યો અને દેવયાનીને સંતોષ થયો અને પિતાએ કન્યાને આલિંગન આપ્યું. (૫૦)

દૈત્યશિષ્યો વિચાર કરે છે કે કોઈ પણ કારણથી આ મરતો નથી. કેમ કે ગુરુને કન્યા ઉપર પ્રેમ છે. માટે એ કચને બચાવે છે. (૫૧) હવે એક ઉપાય કરીશું. આવતીકાલે એકાદશી છે. કાલે કચને મારીને એને પાણી સાથે મેળવીશું અને એ પાણી ગુરુને પીવડાવીશું. (૫૨) આવી ગોઠવણ કરીને એકાદશીના દિવસે કચને બહાર લઈ જઈને દૈત્ય શિષ્યોએ કચને મારી નાખ્યો. (૫૩) મદ્યમાં સમરસ કરીને કચની ભસ્મને એમાં મેળવી અને એકરસ કરીને શુક્રાચાર્યગુરુને તે મદ્યપાન કરવા માટે આપ્યું. (૫૪) કચ ન દેખાતા પાછળથી દેવયાની પિતાને વિનવીને કહે છે કે મારો સખા લઈ આવ. એમ કહીને રુદન કરવા લાગી. (૫૫) આથી શુક્રાચાર્ય ધ્યાનથી જુએ છે તો કચ ત્રિભુવનમાં ક્યાંય દેખાતો નથી. આથી દેવયાનીને અતિ દુઃખ થાય છે. અને શુક્રાચાર્યને કન્યા પ્રત્યે અત્યંત મોહ હોય છે. (૫૬) આથી બધા ઠેકાણે તપાસ કરતા કચ શુક્રાચાર્યને પોતાના જ દેહમાં દેખાયો. તેથી શુક્રાચાર્યને સંદેહ થયો. હવે શું કરું? એવું વિચારવા લાગ્યા. (૫૭) શુક્રાચાર્ય કન્યાને કહે છે કે કચ હવે જીવતો નહીં થાય. એ મારા ઉદરમાં છે એથી હું એને કેવી રીતે બહાર કાઢું? (૫૮) કચને બહાર કાઢતાં જ મારું મૃત્યુ થશે. તારી ઈચ્છા શું છે? એમ કન્યાને પૂછે છે. (૫૯) દેવયાની પિતાને વિનવે છે કે મારા મનમાં ઈચ્છા હતી કે હું કચની પત્ની થઈશ અને અમે બંને જણ તારી પાસે રહીશું. (૬૦) મેં મનમાં જ સંકલ્પ

કર્યો હતો કે કચ જ મારો પતિ છે અને જો એને ન લાવી શકાય તો હું મારા પ્રાણ ત્યાગ કરીશ એવું દેવયાની પિતાને કહે છે. (૬૧) શુક્રાચાર્યને ચિંતા થઈ અને એ પુત્રીને કહેવા લાગ્યા કે કચને જીવતો કરવા જતા મારું મૃત્યુ થશે. (૬૨) દેવયાની પિતાને કહે છે કે તું સમસ્ત મરેલાઓને જીવતા કરે છે અને તું મને પોતાનો પ્રાણ જશે એવું કહે છે! તે સાંભળી મને અતિ આશ્ચર્ય થાય છે. (૬૩) શુક્રાચાર્ય દેવયાનીને કહે છે કે સંજીવની મંત્ર મારા સિવાય કોઈ જાણતું નથી તો મને કોણ જીવંત કરશે. (૬૪) મંત્ર કોઈને પણ કહેવાય નહીં. તે ષટ્કર્ણ (છ કાન) થતા જ તેનો ગુણ જતો રહે છે. કચ માટે મારા પ્રાણ જશે એવું શુક્રાચાર્ય કહે છે. (૬૫) દેવયાની પિતાના ચરણે પડી અને હાથ જોડીને વિનવે છે કે મને મંત્ર શીખવાડો. (૬૬) હે પિતા! તું મંત્ર ભણીને કચને જીવાડીશ અને કચ તારું પેટ ફાડીને બહાર આવતા તારું મૃત્યુ થશે ત્યારે હું મંત્રથી તમને જીવાડીશ. એવું કહીને ચરણે પડી. (૬૭) શુક્રાચાર્ય પુત્રીને કહે છે કે સ્ત્રીઓને મંત્ર કહેવો નહીં. એમ કરતાં અનેક દોષો થાય છે. એવું વેદશાસ્ત્રોમાં કહેલું છે. (૬૮) સ્ત્રીઓનો મંત્ર પતિભક્તિ છે. જેથી તને મંત્રની દીક્ષા આપતા મને દોષ લાગશે અને મંત્રનું સામર્થ્ય લુપ્ત થશે. જેથી સ્ત્રીઓએ મંત્ર જપવો નહીં. (૬૯) શુક્રાચાર્યને દેવયાની કહે છે કે હું પ્રાણત્યાગ કરીશ પછી ભલે તમે સુખેથી મંત્ર જપતા રહેજો! એમ કહીને મૂર્છા પામી. (૭૦) શુક્રાચાર્યને પુત્રી

ઉપર અનહદ પ્રેમ હતો. તેથી એને ઉઠાડીને આલિંગન આપીને સંજીવની મંત્રનો ઉપદેશ આપે છે. (૭૧) શુક્રાચાર્યના પેટમાં કચ હતો અને એ પણ આ મંત્ર સાંભળે છે. ત્યારે મંત્ર ષટ્કર્ણ થયો પછી કચ માટે આ મંત્ર જપવામાં આવે છે. (૭૨) શુક્રાચાર્યના પેટમાંથી પેટ ફાડીને કચ બહાર નીકળ્યો, પછી દેવયાનીએ મંત્રનો જાપ કરી પિતાને જીવિત કર્યા. (૭૩) ત્રણ વખત મંત્રજાપ થતાં કચને મંત્ર મોઢે થાય છે. જેથી કચના મનમાં સંતોષ થાય છે કે જે કાર્ય માટે તે આવેલો તે કાર્ય સંપન્ન થયું છે. (૭૪) શુક્રાચાર્યને નમન કરીને હાથ જોડીને કચ વિનવે છે કે દૈત્યના દ્વેષથી હું વારંવાર મૃત્યુ પામું છું. માટે મને જવા માટે આજ્ઞા આપો. (૭૫) આપની કૃપાથી હું વિદ્યા ભણ્યો, મનમાં જે ઈચ્છા હતી એ પૂરી થઈ. એવું કહીને કચ શુક્રાચાર્યના ચરણે પડ્યો. (૭૬) શુક્રાચાર્યે હસીને સંતોષ પામીને આજ્ઞા આપી. પણ દેવયાની પાલવ ધરીને કચને કહે છે કે મારા પતિ થાવ. (૭૭) તને સકળ દૈત્યોએ મારેલો પણ મેં જીવંત કર્યો છે અને મારા પિતા પાસેથી વિદ્યા શીખ્યો છે માટે મને અવશ્ય પરણજે. (૭૮) કચ કહે છે કે હે કન્યા! ગુરુપુત્રી ભગિની કહેવાય છે. અને તેં મને બચાવેલો. તેથી મારી માતા થાય છે. એવું શાસ્ત્રો કહે છે. (૭૯) તને પરણવાથી સમસ્ત ઋષિઓ દોષ આપશે. કેમ કે તું મારી બહેન થઈ છો. એમ કહીને કચ દેવયાનીની વિનંતીનો અસ્વીકાર કરે છે. (૮૦) આ સાંભળતાં જ દેવયાની

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કોપાયમાન થઈ અને તે જ ક્ષણે એણે શાપ આપ્યો કે મારા પિતા પાસેથી શીખેલી સંજીવની વિદ્યા વૃથા થશે અને બધું જ તું ભૂલી જઈશ. (૮૧) મારા મનની આશા તેં પૂરી નથી કરી. માટે તને વિદ્યા સહેજ પણ નહીં આવે. એવું કહીને દેવયાની શાપ આપે છે. (૮૨) કચ એને કહે છે કે મને વ્યર્થ, વિના કારણે શાપ આપ્યો છે, આથી બ્રાહ્મણ સિવાયનો કોઈ પુરુષ તારો પતિ થશે. (૮૩) તારા પિતા બ્રહ્મજ્ઞાની છે. એ સંજીવની મંત્ર જાણે છે, પણ તને શીખવવાથી એ મંત્ર ભવિષ્યમાં ફળદાયક નહીં રહે. (૮૪) આવો શાપ આપીને કચ નીકળી ગયો. ઈન્દ્રભુવનમાં દેવતાઓને સંતોષ થયો. કેમ કે હવે મૃત્યુ પામેલા દૈત્યો જીવતા નહીં થાય. (૮૫) શ્રીગુરુ કહે છે કે શુક્રાચાર્યનો સંજીવની મંત્ર શક્તિહીન થતા કામમાં આવ્યો નહીં. તેથી સ્ત્રીઓને મંત્ર કહેવો નહીં. (૮૬) સ્ત્રીના માટે પતિસેવા એ જ કર્તવ્ય છે. તેથી મંત્ર ન અપાય. પરંતુ સ્ત્રીએ ગુરુ કે પતિની આજ્ઞાથી વ્રત અને ઉપવાસ કરવા. (૮૭) સાવિત્રી શ્રીગુરુને વિનવે છે કે મેં ઘણા વ્રતોનું આચરણ કર્યું છે. હવે તમારી આજ્ઞાથી એકાદ વ્રત કહેશો. (૮૮) હે ગુરુ! તું વિશ્વનો તારક છે. તારા સિવાય બીજાને હું જાણતી નથી. તું જ અમારો તારણહાર છો. અને તારી ચરણસેવા એ જ મારું વ્રત છે. (૮૯) હે મુનિ! તારા ચરણોમાં ભક્તિ રહે એવી આજ્ઞા આપો. એમ કહીને ચરણે પડીને કહેવા લાગી કે કૃપા કરો. (૯૦) શ્રીગુરુ વિપ્રસ્ત્રીને





દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહે છે કે એવું વ્રત તને કહીશ જેથી તારું સૌભાગ્ય સ્થિર રહેશે અને તારો પતિ રાજા થશે. (૯૧) વિપ્રદંપતી શ્રીગુરુને વિનવે છે કે તમારી આજ્ઞાથી જે કહેશો તે મુજબ કરીશું. (૯૨) જે કોઈ ગુરુની આજ્ઞા સ્વીકારે નહીં એ રૌરવ નામના ઘોર નરકમાં પડે છે. માટે તારી આજ્ઞા અમને તારશે. એમ કહીને શ્રીગુરુનાં ચરણે પડ્યા. (૯૩) ભક્તવત્સલ શ્રીગુરુ અતિ પ્રેમથી કહેવા લાગ્યા કે વિશ્વમાં તારવા માટે એક સમર્થ વ્રત છે. એ તને કહું છું. (૯૪) શ્રીગુરુ અતિ સ્નેહથી કહે છે; તે દંપતી અતિ પ્રેમથી સાંભળે છે. (૯૫) શ્રીગુરુ દંપતીને કહે છે કે પુરાતનકાળથી ચાલતું આવેલું વ્રત તમને કહું છું. અનેક ઋષિઓએ સૂતમુનિને શ્રેષ્ઠવ્રત અંગે પૂછતા તેઓ વ્રત અંગે કહે છે. (૯૬) સૂત ઋષિશ્વરને કહે છે કે હે ઋષિશ્વરો! સાંભળો. એક મનોહર વ્રત કહું છું. જે સ્ત્રી પુરુષને માટે લાભદાયક છે. (૯૭) હંમેશાં આનંદમાં સ્થિત શાંત, નિર્વિકલ્પ, નિર્દોષ એવી ઈશ્વરની આરાધના કરવાથી ભક્તોના સર્વ મનોરથ પૂરા થાય છે. (અર્થાત્ ઈચ્છિત ફળ મેળવે છે.) (૯૮) સંસારમાં લક્ષ્ય નહીં રાખનારા વિરક્ત અથવા સંસારમાં રચ્યાપચ્યા રહેનારા, વિષયાતુર આસક્ત જે આ વ્રત કરે છે એમની ઉપર પણ ઈશ્વર પ્રસન્ન થાય છે. (૯૯) સંસારરૂપી માયાસાગરમાં સમસ્ત લોક ડૂબે છે. તેમાંથી એકાદ જ શ્રીગુરુભક્ત શિવવ્રતનું આચરણ કરે છે. (૧૦૦) તે વ્રત (શિવવ્રત)થી ભક્ત ભવસાગર પાર કરશે અને સ્વર્ગ કે મોક્ષનો


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અધિકાર પ્રાપ્ત થશે એવું વેદશાસ્ત્રો કહે છે. (૧૦૧) ભક્તોને સુખ સમૃદ્ધિ આપનાર એક વિશેષ વ્રત સોમવારનું છે. તે દિવસે ઈશ્વરની પૂજા કરવાથી બધા જ મનોરથો પૂરા થાય છે. (૧૦૨) સોમવારના દિવસે ઉપવાસ કરી રાત્રે ઈન્દ્રિયનિગ્રહ કરી ભોજન કરવું. દરેકના અધિકાર અનુરૂપ વૈદિક કે પૌરાણિક માર્ગે વિધિપૂર્વક શંકર ભગવાનની પૂજા કરવી. (૧૦૩) ગૃહસ્થ, બ્રહ્મચારી, સુહાસિની, કુમારીકન્યા અથવા પતિવિહીન વિધવાએ પણ આ વ્રત કરવું જોઈએ. (૧૦૪) આ અંગે એક પૂર્વાખ્યાન છે. કહેવામાં અતિ ગહન છે. તેથી હે ઋષિ અને અન્યજનો! બધા મળીને એકચિત્તે સાંભળો. (૧૦૫) સ્કંદપુરાણની આ કથા છે. જે સાંભળતા જ સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આર્યાવર્તમાં પુરાતનકાળમાં એક રાજા હતો. (૧૦૬) તે રાજાનું નામ ચિત્રવર્મા હતું. પોતે ધર્માત્મા હતો અને ધર્મમાર્ગનું આચરણ આનંદથી કરતો હતો અને અધર્મી લોકોને શિક્ષા કરતો હતો. (૧૦૭) આ રાજાએ ઘણું પુણ્ય કરેલું, ઘણી સંપત્તિ મેળવેલી તેમજ સર્વ શત્રુઓને જીતેલા. એવો એ મશહૂર અને પરાક્રમી રાજા હતો. (૧૦૮) પત્ની સાથે ધર્માચરણ કરતા ચિત્રવર્મા રાજા ધર્માનુસાર, પુત્રની ઈચ્છાથી શિવનું પૂજન કરતા હતા. ઘણા વર્ષો વીતી ગયા પછી તેમને એક કન્યા થઈ હતી. (૧૦૯) એ કન્યા અતિ સુંદર અને સુલક્ષણી હતી. સૂર્યકિરણના જેવી તેજસ્વી અને અતિ લાવણ્યવાન તેમજ સ્વરૂપવાન હતી. (૧૧૦) કન્યાનું ભવિષ્ય જાણવા

માટે એનો જન્મ થયા પછી જ્યોતિષીઓ અને બ્રાહ્મણોને બોલાવાયેલા અને તેમણે જે ભવિષ્ય કહેલું તે સાંભળો. (૧૧૧) બ્રાહ્મણો કહેવા લાગ્યા કે કન્યા સુલક્ષણી છે. તેની પવિત્રતા ઉમા જેવી અને રૂપ દમયંતી જેવું છે. એનું નામ સીમંતિની રાખો. (૧૧૨) કન્યાની ભાગીરથી જેવી કીર્તિ છે, જ્યારે લક્ષ્મી જેવા ગુણો છે એ જાણો. જ્ઞાનમાં સાવિત્રી જેવી છે અને જાનકી જેટલી પતિવ્રતા છે. (૧૧૩) એની કાંતિ સૂર્ય જેવી થશે, જ્યારે મનની શાંતિ ચંદ્ર જેવી હશે અને પતિની સાથે ૧૦૦૦૦ વર્ષ રાજય કરશે. (૧૧૪) કન્યાનું આવું ભવિષ્ય જાણતા જ રાજાને અતિ હર્ષ થયો અને બ્રાહ્મણોને આનંદથી ઘણું દાન આપ્યું. (૧૧૫) રાજા સભામાં હતો ત્યારે એક દ્વિજ ભય રાખ્યા વિના બોલવા લાગ્યોઃ (૧૧૬) હે રાજા! મારું વચન સાંભળ. હું કન્યાનું ભવિષ્ય કહું છું કે તારી કન્યા ચૌદમા વર્ષે વિધવા થશે. (૧૧૭) એવું વચન સાંભળીને રાજાને મૂર્છા આવી અને બ્રાહ્મણનાં વચન સાંભળ્યા પછી મનમાં બહુ ચિંતા કરવા લાગ્યો. (૧૧૮) આવું કહીને બ્રાહ્મણ એ જ ક્ષણે નીકળી ગયો. આ સાંભળીને રાજાનું અંતઃકરણ દુઃખી થયું હતું. પરંતુ સર્વ ઈશ્વરાધીન છે તેમ સમજીને મનને મનાવ્યું. (૧૧૯) આવી રીતે બાલ્યાવસ્થા વીતતા સીમંતીની સાત વર્ષની થઈ તેથી માતા પિતાને ચિંતા થઈ કે આનો વિવાહ કેવી રીતે કરીશું? (૧૨૦) ચૌદમા વર્ષે વૈધવ્ય આવશે એવું બ્રાહ્મણે કહ્યું હતું. તેથી રાજા અને રાણીનું

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અંતઃકરણ વ્યાકુળ થયું. (૧૨૧) કન્યા સખીઓ સાથે મહેલના આંગણામાં રમતી હતી ત્યારે એણે એ વચન કે "ચૌદમા વર્ષે વૈધવ્ય આવવાનું છે" તે સાંભળ્યું. (૧૨૨) આ વચન સાંભળીને કન્યા ચિંતા કરતી હતી ત્યારે એક દિવસ એમના ઘરે એક ઋષિપત્ની આવી. (૧૨૩) આ સ્ત્રીનું નામ મૈત્રાયણી હતું. જે યાજ્ઞવલ્ક્ય ઋષિની પત્ની હતી. એ ઋષિપત્ની ઘરમાં આવી ત્યારે સીમંતિની એના ચરણે પડી. (૧૨૪) સાષ્ટાંગ નમન કરીને હાથ જોડીને કરુણ વચનોથી વિનવવા લાગી કે હે માતા! મારું રક્ષણ કરો. (૧૨૫) સૌભાગ્ય સ્થિર રહે એવો ઉપાય મારી ઉપર દયા કરીને કહો. કારણ કે મારું અંતઃકરણ ચંચળ છે, એમ કહીને ચરણે પડી. (૧૨૬) કન્યાના આવા વચનો સાંભળીને ઋષિપત્ની કહે છે કે ઉમારમણ (શંકર)ને શરણે જા. તેથી તારું સૌભાગ્ય સ્થિર રહેશે. (૧૨૭) કન્યા વિનવે છે કે તું મારી જનની જેવી છે. મને કહે કે વ્રતનું આચરણ કેવી રીતે કરાય? (૧૨૮) વિપ્રસ્ત્રી સીમંતિનીને કહે છે કે સાંભળ. સોમવારનું વ્રત કરવું અને એ દિવસે ઉપવાસ કરીને શિવની પૂજા કરવી. (૧૨૯) સારી રીતે સ્નાન કરીને, શુદ્ધ દિવ્ય વસ્ત્ર પરિધાન કરીને, મન સ્થિર કરીને ગૌરીહર (શંકર-પાર્વતી)ની પૂજા કરજે. (૧૩૦) **શિવજીને અભિષેક કરવાથી પાપનો ક્ષય થાય છે. શિવલિંગની પૂજા કરવાથી સામ્રાજ્ય મળે છે. ગંધાક્ષત અને પુષ્પમાળા ચડાવવાથી અખંડ સૌભાગ્યનું સુખ પ્રાપ્ત થાય છે. (૧૩૧) ધૂપદાનથી સુગંધી**

**ફેલાય છે અને દીપદાનથી તેજસ્વી કાંતિ પ્રાપ્ત થાય છે. વિવિધ પ્રકારના નૈવેદ્ય અર્પણ કરવાથી ભોગો પ્રાપ્ત થાય છે. જ્યારે તાંબૂલદાનથી લક્ષ્મી સ્થિર થાય છે. (૧૩૨) આઠે ઐશ્વર્ય ઈશ્વરજપ કરવાથી પ્રાપ્ત થાય છે. અને નમન કરતા જ ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૧૩૩) હોમ કરવાથી ભંડાર ભરપૂર રહે છે. સ્તવન કરવાથી સમૃદ્ધિ આવે છે. અને બ્રાહ્મણભોજન કરાવવાથી સર્વ દેવ તૃપ્ત થાય છે. (૧૩૪)** હે કન્યા! તું ભયગ્રસ્ત છે. એથી તું સોમવારનું વ્રત કર. તેથી તારા મહાક્લેશ અને પાપ દૂર થશે. (૧૩૫) ગૌરીહરની પૂજા કરતા જ સમસ્ત પાપ નષ્ટ થાય છે. આ સાંભળીને સીમંતિનીએ ત્વરિત એ વ્રતનો અંગીકાર કર્યો. (૧૩૬) સોમવારનું વ્રત સીમંતિની ત્વરિત આચરે છે, ત્યારે કન્યાની વિવાહયોગ્ય ઉંમરનો વિચાર કરતા પિતાને ચિંતા થાય છે. (૧૩૭) રાજા મનમાં વિચારે છે કે કન્યાનો વિવાહ કરવો. જેવું તેનું નસીબ હશે તેવું થશે. (૧૩૮) ચિત્રવર્મા રાજાએ મંત્રીઓને કન્યા માટે વર શોધવા જુદા જુદા દેશોમાં મોકલ્યા ત્યારે નળ દમયંતી વંશનો ઈન્દ્રસેનનો કુમાર હતો. (૧૩૯) નળ-દમયંતી વંશમાં ઈન્દ્રસેન રાજાનો રાજપુત્ર ચંદ્રાગદ ચંદ્ર જેવો તેજસ્વી હતો. તેને સીમંતિનીના વર તરીકે યોગ્ય માની ધામધૂમથી રાજાએ કન્યાદાન કર્યું. (૧૪૦) આ લગ્નમાં અનેક રાજાઓ અને સમસ્ત માંડલિકો વિવાહ માટે આવ્યા હતા ત્યારે મોટો ઉત્સવ થયો. (૧૪૧) લગ્નપ્રસંગે રાજાએ વેવાઈ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પક્ષના સમસ્ત જનોને, વિપ્રોને દ્રવ્ય અલંકાર આપી સંતુષ્ટ કર્યા. (૧૪૨) બીજા લોકોને વિદાય આપી. કન્યા ઉપર વિશેષ સ્નેહ હોવાથી કન્યા સહિત જમાઈને વધુ સમય માટે રોક્યા. (૧૪૩) રાજપુત્ર ચંદ્રાંગદ સીમંતિની સાથે જળક્રીડા માટે યમુનાનદીમાં ગયા. (૧૪૪) યમુનાનદીમાં રાજપુત્ર રાજાના રસાલા સાથે ગયો અને આનંદથી જળક્રીડા કરવા લાગ્યો. (૧૪૫) રાજપુત્ર નદીમાં સર્વ લોકો સાથે વિનોદથી તરતો હતો અને અતિહર્ષથી જળક્રીડા કરતો હતો. (૧૪૬) રાજકુમાર ચંદ્રાંગદ તરતો હતો ત્યાં જ નદીની વચ્ચોવચ ડૂબી ગયો. જેથી બધા જ લોકોને બહુ દુઃખ થયું અને કહેવા લાગ્યા કે બચાવો, બચાવો. (૧૪૭) આ રસાલામાં સૈનિકો તેમજ પ્રબળ નાવડીયાઓ હતા. એમણે પાણીમાં તપાસ કરી તો પણ રાજપુત્ર જડ્યો નહીં. (૧૪૮) બંને તીરે સૈન્ય હતું જે શોધખોળમાં નિરાશ થઈને રાજધાનીમાં ગયું. સમગ્ર વૃત્તાંત કહીને કહ્યું કે તમારો જમાઈ ડૂબી ગયો છે. (૧૪૯) યમુનાના ધરામાં મિત્રો સાથે તરતો હતો અને અચાનક અદૃશ્ય થયો અને નદીમાં ડૂબી ગયો પરંતુ દેખાતો નથી. (૧૫૦) આ સાંભળીને રાજા ચિત્રવર્માને મૂર્છા આવી અને તે ધરતી ઉપર પડ્યો અને સીમંતિનીએ પણ આ અશુભ વાત સાંભળતા જ પોતાનો પ્રાણ ત્યાગવાનો વિચાર કર્યો. (૧૫૧) રાજા સીમંતિનીને સમજાવવા દોડતો ગયો ત્યારે રાણી પણ અતિશય શોક કરતી હતી અને પુત્રી પણ અતિશય શોક કરવા લાગી. (૧૫૨) સીમંતિની શોક

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરતા કરતા શ્રીત્રિપુરાંતક (શંકર) ભગવાનને કહેવા લાગી કે “હે ઈશ્વર! હું તારા શરણે આવી હતી તો હવે મરણ કેવી રીતે આવ્યું?” (૧૫૩) ચૌદમા વર્ષે મૃત્યુ આવશે (વિધવા થઈશ) એવું જાણીને તારા શરણે આવેલી તે સમયે ગૌરીપૂજન અને સોમવારનું વ્રત કરેલું તે પણ વૃથા (વ્યર્થ) ગયું છે! (૧૫૪) હે નીલકંઠ શંકર! તું બધા લોકોને અઢળક સુખ આપે છે. પણ તેં મારી જ ઉપેક્ષા કરી છે! આ તો તારી જ અપકીર્તિ છે. માટે શરણાગતનું રક્ષણ કર, રક્ષણ કર. (૧૫૫) શ્રીગુરુનું સ્મરણ કરીને યાજ્ઞવલ્ક્યની પત્નીએ અમને વ્રત કરવાનું કહેલું. તેમજ તેથી સૌભાગ્ય રહેશે એમ પણ જણાવેલું. (૧૫૬) મૈત્રેયીના શબ્દો સાંભળીને શિવભવાનીની પૂજા કરી હતી જે હવે મારા મંતવ્ય મુજબ નિષ્ફળ ગઈ હોય એવું લાગે છે. એવું કહીને સીમંતિની શિવને વિનવે છે. (૧૫૭) આવી રીતે દુઃખથી પ્રલાપ કરતી સીમંતિની યમુનાપ્રવેશ કરીશ એમ કહીને યમુનાતીરે જવા વેગથી દોડી. (૧૫૮) આ જોઈને પિતા દોડીને પુત્રીને પકડીને રોકે છે અને કન્યાને આલિંગન આપીને અત્યંત દુઃખ (શોક) કરે છે. (૧૫૯) આ જોઈ સમસ્ત મંત્રી, પુરોહિત અને સમગ્ર સૈન્ય દુઃખ કરવા લાગ્યા અને નાવડીઓને બોલાવી કહે છે કે યમુનામાં ચંદ્રાંગદની શોધ કરો. (૧૬૦) સમસ્ત યમુનામાં શોધવા છતાં કોઈ પણ રીતે ચંદ્રાંગદ દેખાતો નથી. ત્યારે સીમંતિની શોક કરે છે અને રાજા તેને આશ્વાસન આપે છે. (૧૬૧) રાજકુમારના સેવકો બહુ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દુઃખી થઈને ઈન્દ્રસેન રાજાને આ ઘટના કહેવા માટે ગયા. (૧૬૨) ઈન્દ્રસેન રાજા આ સાંભળીને અતિગહન દુઃખ કરવા લાગ્યો અને પત્ની સાથે મૃત્યુસ્થળે આવ્યો. (૧૬૩) બંને રાજા મળીને રુદન સહિત પ્રલાપ કરતા હતા. અરે હા, અરે હા, કુમાર! એમ કહીને છાતી અને મસ્તક કૂટતા હતા. (૧૬૪) હે પુત્ર! એવું કહેતા કહેતા રાજા જમીન ઉપર આળોટતો હતો. મંત્રી, રાજકુળ અને સમસ્ત નગરલોક દુઃખ કરતા હતા. (૧૬૫) હે રાજપુત્ર! તું ક્યાં ગયો? એમ કહેતી સીમંતિની રડતી હતી ત્યારે માતા પિતા, શ્વસુર આદિ સમસ્ત લોકો ખિન્ન થયા હતા. (૧૬૬) સીમંતિની પિતાને કહે છે કે પતિ સાથે પ્રાણત્યાગ કરીશ. વિધવા તરીકે રહીને સંસારમાં શું ઉપયોગ? (૧૬૭) દ્વિજોને રાજા પૂછે છે કે સહગમન કેવી રીતે કરવું? ત્યારે વિપ્રો રાજાને કહે છે કે શબ ન મળે ત્યાં સુધી સહગમન શક્ય નથી. (૧૬૮) શબ નદીમાં જડતું નથી ત્યારે કન્યા સહિત દહન કેવી રીતે થાય? (૧૬૯) હવે આ માટે એવું કરવું કે શબ જડે ત્યાં સુધી સીમંતિનીએ વૈધવ્ય પાળવું. આવા દ્વિજવચનો સાંભળી રાજા કન્યાને વિનવે છે. (૧૭૦) આવી રીતે વ્યાકુળ થઈને દુઃખ કરતા હતા ત્યારે મંત્રી અને પુરોહિત કહેતા હતા કે જે થવાનું હશે તે થશે. બ્રહ્માદિથી પણ ટાળી શકાશે નહીં. (૧૭૧) મંત્રી રાજાને કહે છે કે “આ દેવકરણી થઈ છે”. દુઃખ કે શોક કરીને શું કરશો? હવે આપણા રાજ્યમાં પાછા જઈએ. (૧૭૨) બંને

રાજાઓ દુઃખ કરતા કરતા નીકળ્યા અને રાજમહેલમાં પહોંચ્યા. ઈન્દ્રસેન તો અતિ દુઃખથી પુત્રશોક ભૂલતો ન હતો. (૧૭૩) ઈન્દ્રસેન રાજા રાજય, કારોબાર છોડીને પુત્રચિંતનમાં સદા દુઃખ કરતો હતો ત્યારે ભાયાતોએ એનું રાજય લઈ લીધું. (૧૭૪) રાજાને રાણી સહિત કારાગૃહમાં મૂકવામાં આવ્યો તો પણ એને વધુ પુત્રશોકના કારણે રાજય ચલાવવાની બિલકુલ ઈચ્છા ન હતી. (૧૭૫) ચિત્રવર્મા રાજાએ રાજપુત્રના ડૂબી જવાથી સીમંતીની પ્રાણત્યાગ કરવા ઉત્સુક હતી તેને સમજાવીને મમતાપૂર્વક રાખી અને લોકનિંદાને ધ્યાને ન લીધી. (૧૭૬) રાજા કન્યાને કહે છે કે અમારા વંશમાં પુત્ર નથી. અમને તું જ એક કન્યા છે. તેથી પુત્ર તરીકે તારો ઉછેર કરીશું. (૧૭૭) પતિશબ મળતું નથી. આથી જો તું પ્રાણત્યાગ કરશે તો લોકો અમારી નિંદા કરશે. આથી એક વર્ષ તું અમારી સાથે રહે. પછી ભવિષ્યનું જોઈશું. (૧૭૮) પિતાના વચનો સાંભળીને સીમંતિની બહુ ચિંતા કરવા લાગી અને ભગવાન શંકરને કહેવા લાગી કે તું મને કેમ વધુ દુઃખ આપે છે? (૧૭૯) મનમાં એવો વિચાર કરીને સીમંતિની સોમવારનું વ્રત ઉપવાસ રાખીને નિષ્ઠાપૂર્વક કરવા લાગી. (૧૮૦) આટલું થતાં રાજકુમાર જે યમુનામાં ડૂબી ગયેલો તે પાતાળલોકમાં ગયો, જયાં વાસુકી નાગદેવતાનું રાજય હતું. (૧૮૧) નાગલોકની નારીઓ નદીતીરે આવી હતી ત્યારે તેમણે રાજકુમારના શરીરને નદીમાં વહેતું જોયું. (૧૮૨) આ જોઈને નાગકન્યાઓએ રાજકુમાર ચંદ્રાંગદને

બહાર કાઢ્યો. એની ઉપર અમૃતસિંચન કર્યું ત્યાં જ રાજકુમાર જાગૃત થયો. આ જોઈને નાગકન્યાઓ સંતોષ પામી. (૧૮૩) નાગકન્યાઓ એને તક્ષક પાસે લઈ ગઈ. જ્યાં રાજકુમાર નાગલોકનું પાતાળમાં આવેલું વિચિત્ર નગર આશ્ચર્યથી જોવા લાગ્યો. (૧૮૪) પાતાળનગરની રચના જુએ છે, જેની શોભા ઈન્દ્રભુવન જેવી છે. જ્યાં ગોપુર મહારત્નથી મઢેલા વીજળીલતા જેવા ચમકતા હતા. (૧૮૫) વ્રજ (હીરો), નીલમ, વૈડૂર્ય, માણેક અને મુક્તાફળ (મોતી)થી મહારમ્ય એવી નગરી જે સૂર્યકાંતિ સમાન શોભતી હતી. (૧૮૬) ચંદ્રકાંતિ જેવી સરસ ભૂમિ, સુવર્ણના કપાટ તેમજ અનેક રત્નો સાથે મહાદ્વાર શોભતા હતા. એવા મહેલમાં રાજકુમાર પ્રવેશ્યો. (૧૮૭) આગળ જતા મોટો સભાખંડ હતો, જેમાં અસંખ્ય સર્પ આસનસ્થ દેખાતા હતા. તેથી રાજકુમારને આશ્ચર્ય થયું હતું. (૧૮૮) સભામાં અતિશોભિત મધ્યમાં પન્નગનાગ બેઠેલો અને તેની કાંતિ સૂર્યની જેમ ચમકતી હતી. (૧૮૯) સેંકડો ફેણોથી યુક્ત અનેક નાગ ચમકતા પ્રકાશમાન વસ્ત્રો ધારણ કરી રત્નકુંડળો સહિત દેખાયા. (૧૯૦) સહસ્ત્ર ફેણવાળા તક્ષકરાજને હજાર માથાઓ અનેક રત્નજડિત મુગટથી શોભાયમાન થઈ સભામાં બેઠા હતા. (૧૯૧) રૂપયૌવના નાગકન્યાઓ અનેક અલંકાર ધારણ કરીને હજારોની સંખ્યામાં આવીને તક્ષકરાજની સેવા કરતી હતી. (૧૯૨) આવી રીતે સભાસ્થાનમાં બેઠેલા તક્ષકરાજને જોઈને રાજકુમારે તેમને વંદન કર્યા. (૧૯૩) તક્ષકરાજા

નાગકન્યાઓને પૂછે છે કે આ રાજકુમારને ક્યાંથી લાવ્યા? જે સુલક્ષણો દેખાય છે. (૧૯૪) નાગકન્યાઓ કહે છે કે એનું નામ કે વંશ અમે જાણતા નથી. યમુનામાં વહેતો વહેતો આવેલો. એને લઈને તમારી પાસે આવ્યા છીએ. (૧૯૫) તક્ષકરાજા ચંદ્રાંગદ રાજકુમારને પૂછે છે, તારું નામ શું? વંશ કયો? અને શું કામ અહીં આવ્યો છે? અને કયા દેશમાં તું રહે છે? (૧૯૬) રાજકુમાર કહે છે કે ભૂમંડળ નાયક નૈષધ રાજાધિપતિ નળ નામક પુણ્યવંત રાજા થઈ ગયો. (૧૯૭) એનો પુત્ર ઈંદ્રસેન મારો પિતા છે. મારું નામ ચંદ્રાંગદ છે અને શ્વસુરગૃહે હું આવેલો છું. (૧૯૮) જલક્રીડા કરવા માટે યમુનામાં ગયેલો અને પ્રારબ્ધવશ નદીમાં ડૂબી ગયેલો. (૧૯૯) વહેતા વહેતા નદીમાં આવેલો ત્યારે નાગકન્યાઓ મને જોઈને તમારી પાસે લઈ આવ્યા. અને મારો ભાગ્યોદય થયો. (૨૦૦) પૂર્વજન્મના પુણ્યના લીધે તમારા ચરણોના દર્શન થયા. તેથી મારું જીવન ધન્ય છે. અને હું કૃતાર્થ થયો છું એવું રાજકુમાર કહેવા લાગ્યો. (૨૦૧) આવા રાજકુમારનાં વચનો સાંભળીને તક્ષકરાજાને સંતોષ થયો અને રાજપુત્રને આશ્વાસન આપતા ધીરજ બંધાવી "ભય પામીશ નહીં" એમ કહ્યું. (૨૦૨) શેષનાગરાજ કહે છે કે કુમારબાળ! તું મનનો નિર્મળ દેખાય છે. તમારા ઘેર સર્વ કાળ કયા દેવની પૂજા કરો છો? (૨૦૩) આ સાંભળીને રાજકુમારને આનંદ થયો અને વિસ્તારથી કહેવા લાગ્યો કે અમારો દેવ શંકર ભગવાન છે. (૨૦૪) જેના ડાબા હાથે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાર્વતી છે એવા દેવાધિદેવ સદાશિવને અમે કાયમ પૂજીએ છીએ. (૨૦૫) જેના રજોગુણ થકી બ્રહ્મા સૃષ્ટિનું સર્જન કરે છે એ સદાશિવને અમે નિરંતર પૂજીએ છીએ. (૨૦૬) જેના સત્ત્વગુણથી વિષ્ણુ ઉત્પન્ન થયા અને જે લોકોનું પોષણ અને રક્ષણ કરે છે એવા શિવને અમે પૂજીએ છીએ. (૨૦૭) જેના તામસગુણથી એકાદશ રુદ્રગણ ઉત્પન્ન થયા અને જેઓ સૃષ્ટિના પ્રલય માટે કારણભૂત છે, (૨૦૮) સૃષ્ટિના નિર્માતાનો પણ જે નિર્માતા છે, જે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણભૂત છે અને જે તેજોનું તેજ છે એવા ઈશ્વરને (શંકર ભગવાનને) અમે પૂજીએ છીએ. (૨૦૯) પૃથ્વી, જળ અને તેજથી જે વાયુની સાથે આકાશમાં વ્યાપી રહેલો છે એવા શિવને અમે પૂજીએ છીએ એવું રાજકુમાર કહે છે. (૨૧૦) જે સર્વ પ્રાણીમાત્રમાં ચૈતન્ય સ્વરૂપે બિરાજે છે. તેમજ જે પૂર્ણ અને નિરંજન છે તેમજ જેનું રૂપ અચિંતન છે, તેવા ઈશ્વરની અમે પૂજા કરીએ છીએ. (૨૧૧) જેની ગુણલીલાનું વર્ણન વેદ દ્વારા પ્રગટ થયું છે અને તક્ષક, શેષ જેના કુંડળો છે, જે ત્રિનેત્રધારી છે અને જેના કપાળમાં ચંદ્ર છે તેવા ચંદ્રમૌલિ શંકરને અમે પૂજીએ છીએ. (૨૧૨) આ વચનો સાંભળીને તક્ષકરાજાને સંતોષ થયો અને રાજકુમારને આલિંગન આપીને કહેવા લાગ્યો કે તારી વાત સાંભળી હું સંતુષ્ટ થયો. (૨૧૩) એ વખતે તક્ષકરાજાએ કહ્યું કે તને બધું રાજ્ય આપીશ. તું પાતાળમાં જ રહેજે અને પુષ્કળ ભોગ ભોગવજે. (૨૧૪)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાતાળલોકમાં જે જે વિવિધ અમૂલ્ય રત્નો છે એ હું તને આપીશ. તેને સુખપૂર્વક ભોગવજે એમ તક્ષકરાજા કહે છે. (૨૧૫) પાતાળલોકની રચના અનુપમ છે એ જો. અને મારી નગરીમાં અનેક કલ્પવૃક્ષ આવેલા છે. (૨૧૬) મૃત્યુલોકનો મનુષ્ય સ્વપ્નમાં પણ અમૃત જોતો નથી. તેવું અમૃત મારા નગરના કૂવામાં વહે છે. (૨૧૭) મારા નગરમાં ઠેર ઠેર અમૃત હોવાથી કોઈને પણ અહીં મરણભય નથી. સમસ્ત રોગ, પીડા સ્વપ્નમાં પણ જાણતા નથી. એવું મારું અપૂર્વ નગર છે. (૨૧૮) તું સુખેથી રહેજે તેવું તક્ષક કહે છે ત્યારે રાજકુમાર કરુણાવચનથી એને વિનવે છે. (૨૧૯) રાજકુમાર તક્ષકરાજાને વિનવે છે કે મારા માતા પિતાનો હું એક જ પુત્ર છું. મારી પત્ની ચૌદ જ વર્ષની છે અને એ શિવપૂજા કરે છે. (૨૨૦) મારું હાલમાં જ પાણિગ્રહણ થયેલું હોવાથી મારું અંતઃકરણ કુટુંબ તરફ દોડે છે. માતા-પિતાને જોવાની મને તીવ્ર ઈચ્છા છે. જેઓ મારા યમુનાનદીમાં ડૂબી જવાથી અતિ દુઃખ કરતા હશે. (૨૨૧) હું નદીમાં ડૂબી ગયો તેથી માતા પિતા દુઃખ કરતા હશે અને પત્ની પણ પતિ મૃત થયો છે એવું સમજી માતા પિતા સાથે પ્રાણત્યાગ કરશે. (૨૨૨) તમારા ચરણોના દર્શન થવાથી અંતઃકરણ સંતુષ્ટ થયું છે. કેમ કે તમે મારા પ્રાણનું રક્ષણ કર્યું છે. તો હવે માતા પિતાનું દર્શન કરાવો. (૨૨૩) તક્ષકરાજાને સંતોષ થયો. બહુ જ રત્ન અલંકાર એને ભેટ આપ્યા અને એને અમૃત પીવડાવીને સ્ત્રીઓ માટે પણ

રત્નો આપ્યા. (૨૨૪) કલ્પવૃક્ષના ફળો આપ્યા, અપૂર્વ વસ્ત્રો અલંકારો આપ્યા. જે જે પૃથ્વી ઉપર જોવા ન મળે એવી અમૂલ્ય વસ્તુઓ આપી. (૨૨૫) રાજકુમારને આટલું આપીને તક્ષકરાજા આશ્વાસન આપતા કહે છે કે જ્યારે અમારું સ્મરણ કરીશ ત્યારે તારું કાર્ય સફળ થશે. (૨૨૬) અને પુનઃ સંતોષ પામીને અતિ પ્રેમથી વાહનો, વસ્ત્રો અને મનોવેગથી દોડતો મનોહર ઘોડો આપ્યો. (૨૨૭) ચંદ્રાંગદ રાજકુમારને અતિહર્ષથી તક્ષકરાજાએ બધું આપ્યું અને તે સ્વીકારીને ચંદ્રાંગદે મનોવેગી ઘોડા સાથે વિદાય લીધી. (૨૨૮) તક્ષકરાજાને ત્વરિત નમન કરીને ચંદ્રાંગદ ઘોડા ઉપર ચડ્યો અને મનોવેગથી માર્ગ કાપતો હતો ત્યારે નાગકુમાર પણ સાથે ગયા. (૨૨૯) ચંદ્રાંગદ જે સ્થળે ડૂબી ગયો હતો ત્યાં પહોંચવામાં એક ક્ષણ પણ ન લાગી અને ઘોડા સાથે તે જ સ્થળે ક્ષણાર્ધમાં નદીમાંથી બહાર નીકળીને નદીકિનારે ઊભો રહ્યો. (૨૩૦) એ દિવસે સોમવાર હતો અને સીમંતિની સ્નાન માટે સખીઓ સાથે નદીતીરે આવી હતી. (૨૩૧) સીમંતિની સખીઓને કહે છે કે જુઓ! કેવું આશ્ચર્ય છે! પાણીમાંથી આ યુવક નીકળ્યો છે અને સાથે નાગકુમાર છે એ જુઓ. (૨૩૨) આ યુવક કોણ હશે? વેશધારી રાક્ષસ કે બહુરૂપી નર હશે? ઘોડા ઉપર બેઠેલો નર મનોહર દેખાય છે. (૨૩૩) સૂર્યના જેવું પ્રકાશિત રૂપ છે, દિવ્ય વસ્ત્રો તેમજ પુષ્પહાર પહેર્યા છે. દિવ્ય સુગંધ પ્રસરેલી છે. (૨૩૪) દસ યોજન સુધી મહેક આવે છે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અને પૂર્વે ક્યાંક જોયેલું મુખારવિંદ લાગે છે. (૨૩૫) થોભીને ડરતા ડરતા એ કુમારના સ્વરૂપને જોવા લાગી. પોતાના પતિ જેવું રૂપ જોઈને પતિના સ્વરૂપને યાદ કરવા લાગી. (૨૩૬) રાજકુમાર એને જુએ છે અને વિચારે છે કે રૂપથી તો મારી વધૂ દેખાય છે પણ કંઠમાં મંગળસૂત્ર નથી અને મુક્તાફળ (મોતી)ના હાર પણ દેખાતા નથી. (૨૩૭) એનું શરીર જોતા જ હળદર, કંકુ અને કરકંકણ દેખાયા નહીં. ચિંતાથી વ્યાકુળ હોઈ તેનું કરમાયેલું રૂપ દેખાય છે. (૨૩૮) પાછળથી મનમાં વિચારે છે અને પત્નીના રૂપને યાદ કરે છે. પછી તે ઘોડા ઉપરથી ઉતરીને નદીતીરે બેઠો. (૨૩૯) સીમંતિનીને બોલાવીને અતિ પ્રેમથી રાજકુમાર પૂછે છે કે તારો જન્મ કયા વંશમાં થયો છે? તારો પતિ કોણ છે? એ મને કહે. (૨૪૦) બાળપણમાં જ કરમાઈ ગયેલી શોકાતુર કેમ દેખાય છે? તો અમને સવિસ્તર કહે. એવું અતિસ્નેહથી રાજકુમાર પૂછે છે. (૨૪૧) રાજકુમારના વચનો સાંભળીને સીમંતિની શરમથી કાંઈ બોલતી નથી પરંતુ સખીઓને કહે છે કે વિવેકથી મારું વૃત્તાંત કહો. (૨૪૨) સખીઓ રાજકુમારને કહે છે કે આનું નામ સીમંતિની છે જે ચંદ્રાંગદની પત્ની અને રાજા ચિત્રવર્માની પુત્રી છે. (૨૪૩) એનો પતિ અતિ સુંદર ચંદ્રાંગદ નામે હતો જે જળક્રીડા કરતી વખતે નદીમાં ડૂબી ગયો હતો. (૨૪૪) આથી આને વૈધવ્ય આવ્યું છે અને શોક કરે છે. દુઃખ કરતા કરતા ત્રણ વર્ષ થયા. તેથી આનું સૌંદર્ય કરમાઈ ગયું છે. (૨૪૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

એ સોમવારનું વ્રત, ઉપવાસ રાખીને કરે છે. માટે સ્નાન કરવા માટે નદીકિનારે આવી છે. (૨૪૬) એના શ્વસુરની સ્થિતિ સાંભળો. પુત્રશોકથી દુઃખી અને દુર્બળ થયેલા તેના પિતાને ભાયાતોએ રાજ્ય લઈને એને કારાગૃહમાં નાખ્યો છે. (૨૪૭) આ કારણે સીમંતિની ઉપવાસ રાખીને સોમવારનું વ્રત શૂલપાણિ શંકરની પૂજા કરીને કરે છે. (૨૪૮) સખીઓ આટલું કહે છે પછી સીમંતિની ચંદ્રાંગદને પૂછે છે, તમે કોણ છો? અમને પૂછો છો પણ તમે કામદેવ જેવા સુંદર લાગો છો. (૨૪૯) તમે ગંધર્વ છો કે દેવ? કિન્નર અથવા સિદ્ધ પણ નરરૂપ માનવ દેખાવ છો. અમને કયા હેતુથી પૂછો છો? (૨૫૦) સ્નેહભાવથી તમે પૂછો છો. પહેલા મેં તમને જોયેલા છે. પણ ઓળખાણ પડતી નથી. (સાંગલીની પ્રતમાં એવું લખ્યું છે કે ત્રણ વર્ષ થયા હોઈ સીમંતિની પતિને ઓળખી શકતી નથી. બીજું કારણ પાતાળના અન્નપ્રાશનથી ચંદ્રાંગદનું સ્વરૂપ દિવ્ય બન્યું હતું.) (૨૫૧) મારા મનમાં તમે અમારા સગા હો તેમ લાગે છે. આંખોથી તો સ્વજન દેખાવ છો. તમારું નામ શું? એમ કહીને પતિનું રૂપ યાદ કરવા લાગી. (૨૫૨) પતિનું રૂપ યાદ કરતાં બહુ જ દુઃખ કરવા લાગી. અશ્રુપૂર્ણ આંખોથી પ્રલાપ કરતાં કરતાં ધરતી ઉપર ઢળી પડી. (૨૫૩) સીમંતિનીનું દુઃખ જોઈને કુમાર ચંદ્રાંગદ થોડા સમય માટે ધીરજ ધરી ઊભો થયો. પછી વસ્તુસ્થિતિ જાણતા પોતે દુઃખ કરવા લાગ્યો. (૨૫૪) કુમાર દુઃખ કરે છે અને પછી પોતાનું મુખ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જળથી ધૂએ છે. રડીશ નહીં એવું સમજાવે છે. મારું નામ સિદ્ધ છે એમ કહે છે. (૨૫૫) સીમંતિની શોક કરતી હતી ત્યારે રાજકુમાર પાસે આવ્યો અને બાલિકાનો હાથ પકડીને પ્રેમભાવથી કહેવા લાગ્યો (૨૫૬) એકાંતમાં એને કહે છે કે તારા વરને અમે જોયેલો અને એ સુખમાં છે એ સાંભળ. (૨૫૭) તારા વ્રતપુણ્યના લીધે તારો પતિ જલદીથી પાછો આવશે. માટે ચિંતા કરીશ નહીં અને ત્રીજા દિવસે તને એનું દર્શન થશે. (૨૫૮) હે સુંદર બાલિકા! તારો પતિ મારો મિત્ર છે. એનો અને મારો પ્રાણ એક જ છે, અવિશ્વાસ કરીશ નહીં. તને સદાશિવના ચરણના સોગંદ છે. (૨૫૯) આવું એકાંતમાં કહીને કોઈને આ વાત કહીશ નહીં એવું કહે છે. (૨૬૦) સીમંતિનીના નયનોમાંથી અશ્રુની ધારા છૂટી તેમજ સો ગણો પ્રેમ નયનોમાં પ્રગટ્યો અને મનમાં વિચાર કરે છે કે આ જ મારો પતિ છે. (૨૬૧) એનું મુખકમળ મારા પતિ જેવું જ દેખાય છે. એનાં નયનો અતિ સુંદર છે અને એનો ધ્વનિ પણ કોમળ અને ચપળ છે. તેમજ હસતા મુખથી બોલે છે. (૨૬૨) મારા પતિના બોલ મૃદુ હતા એવું જ આ આગંતુક હર્ષથી બોલે છે અને મારો હાથ ઝાલે છે ત્યારે અતિ મૃદુ હાથની ખબર પડી. (૨૬૩) મારા પતિના હાવભાવ અને સ્વભાવ હું જાણું છું. સમસ્ત નિશાનીઓ પરથી કહું છું કે આ જ મારો પ્રાણનાથ છે. (૨૬૪) આને દેખતાં જ મારું મન દ્રવે છે આ આશ્ચર્યકારક છે! અને અશ્રુની ધારા


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નયનોમાંથી છૂટે છે તે પશ્ચાત્ તેના મનમાં શંકા થાય છે. (૨૬૫) હું દૈવહીન (દુર્ભાગી) છું. મારો પતિ કેવી રીતે પાછો આવશે? એ તો ચોક્કસ નદીમાં ડૂબી ગયો છે. આ સિદ્ધપુરુષ છે. હવે પછી મને આ ભ્રાંતિ કેમ થઈ છે? (૨૬૬) મરી ગયેલો પતિ પાછો આવે છે એવી કથા મેં ક્યાંય સાંભળી નથી. મને ભ્રાંતિ થઈ છે. હું સ્વપ્ન જોઈ રહી છું કેમ કે મનમાં હોય તે જ દેખાય છે. (૨૬૭) આ કોઈ ધૂર્ત કે વેષધારી, રાક્ષસ કે યક્ષ, કિન્નર કપટથી નરનો વેશ લઈને આવ્યો છે એવું મનમાં વિચારવા લાગી. (૨૬૮) અથવા મારા વ્રતના પ્રભાવથી આવું થયું છે? મુનિપત્નીએ કહેલું કે ગિરીજાનાથ (શંકર) પ્રસન્ન થયો છે એનું તો આ પરિણામ નથી ને? (૨૬૯) જેને શંકર પ્રસન્ન હોય એને દુઃખવિકાર કેવો? જે મનમાં ચિંતન કર્યું હશે એ જ મળ્યું છે એવું સીમંતિની મનમાં માનવા લાગી. (૨૭૦) આવું થતાં જ રાજકુમાર ઘોડા ઉપર આરૂઢ થયો અને સીમંતિની પાસે પ્રેમથી વિદાય માગી. (૨૭૧) મનોવેગવાળા અશ્વ ઉપર આરૂઢ થઈ રાજકુમાર નીકળ્યો અને અતિ શીઘ્ર નગરમાં પહોંચ્યો. સાથે નાગપુત્રો હતા એમને દૂત તરીકે નગરમાં મોકલ્યા. (૨૭૨) ચંદ્રાંગદે નાગપુત્રોને નગરમાં જઈને જે વેરી હોય, રાજ્ય પચાવી પાડ્યું હોય તેમને સમજાવટથી, દમનથી, દંડની બીકથી કે ભેદ (ફાટફૂટ) કરાવીને રાજ્ય પાછું આપવા જણાવ્યું. નહીં તો તેમનો વધ કરવામાં આવશે એવું મારું વચન વેરીઓને

જણાવજો. (૨૭૩) આ વચનો સાંભળીને નાગપુત્રો ત્વરિત રાજભવનમાં ગયા અને નગરાધિપતિને કઠોર વચનો કહેવા લાગ્યા. (૨૭૪) તમારા કુટુંબો સાથે ચાલો અને ચંદ્રાંગદની શરણાગતિ સ્વીકારીને મળો. જે પાતાળમાં જઈને તક્ષકરાજનો ઈષ્ટમિત્ર થઈને પાછો આવ્યો છે. (૨૭૫) યમુનાનદીમાં ચંદ્રાંગદ ડૂબી ગયો હતો પછી સ્વામીનો વિશ્વાસઘાત કરીને તમે ઈન્દ્રસેનનું રાજ્ય હરણ કર્યું છે. (૨૭૬) હવે તમને કહું છું કે તમારા પ્રાણ જો પ્રિય હોય તો શીઘ્ર ચંદ્રાંગદને શરણે આવો અને ઈન્દ્રસેન રાજાને ફરી સિંહાસને બેસાડો. (૨૭૭) તક્ષકરાજા જેવો ચંદ્રાંગદનો મિત્ર થયો છે એ તમને મારીને હાડકાં ખોખરાં કરશે. શીઘ્ર ચંદ્રાંગદને મળીને એના શરણે જાવ. (૨૭૮) મારાં વચન જો તમે માનશો નહીં તો હમણાં જ તમારા પ્રાણ હરણ કરીશ. તક્ષકરાજાની આજ્ઞાથી અમે નાગપુત્રો ચંદ્રાંગદની સહાય અર્થે આવ્યા છીએ. (૨૭૯) આવાં વચનો સાંભળી ભાયાતો મનમાં વિચારે છે કે આપણે બુદ્ધિહીન કામ કર્યું છે તો હવે શરણે જવામાં જ આપણું  કલ્યાણ છે. (૨૮૦) જો બળ વાપરીશું તો તક્ષકરાજા સંહાર કરશે, વધારામાં લોકો નિંદા કરશે અને પ્રાણહાનિ થશે. (૨૮૧) મનમાં આવો વિચાર કરીને ભાયાતો (કુટુંબીઓ) ઈન્દ્રસેનને જેલમાંથી બહાર કાઢે છે. જુદાં જુદાં વસ્ત્રો અને અલંકારો પહેરાવી સિંહાસન ઉપર બેસાડે છે. (૨૮૨) ઈન્દ્રસેનને વિનવે છે કે અમારાથી તમારો અપરાધ થયો છે. અમારા પ્રાણોનું

રક્ષણ કરો. એવું કહીને ભાયાતો રાજાના ચરણે પડે છે. (૨૮૩) તક્ષકપુત્ર, ઈન્દ્રસેન રાજાને હર્ષથી કહે છે કે તમારો પુત્ર ચંદ્રાંગદ વાસુકીરાજાને મળીને પાછો આવ્યો છે. (૨૮૪) આ સાંભળતાં જ રાજાને સંતોષ થયો પણ ભૂતકાળમાં પુત્રવિરહની અધિક દુઃખની યાદ આવતાં જ સપત્નીક મૂર્છા પામીને ધરતી ઉપર પડ્યો. (૨૮૫) નાગકુમારે એને ઉઠાડ્યો અને આશ્વાસન આપી કહે છે કે દુઃખ ભૂલી જાવ અને હર્ષથી પુત્રને મળવા ચાલો. (૨૮૬) આ સાંભળીને રાજાને અતિ હર્ષ થયો અને મંત્રીઓને બોલાવીને નગરને ત્વરિત શણગારવાની આજ્ઞા આપી. (૨૮૭) મંત્રીઓને આજ્ઞા આપીને પુત્રને મળવા રાજા કુટુંબીઓ, ભાઈબંધો, જ્ઞાતિજનો, રાણીઓ સહિત નીકળ્યો. (૨૮૮) મંત્રી અને પુરોહિત તેમજ સમસ્ત નગરલોક મરી ગયેલો કુમાર ફરી આવ્યો છે એમ બોલવા લાગ્યા અને તે જોવા નીકળ્યા. (૨૮૯) બધા નગરજનોને આનંદ થાય છે. ઈન્દ્રસેન રાજાના મનમાં મહાસુખ થાય છે. પુત્રમુખને જોઈશ એમ કહીને રાજાએ શીઘ્ર પ્રયાણ કર્યું. (૨૯૦) વાજિંત્રો વગાડતા નગરલોકોને અતિશય સંતોષ થયો અને અતિ ઉલ્લાસથી ઈન્દ્રસેન રાજાનો જયજયકાર કરવા લાગ્યા. (૨૯૧) આવી રીતે જઈને રાજા રાણી પુત્રને મળ્યા. એ જ વખતે ચંદ્રાંગદે પિતાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. (૨૯૨) અતિપ્રેમથી રાજા પુત્રને આલિંગન આપે છે અને કંઠ ગદ્‌ગદિત થઈને નેત્રોમાંથી અશ્રુની ધારા નીકળે છે. (૨૯૩) ઈન્દ્રસેન પુત્રને કહે છે કે

હે મારા પ્રાણ! તું આવીને મને મળ્યો તે પહેલાં તારા વગર હું શબવત્ નિષ્પ્રાણ હતો અને અતિ દુઃખી હતો. (૨૯૪) ચંદ્રાંગદ માતાને આલિંગન આપીને અતિ ગહન દુઃખ કરે છે અને વિનવે છે કે મારા નિમિત્તે તમને કષ્ટ થયું હતું. (૨૯૫) હું પુત્ર નથી પણ તમારો શત્રુ છું કેમ કે મારા સુખ માટે પાતાળલોકમાં ગયો હતો અને તમને દુઃખ આપેલું. સુખ તો તમને ન જ આપ્યું! (૨૯૬) હું પાતાળે જઈને શેષનાગ પાસે સુખમાં હતો ત્યારે તમને અહોરાત્ર મારા લીધે અતિ કષ્ટ થયેલું. (૨૯૭) કાષ્ટ જેવું મારું અંતઃકરણ છે. એ તમે જાણો. માતાને પુત્રનિમિત્તે બહુ કષ્ટ થયેલું છે. (૨૯૮) જે નર માતા પિતાનું દુઃખ ન જાણે એ મૂર્ખ છે. માતાના એક ઘડીના સ્તનપાનને જે જાણતો નથી તે માનવતાની પરીક્ષામાં ઉત્તીર્ણ થશે નહીં. (૨૯૯) પુત્રને માટે માતા સિવાય બીજો કોઈ દેવતા નથી. પુત્ર માટે માતા એ કેવળ જગદંબા ભવાની છે અને માતૃઋણ કદી પણ ઉતરતું નથી. (૩૦૦) જે વ્યક્તિ જનનીને દુઃખ આપે છે તે યમપુરીમાં જાય છે. એના વંશમાં પુત્ર હોતો નથી અને સાતે જન્મમાં દરિદ્રતા આવે છે. (૩૦૧) માતાને આ રીતે વિનવીને ભાઈબંધ, જ્ઞાતિજનો અને બીજા સંબંધીઓને, પ્રધાન અને નગરલોકોને ચંદ્રાંગદ મળ્યો. (૩૦૨) આ પછી તરત જ નગરમાં બધા પ્રવેશ્યા ત્યાં મોટો સમારંભ થયો અને રાજકુમાર મહેલમાં ગયો. (૩૦૩) તક્ષકરાજાના પુત્રને ઈન્દ્રસેન રાજાએ વસ્ત્રો અને આભૂષણો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અતિ પ્રેમથી આપ્યાં. (૩૦૪) ચંદ્રાંગદ પિતાને તક્ષકરાજાનો ઉપકાર વિસ્તારથી કહે છે કે મારા પ્રાણ બચાવ્યા અને અપરિમિત ધન આપ્યું. (૩૦૫) જે જે વસ્ત્રાભૂષણ તક્ષકરાજાએ આપેલાં એ પિતાના ચરણે મૂકીને પુત્ર નમન કરે છે. (૩૦૬) નાગપુત્રને વિદાયમાન આપીને ઈન્દ્રસેન રાજાએ અતિ હર્ષથી સેવકોને અતિવેગથી ચિત્રવર્માના નગરે મોકલ્યા. (૩૦૭) રાજા એ વખતે કહે છે કે મારી પુત્રવધૂ અતિ ભાગ્યશાળી હોવાથી તેના ધર્માચરણના કારણે મારો પુત્ર બચી ગયો છે. (૩૦૮) પુત્રવધૂએ શંકરની આરાધના કરી તેથી એનું સૌભાગ્ય સ્થિર થયું. પરિણામે મારો કુંવર બચી ગયો. એવી ભાગ્યવાન મારી કુળવધૂ છે. (૩૦૯) ઈન્દ્રસેન રાજા કહે છે કે શીઘ્ર સેવકોને ચિત્રવર્મા રાજા પાસે મોકલો અને તેમને સવિસ્તર હકીકત જણાવો. (૩૧૦) રાજદૂતો તરત જ નીકળીને ચિત્રવર્માના નગરે પહોંચ્યા અને કુશળતાથી શુભવાર્તા કહેવા લાગ્યા. (૩૧૧) આ સાંભળીને ચિત્રવર્મા રાજાને સંતોષ થયો અને હર્ષ પામીને તેણે અપાર દાન આપ્યું તેમજ રાજદૂતોનું વસ્ત્રો આભૂષણો આપીને સન્માન કર્યું. (૩૧૨) ઈન્દ્રસેન રાજા ફરીથી જાન લઈને ચંદ્રાંગદ સહિત સર્વ કુટુંબીઓને સાથે લઈ વેવાઈને ત્યાં જાય છે. (૩૧૩) ફરીથી કરવામાં આવેલા લગ્ન મહોત્સવમાં ચંદ્રાંગદ હર્ષનિર્ભર (આનંદિત) થઈ સીમંતિનીને મળે છે. (૩૧૪) ચંદ્રાંગદ પાતાળલોકની અમૂલ્ય વસ્તુઓ પ્રાણેશ્વરી સીમંતિનીને

અર્પણ કરે છે. અને અમૃત પણ પીવડાવે છે. એથી મહાઆનંદની છોળો ઉડી. (૩૧૫) પાતાળલોકના કલ્પવૃક્ષનાં ફળ પોતાની પત્નીને આપ્યાં અને જેની કાંતિ દસ યોજન સુધી પ્રકાશે છે તેવા અમૂલ્ય વસ્ત્રાભૂષણો પત્નીને આપ્યાં. (૩૧૬) આવા ઉત્સાહથી ચંદ્રાંગદનો પુનર્વિવાહ સંપન્ન થયો અને પોતાના નગરમાં જવા નીકળ્યો. સીમંતિનીનું નસીબ ભવ્ય હતું અને તે પતિની સાથે ગઈ. (૩૧૭) ઈન્દ્રસેન રાજાએ પોતાના નગરે જઈને પુત્રને રાજગાદી ઉપર બેસાડ્યો અને પુત્રે દસ હજાર વર્ષ સુધી રાજય કર્યું. (૩૧૮) સોમવારના વ્રતમાં સીમંતિનીએ ગૌરીહર (શંકર-પાર્વતી)ની પૂજા ઉપવાસ સહિત કરેલ તેથી તે મહાન ફળ પામી. (૩૧૯) શ્રીગુરુ કહે છે કે આવું મનોકામના પૂરી કરનાર મહાન સોમવારનું વ્રત છે તે હે બ્રાહ્મણી! અતિ પ્રેમથી સાંભળ. (૩૨૦) એવું વ્રત તું હવે કર જેથી તારું સૌભાગ્ય અખંડ રહેશે અને તને બહુ જ કન્યા અને પુત્રો થશે. આ મારા વાક્યમાં વિશ્વાસ રાખ. (૩૨૧) દંપતી શ્રીગુરુને વિનવે છે કે અમને તો તારી ચરણસેવા કરવી છે. એ જ અમારું વ્રતનિર્ધાર છે તો બીજું વ્રત કેમ? (૩૨૨) તું અમારો પ્રાણનાયક છે. તારા સિવાય બીજા કોઈને અમે જાણતા નથી. તારા ચરણ શ્રેષ્ઠ છે. એમ કહીને દંપતી શ્રીગુરુને ચરણે પડ્યા. (૩૨૩) શ્રીગુરુ દંપતીને કહે છે કે અમારી આજ્ઞા છે કે સોમવારના વ્રતનું આચરણ કરો એ જ અમારી સેવા છે. (૩૨૪) શ્રીગુરુની આજ્ઞા લઈને દંપતી સોમવારનું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વ્રત કરે છે. (૩૨૫) કન્યા પુત્રની વાર્તા સાંભળીને માતા પિતાને અત્યંત સંતોષ થયો અને અપરિમિત દ્રવ્ય આપીને બ્રાહ્મણોને ભોજન આપ્યું. (૩૨૬) દંપતી શ્રીગુરુની અતિ આનંદથી ભક્તિપૂર્વક પૂજા કરી સમારંભ યોજે છે. (૩૨૭) આવી રીતે વંદન કરીને, શ્રીગુરુની આજ્ઞા લઈને પતિ પત્ની પોતાના ગામે ગયાં અને ચારે રાષ્ટ્રોમાં શ્રીગુરુની ખ્યાતિ ફેલાઈ. (૩૨૮) આગળ જતાં એ દંપતીને પાંચ શતાયુષી પુત્રો થયા જે શ્રીગુરુના શ્રેષ્ઠ ભક્તો હતા. (૩૨૯) પ્રતિ વર્ષ આ દંપતી ભક્તિથી શ્રીગુરુનાં દર્શન માટે જતાં. એવા શ્રદ્ધાળુ અને શ્રીગુરુના નિષ્ઠાવાન શિષ્ય હતા. (૩૩૦) આવું પવિત્ર શ્રીગુરુચરિત્ર સિદ્ધમુનિ નામધારકને અતિ પ્રીતથી કહે છે તે તમે સાંભળો. (૩૩૧) ગંગાધરનો પુત્ર સરસ્વતી શ્રીગુરુનો સેવક કહે છે કે શ્રીનૃસિંહસરસ્વતી મારા વંશપરંપરાથી સ્વામી છે. (૩૩૨) હે સમસ્ત જનો! એવું જેનું બિરુદ છે, જેમની કીર્તિ ચોમેર ફેલાયેલી છે તેવા શ્રીગુરુ જે ભક્તો ઉપર તત્કાળ પ્રસન્ન થાય છે એ અંગે મનમાં શંકા રાખતા નહીં. (૩૩૩) ખાંડને મધુર કહેવી હોય તો અરીસાની શું જરૂર? (૩૩૪) પ્રત્યક્ષ ઉદાહરણ જોયું તેથી દૃષ્ટાંતનું પ્રમાણ આપવાની જરૂર નથી. અખિલ ભૂમંડળમાં શ્રીગુરુની કીર્તિ ફેલાયેલી છે. (૩૩૫) હે સમસ્ત જન! તમારા હિતની હું વાત કહું છું કે શ્રીગુરુનાથની સેવા કરવાથી ત્વરિત મનોકામના પૂરી થાય છે. (૩૩૬) આ ગુરુકથારૂપી અમૃતની સુંદર પરબ

માંડી છે. પૃથ્વી ઉપરના બધા જ લોકો ઘૂંટડે-ઘૂંટડે તેનું પાન કરો. (૩૩૭) શ્રીગુરુચરિત્ર કામધેનુ સમાન છે. જેનું શ્રવણ કરતાં પતિત પાવન થાય છે. આનું નામ કામધેનુ હોવાથી જે જે મનમાં ઈચ્છશો તે પામશો જ. (૩૩૮) જેનું ચિત્ત શ્રીગુરુચરણમાં પરોવાયું છે એનાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે અને શ્રીગુરુના પ્રસાદથી સહજમાં અક્ષયપદ પામે છે. (૩૩૯)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક સીમંતિની આખ્યાન નામનો પાંત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓવી-૩૩૯)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





# અધ્યાય-૩૬



પરાન્ન ન લેનાર બ્રાહ્મણની સ્ત્રી ભોજન સમારંભમાં કૂતરા અને ડુક્કરને તેમના જ ભાણામાં હર્ષથી જમતા જુએ છે.

# અધ્યાય-૩૬

## આહ્નિક નિરૂપણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્યોત્તમ નામધારક સિદ્ધમુનિને ચરણે પડે છે અને ભક્તિભાવથી હાથ જોડીને વિનવે છે. (૧) તમારો જય હો! જય હો! સિદ્ધમુનિ! તું આ સંસારસાગરમાં તારક છે. તું જ બ્રહ્મજ્ઞાની છે અને અવિદ્યારૂપી તિમિરમાં તું ભાસ્કર સમાન છે. (૨) માયા મોહરૂપી રાત્રિમાં હું નિદ્રાવશ હતો અને કૃપાસાગર શ્રીગુરુનાથ તમે અમને જાગ્રત કર્યા છે. (૩) હે ચિન્મયાત્મા સિદ્ધમુનિ! અંધકારનો નાશ કરનારો તું સૂર્ય છે અને ભવસાગર પાર કરાવનાર તું ગુરુ છે. (૪) એવું સિદ્ધને કહીને શિષ્ય ભક્તિથી વિનવે છે અને શ્રીગુરુમૂર્તિ સંતોષથી એને અભય આપે છે. (૫) હે સ્વામી! આગળ કેવું ચરિત્ર થયું એ વિસ્તારથી સત્વરે અમને કહો. તમે જ્ઞાનામૃત પ્રાશન કરાવીને અમને કૃતાર્થ કરો. (૬) કથામૃત સાંભળતાં અંતઃકરણમાં તૃપ્તિ થતી નથી. તો હે સ્વામી! વિસ્તારથી કહો. એમ કહીને શિષ્ય ચરણે પડ્યો. (૭) સિદ્ધમુનિ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નામધારકને કહે છે કે આગળ કથા સરસ છે. તું એકચિત્ત થઈને સાંભળ તેથી સમસ્ત લોકોને જ્ઞાન થશે. (૮) શ્રીગુરુ ગાણગાપુરમાં હતા ત્યારે એમનો મહિમા બહુ જ વધ્યો. કહેતાં વિસ્તાર થશે. માટે ટૂંકમાં જ કહું છું. (૯) પ્રત્યેક મહિમા કહેતાં કહેતાં કથાનો વિસ્તાર બહુ જ થશે. શ્રીગુરુ શ્રીહરિનો સાક્ષાત્ અવતાર છે તેથી તેમનો મહિમા કોણ વર્ણવી શકે? (૧૦) ગાણગાપુર ગામમાં એક વેદરત, વિરક્ત અને બહુશ્રુત વિપ્ર હતો, જે કર્મમાર્ગથી રહેતો હતો. (૧૧) એ દાન લેતો ન હતો, પરાન્ન પણ નહીં, મિથ્યાવાદ અને વૃથા વાતો તેમજ અતિશયોક્તિપૂર્ણ વાતો કરતો ન હતો. (૧૨) રોજ સૂકી ભિક્ષા લે તેના દ્વારા પોતાનો ઉદરનિર્વાહ કરતો હતો. એની એક બહુ જ ક્રોધી પત્ની હતી. (૧૩) યાચકવૃત્તિવાળો એ બ્રાહ્મણ સામાન્યપણે સંસાર ચલાવતો હતો તેમજ અતિથિ અને માગનારને આપ્યા વિના પોતે અન્નગ્રહણ કરતો ન હતો. (૧૪) આ ગામમાં રોજ અસંખ્ય બ્રાહ્મણો આરાધના માટે આવતા હતા. લોકો તેમને મિષ્ટાન્ન જમાડતા હતા. (૧૫) આ ગામમાં સમસ્ત વિપ્રવનિતાઓ ભોજન કરવા માટે જતી હતી અને આવીને અનેક પકવાનો વખાણીને વિપ્રની નારીને કહેતી હતી. (૧૬) આ સાંભળીને એ વિપ્રનારી બહુ જ દુઃખ કરતી અને પરમેશ્વર શ્રીહરિ કહીને મનમાં પ્રાર્થના કરે. (૧૭) દરિદ્રી પતિને પરણીને મારું કેવું હીનભાગ્ય છે. આથી સ્વપ્નમાં પણ હું પકવાન જોતી નથી અને હંમેશાં કષ્ટ ભોગવું છું. (૧૮)

હે ભગવાન! પૂર્વજન્મના મારાં કર્મોને લીધે હું દરિદ્રી પતિ સાથે પરણી છું અને હંમેશાં ગરીબાઈમાં જીવું છું. (૧૯) પૂર્વજન્મનાં સારાં કર્મોને લીધે સમગ્ર વિપ્રસ્ત્રીઓ હંમેશાં સ્વાદિષ્ટ પરાન્ન ભોજન મેળવે છે. (૨૦) હે નારાયણ! મારો પતિ દૈવહીન હોવાથી પરાન્ન લે નહીં. તેથી હવે શું કરવું? એમ કહીને મનમાં ચિંતા કરે છે. (૨૧) આવી રીતે સમય પસાર થતાં એક ધનવાન વિપ્ર મહાલયશ્રાદ્ધ કરવા આવ્યો. (૨૨) આ સ્થાને વિપ્રોને સપત્નીક વિધિસર આમંત્રણ આપ્યું. (૨૩) એ જોઈને એ વિપ્રવનિતા ત્વરિત પતિ પાસે આવી અને વિસ્તારથી કહેવા લાગી કે બ્રાહ્મણનું આમંત્રણ આવ્યું છે. (૨૪) હે પ્રાણેશ્વર! ભોજનસમારંભમાં અનેક પ્રકારનાં પકવાનો હશે. વસ્ત્રો, પરિધાન અને દક્ષિણામાં અપાર દ્રવ્ય આપશે. (૨૫) હે સ્વામી! આ આમંત્રણનો સ્વીકાર કરો અથવા મને જવાની આજ્ઞા આપો. મારા મનમાં અપૂર્વ મિષ્ટાન્ન જમવાની તીવ્ર ઈચ્છા છે. (૨૬) પત્નીનું વચન સાંભળીને બ્રાહ્મણે આજ્ઞા આપી કહ્યું કે તું સુખેથી જા અને ભોજન કર, પણ હું નહીં આવું. (૨૭) પતિની આજ્ઞા લઈને એ વિપ્રસ્ત્રી યજમાન ગૃહસ્થ પાસે જઈને કહે છે કે હું ભોજન સમયે એકલી જ આવીશ. (૨૮) યજમાન વિપ્ર એ વિપ્રસ્ત્રીને કહે છે કે અમે દંપતીને બોલાવીએ છીએ. માટે તું પતિ સાથે આવવાની હોય તો જ અમારા ઘેર આવજે. (૨૯) યજમાનનાં વચન સાંભળીને એ નારી ખિન્ન થઈ અને મનમાં વિચારવા લાગી કે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

હવે શું કરવું? (૩૦) વિપ્રસ્ત્રી વિચારે છે કે હવે શું કરવું? કેવું આપણું નસીબ ફૂટેલું છે? જેથી સ્વપ્ને પણ સ્વાદિષ્ટ પકવાન પતિના કારણે જોવા મળતાં નથી. (૩૧) આવો વિચાર મનમાં કરીને તે સ્ત્રી શ્રીનૃસિંહસરસ્વતી પાસે આવી અને સાષ્ટાંગ નમન કરીને અનેક રીતે વિનવવા લાગી. (૩૨) હે સ્વામી! મારા ઉપર કૃપા કરો. મેં ક્યારેય સ્વાદિષ્ટ અન્ન જોયું નથી. તેથી મારા પતિને આજ્ઞા કરો કે આમંત્રણ આવ્યું છે તેનો સ્વીકાર કરે. (૩૩) યજમાન ગૃહસ્થ કહે છે કે અમે દંપતીને આમંત્રણ આપીએ છીએ. જ્યારે મારો પતિ  માનતો નથી. એ ક્યારેય પરાન્ન લેતો નથી. હવે હું શું કરું? (૩૪) હે નૃસિંહસ્વામી! હવે કૃપા કરીને મારા પતિને અન્ન વસ્ત્ર સહિત ભોજનનું આમંત્રણ આવ્યું છે, ત્યાં જવાની આજ્ઞા કરો. (૩૫) વિપ્રસ્ત્રીનાં વચન સાંભળીને શ્રીગુરુ હાસ્યવદન કરીન એ દ્વિજને તત્ક્ષણ બોલાવીને કહેવા લાગ્યાઃ (૩૬) શ્રીગુરુ એ વિપ્રને કહે છે કે તું ભોજનના આમંત્રણનો સ્વીકાર કર કારણ કે તારી પત્નીના મનમાં મિષ્ટાન્ન જમવું એવી ઈચ્છા છે. (૩૭) એના મનની ઈચ્છા તારે પૂરી કરવી જોઈએ કારણ કે કુલસ્ત્રીનું અંતઃકરણ સદાકાળ દુઃખી ન રહેવું જોઈએ. (૩૮) શ્રીગુરુનાં વચન સાંભળીને એ બ્રાહ્મણ હાથ જોડીને નમન કરે છે અને કહે છે કે પરાન્ન ન લેવાનો મારો નિયમ છે. (૩૯) તેમ છતાં ગુરુવચન જે માને નહીં એ નર રૌરવ નામના નરકમાં પડે છે. માટે હે સ્વામી! તમારી આજ્ઞાને

લીધે હું જઈશ. (૪૦) શ્રીગુરુને પૂછીને પતિ પત્ની જમવા આવ્યાં ત્યારે એ વિપ્રસ્ત્રીને ઘણો આનંદ થયો. (૪૧) ગોત્રનું નામ ઉચ્ચારીને યજમાન બ્રાહ્મણે સંકલ્પ કરીને ભોજનાર્થી બ્રાહ્મણોને અનેક પ્રકારનાં મિષ્ટાન્ન પીરસ્યા. (૪૨) એ સમયે ભોજન દરમ્યાન એ વિપ્રસ્ત્રીને અશુભ દેખાય છે કેમ કે કૂતરો અને ભૂંડ હર્ષથી તેમની સાથે તેમના જ ભાણામાં જમતા હતા. (૪૩) સ્ત્રીનું મન આ અશુભ જોઈને ત્રાસી ગયું અને અન્ન ત્યજીને ઊઠી ત્યારે જે સમસ્ત બ્રાહ્મણો જમતા હતા તેમને કહેવા લાગી. (૪૪) આવી રીતે પતિની સાથે એ નારી ચિંતા કરતી આવી અને પતિને વૃત્તાંત કહે છે કે કૂતરાએ એઠું કરેલું અન્ન આપણે જમ્યા છીએ. (૪૫) એ બ્રાહ્મણ પત્નીને કહે છે કે તારું અને મારું નસીબ હીન છે. આપણે કૂતરા અને ભૂંડનું એઠું અન્ન ખાધું. (૪૬) આવી રીતે સ્ત્રી ઉપર ગુસ્સે થઈ એ બ્રાહ્મણ સપત્નીક ગુરુ પાસે આવીને ભક્તિથી નમન કરે છે. હે શ્રોતાઓ! એકચિત્તથી આગળની કથા સાંભળો. (૪૭) શ્રીગુરુ એ સ્ત્રીને કહે છે કે પરાન્નનું કેવું સુખ છે? તું સદાકાળ પતિને દોષ આપતી હતી. હવે તારા મનોરથ પણ પૂરા થયા ને? (૪૮) શ્રીગુરુનાં આવાં વચન સાંભળીને એ નારી શ્રીગુરુના ચરણે પડી અને હાથ જોડીને વિનવવા લાગી કે હે સ્વામી! ક્ષમા કરો. (૪૯) હું મંદમતિ છું કેમકે પતિને દોષ અપાવ્યો છે અને પરાન્ન માટે લઈ ગઈ છું. માટે હે સ્વામી! ક્ષમા કરો. (૫૦) એ દ્વિજ ચિંતા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરીને કહે છે કે હે સ્વામી! હું શું કરું? વ્રતભંગ થવાથી મોટો દોષ લાગ્યો છે. (૫૧) પરાન્ન નહીં લેવું એવો મારા મનનો સંકલ્પ હતો. પરંતુ આવી દુશ્મન જેવી સ્ત્રી મળતાં મારાથી આ દોષ થયો. (૫૨) એનાં વચન સાંભળીને શ્રીગુરુ હસીને કહે છે કે સ્ત્રીની વાસના તેં પૂરી કરી છે અને હવે તેનું મન તૃપ્ત થયું છે. (૫૩) આજના અનુભવ પરથી તારી પત્ની કદી પણ પરાન્ન માટે આગ્રહ નહીં કરે અને તારી ઈચ્છા પ્રમાણે વર્તન રાખશે. માટે દોષ થયો છે એમ માની મનમાં ચિંતા કરતો નહીં. તારાથી કોઈ દોષ થયો નથી. (૫૪) અને બીજી એક વાત તું ધ્યાનમાં રાખ, જેને લીધે સહજ ધર્માચરણ થાય છે. કોઈ દેવપિતૃકર્મમાં બ્રાહ્મણ ન મળે ત્યાં અવશ્ય જવું. (૫૫) આવા પ્રસંગોમાં કોઈ બ્રાહ્મણ ન મળે તો એને ત્યાં ભોજન માટે જવું અને જો તું નહીં જાય તો અનેક દોષો લાગે છે એ જાણ. (૫૬) શ્રીગુરુનાં વચન સાંભળીને વિપ્ર સાષ્ટાંગ નમન કરીને હાથ જોડીને વિનવે છે કે મારી વિનંતી સાંભળો. (૫૭) કોને ઘેર અન્ન લેવું? અને કોના ઘેર અન્ન લેતાં દોષ થાય છે? તેમજ કોના ઘેર અન્ન માટે ન જવું? હે સ્વામી! એ સમજાવો. (૫૮) વિપ્રવચન સાંભળીને શ્રીગુરુ વિસ્તારથી કહે છે તે હે શ્રોતાઓ! એકચિત્તે સાંભળો. (૫૯) શ્રીગુરુ વિપ્રને કહે છે કે ભોજન લેવા માટે ઘર પૂછે છે તો સાંભળ. ગુરુભુવનમાં અથવા શિષ્યવર્ગના ઘેર હર્ષથી જમવું. (૬૦) વિદ્વાન, વૈદિક, મામા અથવા શ્વસુર, ભાઈઓ કે

સાધુજનના ઘેર જમવું. (૬૧) કોઈ પણ કામ બ્રાહ્મણ વિના અટક્યું હોય તો એના ઘેર અન્ન લેવું અને ગાયત્રીજાપ કરવો. આમાં દોષ નથી એ સાંભળો. (૬૨) વિપ્ર શ્રીગુરુને કહે છે કે મારી વિનંતી સાંભળો. કોઈના ઘેર કયું અન્ન નિષેધ છે? અને કોના ઘેર ન જમવું એ કહો. (૬૩) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે અન્નવર્જિત ઘરો પૂછે છે તેના ઘણા ઉદાહરણ સ્મૃતિચંદ્રિકામાં આપેલાં છે જે ક્રમશઃ કહું છું. (૬૪) નિત્ય જે નર માતા પિતાની સેવા લે છે એ અતિદોષી છે. તેમજ ધનલોભિષ્ટ દ્વિજોના ઘરે જમવા જવું નહીં. (૬૫) પત્ની અને પુત્રને કષ્ટ આપીને જે બ્રાહ્મણજનોને ધર્મ કરે છે એના ઘરમાં અન્નનિષેધ છે અને જમવાથી દોષ થાય છે. (૬૬) ગર્વિષ્ટ, ચિત્રકાર, શસ્ત્રધારી વિપ્ર હોય તો પણ મલ્લયુદ્ધ કરે, જેના ઘેર સંગીતવિદ્યા છે એને ત્યાં બ્રાહ્મણે અન્ન ન લેવું. (૬૭) બહિષ્કાર થયેલા વિપ્રના ઘરે, જે યાચકવૃત્તિથી ઉદરનિર્વાહ કરે છે અને જે આત્મશ્લાઘા કરી પરનિંદા કરે છે એના ઘેર જમવું નહીં. (૬૮) કેટલાક લોકો અન્ન પકાવે છે પણ વૈશ્વદેવ કરતા નથી. એનું અન્ન વિપ્રજાતિએ ન લેવું. એમાં મહાદોષ છે. (૬૯) ગુરુ થઈને સમસ્ત લોકોને મંત્રનો ઉપદેશ કરે છે એના શિષ્ય અનીતિથી વર્તે છે, એવા ગુરુના ઘરે ભોજન કરવું નહીં. (૭૦) ક્રોધી બ્રાહ્મણના ઘેર અન્ન લેવું નહીં અને જ્યાં સ્ત્રી સિવાયનો પુરુષ હશે ત્યાં પણ જમવું નહીં. (૭૧) જેને ધનનો ગર્વ હોય એવા તામસીને ઘેર, જે વિપ્ર કૃપણ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

(કંજૂસ), નિર્દય, વ્યભિચારી, દાંભિક અને દુરાચારી હોય એને ઘેર જમવું નહીં. (૭૨) પુત્ર અને પતિને છોડીને જે બ્રાહ્મણી અલગ રહે છે એને ઘેર સાધુજનોએ અન્ન લેવું નહીં. એમાં મહાદોષ હોય છે. (૭૩) કોઈ પુરુષ સ્ત્રીવશ હોય એવો, બ્રાહ્મણ થઈને સોનીનો ધંધો કરતો હોય અને જુદી જુદી જ્ઞાતિઓનો પુરોહિત હોય એના ઘેર ભોજન લેવું નહીં. (૭૪) દુષ્ટ, રાજસેવક, લુહાર, દરજી, ધોબી, રંગરેજના ઘરેથી બ્રાહ્મણે દાન ન લેવું. (૭૫) દારૂ પીનાર, દારૂ બનાવનારના ઘેર, યાચકના ઘેર અથવા જે નારી પરપુરુષના ઘેર રહેતી હોય તે ઘરે વિપ્રે દાન ન લેવું. (૭૬) જેને તસ્કર (ચોર)વિદ્યા હોય, દ્વારપાળ કે ચોકીદાર, કુલટા તેમજ સ્ત્રીની કમાઈથી જીવનાર, કુંભારના ઘેર અન્ન લેવાથી મહાદોષ થાય છે. (અર્થાત્ અન્ન ન લેવું.) (૭૭) શૂદ્રના હાથે દ્રવ્ય લઈને જે દ્વિજ અધ્યયન કરાવે એના ઘેર અને અશ્વ વેચનાર બ્રાહ્મણના ઘેર જમવું નહીં. (૭૮) જેના ઘેર ભગવત્ કીર્તન ન હોય, જે અતિ નિષ્ઠુર, જુગારી, જે સ્નાન કર્યા વિના ભોજન કરે છે એના ઘેર જમવું નહીં. (૭૯) સંધ્યા સમયે જે સંધ્યા ન કરે, સમયાનુસાર દાન ન કરે, કુળમાં પિતૃકર્મ ન કરે, એવાના ઘેર જમવું નહીં. (૮૦) જે ઢોંગથી જાપ કરે છે અથવા મનમાં ઈચ્છા રાખીને દ્રવ્ય લઈને જાપ કરે છે એના ઘેર જમવું નહીં. (૮૧) કોઈને ઋણ આપીને ઉપકાર દેખાડે છે અથવા અવાસ્તવિક વ્યાજ લે છે અને લોકોને છેતરીને ધનસંચય કરે છે એના

ઘેર જમવું નહીં. (૮૨) વિશ્વાસઘાતકી નરના ઘેર, અનીતિથી પક્ષપાત કરે, સ્વધર્મ છોડીને દુરાચાર કરે, અથવા પૂર્વજનો માર્ગ છોડીને જાય એવા અથવા કોઈ દ્વિજોત્તમ સાધુનો દ્વેષ કરે એમને ઘેર તમારે જમવું નહીં એવું હે બ્રાહ્મણ! એકચિત્તથી સાંભળ. (૮૩-૮૪) કુળદેવતા, માતા પિતાને છોડીને જે અલગ રહેવા જાય અને પોતાના ગુરુની નિંદા કરે એને ઘેર જમવું નહીં. (૮૫) ગો-બ્રાહ્મણનો વધ કરનાર, સ્ત્રીનો વધ કરનારને ઘેર અન્ન લેતાં ભારે દોષ થાય છે એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૮૬) જે નર દાન માટે આશા રાખીને જાય, અને દાન આપનારને અટકાવે અથવા પોતે દાન ન આપે ત્યાં જમવું નહીં. (૮૭) સમસ્ત જાતિઓની ઈચ્છાનુસાર વર્તનાર ચાંડાલ હોય એ જાણો અને જે બ્રાહ્મણને નમન ન કરે એનું અન્ન લેવું નહીં. (૮૮) પોતાની કન્યા અને જમાઈને ક્રોધથી જે દોષ દેતો હોય અને જે નિઃપુત્ર હોય એના ઘેર અન્ન લેવું નહીં. (૮૯) પોતાનો વિવાહ થયો હોય તો પણ જે બ્રાહ્મણ પંચમહાયજ્ઞ ન કરે અને હંમેશાં પારકાને ઘેર ભોજન કરે એને ઘેર જમવું નહીં. (૯૦) જે પંચમહાયજ્ઞ કરે, પરંતુ બીજાને ઘેર જમે એવા બીજાને ઘેર ભોજન કરીને સંતોષ માનનારને ઘેર જમવું નહીં. (૯૧) પોતે ગૃહસ્થધર્મમાં હોય અને દાનધર્મ ન કરે એને ઘેર જમવું નહીં. (૯૨) જે મનુષ્ય પોતાના ઘરના અન્નને દોષ આપે છે, બીજાના અન્નને વખાણે છે તેવા મનુષ્યને ઘેર અન્ન લેતાં આંધળા, અલ્પાયુષી, બહેરા,

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અંગહીન તેમજ યાદશક્તિ અને બુદ્ધિ નાશ પામે છે. તેની ધીરજ તેમજ શક્તિ નાશ પામે છે. રસોઈયાના ઘેર જમવું નહીં. (૯૩-૯૪) પોતે બીજાને ઘેર રહે અને જે બ્રાહ્મણ પરાન્ન લે એની પાસે જેટલું પુણ્ય હશે એ યજમાનને મળે છે. (૯૫) યજમાનના દોષ ભોજનસ્પર્શથી ત્વરિત લાગે છે. માટે એનો નિષેધ છે. તેથી તમે પરાન્ન લેશો નહીં. (૯૬) ભૂમિદાન, સુવર્ણદાન, ગજ, અશ્વ, રત્નદાન લેતાં મહાદોષ નથી પણ અન્ન લેતાં અતિદોષ થાય છે. (૯૭) પરસ્ત્રીના સંગથી નરક મળે છે તે જ રીતે પરાન્નને લીધે સમસ્ત દુષ્કૃત્યો બ્રાહ્મણને લાગે છે. (૯૮) પરગૃહમાં રહેતાં, આપણી લક્ષ્મી ત્વરિત જતી રહે છે. જ્યારે અમાવાસ્યાના દિવસે પરાન્ન જમતાં એક માસનું પુણ્ય જતું રહે છે. (૯૯) પરાન્ન માટે ન બોલાવવા છતાં જનાર તેમજ સાંજ સુધી રાહ જોઈ ભોજન કરનારને અનેક દોષ લાગે છે. શૂદ્રના ઘરે બોલાવે ત્યારે જવું નહીં. (૧૦૦) પોતાની કન્યાના ઘરે ભોજન માટે જવું નહીં પણ કન્યાને પુત્ર થાય ત્યારે સુખેથી જવું. (૧૦૧) સૂર્ય ચંદ્રના ગ્રહણ સમયે અન્ન લેવું નહીં એ જાણો. અથવા જન્મ-મરણના સૂતકનું તથા તીર્થનું દાન લેવું નહીં. (૧૦૨) બ્રાહ્મણનો આચાર નિયમાનુસાર જે બ્રાહ્મણ પાળે છે તેને દારિદ્ર્ય ક્યાંથી થાય? (૧૦૩) સમસ્ત દેવો પણ બ્રાહ્મણ દ્વારા પૂજા કરાતા અષ્ટ મહાસિદ્ધિને પ્રાપ્ત કરે છે. જ્યારે બ્રાહ્મણ કર્મનું આચરણ થાય છે એના ઘેર કામધેનુ સદા નિવાસ કરે છે. (૧૦૪) કોઈ

વિપ્ર ઉન્મત્ત હોય અને આચારકર્મ છોડી દીધું હોય અને તેથી સ્વધર્મ નષ્ટ થયો હોઈ દારિદ્રી થાય છે. (૧૦૫) વિપ્ર સ્વામીને વિનવે છે કે અમારી વિનંતી સાંભળો. વિપ્રનો દૈનિક આચારધર્મ કેવો હોય છે એ હે ગુરુ! અમને કહો. (૧૦૬) ગુરુમૂર્તિ કૃપાસાગર, ત્રિમૂર્તિનો અવતાર છે. હે ગુરુમૂર્તિ! તું ભક્તજનોનો આધાર છે. હે સ્વામી! અમને સવિસ્તર આચારધર્મ કહો. (૧૦૭) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે બ્રાહ્મણનો આચાર પૂછે છે જે પહેલાં ઋષિઓએ આચરેલો એ વિસ્તારથી કહું છું. (૧૦૮) નૈમિષારણ્યમાં સમસ્ત ઋષિઓ બહુ તપ કરતા હતા ત્યારે ત્યાં પરાશરઋષિ આવ્યા. આથી બધાએ તેમને વંદન કર્યાં. (૧૦૯) બધા ઋષિઓએ હાથ જોડીને વિનંતી કરી કે બ્રાહ્મણનો આચાર કેવો હોય છે એ અમને કહો. (૧૧૦) હમણાં અમે જે આચારધર્મ પાળીએ છીએ તેથી મનમાં સંશય આવે છે. તમે વિખ્યાત બ્રહ્મર્ષિ છો. માટે અમને ઉપદેશ આપો. (૧૧૧) ગુરુમુખ વગર મંત્ર ગ્રાહ્ય હોતો નથી. એ અપવિત્ર હોય છે. હે ગુરુ! તમે અમારા માટે પવિત્ર છો. સર્વ આચારધર્મ કહો. (૧૧૨) પરાશરમુનિ ઋષિવૃંદને કહે છે કે, આચારધર્મ કહું છું તે સાંભળો જેથી કરીને પ્રયત્ન વગર સર્વ સિદ્ધિ પામી શકાય. (૧૧૩) બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને શ્રીગુરુસ્મરણ કરીને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર ત્રણેનું ધ્યાન કરવું. (૧૧૪) પછી સૂર્ય-કેતુ સાથે નવગ્રહનું સ્મરણ કરવું. તેમજ સનાતન, સનતકુમાર, સનક અને સનંદનનું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સ્મરણ કરવું. (આ ચારે બ્રહ્માના માનસપુત્ર છે.) (૧૧૫) નારદજી, તુંબરઋષિ, સિદ્ધયોગીઓ, સાત સમુદ્ર અને સાત પર્વતોનું પણ સ્મરણ કરવું. (૧૧૬) સાત ઋષિઓનું સ્મરણ કરીને સપ્તદ્વીપ, સપ્તભુવનોનું નામ લઈને સ્મરણ કરવું અને પછી પ્રાતઃસ્મરણના શ્લોક બોલવા. (૧૧૭) શયનસ્થાનેથી ઊઠીને બે વાર આચમન કરવું. મૂત્રત્યાગ કરી હાથ-પગ ધોઈ શુદ્ધિ માટે ફરી આચમન કરવું. (૧૧૮) પરાશરઋષિ ઋષિવૃંદને કહે છે કે વિવિધ સમયે કરવામાં આવતાં આચમન વિસ્તારથી કહું છું. (૧૧૯) સ્નાન કર્યા પછી બે વાર આચમન કરવું અને જળ પીધા પછી પણ બે વાર આચમન કરવું તથા સૂતા પહેલાં અને સૂઈને ઉઠવાના સમયે બે વાર આચમન કરવું. (૧૨૦) ભોજન પહેલાં બગાસું આવે ત્યારે, છીંક આવે ત્યારે, મૂત્રત્યાગ કર્યા પછી અને શૌચ પછી પણ બે વાર આચમન કરવું. (૧૨૧) અધોવાયુ શબ્દ થાય ત્યારે અથવા કંઈ અમંગળ વસ્તુ દેખાય ત્યારે બે વખત આચમન કરવાથી શુદ્ધિ થાય છે. (૧૨૨) પાસે પાણી ન હોય ત્યારે શ્રોત્રાચમન (જમણા કાનને સ્પર્શીને) કરવું. પછી આંખ અને કાનને સ્પર્શ કરવો. તેથી પવિત્ર થવાય છે. (૧૨૩) બ્રાહ્મણના જમણા કાને સાત દેવતાઓનો વાસ હોવાથી કાનને સ્પર્શ કરતાં જ તત્ક્ષણે આચમન ફળે છે. (૧૨૪)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શ્લોકઃ

*અગ્નિરાપશ્ચ વેદાશ્ચ વરુણાર્કેંદુવાયવઃ ।
વિપ્રસ્ય દક્ષિણે કર્ણે નિત્યં તિષ્ટંતિ દેવતાઃ ॥ (૧૨૫)

સમસ્ત ઋષિઓ આ દેવતાઓનાં નામ સાંભળો. અગ્નિદેવતા, જળદેવતા, વાયુદેવતા, સૂર્યદેવતા, વેદદેવતા, ચંદ્રદેવતા અને ઈન્દ્રદેવતા છે. (૧૨૬) લઘુશંકા પછી આચમન કરીને બોલ્યા વગર સ્નાન કરવું અને પછી સ્મરણ કરવું. સૂર્યોદય થતાં સુધી શુદ્ધ આસન ઉપર બેસવું. (૧૨૭) ગાયત્રીજાપ સિવાય પ્રેમથી બીજા પૌરાણિક વિધિથી ઈતર જાપ કરવા અને સૂર્ય ઊગતાં જ ઘર કે ગામ બહાર જવું. (૧૨૮) યજ્ઞોપવીત કાન ઉપર મૂકીને, નૈઋત્ય દિશામાં જઈને માથા ઉપર પાલવ લઈને નીચા મુખે બેસવું. (૧૨૯) બપોરે ઉત્તર તરફ મોઢું રાખીને બેસવું. રાત્રે દક્ષિણાભિમુખ બેસવું. અતિવિવેકથી મૌન પાળવું. ચારે બાજુ જોવું નહીં. (૧૩૦) સૂર્ય, ચંદ્ર, નક્ષત્રને આકાશમાં જોવા નહીં. સ્ત્રીજન, લોક હોય તો કોઈને પણ જોવા નહીં. (૧૩૧) જો કોઈ બ્રાહ્મણ ઊભો-ઊભો લઘુશંકા કરે તો એની કેવી ગતિ થાય છે એ કહું છું.

* પાઠભેદ-૧ઃ- આદિત્યો વરુણઃ સોમો વહ્નિર્વાયુસ્તથૈવ ચ । (સ્મૃતિચંદ્રિકા)
પાઠભેદ-૨ઃ- અગ્નિરાપશ્ચ વેદાશ્ચ સોમઃ સૂર્યોઽનિલસ્તથા । (દેવી ભાગવત)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

એના શરીર ઉપર જેટલા વાળ હોય છે એટલા દિવસ એ નરકમાં પડે છે. (૧૩૨) જળથી શુદ્ધ કર્યા વગર જો કોઈ કાછડી પહેરે અને કાછડી છોડ્યા વગર લઘુશંકા કરે એને યમપુરીમાં નરક ભોગવવું પડે છે. (૧૩૩) જો પાણી ન મળે તો ગંગાસ્મરણ કરીને માટીથી શૌચ કરવું. એ વખતે કંઈ પણ ખાવું નહીં. (૧૩૪) શૌચ માટે જંગલ જતાં કઈ વસ્તુનું ધ્યાન રાખવું તે હે ઋષિઓ! તમે સાંભળો એમ પરાશરઋષિએ કહ્યું. (૧૩૫) શૌચ માટે ભૂમિ ઉપર સીધા બેસવું નહીં. પાન-ઘાસ ઉપર બેસવું. લીલું પાન અને લીલું ઘાસ હોય તો દૂર કરીને સૂકા પાન ઉપર બેસવું. (૧૩૬) મળવિસર્જન કર્યા પછી ઊઠવું. લિંગ પકડીને જળપાત્ર પાસે જઈને શૌચ કરવું એ જાણો. (૧૩૭) માટીથી શૌચ કરવા માટે તમારે કેવી માટી ન લાવવી તે સાંભળો. રાફડો, ઉંદરનું દર તેમજ નદીની અંદરની માટી લાવવી નહીં. (૧૩૮) જે માર્ગ ઉપર લોકો ચાલે છે અથવા ઝાડની નીચેની માટી દેવાલય કે તીર્થક્ષેત્રની માટી લાવવી નહીં. (૧૩૯) વાવ, કૂવા, તળાવમાંથી માટી લાવતાં બહુ જ પુણ્ય છે. માટી હાથમાં રાખીને ધોઈને તે માટી શૌચ માટે લેવી. (૧૪૦) આમળા જેવડા માટીના ગોળા બનાવવા. લિંગદ્વારે એક ગોળો લગાવવો. અપાનદ્વાર (ગુદા)માં પાંચ વાર લગાવવા અને એક એક હાથમાં ત્રણ-ત્રણ ગોળા લગાડવા. (૧૪૧) હે સમસ્ત ઋષિઓ! એક-એક પગને સાત સાત ગોળા માટી બધાએ લગાડવી તેના પ્રસંગ અને સમય અંગે પણ કહું છું તે

સાંભળો. (૧૪૨) માટીથી શૌચ કરતાં, મૂત્રશંકા એક ગણી, જંગલ ગયા પછી બે ગણી અને સ્ત્રીસંગના અંતે ત્રણ ગણી માટી લેવી. (૧૪૩) માટીથી શૌચ કરો ત્યાં સુધી મૌન રહેવું. ક્યાંય આડુંઅવળું જોવું નહીં એવો નિયમ રાખવો. (૧૪૪) હજુ એક પ્રકાર એવો છે કે ગૃહસ્થ કરતાં બ્રહ્મચારીએ બે ગણી માટી લેવી. (૧૪૫) વાનપ્રસ્થાશ્રમવાળાએ ત્રણ ગણી માટી લેવી. જ્યારે સમસ્ત યતિવર્ગે ચાર ગણી માટી લેવી. આથી ઓછું-વત્તું કરવું નહીં. આનાથી ધર્મસિદ્ધિ મળે છે. (૧૪૬) આ પ્રમાણે શૌચવિધિ દિવસે આચરવી અને રાત્રે આનું અડધું, સંકટ સમયે ચોથા ભાગનું, મુસાફરીમાં તેનાથી અડધું (અર્થાત્ આઠમા ભાગનું) આચરણ કરવું. (૧૪૭) જનોઈ દીધેલા બ્રાહ્મણને આ જ આચાર હોય છે. સાંભળો. ચારે વર્ણને આ જ ઉપદેશ છે. જેને શૌચવિધિ કહે છે. (૧૪૮) શૌચ માટે જઈ આવ્યા પછી કોગળા કરવા બ્રાહ્મણ હોય તો આઠ વખત, ક્ષત્રિય હોય તો છ વખત કોગળા કરવા. (૧૪૯) વૈશ્ય હોય તો ચાર વખત અને શૂદ્ર હોય તો બે વખત- આ પ્રમાણે કોગળા કરવા. હે ઋષિઓ! પરાશરઋષિ એવું કહે છે. (૧૫૦) બ્રાહ્મણે આઠ વખત કોગળા કરવા, ત્રણ વખત આચમન કરવું, નિર્મળ થઈને શુદ્ધસ્થાને બેસવું અને કુળદેવતાનું સ્મરણ કરવું. (૧૫૧) મૌન રહીને આચમન કરવું, નામનો ઉચ્ચાર કરતાં વીસ જગ્યાએ સ્પર્શ કરવો અને પછી પુનઃ આચમન કરવું. એનો વિધિ કહીશ. (૧૫૨) બ્રાહ્મણની

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જમણા હાથની હથેળી ઉપર પાંચ તીર્થો પ્રખ્યાત છે, જે સ્મૃતિમાં કહેવાયું છે તે પણ હવે કહીશ. (૧૫૩) અંગૂઠાનું મૂળ હથેળી ઉપરનું બ્રાહ્મતીર્થ અને અગ્નિતીર્થ છે. તેમજ અંગૂઠા, તર્જનીની વચ્ચે પિતૃતીર્થ હોય છે. (૧૫૪) ચારે આંગળીઓની નીચે દેવતીર્થ હોય છે. જ્યારે કનિષ્ઠિકાની નીચે ઋષિતીર્થ હોય છે એ જાણો. (૧૫૫) દેવ, પિતૃ, ઋષિ એમનું તર્પણ હથેળીના જે ભાગે તીર્થ આવે છે તે સ્થાને કરવું અને આચમન બ્રાહ્મતીર્થથી વિદ્વાન બ્રાહ્મણે કરવું. (૧૫૬) બ્રાહ્મતીર્થથી ત્રણ આચમન કેશવ, નારાયણ અને માધવ નામથી કરવાં અને દેવતીર્થ (ચારે આંગળીની નીચે દેવતીર્થ કહેવાય)થી પાણી છોડવું અને ગોવિંદ નામનો ઉચ્ચાર કરવો. (૧૫૭) વિષ્ણુ, મધુસૂદન નામનો ઉચ્ચાર કરી બંને હાથ ધોવા. તે પછી ત્રિવિક્રમ અને વામન બોલી ગાલને સ્પર્શ કરવો. નીચેના હોઠને હાથની હથેળીથી સ્પર્શ કરી શ્રીધર નામનો ઉચ્ચાર કરવો. (૧૫૮) તે પછી ઋષિકેશ બોલીને હાથને સ્પર્શ કરવો અને પદ્મનાભ બોલીને બંને પગને સ્પર્શ કરવો. જમણા હાથની પાંચે આંગળીઓ થકી દામોદર ઉચ્ચારીને માથાને સ્પર્શ કરવો. (૧૫૯) ચારે આંગળીઓના પૃષ્ઠભાગથી સંકર્ષણ નામ ઉચ્ચારી નાકને સ્પર્શ કરવો. (મૂઠી વાળીને) તે પછી અનુક્રમે તર્જની અને અંગૂઠો, મધ્યમા અને અંગૂઠો, અનામિકા અને અંગૂઠો ભેગા કરી વાસુદેવ, પ્રદ્યુમન, અનિરુદ્ધ, પુરુષોત્તમ બોલીને નેત્રને સ્પર્શ કરવો. અધોક્ષજનારસિંહ

બોલીને ટચલી આંગળી અને અંગૂઠા વડે કાનને સ્પર્શ કરવો. અચ્યુત નામનો ઉચ્ચાર કરી નાભિને અને જનાર્દન નામનો ઉચ્ચાર કરી હૃદયને સ્પર્શ કરવો. (૧૬૦-૧૬૧) પાંચ આંગળીઓથી ઉપેન્દ્ર કહીને શિર (મસ્તક)નો સ્પર્શ કરવો. હરિશ્રીકૃષ્ણ કહીને હાથને (ભૂજાને) પાંચ આંગળીઓથી વિધિપૂર્વક સ્પર્શ કરવો. (૧૬૨) આ વિધિ પ્રમાણે સાંજે કે વખતોવખત કરવું. જયારે અશક્ય હોય અથવા સંકટકાળ હોય તો એનો જે વિધિ છે તે સાંભળો. (૧૬૩) બ્રાહ્મતીર્થથી ત્રણ વખત આચમન લેવું ત્યારે કેશવ, માધવ અને નારાયણનું નામ લેવું. હાથ ધોઈને ગોવિંદ નામ લેવું તેમજ મુખનો સ્પર્શ કરીને મંત્ર બોલવો એવો વિધિ સંધ્યાવંદન વિધિ સિવાય આ અનુક્રમ પણ છે. (૧૬૪) હજુ કેટલીક વિધિ કહીશ. દેવતીર્થથી ઉદક (પાણી) લઈને ગોવિંદ નામથી હાથ ધોઈને આંખ અને કાનને સ્પર્શ કરવો. (૧૬૫) શૂદ્ર જેવાઓને સ્પર્શ ન કરવો અને જો સ્પર્શ થાય તો આચમન કરવું એવું શ્રીગુરુ બ્રાહ્મણોને કહે છે. (૧૬૬) વરસાદમાં પલળીને આવો તો બે આચમન કરવાં તેમજ સ્નાન અને ભોજનના અંતે નિશ્ચિત બે આચમન કરવાં. (૧૬૭) ફળાહાર ભક્ષણ કરો ત્યારે અથવા પાણી લેતી વખતે, સ્મશાન જઈને આવ્યા હો તો બે આચમન કરવાથી શુદ્ધ થવાય છે. (૧૬૮) હજુ એક વાત છે. આચમન મૌન રાખીને જ કરવું અને જો પાસે પાણી ન હોય તો *શ્રોત્રાચમન કરવું. (*જમણા કાનને સ્પર્શ કરવો.) (૧૬૯) શ્રીગુરુ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બ્રાહ્મણોને કહે છે કે આચમનવિધિ આવી છે અને જે કોઈ ભક્તિથી કરે છે એના ઘેર દૈન્ય ક્યાંથી હોય? (અર્થાત્ ગરીબાઈ રહેતી નથી.) (૧૭૦) હવે દાતણ કરવા માટે વિધિ કહીશ. સમસ્ત પર્વો છોડીને અને પ્રતિપદા, પૂર્ણિમા, અમાસ, ગજચ્છાયા અને છઠ ઇત્યાદિ છોડીને દાતણ કરવું. (૧૭૧) નોમ કે બારસ, શનિ, રવિ કે મંગળવારે, શ્રાદ્ધકાળે અથવા વિવાહના દિવસે દાતણ કરવું નહીં. (૧૭૨) કાંટાવાળા વૃક્ષની શાખા, તાડ, હીનતાડ (એક પ્રકારની ખજૂરીનું ઝાડ), કેતકી, ખજૂર, નાળિયેર શાખાથી દાતણ કર્યું હોય તો ચાંડાળ યોનિમાં જન્મ થાય છે. (૧૭૩) ખેર, કરંજ અને હંગાડી, ઉમરો (ઔદુંબર), આકડો, વડ અથવા કરવંદ વૃક્ષ એ પુણ્યવૃક્ષ છે એ સાંભળો. (૧૭૪) દાતણ કરવા માટે દાતણની લંબાઈ આ મુજબ હોવી જોઈએ. વિપ્ર હોય તો ૧૨ આંગળની, ક્ષત્રિય હોય તો ૯ આંગળની, વૈશ્ય-શૂદ્ર હોય તો ૬ આંગળની લંબાઈ જેટલું લાંબું દાતણ લાવવું. (૧૭૫) દાતણનું લાકડું ઝાડ પરથી તોડતી વખતે આયુઃપ્રજા* નામનો મંત્ર બોલીને પછી કાષ્ઠ તોડવું. (*આયુર્બલં યશોવર્ચઃ પ્રજાઃ પશૂન્વસૂનિ ચ । બ્રહ્મપદ્માં ચ મેધાં ચ ત્વં નો દેહિ વનસ્પતે ।) (૧૭૬) દંતધાવન કર્યા પછી દાતણ નૈઋત્ય દિશામાં ફેંકવું અને બાર કોગળા કરીને પછી બે આચમન કરવાં. (૧૭૭) દાતણ કર્યા પછી પ્રાતઃસ્નાન કરવાથી તેજ, બળ અને આયુષ્ય વધે છે. તેમજ સર્વ સુખ પ્રાપ્ત થાય છે. (૧૭૮) પ્રજ્ઞા (બુદ્ધિ)

વધે છે, ખરાબ સ્વપ્નનો નાશ થાય છે, બધા દેવતાઓ આપણને વશ થાય છે, સૌભાગ્ય, હર્ષ, સુખ પ્રાપ્ત થાય છે અને દરિદ્રતા, ચિંતા અને શોક દૂર થાય છે. (૧૭૯) નિત્ય સ્નાન કર્યા પછી પાપનો નાશ થાય છે અને આ જ કારણથી હર્ષથી ગૃહસ્થ અને વાનપ્રસ્થે વિશેષ કરીને પ્રાતઃકાળે અને મધ્યાહ્ન સમયે સ્નાન કરવું. (૧૮૦) યતિ, તાપસી કે સંન્યાસીએ ત્રિકાળ સ્નાન કરવું અને બ્રહ્મચારીએ વિધિથી એક વખત સ્નાન કરવું. (૧૮૧) સંકટ સમયે સ્નાન કરવું અશક્ય હોય ત્યારે અથવા નિર્મળ પાણી ન મળે તો અન્ય સ્નાન કરવાનો વિધિ કહીશ. તો હે બ્રાહ્મણ! સાંભળ. (૧૮૨) અગ્નિસ્નાન, ભસ્મસ્નાન અથવા વાયુસ્નાન અથવા મંત્રસ્નાન 'આપોહિષ્ઠા' મંત્રથી વિધિપૂર્વક કરવું. (પગથી માથા સુધી ભસ્મલેપન કરવાને અગ્નિસ્નાન કહે છે. પવિત્ર માટીનું લેપન કરવાને પાર્થિવસ્નાન કહે છે. સાંજના સમયે ગોધૂલિ સાથે ઊડતા પવનમાં કરેલું સ્નાન વાયુસ્નાન છે.) (૧૮૩) હજુ બીજા સ્નાનથી મળતાં ફળ જાણો. ભાવભક્તિ હશે તેને ગુરુદેવતાના દર્શનમાત્રથી તીર્થસ્નાનનું ફળ મળે છે. (૧૮૪) માતા પિતાનું દર્શન અને ચરણતીર્થ ભક્તિપૂર્વક લેતાં જ અને શરીર ઉપર પ્રોક્ષણ કરતાં જ તીર્થસ્નાનનું ફળ મળે છે. (૧૮૫) વરસાદમાં ભીના થઈએ તો ઊભા થઈને પવન લેવો અથવા ગોધૂલિમાં બેસવું. એનું સ્નાનફળ હોય છે. (૧૮૬) ચાંડાળનો સ્પર્શ થાય ત્યારે શુદ્ધ થવા માટે અવશ્ય જળસ્નાન કરવું અને


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શૂદ્રનો સ્પર્શ થતા ઉપસ્નાન કરવું. (૧૮૭) જ્યારે આપણું શરીર તંદુરસ્ત હોય ત્યારે જળથી મુખ્ય સ્નાન કરવું અને સંકટકાળ હોય ત્યારે ઉપસ્નાન કરવું. (૧૮૯) પાણી સ્વાભાવિક રીતે પવિત્ર હોય છે અને એને અગ્નિસંપર્ક થાય તો અધિક પવિત્ર થાય છે, જે ગૃહસ્થ માટે મુખ્ય હોય છે. (૧૯૦) ગરમ પાણીથી સ્નાન કરતી વેળા ઠંડા પાણીનું મિશ્રણ કરીને વચ્ચે આચમન કરવું, પણ સંકલ્પ ન બોલવો. (૧૯૧) ઘેર સ્નાન કરો ત્યારે 'અઘમર્ષણ' અર્થાત્ પાપવિસર્જનનો મંત્રવિધિ યોગ્ય નથી. તેમજ વસ્ત્ર પોતાના હાથે નીચોવવું નહીં અને પિતૃતર્પણ પણ ન કરવું. (૧૯૨) પુત્રજન્મના દિવસે, સંક્રાંતિ સમયે (તુલા, મકરસંક્રાંતિ ઇત્યાદિ), શ્રાદ્ધના દિવસે, મૃત્યુની તિથિએ, પૂર્ણિમા અમાવાસ્યાના દિવસે ગરમ જળથી સ્નાન કરવું નહીં. (૧૯૩) સ્નાન કરતી વખતે શિખા બાંધવી, હાથમાં દર્ભ લઈને સૂર્યની સામે મુખ રાખી મૌન સ્નાન કરવું અને કોઈની સાથે બોલવું નહીં. (૧૯૪) 'આપોહિષ્ઠતિ' મંત્ર બોલી બ્રાહ્મણોએ ત્રણ વખત ગાયત્રીમંત્ર સારી રીતે બોલીને સ્નાનજળને અભિમંત્રિત કરવું. (૧૯૫) પહેલાં ઠંડું પાણી નાખીને પછી ગરમ પાણી ભેળવવું અને પ્રતિદિન આ રીતે ગૃહસ્થાશ્રમમાં ઘેર સ્નાન કરવું. (૧૯૬) આચમન કરીને 'દેવસ્યત્વા' મંત્રનો જાપ કરીને ધોયેલું વસ્ત્ર લઈને અધિક મંત્રોનો જાપ કરવો. (૧૯૭) 'અવધૂત' મંત્રનો જાપ કરીને વસ્ત્રને ખોલવું અને 'ઉદ્દુત્યમ્' મંત્ર બોલીને

વસ્ત્ર સૂર્યને બતાવવું. (૧૯૮) 'આવહંતીવિતન્' મંત્રથી પવિત્ર વસ્ત્ર પહેરવું અને ત્યારે બે વાર આચમન કરવું. પછી વસ્ત્ર નિચોવીને આચમન કરવું. (૧૯૯) હવે મંત્રસ્નાન કરવાની વિધિ કહીશ. આપોહિષ્ઠા મંત્રથી આપણા શરીર ઉપર પ્રોક્ષણ કરવું. (૨૦૦) પગ, મસ્તક, હૃદયસ્થાન પર પાણી છાંટીને પછી મસ્તક, હૃદય અને પગ ઉપર જળ છાંટીને  અને હૃદય, પગ અને મસ્તક ઉપર અનુક્રમે 'આપોહિષ્ઠા' વગેરે મંત્રો બોલી જળ છાંટવું. (૨૦૧) આ રીતે સ્નાન કરીને ફરીથી આચમન કરવું અને માનસસ્નાનની વિધિ ભક્તિપૂર્વક કરવી તે સાંભળો. (૨૦૨) ચતુર્ભુજ નારાયણમૂર્તિનું અલંકાર સહિત ભક્તિપૂર્વક ધ્યાન કરવું અને ધ્યાન કર્યા પછી માનસસ્નાન કરવું. (૨૦૩) 'અપવિત્રઃ પવિત્રો વા' હરિમંત્ર જપવો અને પાણીથી શરીર ઉપર પ્રોક્ષણ કરવું. આમ કરવાથી સ્નાનફળ મળે છે. (૨૦૪) નદીતીરે કોઈ નર હશે અને એ શરીરે અશક્ત હોય તો નદીનું સ્મરણ કરીને ભીના વસ્ત્રથી શરીર લૂછવું. (૨૦૫) (મંગલ) અભ્યંગસ્નાનની વિધિ કહું છું. એ મુજબ હે બ્રાહ્મણ! રવિવારે અભ્યંગસ્નાન કરવાથી જ્વરપ્રદ નીવડે છે. (અભ્યંગસ્નાન અર્થાત્ તેલ, અત્તર વગેરે.) (૨૦૬) સોમવારે શરીરની કાંતિને હાનિ થાય છે (તેજ હણાય છે). મંગળવારે દુઃખદ મૃત્યુ, જ્યારે બુધવારે લક્ષ્મી પ્રાપ્ત થાય છે. પણ ગુરુવારે ધનહાનિ થાય છે. (૨૦૭) શુક્રવારે પુત્રઘાત થાય છે જ્યારે શનિવારે સર્વ પ્રકારની

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સંપત્તિ પ્રાપ્ત થાય છે એ હે બ્રાહ્મણો! તમે નિશ્ચિત જાણો. માટે મંગલ (અભ્યંગ)સ્નાન કરવું. (૨૦૮) નદીમાં સ્નાન પ્રવાહ તરફ મુખ રાખીને, ઘેર સવારે પૂર્વ તરફ મુખ રાખીને, જ્યારે સાંજે પશ્ચિમ તરફ મુખ રાખીને સ્નાન કરવું જોઈએ. (૨૦૯) નદીમાં સ્નાન કરો ત્યારે અઘમર્ષણ કરવું એ જાણો. આ સમયે 'નમોઽગ્નયેઽસુમતે' મંત્રથી નદીને નમસ્કાર કરવા જોઈએ. (૨૧૦) 'યદપાંક્રૂરં' મંત્ર બોલી બે હાથથી પાણી ઉછાળવું. ત્રણ વખત પાણીને હડસેલો મારીને 'ઈમં મે ગંગે' નો જાપ કરવો. (૨૧૧) 'ઋતં ચ સત્યં ચ' મંત્રનો જાપ કરતાં બ્રાહ્મણોએ ગંગામાં સ્નાન કરવું. તેમજ આ વિધિથી નદીમાં સ્નાન કરવું. (૨૧૨) રડ્યા પછી, ઉલટી કર્યા પછી, મૈથુન પછી, દુઃસ્વપ્ન દેખાતાં જ સ્નાન કર્યા વિના શુદ્ધ થવાતું નથી. માટે સ્નાન કરવું જોઈએ. (૨૧૩) હવે વસ્ત્રોની વિધિ કહું છું. હે ઋષિજનો! સાંભળો. ગૃહસ્થે કાષાય (ભગવો) વસ્ત્ર તેમજ ભીનું વસ્ત્ર પહેરવું નહીં. (૨૧૪) લાલ વસ્ત્ર, જીર્ણ વસ્ત્ર અને ધોયા વિનાનું વસ્ત્ર પહેરીને જો સ્નાન કરાય તો એ પુણ્ય રાક્ષસ પાસે જાય છે. (૨૧૫) બ્રાહ્મણ પાસે સફેદ રંગનું એક જ ધોતિયું ઉપવસ્ત્ર વગર હોય તો હાથ બહાર રાખવા. હાથ વસ્ત્રથી ઢંકાયેલા ન હોવા જોઈએ એ સાંભળો. જ્યારે ઉપરનું ઉપવસ્ત્ર હોવું જોઈએ. જેને ઉત્તર વસ્ત્ર કહેવાય છે. (૨૧૬) ધોયેલું વસ્ત્ર પહેર્યા પછી ભસ્મ લગાડવી. એ પ્રમાણે મંત્રવિધાન છે. તે મુજબ ભસ્મ ધારણ




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરવી. (૨૧૭) જો શુદ્ધ ભસ્મ ન મળે તો ગોપીચંદન અથવા દ્વારકાની માટી લગાડવી. અને ગમે ત્યાંની માટી લગાડવી નહીં. (૨૧૮) દ્વારકાની માટી ન મળે તો ગંગાની માટી ધારણ કરવી. અને ઊભું ટીલું લગાડવું જેથી વિષ્ણુ પ્રસન્ન થાય છે. (૨૧૯) જેને પુષ્ટિકામના હશે (આરોગ્ય અથવા બળની ઈચ્છા) એણે અંગૂઠાથી ભસ્મ લગાડવી. જ્યારે આયુષ્યની ઈચ્છા હોય એણે વચલી આંગળીથી ભસ્મ લગાડવી. (૨૨૦) અન્ન મેળવવાની ઈચ્છા રાખનારે અનામિકાથી, જ્યારે મુક્તિની ઈચ્છા માટે તર્જનીથી ભસ્મ લગાડવી પણ નખ લગાડવો નહીં. તેથી મહાપાતક થાય છે. (૨૨૧) દસ આંગળ જેટલું લાંબુ ત્રિપુંડ ઉત્તમ કહેવાય. નવ, આઠ, સાત, છ કે પાંચ આંગળી જેટલું લાંબુ 'શૂર્પાકાર' ત્રિપુંડ કરતા તે મધ્યમ ગણાય છે. (૨૨૨) ચોથું ત્રિપુંડ બે આંગળી જેટલું કરતા તે અધમ ગણાય છે. પછી શ્રીવિષ્ણુના બાર નામ ઉચ્ચારીને વિવિધ અંગો ઉપર ભસ્મલેપન કરવું. (૨૨૩) લલાટ ઉપર 'કેશવ' નામનું ઉચ્ચારણ કરી ભસ્મ લગાડવી. 'નારાયણ' બોલીને નાભિ ઉપર ભસ્મ લગાડવી. 'માધવ' નામનો ઉચ્ચાર કરીને હૃદય ઉપર કમળપુષ્પ જેવા આકારમાં ભસ્મ લગાડવી. (૨૨૪) 'ગોવિંદ' નામથી ગળા ઉપર, 'વિષ્ણુ' નામથી નાભિની જમણી બાજુ, જમણી ભુજાએ 'મધુસૂદન' નામથી, જ્યારે 'ત્રિવિક્રમ' નામથી જમણા કાન ઉપર ભસ્મ લગાડવી. (૨૨૫) નાભિના ડાબા ભાગે 'વામન' નામથી, જ્યારે ડાબા બાહુ ઉપર 'શ્રીધર'


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નામથી, ડાબા કાને 'ઋષિકેશ' નામથી, જ્યારે કરોડરજ્જુની ઉપર 'પદ્મનાભ' નામથી ભસ્મ લગાડવી. (૨૨૬) શિખાસ્થાને 'દામોદર' નામથી ઊર્ધ્વપુંડ્ર વિધિ છે અને આમ ગોપીચંદન અને ભસ્મ લગાડો ત્યારે પાપો બળી જાય છે. (૨૨૭) દ્વારકાની માટી લાવીને ત્રિપુંડ ભસ્મ લગાડો તો હરિહરને સંતોષ થાય છે અને ભુક્તિ-મુક્તિ (ઐહિક અને પરમાર્થ સુખ) પ્રાપ્ત થાય છે. (૨૨૮) વિવાહ જેવા શુભ દિવસે, શ્રાદ્ધના દિવસે, દેવતાકૃત્ય કરી અને સૂતકના દિવસે સ્નાન કર્યા પછી ગોપીચંદન લગાડવું નહીં. (૨૨૯) બ્રહ્મયજ્ઞ તર્પણ માટે કુશ (દર્ભ) અંગે વિસ્તારથી કહું છું. દર્ભ મુખ્ય દસ પ્રકારના હોય છે. (૨૩૦) દર્ભના દસ પ્રકારો ક્રમશઃ આ પ્રમાણે છેઃ દૂર્વા, ઉશીર (વાળો), કુશ (દર્ભ), કાશ (કસઈ નામનું ઘાસ), સુકુદ, ઘઉંની પરાળ, ડાંગરની પરાળ, નાગરમોથ, ભદ્રમુસ્તા અને મૌજીસ. (૨૩૧) દરરોજ દૂર્વા લાવવી અને જો શક્ય ન હોય તો શ્રાવણની અમાસના લાવી, વર્ષ સુધી સંગ્રહ કરવો. (૨૩૨) વિપ્રને ચાર દૂર્વા, ક્ષત્રિયને ત્રણ દૂર્વા, વૈશ્યને બે દૂર્વા અને શૂદ્રને માટે એક દૂર્વા રાખવી. (૨૩૩) આ દૂર્વાનો મહિમા અનુપમ છે. એના અગ્રસ્થાને બ્રહ્મા છે, મધ્યમાં શ્રીહરિ અને મૂળમાં રુદ્ર (શિવ) છે. (૨૩૪) દર્ભની ગાંઠથી ઉપરનો ભાગ ચાર આંગળી લાંબો હોવો જોઈએ. મૂળનો ભાગ બે આંગળી લાંબો હોવો જોઈએ. બ્રાહ્મણે આ ધારણ કરવાનો મહિમા બહુ મોટો છે. (૨૩૫)

વિષ્ણુ ભગવાન ચક્રથી જે રીતે રાક્ષસોને હરાવે છે અને શંકર ભગવાન ત્રિશૂલ ધારણ કરીને રાક્ષસોનો સંહાર કરે છે તે જ રીતે દર્ભનો મહિમા રાક્ષસના સંહારક તરીકે છે. (૨૩૬) ઈન્દ્ર વજ્રનું આયુધ ધરે છે, દૈત્યનો નાશ કરે છે. તેવી રીતે બ્રાહ્મણ દૂર્વા ધારણ કરે છે ત્યારે પાપ દૂર થઈને પાપનો નાશ થાય છે. (૨૩૭) જેવી રીતે ઘાસનો પર્વત હોય એને અગ્નિસ્પર્શ થાય ત્યારે તે બળે છે, એવી જ રીતે દર્ભના સ્પર્શથી પાપરાશિ બળી જાય છે. (૨૩૮) બ્રહ્મયજ્ઞ, જાપ વખતે કુશની ગાંઠ બાંધવી નહીં. ભોજન વખતે ગોળાકારમાં (દૂર્વા) બનાવીને ભક્તિથી ધારણ કરવી. (૨૩૯) કર્મ આચરતી વખતે દૂર્વાને ગ્રંથિ બાંધવી કેમ કે તેથી કપાસને અગ્નિસ્પર્શ થાય ને બળી જાય છે, તેમ પાપ નાશ પામે છે. (૨૪૦) અગિયાર આંગળ લાંબા બે દર્ભને પવિત્ર માનવામાં આવ્યા છે. નિત્યકર્મ માટે બે દર્ભ હોય એ મુખ્ય છે. (૨૪૧) જાપ કે હોમ, દાન અથવા સ્વાધ્યાય, વેદાધ્યયન, પિતૃકર્મ વખતે સોનાચાંદીની અંગૂઠી (પવિત્રી) હોય તો પણ એને કુશથી અલગ કરવી નહીં. (૨૪૨) દેવ, પિતૃકર્મ વખતે તર્જનીમાં ચાંદીની મુદ્રિકા, જયારે અનામિકામાં સુવર્ણમુદ્રિકા ધારણ કરવી. (૨૪૩) મુદ્રિકા (વીંટી) ખડગપાત્રી (ગેંડાના શિંગડાની) હોવી જોઈએ. કનિષ્ઠિકા આંગળીમાં ‘પવિત્રી’ ધારણ કરવી નહીં. પરંતુ જેના પિતાશ્રી જીવંત હોય એમણે તર્જની ઉપર મુદ્રિકા ન પહેરવી જોઈએ. (૨૪૪) હઠયોગ સાધના માટે વાપરવામાં આવતો વસ્ત્રનો

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પટ્ટો શ્રેષ્ઠ છે. તર્જની આંગળીમાં ચાંદીની વીંટી અથવા પગમાં પાદુકા પહેરવી નહીં અને જેના પિતાશ્રી હયાત હોય તેણે ગયાશ્રાદ્ધ કરવું નહીં. (૨૪૫) જેના હાથમાં નવરત્ન મુદ્રિકા હોય તેને પાપ લાગતું નથી. એકાદ રત્ન હાથમાં હોય તો પણ એવી મુદ્રિકા બ્રાહ્મણ માટે પવિત્ર હોય છે. (૨૪૬) પ્રાતઃસંધ્યાનો વિધિ કહીશ એ સમસ્ત ઋષિજન સાંભળો. નક્ષત્રો દેખાય ત્યારે જ પ્રારંભ કરીને સૂર્યોદયે અર્ઘ્ય આપવો. (૨૪૭) સૂર્યોદય થાય ત્યાં સુધી જાપ કરતા ઊભા રહેવું અને સૂર્યોદય સમયે અર્ઘ્યદાન કરવું. એના પહેલાં કરો તો બધું વ્યર્થ જાય છે. (૨૪૮) ઋષિ પરાશરને પૂછે છે કે સંધ્યા કરવાની વિધિ અમને વિસ્તારથી કહો એવું સરસ્વતી ગંગાધર કહે છે. (૨૪૯) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે પરાશર સ્મૃતિમાં સંધ્યાવિધિ અંતર્ગત જે વિધિ છે તે તમને કહું છે તે તમે એકચિત્તે સાંભળો. (૨૫૦) ગાયત્રીમંત્રનો જાપ કરતી વખતે શિખા બાંધવી જોઈએ, આસન ઉપર બેસીને ચિત્ત દૃઢ કરવું જોઈએ. (૨૫૧) બ્રાહ્મતીર્થે ત્રણ આચમન, વિષ્ણુ નામનું સ્મરણ કરીને પ્રાણાયામ ન્યાસપૂર્વક કરવો. (૨૫૨) પ્રણવસ્થાને **પરબ્રહ્મ ઋષિ**, ગાયત્રીછંદથી **અગ્નિદેવતા** બોલીને **પ્રાણાયામે વિનિયોગઃ** એવું બોલવું. (૨૫૩) ૐ અં-નાભિ, ઉં-હૃદય । મં-મૂર્ધ્ની (મસ્તક)ને સ્પર્શ કરવો. સાત વ્યાહૃતિના સાત ઋષિ અને પૃથક્ સાત દેવતા છે. (૨૫૪) વ્યાહૃતિનો ઉચ્ચાર કરી કહું છું એ સાત સ્થળે સ્પર્શ કરવો. તેના

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઋષિ અને દેવોનાં સાત નામ જુદાં જુદાં કહું છું. (૨૫૫) અગ્નિ, વાયુ, સૂર્ય, જીવ (બૃહસ્પતિ-ગુરુ), વરુણ, ઈન્દ્ર અને વિશ્વદેવ. સાત વ્યાહૃતિના આ સાત દેવ છે અને સાત છંદો છે એ કહીશ. (૨૫૬) અનુક્રમે ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ અને જગતી છંદ વિશેષ કરીને છે. આનો ઉચ્ચાર કરીને પ્રાણાયામનો પ્રારંભ કરવો. (૨૫૭) 'ૐ ભૂઃ' બોલીને પગનો સ્પર્શ કરવો. 'ભુવઃ' બોલીને જાનુનો સ્પર્શ કરવો. 'સ્વઃ' બોલીને ગુહ્યભાગને સ્પર્શ કરવો. 'મહઃ' બોલીને નાભિસ્થાનનો સ્પર્શ કરવો. 'જનઃ' બોલીને હૃદયનો સ્પર્શ કરવો. 'તપઃ' બોલીને કંઠનો સ્પર્શ કરવો. (૨૫૮) 'સત્યં' બોલીને લલાટના મધ્યભાગ (કપાળ)નો સ્પર્શ કરવો. ગાયત્ર્યાગાયત્રી છંદ સવિતા દેવતા છે. 'વિશ્વામિત્ર ઋષિ' એમ બોલીને પ્રાણાયામનો પ્રારંભ કરવો. (૨૫૯) 'ૐ ભૂઃ' બોલીને હૃદયને સ્પર્શ કરવો. 'ૐ ભુવઃ' બોલીને મસ્તકને સ્પર્શ કરવો. 'ૐ સ્વઃ શિખાયૈ વષટ્' એમ બોલીને શિખાને સ્પર્શ કરવો. 'ૐ તત્સવિતુર્વરેણ્યં કવચાય હું' એમ બોલીને ન્યાસ કરવો. (૨૬૦) 'ૐ ભર્ગોદેવસ્ય ધીમહિ નેત્રત્રયાય વૌષટ્' એમ બોલીને ત્રણે નેત્રને સ્પર્શ કરવો. 'ધિયો યો નઃ પ્રચોદયાત્' બોલીને 'અસ્ત્રાય ફટ્'ની મુદ્રા કરવી. 'ૐ ભૂર્ભુવઃ સ્વઃ' બોલીને દિશાબંધન કરવું. આ રીતે ૬ અંગનો ન્યાસ કરવો. (૨૬૧) પ્રાણાયામ કરતી વખતે પ્રજાપતિ ઋષિનો ઉચ્ચાર કરવો અને તેના દેવતાનાં નામો આ

પ્રમાણે છે. બ્રહ્મા, અગ્નિ, વાયુ અને સૂર્ય છે. (૨૬૨) 'પ્રાણાયામે વિનિયોગઃ' એમ કહીને 'ૐ આપો' બોલીને સ્તનને સ્પર્શ કરવો. 'જ્યોતિ' બોલીને નેત્રનો સ્પર્શ કરવો. 'રસો-જિહ્વા' બોલીને જીભનો સ્પર્શ કરવો. 'અમૃતં' એવું કહીને કપાળને સ્પર્શ કરવો. (૨૬૩) 'બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્' કહીને ત્રણ વાર પ્રાણાયામ કરવા. કેટલાક લોકો ત્રિપદા ગાયત્રીનો જાપ કરે છે. જાપ કરનારને સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. (૨૬૪) આ ગાયત્રીના અધિદેવતા બ્રહ્મા, અગ્નિ, વાયુ અને ગભસ્તી (સૂર્ય) છે. પ્રખ્યાત બ્રહ્મા ઋષિ હોય છે. હવે સપ્ત (સાત) ન્યાસ કહીશ. (૨૬૫) 'ભૂઃ લોક' બોલીને પાદન્યાસ કરવો. 'ભુવઃ' કહીને જાનુને સ્પર્શ કરવો. 'સ્વઃ' બોલીને ગુહ્યભાગને સ્પર્શ કરવો. 'મહર્લોક'નો ઉચ્ચાર કરીને નાભિને સ્પર્શ કરવો. (૨૬૬) 'જનઃ' બોલીને હૃદયને સ્પર્શ કરવો. 'તપઃ' બોલીને ગ્રીવાને સ્પર્શ કરવો. 'ભ્રૂવૌ' બોલીને લલાટના ભ્રૂમધ્ય ભાગને સ્પર્શ કરવો. શરીરના મસ્તકને સત્યલોક કહેવામાં આવે છે. (૨૬૭) ગાયત્રીની પ્રાર્થના કરીને વિધિથી પ્રાણાયામ કરવો. બ્રહ્મચારી અને ગૃહસ્થોએ પાંચ આંગળીથી પ્રાણાયામ કરવો. (૨૬૮) વાનપ્રસ્થી અને સંન્યાસીએ અનામિકા-કનિષ્ઠિકા અને અંગૂઠાથી ૐકાર વાયુ પૂરક કરીને જમણા નાકથી શ્વાસ લેવો. (૨૬૯) ડાબા નાકથી શ્વાસ બહાર કાઢી ત્રણ વખત પ્રાણાયામ કરવો. આવી રીતે હે મુનિઓ! તમો ત્રિકાળસંધ્યા કર્મ કરવું. (૨૭૦) હે ઋષિવૃંદ!

'સ્મૃતિચંદ્રિકા' ગ્રંથમાં જે માર્જનનો વિધિ બતાવ્યો છે તે તમને વિધિપૂર્વક સમજાવું છું. (૨૭૧) 'આપોહિષ્ઠેતિ' સૂક્તનો સિંધુદ્વીપ ઋષિ છે, ગાયત્રી છંદ છે. આપો દેવતા છે અને તેનો વિનિયોગ માર્જનમાં કરવાનો છે. (૨૭૨) 'આપોહિષ્ઠા' એવો મંત્ર બોલીને પવિત્ર કુશથી માર્જન કરો. અને 'યસ્ય ક્ષયાય' મંત્રથી પોતાના ચરણો ઉપર પાણીનું પ્રોક્ષણ કરવું. (૨૭૩) 'આપોજનયથા' મંત્રથી પોતાના મસ્તક ઉપર પ્રોક્ષણ કરવું. 'સૂર્યશ્ચેતિ' મંત્રથી જળપ્રાશન કરવું. (૨૭૪) બે આચમન કરીને 'દધિકાવ્ણો' મંત્રનો જાપ કરીને તમે ત્રણ માર્જન કરો અને ફરીથી 'આપોહિષ્ઠા' કહો. (૨૭૫) 'હિરણ્યવર્ણ સૂક્ત'થી માર્જન કરવું. 'દ્રુપદાદિવેતિ' મંત્રથી પાણી સૂંઘીને ડાબી બાજુ મૂકવું. (૨૭૬) માર્જન કરવાની વિધિ કહીશ એ હે ઋષિજનો! સાંભળો. ડાબા હાથથી પાત્ર (વાસણ) પકડીને વિશેષ માર્જન કરવું. (૨૭૭) ઔદુંબર, સોનું, ચાંદી કે પછી કાષ્ઠપાત્ર પવિત્ર હોય છે. એવું પાત્ર ન મળે તો ડાબા હાથમાં જળ લેવું. (૨૭૮) માટીનું અથવા દ્વિમુખપાત્ર (ઝારી જેવું) તેમજ ફૂટેલું પાત્ર લેવું નહીં. દેવ-પિતૃકર્મ માટે આ પાત્ર અપવિત્ર હોવાથી લેવાય નહીં એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૨૭૯) માર્જનની સંખ્યા કહીશ તે સાંભળો. માર્જનના ૯ પાદ પૈકી મસ્તકમાં ૮ વખત માર્જન, નવમી વાર 'યસ્ય ક્ષયાય'થી નવમા પાદથી જમીન પર માર્જન કરવું. (૨૮૦) 'આપઃ પુનંતુ' મંત્રથી મધ્યાહ્નકાળે જળનું પ્રાશન


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરવું. જયારે 'અગ્નિશ્ચે તિ' મંત્રથી સાંજે જળનું પ્રાશન કરવું. (૨૮૧) પ્રાશનોના અંતે તમે દ્વિરાચન કરો. સૂંઘીને પાણી મૂકી દેવું અને એક આચમન કરવું. (૨૮૨) અર્ઘ્ય આપવાની વિધિ કહીશ. હે ઋષિજનો! સાંભળો. ગોશૃંગ જેટલું ઊંચું કરીને મનોભાવથી અર્ઘ્ય આપવો. (૨૮૩) ગાયત્રી મંત્રનો જાપ કરીને સાંજે, સવારે, બપારે ત્રણે સમયે 'હંસઃ શુચિષન્' મંત્રથી મધ્યાહ્નકાળે અર્ઘ્ય આપવો. (૨૮૪) સવારે અને મધ્યાહ્ને ઊભા રહીને અર્ઘ્ય આપવો એ સારું. માત્ર સાંજે બેસીને અર્ઘ્ય આપવો. ત્રણ વાર આચમન કરવું અને 'અસાવાદિત્ય' કહીને પ્રદક્ષિણા કરવી. (૨૮૫) અર્ઘ્ય આપવાની કથા વિસ્તારથી કારણસહિત કહીશ તે સાંભળો. 'મંદેહ' નામના ત્રીસ કરોડ રાક્ષસો છે. (૨૮૬) સૂર્યની સાથે યુદ્ધ કરવા માટે રોજ મંદેહ નામના રાક્ષસો આવતા એ સાંભળો. તેથી દેવોને શંકા થઈ કે સૂર્યનો પરાજય થશે. (૨૮૭) સૂર્યનો પરાજય થાય તો ઉદય અને અસ્ત નહીં થઈ શકે, જેથી બ્રાહ્મણો દ્વારા સ્વાહાકાર-સ્વાધાકાર થઈ શકશે નહીં. (૨૮૮) સ્વાહા-સ્વાધાકાર ન થવાથી સમસ્ત દેવોને ઉપવાસ થશે, સૃષ્ટિનો ક્રમ થંભી જશે. માટે તેનું નિવારણ કે ઉપાય કરવો રહ્યો. (૨૮૯) આ જ કારણથી અર્ઘ્ય આપવામાં આવે છે. એ જ અર્ઘ્ય વજ્ર જેવું આયુધ થાય છે અને જઈને દૈત્યોને હણે છે. તેને કારણે રોજ દૈત્યોનો પરાભવ થાય છે. (૨૯૦) દૈત્યો બ્રહ્મવંશના હોય છે. એમને મારવાથી દોષ થાય છે. માટે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

'અસાવાદિત્ય'નો મંત્ર બોલી પ્રદક્ષિણા કરવાથી આ દોષ જાય છે. (૨૯૧) બ્રહ્મહત્યાના પાપને દૂર કરવા પ્રદક્ષિણા કરવી અને ચાર પગલાં દ્વારા ભૂપ્રદક્ષિણા કરતાં બ્રહ્મહત્યાનું પાપ નષ્ટ થઈ પુણ્ય પ્રાપ્ત થાય છે. (૨૯૨) સંધ્યા કરવાનું સ્થાન કહીશ. એનું ફળવિધાન સાંભળો. ઘરમાં રોજ સંધ્યા કરો તો એક જ ફળ મળે છે એ જાણો. (૨૯૩) ગામની બહાર સંધ્યા કરો તો દસ ગણું ફળ મળે છે. જ્યારે નદીતીરે સો ગણું ફળ મળે છે. પુષ્કર તીર્થે કરો તો હજાર ગણું ફળ મળે છે. જ્યારે ગંગા, ગોદાવરી, કૃષ્ણા જેવી નદીએ સંધ્યા કરો તો કોટી ગણું (કરોડ ગણું) ફળ પ્રાપ્ત થાય છે. (૨૯૪) સુરાપાન, દિવામૈથુન, અનૃત (અસત્ય) વાક્ય જેવાં પાપ જાણવાં. બહાર સંધ્યા કરતાં તરત જ આ પાપો ભસ્મ થાય છે. (૨૯૫) જાપ કરવા માટે પણ સ્થળો હોય છે. તે તમને વિસ્તારથી કહીશ એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે તે એકચિત્તે સાંભળો. (૨૯૬) જો જાપ ઘરે કરો તો એક ફળ હોય છે, જ્યારે બહાર કરો તો બમણું ફળ હોય છે અને નદીતીરે ત્રણ ગણું ફળ જાપનું મળે છે. (૨૯૭) તુલસી, વૃંદાવન અને ગૌશાળા પાસે જાપનું દસ ગણું ફળ મળે છે, જ્યારે અગ્નિહોત્રના સ્થાને જાપ કરવાથી સો ગણું ફળ મળે છે. (૨૯૮) તીર્થસ્થાન કે દેવતા સમક્ષ જાપનું સહસ્ર (હજાર) ગણું ફળ મળે છે જ્યારે શ્રીહરિ (વિષ્ણુ) પાસે જાપ કરવાથી સો કરોડ ગણું ફળ મળે છે અને ઈશ્વર (શંકર)ની પાસે જાપ કરવાથી અનંત ફળ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મળે છે. (૨૯૯) જાપ કરવા માટેનાં આસનો માટે કેવા વિધિનિષેધ છે, જેનાથી પુણ્ય પાપ કેવું પ્રાપ્ત થાય છે એ તમને કહીશ. (૩૦૦) તૂટેલ ફૂટેલ પાટલા ઉપર બેસીને જાપ કરો તો અપાર દુઃખ થાય છે જ્યારે ઘાસ ઉપર બેસીને જાપ કરો તો ભાગ્ય અને યશ નાશ પામે છે. (૩૦૧) ઝાડના પાન અને ડાળી ઉપર બેસીને જાપ કરતાં શોકમગ્ન થવાય છે અને વાંસની ચટ્ટાઈ ઉપર બેસીને જાપ કરતાં દરિદ્રતા આવે છે જ્યારે પથ્થર ઉપર બેસીને જાપ કરતાં વ્યાધિ થાય છે. (૩૦૨) ભસ્મ આસન ઉપર બેસીએ તો વ્યાધિનો નાશ થાય છે અને કંબલ (ગરમ વસ્ત્ર) ઉપર બેસીએ તો સુખ પ્રાપ્ત થાય છે. જ્યારે કાળા હરણના ચર્માસન ઉપર બેસીએ તો જ્ઞાનપ્રાપ્તિ થાય છે અને વ્યાઘ્રચર્મ ઉપર બેસીને જાપ કરતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. (૩૦૩) કુશ (દર્ભ)ના આસન ઉપર બેસી જપ કરતાં વશીકરણની શક્તિ પ્રાપ્ત થાય છે અને સર્વ રોગનો નાશ થાય છે. પાપ નાસી જાય છે અને જિંદગીમાં આયુષ્ય અને પ્રજ્ઞા, બુદ્ધિ વધુ પ્રાપ્ત થાય છે. (૩૦૪) 'ઓં' નામના 'ઈત્યેકાક્ષર બ્રહ્મ' (એક અક્ષરવાળા) બ્રહ્મમંત્રનો તમે જાપ કરીને પવિત્ર થાવ, ગાયત્રીનું ધ્યાન કરો તેથી તમામ પાપો દૂર થાય છે. (૩૦૫) આ ગાયત્રીના સ્વરૂપનું વર્ણન કરીએ તો અભિનવ છે. લાલ રંગનું વસ્ત્ર છે અને હંસનું વાહન છે એ જુઓ. (૩૦૬) અકાર બ્રહ્મા આદિ દેવતા, ચાર ભુજા, ચાર મુખ અને હાથમાં એક એક રુદ્રાક્ષની


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

માળા અને લાકડાની કડછી ધારણ કરેલી છે. (૩૦૭) ઋગ્વેદ સાથે છે. ‘અગ્નિહોત્ર ફલમાવાહયામિ’ પછી ‘આયાતુ વરદાદેવી ઓજોડસિ’ એવું બ્રાહ્મણે કહેવું. (૩૦૮) આ મંત્રના ઋષિ દેવતા ગાયત્રી સદશ તરીકે પ્રખ્યાત છે. પ્રાતઃસંધ્યા તમે કરો ત્યારે એની વિધિ તમને કહીશ. (૩૦૯) વિશ્વેદેવા ઋષિ, ગાયત્રી દેવતા, ગાયત્રી છંદ, ગાયત્રી આવાહનમાં વિનિયોગ કરવાનો છે. પ્રાતઃ અને સંધ્યા સમયે આવો ઉચ્ચાર કરવો. (૩૧૦) સાવિત્રી દેવતા, સાવિત્રી છંદ, સાવિત્રીને આવાહન કરી મધ્યાહ્ન સંધ્યા વખતે બોલવું. (૩૧૧) સરસ્વતી દેવતા, સરસ્વતી છંદ, સરસ્વતીના આવાહનમાં વિનિયોગ એમ સાયંસંધ્યા સમયે બોલવું. (૩૧૨) પ્રાતઃસંધ્યાનું ધ્યાન અતિ ગહન છે. જે તમને કહું છું તે સાંભળો. ગાયત્રી જે બાળસ્વરૂપિણી છે એ જાણો. (૩૧૩) અકાર બ્રહ્મા છે. બધું વિસ્તારથી કહીશ. ગાયત્રીનો વર્ણ સંધ્યા સમયના સૂર્ય જેવો લાલ છે. લાલ વસ્ત્ર ધારણ કરી અને હંસના વાહન ઉપર આરુઢ છે. (૩૧૪) ચાર હાથ અને ચાર મુખ છે. વળી ગાયત્રીદેવીના એક હાથમાં કમંડલુ, બીજા હાથમાં રુદ્રાક્ષની માળા, ત્રીજા હાથમાં લાકડાની કડછી ધારણ કરેલ છે. આવું ધ્યાન કરવાથી ઋગ્વેદ સહિત અગ્નિહોત્રનું ફળ મળે છે. (૩૧૫) એકચિત્તે ૐકાર મંત્રનું ધ્યાન કરવું એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૩૧૬) ૐકારનું શિખામાં આવાહન કરું છું, છંદ ઋષિનું પણ આવાહન કરું છું. ‘શ્રિયમ્’નું પણ આવાહન

કરું છું. 'બલમા વાહયામિ' કહીને બળનું આવાહન કરું છું. (૩૧૭) પ્રાતઃકાળે ધ્યાન અને આવાહન કરીને પછી સમયસર સંધ્યા કરવી અને હવે મધ્યાહ્નકાળના ધ્યાન અને આવાહનની વિધિ કહીશ. (૩૧૮) સાવિત્રી યૌવનસ્વરૂપ દેવતાનું મધ્યાહ્નસંધ્યામાં ધ્યાન કહીશ તે હે ઋષિજનો! એકચિત્તથી સાંભળો. (૩૧૯) સાવિત્રીદેવીનો શ્વેતવર્ણ અને સફેદ વસ્ત્ર પરિધાન કરી, પવિત્ર વૃષભ તેમનું વાહન છે. 'ઉ'કાર રુદ્રગણ દેવતા છે, જે પંચમુખી છે એ જુઓ. (૩૨૦) એક વરદ હસ્ત (એક હાથની વરદ મુદ્રા છે.), બીજો હાથ અભયમુદ્રામાં છે (અભયહસ્ત), ત્રીજા હાથમાં રુદ્રાક્ષમાળા અને ચોથા હાથમાં ત્રિશૂલ સહિત યજુર્વેદ ગ્રંથ ધારણ કરેલ છે. 'અગ્નિષ્ટોમ' યજ્ઞફળ જાણો. (૩૨૧) શિખામાં ૐકારનું આવાહન કરવું, તે પછી છંદ ઋષિ, શ્રિય અને હ્રિયમ્ બોલીને લૌકિક સંપત્તિનું આવાહન કરો. (૩૨૨) હવે સાયંસંધ્યાનું ધ્યાન વિધિપૂર્વક કહું છું. જે એકચિત્તથી ધ્યાનપૂર્વક સાંભળો. (૩૨૩) સરસ્વતીનું વૃદ્ધાસ્વરૂપ છે. તેમનો વર્ણ કાળો છે. કાળું વસ્ત્ર પહેરેલું છે અને ગરુડ વાહન છે એ જુઓ. (૩૨૪) 'મ'કાર વર્ણ, ચતુર્ભુજ વિષ્ણુ એ દેવતા છે. જેમના ચારે હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલા છે અને સામવેદ સાથે છે. (૩૨૫) આવું ધ્યાન કરવાથી વાજપેયી યજ્ઞનું ફળ મળે છે. સાયંસંધ્યાનું ધ્યાન છે એ તમો બ્રાહ્મણોએ કરવું એવું શ્રીગુરુ કહે છે. (૩૨૬) ૐકાર બોલીને શિખામાં આવાહન કરવું.

છંદ ઋષિનો ઉચ્ચાર કરી શિખામાં આવાહન કરવું. 'શ્રિયમાવાહયામિ' બોલીને શ્રિયમ્ અને બળનું આવાહન કરવું. (૩૨૭) ગાયત્રી છંદ છે. પ્રણવસ્ય (પ્રણવ) અંતર્યામી ઋષિ છે. પરમાત્મા દેવતા છે. પાંચ ઉપનયનમાં વિનિયોગ છે. (૩૨૮) ઉદાત્ત સ્વરિત સ્વર છે. શુક્લ વર્ણ છે. જ્યોતિ સ્વરૂપ છે. સર્વ દેવમય જગત સ્વરૂપ છે. 'અ'કાર, 'ઉ'કાર અને 'મ'કાર વર્ણ છે. (૩૨૯) અગ્નિ, વાયુ, સૂર્ય ઋષિ છે. ગાયત્રી, ત્રિષ્ટુપ, જગતી એ ત્રણે છંદો છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ દેવતા છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ સ્વરૂપ છે. (૩૩૦) ત્રણ પ્રકારના અગ્નિનાં નામ ક્રમશઃ આહવનીયાગ્નિ, ગાર્હપત્ય અને દક્ષિણ અગ્નિ છે. ત્રણ તત્વો પૃથ્વી, અંતરિક્ષ, ધૌસ્તત્વ છે. ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત ત્રણ સ્વર છે. (૩૩૧) પીત (પીળો), વિદ્યુત (વીજળી જેવો ચમકતો સફેદ), કૃષ્ણ (કાળો) વર્ણ છે. પ્રાતઃ મધ્યાહ્ન તૃતીય સવનનો કાળો રંગ છે. પ્રાતઃસંધ્યાનો પીળો રંગ અને મધ્યાહ્ને વીજળી જેવો ચમકતો રંગ છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ સ્વરૂપ પ્રાણ છે. જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્ત તેની ક્રમશઃ અવસ્થા છે. (૩૩૨) એવી ત્રિપદા ગાયત્રીનું ત્રિવિધ ધ્યાન કહ્યું છે. હવે જાપની વિધિ કહીશ એ એકચિત્તે સાંભળો. (૩૩૩) મમો પાત્ત દુરિત ક્ષય દ્વારા શ્રી પરમેશ્વર પ્રીતિ અર્થે જપે વિનિયોગઃ, ઓં અં નાભૌ ઉં હૃદયે મં કંઠે (૩૩૪) ૐ ભૂઃ આ અક્ષરમંત્રનો ગાયત્રી છંદ છે; અગ્નિ દેવતા છે,

વિશ્વામિત્ર ઋષિ છે. (૩૩૫) ષડ્જ સ્વર, સફેદ વર્ણ, પગને સ્પર્શ કરીને પ્રાણાયામમાં તેનો વિનિયોગ કરીને બીજી વ્યાહૃતિ (ભુવઃ) બોલવી. (૩૩૬) ૐ ભુવઃ અક્ષરમંત્રનો ઉષ્ણિક છંદ છે, વાયુ દેવતા છે અને ભૃગુ ઋષિ છે, એ જાણો. (૩૩૭) ઋષભ તેનો સ્વર છે. શ્યામવર્ણનું એનું રૂપ છે અને જાનુમાં ન્યાસ કરીને તમે ધ્યાન કરો. (૩૩૮) પ્રાણાયામે વિનિયોગઃ કહીને ભક્તિથી ન્યાસ કરો. ૐ સ્વઃ વ્યાહૃતિ બોલીને ભક્તિથી ધ્યાન કરવું. (૩૩૯) સ્વઃ વ્યાહૃતિ મંત્રનો અનુષ્ટુપ છંદ છે. સવિતા દેવતા છે અને ભારદ્વાજ ઋષિ છે એ જાણો. (૩૪૦) સ્વર ગાંધાર, પીળો વર્ણ આ મંત્ર કટિ (કમર)ને સ્પર્શ કરીને બોલવો. પ્રાણાયામે વિનિયોગ કરવો. આ ત્રીજો વ્યાહૃતિ મંત્ર છે. (૩૪૧) ૐ મહઃ મંત્રનો બૃહતી છંદ છે. આના દેવતા બૃહસ્પતિ છે અને વશિષ્ઠ ઋષિ છે. (૩૪૨) મધ્યમ સ્વર પીળાશ પડતો વર્ણ નાભિનો સ્પર્શ કરીને પ્રાણાયામે વિનિયોગઃ એવું બોલીને ધ્યાન કરવું. (૩૪૩) ૐ જનઃ મંત્રનો પંક્તિ છંદ છે. વરુણ દેવતા અને ગૌતમ ઋષિ છે અને પંચમ સ્વર છે એ જાણો. (૩૪૪) જનઃ મંત્રનો નીલ વર્ણ છે. હૃદયસ્થાનમાં ન્યાસ કરવો. પ્રાણાયામે વિનિયોગઃ બોલી જનઃનો ન્યાસ આ પ્રમાણે કરો. (૩૪૫) ૐ તપઃ મંત્રનો ત્રિષ્ટુપ છંદ છે. ઈન્દ્ર દેવતા છે, કશ્યપ ઋષિ છે, ધૈવત સ્વર છે અને ન્યાસમાં વિનિયોગ કરવો. (૩૪૬) તપઃનો વર્ણ લાલ છે. કંઠસ્થાને સ્પર્શ કરીને પ્રાણાયામે

વિનિયોગઃ બોલી હે બ્રાહ્મણો! ન્યાસ કરવો. (૩૪૭) ૐ સત્યં મંત્રનો છંદ જગતી છે. વિશ્વેદેવ દેવતા છે અને અંગીરસ ઋષિ છે. આનો નિષાદ સ્વર છે એ જાણો. (૩૪૮) સત્યંનું રૂપ કનક (સોનું) વર્ણ છે. કપાળે ભ્રૂમધ્યે સ્પર્શ કરીને પ્રાણાયામમાં વિનિયોગ કરી ભક્તિપૂર્વક ન્યાસ કરવા. (૩૪૯) આટલા ન્યાસ કરીને માથા ઉપર (શિરસ્થાને) હાથ મૂકીને વિધિથી ધ્યાન કરો. જે હું કહીશ એ હે બ્રાહ્મણ! સાંભળ. (૩૫૦) શિરસ્થાન ઉપર સ્પર્શ કરીને, અનુષ્ટુપ છંદ છે, પ્રજાપતિ ઋષિ છે, પરમાત્મા દેવતા છે એવો ઉચ્ચાર કરવો. (૩૫૧) પ્રાણાયામમાં વિનિયોગ કરી પછી ગાયત્રીનું ધ્યાન કરવું. 'ૐ આપોજ્યોતિ' બોલીને ભક્તિથી મંત્ર બોલવો. (૩૫૨) 'ૐ આપોજયાતિ રસોમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્' માથા ઉપર સ્પર્શ કરીને અંગન્યાસ કરવા. (૩૫૩) ગાયત્રીમંત્રના ચોવીસ અક્ષરો છે. એક-એક માટે ન્યાસ કહીશ. એકચિત્તથી સાંભળો એવું પરાશર ઋષિ કહે છે. (૩૫૪) આ ત્રિપદા ગાયત્રીમંત્રનો વિશ્વામિત્ર ઋષિ છે અને દૈવી ગાયત્રી છંદ છે. હવે વર્ણદેવતા કહીશ. (૩૫૫) 'ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્' (૩૫૬) એવા ત્રિપદા ગાયત્રીમંત્રના ચોવીસ અક્ષરો સાંભળો. પૃથક્ ન્યાસ વિસ્તારથી કહીશ. હે દ્વિજોત્તમ! ગાયત્રીમંત્રના ચોવીસ અક્ષરો સાંભળો. (૩૫૭) 'તત્' વર્ણાક્ષર મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. અગ્નિ દેવતા છે અને ગાયત્રી છંદ છે. (૩૫૮)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સુવર્ણ ચંપક (સોનચંપા) પુષ્પની જેમ એનું રૂપ છે. એનું ધ્યાન કરવાથી પાપનો નાશ થાય છે અને પગના અંગૂઠાનો ન્યાસ કરો. (૩૫૯) 'સ' વર્ણાક્ષર મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. વાયુ દેવતા છે. દૈવી ગાયત્રી છંદ છે. (૩૬૦) અળશી પુષ્પના વર્ણ જેવું એનું રૂપ છે. તેનાથી અનેક ઉપપાપોનો નાશ થાય છે. એ મંત્રથી ગુલ્ફન્યાસ કરવો. (૩૬૧) 'વિ' અક્ષરનો મંત્ર છે, વિશ્વામિત્ર ઋષિ છે, સૂર્ય દેવતા છે, દૈવી ગાયત્રી છંદ છે. (૩૬૨) 'વિ' મંત્રથી જંઘાસ્થાને ન્યાસ કરો. એનું સૌમ્ય રૂપ છે અને સરસ કપિલ (ક્રીમ જેવો પીળો) વર્ણ છે. એને જોતાં જ મહાપાપનું દહન થાય છે. 'વિ' વર્ણના આ લક્ષણો છે. (૩૬૩) 'તુ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. વિદ્યુત દેવતા છે. દૈવી ગાયત્રી છંદ છે. (૩૬૪) તેનો જાનુસ્થળે ન્યાસ કરવો. તેનો ચમકતો ઈન્દ્રનીલ વિદ્યુત વર્ણ છે. જે જોતાં જ મહારોગનું હરણ થાય છે. (૩૬૫) 'ર્વ' વર્ણાક્ષર મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. યમ દેવતા છે, દૈવી ગાયત્રી છંદ છે. (૩૬૬) આ વર્ણનો ઉરુસ્થાને ન્યાસ કરો, અગ્નિ જેવું તેનું તેજ હશે અને સૌમ્યરૂપ છે. આનાથી ભૃણહત્યાના પાપનો નાશ થાય છે. (૩૬૭) 'રે' વર્ણાક્ષર મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, વરુણ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૬૮) તેનો શુદ્ધ, સ્ફટિક કાંતિ ગુહ્યસ્થાને ન્યાસ કરવો. તેથી અગમાગમનના દોષનો નાશ થાય છે. (૩૬૯) 'ણિ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. બૃહસ્પતિ દેવતા છે. દૈવી ગાયત્રી છંદ છે. (૩૭૦) 'ણિ'કારથી

વૃષણ ન્યાસ કરવા. વિદ્યુતરૂપ પ્રકાશ છે. બાર્હસ્પત્ય નામ છે. જેનાથી અભક્ષ ભોજન ખાવાથી થતા પાપનો નાશ થાય છે. (૩૭૧) 'યં' અક્ષરના વિશ્વામિત્ર ઋષિ છે. પર્જન્ય દેવતા છે. જયારે દૈવી ગાયત્રી છંદ છે. (૩૭૨) 'યં' કટિસ્થાનમાં તારા સમાન વર્ણ છે. આત્મહત્યા, બ્રહ્મહત્યાના પાપનો નાશ થાય છે. હે વિદ્વાન બ્રાહ્મણો! આ ન્યાસ કરો. (૩૭૩) 'ભ'કાર મંત્રના ઈન્દ્ર દેવતા છે. કૃષ્ણમેઘ (કાળો) વર્ણ છે. તેનો નાભિમાં ન્યાસ કરવો. આથી ગુરુહત્યાના પાપનો નાશ થાય છે. (૩૭૪) 'ભ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. ઈન્દ્ર દેવતા છે. દૈવી ગાયત્રી છંદ છે એ જાણો. (૩૭૫) 'ર્ગો' અક્ષરથી ઉદરનો ન્યાસ કરવો. એનું ધ્યાન રક્તવર્ણ છે અને ગંધર્વ દેવતા છે, આથી ગૌહત્યાનું પાપ નષ્ટ થાય છે. (૩૭૬) 'ર્ગો' વર્ણના વિશ્વામિત્ર ઋષિ છે. ગંધર્વ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૭૭) 'દે' વર્ણનામ સ્તન માટે છે. પૂષા નામના દેવતા છે. આ ન્યાસ કરવાથી સ્ત્રીહત્યાનું પાપ નષ્ટ થાય છે. (૩૭૮) 'દે' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, ઉષા દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૭૯) 'વ'કાર મંત્રનો ન્યાસ હૃદયમાં કરવો. જેનો શુક્લરૂપ વર્ણ છે અને રુદ્ર દેવતા છે. આથી વાણી દ્વારા થતાં પાપોનો નાશ થાય છે. (૩૮૦) 'વ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ જાણો, રુદ્ર દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ જાણો. (૩૮૧) 'સ્ય' મંત્ર દ્વારા કંઠન્યાસ કરવો. જેનું રૂપ સુવર્ણ જેવું છે. ત્વષ્ટા દેવતા છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આનાથી વ્યાપારમાં ખોટા વજન, માપ દ્વારા થતી ગોલમાલનાં પાપ નષ્ટ થાય છે. (૩૮૨) 'સ્ચ' અક્ષરમંત્રના વિશ્વામિત્ર ઋષિ છે. ત્વષ્ટા દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૮૩) 'ધી' મંત્રનો ન્યાસ દાંતમાં કરવો. એનું સફેદ કમળ જેવો રંગ છે. વસુ દેવતા છે. આથી પિતૃહત્યાનું પાપ જાય છે. (૩૮૪) 'ધી' મંત્રનો વિશ્વામિત્ર ઋષિ છે, વસુ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૮૫) 'મ' મંત્રના મરુત દેવતા છે અને તાલુસ્થાનમાં 'મ' મંત્રથી ન્યાસ કરવો. એનું તેજ (રંગ) પદ્મ જેવું છે. એના ન્યાસથી સર્વ જન્મનાં પાપ નષ્ટ થાય છે. (૩૮૬) 'મ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, મરુત દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૮૭) 'હિ' મંત્રથી નાકમાં ન્યાસ કરવો. એનો શંખ વર્ણ છે અને સોમ દેવતા છે. તેનાથી સર્વ પાપ દૂર થાય છે. (૩૮૮) 'હિ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, સોમ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૮૯) 'ધિ' મંત્ર દ્વારા નેત્રસ્થાને ન્યાસ કરવો. જેનો રંગ પાંડુ (ફિક્કો પીળો) છે. અંગીરા દેવતા છે. આથી પાણિગ્રહણનાં પાપ નષ્ટ થાય છે. (૩૯૦) 'ધિ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, અંગીરા દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૯૧) 'યો' મંત્રનો ન્યાસ ભ્રકુટીની વચ્ચે કરવો, તેનું રક્તગૌર વર્ણનું રૂપ છે. આથી પ્રાણીવધનું પાપ નષ્ટ થાય છે. (૩૯૨) 'યો' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, વિશ્વેદેવ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૯૩) 'યો' મંત્ર

દ્વારા લલાટ (કપાળ)ના સ્થાને ભક્તિપૂર્વક ન્યાસ કરવો. સવારના ઉગતા સૂર્યના કિરણોથી દેખાતા આકાશ જેવું તેનું રૂપ છે અને તેથી સર્વ પાપો નાશ પામે છે. (૩૯૪) 'ચો' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે અને અશ્વિનીકુમાર દેવતા છે તથા દૈવી ગાયત્રી છંદ છે. (૩૯૫) 'ન' મંત્રનો ન્યાસ પૂર્વ દિશા તરફ મુખ રાખી કરવો. ઊગતા સૂર્યના જેવી પ્રભા છે. પ્રજાપતિ દેવતા છે. એમ કરવાથી વિરિંચિપદ (બ્રહ્મપદ) પામી શકાય છે. (૩૯૬) 'ન'કાર વર્ણના વિશ્વામિત્ર ઋષિ છે. પ્રજાપતિ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૯૭) 'પ્ર' મંત્રનો ન્યાસ દક્ષિણ દિશામાં કરવો. એનું રૂપ ઈન્દ્રનીલ વર્ણનું છે અને એના દેવતા સર્વદેવ છે એ જાણો. આથી સર્વદેવ જેવું શ્રેષ્ઠ પદ પ્રાપ્ત થાય છે. (૩૯૮) 'પ્ર' વર્ણાક્ષર મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, સર્વદેવ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૩૯૯) 'ચો' મંત્રથી પશ્ચિમ દિશામાં ન્યાસ કરવો. એનો વર્ણ કુમકુમરૂપ છે અને તેનાથી કૈલાસપદની પ્રાપ્તિ થાય છે. (૪૦૦) 'ચો' મંત્રાક્ષરના વિશ્વામિત્ર ઋષિ છે, રુદ્ર દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૪૦૧) 'દ' મંત્રનો ઉત્તર દિશામાં ન્યાસ કરવો. જેનો વર્ણ શુક્લ (સફેદ) છે. તમારે આવા ન્યાસ કરવા, જેથી બ્રહ્મપદ પામશો. (૪૦૨) 'દ' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, બ્રહ્મા દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૪૦૩) 'યા' મંત્રાક્ષરથી શિરસ્થાને ન્યાસ કરી, સુવર્ણરૂપ જેવા રૂપનું ધ્યાન ધરે તે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અંતે વિષ્ણુલોકમાં વિષ્ણુરૂપ બની જાય છે. એમ શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૪૦૪) 'યા' મંત્રના વિશ્વામિત્ર ઋષિ છે, વિષ્ણુ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૪૦૫) 'ત્' મંત્રનો શિખાસ્થાને ન્યાસ કરવો અને વિષ્ણુનું ધ્યાન ધરીએ તો વૈકુંઠમાં વિષ્ણુરૂપ પામી નિવાસ મળે છે. (૪૦૬) 'ત'કાર વર્ણના (મંત્ર) વિશ્વામિત્ર ઋષિ છે, વિષ્ણુ દેવતા છે અને દૈવી ગાયત્રી છંદ છે. (૪૦૭) આવા ચોવીસ અક્ષર મંત્રથી વિધિપૂર્વક ન્યાસ કરવા અને મસ્તક ઉપર હાથ મૂકી અધિકન્યાસ કરવા. (૪૦૮) મસ્તક ન્યાસનો અનુષ્ટુપ છંદ છે. પ્રજાપતિ ઋષિ છે અને પરમાત્મા દેવતા છે. (૪૦૯) 'પ્રાણાયામે વિનિયોગઃ' કહીને 'ઓં આપો' બોલીને સ્તનસ્થાને સ્પર્શ કરવો અને 'જ્યોતિ' બોલીને નેત્રનો સ્પર્શ કરવો, 'રસો' બોલીને જીભના સ્થાને સ્પર્શ કરવો. (૪૧૦) અમૃતે બોલીને લલાટને સ્પર્શ કરી પછી મસ્તક ઉપર સ્પર્શ કરીને બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્ બોલીને પહેલાં કહેલા બધા ન્યાસ વિધિપૂર્વક કરવા. (૪૧૧) આટલા ન્યાસ કરીને ગાયત્રી મંત્ર ત્રણ વાર બોલીને, વ્યાપક ન્યાસ કરીને, ત્રણ વખત કરશુદ્ધિ કરવી. (૪૧૨) 'ૐ ભૂર્ભુવઃ સ્વઃ' બોલીને પગ ઉપરની દસ આંગળીઓ ઉપર ન્યાસ કરવા. (૪૧૩) અંગૂઠાનું મૂળ કરીને કનિષ્ઠિકાનો અગ્રભાગ સ્પર્શીને, બંને હાથથી ન્યાસ કરીને પછી પગની દસ આંગળીઓ ઉપર ન્યાસ કરવો. (૪૧૪) ચોવીસ અક્ષરના મંત્રથી આંગળીઓનો ન્યાસ આનંદથી કરો, જે તર્જનીના

મૂળથી પ્રારંભ કરીને કનિષ્ઠિકાના અગ્રભાગ સુધી હોય છે. (૪૧૫) બાર-બાર અક્ષરથી એક એક હાથથી સુનિશ્ચિત ન્યાસ કરવા. પછી વ્યાપક ન્યાસ કરવો એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૪૧૬) 'ઓં ભૂઃ' હિરણ્યગર્ભાત્મને અંગુષ્ઠાભ્યાં નમઃ' બોલીને અંગૂઠાનો ન્યાસ કરવો. પછી 'ઓં ભુવઃ પ્રજાપત્યાત્મને તર્જનીભ્યાં નમઃ' એમ બોલીને તર્જનીનો ન્યાસ કરવો. (૪૧૭) 'ઓં સ્વઃ સૂર્યાત્મને મધ્યમાભ્યાં નમઃ' એમ બોલીને વચલી આંગળીનો ન્યાસ કરવો. પછી 'ઓં મહઃ બ્રહ્માત્મને અનામિકાભ્યાં નમઃ' એમ બોલીને અનામિકાનો ન્યાસ કરવો. તે પછી 'ઓં જનઃ વિષ્ણવાત્મને કનિષ્ઠિકાભ્યાં નમઃ' એમ બોલીને ટચલી આંગળીનો ન્યાસ કરવો. 'ૐ તપઃ રુદ્રાત્મને કરતલકર પૃષ્ઠાભ્યાં નમઃ' બોલીને હથેળીમાં ન્યાસ કરવો. (૪૧૮) 'ૐ સત્યમ્ સર્વાત્મને અસ્ત્રાય ફટ્', 'ૐ તત્સવિતુઃ અંગુષ્ઠાભ્યાં નમઃ', 'વરેણ્યં તર્જનીભ્યાં નમઃ', 'ભર્ગોદેવસ્ય મધ્યમાભ્યાં નમઃ', 'ધીમહિ અનામિકાભ્યાં નમઃ' આ પ્રમાણે બોલીને આંગળીઓના ન્યાસ કરવા. (૪૧૯) 'ધિયો યો નઃ કનિષ્ઠિકાભ્યાં નમઃ પ્રચોદયાત્ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ' બોલીને આ રીતે બંને હાથની આંગળીઓના ન્યાસ કરવા. પછી ષડંગ ન્યાસ કરવા. (૪૨૦) 'ઓં ભૂઃ હિરણ્યાત્મને હૃદયાય નમઃ', 'ૐ ભુવઃ પ્રજાપત્યાત્મને શિરસે સ્વાહા', 'ઓં સ્વઃ સૂર્યાત્મને શિખાયૈ વષટ્', 'ૐ મહઃ બ્રહ્માત્મને કવચાય હું'- આ રીતે ષડંગ ન્યાસ કરવા. (૪૨૧) 'ૐ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જનઃ વિષ્ણવાત્મને નેત્રત્રયાય વૌષટ્', 'ૐ તપઃ રુદ્રાત્મને અસ્ત્રાય ફટ્', 'ૐ સત્યં સર્વાત્મને દિગ્બંધઃ', 'ૐ તત્સવિતુ ર્હૃદયાય નમઃ' આમ બોલીને ન્યાસ કરવા. (૪૨૨) 'ૐ વરેણ્યં શિરસે સ્વાહા', 'ૐ ભર્ગો દેવસ્ય શિખાયૈ વષટ્', 'ૐ ધીમહિ કવચાય હુમ્', 'ૐ ધિયોયોનઃ નેત્રત્રયાય વૌષટ્', 'ૐ પ્રચોદયાત્ અસ્ત્રાય ફટ્'. (૪૨૩) એવા ષડંગ ન્યાસ કરીને અંગના દસ સ્થાને ન્યાસ કરવો. એના નામો વિધિપૂર્વક કહીશ, જે એકચિત્તે સાંભળો. (૪૨૪) પાદ, જાનુ, કટિસ્થાને, નાભિ, હૃદય, કંઠ, તાલુ, નેત્ર, કપાળ અને મસ્તકને સ્પર્શ કરીને ન્યાસ કરવો. (૪૨૫) ગાયત્રી મંત્રના દસ પદથી, દસ સ્થાનોના અંગન્યાસ કરવા. જેમ કે 'તત્', 'સવિતુ', 'વરેણ્ય', 'ભર્ગો', 'દેવસ્ય' સુધી પાંચ સ્થાનના ન્યાસ કરવા. (પાદ, જાનુ, કટિ, નાભિ અને હૃદય. આ પાંચ સ્થાનના ન્યાસ પૂરા થયા.) (૪૨૬) 'ધીમહિ' છઠ્ઠું સ્થાન, 'ધિયો' સાતમું સ્થાન, 'યો' આઠમું સ્થાન ધરીને પૂર્ણ અંગન્યાસ કરવા. 'ન'કાર નવમું સ્થાન છે. 'પ્રચોદયાત્' દસમા સ્થાનથી બાકીના એટલે કે કંઠ, તાલુ, નેત્ર, લલાટ અને મસ્તકના ન્યાસ પૂરા કરવા એમ શ્રીગુરુ કહે છે. (૪૨૭-૪૨૮) ચોવીસ અક્ષરો દ્વારા પગના અંગૂઠાથી શરૂ કરીને શિખા સુધી ન્યાસ કરવા. (૪૨૯) 'તમ્ અંગૂષ્ઠાભ્યાં નમઃ', 'ત્સં ગુલ્ફયોર્નમઃ', 'વિં જંઘયોર્નમઃ', 'તું જાનુભ્યાં નમઃ' આ પ્રમાણે અંગન્યાસ કરવા. (૪૩૦) 'વઁ ઉરુભ્યાં નમઃ', 'રેં ગુહ્યાય નમઃ',

‘ણિં વૃષણાય નમઃ’, ‘યં કટ્યૈ નમઃ’ પ્રમાણે ન્યાસ કરવા. (૪૩૧) ‘ભં નાભ્યૈ નમઃ’, ‘ર્ગો ઉદરાય નમઃ’, ‘દેં સ્તનાભ્યામ્ નમઃ’, ‘વં હૃદયાય નમઃ’ આ પ્રમાણે ન્યાસ કરવા. (૪૩૨) ‘સ્યં કંઠાય નમઃ’, ‘ધીં દંતેભ્યો નમઃ’, ‘મં તાલવે નમઃ’, ‘હિં નાસિકાયૈ નમઃ’ આ પ્રમાણે ન્યાસ કરવા. (૪૩૩) ‘ધિં નેત્રાભ્યાં નમઃ’, ‘યોં ભ્રુવોર્મધ્યાય નમ’:, ‘યોં લલાટાય નમઃ’, ‘નઃ પ્રાઙમુખાય નમઃ’ (પૂર્વાભિમુખ) આ પ્રમાણે ન્યાસ કરવા. (૪૩૪) ‘પ્રં દક્ષિણમુખાય નમઃ’, ‘ચોં પશ્ચિમમુખાય નમઃ’, ‘દં ઉત્તરમુખાય નમઃ’, ‘યાં મૂર્ધ્ને નમઃ’, ‘તં શિખાયૈ નમઃ’ એવા ન્યાસ કરીને પુનઃ પગના અંગૂઠાથી કટિ સુધીના ન્યાસ કરીને ઊર્ધ્વન્યાસ કરવો. (૪૩૫-૪૩૬) ‘ત’ મંત્રથી અંગૂઠાનો ન્યાસ કરવો. ‘ત્સ’ મંત્રથી ગુલ્ફ ન્યાસ કરવો. શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે ‘વિ’ મંત્રથી જંઘાનો ન્યાસ કરવો. (૪૩૭) ‘તુ’ મંત્રથી જાનુનો ન્યાસ કરવો, ‘ર્વ’ મંત્રથી ઉરુ (સાથળ)નો ન્યાસ કરવો, ‘રે’ મંત્રથી ગુહ્યને સ્પર્શ કરવો, ‘ણિ’કારથી વૃષણનો ન્યાસ કરવો, ‘ય’ મંત્રથી કટિસ્થાનનો ન્યાસ કરવો. (૪૩૮) શિખાથી નાભિ સુધી ઉતરતો ન્યાસ કરવો. એનો આદિ અંત કહીશ તે એકચિત્તે સાંભળો. (૪૩૯) ‘તં નમઃ’ બોલીને શિખાનો વિન્યાસ કરવો, ‘યાં નમઃ’ બોલીને મસ્તકનો વિન્યાસ કરવો, ‘દં નમઃ’ બોલીને ઉત્તરદિશામાં મુખ રાખીને ન્યાસ કરવો, ‘ચોં નમઃ’ બોલીને પશ્ચિમદિશામાં મુખ રાખી ન્યાસ કરવો. (૪૪૦) ‘પ્રં નમઃ’ બોલીને

દક્ષિણદિશા તરફ મુખ રાખીને ન્યાસ કરવો, 'નં નમઃ' બોલીને પ્રાઙ્મુમુખાય (પૂર્વદિશા) રાખી ન્યાસ કરવો, 'યોં નમઃ' બોલીને લલાટનો ન્યાસ કરવો, 'યોં નમઃ' બોલીને ભ્રૂમધ્યનો ન્યાસ કરવો. (૪૪૧) 'ધિં નમઃ' બોલીને ત્રણે નેત્રોનો ન્યાસ કરવો, 'હિં નમઃ' બોલી નાસિકા (નાક)નો ન્યાસ કરવો, 'મં નમઃ' બોલી તાલુનો અને 'ધીં નમઃ' બોલી દાંતોનો ન્યાસ કરવો. (૪૪૨) 'સ્યં નમઃ' બોલીને કંઠનો ન્યાસ કરવો, 'વં નમઃ' બોલીને હૃદયનો ન્યાસ કરવો, 'દેં નમઃ' બોલીને સ્તનનો ન્યાસ કરવો, 'ર્ગો નમઃ' બોલીને ઉદર (પેટ)નો ન્યાસ કરવો, 'ભં નમઃ' બોલીને નાભિનો ન્યાસ કરવો. (૪૪૩) 'ૐ નમઃ'નો ન્યાસ આ પ્રમાણે કરવો. 'અ'કાર બોલીને નાભિનો, 'ઉ'કાર બોલીને હૃદયનો, મકાર બોલીને મુખનો, નકાર બોલીને લલાટનો, મકાર બોલીને મસ્તકનો, બે હાથ જોડીને નમસ્કાર મુદ્રામાં ન્યાસ કરવો. (૪૪૪) ગાયત્રી મંત્રનો જાપ કરતાં પહેલાં ચોવીસ પ્રકારની મુદ્રાઓ કરવી જોઈએ એનો વિસ્તાર કહીશ તે હે બ્રાહ્મણ! એકચિત્તથી સાંભળ. (૪૪૫) સુમુખ પ્રથમ, સંપુટ બીજી, વિતત ત્રીજી, વિસ્તૃત ચોથી ગણો, દ્વિમુખી, ત્રિમુખી, ચતુર્મુખી, મુદ્રા કરી પછી પંચ અને ષડ્ (છ)મુખી મુદ્રા કરવી. (૪૪૬) તે પછી અધોમુખી વ્યાપાકાંજિલકા, શકટ, યમપાશ, ગ્રંથિત, સન્મુખોન્મુખા, પલંબ, મુષ્ટિ મુદ્રા

કરો. (૪૪૭) મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાંતિ, મહાક્રાંતિ, મુદ્ગર, પલ્લવ નામ સાથે આ પ્રમાણે ચોવીસ મુદ્રાઓ[1] થાય છે. (૪૪૮) મુદ્રા વગર ગાયત્રી મંત્રનો જાપ કરો તો વ્યર્થ જાય છે. આ કારણથી પવિત્ર મુદ્રાપૂર્વક જાપ કરવો. (૪૪૯) મુદ્રાસહિત જાપ ગુપ્ત કરવો. જો શિષ્ય જોઈ જાય તો પાપ નથી. ગુરુ, પુત્ર અથવા પિતા જોઈ જાય તો દોષ નથી. મુદ્રાયુક્ત જાપ વસ્ત્ર ઢાંકીને કરવા. (૪૫૦) આટલા ન્યાસ કરીને ત્રણ પ્રાણાયામ કરો. સમસ્ત પાપક્ષયાર્થ બોલીને અષ્ટોત્તરશત (૧૦૮ વાર) જાપ કરવાનો સંકલ્પ કરવો. (૪૫૧) ગાયત્રી મંત્રના પ્રથમ પદ બોલી તેના ઋગ્વેદ ઋષિ છે, ભૂમિ તત્ત્વ અને બ્રહ્મા દેવતા જાણો. (૪૫૨) પ્રથમ પાદનો છંદ ગાયત્રી છે. હવે દ્વિતીય પાદના વિધાન કહીશ એ સાંભળો. (૪૫૩) ગાયત્રીના દ્વિતીય પાદના યજુર્વેદ ઋષિ છે, ઋક્સામ તત્ત્વ છે, રુદ્ર દેવતા છે અને ત્રિષ્ટુપ છંદ છે. (૪૫૪) ગાયત્રીના તૃતીય પદના સામવેદ ઋષિ છે, પ્રાણાપાન અને વ્યાન સમાન તત્ત્વો છે એ સાંભળો. (૪૫૫) વિષ્ણુ દેવતા છે, જગતી છંદ છે એ તમે એકચિત્તથી જાણી લો. 'સમસ્ત પાપક્ષયાર્થે જપે વિનિયોગઃ' એમ બોલવું. (૪૫૬) ગાયત્રીના ધ્યાન અંગે વિધાન કહીશ. એકચિત્તથી પઠન કરો, એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૪૫૭)

શ્લોકઃ

મુક્તાવિદ્રુમહેમનીલધવલચ્છાયૈર્મુખૈસ્ત્રીક્ષણૈ-
ર્યુક્તામિંદુ કલાનિબદ્ધમુકુટાં તત્ત્વાર્થવર્ણાત્મિકામ્ ।
ગાયત્રીં વરદાભયાંકુશકશાં શૂલં કપાલં ગુણં
શંખચક્રમથારવિંદયુગલં હસ્તૈર્વહંતીં ભજે ॥ (૪૫૮)

ધ્યાન કરીને જાપ કરવા. આ જાપ નાકના અગ્રભાગે નજરને સ્થિર કરીને ધ્યાન કરી ન્યાસ કરવો અને પછી જાપનું વિસર્જન કરવું. (૪૫૯) ગાયત્રી મંત્રની પ્રશંસા એકચિત્તથી સાંભળો. મંત્રના બંને અક્ષરો પણ બે પ્રકારના પાપ હરે છે. (૪૬૦) 'મન્'- એટલે પોતાનું મન, 'ત્ર'કાર એટલે પોતાનો પ્રાણ. મન અને પ્રાણ એક કરીને એકચિત્તથી જાપ કરવો. (૪૬૧) જપ એ ત્રિભુવનમાં પ્રખ્યાત બે અક્ષરનો છે. 'જ'કાર જન્મનો વિચ્છેદ કરનાર અને 'પ'કાર જન્મના પાપ દૂર કરે છે. (૪૬૨) ચારે વેદોનું એક મૂળ ગાયત્રી મંત્ર છે. આ જ કારણથી આનો જપ સારી રીતે કરવો. આ જપ કરવાથી વેદપઠનનું ફળ મળે છે. (૪૬૩) જે નર આવો મંત્ર ન જપે એનો જન્મ સૂકર (ભૂંડ) જેવો વૃથા હોય છે. માટે નિર્ધારથી જપ કરવો અને મનમાં ધારેલું ફળ મેળવવું. (૪૬૪) પાણીમાં બેસીને જપ ન કરવો કેમ કે નર ત્વરિત પ્રજ્ઞાહીન થાય છે. એનું



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કારણ એ છે કે વિપ્રના મુખે ત્રણ પ્રકારના અગ્નિ હોય છે. (૪૬૫) આહ્વનીય, ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિ. આ ત્રણ પ્રકારના અગ્નિ પ્રખ્યાત છે. મુખના અગ્નિ અને પાણીનો સંપર્ક થાય ત્યારે અગ્નિ અને જપનું તેજ નષ્ટ થાય છે. (૪૬૬) આ જ કારણથી પાણીમાં જપ કરવા નહીં, શુભ આસન ઉપર બેસવું. સવારે માળા નાભિ પાસે રાખી જપ કરવો. (માળા વસ્ત્ર કે ગૌમુખીમાં રાખવી.) (૪૬૭) મધ્યાહ્ન સમયે હૃદયસ્થાને માળા ધરીને જપ કરવો. સાયંકાળે માળા મુખ પાસે રાખી જપ કરવો. (૪૬૮) પ્રાતઃકાળે ઊભા રહીને જપ કરવો, મધ્યાહ્નકાળે બેસીને અથવા ઊભા રહીને બંને રીતે જપ કરવો. (૪૬૯) સાંજે બેસીને જપ કરવો. મન નિર્મળ કરી વૃક્ષ જુઓ અને પાસે જો વૃક્ષ ન હોય તો નાસિકા ઉપર દૃષ્ટિ રાખી જપ કરવો. (૪૭૦) બ્રહ્મચારી અને ગૃહસ્થે અષ્ટોત્તર (૧૦૮) જાપ કરવા જોઈએ. જ્યારે વાનપ્રસ્થ યતીશ્વરોએ એક હજાર મુખ્ય જાપ કરવા. (૪૭૧) સંકટસમયે સંધિવિગ્રહ હોય તો અઠ્ઠાવીસ જાપ કરવા અને એ જો અશક્ય હોય તો દસ વખત જાપ કરવો. (૪૭૨) માનસિક જપ એ ઉત્તમ જપ કહેવાય છે. મોઢું બંધ રાખી હોઠ હલાવીને જપ કરવા મધ્યમ છે અને ઊંચા અવાજે જપ કરવા એ કનિષ્ઠ પ્રકાર કહેવાય છે. [2]બે દાંતની વચ્ચે જીભ ન હલાવતા પ્રત્યેક અક્ષરનો ઉચ્ચાર સ્પષ્ટ કરવો. (૪૭૩) ગાયત્રી ત્રિપાદ હોય છે. એક સાથે મળીને બોલવું નહીં અને એવું કરો તો મહાદોષ લાગે છે અને પાપી થઈને

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મહાનરક ભોગવવું પડે છે. (૪૭૪) 'તત્સવિતુર્વરેણ્યં', 'ભર્ગો દેવસ્યધીમહિ', 'ધિયો યો નઃ પ્રચોદયાત્' એમ ત્રણે પદ અલગ કરીને અતિ હર્ષથી મંત્રનો જાપ કરવાથી બ્રહ્મહત્યાનો દોષ અને પાપ નષ્ટ થઈને અનંત પુણ્ય પ્રાપ્ત થાય છે. (૪૭૫) આંગળીના જપથી એકગણું પુણ્ય, આંગળીના વેઢાથી ગણતરી કરતા દસગણું પુણ્ય મળે છે. શંખની માળાથી જપતાં સોગણું પુણ્ય મળે છે. જયારે પ્રવાલમાળાથી જાપ કરતાં એક હજારગણું ફળ મળે છે. (૪૭૬) સ્ફટિકની માળાથી જપ કરો તો દસ સહસ્રગણું પુણ્ય મળે છે. મોતીની માળાથી જપ કરતાં લાખગણું પુણ્ય મળે છે અને પદ્માક્ષીની માળાથી જપ કરો તો કરોડગણું પુણ્ય મળે છે. કુશ અને રુદ્રાક્ષમાળાથી જપ કરો તો અનંત ફળ છે. માટે તમે નિશ્ચિંત થઈને જપ કરો. (૪૭૮) જપ કરતી વખતે મેરુનું ઉલ્લંઘન ન કરવું. એમ કરતાં અપાર પાપ થાય છે. જયારે ત્રણ વખત પ્રાણાયામ કરવાથી મેરુના ઉલ્લંઘનનું પાપ જતું રહે છે. (૪૭૯) ત્રણ પદના ગાયત્રીનો ઉચ્ચાર રોજ અગિયાર વખત કરવાથી પાપનો સર્વનાશ થાય છે. ત્રણ રાત્રિનાં પાપ દૂર થાય છે. (૪૮૦) અષ્ટોત્તરશત (૧૦૮) જપ કરો તો અઘોર પાપનો નાશ થાય છે. અર્થાત્ અઘોર પાપ દૂર થાય છે. એકચિત્તથી સહસ્ર (૧૦૦૦) જપ કરવાથી ઉપપાતકનો નાશ થાય છે. (૪૮૧) મહાપાતક જેવા દોષો માટે એક કરોડ જપ કરવા અને મનમાં જે જે ઈચ્છા હોય તે ત્વરિત પૂરી થાય છે. (૪૮૨) કોઈની

પાસેથી દ્રવ્ય લઈને જપ કરો તો અનંત દોષ છે અને ચાંડાળયોનિમાં જન્મ મળે છે એ સાંભળો. (૪૮૩) મન દઢ કરીને એકાગ્રચિત્તે જપ કરવો. આગળ પાછળ ન જોવું, શૂદ્રાદિક જાતિને પણ ન જોવી અને એમની સાથે વાતચીત પણ ન કરવી. (૪૮૪) જપ કરતી વખતે ખંજવાળવું નહીં, અજાણતાં જ આવું થાય તો શ્રોત્રાચમન કરીને જમણા કાનને સ્પર્શ કરવાથી દોષ દૂર થાય છે એ સાંભળો. (૪૮૫) બ્રાહ્મણના જમણા કાને સાત દેવતા છે અને એને સ્પર્શ કરતા જ તત્કાલ પાપો જતાં રહે છે. (૪૮૬) ચાંડાળજાતિ ઉપર દૃષ્ટિ પડે તો બે આચમન કરવાથી શુદ્ધ થવાય છે અને કોઈ પતિત સાથે વાતચીત થાય તો સ્નાન કરવાથી શુદ્ધ થવાય છે. (૪૮૭) મૌન રાખવું એ ઉત્તમ, સંકટના સમયે ઘણું જરૂરી હોય એ બોલો તો 'તદ્વિષ્ણો' (તદ્ વિષ્ણુ)નો જાપ કરતાં તમામ પાપ જતાં રહે છે. (૪૮૮) જપ કરતા નિદ્રા આવે, ક્રોધ આવે અથવા અધોવાયુ કે બગાસુ આવે ને જપ કરો તો પાપ થાય છે. (૪૮૯) અજાણતાં જો આવી ભૂલ થાય તો પણ શ્રોત્રાચમન (જમણા કાનને સ્પર્શ કરવો) કરવું અને અગ્નિ, સૂર્ય અને ધેનુ (ગાય)નું દર્શન કરી વિષ્ણુમંત્રનો જાપ કરવો. (૪૯૦) આ રીતે વિધિપૂર્વક જપ કરવાથી મનની ઈચ્છા પૂરી થાય છે એવું પરાશર ઋષિ કહે છે અને સમસ્ત ઋષિજન સાંભળે છે. (૪૯૧) આવા ગાયત્રી મંત્રનો જપ કરો, પ્રાતઃકાળે 'મિત્રસ્ય' મંત્ર બોલો, 'ઉદુત્યં'

મંત્ર મધ્યાહ્ને અને સાંજે 'ઈમં મે વરુણ' મંત્ર બોલવો. (૪૯૨) શાખા મુજબ મંત્રો હોય છે. જેવી વિધિ હોય છે, તેવો મંત્રજાપ કરવો અને ગોત્ર પ્રવરનો ભક્તિપૂર્વક ઉચ્ચાર કરીને, પરંપરા સાચવીને મંત્રજાપ કરવો. (૪૯૩) ચારે દિશામાં નમસ્કાર કરીને પ્રદક્ષિણા કરવી અને ગોત્ર પ્રવરનો ઉચ્ચાર કરીને નમસ્કાર કરવા. (૪૯૪) આ રીતે સંધ્યા કરીને પછી સવારે તેમજ સાંજે હવન કરવો. એની વિધિ હવે કહીશ એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૪૯૫) સાંજે અને સવારે બંને સમયે હોમ કરવો પરંતુ વિદ્વાનોએ બંને વાર ભેગા મળીને એકઠા થઈને હોમ ન કરવો. (અર્થાત્ પોતાની સ્વતંત્ર ઉપાસના એક વાર અલગ જ કરવી.) (૪૯૬) વરણી અને અણદી આ બે વાસણમાં હોમ ન કરવો અને ભૂમિ ઉપર સીધો હોમ ન કરવો. પરંતુ સ્થંડિલ પાત્રમાં હોમ યોગ્ય છે અથવા પાણીથી જમીનને શુદ્ધ કરી હોમ કરવો. (૪૯૭) કુંડમાં અગ્નિ સ્થાપીને રોજ હોમ કરવો. હાથથી કે પાનથી, મુખથી અથવા સૂપડાથી પવન નાખવો નહીં. (૪૯૮) પાનથી પવન નાખવાથી રોગ થાય છે. સૂપડાથી પવન નાખતાં ધનનો ક્ષય થાય છે અને દરિદ્રતા આવે છે. મુખથી ફૂંક મારવાથી કે પવન નાખવાથી આયુષ્ય જતું રહે છે અને હાથથી પવન નાખતા મૃત્યુ આવે છે. (૪૯૯) ફૂંકણી અથવા વિંઝણા (પંખા)થી અગ્નિ ઉપર પવન નાખવો તેમજ પૂરતાં લાકડા હોવાં જોઈએ, જેથી અગ્નિની જવાળા પ્રગટે છે. (૫૦૦) જે સ્થળે જવાળા નીકળે છે ત્યાં આહુતિ આપવી.

સમિધા બ્રાહ્મણના હાથે લાવવી, શૂદ્રના હાથથી સમિધા લેવી નહીં. (૫૦૧) સમિધા, પુષ્પ કે દૂર્વા શૂદ્રના હાથે લાવવાં નહીં. આ હોમદ્રવ્ય છે. એમનાં નામ સાંભળો. (૫૦૨) ચોખા, વૃષભ દ્વારા વણખેડાયેલ જમીન ઉપર ઊગતી ડાંગર, ઘઉં, જવ અને જુવાર મુખ્ય હોય છે. (૫૦૩) આ ધાનના દાણા પ્રમાણસર લેવા. આનું મુખ્ય કારણ આહુતિ છે. તેથી અધિક (વધુ) કે ઓછું ન લેવું અને ઘીમાં મોઈને લેવું (અર્થાત્ આ ધાનને ઘીનો સંપર્ક કરાવવો). (૫૦૪) આ સમયે ઘી ન હોય તો હોમમાં તલ તેમજ તલનું તેલ પણ પવિત્ર હોય છે. (૫૦૫) હોમ કર્યા પછી બ્રહ્મયજ્ઞ કરવો અને તર્પણ કરવું. એની વિધિ કહીશ એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૫૦૬) મુખ્યતઃ મધ્યાહ્ને સ્નાન સંધ્યા, જપ કરીને વિધિપૂર્વક હોમ કરવો અને પછી બ્રહ્મયજ્ઞ કરવો. (૫૦૭) પાણીની પાસે મુખ્ય સ્થાન, તર્પણ કરી બ્રહ્મયજ્ઞ કરવો. ત્રણ વાર પ્રાણાયામ કરીને, 'વિદ્યુદસિ' મંત્રનો જપ કરવો. (૫૦૮) જમણા હાથમાં દૂર્વા લઈને પૂર્વ અથવા ઉત્તરદિશાએ બેસવું. ડાબા પગ ઉપર જમણો પગ મૂકીને બેસવું, પલાંઠી વાળવી. (૫૦૯) બંને હાથ ભેગા કરી, જમણી જાંઘ ઉપર મૂકી ત્રણ વખત પ્રણવમંત્રનો જાપ કરવો. પછી ઋચાક્ષર ઉચ્ચારવો. (૫૧૦) 'ૐ ભૂર્ભુવઃ સ્વઃ' એવું બોલીને 'તત્સવિતુર્વરેણ્યમ્' ત્રિપદા ગાયત્રીનો ઉચ્ચાર કરીને દસ વખત જપ કરવો. (૫૧૧) દૈનિક સ્વાધ્યાયમાં યથાશક્તિ વેદપાઠ કરવો. જો કોઈ દિવસ આખા

અધ્યાયનું પઠન ન થાય તો તે દિવસે એકાદ ઋચા બોલવી. (૫૧૨) એ પણ શક્ય ન હોય તો વિશેષ કરીને નમો બ્રહ્મણે મંત્રનો ત્રણ વખત જપ કરવો. (૫૧૩) 'વૃષ્ટિરસિ' મંત્રથી જપ કરીને જળને સ્પર્શ કરવો અને તર્પણ કરવું. એ હે બ્રાહ્મણ! એકચિત્તથી સાંભળો. (૫૧૪) બ્રહ્મયજ્ઞ કરવા માટે મુખ્યત્વે દર્ભ જરૂરી છે. વસુ, રુદ્ર, આદિત્યને તૃપ્ત કરવાથી સમસ્ત દેવ અને પિતૃ તૃપ્ત થાય છે. (૫૧૫) કોઈક દિવસ બ્રહ્મયજ્ઞ ન થઈ શકે તો અથવા રાત્રિનો સમય હોય તો ગાયત્રી મંત્રનો જપ કરવો જેનું ફળ વેદપઠન જેટલું છે. (૫૧૬) કુશાગ્રથી દેવતર્પણ કરવું (કુશના અગ્રભાગથી), કુશના મધ્યભાગથી ઋષિતર્પણ કરવું અને દર્ભના મૂળભાગથી પિતૃવર્ગનું તર્પણ કરવું એ સાંભળો. (૫૧૭) પાત્રમાં તર્પણ કરવું નહીં. પાણીમાં જ તર્પણ કરવું. ભૂમિ ઉપર તર્પણનિષેધ છે. એમ કરવું નહીં. (૫૧૮) દર્ભ ભૂમિ ઉપર મૂકીને તર્પણ કરવું. જે વિધિયુક્ત ભક્તિથી કરવું એવું શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૫૧૯) પોતાના હાથમાં તલ લઈ તર્પણ કરવું અને પથ્થર ઉપર, ભૂમિ ઉપર કે કાષ્ઠપાત્ર ઉપર કરવું નહીં એ સાંભળો. (૫૨૦) કૂવાના સ્થાને તલ મૂકવાથી દુઃખ પ્રાપ્ત થાય છે અને એ તલ કૃમિ (જીવાત) થાય છે એટલે પાંચ સ્થાનો નિષેધ કહેવાયા છે. (૫૨૧) ઘરે તર્પણ કરવું હોય તો તલ અગ્રાહ્ય છે. (અર્થાત્ તલ લેવા નહીં)

પરંતુ પાણીથી તર્પણ કરવું એવું સમસ્ત ઋષિજન સાંભળો. (૫૨૨) સફેદ તલ દેવો માટે, ધૂમ્રવર્ણના તલ ઋષિજનો માટે અને કાળા તલ પિતૃઓ માટે- એ રીતે તલતર્પણ કરવું. (૫૨૩) દેવો માટે જનોઈ જમણી બાજુ રાખવી, જ્યારે ઋષિ માટે માળાની જેમ યજ્ઞોપવીત રાખવી અને પિતૃઓ માટે જનોઈ ડાબી બાજુ પહેરી તર્પણ કરવું એ રીત છે. (૫૨૪) દેવો માટે એક અંજલિ, ઋષિ માટે બે અંજલિ અને પિતૃઓ માટે ત્રણ અંજલિઓ આપી તર્પણ કરવું. (૫૨૫) સ્ત્રીને એક અંજલિ; માતા, પિતામહી અને પ્રપિતામહી સિવાય અન્ય સ્ત્રીને એક અંજલિ અને બંધુ (ભાઈ)ને પણ એક અંજલિ; સાવકી માતા અને ગુરુપત્નીને બે બે અંજલિ આપી તર્પણ કરવું. (૫૨૬) દેવતા, ઋષિશ્વરો માટે તર્પણ કરવા આખું ધાન (અક્ષત) મુખ્ય હોય છે. જ્યારે કાળા તલ પિતૃઓ માટે છે. એમાં અનંત પુણ્ય છે એ સાંભળો. (૫૨૭) રવિવારે કે શુક્રવારે, પ્રતિપદા (પડવો) કે મઘા નક્ષત્ર સમયે અથવા છઠ, નોમ કે અગિયારસના દિવસે તલ તર્પણ કરવા નહીં. (૫૨૮) વિવાહ કે જનોઈ વખતે, જન્મનક્ષત્ર કે જન્મદિવસે અથવા ઘરે શુભ દિવસ હોય તો તલ તર્પણ કરવા નહીં. (૫૨૯) જ્યારે તલ તર્પણ ન કરો ત્યારે જળથી તર્પણ અવશ્ય કરવું. હાથમાં સુવર્ણમુદ્રિકા અથવા દર્ભની પવિત્રી પહેરીને તર્પણ કરવું. (૫૩૦) મંગલસ્નાનમાં પગ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ન ધોતાં કે તલ વગર તર્પણ અને દક્ષિણા વગર શ્રાદ્ધ કરીએ તો નિષ્ફળ જાય છે. (૫૩૧) જે દિવસો નિષિદ્ધ હોય એ દિવસે પાણીથી તર્પણ કરવું. દિવાળી કે ચતુર્દશીના દિવસે જળથી અવશ્ય તર્પણ કરવું. (૫૩૨) મંગળવારે આવતી વદ ચૌદસે યમના જુદા-જુદા નામ બોલી જમણી બાજુ જનોઈ રાખી વિધિપૂર્વક તર્પણ કરવું. (૫૩૩) એક એક યમ ભગવાનનું નામ લઈને ત્રણ વાર અંજલિ આપી, ભક્તિથી તર્પણ કરવું. (૫૩૪) યમનાં ચૌદ નામો છે. જે વિસ્તારથી કહું છું તે સાંભળો. યમ, ધર્મરાજ, મૃત્યુ, અંતક એ ચોથું નામ છે. (૫૩૫) વૈવસ્વત, કાળ, સર્વભૂતક્ષય, આઠમું ઔદુંબર છે. દધ્ન નવમું, નીલાય દસમું જયારે પરમશ્રેષ્ઠી અગિયારમું નામ છે. (૫૩૬) વૃકોદર, ચિત્ર અને ચિત્રગુપ્ત નામો અલગ-અલગ બોલીને નદીમાં તર્પણ કરવું. (૫૩૭) આ પ્રમાણે તર્પણ કરવાથી બધાં પાપોનો નાશ થાય છે. રોગ-વ્યાધિથી પીડા થતી નથી, અપમૃત્યુ આવતું નથી અને શનિની મહાપીડા પણ થતી નથી. (૫૩૮) મહા મહિનામાં શુક્લપક્ષની આઠમના દિવસે ભીષ્મ નામથી તર્પણ કરવાથી સમગ્ર વર્ષનાં પાપો નાશ પામે છે. (૫૩૯) આ પ્રમાણે તર્પણ કરીને સૂર્યનામથી ત્રણ વખત અર્ઘ્ય આપવો. હે વિદ્વાનો! સાંભળો. એવું શ્રીગુરુ નૃસિંહસરસ્વતી કહે છે. (૫૪૦) સિદ્ધમુનિ નામધારકને કહે છે કૃપામૂર્તિ શ્રીગુરુ આ રીતે બ્રાહ્મણને

કર્મમાર્ગ સમજાવે છે. (૫૪૧) સરસ્વતી ગંગાધર કહે છે કે બ્રાહ્મણનો આ આચાર છે, એ મુજબ વર્તન કરતાં બધી ઈચ્છાઓ પૂરી થાય છે. (૫૪૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક આહ્નિકનિરૂપણ નામનો છત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૫૪૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

૧. ચોવીસ મુદ્રાઓઃ-

સુમુખં સમ્પુટં ચૈવ, વિતતં વિસ્તૃતં તથા  
દ્વિમુખં, ત્રિમુખં ચૈવ, ચતુઃ પંચમુખં તથા ।  
ષણ્મુખાડધોમુખં ચૈવ, વ્યાપકાંજલિકં તથા  
શકટં યમપાશં ચ, ગ્રંથિતં ચોન્મુખોન્મુખમ્ ॥

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પ્રલંબં મુષ્ટિકં ચૈવ મત્સ્યઃ કૂર્મો વરાહકમ્
સિંહક્રાંતં મહાક્રાંતં મુદ્ગરં પલ્લવં તથા ।
એતા મુદ્રા ન જાનાતિ ગાયત્રી નિષ્ફલા ભવેત્
એતા મુદ્રાસ્તુ કર્તવ્યા ગાયત્રી સુપ્રતિષ્ઠિતા ॥

- આહ્નિક સૂત્રાવલિ

**ભાવાર્થઃ-** અધ્યયન કરાવનાર અધ્યાપકે આ ચોવીસ મુદ્રા અવશ્ય સમજાવવી અને તે પ્રમાણે જપનો આરંભ કરતાં પહેલાં મુદ્રા જરૂર કરાવવી જેથી જપ તરત જ સફળ થાય છે એવો શાસ્ત્રકારોનો મત છે.

૨. માનસિક જાપમાં મોઢું બંધ રાખી જીભ ન હલાવતાં પ્રત્યેક અક્ષરનો સ્પષ્ટ ઉચ્ચાર મનમાં કરવો અને બુદ્ધિથી શબ્દાર્થનું ચિંતન કરવું એ જપનો ઉત્તમ પ્રકાર છે.
હોઠ હલાવીને મંદસ્વરથી ઉચ્ચાર કરાતો જપ ઉપાંશુ છે જે મધ્યમ પ્રકાર છે.
અને ઉચ્ચસ્વરથી વાણી દ્વારા અક્ષરોનો સ્પષ્ટ ઉચ્ચાર બીજા સાંભળી શકે તેવો જાપ વાચિક કહેવાય છે, જે કનિષ્ઠ પ્રકાર છે.



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૭



પરાશર ઋષિ ઋષિવૃંદને વિપ્રાચાર સમજાવી રહ્યા છે.

# અધ્યાય-૩૭

## કર્મમાર્ગ નિરૂપણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધગુરુમુનિને પ્રશ્ન કરે છે કે તે પછીની કથા મને કહો. શ્રીગુરુએ બ્રાહ્મણને શું કહ્યું તે વિગતવાર જણાવો. (૧) સિદ્ધમુનિ કહે છે કે હે શિષ્ય નામધારક! શ્રીગુરુ એ નારાયણનો સગુણ અવતાર છે. આથી તેઓ બધા જ આચરણ કરવાનાં લક્ષણોને જાણે છે અને શિષ્યોને સમજાવે છે. (૨) ત્રિમૂર્તિનો જે અવતાર હોય તેમને આચારધર્મ સમજાવવામાં જરાય મુશ્કેલી ન પડે. તેઓએ પતિતને પણ જ્ઞાન આપી તેના દ્વારા વેદ બોલાવ્યા હતા. (આ કથા ૨૭મા અધ્યાયમાં આવી ગયેલ છે.) (૩) આવા શ્રીગુરુ સમર્થ દાનવીર અને ભક્તજનો માટે કલ્પતરુ જેવા છે. શ્રીગુરુએ વિપ્રને આચારધર્મ કહ્યો. (૪) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે વિપ્રના ઘરમાં અગ્નિમંથન કાષ્ઠનો સંગ્રહ કરવો અને કાળી બિલાડી પાળવી. (૫) ચંદન, રત્ન, ઘી, તલ, કાળા હરણનું ચામડું અને ઊનનું આસન, આટલી વસ્તુઓ ઘરમાં હોય તો વિઘ્નો નડતાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નથી. (૬) પોપટ અને સારસ ઘેર પાળવા જોઈએ અને સમસ્ત પાપના વિનાશ માટે વિપ્રના ઘેર ગાય હોવી જોઈએ. (૭) હવે દેવપૂજા કરવાનો વિધિ વિસ્તારથી કહું છું એ એકાગ્ર મનથી સાંભળો. ઘર અને આંગણાને સાફસૂફ કરી આંગણામાં સંમાર્જન (ગાયનું છાણ અને જળનું મિશ્રણ છાંટવું) કરવું અને પછી પૂજાઘરને સુશોભિત કરવું. (૮) સંમાર્જન કરવા માટે સોનાનું, રૂપાનું, તાંબાનું અથવા માટીનું પાત્ર યોગ્ય છે અને નિષિદ્ધ પાત્રો તમને જણાવું છું. (૯) કાંસાનું પાત્ર સંમાર્જન માટે નિષિદ્ધ છે. તેમજ કન્યાના હાથથી, નવવધૂના હાથથી કે શૂદ્રજાતિની વ્યક્તિઓ દ્વારા લીંપણ ન કરાવવું અને ડાબા હાથમાં વસ્ત્ર પકડી જમણા હાથે લીંપણ કરવું. (૧૦) લીંપણ નૈઋત્ય ખૂણાથી શરૂ કરવું. રાત્રે પાણીનો ઉપયોગ ન કરવો. જરૂર પડે તો ભસ્મથી લીંપણ કરવું. (૧૧) પૂજાઘરમાં રંગોળી પૂરી સ્વચ્છ અને સુશોભિત કરીને શુભ આસન ઉપર બેસીને દેવપૂજા કરવી. (ગત અધ્યાયમાં કહ્યા પ્રમાણે આસન લેવું.) (૧૨) બ્રાહ્મણોએ સંધ્યાવંદનની જેમ જ દેવપૂજા પણ એકાગ્ર ચિત્તથી મનપૂર્વક ત્રિકાળ કરવી. (૧૩) જો ત્રિકાળ શક્ય ન બને તો પ્રાતઃકાળમાં હર્ષપૂર્વક આનંદથી પૂજા કરવી. જો પ્રાતઃકાળે શક્ય ન બને તો મધ્યાહ્નકાળે પૂજા કરવી. (૧૪) સંધ્યાકાળે ભક્તિપૂર્વક મંત્રપુષ્પાંજલિ અર્પણ કરવી અને તે પણ શક્ય ન બને તો ભોજન સમયે ઈશ્વરનું સ્મરણ કરવું. (૧૫) જે મનુષ્ય દેવપૂજા કરતો નથી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તે યમપુરીનો નરકવાસ ભોગવે છે. હે બ્રાહ્મણ! તું એકચિત્તે સાંભળ. (૧૬) જે મનુષ્ય વિપ્રકુળમાં જન્મે છે અને પૂજા ન કરતાં હર્ષથી ભોજન કરે છે અને જે વૈશ્વદેવ કર્યા વિના જમે છે તે અનેક યમયાતના ભોગવે છે. (૧૭) દેવપૂજા કરવા માટે છ અધિષ્ઠાનો બતાવ્યાં છે. પૂજાની પ્રથમ રીત ઉદકનારાયણ (જળ)ની પૂજા છે. આ પૂજા કરતાં જગન્નાથ તૃપ્ત થાય છે. (જો ઈશ્વરની પ્રતિમા પાસે ન હોય તો કોઈ પાત્રમાં જળ ભરીને 'આપોનારાયણ' એટલે કે જળ જ નારાયણ છે એવું સમજીને પૂજા કરવી.) (૧૮) પૂજાની બીજી રીત અગ્નિપૂજા છે. તેનાથી વિશેષ માનસપૂજા શ્રેષ્ઠ છે તે ધ્યાનપૂર્વક સાંભળો. (મનમાં મૂર્તિની કલ્પના કરી અને તેની માનસિક પદાર્થોથી પૂજા કરવી.) (૧૯) તે પછી સૂર્યપૂજા કરતાં પણ નારાયણ સંતુષ્ટ થાય છે. તેના પછી સ્થંડિલ (એટલે હોમહવન કરવા માટેનું પાત્ર)માં કરવામાં આવતી પૂજા સામાન્ય ગણાય છે અને પ્રતિમાપૂજન એ કનિષ્ઠ પ્રકારની પૂજા છે. (૨૦) જે માણસ બુદ્ધિમાન અને વિદ્વાન હોય તેમણે યજ્ઞપુરુષની પૂજા કરવી જોઈએ, જે સ્વર્ગ અને મોક્ષ અપાવનાર છે. (૨૧) અથવા ગાયની પૂજા કરવી અથવા બ્રાહ્મણની વિશેષરૂપે પૂજા કરવી અને ગુરુની પૂજા મનપૂર્વક કરતાં ત્રિમૂર્તિ સંતુષ્ટ થાય છે. (૨૨) બધા જ વેદ અને શાસ્ત્રોમાં ગુરુનો ત્રિમૂર્તિ (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ) તરીકેનો મહિમા ગાયો છે. તેમની પૂજા કરવાથી ચારે પુરુષાર્થની પ્રાપ્તિ થઈ સકળ મનોરથો પૂરા

થાય છે. (૨૩) કળિયુગનો પ્રારંભ થતાં મનુષ્યનું મન સ્થિર કે એકાગ્ર થતું નથી. આથી શારંગધર વિષ્ણુ લોકોનો ઉદ્ધાર કરવા માટે સ્વયં ચક્રાંકિત શાલિગ્રામ સ્વરૂપે પ્રગટ થયા. (૨૪) ચક્રાંકિત શાલિગ્રામ સ્વરૂપે ઋષિકેશ પ્રગટ થયા તેમનું તીર્થગ્રહણ કરતાં સમગ્ર પાપ નષ્ટ થાય છે. (૨૫) દરેક મનુષ્ય પોતાના ગુરુની આજ્ઞા લઈને ઈશ્વરની પ્રતિમાનું વેદોક્ત મંત્રથી વિધિપૂર્વક પૂજન કરવું. (૨૬) સ્ત્રીઓએ તેમજ શૂદ્રોએ વેદમંત્રો ન બોલવા. પરંતુ પુરાણોક્ત મંત્રથી દેવપૂજા કરવી. (૨૭) શ્રીગુરુની આજ્ઞાથી પૂજા કરીએ તો લાકડાની કે પથ્થરની મૂર્તિ પણ પ્રત્યક્ષ દેવ પ્રમાણે પ્રસન્ન થઈને ફળ આપે છે. (૨૮) પવિત્ર આસન ઉપર બેસીને ત્રણ પ્રાણાયામ કરવા અને 'ચેભ્યોમાતા' મંત્ર બોલીને મૂર્તિની કે આપણા હૃદયની દેવકળા જાગ્રત કરવી. (૨૯) બાર વખત પ્રણવમંત્ર દ્વારા જળ આપણા મસ્તક ઉપર છાંટવું. તે પછી સંકલ્પ કરી, અંગન્યાસ કરી કળશપૂજા કરવી. (૩૦) ભગવાનની જમણી બાજુએ કળશ મૂકીને ભક્તિપૂર્વક પૂજા કરવી. પછી શંખપૂજા કરવી. (૩૧) ભગવાનને ચડાવેલાં વાસી પુષ્પો નૈઋત્ય દિશામાં તેનું વિસર્જન કરવું. તે પછી ધોયેલું વસ્ત્ર પાથરીને દીપ પ્રજ્વલિત કરવો. (૩૨) તે પછી મનમાં શ્રીગુરુનું સ્મરણ કરવું અને મન, વાણી અને કર્મથી પીઠ (ભગવાનને બેસાડવાનું સ્થાન)ની વિધિપૂર્વક પૂજા કરવી. (૩૩) ચાર દ્વારની પૂજા કરીને દિશાઓની પૂજા કરવી. તે પછી 'શાંતાકારમ્' મંત્ર દ્વારા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ધ્યાન કરી આવાહનનો મંત્ર બોલવો. (૩૪) 'સહસ્ત્રશીર્ષે' મંત્રથી આવાહન કરીને 'પુરુષ એ વેદં' મંત્રથી ભગવાનને આસન પર બિરાજમાન કરવા. તે 'એતાવાનસ્ય' મંત્ર બોલીને ભગવાનનાં ચરણ ધોવાં. (૩૫) 'ત્રિપાદ્ ઊર્દ્વ' મંત્ર બોલીને ભગવાનને અર્ઘ્ય આપવું અને પછી 'તસ્માદ્ વિરાડ્' મંત્ર બોલી દેવતાઓને આચમન આપવું. (૩૬) 'યત્પુરુષેણ' મંત્રથી સ્નાન અભિષેક કરવો. પંચામૃતાદિથી પણ સ્નાન કરાવી શકાય. (૩૭) પુરુષસૂક્ત અથવા રુદ્રસૂક્ત દ્વારા વેદોક્ત વિધિથી ન્યાસ કરીને સ્નાન અભિષેક એકચિત્તે કરવા. (૩૮) દેવને સ્નાન કરાવ્યા પછી સ્વચ્છ આસન ઉપર બિરાજમાન કરવા. 'તં યજ્ઞમ્' મંત્રથી વસ્ત્ર પરિધાન કરાવવા. (૩૯) 'તસ્માદ્યજ્ઞાત્' મંત્ર બોલીને યજ્ઞોપવીત અર્પણ કરવું અને "તસ્માદ્યજ્ઞાત્સર્વહુતઋચઃ" મંત્રથી ગંધાક્ષત ભક્તિપૂર્વક ચઢાવવાં. (૪૦) 'તસ્માદશ્વા અજાયંત' મંત્ર બોલીને ભગવાનને મનપૂર્વક પુષ્પો ચઢાવવાં. (૪૧) પુષ્પો માટેના નિયમો જણાવું છું તે હે ઋષિજનો સાંભળો. પોતાના બગીચામાં ઊગેલાં પુષ્પો એ શ્રેષ્ઠ પ્રકારનાં જાણવાં. (૪૨) જંગલનાં પુષ્પો મધ્યમ પ્રકારનાં જાણવાં અને કિંમત આપી વેચાતાં લીધેલાં પુષ્પો સામાન્ય કે કનિષ્ઠ જાણવાં. (૪૩) જો ઉત્તમ પુષ્પો ન મળે તો વેચાતાં પુષ્પો અર્પણ કરી શકાય. સફેદ રંગનાં પુષ્પો શ્રેષ્ઠ ગણાય છે. લાલ રંગનાં પુષ્પો મધ્યમ ગણાય છે અને પીળા રંગનાં ફૂલ અધમ ગણાય છે. તેમજ કાળા રંગનાં

અને રંગબેરંગી પુષ્પો અધમાધમ ગણાય છે. (૪૪) વાસી પુષ્પો, ખંડિત પુષ્પો, જીવજંતુ દ્વારા એંઠાં થયેલાં પુષ્પો અને ભૂમિ ઉપર પડેલા પુષ્પો દેવપૂજામાં ન વાપરવાં. (૪૫) બિલીપત્ર, તુલસીપત્ર અને કમળ ક્યારેય વાસી થતાં નથી જેથી ભગવાનને કાયમ અર્પણ કરી શકાય. (૪૬) બકુલ, ચંપો, લાલકમળ, નાગકેસરી, મોગરો, સફેદ જૂઈ, સફેદ કમળ, કરેણ અને લાલ પુષ્પો ઈશ્વરને હંમેશાં અર્પણ કરવાં. (૪૭) વિષ્ણુપૂજામાં ધંતૂરો અને આકડો ચઢાવવાં નહીં. તેમજ લાલ પુષ્પો અને કરેણ પણ ચઢાવવાં નહીં. (આકડાનાં પુષ્પો વિષ્ણુને ચઢાવતાં સ્વનાશ અને ધતૂરાનાં પુષ્પો ચઢાવતાં બુદ્ધિ અને ધનનો ક્ષય થાય છે. (૪૮) વિષ્ણુભગવાનને ગિરિકર્ણિકા (વિષ્ણુકાંતા કે સફેદ ગોકર્ણ), નગોડ, સરગવાના ફૂલ, કપિત્થના પુષ્પો, કરંજના ફૂલ, અમલપત્ર (આંબળા)ના ફૂલ), કોળાનાં ફૂલ તેમની પૂજામાં વાપરવાં નહીં. (૪૯) આવાં પુષ્પો દેવને અર્પણ કરતાં જે દોષ લાગે છે તે સમસ્ત ઋષિઓને હું કહું છું. (૫૦) આકડાંના પુષ્પો વિષ્ણુભગવાનને ચઢાવવાથી સ્વનાશ થાય છે. ધંતૂરાનાં પુષ્પો ચઢાવવાથી પ્રજ્ઞાનો નાશ થાય છે. કોવિદાર (કાંચન)ના પુષ્પો ચઢાવતાં દરિદ્રતા આવે છે. (૫૧) ગિરિકર્ણિકા સફેદ ગોકર્ણનાં પુષ્પ ચઢાવતાં ત્વરિત કુળક્ષય થાય છે અને કંટકારિ (ભોંયરીંગણી) પુષ્પ વિષ્ણુભગવાનને ચઢાવતાં શોક પ્રાપ્ત થાય છે. (૫૨) કુટજ પુષ્પ ચઢાવતાં દુઃખ થાય છે.


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શાલ્મલી પુષ્પ ચઢાવતાં રોગ થાય છે. આથી વિષ્ણુ ભગવાનને પુષ્પ ચઢાવવાં હોય તો આ બધી બાબતોનો વિચાર કરી વિવેકપૂર્વક પુષ્પ ચઢાવવાં. (૫૩) હવે શંકર ભગવાનને કયા પુષ્પો ન ચઢાવવા એ વિશે કહું છું. કપિત્થ, કેવડો, શશાંક અને કાળા રંગનાં પુષ્પો ન ચઢાવવા. (૫૪) કાળા-પીળા રંગબેરંગી અને કરંજનાં પુષ્પો, લીંબડાનાં, બકુલ, દાડમ, કેતકી અને કસ્તુર મોગરાનાં પુષ્પ શંકરને ન ચઢાવવાં. (૫૫) આંબાનો મોર, યૂથિકા (જૂઈ), જાતિ (ચમેલી), લાલ રંગના પુષ્પો શંકર ભગવાનને ચઢાવતા અવશ્ય મહાન દોષ લાગે છે. શંકર ભગવાનની પૂજામાં શ્વેત પુષ્પો મુખ્યત્વે ચઢાવવાં. (૫૬) ગણેશ ભગવાનની પૂજામાં તુલસીપત્ર ન ચઢાવવાં, દુર્વા (ધરો) દુર્ગાદિવીની પૂજામાં ન વાપરવી. (૫૭) આ પ્રમાણે વિધિપૂર્વક પુષ્પો અર્પણ કરતાં ભક્તોના મનોરથો પૂર્ણ થઈ ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે એ તમે જાણો. (૫૮) 'યત્પુરુષં' મંત્રથી ભગવાનને સુગંધિત ધૂપ કરવો અને 'બ્રાહ્મણસ્ય' મંત્રથી એક આરતી શ્રદ્ધાથી ઓવારવી. (૫૯) 'ચંદ્રમામનસો' મંત્રથી નૈવેદ્ય ધરાવવો અને 'નાભ્યાસી' મંત્રથી તાંબુલ અર્પણ કરવાં. (૬૦) 'સપ્તાસ્યેતિ' મંત્રથી સુવર્ણપુષ્પથી આરતી ઉતારવી અને 'વેદાહમે' મંત્રથી પુષ્પાંજલિ અર્પણ કરવી. (૬૧) 'ધાતાપુરસ્તાત્' મંત્ર બોલીને ભગવાનને નમસ્કાર કરવા અને ભગવાનને સામેથી નમસ્કાર કરવા પણ જ્યારે પાછળથી અથવા ગર્ભગૃહમાં નમસ્કાર કરવા નહીં. (૬૨) નમસ્કારનો વિધિ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હું કહું છું તે હે વિદ્વાનો સાંભળો. ઈશ્વરને પોતાની જમણી બાજુ રાખીને પ્રદક્ષિણા કરીને પછી નમન કરવું. (૬૩) આપણા માતા પિતા બહારથી આવતાં હોય તો સામે જઈને તેમને વંદન કરવાં. જો કોઈ ઉત્તમ દ્વિજ પણ આવે તો સામે જઈને વંદન કરવાં. (૬૪) દ્વિજવર (વિદ્વાન)ની સભા ભરાયેલી હોય તો બધાને એક જ નમસ્કાર પૂરતા છે. (૬૫) માતા પિતા અને શ્રીગુરુને નમસ્કાર કરવા હોય તો બંને હાથ વડે કાન પકડીને એકાગ્રભાવથી વંદન કરવાં. (૬૬) માતા પિતા અને શ્રીગુરુના ડાબા પગને આપણા ડાબા હાથથી સ્પર્શ કરીને તેમના જમણા પગને આપણા જમણા હાથથી સ્પર્શ કરીને (અર્થાત્ હાથની ચોકડી કરીને) નમસ્કાર કરવા. (આ ચોકડીમાં જમણો હાથ ડાબા હાથ ઉપર રહેવો જોઈએ એમ મનુસ્મૃતિમાં કહ્યું છે.) (૬૭) કોને કોને ગુરુ માનવા અને તેમને મનઃપૂર્વક નમસ્કાર કરવા તે હું તમને વિસ્તારપૂર્વક કહું છું. (૬૮) માતા પિતા, ગુરુ, રક્ષણ કરનાર, આપણા ભયનું હરણ કરનાર, અન્નદાતા આટલાને અવશ્ય ગુરુ માનવા. તદુપરાંત યજ્ઞોપવીત પછી પુરોહિત અને તેમની પત્નીને ગુરુ માનવાં. (૬૯) મોટાભાઈ, પિત્રાઈ મોટાભાઈ અને સાવકી માતા, પોતાની ઉંમરથી મોટા જે કોઈ ઈષ્ટ મિત્રાદિ હોય તેને ગુરુ માની વંદન કરવાં. (૭૦) ક્યાં નમસ્કાર ન કરવાં તે હું તમને કહું છું. પોતાની ઉંમર કરતાં નાના હોય તેને નમસ્કાર ન કરવા. (૭૧) જે માણસે અગ્નિ, સમિધા, પુષ્પો, કુશ (દર્ભ) હાથમાં ઝાલ્યા હોય અને હાથમાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કળશ કે અક્ષત (ચોખા) હોય તેવી વ્યક્તિને નમસ્કાર કરતાં બંનેને દોષ લાગે છે. (૭૨) જપ અથવા હોમ કરનારને નમસ્કાર કરવા નહીં. દૂરથી આવતો બ્રાહ્મણ અથવા જળમાં સ્નાન કરતો હોય તેને વંદન કરવાં નહીં. (૭૩) કોઈ વિપ્ર દોડતો હોય અથવા આપણે જેને ઓળખતા ન હોઈએ અથવા ધનનું જેને અભિમાન છે અથવા જે ક્રોધી છે અને જેણે હાલમાં મંગળસ્નાન કરેલું છે તેને નમન કરતાં અનેક દોષ લાગે છે. (૭૪) બ્રાહ્મણને એક હાથથી વંદન ન કરવું અને જેને સૂતક હોય અને મૂર્ખ હોય તેને પણ નમસ્કાર ન કરવા. (૭૫) હવે દેવપૂજામાં ગીતવાદ્ય અને નૃત્ય દ્વારા દેવને સંતુષ્ટ કરવા અને પછી ભક્તિપૂર્વક પ્રાર્થના કરીને સનકાદિક ઋષિઓની પૂજા કરવી. (૭૬) પૂજા પૂરી થયા પછી દેવના સિંહાસનને સ્પર્શ કરી ઉત્તરપૂજા કરીને પછી વિસર્જન કરવું. (૭૭) આ પ્રમાણે ભક્તિપૂર્વક દેવપૂજા  કર્યા પછી અન્નસંસ્કાર કરવા માટે વૈશ્વદેવની વિધિ કરવી. (૭૮) અગ્નિપૂજા કરીને અગ્નિકુંડને ઘી સાથે અન્ન બતાવી તેના પાંચ ભાગ કરી સામે મૂકવા. (૭૯) એક ભાગમાંથી છ આહૂતિઓ આપવી. બીજો ભાગ બલિહરણમાં યોજવો. ત્રીજો ભાગ અતિથિ અને ગોગ્રાસ માટે રાખવો. ચોથા ભાગથી પિતૃયજ્ઞ કરવો. (૮૦) પાંચમા ભાગથી મનુષ્ય યજ્ઞ કરવો, વૈશ્વદેવ વિધિપૂર્વક મંત્રથી કરવો જે દિવસે અન્ન ન હોય તો ચોખાથી હવન કરવો. (૮૧) વૈશ્વદેવના સમય દરમ્યાન પોતાના દ્વારે આવેલા અતિથિ ચોર હોય કે ચાંડાલ, તેને

હર્ષથી માન આપીને પૂજા કરવી. (૮૨) યમ ભગવાન પોતાના દૂતોને કહે છે કે જે લોકો વૈશ્વદેવ આચરતા નથી અને અતિથિ દ્વારે આવે તો તેને અન્ન આપતા નથી તેમને તમે મારી પાસે (યમલોક) લઈ આવો અને જે લોકો વિધિપૂર્વક અતિથિની પૂજા કરે છે તેમના ઘેર તમે બિલકુલ જશો નહીં તેવી વિષ્ણુ ભગવાનની મને આજ્ઞા છે. (૮૩-૮૪) વૈશ્વદેવ સમયે માતા પિતાનો ઘાત કરનાર, કૂતરો, શ્વાનનું માંસ ખાનાર, ચાંડાલ તરીકે પણ કોઈ અતિથિ આવે તો તેમને અવશ્ય અન્ન આપવું. (૮૫) તેવા સમયે ગોત્ર કુળની પૂછપરછ ન કરતાં તેમને ત્વરિત અન્ન આપવું. જો તેવા અતિથિ પાછા જાય તો સોળ વર્ષ સુધી આપણા ઘેર પિતૃ આવતા નથી. (૮૬) જો કોઈ વ્યક્તિ પ્રવાસ કરતો હોય તો તે દરમ્યાન તેણે ઔષધિ, ઘી, દહીં, દૂધ, કંદમૂળ અથવા ફળોથી દેવયજ્ઞ કરવો. (૮૭) અન્ન વગર સાધુપુરુષોએ અગ્નિપૂજા કરવી નહીં અને જે કોઈ વ્યક્તિ પંચ મહાયજ્ઞ ન કરે એવા બ્રાહ્મણે ચાંદ્રાયણ વ્રત કરવું. (૮૮) વૈશ્વદેવ થતા પહેલા જો કોઈ મનુષ્ય ભિક્ષા માટે આપણા ઘેર આવે તો તેને ભિક્ષા આપવાથી વૈશ્વદેવનું ફળ મળે છે. (૮૯) જે વ્યક્તિ પોતે જ સ્વહસ્તે બલિહરણ કરે છે તેણે દોષનિવારણ માટે ચાંદ્રાયણ વ્રત કરવું. આમ બલિહરણ બીજા દ્વારા કરાવવું. (૯૦) બલિહરણ જો ન કરવામાં આવે તો ત્વરિત છ પ્રાણાયામ કરવા, જેથી તે પાપ દૂર થાય છે. આમ શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૯૧)

ગૃહપૂજા કર્યા પછી વિશેષમાં ગોગ્રાસ આપવો અને નિત્ય શ્રાદ્ધ કરવું. (૯૨) પિંડદાન દ્વારા પિતૃઓને તુષ્ટ કરવા. તે વગર અગ્નિકાર્ય ન કરવું. બ્રહ્મચારીને તાંબુલદાન અને દક્ષિણા આપવી નહીં. (૯૩) વૈશ્વદેવ થયા પછી પોતાના ગૃહદ્વારે ઊભા રહીને અતિથિની પ્રતીક્ષા કરવી અને અતિથિ આવતાં પૂજન કરવું. (૯૪) થાકીને આવેલા અતિથિની ભક્તિપૂર્વક પૂજા કરવી. જો સંધ્યાસમયે પણ અતિથિ આવે તો તેનાં પૂજન-સત્કાર કરવા. (૯૫) વેદ-શાસ્ત્રોમાં 'વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ' એમ કહેલું છે. તેમજ અતિથિને પણ ગુરુ કહેવામાં આવ્યો છે. (જે વૈશ્વદેવના સમયે આવે.) (૯૬) વૈશ્વદેવ સમયે અતિથિની પૂજા કરતાં તે સર્વ દેવતા સુધી પહોંચે છે અને તે દ્વારા બ્રહ્મા, ઈન્દ્ર અને અગ્નિ આદિ દેવો સંતુષ્ટ થાય છે. (૯૭) વાયુદેવ, અર્યમા અને સદાશિવ વૈશ્વદેવ સમયે અતિથિની પૂજા કરવાથી સંતુષ્ટ થાય છે. (૯૮) અતિથિના પગ પખાળતાં સમસ્ત પિતૃઓ તૃપ્ત થાય છે. (૯૯) આપણા ઘરે યતીશ્વર (સંન્યાસી) કે બ્રહ્મચારી જે સમયે આવે ત્યારે તેમને અન્ન આપવાથી મહાપુણ્યનો લાભ થાય છે. (૧૦૦) અતિથિને એક કોળિયાનું અન્નદાન કરતાં મેરુ સમાન પુણ્ય મળે છે અને તેને જળ આપવાથી સમુદ્ર દાનનું પુણ્ય મળે છે. (૧૦૧) અતિથિ ઘેર આવ્યા પછી જે નર તેને તરછોડીને જમવા બેસે છે તે બીજા જન્મમાં કૂતરો થઈ તે પછી ગધેડાનો જન્મ લે છે. (૧૦૨) આ રીતે અતિથિનું  પૂજન કર્યા પછી ભોજન

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરવું. તેમાં પણ અતિથિને અલગ ભોજન અને આપણા માટે અલગ વાનગીઓનો ભેદ કરવો નહીં એમ કરવાથી મહાન દોષ લાગે છે. (૧૦૩) દરેક ગૃહસ્થે સવારે અને સાંજે સંતોષપૂર્વક ભોજન કરવું અને ભોજન કરતાં પહેલાં પગ અવશ્ય ધોવા. ભોજન સમયે ભીના પગ હોવા જોઈએ. (૧૦૪) ભોજન સમયે પાંચ સ્થાન ભીનાં હોવાં જોઈએ. જો પાંચ સ્થાન ભીનાં હોય તો તેવો મનુષ્ય સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. આ પાંચ સ્થાન એટલે બે હાથ, બે પગ અને એક મોઢું ભીનું હોવું જોઈએ. (૧૦૫) ભોજન સમયે પૂર્વદિશામાં મોઢું રાખીને બેસવું જોઈએ. પગની પલાંઠી વાળી ભોજન દરમ્યાન મૌન રાખવું અને એકચિત્તથી બેસવું. (૧૦૬) થાળી નીચે ચતુષ્કોણનો મંડળ કરવો અને ઉપર ભસ્મથી પ્રોક્ષણ કરવું (છાંટવું). ક્ષત્રિય હોય તો તેણે ત્રિકોણાકારનું મંડળ કરવું અને વૈશ્ય હોય તો વર્તુળાકાર મંડળ કરવું. (૧૦૭) શૂદ્ર હોય તેણે અર્ધ ચંદ્રાકાર મંડળ કરવું અને પછી તે મંડળમાં આદિત્ય વસુ, રુદ્ર, બ્રહ્મા ઈત્યાદિનું આહ્વાન કરવું. (૧૦૮) પિતામહાદિ દેવતાઓનું તે મંડળમાં આહ્વાન કરવું અને મંડળ કર્યા વગર ભોજન કરવું નહીં. (૧૦૯) મંડળ કર્યા વગર જો ભોજન કરવામાં આવે તો અન્નરસને નિશાચરો, પિશાચ, અસુર, રાક્ષસ વગેરે લઈ જાય છે. (૧૧૦) પૂર્વાભિમુખ[1] બેસીને ભોજન કરવું તે ઉત્તમ છે. પશ્ચિમાભિમુખ બેસીને ભોજન કરીએ તો તે મધ્યમ ગણાય છે અને પિતૃકાર્યમાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હંમેશાં ઉત્તરાભિમુખ બેસવું જોઈએ અને દક્ષિણમાં મુખ રાખીને કામ ના હોય તો બેસી શકાય. (૧૧૧) ભોજનના પાત્ર તરીકે સુવર્ણ, રજત, તામ્રપાત્ર, પદ્મપત્ર અથવા ખાખરાના પાન એ પુણ્યકારક છે. (૧૧૨) ગૃહસ્થે તામ્રપાત્ર ન લેવું. યતિએ સુવર્ણ, રજત, તામ્ર અને શંખ કે છીપલાનું પાત્ર, સ્ફટિકનું કે પાષાણપાત્ર લેવું. (૧૧૩) કેળના પાનમાં અથવા પદ્મપત્રમાં અથવા સાગ કે શાલ વૃક્ષના પાંદડામાં અને ખાખરાના પાનમાં ભોજન કરતાં અવશ્ય ચાંદ્રાયણ વ્રત આચરવું. (૧૧૪) વડનાં પાન, પીપળાના પાન, આકડાના પાન, પડવળ (પટોલ)ના પાન, કદમના પાન, કોવિદારના પાન (કાંચન) ઉપર ભોજન કરતાં દોષનિવારણ માટે ચાંદ્રાયણ વ્રત કરવું. (૧૧૫) લોખંડના પાત્રમાં, તાંબાના પાત્રમાં, માટીના પાત્રમાં અને ઊંધા પાન ઉપર અથવા કપાસનાં પાન ઉપર અથવા કપાસના વસ્ત્ર ઉપર જે કોઈ દ્વિજ ભોજન કરે તો તે નરકમાં જાય છે. (૧૧૬) કાંસાના પાત્રમાં ભોજન કરવાથી યશ, બળ, પ્રજ્ઞા અને આયુષ્ય વધે છે. ગૃહસ્થો માટે કાંસાનું પાત્ર મુખ્ય છે. (૧૧૭) ભોજનની થાળી પાંચ શેર વજનની હોવી જોઈએ. ઓછા કે વધુ વજનની નહીં. શ્રેષ્ઠ પ્રકારની થાળી સોળ શેરની હોય જેને સુવર્ણ સમાન જાણવી. (૧૧૮) ગૃહસ્થો માટે કાંસાની થાળીમાં ભોજન તાંબુલ સહિત અને અભ્યંગસ્નાન મુખ્ય જાણો. યતિ, બ્રહ્મચારી કે વિધવા સ્ત્રીઓ માટે આ વાપરવું નહીં. (૧૧૯) એરંડાના

પાનમાં જો જમીએ તો તે કૂતરાના ચામડા કરતાં પણ કનિષ્ઠ જાણો. આથી તેમાં જમવું નહીં. તેમજ બીજાએ ભોજન કરેલી થાળીમાં પણ જમવું નહીં. (૧૨૦) ફૂટેલી થાળીમાં જમતાં પણ મોટો દોષ લાગે છે અને સંધ્યા સમયે જે ભોજન કરે છે તેને મહાપાપી જાણવો. (૧૨૧) નજીક પતિત હોય તો તેવા સમયે જમવું નહીં અને શૂદ્રે જમી લીધા પછી વધેલી રસોઈથી બ્રાહ્મણે જમવું નહીં. (૧૨૨) શ્રાદ્ધના દિવસે બાળકને સાથે લઈને એક જ થાળીમાં સાથે જમવું નહીં. બ્રાહ્મણે પોતાના માટે આસન જાતે બિછાવવું નહીં. (૧૨૩) બ્રાહ્મણે પોતાના હાથે અપોષણનું જળ જાતે લેવું નહીં. પરંતુ અન્ય વ્યક્તિએ આચમની દ્વારા આપવું. પોતાના હાથે તેલ લઈને અભ્યંગસ્નાન ન કરવું. (૧૨૪) ભોજન સમયે થાળી નીચે મંડળ પોતાના હાથે કરવું નહીં. જો તેમ કરવામાં આવે તો આયુષ્ય ક્ષય થાય છે અને પુત્રઘાતનું દુઃખ મળે છે. (૧૨૫) પીરસતી વખતે નમસ્કાર કરવા અને અન્ન પહેલાં થાળીમાં ઘી પીરસવું અને પ્રાણાહુતિના કોળિયા લેતી વખતે પોતાના હાથથી ઘી ન પીરસવું. (૧૨૬) તે પછી જળ લઈને 'વ્યાહૃતિ' મંત્રથી અન્ન ઉપર પ્રોક્ષણ કરી અને પછી ગાયત્રીમંત્રથી અન્ન ઉપર જળ છાંટી ચિત્રગુપ્તને નમન કરવું. (૧૨૭) ચિત્રગુપ્તને અન્નનો બલિ આપી (થાળીની બહાર જમણી બાજુ) ડાબો હાથ ધોઈ ડાબા હાથથી થાળી પકડવી. (૧૨૮) ડાબા હાથનો અંગૂઠો, તર્જની અને વચલી આંગળીથી થાળી દૃઢ પકડી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જમણા હાથથી બીજા દ્વારા અપાયેલા જળથી અપોષણ લેવું. (૧૨૯) અપોષણ છોડ્યા પછી જો બીજું પાણી પીવામાં આવે તો તે સ્થાન મૂત્ર જેવું ત્યાજ્ય છે એવું જાણો. (૧૩૦) જે બ્રાહ્મણે અપોષણ હાથમાં ઝાલ્યું હોય તેને નમસ્કાર કરતાં મોટો દોષ લાગે છે. તેવા બ્રાહ્મણ પાસેથી આશીર્વાદ લેવા નહીં. જો લઈએ તો બંને દોષી થાય છે. (૧૩૧) અપોષણ લેતાં મૌન રાખવું અને બોલવું નહીં. મંત્રપૂર્વક અપોષણ લીધા પછી અન્નની પ્રાણાહુતિ લેવી. (૧૩૨) અપોષણ વિના જે વિપ્ર ભોજન કરે તો તેના દોષ પરિહાર માટે ૧૦૮ ગાયત્રીજપ કરવા. (૧૩૩) પ્રાણાહુતિની વિધિને સમજવી હોય તો તે પ્રાણરૂપી અગ્નિમાં અન્નની આહુતિ આપી હોમ કરવો તેવું માનવું અને તેમ કરવાથી સમસ્ત પાપો બળી જાય છે. (૧૩૪) જે રીતે રૂના ઢગલામાં અગ્નિનો સ્પર્શ થતાં ત્વરિત બળીને ભસ્મ થાય છે તે જ રીતે પ્રાણાહુતિથી બધા જ પાપ નષ્ટ થઈ જાય છે. (૧૩૫) પ્રાણાહુતિનો હેતુ ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત કરવાનો છે. તે પછી અન્નને સ્પર્શ કરી ગીતાના પ્રખ્યાત શ્લોક બોલવા. (૧૩૬)

શ્લોકઃ

અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહામાશ્રિતઃ ।
પ્રાણાપાનસમાયુક્તઃ પચામ્યન્નં ચતુર્વિધમ્ ॥

પરમાત્મા કહે છે કે હું સર્વ પ્રાણીમાત્રના દેહમાં પ્રાણ અને અપાન સ્વરૂપે રહીને ચાર પ્રકારના અન્નનું પાચન કરું છું જેમ કે ચાવીને, કાપીને, ચાટીને, પીને. (૧૩૭)

'અન્નં બ્રહ્મરસો વિષ્ણુ' એ મંત્ર બોલીને પછી 'અગ્નિરસ્મિ' મંત્ર જપવો. (૧૩૮) પછી પ્રાણાહુતિ લેવા માટે પાંચ મંત્ર નિશ્ચિત્ત છે. તર્જની, મધ્યમાં અને અંગૂઠામાં કોળિયો ઝાલી 'પ્રાણાય સ્વાહા' બોલવું. (૧૩૯) મધ્યમા, અનામિકા અને અંગુઠા વતી કોળિયો લઈ 'અપાનાય સ્વાહા' એમ બોલીને કોળિયો ગળી જવો. તે પછી અનામિકા, કનિષ્ઠિકા અને અંગૂઠા વતી 'વ્યાનાય સ્વાહા' તેમ બોલી કોળિયો ગળી જવો. (૧૪૦) અંગૂઠો, તર્જની અને કનિષ્ઠિકા દ્વારા કોળિયો ઝાલી 'ઉદાનાય સ્વાહા' એમ બોલી કોળિયો ગળી જવો. તે પછી પાંચે આંગળીઓ ભેગી કરી કોળિયો લઈ 'સમાનાય સ્વાહા' એમ બોલી કોળિયો ગળી જવો. (૧૪૧) પ્રાણાહુતિનું અન્ન દાંતને સ્પર્શ કર્યા વગર ગળી જવું જોઈએ અને પછી મૌન ધારણ કરવું. (૧૪૨) મૌન ધારણ કરવા મુખ્ય વિધાન તમને કહું છું તે તમે સાંભળો. સ્નાન સમયે જો મૌન ન રાખીએ તો સ્નાનનું ફળ વરુણ લઈ જાય છે. (૧૪૩) હોમ કરતી વખતે જો મૌન ધારણ ન કરીએ તો લક્ષ્મી ત્વરિત જતી રહે છે. ભોજન સમયે જો મૌન ધારણ ન કરીએ તો અપમૃત્યુ થાય છે. (૧૪૪) મૌન પાળવું જો અશક્ય હોય તો પ્રાણાહુતિ લેતાં સુધી તો અવશ્ય મૌન ધારણ કરવું. એમ શ્રીગુરુ બ્રાહ્મણને

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કહે છે. (૧૪૫) જેના પિતા અથવા મોટાભાઈ જીવતા હોય તે મૌન ધારણ ન કરે તો ચાલે, પરંતુ શ્રાદ્ધઅન્ન ભોજન કરતાં અવશ્ય મૌન ધારણ કરવું. (૧૪૬) પાંચ પ્રાણાહુતિ લેતી વખતે બધાએ મૌન પાળવું. પરંતુ જેના પિતા તથા વડીલ બંધુ જીવંત હોય તેમણે મૌન ધારણ કરતાં અધઃપાત થાય છે. (૧૪૭) ભોજનમાં પ્રથમ મધુર અન્ન (ગળ્યું ભોજન) કરવું, પછી પ્રવાહી પીવું, પછી કઠણ વસ્તુ ભોજનમાં લેવી. (૧૪૮) ભોજનના અંતમાં ફરી પ્રવાહી અન્ન લેવું અને એમ કરતાં આપણું બળ ઓછું નથી થતું. શીઘ્ર ભોજન કરવું. (૧૪૯) ગાયને પાણી પીતાં જેટલો સમય લાગે તેટલા સમયમાં ભોજન કરવાથી મનુષ્ય સુખી થાય છે. (૧૫૦) ભોજન કરવા માટે કોળિયાની સંખ્યાનું વિધાન કહું છું. સંન્યાસી, મુનીશ્વર, યતિઓએ આઠ કોળિયા અન્ન ગ્રહણ કરવું. (૧૫૧) વાનપ્રસ્થીએ સોળ કોળિયા અન્ન ભોજન કરવું. ગૃહસ્થાશ્રમીએ ૩૨ કોળિયા ભોજન કરવું અને બ્રહ્મચારી માટે કોઈ સંખ્યા નિશ્ચિત્ત નથી. (૧૫૨) જેટલો કોળિયો મોઢામાં રહી શકે તેટલો જ કોળિયો હાથમાં લેવો. વધારે મોટો કોળિયો લેતાં તે જો થાળીમાં પડે તો સમગ્ર થાળી એંઠી થઈ જાય છે. (૧૫૩) અડધો કોળિયો ખાઈને વધેલો અડધો કોળિયો થાળીમાં મૂકતાં તે ભોજન એંઠું થયેલું કહેવાય છે અને તેના દોષનિવારણ માટે ચાંદ્રાયણ વ્રત આચરવું. (૧૫૪) એક થાળીમાં બે જણે ભોજન સમયે જમવું નહીં. યજ્ઞોપવીત સંસ્કાર સમયે પુત્ર સાથે માતાએ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ભોજન કરતાં દોષ નથી અને કન્યા તેમજ પુત્ર સાથે એક જ થાળીમાં ભોજન કરતાં દોષ લાગતો નથી. (૧૫૫) ભોજન દરમ્યાન અન્નનો બગાડ કરવો નહીં. તેમાં પણ ખાસ કરીને ઘી અને દૂધની બનાવટો છાંડવી નહીં. થોડા અન્નના કોળિયા રહેવા દેવા અને બધું અન્ન ખાવું નહીં. (૧૫૬) ભોજન થતાં સુધી ડાબા હાથથી થાળીને પકડી રાખવી. જો ભૂલથી છૂટી જાય તો વાંધો નહીં અને કોળિયા થાળીમાં રહી જાય તો ચાલે. (૧૫૭) આ જ કારણથી વિદ્વાનોએ પાત્રને છોડવું નહીં અથવા પહેલેથી જ તેને ન પકડી રાખીએ તો કોઈ દોષ નથી. (૧૫૮) માથા ઉપર વસ્ત્ર વીંટાળીને અથવા દક્ષિણ દિશામાં મોઢું રાખીને અથવા ડાબી જાંઘ ઉપર હાથ મૂકીને જમતા તે અન્નરસ રાક્ષસ લઈ જાય છે. (૧૫૯) ડાબો હાથ જમીન ઉપર મૂકીને જે મનુષ્ય ભોજન કરે છે તે રોગી થાય છે. કોઈ પણ આંગળી છૂટી મૂકીને કોળિયો ગ્રહણ કરવો નહીં. (૧૬૦) જો આંગળી છૂટી મૂકીને ભોજન કરવામાં આવે તો તે ગોમાંસ ભક્ષણ કરવા જેવો દોષ છે અને ભોજન ન કરવાના સ્થાનો આ પ્રમાણે છે. (૧૬૧) જે મનુષ્ય અશ્વ કે હાથી ઉપર આરુઢ હોય અથવા સ્મશાનમાં હોય, દેવાલયમાં તેમજ શયનસ્થ બે હોય ત્યાં ભોજન કરવું નહીં. (૧૬૨) હાથમાં અન્ન લઈ કરપાત્ર જેવું ભોજન કરવું નહીં. ભીનું વસ્ત્ર પહેરીને, ભીના વાળથી અથવા ગોઠણની બહાર હાથ લંબાવી જમવું નહીં. (૧૬૩) યજ્ઞોપવીત જમણા ખભે રાખીને ભોજન કરવું નહીં અને ભોજન કરવાના

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સમયે સામે જોડા કે પગરખાં હોવાં જોઈએ નહીં. (૧૬૪) કોળિયો, જળ, કંદમૂળ, ફળ, શેરડીના સાંઠા ખાધા પછી થાળીમાં ફરી મૂકીએ તો તે ઉચ્છિષ્ટ કે એઠું કહેવાય છે. (૧૬૫) જે મનુષ્ય સ્નાન કર્યા વિના ભોજન કરે છે અથવા હોમ કર્યા વિના જે કોઈ ભોજન કરે છે તે અન્ન નથી, પરંતુ કૃમિ (જંતુ) જાણવું એમ પરાશર ઋષિ કહે છે. (૧૬૬) પાન ઉપર રાત્રે ભોજન કરીએ અને દીવા વગર રાત્રે ભોજન કરીએ તો કૃમિ (જંતુ) ભક્ષણ કરવાનું પાપ લાગે છે. (૧૬૭) ભોજન કરતાં સમયે જો દીવો ઓલવાઈ જાય તો થાળીને ઝાલીને સૂર્યનું સ્મરણ કરવું અને ફરી દીપ પ્રજવલિત કર્યા પછી જ ભોજન કરવું. (૧૬૮) થાળીમાં જેટલું અન્ન હોય તે બધું જ આરોગવું અને જરૂર કરતાં વધારે પીરસાવતાં અનેક દોષ લાગે છે એમ શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૧૬૯) ભોજન કરતાં માથાના વાળને સ્પર્શ કરવો નહીં, વાતો કરવી નહીં અને આકાશ નીચે કે અંધકારમાં ભોજન કરવું નહીં. (૧૭૦) મનુષ્યે ભોજન કરીને શેષ અન્ન પત્ની માટે રાખવું જોઈએ. જે મનુષ્ય રાખતો નથી તે અત્યંત દોષી છે અને જે સ્ત્રી શેષ રાખેલું અન્ન આરોગતી નથી તેને મોટું પાપ લાગે છે. (૧૭૧) જે મંદિરમાં દેવતા (મૂર્તિ) ન હોય ત્યાં ભોજન ન કરવું. આપણા ઘરમાં જે સ્થળે દેવ હોય ત્યાં ભોજન ન કરવું. જળ સમીપ સંધ્યા સમયે પણ ભોજન કરવું નહીં. (૧૭૨) ભોજનપાત્ર પથ્થર ઉપર મૂકીને જમવું નહીં અને સમૂહભોજનમાં પીરસનારી સ્ત્રીના મુખ સામે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જોવું નહીં. (૧૭૩) એક થાળીમાં બીજા હાથે ભોજન કરવું નહીં, નહીં તો ઉચ્છિષ્ટ ભોજનનો દોષ લાગે છે. પરંતુ ધર્મપત્ની સાથે એક થાળીમાં ભોજન કરતાં દોષ લાગતો નથી. (૧૭૪) પ્યાલામાંથી જળ પીને વધેલું પાણી પીવું નહીં અને જો પીવું જ પડે તો તેમાંથી થોડું જમીન ઉપર રેડીને પછી પીવું. (૧૭૫) વસ્ત્ર નીચોવીને પાણી પીવાથી બીજા જન્મે કૂતરાનો જન્મ મળે છે અને તે પછી નરકમાં જાય છે. (૧૭૬) પાણી પીતાં અથવા દૂધ, દૂધની વાનગીઓ અને ઘી જમતાં અથવા અપોષણ લેતી વખતે જો અવાજ કરવામાં આવે તો તે મદ્યપાન સમાન છે. (૧૭૭) ઊંડાં પાણીમાં જઈને જો મુખ દ્વારા જળ પીવામાં આવે અથવા ઊભા-ઊભા પાણી પીવામાં આવે તો તે સુરાપાન સમાન જાણવું. (૧૭૮) જ્ઞાનીજનોએ બે હાથની અંજલિ દ્વારા જળ પીવું નહીં. ડાબો હાથ ન વાપરતાં જમણા હાથથી જળ પીવું. (૧૭૯) સભામાં આસન ઉપર બિરાજમાન થઈને અથવા પોતાની પથારીમાં બેસીને પાણી પીવું નહીં એમ પાણી પીતા મહાદોષ લાગે છે. (૧૮૦) તૂટેલા પાત્રથી અન્ન પીરસવું નહીં. ભોજન કરતી વખતે અન્ય જ્ઞાતિજનો સામે અથવા રજસ્વલા સ્ત્રી સામે અથવા ચાંડાલ કે શ્વાન સામે જોવું નહીં. (૧૮૧) આટલા લોકો સામે જો ભોજન દરમ્યાન નજર પડે અથવા તેમનો અવાજ કાન દ્વારા સંભળાય તો તરત જ અન્નનો ત્યાગ કરવો. ભોજન ચાલુ રાખીએ તો દોષ લાગે છે. (૧૮૨) ભોજન કરતા દળણું અથવા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ખાંડવાનો અવાજ જો કાને પડે અથવા ઝઘડાનો અવાજ કાને પડે અથવા અપશબ્દ પણ સંભળાય તો ભોજનનો ત્યાગ કરવો. (૧૮૩) અપરિચિત લોકોને સાથે બેસાડી ભોજન કરવું નહીં અને કરવું જ પડે તો જળથી અથવા ભસ્મથી વિભાજનરેખા દોરીને ભોજન કરવું. (૧૮૪) જો અપરિચિત વ્યક્તિ અને આપણા વચ્ચે થાંભલો આવી જાય અને જો રસ્તો ખુલ્લો અને શુદ્ધ હોય તો પોતાની આજુબાજુ વર્તુળ કરતાં કોઈ દોષ લાગતો નથી. (૧૮૫) ભોજન કરવાના સમયે કાળું વસ્ત્ર પહેરીએ તો મોટો દોષ લાગે છે અને સ્ત્રીઓ કાછડા વિના પીરસે તો તે અન્ન ઉચ્છિષ્ટ સમાન છે. (૧૮૬) આ પ્રમાણે વિદ્ધત્‌જનોએ વિચારપૂર્વક ભોજન કરવું અને 'વિકિરિદ વિલોહિત' એમ બોલીને શેષ વધેલા અન્નને અભિમંત્રિત કરવો. (૧૮૭) 'વિકિરિંદે' મંત્રનો અઘોર ઋષિ છે, રુદ્ર દેવતા છે અને અનુષ્ટુપ છંદ છે તેમજ 'અન્નાભિમંત્રણે' એ વિનિયોગ છે. (૧૮૮) આ પ્રમાણે મંત્રનો ઉચ્ચાર કરીને હાથમાં શેષ વધેલું અન્ન લઈ યમભગવાનના નામે બલિ મૂકી ઉત્તરાપોષણ લેવું. (૧૮૯) થાળીમાંથી સર્વ એઠું હાથમાં લઈને મુખ દ્વારા 'રૌરવે પૂયેતિ' મંત્ર બોલી થાળી નજીક મૂકવો. (૧૯૦) તે પછી હાથ ધોવા માટે ઊઠવું અને કોગળા કરીને પછી જ હાથ ધોવા. જો કોગળા કર્યા વગર હાથ ધોવામાં આવે તો તે આત્મઘાતકી છે એમ જાણવું. (૧૯૧) મોઢું ધોતાં વચલી આંગળીથી દાંત ઘસવા જોઈએ. તર્જની

અને અંગૂઠો વાપરીએ તો મહાન દોષ લાગે છે અને રૌરવ નરક ભોગવવું પડે છે. (૧૯૨) સારી રીતે હાથ ધોઈને દાંત સાફ કરીને હાથનું પવિત્ર છોડીને નૈઋત્ય દિશામાં ત્યાગ કરવો. (૧૯૩) તે પછી 'અંગુષ્ઠમાત્ર પુરુષ' એ મંત્ર બોલી બે હાથ ઘસીને આંખે અડાવવા પછી પાણી પણ અડાડવું. (૧૯૪) આ મંત્ર જો બોલવામાં ન આવે તો ચક્ષુરોગ થાય છે. આ જ કારણથી હાથ અને જળ દ્વારા નિશ્ચિતપણે આરોગ્ય મેળવો. (૧૯૫) તે પછી બે વખત આચમન કરી 'અચંગૌ' મંત્ર બોલી 'દ્રુપદાદિવેન્મુમુચા' મંત્રનો ઉચ્ચાર કરી 'પ્રાણાનાં ગ્રંથરસિ' એમ બોલવું. (૧૯૬) આ પ્રમાણે મંત્રનો જપ કરી ભોજન સ્થળે બેસી બે આચમન કરી નાભિસ્પર્શ કરવો. (૧૯૭) નાભિસ્પર્શ કરીને હાથ ફેરવતા અગસ્ત્ય ઋષિ, કુંભકર્ણ, વડવાનલ અગ્નિ, વૃકોદર (ભીમ), શનિ ભગવાન, 'ઈલ્વલ વાતાપિ વજર્જીચતાં' એમ બોલવું. (૧૯૮) તે પછી હાથ અગ્નિ ઉપર તપાવવા. જેમને બંધુવર્ગ હોય તેમણે વસ્ત્રથી હાથ ન લૂછવા. (૧૯૯) તે પછી શ્રીગુરુનું સ્મરણ કરવું અને કુળદેવતાનું પણ સ્મરણ કરવું. આ રીતે બ્રાહ્મણોએ ભોજનનો વિધિ આચરવો જોઈએ. (૨૦૦) બ્રાહ્મણ શ્રીગુરુને સવિનય વિનવે છે કે આપે ભોજનનો વિધિ બતાવ્યો તો હવે વિધિનિષિદ્ધ અન્ન વિશે કૃપા કરીને કહો. (૨૦૧) બ્રાહ્મણનાં વચન સાંભળી શ્રીગુરુ સંતોષપૂર્વક બ્રાહ્મણને વિધિનિષિદ્ધ અન્ન વિશે કહે છે. (૨૦૨) સરસ્વતી ગંગાધર કહે છે કે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બ્રાહ્મણનો આચારધર્મ શ્રીગુરુએ વિસ્તારપૂર્વક સમજાવ્યો. આથી વિધિનિષિદ્ધ અન્ન વિશે કહેવા મેં વિનંતી કરી. (૨૦૩) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરવું નહીં. અનેક લોકો પાસેથી એકઠું કરેલું અન્ન પણ જમવું નહીં. વધારે પડતું ખારું અથવા બહુમિશ્રિતાન્નનું ભોજન કરવું નહીં. (૨૦૪) લસણ, ગાજર, ડુંગળી, મૂળા, રીંગણા, કોળુ, મશરૂમ જેવા શાક ભોજનમાં લેવાં નહીં. (૨૦૫) પ્રસૂતિ પછી દસ દિવસનું ગાયનું, બકરીનું કે ભેંશનું દૂધ વર્જ્ય છે. વરસાદના પૂરનું નવું પાણી ત્રણ રાત્રિ સુધી વાપરવું નહીં. (૨૦૬) કોળુ, રીંગણા, પરવળ, મૂળા, બીલીનાં ફળ, આમળા એકમના દિવસે ભક્ષણ કરતાં પાપ લાગે છે. (૨૦૭) જે લોકોને ઐહિક અને પરમાર્થિક ઉન્નતિ કે સંપત્તિ જોઈએ છે તેવા લોકોએ ઔદુંબરના ફળ ખાવાં નહીં, આંબળા રાત્રે તેમજ રવિવારે આવતી ભાનુસપ્તમીના દિવસે ખાવાં નહીં. (૨૦૮) બીલીનાં ફળ શુક્રવારના દિવસે તેમજ શમીફળ શનિવારના દિવસે ભક્ષણ કરતા લક્ષ્મી દૂર જતી રહે છે. આથી તે દિવસે ન ખાવા. (૨૦૯) આંબળા જો રાત્રે ખાવામાં આવે તો બુદ્ધિનો નાશ થાય છે અને વીર્યનો પણ નાશ કરે છે. આથી રાત્રે આંબળા ખાવાં નહીં. (૨૧૦) જે અન્નમાં નખ, વાળ પડેલા હોય તે અન્નનો ત્યાગ કરવો. જે અન્નને બિલાડીએ કે કાગડાએ, સમડીએ અથવા કૂકડા ઈત્યાદિ પક્ષીએ સ્પર્શ કર્યો હોય તો તે અન્નનો ત્યાગ કરવો. (૨૧૧) જે અન્નને

ગાય કે ઉંદરના મોઢાનો સ્પર્શ થયો હોય અથવા શરીરના નીચલા ભાગના વાળનો સ્પર્શ થયો હોય અથવા જે અન્ન એંઠવાડ સાથે મૂકેલું હોય તે અન્નનો ત્યાગ કરવો. (૨૧૨) એક હાથથી પીરસાયેલું અન્ન, વાસી કે ઠંડુ થઈ ગયેલું અન્ન કદી આરોગવું નહીં. એમ શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૨૧૩) ઘી કે તેલમાં તળેલું અન્ન વાસી ગણાતું નથી. (૨૧૪) બ્રાહ્મણ દૂધ, ઘી વેચે તો તે વેચાતું લેવામાં દોષ લાગે છે. પ્રત્યક્ષ અગ્નિમાં પકાવેલું કે શેકેલું અન્ન ખાવું નહીં. (૨૧૫) અડદના વડાં જે તળેલાં હોય છે તેને વાસી માનવા નહીં. તે જ રીતે ધાણી વગેરેને પણ વાસી માનવાં નહીં. (૨૧૬) કંદમૂળ, મસૂરની વાનગી, જવની વાનગી, ગોળની બનાવેલ વાનગીને વાસી માનવા નહીં. (૨૧૭) આ પ્રમાણે બતાવેલા વાસી અન્ન ખાવાથી કોઈ દોષ નથી. આભડછેટ થતા આ અન્ન દૂષિત થાય છે અને શુદ્ધ સ્થાને રાખેલું અન્ન જ ગ્રાહ્ય છે. (૨૧૮) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે તલમિશ્રિત અન્ન રાત્રે જમીએ તો મહાન દોષ લાગે છે. (૨૧૯) ભોજન કર્યા પછી સોપારી, ચૂના સહિત તાંબૂલ એટલે નાગરવેલનું પાન ખાવું અને બ્રાહ્મણને ખવડાવવું. (૨૨૦) એક નાગરવેલનું પાન સુખ અને આરોગ્ય આપે છે. બે પાનનું બીડું અયોગ્ય અને નિષ્ફળ જાણવું. ત્રણ પાનનું બીડું ભાગ્યકારક છે અને ચાર પાન દુઃખદાયક છે. (૨૨૧) પાંચ પાનનું બીડું ખાતાં આયુષ્ય અને બુદ્ધિ વધે છે અને છ પાનનું બીડું ખાતાં મૃત્યુ આવ્યું જ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જાણો. (૨૨૨) પાનનું ડીટું કાઢ્યા વગર જો ખાવામાં આવે તો રોગ થાય છે અને પાનનો અગ્રભાગ ખાતા મોટું પાપ લાગે છે અને વાસી કે કોહવાયેલા પાન ખાવાથી આયુષ્ય ક્ષીણ થાય છે. (૨૨૩) નાગરવેલનાં પાનના પાછળના ભાગની શિરા કાઢ્યા વગર ખાઈએ તો બુદ્ધિનો નાશ થાય છે અને જોડિયા પાન ખાતાં ઐશ્વર્યનો વિનાશ થાય છે. આમ ઋષિઓનું મંતવ્ય છે. (૨૨૪) નાગરવેલનાં પાન વગર જો ફક્ત સોપારી ખાવામાં આવે તો માણસ દુઃખી થાય છે અને સાત જન્મ સુધી દરિદ્રતા ભોગવી અંતકાળે ગાંડો થાય છે. (૨૨૫) સંન્યાસીએ, બ્રહ્મચારીએ, રજસ્વલા સ્ત્રીએ અને વિધવા સ્ત્રીના માટે તાંબૂલભક્ષણ એ માંસ ખાવા બરાબર છે અને મદ્યપાન જેવું ત્યાજય છે. (૨૨૬) તાંબૂલભક્ષણ કર્યા પછી બ્રાહ્મણે સૂર્ય અડધો દેખાય ત્યાં સુધી સાયંસંધ્યા કરીને અર્ઘ્ય આપવું. (૨૨૭) સાંજના સમયે બેસીને ત્રણ અર્ઘ્ય આપવા અને સમય ચૂકી જતાં એક વધારાનો એટલે કે ચાર અર્ઘ્ય ગાયત્રીમંત્ર બોલીને 'ઈમં મે વરુણ' બોલીને આપવો. (૨૨૮) બ્રાહ્મણે પોતાના ગોત્રપ્રવરનો ઉચ્ચાર કરીને ઔપાસન વિધિ કરવો. (ગૃહ્યાગ્નિ પર કરવામાં આવતા સાયં પ્રાતઃ હોમને ઔપાસન વિધિ કહે છે.) અને રાત્રે ભોજનમાં દૂધમિશ્રિત અન્ન મુખ્યત્વે લેવું. (૨૨૯) રાત્રે ભોજનની થાળી બહાર 'પરિસિંચન' કરતી વખતે 'ઋતં ત્વા સત્યેન' મંત્ર બોલવો. આ પ્રમાણે રાત્રિભોજનનો વિધિ છે. (૨૩૦) ભોજન કર્યા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પછી એક પ્રહર સુધી વેદાભ્યાસ કરવો અને પછી શયનખંડમાં જવું. શયન કરવાનો વિધિ હવે કહું છું. (૨૩૧) પરાશર ઋષિએ વિદ્ધત્જનોને શયન કરવાનો જે વિધિ કહ્યો તે જ વિધિ તમને પણ કહું છું એમ શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે. (૨૩૨) ખાટલો વ્યવસ્થિત હોવો જોઈએ. ત્રણ પગવાળો કે તૂટેલો હોવો જોઈએ નહીં. ખાટલા માટે ઔદુંબર, અશ્વત્થ અને પીંપરીનાં લાકડાં હોવાં જોઈએ નહીં. (૨૩૩) ખાટલો જાંબુના ઝાડના લાકડાનો ન હોવો જોઈએ તેમજ મરેલા હાથીના દાંતનો પણ ન હોવો જોઈએ. તેમજ ફૂટેલા લાકડાનો પણ ખાટલો વાપરવો નહીં. (૨૩૪) સારા મુહૂર્ત પર ખાટલાને દોરી બાંધવી જોઈએ. ધનિષ્ઠા, ભરણી, મૃગશીર્ષ નક્ષત્રના દિવસે ખાટલો ભરવો નહીં. તેમાં પણ શુભ-અશુભ વાર કહું છું. (૨૩૫) રવિવાર લાભપ્રદ છે. સોમવાર મહાસુખ આપે છે. મંગળવારે ખાટલો ભરવો નહીં નહીં તો દુઃખ આવે છે. જ્યારે બુધવારે ખાટલો ભરતાં મહાપીડા થાય છે. (૨૩૬) ગુરુવારે ખાટલો ભરવામાં આવે તો તે બહુપુત્ર આપનાર છે. શુક્રવારે વિશેષ પુત્રલાભ આપનાર અને શનિવારે મૃત્યુ આપનાર છે. (૨૩૭) પોતાના ઘરમાં પૂર્વ દિશામાં માથું હોય તે રીતે શયન કરવું. શ્વસુરગૃહે દક્ષિણ દિશામાં માથું રાખીને શયન કરવું અને પ્રવાસ દરમ્યાન પશ્ચિમ દિશામાં માથું રાખી શયન કરવું. (૨૩૮) કોઈ પણ દિવસ ઉત્તર દિશામાં માથું રાખી શયન કરવું નહીં. આ શયન કરવાના સામાન્ય સૂચનો કે સિદ્ધાંતો કહ્યા,

જે ઋષિસંમત છે. (૨૩૯) શયન કરતાં માથા પાસે જળ ભરેલો કુંભ મૂકવો જે મંગળદ્રવ્ય યુક્ત હોવો જોઈએ અને રાત્રિસૂક્ત બોલીને વિષ્ણુસ્મરણ કરવું. (૨૪૦) તે પછી અગસ્ત્ય ઋષિ માધવ, મુચકુંદ, આસ્તિક અને કપિલ ઋષિનું સ્મરણ કરી સર્પસ્તુતિ કરવી. (૨૪૨) ચાર રસ્તાઓ ભેગા થાય ત્યાં તે સ્થળે તેમજ ઈશ્વરનું સ્થાન હોય અથવા માતા-પિતા જયાં શયન કરતા હોય ત્યાં શયન ન કરવું. (૨૪૩) રાફડા નજીક અથવા તળાવની પાળે, નદીતીરે, મીઠી વાનગી નજીક અથવા ભયંકર સ્થળે શયન ન કરવું. (૨૪૪) અનાજના ઢગલા ઉપર અથવા જીર્ણ ઘરમાં શયન ન કરવું. જો માતા જમીન ઉપર સૂતાં હોય તો તેમની સામે પુત્રે ખાટલો ન વાપરવો. (૨૪૫) ભીનું વસ્ત્ર પહેરીને અથવા વસ્ત્ર વગર નગ્ન શયન ન કરવું અથવા માથું ઢાંકીને અથવા પ્રત્યક્ષ આકાશ નીચે અને દીવા નજીક પણ ન સૂવું. (૨૪૬) રાત્રીના પહેલા પ્રહરમાં અને છેલ્લા પ્રહરમાં સ્ત્રી સાથે અને રજસ્વલા સ્ત્રી સાથે ચોથે દિવસે શયન ન કરવું. (૨૪૭) જનોઈ માળાની જેમ પહેરવી અને સ્ત્રીની યોનિ નજરે ન પડે તે માટે દીવો વાપરવો નહીં. (૨૪૮) જો સ્ત્રીએ નીલા રંગનું વસ્ત્ર પહેર્યું હોય તો તેની સાથે સંગ કરતા જે પુત્ર થાય તે ચાંડાલ જેવો હોય છે. માટે વિશેષરૂપે સફેદ વસ્ત્ર પહેરવું. (૨૪૯) રજસ્વલા થતા પહેલાં સ્ત્રીસંગ ન કરવો અને તેવો સંગ કરતા મહાન દોષ લાગે છે. તેનો એક પેટા નિયમ છે તે કહું છું. (૨૫૦) દસ વર્ષની કન્યા થાય

તો તે ઉંમરે રજસ્વલાયોગ્ય ઉંમર ગણાય છે એમ પરાશર ઋષિ ઋષિવૃંદને કહે છે. (૨૫૧) પત્નીના ઋતુકાળ દરમ્યાન જો પતિ પરગામ જાય તો તેને ભ્રૂણહત્યાનું પાપ લાગે છે. (૨૫૨) જો પત્ની વૃદ્ધ હોય કે વાંઝણી હોય અથવા જેના પુત્રો અવારનવાર મૃત્યુ પામતા હોય અથવા જે સ્ત્રીને અનેક કન્યાઓ હોય તેવી પરિસ્થિતિમાં ઋતુકાળ દરમ્યાન પરગામ જવા કોઈ દોષ નથી. (૨૫૩) રજસ્વલાના ચોથા દિવસે સ્ત્રીસંગ કરતા પુત્ર અલ્પાયુષી જન્મે છે. પાંચમા દિવસે સંગ કરતા કન્યા ઉપજે છે અને છઠ્ઠા દિવસે સ્ત્રીસંગ કરતા પુત્ર જન્મે છે. (૨૫૪) રજસ્વલાના વિષમ દિવસે સ્ત્રીસંગ કરતા કન્યા જન્મે છે અને સમ દિવસે સંગ કરતા પુત્ર જન્મે છે. (૨૫૫) મૂળ નક્ષત્ર, મઘા નક્ષત્ર અને રેવતી નક્ષત્રમાં સ્ત્રીસંગ ન કરવો, ઉભય દંપતીએ ક્રોધ ન કરતાં સંતોષી જીવન જીવવું. (૨૫૬) ઋતુકાળ દરમ્યાન પતિ-પત્નીનો જે પ્રમાણે સત્ત્વ, રજસ અને તમોગુણ યુક્ત સ્વભાવ હશે તે જ પ્રમાણે પિંડ (સંતાન) જન્મે છે. (૨૫૭) પરાશર ઋષિ સમસ્ત ઋષિઓને બ્રાહ્મણોનો આચાર સમજાવી રહ્યા છે અને તે જ પ્રમાણે વિપ્રો આચરણ કરવા લાગ્યા. (૨૫૮) શ્રીગુરુ બ્રાહ્મણને કહે છે કે આ પ્રકારનું આચરણ જે વિપ્ર વિધિપૂર્વક કરે છે, તેને ઘેર દૈન્ય ક્યાંથી હોય? અર્થાત્ તે ગરીબ નથી હોતો. (૨૫૯) તેવું આચરણ કરનાર બ્રાહ્મણ દેવોને પણ વંદન કરવા યોગ્ય હોય છે. તેના ઘેર કામધેનુ રહે છે. લક્ષ્મી અખંડ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નિવાસ કરે છે અને તે પુત્ર-પૌત્રો સાથે સુખપૂર્વક રહે છે. (૨૬૦) તેવો બ્રાહ્મણ સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. તેના દ્વારા કોઈ દોષ થતા નથી. તે કલિકાળથી ડરતો નથી. તે બ્રહ્મજ્ઞાની હોય છે. (૨૬૧) તેવો બ્રાહ્મણ મહામૃત્યુથી પણ ડરતો નથી તો અપમૃત્યુથી તો શાનો ડરે? આવું શુદ્ધ આચરણ વિપ્રોએ નિત્ય આચરવું જોઈએ. (૨૬૨) શ્રીગુરુનાં વચનો સાંભળી વિપ્ર તેમનાં ચરણે પડીને કહે છે કે હે કૃપાસાગર ગુરુમૂર્તિ! મારો ઉદ્ધાર કરવા માટે તમે મને ઉપદેશ કર્યો છે. (૨૬૩) ભક્તોને તારવા માટે પ્રત્યક્ષ ઋષિકેશ જ તમારા સ્વરૂપે પ્રગટ થયા છે અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી જ્ઞાનરૂપી જ્યોતિનો પ્રકાશ સર્વત્ર ફેલાવ્યો છે. (૨૬૪) આમ વિનંતી કરી બ્રાહ્મણે ફરીથી શ્રીગુરુનાં ચરણો પકડ્યાં તેથી શ્રીગુરુને સંતોષ થતાં તેના ઉપર પ્રસન્ન થયા. (૨૬૫) શ્રીગુરુ વિપ્રને કહે છે કે તને જે વિપ્રાચાર કહ્યો છે તે આચરણ કરીને સુખી થા. હવે તું ભિક્ષા માગવા જઈશ નહીં. (૨૬૬) તારા મનમાં જે જે ઈચ્છા હશે તે તે ઈચ્છા પૂરી થઈ તું કન્યા પુત્ર સાથે આનંદથી રહીશ તેમાં જરાય શંકા રાખીશ નહીં. (૨૬૭) આવું વરદાન મેળવીને વિપ્ર સંતોષપૂર્વક ત્યાંથી ગયો અને ઉપદેશ પ્રમાણે આચરણ કરીને સકળ મનોરથો પામ્યો. (૨૬૮) સિદ્ધ નામધારકને કહે છે કે શ્રીગુરુચરિત્ર આવું મંગળપ્રદ અને કામધેનુ સમાન છે. તેનું શ્રવણ કરતાં જ્ઞાન પ્રાપ્ત થાય છે અને મૂઢ પણ બ્રહ્મજ્ઞાની થાય છે. (૨૬૯)

અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનારી જ્યોતિસ્વરૂપ આ ગુરુકથા જે કોઈ શ્રવણ કરે છે તેના બધા મનોરથો ત્વરિત પૂરા થાય છે. (૨૭૦) સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રની કથા વિસ્તારપૂર્વક કહે છે જેનું શ્રવણ કરતા સર્વ મનોરથો પૂરા થાય છે. (૨૭૧)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક કર્મમાર્ગ નિરૂપણ નામનો સાડત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૨૭૧)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

૧. આયુષ્યં પ્રાઙ્મુખો ભુંક્તે યશસ્યં દક્ષિણામુખઃ ।
શ્રિયં પ્રત્યઙ્મુખો ભુંક્તે ઋતં ભુંક્તે ઉદુઙ્મુખઃ ॥

**અર્થઃ-** આયુષ્યવૃદ્ધિ માટે પૂર્વમાં મુખ રાખી ભોજન કરવું. યશવૃદ્ધિ માટે દક્ષિણ તરફ મુખ

રાખવું. સંપત્તિ ઈચ્છનારે પશ્ચિમમાં મુખ રાખવું, સત્યનું ફળ મેળવનારે ઉત્તરમાં મોઢું રાખી ભોજન કરવું. કેટલેક ઠેકાણે ઋણં એવો પાઠભેદ છે તે ઋણમુક્તિ એમ સમજવું.



# કર્મકાંડ સમાપ્ત






દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૮



ગરીબ બ્રાહ્મણ ભાસ્કરની ત્રણ જણની રસોઈમાંથી ૪૦૦૦ માણસો જમ્યા.

# ભક્તિકાંડ

## અધ્યાય-૩૮

## અન્નપૂર્તિ (ચતુઃસહસ્ર ભક્તભોજનપૂર્તિ)

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને વિનંતી સાથે કહે છે કે શ્રીગુરુની તે પછીની ચરિત્રલીલા અમને વિસ્તારપૂર્વક કહો. એમ કહીને તે ચરણે પડ્યો. (૧) વધુમાં સિદ્ધમુનિ કહે છે કે ગુરુચરિત્રકથાનું પાન કરવા માટે હું અત્યંત તૃષિત થયો છું. શ્રીગુરુલીલામૃતનું પાન કરાવીને મારી તરસ દૂર કરો. (૨) સિદ્ધ નામધારકને કહે છે કે તું જે જે મને પૂછે છે તેનાથી મને સંતોષ છે. તારા લીધે મને શ્રીગુરુલીલાચરિત્રની યાદ આવે છે. (૩) તારા લીધે મને પણ તેનો લાભ થાય છે. એક વિચિત્ર કથા મને યાદ આવી તે તને કહું છું. (૪) પૂર્વે મેં કહ્યું હતું કે શ્રીગુરુ માટે ભક્તો અપાર દ્રવ્યો અને સામગ્રી લાવતા હતા. એવો એક પણ દિવસ ન હતો કે જે દિવસે શ્રીગુરુની સમારાધના


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

(સમારાધના એટલે પ્રથમ શ્રીગુરુનું રાજોપચારથી પૂજન અને પછી સમસ્ત ભક્તવૃંદનો ભોજનસમારંભ). (૫) ગાણગાપુરમાં નિત્ય સમારાધના થતી. એક પણ દિવસ સમારાધના વિના પસાર થતો ન હતો. (૬) એક દિવસ ભાસ્કર નામનો એક કાશ્યપગોત્રીય ગરીબ બ્રાહ્મણ આવ્યો. (૭) તે અત્યંત ગરીબ હતો અને "શ્રીગુરુનાં દર્શન કરવા આવ્યો છું" એમ કહીને શ્રીગુરુને સાષ્ટાંગ નમન કરી ભક્તિપૂર્વક વિનંતી કરવા લાગ્યો. (૮) તે દિવસે ભક્તજનો આરાધના કરતા હતા આથી તેમણે ભાસ્કરને કહ્યું કે ભોજન માટે ચાલ. (૯) આ ગરીબ બ્રાહ્મણે પણ શ્રીગુરુની ભિક્ષા કરીશ અને સાધનસામગ્રી લઈ આવ્યો છું એવો સંકલ્પ બ્રાહ્મણ દ્વારા કર્યો. (૧૦) ભાસ્કર પાસે ત્રણ માણસની રસોઈ થાય તેટલી સામગ્રી તે સાથે લાવ્યો હતો. (૧૧) તે બધી સામગ્રી વસ્ત્રમાં બાંધીને લાવ્યો હતો જે તેણે મઠમાં જઈને મૂકી દીધી. તેને બીજા બ્રાહ્મણો ભોજન માટે લઈ ગયા. (૧૨) ભોજન કર્યા પછી રાત્રીના સમયે ભાસ્કર મઠમાં આવીને તેના અન્ન સામગ્રીની પોટલી મઠમાંથી લઈ પોતાના માથા નીચે મૂકી સૂઈ ગયો. (૧૩) રોજ બીજા ભક્તો દ્વારા સમારાધના અને ભોજન સમારંભ ચાલુ રહેવાથી ભાસ્કરનો વારો શ્રીગુરુની ભિક્ષા માટે કદી આવ્યો નહીં. (૧૪) ભાસ્કરની આવી પરિસ્થિતિ જોઈ બીજા બ્રાહ્મણો તેની નિંદા કરીને કહેતા કે આ કેવો બ્રાહ્મણ છે! જે શ્રીગુરુને ભિક્ષા કરાવવા આવ્યો છે પરંતુ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આટલા દિવસો સુધી તે ભોજનનો લાભ લઈ રહ્યો છે. (૧૫) એક માણસના ભોજન માટે પણ પૂરતી સામગ્રી તેની પાસે નથી તો શ્રીગુરુને શિષ્યો સહિત કેવી રીતે ભિક્ષા કરાવશે? (૧૬) "હું શ્રીગુરુની સમારાધના કરાવીશ" આવું કહેતા તું શરમાતો કેમ નથી? હે ભાસ્કરવિપ્ર! તું રસોઈ સામગ્રી અમને સોંપી દે અને તેનાથી જ આજે સમારાધના કરીશું. (૧૭) આ રીતે વિવિધ પ્રકારે ભાસ્કરની તે વિપ્રો મશ્કરી કરવા લાગ્યા. (૧૮) ગાણગાપુરમાં શ્રીગુરુની રોજ સમારાધના ઠાઠમાઠથી થતી. ભાસ્કર દરેક ભક્તને ઘેર ભોજન કરવા જતો અને રાત્રે મઠમાં આવી તેની રસોઈ સામગ્રીની પોટલી માથા નીચે મૂકી શાંતિથી નિદ્રા લેતો. (૧૯) આ પ્રમાણે ત્રણ માસ પસાર થયા અને બ્રાહ્મણો દ્વારા ભાસ્કરની થતી મશ્કરી શ્રીગુરુએ જાણી. (૨૦) શ્રીગુરુએ ભાસ્કરની મશ્કરી સાંભળી કોઈ નૂતન લીલા કરવાનો વિચાર મનમાં નક્કી કર્યો અને ભાસ્કરને બોલાવીને કહ્યું આજે હું તારી ભિક્ષા સ્વીકારીશ. આથી ત્વરિત રસોઈ બનાવ એમ શ્રીગુરુએ આજ્ઞા આપી. (૨૧) શ્રીગુરુનાં વચનો સાંભળી ભાસ્કરને અપાર સંતોષ થયો અને શ્રીગુરુનાં ચરણો ઉપર માથું મૂકી પ્રણામ કરી તૈયારી કરવા જતો રહ્યો. (૨૨) ભાસ્કરે સ્નાન કરી શૂચિર્ભૂત (પવિત્ર) થઈ રસોઈ બનાવી અને રસોઈ માટે જરૂરી બે શાકભાજી તેમજ બશેર ઘી બજારમાંથી લઈ આવ્યો. (૨૩) શ્રીગુરુની ભાસ્કરને આપેલી આજ્ઞા સાંભળી ઈતર વિપ્રભક્તો દુઃખી થયા અને શ્રીગુરુને કહેવા લાગ્યા,

આજે તો અમારા નસીબમાં ફક્ત કાંજી છે. (૨૪) વધુમાં બ્રાહ્મણો કહે છે કે નિત્ય અહીં દબદબાપૂર્વક સમારાધના થઈ મિષ્ટાન્નની મિજબાની હોય છે, જ્યારે આ ભાસ્કરના લીધે મિષ્ટાન્નની મિજબાની અમારા નસીબમાંથી પલાયન કરી ગઈ છે. (૨૫) શ્રીગુરુ વિપ્રોને કહે છે કે કોઈ પણ બ્રાહ્મણ ઘેર પાછો જશે નહીં. શીઘ્ર સ્નાન કરીને આવો અને બધા જ અહીં ભોજન કરજો. (૨૬) બ્રાહ્મણો મનમાં વિચારવા લાગ્યા કે મઠના કોઠારમાં બીજી રસોઈ સામગ્રી હશે આથી શ્રીગુરુ આપણને સમૂહભોજન માટે આજ્ઞા કરે છે. (૨૭) શ્રીગુરુની આજ્ઞાનુસાર સમસ્ત વિપ્રવૃંદ સ્નાન કરવા ગયું. શ્રીગુરુએ ભાસ્કરને બોલાવ્યો અને કહ્યું કે શીઘ્ર રસોઈ કર. પુષ્કળ બ્રાહ્મણોને નોતરું આપ્યું છે. આથી સાંજ સુધી મોડું ન થાય તે જોજે. (૨૮) ભાસ્કરે રસોઈ પૂર્ણ થયા પછી શ્રીગુરુને તે અંગે વાત કરી. શ્રીગુરુએ તેને પુનઃ આજ્ઞા કરીઃ વેગથી જઈને સમસ્ત બ્રાહ્મણોને ભોજનનું આમંત્રણ આપી આવ. (૨૯) ભાસ્કર સ્નાન કરવા ગયેલા વિપ્રવૃંદને નદી ઉપર આમંત્રણ આપવા ગયો અને વિનંતીસહ કહ્યું કે શ્રીગુરુએ સર્વ વિપ્રોને ભોજન માટે પધારવા આજ્ઞા કરી છે. (૩૦) સર્વ બ્રાહ્મણો ભાસ્કરની મશ્કરી કરતાં કહે છે કે રોજ તો રસોઈ થતા સાંજ થઈ જાય છે. તું તારા શ્રીગુરુને ભિક્ષા કરાવ. અમે તો રોજની જેમ સાંજે ભોજન માટે આવીશું. (૩૧) વિપ્રોનાં આવાં વચનો સાંભળી ભાસ્કર શ્રીગુરુ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

"વિપ્રવૃંદ કહે છે કે અમે તો રોજની જેમ સાંજે ભોજન કરવા આવીશું. તું શ્રીગુરુને ભિક્ષા કરાવ." (૩૨) શ્રીગુરુ ભાસ્કરને કહે છે કે આજે અમારા મનમાં બધા બ્રાહ્મણો સાથે ભિક્ષા લેવાનો વિચાર છે. (૩૩) તું વિપ્રવૃંદ સાથે અમને ભોજન કરાવીશ તો જ ભોજન કરીશું. નહીં તો તારી ભિક્ષાનો સ્વીકાર નહીં કરીએ. (૩૪) ભાસ્કર શ્રીગુરુને વિનવે છે કે આપની આજ્ઞા મને શિરોમાન્ય છે અને બધા બ્રાહ્મણો સાથે હું ભોજન કરાવીશ. (૩૫) ભાસ્કર મનમાં વિચારે છે કે શ્રીગુરુ એ અવતારી પુરુષ હોવાથી કયા હેતુથી શું બોલે છે તે આપણી સમજની બહાર છે. તેઓનું વાક્ય જ સાચું પડશે. (૩૬) ભાસ્કર શ્રીગુરુને કહે છે મારી વિનંતીને બ્રાહ્મણો મશ્કરીરૂપ સમજે છે. મારા આમંત્રણથી બ્રાહ્મણો આવતા નથી. આપ જેવી આજ્ઞા કરો તે માટે તૈયાર છું. (૩૭) શ્રીગુરુ બીજા શિષ્યો દ્વારા બ્રાહ્મણોને ભોજન માટે બોલાવવા મોકલે છે. શિષ્ય વેગથી જઈને સમસ્ત બ્રાહ્મણોને બોલાવી લાવે છે. આમ સ્નાન કરેલા બધા જ વિપ્રો મઠમાં આવી પહોંચ્યા. (૩૯) શ્રીગુરુ સમસ્ત વિપ્રોને આજ્ઞા કરે છે કે શીઘ્ર પતરાળી તૈયાર કરો અને તમે બધા જ સહકુટુંબ ભોજન કરજો, આજે ભાસ્કર દ્વારા સમારાધના છે. (૪૦) "તમારે બધાએ ભેગા મળીને ચાર હજાર પતરાળાં તૈયાર કરવાં" એમ શ્રીગુરુએ શિષ્યોને આજ્ઞા કરી. (૪૧) શ્રીગુરુ ભાસ્કરને કહે છે કે હવે તારે આ બ્રાહ્મણોને વિનંતી કરવી, "તમારે સર્વ વિપ્રોએ આજે સહકુટુંબ ભોજન માટે પધારવું. આજે

હું શ્રીગુરુની સમારાધના કરું છું.” (૪૨) શ્રીગુરુની આજ્ઞાનુસાર ભાસ્કરે બ્રાહ્મણોને વિનંતી કરતા બ્રાહ્મણો મશ્કરીમાં હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ભોજન કરો એમ કયા આધારથી કહે છે? (૪૩) “અમારા દરેક બ્રાહ્મણને એક-એક કણ પણ ભોજનનો ભાગ્યે જ મળે તેમ છતાં વારંવાર નમસ્કાર કરીને આમંત્રણ આપતાં તને શરમ આવતી નથી?” (૪૪) કેટલાક વૃદ્ધ બ્રાહ્મણો સલાહ આપતા હતા કે આ પ્રમાણે ભાસ્કરની મશ્કરી ન કરશો. શ્રીગુરુ બધું સાંભળે છે. શ્રીગુરુ જેમ કહે તે જ રીતે ભાસ્કર આપણને આમંત્રણ આપે છે. (૪૫) ચાલો, ચાલો, બધા પતરાળી બનાવવાનું શરૂ કરો. આ તરફ ભાસ્કરે શ્રીગુરુની યથાશક્તિ પૂજા કરવાનો પ્રારંભ કર્યો. (૪૬) કાયા, વાચા અને મન દ્વારા ભક્તિપૂર્વક ભાસ્કરે શ્રીગુરુની પૂજા કરી અને આરતી પણ ઉતારી. (૪૭) શ્રીગુરુ ભાસ્કરને કહે છે જે રસોઈ તેં બનાવી છે તે મારી પાસે લાવીને મૂકી દે. ભાસ્કર રસોઈ લઈને શ્રીગુરુ પાસે આવ્યો. શ્રીગુરુએ પોતાનું વસ્ત્ર તે સામગ્રી ઉપર ઢાંકવા માટે આપ્યું. (૪૯) રસોઈ સામગ્રી ઉપર વસ્ત્ર ઢાંક્યા પછી શ્રીગુરુએ કમંડલનું જળ હાથમાં લઈ જળ અભિમંત્રિત કરી ભોજનસામગ્રી ઉપર પ્રોક્ષણ કર્યું. (૫૦) શ્રીગુરુ બ્રાહ્મણોને કહે છે આ ઢાંકેલા વસ્ત્રને ખોલ્યા વગર નીચેથી અન્ન કાઢીને બધાને ઝડપથી પીરસવા લાગો. (૫૧) ઘી વાસણમાં રાખેલું છે તે બીજા વાસણમાં રેડીને પીરસવાનું છે. (૫૨) સેંકડો પતરાળાં પીરસાયાં.


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સ્વયંસેવક બ્રાહ્મણો હોંશભેર પીરસતા હતા. આવી શ્રીગુરુની લીલા જોઈ બધા જ આશ્ચર્યચકિત થયા. (૫૩) શ્રીગુરુ બીજા બ્રાહ્મણોને પણ આજ્ઞા કરે છે કે તમે પણ પીરસવામાં મદદ કરો. આથી બીજા બ્રાહ્મણો પણ પીરસવામાં મદદ કરવા લાગ્યા. (૫૪) વાસણો ભરી-ભરીને રસોઈ લોકોને પીરસવામાં આવી તે વાસણોની અંદરની વાનગી ખલાસ થતાં મુખ્ય વાસણોમાંથી ફરી ફરી ભરવામાં આવતી. ઘી ભરેલા પાત્રમાંથી પણ બીજા વાસણમાં ઘી રેડીને અનેક પીરસણીયાઓ ઘી પીરસવા લાગ્યા. (૫૫) સમસ્ત પંગતને પીરસવામાં આવ્યું. શ્રીગુરુ પણ સાથે ભિક્ષા માટે બિરાજમાન હતા. બધા જ લોકો આનંદથી ભોજન આરોગતા હતા. (૫૬) "બધા જ શાંતિથી ભોજન કરો. ભોજનમાં વિલંબ થયો છે. તમે બધા થાકી ગયા છો. શાંતિથી ભોજન કરો." એમ ભાસ્કર હાથ જોડીને સર્વને વિનંતી કરતો હતો. (૫૭) ભાસ્કર હાથમાંથી ભરેલું વાસણ લઈને આગ્રહ કરી કરીને પીરસતો હતો. ભોજન કરતા વિપ્રો "હવે બસ" એમ વારંવાર કહેતા. "આજે ગળા સુધી ભોજન કરેલું છે" એમ કહેવા લાગ્યા. (૫૮) લાડુ જેવી ચાવવાની વાનગીઓ, ખીર જેવી પીવાની પ્રવાહી વાનગીઓ, શાકભાજીઓ, દહીં ઈત્યાદિ અનેક વાનગીઓ આગ્રહપૂર્વક જમાડવામાં આવી. (૫૯) આ પ્રમાણે ભોજન કરીને બ્રાહ્મણો તૃપ્ત થયા અને હાથ ધોવા માટે ઊઠ્યા. ભોજનની જગ્યાનો એંઠવાડ કાઢી જગ્યા સ્વચ્છ કરી ફરી પતરાળાં મંડાયાં. લોકો આ બધું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

જોઈને આશ્ચર્યમગ્ન થયા. (૬૦) ભોજન પછી બધાને તાંબૂલ આપવામાં આવ્યાં ત્યારે શ્રીગુરુ તે બ્રાહ્મણોને કહેવા લાગ્યા કે તમારા સ્ત્રી, પુત્રો વગેરેને જમવા બોલાવી લાવો. (૬૧) સમસ્ત વિપ્રકુળ આકંઠ પંચપકવાન જમીને તૃપ્ત થયું. શ્રીગુરુ પુનઃ આજ્ઞા કરે છે કે શૂદ્રાદિ સમસ્ત ગ્રામજનોને ભોજન માટે તેડાવો. (૬૨) સમસ્ત ગ્રામજનો સહકુટુંબ આવીને જમી ગયા. (૬૩) શ્રીગુરુ બ્રાહ્મણને પૂછે છે કે ગાણગાપુરમાં હવે ભોજન કર્યા વગર કોણ બાકી છે? બ્રાહ્મણોએ કહ્યું કે અંત્યજ જમવાના બાકી છે. (૬૪) શ્રીગુરુએ કહ્યું કે અંત્યજોને પણ સહકુટુંબ બોલાવો અને જેટલું માગે તેટલું આપીને તેમને તૃપ્ત કરો. (૬૫) અંત્યજો પણ ભોજન કરીને તૃપ્ત થયા અને ગામમાં કોઈ પણ ભૂખ્યો ન રહ્યો ત્યારે શ્રીગુરુએ કહ્યું કે ગામમાં ઢંઢેરો પીટીને સાદ પડાવો, જે કોઈ ભોજન કરવામાં બાકી રહ્યા હોય તે જમવા ચાલો. (૬૬) શ્રીગુરુની આજ્ઞા અનુસાર ગામમાં ઢંઢેરા દ્વારા જે કોઈ ક્ષુધાક્રાંત હતા તેમને પણ ભોજન કરાવવામાં આવ્યું. (૬૭) કોઈ પણ મનુષ્ય ગાણગાપુરમાં ભૂખ્યો ન રહ્યો. આથી શ્રીગુરુએ ભાસ્કરને ભોજન કરવાની આજ્ઞા આપી. (૬૮) શ્રીગુરુની આજ્ઞાનુસાર ભાસ્કરે ભોજન કરીને વધેલા અન્ન તરફ દૃષ્ટિ નાખતાં તેણે જેટલી રસોઈ બનાવી હતી એટલું અન્ન હજુ પણ બાકી હતું. (૬૯) તે પછી શ્રીગુરુએ ભાસ્કરને આજ્ઞા કરી કે વધેલું અન્ન જળમાં સમર્પિત કરવુ. જેથી બધાં જળચરો પણ તૃપ્ત

થાય. (૭૦) આ પ્રમાણે તે દિવસે ચાર હજાર માણસો ભોજન કરીને તૃપ્ત થયા. લોકો મનમાં આશ્ચર્યચકિત થયા. (૭૧) આમ ભોજનસમારંભ પૂરો થયા પછી શ્રીગુરુ ભાસ્કરને નજીક બોલાવે છે અને વરદાન આપતાં કહે છે કે હવે તારી દરિદ્રતા દૂર થઈ છે અને તું પુત્ર-પૌત્રોનું સુખ ભોગવીશ. (૭૨) બધા જ લોકો આશ્ચર્યમગ્ન થયા કે થોડી અન્નસામગ્રીમાંથી ચાર હજાર લોકો કેવી રીતે તૃપ્ત થયા? (૭૩) કોઈક ભક્ત કહે છે આ તો શ્રીગુરુની લીલા છે. કદાચ અન્નપૂર્ણા દેવીનું સ્મરણ તેમણે કર્યું આથી આવી લીલા શક્ય બની અથવા શ્રીનૃસિંહસરસ્વતી એ ઈશ્વરીય અવતાર હોવાથી તેમણે આવી ચમત્કારીક લીલા કરી. (૭૪) બીજો ભક્ત કહેવા લાગ્યો કે આ તો અપૂર્વ આશ્ચર્યકારક ઘટના બની. પુરાતનકાળમાં એક કથા સાંભળી હતી જેમાં પાંડવોના ઘેર દુર્વાસાઋષિ અનેક ઋષિઓ સાથે ગયા હતા. (૭૫) તે સમયે પાંડવોનો નિયમભંગ ન થાય તે માટે ભગવાન શ્રીકૃષ્ણ દોડી ગયા અને અન્નથી સર્વ ઋષિઓને તૃપ્ત કર્યા. તે પછી આ બીજી ઘટના છે. (૭૬) શ્રીગુરુ એ દંડ ધારણ કરનાર મનુષ્યરૂપે દેખાય છે. પરંતુ સત્ય હકીકત એ છે કે તેઓ ત્રિમૂર્તિના અવતાર છે. તેમનો મહિમા અપરંપાર હોવાથી તેને કોઈ જાણી શક્યું નથી. આમ અનેક લોકો અંદરોઅંદર વાતો કરતા હતા. (૭૭) શ્રીગુરુને જે કોઈ મનુષ્ય કહેશે તે નરકયાતના ભોગવશે. શ્રીગુરુનો મહિમા અગોચર છે. અને બીજા અર્થમાં શ્રીગુરુ એટલે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જ પરબ્રહ્મ! (૭૮) જો શ્રીગુરુ ઈશ્વરાવતાર ન હોય તો ચાર હજાર માણસો કેવી રીતે ભરપેટ જમ્યા? અઢીથી ત્રણ શેર જેટલી ભોજન સામગ્રીમાં ચાર હજાર માણસો કેવી રીતે જમ્યા? (૭૯) બીજી અનેક લીલાઓ શ્રીગુરુની અમે જોઈ છે. તેમણે શબમાં પ્રાણ આણ્યા અને સૂકાયેલા લાકડાને નવપલ્લવિત કર્યું. (૮૦) બીજી એક શ્રીગુરુની લીલા છે તેને શાની ઉપમા આપવી તે સમજાતું નથી. કુમસી ગામના ત્રિવિક્રમભારતીને વિશ્વરૂપનાં દર્શન કરાવ્યાં. (૮૧) ગાણગાપુરમાં જે વાંઝણી ભેંશ હતી તેને દૂધ આપનારી કરી અને પતિતને અભિમંત્રિત કરી તેના દ્વારા વેદ બોલાવ્યા. (૮૨) તદુપરાંત એક વધારે લીલા શ્રીગુરુએ કરી જેમાં કુષ્ઠી (કોઢ) આવીને માત્ર શ્રીગુરુનાં દર્શન કરવાથી તેનો કોઢ જતો રહ્યો. (૮૩) તંતુક નામના વણકરને તેમણે શ્રીશૈલ પર્વતની યાત્રા કરાવી અને ભક્તને ક્ષણાર્ધમાં જ કાશીક્ષેત્રનાં દર્શન કરાવ્યાં. (૮૪) શ્રીગુરુચરિત્રની લીલા અપાર છે અને તેનું વર્ણન કરવા માટે આ પૃથ્વી ઉપર કોઈ દેવ પણ સમર્થ નથી. (૮૫) અનેક દેવોની ઉપાસના કરીએ તો દીર્ઘકાળ પછી મનોકામના પૂરી થાય છે. જ્યારે શ્રીગુરુનાં દર્શન માત્રથી જ સકળ મનોરથો પૂરા થાય છે. (૮૬) આ પ્રમાણે અપૂર્વ થયેલી લીલાની વાતો બ્રાહ્મણો અંદરોઅંદર કરતા હતા કે શ્રીગુરુની આવી અલૌકિક લીલાઓ હતી. (૮૭) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુ આવી આશ્ચર્યકારક શક્તિ જોઈને અનેક ભક્તો તેમના

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શિષ્ય બન્યા. (૮૮) અનેક પ્રદેશના ભકતો આવીને શ્રીગુરુની અંતઃકરણપૂર્વક એકચિત્તથી સેવા કરતા હતા. આવી ભક્તિ કરનારાઓ પર શ્રીગુરુ હંમેશાં પ્રસન્ન રહેતા હતા. (૮૯) ગંગાધરનો પુત્ર સરસ્વતી સર્વ શ્રોતાઓને વિનંતી કરીને કહે છે કે શ્રોતાઓ! તમે શ્રીગુરુને અંતઃકરણપૂર્વક ભજો ભજો. (૯૦)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક અન્નપૂર્તિ નામનો ચાર હજાર મનુષ્યોને અન્ન પૂરું પાડીને તૃપ્ત કર્યા તે આડત્રીસમો અધ્યાય સમાપ્ત. (ઓવી-૯૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૩૯



**શૌનક ગોત્રીય સોમનાથ બ્રાહ્મણની વાંઝણી પત્ની ગંગાને સાઈઠ વર્ષે પીપળાની સેવાથી કન્યા-પુત્રની પ્રાપ્તિ થઈ.**

# અધ્યાય-૩૯

## વૃદ્ધવંધ્યાસંતાનપ્રાપ્તિ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

સિદ્ધમુનિ નામધારકને કહે છે, આગળ જતાં એક આશ્ચર્યકારક લીલા બની જેમાં એક સાઠ વર્ષની વાંઝણી સ્ત્રીને પુત્ર પ્રાપ્ત થયો. (૧) શૌનક ગોત્રમાં નૈધ્રુવ પ્રવરવાળા આપસ્તંબ શાખાનો સોમનાથ નામે એક બ્રાહ્મણ હતો. (૨) તેની પત્નીનું નામ ગંગા હતું જે પતિવ્રતાશિરોમણી અને પતિના વેદશાસ્ત્ર-આચરણમાં મદદ કરતી હતી. (૩) ગંગા સાઈઠ વર્ષની થઈ ત્યાં સુધી નિઃસંતાન હતી અને ગાણગાપુર ગામમાં વાંઝણી તરીકે જાણીતી હતી. (૪) ગંગા ભક્તિપૂર્વક અહર્નિશ પતિની સેવા કરતી અને નિત્ય નિયમાનુસાર નૃસિંહસરસ્વતી સદ્‌ગુરુનાં દર્શન કરવા જતી. (૫) શ્રીગુરુને વંદન કરી તે યતીશ્વરની આરતી ઉતારતી. (૬) ગંગાના દીર્ઘકાલીન ભક્તિભાવપૂર્વકનું વર્તન જોઈ શ્રીગુરુ તેના ઉપર પ્રસન્ન થયા અને તેને પૂછવા લાગ્યા. (૭) શ્રીગુરુ પૂછે છે કે રોજ આવીને તું મારી આરતી ઉતારે છે તો તારા મનમાં શી ઈચ્છા છે? (૮) શ્રીગુરુનાં આવાં વચનો

સાંભળી ગંગાએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને હાથ જોડીને વિનંતી કરતા કહ્યું કે હે ગુરુવર્ય! નિઃસંતાન વ્યક્તિને શ્રેષ્ઠ ગતિ મળતી નથી. (૧૦) સંતાનવિહીન સ્ત્રીનું મુખ જોઈએ તો મોટું પાપ લાગે છે એમ લોકોમાં ચર્ચાય છે. (૧૧) જેના પેટે સંતાન નથી તેવી સ્ત્રીનો જન્મ નિષ્ફળ ગયો છે એમ માની બંને કુળના (૨૧ પિતૃકુળ + ૨૧ માતૃકુળ) મળી ૪૨ પેઢીના પિતૃઓ તેમના ઉદ્ધાર માટે પ્રતીક્ષા કરે છે. (૧૨) પિતૃલોકમાં પિતૃઓ હંમેશાં વિચાર કરતા હોય છે કે કોઈ સદ્‌ગુણી વંશજ પુણ્યકર્મો કરીને અમારા સર્વનો ઉદ્ધાર કરશે. (૧૩) પુત્ર વિનાનું જે ઘર છે તે ઘર નથી પરંતુ જંગલ છે એમ અવશ્ય માનવું. બીજા અર્થમાં તે ઘર માટે અરણ્ય બિલકુલ દૂર નથી. (૧૪) ગંગાસતી કહે છે કે નિત્ય હું નદીસ્નાન માટે જાઉં છું ત્યારે અનેક સ્ત્રીઓ તેમના બાળકો સાથે આનંદથી કિલ્લોલ કરતા સ્નાન માટે જતા જોઉં છું (૧૫) ત્યારે મને લાગે છે કે તેમના જેવું સુંદર ભાગ્ય મારા નસીબમાં નથી. (૧૬) આ જગતમાં પુરુષ કે સ્ત્રી તરીકે જન્મ લઈને જેની પાસે રમાડવા બાળકો નથી તેમનું જીવન ખરેખર વ્યર્થ છે અને મારું પણ જીવન તેવું જ વ્યર્થ છે. (૧૭) જે મનુષ્યને પુત્ર કે પૌત્ર હોય અને તે મૃત્યુ પામે અને કદાચ અધોગતિ પામેલો હોય તો તે તેમના ઉદ્ધાર માટે પુત્ર પૌત્રો પ્રતિ આશા રાખે છે. જે નિઃસંતાન છે તેને ગતિ આપવા માટે પુત્ર વિના પિંડોદકની પ્રક્રિયા થઈ શકતી નથી. (૧૮) હવે આ જન્મમાં મારાં સાઈઠ વર્ષ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પૂરાં થયાં છે. આથી કૃપા કરીને એવું વરદાન આપો જેથી આગલા જન્મમાં સંતાનહીન જન્મ લેવો ન પડે. (૧૯) આગામી જન્મમાં હું પુત્રવતી થાઉં અને મારી બાળઉછેરની મનોકામના પૂરી થાય તેવા આશીર્વાદ આપવા કૃપા કરો. એમ કહીને ગંગાસતીએ હાથ જોડી વિનંતી કરી. (૨૦) ગંગાનાં વચનો સાંભળી શ્રીગુરુ હાસ્ય કરીને કહે છે કે ભવિષ્યનો જન્મ કોણે જાણ્યો? અને તને તેનું સ્મરણ રહેશે? (૨૧) તું રોજ આવીને મારી ભક્તિપૂર્વક આરતી ઉતારે છે તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું અને વરદાન આપું છું કે તને સંતાનમાં કન્યા અને પુત્ર બંને થશે. (૨૨) શ્રીગુરુ ગંગાને અભય આપતાં કહે છે કે તને આ જન્મમાં જ સુંદર લક્ષણ યુક્ત કન્યા અને પુત્ર થશે એ નિશ્ચયપૂર્વક જાણ. (૨૩) શ્રીગુરુનાં આશીર્વાદાત્મક વચનો સાંભળી ગંગાએ પાલવને ગાંઠ મારી અને હાથ જોડીને વિનંતી સહ કહેવા લાગી કે હે કૃપાસાગર યતીશ્વર! મારી વિનંતી સાંભળો. (૨૪) હું સાઈઠ વર્ષની વૃદ્ધા થઈ છું અને મારો માસિક અટકાવ પણ બંધ થયો છે તો હવે મને પુત્ર કેમ કરીને થશે? (૨૫) હે સ્વામી! પુત્રપ્રાપ્તિ માટે મેં અનેક વ્રતોનું આચરણ કર્યું, અનેક તીર્થોમાં સ્નાન કર્યું, પીપળાની પૂજા કરી એ સર્વે આપને નિવેદન કરું છું. (૨૬) લોકોના કહેવાથી મેં પુત્રપ્રાપ્તિ માટે પીપળાની અસંખ્ય પ્રદક્ષિણા કરી. (૨૭) પીપળાની દીર્ઘકાલ સુધી સેવા કરવામાં જ મારી જિંદગી પસાર થઈ. મને પુત્ર થશે એમ શ્રદ્ધા પણ પુષ્કળ રાખી. (૨૮)

આ પ્રમાણે સાઈઠ વર્ષ સુધી વિશ્વાસપૂર્વક અશ્વત્થની પ્રદક્ષિણા કરતાં કરતાં મેં અનેક કષ્ટો ભોગવ્યાં. (૨૯) જો આ જન્મે મને પુત્ર ન થાય તો આવતા જન્મે થશે એવી ભાવનાથી મેં અશ્વત્થની પ્રદક્ષિણા હજુ ચાલુ રાખી છે. (૩૦) હે નૃસિંહસ્વામી! હવે તો પુત્ર આપવો હોય તો આ જન્મે જ આપવાની કૃપા કરશો. (૩૧) શ્રીગુરુએ મને વરદાન આપ્યું છે અને તે અંગે શુકનની ગાંઠ પણ મેં પાલવે બાંધી છે. હે ગુરુવર્ય! તમારાં વચનો રમત કે મશ્કરીરૂપ ન થાય એવો મેં મનમાં નિશ્ચય કર્યો છે. (૩૨) આગલા જન્મમાં પુત્ર થાય તે હેતુથી હું અશ્વત્થની સેવા કરું છું જ્યારે સદ્‌ગુરુવર્ય તો આ જ જન્મ માટે પ્રસન્ન થઈને કન્યા પુત્રનું વરદાન આપે છે. (૩૩) શાસ્ત્રવચનાનુસાર મેં દીર્ઘકાળપર્યંત અશ્વત્થની મૂર્ખતાથી સેવા કરી છે. તે અશ્વત્થ મને શું આપશે? (૩૪) ગંગાનાં વચનો સાંભળી શ્રીગુરુએ હાસ્ય કરી કહ્યું કે શાસ્ત્રસંમત અશ્વત્થસેવા અતિ પુણ્યકારક છે અને કદી નિષ્ફળ જતી નથી. (૩૫) અશ્વત્થ જેવા પવિત્ર વૃક્ષની કદી પણ નિંદા કરવી જોઈએ નહીં. તેની સેવાથી અનંત પુણ્ય પ્રાપ્ત થાય છે. તું મારા પ્રતિ જેટલો પૂજ્યભાવ દર્શાવે છે તેટલા જ પૂજ્યભાવથી અશ્વત્થની સેવા કર. તો તને પુત્રલાભ થશે. (૩૬) હે સતી! હવે મારી આજ્ઞાનુસાર તું નિત્ય સંગમ ઉપર જજે, જ્યાં ભીમા અને અમરજા નદી વહે છે. (૩૭) સંગમ ઉપર એક વિશાળ અશ્વત્થનું વૃક્ષ છે ત્યાં અમે નિત્ય અનુષ્ઠાનાર્થે જઈએ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

છીએ. તે અશ્વત્થની અમારી સાથે એકચિત્તથી સેવા કર. (૩૮) અશ્વત્થનો મહિમા જાણવો હોય તો અશ્વત્થ એટલે જ નારાયણ છે એમ સમજ અને અમારો નિવાસ પણ ત્યાં જ હોય છે. (૩૯) શ્રીગુરુનાં વચનો સાંભળી ગંગાસતી હાથ જોડીને વિનંતી કરે છે ને કહે છે કે અમને અશ્વત્થનો મહિમા વિસ્તારપૂર્વક કહો. (૪૦) અશ્વત્થનો મહિમા જાણીને તેની સેવા કરવા હું દૃઢ નિશ્ચય કરીશ. (૪૧) શ્રીગુરુ કહે છે કે અશ્વત્થ વૃક્ષની તું નિંદા કરે છે પરંતુ તેનો મહિમા અપાર છે અને સમસ્ત દેવો તેમાં નિવાસ કરે છે. (૪૨) બ્રહ્માંડપુરાણમાં બ્રહ્મદેવે નારદમુનિને અશ્વત્થનો મહિમા વિસ્તારપૂર્વક કહ્યો છે. (૪૩) બ્રહ્માના માનસપુત્ર નારદમુનિનું નિત્ય ત્રિભુવનમાં ભ્રમણ હોય છે. બ્રહ્માજીને મળીને નારદમુનિ એક વખત પૃથ્વી ઉપરના ઋષિઆશ્રમમાં પધાર્યા. (૪૪) નારદજીને જોઈને ઋષિવર્યોએ તેમની અર્દ્યપાદ્ય તેમજ વિવિધ ઉપચારોથી પૂજા કરી. (૪૫) ઋષિવર્યોએ નારદજીને વિનંતી કરી કે અશ્વત્થનો મહિમા કેવો છે તે અમને વિસ્તારપૂર્વક સમજાવો. (૪૬) ઋષિઓની વિનંતી સાંભળી નારદજી કહે છે કે આજે બ્રહ્મલોકમાં ગયો હતો. (૪૭) બ્રહ્મલોકમાં જઈને મારા સ્વભાવ અનુસાર મેં અશ્વત્થનો મહિમા જેને લોકો વિષ્ણુસ્વરૂપ માને છે તે વિશે બ્રહ્માજીને પૂછ્યું. (૪૮) અશ્વત્થની સેવા કેવા ઉપચારોથી કરવી અથવા તેનો મહિમા વિસ્તારપૂર્વક કહો. (૪૯) બ્રહ્માજીએ અશ્વત્થનો મહિમા સમજાવતાં કહ્યું કે અશ્વત્થના મૂળમાં તેઓ સ્વયં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

(બ્રહ્માજી) નિવાસ કરે છે. વચ્ચેના ભાગમાં ઋષિકેશ ભગવાન નિવાસ કરે છે અને ટોચ ઉપર રુદ્ર નિવાસ કરે છે. (૫૦) અશ્વત્થની ડાળીઓ અને પાંદડાંઓના દક્ષિણભાગે શૂલપાણિ શંકર ભગવાન, પશ્ચિમ દિશામાં વિષ્ણુ ભગવાન અને ઉત્તર દિશામાં બ્રહ્માજી સ્વયં નિવાસ કરે છે. (૫૧) પૂર્વ દિશામાં આવેલી ડાળીઓમાં ઈન્દ્રાદિ દેવ, વસુ આદિત્યો સાથે અહર્નિશ નિવાસ કરે છે. (૫૨) અશ્વત્થના મૂળનાં અંકુરોમાં ગો-બ્રાહ્મણ સમસ્ત ઋષિ અને વેદાદિ યજ્ઞ નિરંતર નિવાસ કરે છે. (૫૩) અશ્વત્થ વૃક્ષની પૂર્વ શાખાઓમાં સમસ્ત નદીઓનાં તીર્થો, સાત મહાસાગરો (લવણ, ઈક્ષુરસ, સુરા, ઘૃત, દહીં, શુદ્ધ જળનો સાગર, દૂધનો સાગર) નિરંતર નિવાસ કરે છે. (૫૪) અશ્વત્થ વૃક્ષના મૂળમાં 'અ'કાર શબ્દ છે. તેનાં થડ અને ડાળીઓમાં 'ઉ'કાર છે અને ફળ તેમજ પુષ્પોમાં 'મ' શબ્દ સમાયેલો છે. અને અશ્વત્થનું મુખ અગ્નિકોણમાં આવેલું છે. (૫૫) અગિયાર રુદ્રો, અષ્ટ વસુઓ અને સમસ્ત દેવતાઓ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સહિત નિવાસ કરે છે. (૫૬) આવા અશ્વત્થ નારાયણનો મહિમા વર્ણવવા માટે કોઈ પણ શક્તિમાન નથી. બ્રહ્માજી નારદમુનિને કહે છે કે આ જ કારણને લીધે અશ્વત્થ વૃક્ષને કલ્પવૃક્ષનું બિરુદ આપવામાં આવેલ છે. (૫૭) નારદ ઋષિવૃંદને કહે છે કે જે વૃક્ષના આશ્રયે ત્રિમૂર્તિ નિવાસ કરે છે તેનો મહિમા કોણ વર્ણવી શકે? અને તેની ભક્તિ કરતાં શું સિદ્ધ ન થાય? (૫૮)

નારદજી દ્વારા અશ્વત્થનો મહિમા શ્રવણ કરી સમસ્ત ઋષિઓ તેમને વિનંતી કરે છે કે અશ્વત્થના પૂજનઅર્ચનનો વિધિ વિસ્તારથી સમજાવો. (૫૯) નારદજી સમસ્ત ઋષિઓને કહે છે કે અગાઉ મેં અથર્વણ ઋષિને આ વિષયમાં પૂછ્યું હતું. (૬૦) સમસ્ત ઋષિઓ બ્રહ્મર્ષિ નારદને વિનંતી કરતાં કહે છે કે હે નારદ! તું સમસ્ત ધર્મને જાણે છે. અમને અશ્વત્થની પૂજા વિશે વિસ્તારપૂર્વક નિરૂપણ કર. (૬૧) નારદમુનિ ઋષિવર્યોને કહે છે કે બ્રહ્માઋષિએ મને તે વિશે સવિસ્તર કહ્યું હતું તે અનુસાર હું તમને કહું છું. (૬૨) અષાઢ, પોષ અને ચૈત્ર માસમાં ચંદ્રબળ ન હોય અથવા ગુરુ અને શુક્રનો અસ્ત હોય ત્યારે આ વ્રતનો આરંભ ન કરાય. (૬૩) આ ત્રણ માસ સિવાય સારું મુહૂર્ત જોઈને પવિત્ર થઈને ઉપવાસ કરીને આ વ્રતનો પ્રારંભ કરવો. (૬૪) રવિવાર, મંગળવાર તથા શુક્રવારે  સંક્રાંતિ હોય તો તે દિવસે અશ્વત્થને સ્પર્શ કરવો નહીં. (૬૫) રાત્રિના સંધિકાળે રિક્તતિથિ અથવા તિથિક્ષયના દિવસે, વ્યતિપાત, વૈધૃતિ જેવા પર્વના દિવસે દિવસના ત્રીજા પ્રહરે અશ્વત્થને સ્પર્શ ન કરવો. (૬૬) પ્રાતઃકાળથી મૌન આરંભીને આનંદ ઉલ્લાસથી આ વ્રતનો પ્રારંભ કરવો. પરંતુ, અસત્ય, જુગાર કે નિંદા પાખંડનો ત્યાગ કરવો. (૬૭) માથાબોળ સ્નાન કરીને શુદ્ધ વસ્ત્રો પહેરીને અશ્વત્થ વૃક્ષ નીચે ગાયના છાણથી લીંપણ કરવું. (૬૮) તેના ઉપર સ્વસ્તિક, શંખ, પદ્મ વગેરેની રંગોળી કરવી અને કમળમાં પાંચ




દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

રંગો ભરવા. (૬૯) ફરી સ્નાન કરી સફેદ વસ્ત્ર પહેરી ગંગા અને યમુનાના પ્રતિકાત્મક બે કળશ જળ ભરીને રંગોળીવાળા કમળ ઉપર મૂકવા. (૭૦) તે બંને જળ ભરેલા કળશોની "પૂન્યાહવાચન" વિધિ દ્વારા સંકલ્પ કરીને પોતાની મનોકામનાને મોટેથી વ્યક્ત કરવી. (૭૧) તે પછી કળશ હાથમાં લઈ સાત વખત અશ્વત્થ વૃક્ષને સ્નાન કરાવવું. (૭૨) ફરી સ્નાન કરીને પુરુષસૂક્તની ૧૬ ઋચાઓ દ્વારા વૃક્ષનું ષોડશોપચારથી પૂજન કરવું. (૭૩) મનમાં અષ્ટભુજાયુક્ત વિષ્ણુ ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવું. જેમના હાથોમાં શંખ, ચક્ર આદિ આયુધો અને વરદ તેમજ અભયમુદ્રા ધરાવનાર વિષ્ણુ ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવું. (૭૪) વિષ્ણુના બીજા હાથોમાં ખડ્ગ, ખેટક, ધનુષ્યબાણ જેવાં આયુધ ધરાવનાર આઠ ભૂજા ધરાવનાર વિષ્ણુ નારાયણનું ધ્યાન કરવું. (૭૫) જેમણે પીતાંબર ધારણ કરેલ છે તથા લક્ષ્મી જેના સાંનિધ્યમાં હંમેશાં નિવાસ કરે છે એ લક્ષ્મીનારાયણનું ધ્યાન ધરીને અશ્વત્થ વૃક્ષની પૂજા કરવી. (૭૬) અશ્વત્થ એ ત્રિમૂર્તિનું સ્થાન છે પરંતુ શંકર ભગવાન શક્તિસહિત હોવાથી તે સમસ્ત દેવતાઓનું શક્તિ સહિત ધ્યાન કરીને આવાહન સહ ષોડશોપચારે પૂજન કરવું. (૭૭) અશ્વત્થ વૃક્ષને સૂતરથી અથવા વસ્ત્રથી પરિધાન કરાવીને ફરીથી સંકલ્પ અને પ્રદક્ષિણા કરવી. (૭૮) મન, વચન અને કર્મથી ભક્તિભાવપૂર્વક પુરુષસૂક્તનો પાઠ કરતાં કરતાં પીપળાની પ્રદક્ષિણા કરવી. (૭૯) અથવા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

વિષ્ણુસહસ્રનામ બોલતાં બોલતાં અથવા મૌન રાખીને પ્રદક્ષિણા કરવી, જેનું અનંત પુણ્ય છે. (૮૦) ગર્ભિણી સ્ત્રી પાણી ભરેલો ઘડો લઈને જેટલી મંદગતિથી પ્રદક્ષિણા કરે તેટલી મંદગતિથી વ્રતાર્થીએ પ્રદક્ષિણા કરવી. (૮૧) આ રીતે પ્રદક્ષિણા કરતાં દરેક પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. પ્રદક્ષિણા કરી વૃક્ષને નમસ્કાર કરવા. (૮૨) બ્રહ્મહત્યા જેવા પાપને માટે બીજું કોઈ પ્રાયશ્ચિત્ત નથી. પરંતુ, જો કોઈ વ્યક્તિ અશ્વત્થની બે લાખ પ્રદક્ષિણા કરે તો તે બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાય છે. (૮૩) જે વૃક્ષ ઉપર ત્રિમૂર્તિ દેવતાઓ નિવાસ કરે છે તેવા વૃક્ષની પ્રદક્ષિણા કરતાં શું ફળ ન મળી શકે? (૮૪) પ્રદક્ષિણા કરવાથી વિવિધ વ્યાધિઓ દૂર થાય છે અને કરોડોનું દેવું હોય તો તે દેવું પણ દૂર થાય છે. (૮૫) અશ્વત્થની પ્રદક્ષિણા કરવાથી જન્મ, મૃત્યુ, ઘડપણ અને સંસારનો ભય નાશ પામે છે. એક હજાર પ્રદક્ષિણા કરવાથી ગ્રહદોષો કનડતા નથી. (૮૭) પુત્રકામનાથી જેઓ અશ્વત્થ વ્રતનું આચરણ કરે છે તેમણે મન, વાણી અને કર્મથી શુદ્ધ આચરણ રાખીને વ્રત આચરતાં નિશ્ચિત ફળ મળે છે. (૮૭) નારદજી ઋષિઓને કહે છે કે હે ઋષિવર્ય! અશ્વત્થનાં પૂજનઅર્ચનથી ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે અને પુત્રકામના ત્વરિત સિદ્ધ થાય છે એમાં જરાય શંકા રાખશો નહીં. (૮૮) શનિવારે વૃક્ષને સ્પર્શ કરી મહામૃત્યુંજય મંત્રનો જપ કરતાં મૃત્યુ ઉપર વિજય મેળવી શકાય છે. (૮૯) તેવા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ભક્તોને અપમૃત્યુ આવતું નથી અને તેઓ પૂર્ણ આયુષ્ય ભોગવે છે. શનિગ્રહની પીડા નડે નહીં તે માટે અશ્વત્થની આ પ્રમાણે પ્રાર્થના કરવી. (૯૦) શનિનું નામ વૈખરી દ્વારા ઉચ્ચારીને બભ્રૂ તેમજ પિંગલ કોણસ્થ અને કૃષ્ણ બોલવું. (૯૧) તે પછી અંતક, યમ મહારૌદ્ર, મંદ, શનૈશ્ચર અને સૌરિ નામનો જપ કરવાથી શનિપીડા કનડતી નથી. (૯૨) આવો દઢ નિશ્ચય કરીને અશ્વત્થની ભક્તિ કરતાં પુત્રકામના નિશ્ચયપૂર્વક ફળે છે. (૯૩) અમાવાસ્યા કે ગુરુવારે અશ્વત્થ વૃક્ષની છાયામાં બેસીને જળ દ્વારા સ્નાન કરતાં બ્રહ્મહત્યાનું પાપ નષ્ટ થાય છે. (૯૪) અશ્વત્થ વૃક્ષ નીચે એક બ્રાહ્મણને ભોજન કરાવતાં કરોડ બ્રાહ્મણને ભોજન કરાવવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. (૯૫) અશ્વત્થ વૃક્ષ નીચે બેસીને એક મંત્રનો જપ કરતાં અનેક ગણું પુણ્ય પ્રાપ્ત થાય છે તેવું વેદપઠનનું જાણવું. (૯૬) જે કોઈ મનુષ્ય અશ્વત્થને રોપે છે તે પોતાની ૪૨ પેઢીઓને સ્વર્ગમાં લઈ જાય છે. (૯૭) જે મનુષ્ય અશ્વત્થ વૃક્ષને કાપે છે તે મહાપાપી કહેવાય છે અને પિતૃઓ સહિત તે નરકયાતના ભોગવે છે. (૯૮) અશ્વત્થ નીચે બેસીને હોમ કરતાં મહાયજ્ઞનું ફળ મળે છે અને તે પુણ્ય કદી ખૂટતું નથી તથા પુત્રકામના ત્વરિત સિદ્ધ થાય છે. (૯૯) આવા અશ્વત્થ મહિમાનું વર્ણન બ્રહ્માજીએ નારદજીને કહ્યું, જે તેમણે ઋષિવૃંદને સમજાવ્યું. (૧૦૦) નારદમુનિ ઋષિવૃંદને સમજાવે છે કે જેટલી પ્રદક્ષિણા કરી હોય તેની દશાંશ સંખ્યામાં શાસ્ત્રોક્ત

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વિધિથી હવન કરવો જોઈએ. (એક હજાર પ્રદક્ષિણા કરી હોય તો દશાંશ અર્થાત્ એકસો મંત્રથી હવન કરવો.) (૧૦૧) જેટલી સંખ્યામાં હવન કર્યો હોય તેના દસમા ભાગની સંખ્યા જેટલું બ્રહ્મભોજન આનંદથી કરાવવું અને સમસ્ત વ્રત દરમ્યાન બ્રહ્મચર્યનું પાલન કરવું અને હવિષ્ય અનાજનું ભોજન કરવું. (૧૦૨) આ પ્રમાણે અશ્વત્થ વ્રતનું આચરણ કરી પોતાની શક્તિ અનુસાર ઉદ્યાપન કરવું તથા ક્ષમતા અનુસાર સુવર્ણ અશ્વત્થ વૃક્ષનું દાન કરવું. (૧૦૩) તે સુવર્ણ અશ્વત્થ વૃક્ષ બ્રાહ્મણને વિધિપૂર્વક દાન આપવું અને સફેદ રંગની વાછરડા સહિત ગાયનું દાન આપવું. (૧૦૪) અશ્વત્થ વૃક્ષ નીચે યથાશક્તિ તલનો ઢગલો કરવો. તેને શ્વેત વસ્ત્રથી ઢાંકી રાખવો અને યોગ્ય ગરીબ બ્રાહ્મણને દાન કરવું. (૧૦૫) આ પ્રમાણે નારદજીએ સમસ્ત ઋષિઓને અશ્વત્થપૂજા વિધાન સમજાવ્યું, જેનું આચરણ કરીને અનેક ભક્તોની મનોકામના પૂરી થઈ. (૧૦૬) શ્રીગુરુ ગંગા નામની બ્રાહ્મણસ્ત્રીને કહે છે કે અશ્વત્થનો આવો અપાર મહિમા છે અને જેનો જેવો ભાવ હોય તેને તેવું ફળ મળે છે. (૧૦૭) હે બ્રાહ્મણી! મનમાં શંકા રાખીશ નહીં. ભીમાનદીના તીરે અમરજાના સંગમ ઉપર પવિત્ર અશ્વત્થ વૃક્ષ છે. (૧૦૮) તે જ અમારું નિવાસસ્થાન છે. તે અશ્વત્થની સેવા ભક્તિભાવપૂર્વક કરીશ તો તારી કન્યા અને પુત્રની મનોકામના પૂરી થશે. (૧૦૯) શ્રીગુરુનાં વચનો સાંભળી તે બ્રાહ્મણીએ બંને હાથ જોડીને વિનંતીના સ્વરમાં કહ્યું. (૧૧૦)

હે સદ્‌ગુરુ! હું હવે સાઈઠ વર્ષની થઈ છું. મારા પેટે પુત્ર ક્યાંથી? પરંતુ આપનું વરદવાક્ય એટલે હું બ્રહ્મવાક્ય જ સમજું છું. આથી હું અશ્વત્થનું વ્રત આચરીશ. (૧૧૧) હે સદ્‌ગુરુ મહારાજ! ગુરુનું વાક્ય કામધેનુ સમાન હોય છે એમ વેદો અને પુરાણોમાં તેનો મહિમા ગાયો છે. મારું મન શંકારહિત હોવાથી હું અશ્વત્થની સેવા સ્વીકારું છું. (૧૧૨) મને અશ્વત્થ સાથે કોઈ નિસબત નથી. મને તમારાં વાક્યોમાં શ્રદ્ધા છે. આથી તમારી આજ્ઞાનુસાર અશ્વત્થ વ્રતનું આચરણ કરીશ. (૧૧૩) આ પ્રમાણે શ્રીગુરુની આજ્ઞા લઈને ગંગા નામની વિપ્રવનિતાએ ગાણગાપુરમાં સંગમસ્થળે જઈને ષટ્‌કુલ તીર્થમાં સ્નાન કરીને અશ્વત્થ વ્રતનું આચરણ શરૂ કર્યું. (૧૧૪) શ્રીગુરુની આજ્ઞાનુસાર ગંગાસતીએ અશ્વત્થની અંતઃકરણપૂર્વક આરાધના કરી. આ પ્રમાણે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પસાર થઈ. (૧૧૫) ગંગાસતીએ શ્રીગુરુ સહિત અશ્વત્થની આરાધના શરૂ કરતાં બીજે દિવસે રાત્રે તેણે એક સ્વપ્ન જોયું. (૧૧૬) સ્વપ્નમાં તે વિપ્રસ્ત્રીને એક બ્રાહ્મણ દેખાય છે જે તેને અભિવચન આપતાં કહે છે કે તારું કામ થઈ ગયું. હવે હું કહું છું તે પ્રમાણે કર. (૧૧૭) હે વિપ્રસ્ત્રી! તું ગાણગાપુરમાં જ્યાં શ્રીગુરુનાથ નિવાસ કરે છે ત્યાં જા. શ્રીગુરુની સાત પ્રદક્ષિણા કરી ભક્તિપૂર્વક નમન કરજે. (૧૧૮) શ્રીગુરુ તને જે કોઈ વસ્તુ આપે તેનું તું ભક્ષણ કરજે. માટે ઝડપથી તું શ્રીગુરુ પાસે જા. (૧૧૯) આ પ્રમાણે સ્વપ્નમાં


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બ્રાહ્મણનો સંદેશો સાંભળી ગંગા આનંદથી જાગૃત થઈ અને વિચારવા લાગી કે અશ્વત્થ વૃક્ષ એ કલ્પવૃક્ષ સમાન છે અને આપણા મનની ઈચ્છા તેની સેવાથી ત્વરિત પૂરી થાય છે. (૧૨૦) અશ્વત્થની સેવા કરીને ગંગા બ્રાહ્મણી ચોથે દિવસે મઠ તરફ આવી અને પ્રદક્ષિણા કરીને આનંદપૂર્વક શ્રીગુરુને વંદન કર્યા. (૧૨૧) શ્રીગુરુએ હાસ્ય કરીને તેને બે ફળ આપ્યાં અને ઘેર જઈને તે ખાઈ જવાની આજ્ઞા કરી અને કહ્યું કે હવે તારું કામ થઈ ગયું છે. (૧૨૨) હે સતી! હવે તું ભોજન કરીને તરત પાછી ફર. તારી કામના પૂરી થઈ છે. તને કન્યા અને પુત્ર બંને મેં આપ્યા છે. (૧૨૩) હવે વિધિપૂર્વક પારણાં કરીને પછી ફળ ભક્ષણ કરજે અને પહેલા કહ્યા પ્રમાણે બ્રાહ્મણોને દાન આપજે. (૧૨૪) વિપ્રસ્ત્રી ગંગાએ ઉદ્યાપન કરીને વ્રતની સમાપ્તિ કરી અને બ્રાહ્મણોને દાન આપ્યાં. તે જ દિવસે સાયંકાળે ગંગા રજસ્વલા થઈ. (૧૨૫) ગંગાએ ત્રણ દિવસ સુધી મૌનનું આચરણ કર્યું અને કાચી માટીના વાસણમાં ભોજન કર્યું. તેણે શ્વેત વસ્ત્ર પરિધાન કરીને કોઈ પણ વ્યક્તિ ઉપર દૃષ્ટિ ન નાખી. (૧૨૬) આ પ્રમાણે ત્રણ રાત્રિ સમાપ્ત થઈ. ચોથે દિવસે સ્નાન કરીને ગંગા શ્રીગુરુનાં દર્શન માટે આવી. (૧૨૭) પતિ સહિત ગંગાએ મઠમાં આવીને એકાગ્ર મનથી શ્રીગુરુની પૂજા કરી ત્યારે શ્રીગુરુએ “તું પુત્રવતી થા” એવા આશીર્વાદ આપ્યા. (૧૨૮) આ પ્રમાણે શ્રીગુરુને વંદન કરીને ગંગા સ્વગૃહે પાછી ફરી અને

પાંચમા દિવસે સંગ કરતા તે કન્યાને પામી. (૧૨૯) આ પ્રમાણે વિપ્રસ્ત્રી ગર્ભિણી થઈ એ જોઈને ગામના સમસ્ત નાગરિકો વિસ્મય પામી કહેવા લાગ્યા કે શું આશ્ચર્ય બન્યું છે! (૧૩૦) શું આશ્ચર્યકારક ઘટના છે કે વાંઝણીએ વૃદ્ધાવસ્થામાં ગર્ભ ધારણ કર્યો છે. ગંગાના પતિ સોમનાથને અતિ આનંદ થયો. (૧૩૧) સાતમા માસે તેની સીમંતવિધિ સંપન્ન થઈ અને શ્રીગુરુના વિનોદપૂર્ણ આગ્રહથી અનેક સુહાગણોને લહાણીઓ વહેંચી. (૧૩૨) આઠમા માસે ગર્ભિણીના સંસ્કાર ગુરુઆજ્ઞાથી કરવામાં આવ્યા અને ગામમાં પણ અનેક લહાણી વહેંચાઈ. (૧૩૩) સમસ્ત જનો આશ્ચર્ય કરવા લાગ્યા. માથે પળિયા (સફેદ વાળ) આવ્યા છતાં આ વૃદ્ધ બ્રાહ્મણી ગર્ભ ધારણ કરતી થઈ અને આનંદથી લહાણીઓ વહેંચે છે. (૧૩૪) એક ભક્ત કહે છે કે નૃસિંહસરસ્વતી એ ગુરુરૂપે ભક્તોને માટે કલ્પવૃક્ષ સમાન છે અને તેમની સેવા કરવાથી મનુષ્ય ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરે છે. (૧૩૫) શ્રીનૃસિંહસરસ્વતી એ ત્રિમૂર્તિનો અવતાર છે અને ભક્તજનોના ઉદ્ધાર માટે આ ભૂમંડળ ઉપર પ્રગટ થયા છે. (૧૩૬) આ પ્રમાણે શ્રીગુરુનો મહિમા અનેક લોકો સ્તુતિ કરતાં જણાય છે અને જે લોકોને લહાણી મળે છે તેઓ પણ શ્રીગુરુનો જયજયકાર કરે છે. (૧૩૭) સમસ્ત સ્ત્રીવૃંદને લહાણી અપાયા પછી વિપ્રસ્ત્રી ગંગા શ્રીગુરુ પાસે આવીને વંદન કરે છે. જેના જવાબમાં ભક્તવત્સલ શ્રીગુરુ તેને આશીર્વાદ આપે છે. (૧૩૮) વિપ્રવનિતાએ સંતોષપૂર્વક

શ્રીગુરુને સાષ્ટાંગ દંડવત્ કર્યા અને અનેક સ્તુતિઓથી તેમને વિનંતી કરવા લાગી. (૧૩૯) હે પરમ પુરુષ! તું જ બ્રહ્મા છે, તું જ વિષ્ણુ છે, તું જ મહેશ છે. તારું વાક્ય પારસમણિ સમાન છે. જેનાથી મારો આ દેહ સુવર્ણમય બન્યો છે. તારો જય હો, જય હો! (૧૪૦) તું વિશ્વનો ઉદ્ધાર કરવા માટે પૃથ્વી ઉપર અવતર્યો છે. તું જ ત્રિમૂર્તિ સ્વરૂપ છે, તેના સિવાય અન્યથા નહીં. (૧૪૧) ગંગાસ્ત્રી વધુમાં સ્તુતિ કરતાં કહે છે કે તારા અપાર મહિમાનું વર્ણન કરવા માટે મારી જીભ અશક્તિમાન છે. તારા કૃપા રૂપી સિંધુને બીજી ઉપમા આપી શકાય તેમ નથી. (૧૪૨) આ પ્રમાણે શ્રીગુરુની સ્તુતિ કરીને શ્રીગુરુચરણને વંદન કરી ગંગાબ્રાહ્મણી નૃસિંહસરસ્વતીની આજ્ઞા લઈ પોતાના ઘેર પાછી ગઈ. (૧૪૩) આ પ્રમાણે નવ માસ પસાર થયા પછી ગંગાએ શુભ દિવસે કન્યાને જન્મ આપ્યો. અનેક જ્યોતિષીઓ આવીને કન્યાનું જાતક કહેવા લાગ્યા. (૧૪૪) જ્યોતિષીઓ કહે છે કે આ કન્યાનું મન શુદ્ધ હશે. તેને આઠ પુત્રો થશે અને તેના કુળમાં તે પુત્ર-પૌત્રોનું સુખ જોશે. (૧૪૫) આ પ્રમાણે જ્યોતિષીઓએ જાતકકથન કર્યા પછી સોમનાથ વિપ્રે આનંદ-ઉલ્લાસપૂર્વક બ્રાહ્મણોને દાન આપ્યું. (૧૪૬) પ્રસુતિના દસ દિવસ પછી સ્નાન કરીને ગંગા કન્યાને લઈને શ્રીગુરુનાં દર્શન માટે ગઈ. (૧૪૭) ગંગાએ કન્યાને શ્રીગુરુચરણો પાસે મૂકી ભક્તિભાવપૂર્વક સાષ્ટાંગ નમન કર્યા. (૧૪૮) શ્રીગુરુએ આશ્વાસન આપતાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહ્યું કે હે પુત્રવતી બ્રાહ્મણી! ઊઠ. આમ તેને સંતોષ થાય તેવાં વચનો કહ્યાં. (૧૪૯) ગંગાએ પુનઃ શ્રીગુરુને વિનંતી કરતાં કહ્યું, અમારા કુળમાં પુત્ર નથી. આ આવેલી લક્ષ્મી શુકનવંતી છે તેનો આનંદ છે. પરંતુ તમારું વાક્ય સત્ય થાવ. (૧૫૦) ગંગાનાં વચનો સાંભળી શ્રીગુરુએ હાસ્ય કરીને કહ્યું, હે સતી! તું મનમાં શંકા રાખીશ નહીં. તને અવશ્ય પુત્ર થશે. (૧૫૧) શ્રીગુરુએ તે કન્યાને ખોળામાં લઈને તે કન્યાનું ભવિષ્ય સર્વને કહેવા લાગ્યા. (૧૫૨) આ કન્યા સો વર્ષનું આયુષ્ય ભોગવશે. તેને અનેક પુત્રો થશે. પુત્રોના પુત્રો અર્થાત્ પૌત્રો પોતાની આંખોથી સધવા સ્થિતિમાં જોવા ભાગ્યશાળી થશે. (૧૫૩) આ કન્યાનો પતિ જ્ઞાની મહાપંડિત થશે અને ચતુર્વેદી તરીકે પૃથ્વી ઉપર પ્રખ્યાત થઈ આઠે પ્રકારના ઐશ્વર્યને ભોગવશે. (૧૫૪) આ કન્યા પતિવ્રતા અને ધર્માચરણ કરી પુણ્યશાળી થશે. આની ખ્યાતિ દૂર દૂરના દેશો સુધી ફેલાશે અને અસંખ્ય લોકો એને વંદન કરશે. (૧૫૫) દક્ષિણ ભારતનો રાજા આવીને એના પતિને મળશે. શ્રીગુરુ ગંગાને ફરીથી કહે છે, તને એક પુત્ર અવશ્ય થશે. (૧૫૬) આ પ્રમાણે શ્રીગુરુએ તેની કન્યાનું ભવિષ્ય ભાખ્યું. ગંગાબ્રાહ્મણીએ ફરીથી વિનયપૂર્વક કહ્યું કે મને પુત્ર પ્રાપ્ત થાય. (૧૫૭) શ્રીગુરુએ ગંગાને પૂછ્યું કે તારે કેવો પુત્ર જોઈએ છે? શતાયુષી મૂર્ખ કે ત્રીસ

વર્ષનો મહાજ્ઞાની? (૧૫૮) શ્રીગુરુનાં વચનો સાંભળી ગંગા વિનંતી સહ કહે છે કે મને મહાજ્ઞાની પુત્ર જ જોઈએ જેને બીજા પાંચ પુત્રો થાય. (૧૫૯) ભક્તવત્સલ શ્રીગુરુએ આ પ્રમાણે ઉદારતાથી વચન આપતાં બ્રાહ્મણદંપતીને અતિ આનંદ થયો અને પોતાને ઘેર પાછા ફર્યા. (૧૬૦) સમય જતાં તેને પુત્ર થયો જે વેદશાસ્ત્રમાં મહાપંડિત હતો અને તે પાંચ પુત્રોનો પિતા થયો. તેનું નામ પણ શ્રીગુરુ જેવું જ નરસિંહ હતું. (૧૬૧) શ્રીગુરુમૂર્તિએ જે રીતે કન્યાનું ભવિષ્ય ભાખ્યું હતું તે જ રીતે તે કન્યા અને તેનો પતિ સમગ્ર વિસ્તારમાં પ્રખ્યાત થયા. આથી સર્વને અતિ આનંદ થયો. (૧૬૨) તે કન્યાનો પતિ અનેક યજ્ઞો કરી દીક્ષિત નામથી પ્રસિદ્ધ થયો અને ચારે કોર તેની પ્રસિદ્ધિ થઈ એમ સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૧૬૩) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે સાઈઠ વર્ષની વાંઝણીને શ્રીગુરુકૃપાથી પુત્ર થયો. આવો શ્રીગુરુનો મહિમા છે. (૧૬૪) જે ભક્તના મનમાં નિષ્ઠા હશે તેમને શ્રીગુરુ તરત જ વરદાન આપે છે. આ જ કારણથી શ્રીગુરુની નિષ્ઠાપૂર્વક ભક્તિ કરવી. (૧૬૫) આ પ્રમાણે સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રનો મહિમા વિસ્તારપૂર્વક કહે છે, જેનું શ્રવણ કરતાં શ્રોતાઓની સર્વ મનોકામના પૂરી થાય છે. આથી જ દરેકે શ્રીગુરુની ભક્તિ કરવી જોઈએ. (૧૬૬) જે કોઈ ભક્ત

શ્રીગુરુની નિષ્ઠાપૂર્વક ભક્તિ કરે છે તેને દૈન્ય ક્યાંથી? જે જે મનમાં ઈચ્છા હશે તે તે શ્રીગુરુની કૃપાથી પ્રાપ્ત થશે. (૧૬૭) ગુરુભક્તિ એટલે જ કામધેનુ. અંતઃકરણમાં તે વિશે શંકા લાવશો નહીં. ભક્તો જે જે ઈચ્છે છે તે તે ઈચ્છાઓ શ્રીગુરુ દ્વારા પૂરી થાય છે. (૧૬૮)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુ અંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક વૃદ્ધવંધ્યાસંતાનપ્રાપ્તિ નામનો ઓગણચાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૬૮)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૪મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"જર્જર વંધ્યાકેરાં સ્વપ્ન, કર્યાં સફળ તેં સુતનાં કૃત્સ્ન."**



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૪૦



આપસ્તંબ શાખાના નરહરિ નામના કુષ્ઠીને સૂકા ઔદુંબરની ઉપાસના બતાવી તે
લાકડાને શ્રીગુરુએ નવપલ્લવિત કર્યો.
(દત્તબાવની - શુષ્ક કાષ્ઠને આણ્યાં પત્ર! થયો કેમ ઉદાસીન અત્ર?)

# અધ્યાય-૪૦

## શુષ્કકાષ્ઠ સંજીવન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

સિદ્ધમુનિ નામધારકને કહે છે, એક વૃક્ષનું સૂકાઈ ગયેલું લાકડું શ્રીગુરુની કૃપાથી નવપલ્લવિત થયું તેની વિચિત્ર કથા સાંભળો. (૧) ગાણગાપુરમાં શ્રીગુરુનો નિવાસ હતો ત્યારે એક આપસ્તંબ શાખાનો ગર્ગગોત્રમાં ઉત્પન્ન થયેલો નરહરિ નામનો એક કોઢીલો વિપ્ર શ્રીગુરુ પાસે આવ્યો. (૨) શ્રીગુરુ પાસે આવીને નરહરિએ ભક્તિપૂર્વક વંદન કર્યા અને હાથ જોડીને અનેક સ્તોત્રો દ્વારા સ્તુતિ કરવા લાગ્યો. (૩) હે ભક્તવત્સલ પરમ જ્યોતિસ્વરૂપ પરમ પુરુષ, જગદ્‌ગુરુ! તારી કીર્તિ સાંભળીને હું તારી પાસે આવ્યો છું. તારો જય હો, જય હો! (૪) હું આ પૃથ્વી ઉપર જન્મ લઈને પથ્થર જેવો જ રહ્યો. મને કોઢ થયેલો હોવાથી લોકો હંમેશાં મારી નિંદા કરે છે. (૫) મેં યજુર્વેદનો અભ્યાસ કર્યો છે પરંતુ કોઢીલો હોવાથી લોકો દ્વારા મને બ્રાહ્મણ તરીકે માન કે આમંત્રણ મળતું નથી. (૬) વહેલી સવારે ઊઠીને મારું મુખ જોવા લોકો રાજી નથી થતા. આથી મને બહુ દુઃખ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

થાય છે અને મને એવું લાગે છે કે હવે આ જિંદગી અહીં જ પૂરી થશે. (૭) મેં પૂર્વના અનેક જન્મોમાં પુષ્કળ પાપ કર્યું છે. આથી કુષ્ઠનો રોગ મને લાગુ પડ્યો છે. તેનું દુઃખ હવે મારાથી સહન થતું નથી. (૮) મેં અનેક વ્રતોનું આચરણ કર્યું, અનેક તીર્થયાત્રાઓ કરી, અનેક દેવતાઓની આરાધના કરી તેમ છતાં હું વ્યાધિમુક્ત થયો નથી. (૯) હે જગતગુરુ! હું હવે મનમાં નિશ્ચય કરીને આવ્યો છું જો તારી કૃપા ન થવાની હોય તો હું પ્રાણત્યાગ કરીશ. (૧૦) આવો દૃઢ નિશ્ચય કરી નરહરિ વિપ્ર શ્રીગુરુને વિનંતી કરતાં કહે છે, હે ગુરુવર્ય! આ વિપ્ર ઉપર કૃપા કરો. (૧૧) આમ કહીને ફરી ફરી શ્રીગુરુને વંદન કરી અનેક પ્રકારની સ્તુતિ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે તારું દર્શન થતાં જ લોખંડ અને પારસમણિ ભેગાં થાય છે એમ મને લાગે છે. (૧૨) નરહરિનાં કરુણ વચનો સાંભળી ભક્તવત્સલ શ્રીગુરુ શું જવાબ આપે છે તે હે શિષ્ય નામધારક! તું પણ સાંભળ. (૧૩) શ્રીગુરુએ નરહરિને કહ્યું કે પૂર્વજન્મમાં તેં અનેક પાપ કર્યાં છે પરિણામે તું કુષ્ઠી થયો છે. (૧૪) હવે તારા રોગનિવારણ માટે હું એક ઉપાય બતાવીશ તે નિષ્ઠાપૂર્વકના ઉપાય દ્વારા તારું પાપ નષ્ટ થશે અને તું નિરોગી થઈશ. (૧૫) એ જ સમય દરમ્યાન એક કઠિયારો એક ઔદુંબર વૃક્ષનું ચાર વર્ષ જૂનું થડ બળતણ તરીકે લઈ જતો હતો. (૧૬) શ્રીગુરુએ નરહરિને આજ્ઞા કરી કે પેલા ઝાડનું થડ વેચાતું લઈ લે અને

નિષ્ઠાપૂર્વક હું કહું તે પ્રમાણે કર. (૧૭) તે ઔદુંબરના સૂકાયેલા થડને સંગમમાં જઈને સંગમેશ્વર મહાદેવની પૂર્વ દિશામાં ભીમાનદીના તીરે રોપી દે. (૧૮) તારે સંગમમાં જઈને સ્નાન કરી અશ્વત્થની પૂજા કરવી. ફરી સ્નાન કરવા જવું. (૧૯) બે હાથમાં બે કળશ જળ લાવીને શુષ્ક ઔદુંબરના થડને ભક્તિપૂર્વક ત્રિકાળ સ્નાન કરાવવું. (૨૦) જે દિવસે એ લાકડાના થડને પાંદડાં ફૂટશે તે જ દિવસે તારું પાપ નષ્ટ થયું એમ સમજજે અને તારા દોષનું નિવારણ થઈ તું નિરોગી બનીશ. (૨૧) આ પ્રમાણે શ્રીગુરુની આજ્ઞા થતાં નરહરિ વિપ્રને ગુરુવચનોમાં વિશ્વાસ દૃઢ થયો અને તે સૂકાયેલા ઔદુંબરના લાકડા પાસે ગયો. (૨૨) ઔદુંબરના સૂકાઈ ગયેલા થડને માથા પર ઊંચકીને નરહરિ બ્રાહ્મણે ભીમાનદીના તીરે સંગમેશ્વર મહાદેવની સામે થડને જમીનમાં રોપ્યું. (૨૩) જે રીતે શ્રીગુરુએ ઔદુંબરની આરાધના કરવા કહ્યું હતું તે જ રીતે ભક્તિભાવપૂર્વક દૃઢચિત્તથી આરાધના શરૂ કરી. (૨૪) આ પ્રમાણે સાત દિવસ પસાર થયા. નરહરિ વિપ્રે ઉપવાસ કર્યા અને સૂકાયેલા કાષ્ઠને બબ્બે કળશ ભરી જળ સિંચવા લાગ્યો. (૨૫) નરહરિની કઠોર ઉપાસના જોઈ કેટલાક મનુષ્યો તેનો ઉપહાસ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ગુરુઆજ્ઞાનો અર્થ તું સમજતો નથી. (૨૬) તેં સૂકાયેલા ઔદુંબરના ઠૂંઠાને કેમ રોપ્યું? શું પાણી સિંચવાથી તે નવપલ્લવિત થશે? (૨૭) શ્રીગુરુમૂર્તિ કૃપાનો સાગર છે. તેઓ ભક્તજનોને એવું વરદાન

આપે છે કે તત્કાળ ફળ આપે છે. ઘણા બધા ભક્તોને તરત જ ફળ આપેલ છે. (૨૮) તારા પાપનું નિવારણ થઈ શકે એમ નથી. આથી તને સૂકું થડ આપ્યું છે. તું શા માટે વૃથા કષ્ટ કરે છે? કષ્ટ કરવા છતાં તને ફળ મળવાનું નથી. (૨૯) લોકોનાં વચનો સાંભળી નરહરિ વિપ્ર તેઓને વંદન કરીને કહે છે કે મને તો ગુરુવાક્ય એ કામધેનુ સમાન છે. ગુરુવચન કદી નિષ્ફળ નહીં જાય. (૩૦) શ્રીગુરુનાથ સત્યસંકલ્પ છે. તેમનું વચન કદી મિથ્યા નહીં થાય એવો મારો દૃઢ નિશ્ચય છે અને આ લાકડામાંથી અવશ્ય વૃક્ષ પરિણમશે. (૩૧) હું નિર્ધારપૂર્વક કહું છું કે શ્રીગુરુનું વચન કદી પણ અસત્ય નહીં થાય. ગુરુનાં વચનો અનુસાર હું પ્રાણત્યાગ કરવા પણ તત્પર રહીશ. મારે ગુરુવાક્યને અનુસરવાનું છે. (૩૨) આ પ્રમાણે નરહરિ વિપ્ર સમસ્ત લોકોને જવાબ આપે છે અને તે શુષ્ક કાષ્ઠની ભક્તિપૂર્વક સેવા કરે છે. (૩૩) એક દિવસ સમસ્ત શિષ્યો શ્રીગુરુને કહે છે કે હે ગુરુમહારાજ! આપે નરહરિ વિપ્રને શુષ્ક કાષ્ઠની આરાધના કરવા કહ્યું છે. (૩૪) આપના વચનાનુસાર નરહરિ વિપ્ર સાત દિવસ ઉપવાસી રહીને ભક્તિપૂર્વક સૂકા ઠૂંઠાને પૂજી રહ્યો છે અને કહે છે કે ગુરુનાં વચનાનુસાર જ હું આરાધના કરીશ. (૩૫) અમે ઘણી રીતે તેને સમજાવ્યો અને કહ્યું કે શા માટે મૂર્ખ બનીને કષ્ટ વેઠી રહ્યો છે? (૩૬) અમારા વચનો સાંભળી નરહરિનું મંતવ્ય છે કે મારે સૂકા કાષ્ઠની સાથે કોઈ લેવાદેવા નથી. મને ગુરુવચનોમાં

વિશ્વાસ છે અને શ્રીગુરુ તેમનાં વચનો સાચા ઠેરવશે. (૩૭) આવો દઢ નિશ્ચય કરીને સાત દિવસના ઉપવાસ કરી ઔદુંબરના થડની સેવા કરી રહ્યો છે અને પાણી પણ પીતો નથી. (૩૮) શિષ્યોનાં વચનો સાંભળી શ્રીગુરુ કહે છે કે જેનો જેવો અંતઃકરણપૂર્વકનો ભાવ હોય છે તે જ પ્રમાણે તે સિદ્ધિ મેળવે છે. (૩૯) શિષ્યને ગુરુવાક્યમાં દઢ શ્રદ્ધા હોય છે. જેટલી ભાવના દઢ હોય તેટલું ત્વરિત ફળ મળે છે. (૪૦) આ વિષયને સમજવા માટે પુરાણકાલીન એક કથા તમને કહું છું જે સ્કંદપુરાણમાં સૂતમુનિએ ઋષિવૃંદને કહી છે. (૪૧) ઋષિવૃંદે સૂતમુનિને ગુરુભક્તિનો પ્રકાર પૂછ્યો તેના જવાબમાં સૂતમુનિએ જે કથાનક કહ્યું તે તમે સાંભળો. (૪૨) સૂતમુનિ ઋષિવર્યોને કહે છે કે આ સંસારસાગર તરવા માટે એકમાત્ર ગુરુભક્તિ પૂરતી છે. (૪૩) પોતાના ગુરુને જ્ઞાની કે અજ્ઞાની, યોગ્ય કે અયોગ્ય રીતે ન વિચારતાં ગુરુ ત્રિમૂર્તિસ્વરૂપ છે એમ માનીને તેમની દઢભક્તિથી સેવા કરવી. (૪૪) જે ભક્તમાં દઢ ભક્તિભાવ હોય તેવી વ્યક્તિએ મનમાં શંકા રાખ્યા વગર શ્રીગુરુને ભજવા. આ રીતે તે ધર્મને સફળતાપૂર્વક પ્રાપ્ત કરે છે. (૪૫) શ્રીગુરુને કદી પણ મનુષ્ય ન માનવા. પરંતુ ગુરુ એ ઈશ્વરનું જ સ્વરૂપ છે એમ દઢ શ્રદ્ધા રાખી ગુરુભક્તિ કરવી. (૪૬) આ પ્રમાણે દઢ શ્રદ્ધા રાખી જે શિષ્ય શ્રીગુરુની ભક્તિ કરે છે તેનાથી શૂલપાણિ શંકર ભગવાન ત્વરિત પ્રસન્ન થાય છે. (૪૭)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મંત્ર તીર્થે દ્વિજે દેવે દૈવજ્ઞે ભેષજે ગુરૌ ।
યાદશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદશી ॥

અર્થાત્ મંત્રમાં, તીર્થમાં, બ્રાહ્મણમાં, દેવતાઓમાં, જયોતિષીમાં, વૈદ્યમાં અને ઔષધમાં જેવી જેટલી શ્રદ્ધા હોય છે તે પ્રમાણે જ ફળ મળે છે તે અનુસાર ગુરુમાં પણ જેવી ભાવના રાખીએ તેવી સિદ્ધિ મળે છે. શ્રીગુરુને શંકર ભગવાન જ માનવાથી આ ફળ પ્રાપ્ત થાય છે. (૪૯) સૂતમુનિ ઋષિવર્યોને કહે છે કે ગુરુભક્તિ કેવી હોવી જોઈએ તે અંગેની એક અદ્ભુત કથા તમને કહું છું. (૫૦) પૂર્વે પાંચાળ નગરમાં સિંહકેતુ નામનો એક રાજા હતો. તેના પુત્રનું નામ ધનંજય હતું. (૫૧) એક દિવસ રાજપુત્ર ધનંજય શિકાર કરવા નિર્મનુષ્ય ગાઢ જંગલમાં જ્યાં પાણી પણ ન હોય તેવા સ્થળે ગયો. (૫૨) ધનંજયને ખૂબ તરસ લાગી આથી જળની શોધમાં વધુ ઊંડા જંગલમાં ગયો. તેની સાથે એક ભીલ સેવક હતો. (૫૩) જળની શોધમાં ભીલ સેવક રખડપટ્ટી કરતો હતો ત્યાં તેને એક જીર્ણ શિવાલય દેખાયું. (૫૪) ત્યાં એક તૂટેલું ફૂટેલું શિવલિંગ પડેલું જોયું. શબર (ભીલ)ને આશ્ચર્ય થયું અને તે શિવલિંગ તેણે ઊંચકી લીધું. (૫૫) તે જ અરસામાં રાજપુત્ર ધનંજય ત્યાં આવી ચડ્યો અને તેણે શબરના હાથમાં ભગ્ન શિવલિંગ જોયું. (૫૬) ધનંજય શબરને કહે છે કે આ તૂટેલા શિવલિંગને લઈને તું શું કરીશ? આ સ્થળે જમીન ઉપર

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અનેક શિવલિંગો છે. (૫૭) શબર સેવક રાજપુત્રને કહે છે આ શિવલિંગની હું દરરોજ પૂજા કરીશ એવી ઈચ્છા થવાથી મેં આ શિવલિંગ લીધું છે. (૫૮) શબરનું વચન સાંભળી રાજપુત્ર ધનંજયે હાસ્ય કરીને કહ્યું, આ શિવલિંગ પૂજવા યોગ્ય છે અને દૃઢ શ્રદ્ધાથી તેની તું પૂજા કરજે. (૫૯) રાજપુત્રનાં વચનો સાંભળી શબર સેવકે રાજપુત્રને નમસ્કાર કરીને કહ્યું કે મને શિવલિંગની પૂજાવિધિ સમજાવો. (૬૦) હે સ્વામી! તમે જ મારા ગુરુ થાવ. હું ભીલજાતિનો સેવક હોવાથી પૂજાની વિધિ જાણતો નથી. આથી વિસ્તારપૂર્વક સમજાવો. (૬૧) રાજપુત્ર ધનંજય શબરને કહે છે કે આ પથ્થરના શિવલિંગને પોતાના ઘેર આદર સહિત લઈ જા અને પવિત્રતાથી પત્ર, પુષ્પ દ્વારા પૂજા કર. (૬૨) તમો દંપતીએ શ્રદ્ધાપૂર્વક પૂજા કરવી અને એક જ દૃઢ વિશ્વાસ રાખવો કે આ શિવલિંગ એટલે પ્રત્યક્ષ શંકર ભગવાન છે. (૬૩) અનેક પ્રકારનાં જંગલમાં મળતાં પુષ્પો લાવી શિવલિંગની ધૂપદીપ સહિત પૂજા કરવી અને નૈવેદ્યમાં ભસ્મ લગાવવી. (૬૪) સ્મશાનમાં મળતી ચિતાભસ્મ લાવી તારે તેનો નિત્ય નૈવેદ્ય ધરાવવો અને પોતે પણ એ પ્રસાદ ગ્રહણ કરવો. (૬૫) આપણે જે જે વાનગીનું ભોજન કરીએ તેનો પણ થાળ શિવજીને ધરાવવો. આ પ્રમાણે રાજપુત્રે શિવપૂજા વિધાન સમજાવ્યું. (૬૬) આ પ્રમાણે રાજપુત્ર ધનંજય એ શબર સેવકના ગુરુ થયા અને શબર સેવકના મનમાં પણ રાજપુત્ર પ્રતિ દૃઢ શ્રદ્ધા હતી. (૬૭) શબર


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સેવક આનંદથી તે શિવલિંગને પોતાના ઘેર લઈ ગયો અને પત્નીને કહેવા લાગ્યો કે શંકર ભગવાન આપણા ઉપર શિવલિંગ સ્વરૂપે પ્રસન્ન થયા છે. (૬૮) ગુરુવચનો અનુસાર શબર અને તેની પત્ની દૃઢ શ્રદ્ધાથી શિવલિંગની પૂજા કરતા હતા અને ચિતાભસ્મ લાવી તેનો નૈવેદ્ય ધરતા. (૬૯) થોડા દિવસો પસાર થયા પછી એક દિવસ તેમના ગામમાં ચિતાભસ્મ ન મળી. (૭૦) શબર સેવકે સાત ગામ ફરીને શોધ કરી પરંતુ ચિતાભસ્મ ન મળી. (૭૧) શબર ખૂબ જ ચિંતા કરવા લાગ્યો અને પત્નીને પૂછે છે કે હું શું કરું? શિવપૂજન વગર હું પ્રાણત્યાગ કરીશ. (૭૨) હું ચોફેર રખડપટ્ટી કરી ફરી આવ્યો, પરંતુ મને ચિતાભસ્મ ક્યાંય ન મળી. ચિતાભસ્મ વગર શિવલિંગની પૂજા અધૂરી ગણાય છે. (૭૩) ગુરુવચનો અનુસાર શિવજીને ભસ્મનો નૈવેદ્ય તો કરવો જ જોઈએ. ભસ્મ વગર શિવપૂજન અધૂરું છે. (૭૪) શ્રીગુરુની આજ્ઞા અનુસાર જે શિષ્ય વર્તતો નથી તેનાં પાપ કદી ધોવાતાં નથી અને તે રૌરવ નામના નરકમાં પડે છે તેમજ હંમેશાં તે દરિદ્રતા ભોગવે છે. (૭૫) તેવો શિષ્ય અધોગતિ પામી નરકમાં સડે છે અને જે કોઈ વ્યક્તિ ગુરુની ભક્તિ શ્રદ્ધાપૂર્વક કરે છે તે આ ભવસાગર તરી જાય છે. (૭૬) બધાં જ શાસ્ત્રો અને ચારે વેદો આ પ્રમાણે આજ્ઞા કરે છે. આથી હે પ્રાણેશ્વરી! હું મારો પ્રાણત્યાગ કરીશ. (૭૭) શબરનાં વચન સાંભળી શબરી હાસ્ય કરીને કહે છે કે તમે ચિંતા શા

માટે કરો છો? હું તમને ચિતાભસ્મ આપીશ. (૭૮) મને ઘરમાં બંધ કરીને તમે ઘરને આગ લગાડી દેજો. લાકડાનું ઘર હોવાથી હું ત્વરિત બળીને ભસ્મ થઈશ. (૭૯) તે જ ભસ્મનો નૈવેદ્ય શંકર ભગવાનને આનંદથી ધરાવજો. તમારો વ્રતભંગ નહીં થાય એ હું ખાતરીપૂર્વક કહું છું અને સંતોષથી હું આ માટે તૈયાર છું. (૮૦) શરીરનો કોક ક્ષણે વિનાશ નક્કી જ છે તો હું આવા પુણ્યપ્રદ કાર્ય માટે કેમ દેહ અર્પણ ન કરું? (૮૧) પત્નીનાં વચન સાંભળી શબર ખિન્ન થયો અને દલીલ કરતાં કહે છે કે હે પ્રાણેશ્વરી! તારો પ્રાણ હું શા માટે લઉં? (૮૨) હજુ તારું યૌવન પૂર્વવત્ છે, દેખાવમાં રતિની જેમ સ્વરૂપવાન છે અને આ સંસારમાં આવીને તેં પુત્ર સંતાનનું સુખ જોયું નથી. (૮૩) તારું મન સંસારનાં સર્વ સુખોથી હજુ તૃપ્ત થયું નથી. તારાં માતા પિતાએ મને તારું રક્ષણ કરવા સોંપી છે. (૮૪) ચંદ્ર-સૂર્યની સાક્ષીએ હું તને પરણ્યો છું અને તારું રક્ષણ કરવા માટે મેં પ્રતિજ્ઞા લઈને તને મારા ઘેર લઈ આવ્યો છું. (૮૫) હવે તને જો હું અગ્નિમાં બાળી મૂકું તો મને અનેક પાપ લાગશે અને તેમાં પણ સ્ત્રીહત્યા જેવું મોટું પાપ થતું હોવાથી હું શું કરું? (૮૬) તું મારી પ્રાણેશ્વરી હોવાથી તારી હત્યા કરીને ત્રિપુરારિ શંકર કેમ કરીને પ્રસન્ન થશે? આમાં તો પુણ્ય પ્રાપ્ત ન થતાં પાપ જ થશે. (૮૭) તારાં માતા પિતા તારા મૃત્યુથી દુઃખી થઈને મને સ્ત્રીહત્યારો કહેશે. હે પ્રાણપ્રિયે! તારું લાવણ્ય હજુ પૂર્વવત્ જ છે. (૮૮) લોકો આ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શરીરના માધ્યમથી અનેક વ્રતાચરણ અને ભક્તિઉપાસના કરે છે. તો પછી તારા શરીરને બાળીને મને અનેક પાપ લાગશે. (૮૯) શબરનાં વચન સાંભળી તેની પત્ની કહે છે કે તમે મોહવશ આમ બોલો છે. તમારી પાસે સાચું જ્ઞાન નથી. (૯૦) શરીર એટલે નદીના જળનો પરપોટો, જે કદી સ્થિર રહેતો નથી અને મૃત્યુ એ શાશ્વત સત્ય છે. (૯૧) મારાં માતા પિતાએ મારું તમને કન્યાદાન કર્યું છે. આથી હું તમારી અર્ધાંગના કહેવાઉં. તો પછી મારા અને તમારામાં ભિન્નભાવ કેવો? (૯૨) હું તમારું જ અડધું શરીર છું એવો વિચાર કરીને તમે મારા શરીરને બાળી નાખતાં પોતાનું અડધું શરીર જ બાળતા હોવાથી પાપ લાગતું નથી. (૯૩) જે કોઈ પૃથ્વી ઉપર જન્મ લે છે તે અવશ્ય નષ્ટ થાય છે. આથી મારા દેહને બાળીને તેની ભસ્મ ઈશ્વરને ધરાવીને મારો જન્મ સફળ કરો. (૯૪) હવે તમે કોઈ પણ શંકા મનમાં લાવશો નહીં. જલદીથી મને ઘરમાં પૂરીને આગ લગાડી દો. આ હું તમને સંતોષપૂર્વક સૂચન કરું છું. (૯૫) આ પ્રમાણે અનેક રીતે પતિને સમજાવીને શબરીએ ઘરમાં પ્રવેશ કર્યો અને પતિને કહે છે કે હવે જલદી આગ લગાડો. (૯૬) શબરીની ધર્મસંમત વાત સાંભળી શબર પણ તે માટે સંમત થયો અને ઘરનું બારણું બંધ કરી બહારથી તેણે આગ લગાડી દીધી. (૯૭) અગ્નિની જવાળાઓ ચારેકોર ફેલાવા લાગી અને ઘરમાં શબરી બળીને ભસ્મ થઈ. તે ભસ્મ તેણે શિવપૂજાના ઉપચારોમાં વાપરી અને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તેનું નૈવેદ્ય શંકર ભગવાનને ધરાવ્યું. (૯૮) શિવલિંગની પૂજામાં શબર એટલો મગ્ન થઈ ગયો અને નિત્ય પૂજા જેવો જ આનંદ તેણે અનુભવ્યો. તેણે પત્નીને બાળી નાખી તેનું તેને વિસ્મરણ થયું. (૯૯) આ પ્રમાણે શબરે ભક્તિભાવથી શિવલિંગની પૂજા કરી અને પ્રસાદ હાથમાં લઈ પત્નીને બોલાવી. (૧૦૦) શબરનો રોજનો નિયમ હતો કે શિવપૂજન કર્યા પછી તે પોતાની પત્નીને બૂમ પાડી બોલાવીને પ્રસાદ આપતો હતો. (૧૦૧) તે જ પ્રમાણે શબરીને અગ્નિદગ્ધ કર્યા પછી ભૂલી જઈને પૂજન દરમ્યાન ઈશ્વરને જ યાદ રાખતાં ત્રિપુરારિ શંકર શબર ઉપર પ્રસન્ન થયા. (૧૦૨) આગમાં ભસ્મ થયેલી શબરી જીવંત થઈને હાસ્યવદન સાથે તેણે પ્રસાદ ગ્રહણ કર્યો અને ઘરમાં જતી રહી. (૧૦૩) તેનું પહેલાં જેવું ઘર હતું તેવું જ બળ્યા વગરનું ઘર દેખાયું. તે જોઈને શબર આશ્ચર્યચકિત થાય છે અને વિચાર કરે છે કે મેં સ્ત્રીને ઘરમાં આગ લગાડી બાળી નાંખી છે. તે બંને પૂર્વવત્ કેમ દેખાય છે? (૧૦૪) શબર તેની પત્નીને પૂછે છે કે મેં તને ઘરને આગ લગાડી બાળી નાખી હતી તેમ છતાં તું જીવતી થઈને કેવી રીતે પાછી આવી? (૧૦૫) શબરી પતિને કહે છે કે મને એટલું જ યાદ છે જયારે તમે ઘરને આગ લગાડી ત્યારે હું નિદ્રાવશ થઈ ઊંઘી ગઈ હતી. (૧૦૬) મને ખૂબ જ ઠંડી લાગતી હતી અને હું ગાઢ નિદ્રામાં સરી પડી. તમારા પ્રસાદ માટેના વચનો સાંભળી હું જાગ્રત થઈને આવી છું. (૧૦૭) આ આપણા ઉપર


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઈશ્વરની કૃપા છે. કાં તો શૂલપાણિ શંકર ભગવાન આપણા ઉપર પ્રસન્ન થયા છે. એટલો વિચાર કરતાં જ શંકર ભગવાન તેમની સામે પ્રગટ થયા. (૧૦૮) શબર શબરીએ શ્રદ્ધાપૂર્વક દંડવત્ પ્રણામ કર્યા ત્યારે શંકર ભગવાને પ્રસન્ન થઈ કહ્યું, “વરદાન માગો”. (૧૦૯) શંકર ભગવાને શબર શબરીને આલોકનું સુખ પ્રદાન કરી કરોડો વર્ષ સુધી સ્વર્ગનું સુખ આપ્યું. (૧૧૦) આ પ્રમાણે સૂતમુનિએ ઋષિવરોને ગુરુમહિમા વિસ્તારપૂર્વક કહ્યો અને ગુરુવચનોમાં શબર જેવો વિશ્વાસ રાખવાથી આવું અપ્રતિમ ફળ મળે છે. (૧૧૧) આથી નૃસિંહસરસ્વતી ગુરુમહારાજ શિષ્યોને કહે છે કે નરહરિ વિપ્ર શ્રદ્ધાપૂર્વક ઔદુંબરના સૂકા લાકડાની આરાધના કરી છે. (૧૧૨) જેના મનમાં જેવો ભાવ હોય છે તેવું તેને ફળ મળે છે. આ ત્રિકાળબાધિત સત્ય છે. આ કથાનક કહીને શ્રીગુરુ સંગમ ઉપર ગયા. (૧૧૩) સંગમ ઉપર અનુષ્ઠાન કરીને શ્રીગુરુ નરહરિ વિપ્રને જોવા ગયા. વિપ્ર નરહરિનું શુદ્ધ અંતઃકરણ અને ભક્તિભાવ જોઈ શ્રીગુરુ તેના ઉપર પ્રસન્ન થયા. (૧૧૪) તેમના હાથમાં કમંડલુ હતું જે હંમેશાં ગંગાજળથી પરિપૂર્ણ રહેતું. તેમણે કમંડલુમાંથી હાથમાં જળ લઈને સૂકાયેલા ઔદુંબરના ઝાડ ઉપર પ્રોક્ષણ કર્યું. (૧૧૫) તરત જ તે સૂકાયેલા થડ ઉપર પાંદડાં ફૂટ્યાં અને સુંદર ઔદુંબર વૃક્ષમાં પરિવર્તિત થયું જે જોઈને લોકો આશ્ચર્યચકિત થયા. (૧૧૬) જેવી રીતે પારસમણિના સ્પર્શથી લોખંડ સુવર્ણમાં પરિણમે છે તે જ રીતે શ્રીગુરુના

કમંડલુજળથી સૂકું કાષ્ઠ વૃક્ષમાં પરિણમ્યું. (૧૧૭) કાષ્ઠનું પરિવર્તન ઔદુંબરમાં થયું અને નરહરિ વિપ્રનું શરીર પણ નિરોગી થઈ તેનો કોઢ તદ્દન નષ્ટ થયો. (૧૧૮) નરહરિ વિપ્રને આશ્ચર્ય થયું અને સંતોષપૂર્ણ રીતે શ્રીગુરુને તેણે દંડવત્ પ્રણામ કર્યા અને તેની વૈખરી (વાણી) દ્વારા શ્રીગુરુની સ્તુતિ સ્તોત્રરૂપે આપોઆપ સરી પડી. (૧૧૯)

## ઈંદુકોટિ સ્તોત્ર

ઈંદુકોટિતેજ કરુણ-સિંધુ ભક્તવત્સલં ।
નંદનાત્રિસૂનુ દત્ત, ઈંદિરાક્ષ શ્રીગુરુમ્ ॥
ગંધમાલ્યઅક્ષતાદિ-વૃંદદેવ વંદિતં ।
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૦)

માયપાશ - અંધકારછાયદૂરભાસ્કરં ।
આયતાક્ષ પાહિ શ્રિયાવલ્લભેશ-નાયકમ્ ॥
સેવ્યં-ભક્તવૃંદવરદ, ભૂય-ભૂય નમામ્યહં ।
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૧)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

**ચિત્તજાદિવર્ગષટ્કમત્તવારણાંકુશમ્ ।**
તત્ત્વસારશોભિતાત્મદત્ત શ્રિયાવલ્લભમ્ ॥
ઉત્તમાવતાર ભૂત-કર્તૃ ભક્તવત્સલં ।
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૨)

વ્યોમરાપવાયુતેજ - ભૂમિકર્તુમીશ્વરમ્ ।
કામક્રોધમોહરહિત સોમસૂર્યલોચનમ્ ॥
કામિતાર્થદાતૃ ભક્ત-કામધેનુ શ્રીગુરુમ્ ।
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૩)

પુંડરીક-આયતાક્ષ, કુંડલેંદુતેજસમ્ ।
ચંડદુરિતખંડનાર્થ દંડધારિ શ્રીગુરુમ્ ॥
**મંડલીકમૌલિ-માર્તંડભાસિતાનનં ।**
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૪)

વેદશાસ્ત્રસ્તુત્યપાદ, આદિમૂર્તિ શ્રીગુરુમ્ ।
નાદબિંદુકલાતીત, કલ્પપાદસેવ્યમ્ ॥


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

સેવ્ય ભક્તવૃંદવરદ ભૂય-ભૂય નમામ્યમ્ ।
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૫)

અષ્ટયોગ તત્ત્વનિષ્ઠ, તુષ્ટ જ્ઞાનવારિધિમ્ ।
કૃષ્ણાવેણિતીરવાસ - પંચનદી-સંગમમ્ ॥
કષ્ટદૈન્યદૂરિભક્ત-તુષ્ટકામ્યદાયકમ્ ।
વંદયામિ નારસિંહ-સરસ્વતીશ પાહિ મામ્ ॥ (૧૨૬)

નારસિંહસરસ્વતી-નામ અષ્ટમૌક્તિકમ્ ।
હારકૃત શારદેન ગંગાધર-આત્મજમ્ ॥
ધારણીક-દેવદીક્ષ ગુરુમૂર્તિતોષિતમ્ ।
પરમાત્માનંદશ્રિયા પુત્રપૌત્રદાયકમ્ ॥ (૧૨૭)

નારસિંહસરસ્વતીય અષ્ટકં ચ યઃ પઠેત્ ।
ઘોરસંસારસિંધુતારણાખ્યસાધનમ્ ॥
સાર જ્ઞાનદીર્ઘઆયુરારોગ્યાદિ સંપદમ્ ।
ચારુવર્ગકામ્યલાભ વારંવાર યજ્જપેત્ ॥ (૧૨૮)

* * *

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

## ઈંદુકોટિ સ્તોત્ર ભાવાર્થઃ

કરોડો ચંદ્રો જેવું જેમનું શીતળ તેજ છે, કરુણાના સાગરરૂપ, અત્રિનંદન (દત્તાત્રેય), નીલકમળ જેવી આંખો ધરાવનાર, ગંધપુષ્પ (માળા) અક્ષત વડે પૂજાએલા, દેવવૃંદ વડે નમસ્કાર કરાએલા શ્રીનૃસિંહસરસ્વતી ભગવાનને હું વંદન કરું છું. તેઓ મારું રક્ષણ કરો. (૧૨૦)

માયારૂપી પાશ તેમજ અંધકારની છાયા દૂર કરનાર સૂર્યસ્વરૂપ, વિશાળ નેત્રધારી, શ્રીપતિ, ભક્તવૃંદ દ્વારા સેવ્ય સ્વામીને હું વારંવાર વંદન કરું છું. તેવા શ્રીનરસિંહસરસ્વતી મારું રક્ષણ કરો. (ભૂય ભૂય = વારંવાર.) (૧૨૧)

કામક્રોધરૂપી ષડ્‌રિપુઓરૂપી મત્ત થયેલા હાથી માટે અંકુશ સ્વરૂપ શ્રીગુરુ, ઉપનિષદ તત્ત્વોથી શોભાયમાન, શ્રીપતિ, શ્રેષ્ઠ અવતારધારી, પંચમહાભૂતોને ઉત્પન્ન કરનાર, ભક્તવત્સલ, યતિશ્રેષ્ઠને હું વંદન કરું છું. તેઓ મારું રક્ષણ કરો. (૧૨૨)

ચંદ્ર અને સૂર્ય એ જ જેમનાં બે નેત્રો છે; આકાશ, જળ, વાયુ, તેજ અને પૃથ્વીનો કર્તા, કામ, ક્રોધ અને મોહ આદિ ષડ્‌રિપુરહિત, ભક્તોની ઈચ્છિત વસ્તુ આપનાર, ભક્તો માટે કામધેનુ સ્વરૂપ, શ્રીગુરુ નરસિંહસરસ્વતીને હું વંદન કરું છું. તેઓ મારું રક્ષણ કરો. (૧૨૩)

જેમનાં નેત્રો સફેદ કમળ જેવાં પ્રફુલ્લિત છે અને જેમનાં કુંડળોનું તેજ ચંદ્ર પ્રમાણે છે તેવા,

પ્રચંડ પાપનો નાશ કરવા માટે દંડ ધારણ કરનાર, સર્વવ્યાપક, (વર્તુળાકાર) જેનું મસ્તક છે તેમજ સૂર્ય પ્રમાણે પ્રકાશમાન મુખ ધરાવનાર નરસિંહસરસ્વતી યતિને હું વંદન કરું છું. તેઓ મારું રક્ષણ કરો. (૧૨૪)

વેદ આદિ શાસ્ત્રો જેમના ચરણોની સ્તુતિ કરે છે, આદિમૂર્તિ શ્રીગુરુ, નાદ, બિંદુ, કલાથી પણ પર, વેદવેદાંગોએ (કલ્પ) જેમનું પાદસેવન કર્યું છે તેવા ભક્તવૃંદ દ્વારા સેવ્ય એવા નરસિંહસરસ્વતીને હું વારંવાર વંદન કરું છું. તેઓ મારું રક્ષણ કરો. (૧૨૫)

અષ્ટાંગ યોગસંપન્ન, જ્ઞાનસાગર, કૃષ્ણાવેણી તેમજ પંચગંગા નદીના સંગમ પર નિવાસ કરનાર (એટલે કે નૃસિંહવાડીમાં નિવાસ કરનાર), ભક્તોનાં કષ્ટ અને દૈન્ય (ગરીબાઈ) દૂર કરી તેમના પર સંતુષ્ટ થઈ તેમના મનોરથ પૂરા કરનાર નૃસિંહસરસ્વતી સ્વામીને હું વંદન કરું છું. તેઓ મારું રક્ષણ કરો. (૧૨૬)

શ્રીનૃસિંહસરસ્વતીના ગુણવૈભવને દર્શાવનાર આઠ શ્લોકોના આ સ્તોત્રરૂપ આઠ મોતીઓની માળા ગંગાધરના પુત્ર સરસ્વતીએ ગૂંથી છે. આ માળા જે ભક્ત ધારણ કરી શ્રીગુરુને સંતુષ્ટ કરે છે એટલે કે જેઓ આ સ્તુતિ ગાઈને શ્રીગુરુને સંતોષ પમાડે છે તેમના ઉપર પરમાત્મા સંતુષ્ટ થઈને તેમને સંપત્તિસહ પુત્ર, પૌત્ર આપી આનંદ કરાવે છે. (૧૨૭)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જે ભક્તો આ શ્રીનૃસિંહસરસ્વતીઅષ્ટકનો પાઠ કરે છે તેઓ માટે આ સ્તોત્ર એ ઘોર સંસારને પાર કરાવનારું સાધન છે. જે કોઈ આ સ્તોત્રનો વારંવાર જપ કરે છે (આવર્તન) તેઓ જીવનના સારરૂપ જ્ઞાન, દીર્ઘ આયુ, આરોગ્યની સંપત્તિ પ્રાપ્ત કરી તેમને ચારેય પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) પ્રાપ્ત થાય છે. (૧૨૮)

* * *

આ પ્રમાણે નરહરિ વિપ્રે શ્રીગુરુની સ્તુતિ કરી અને વિનંતીસહ કહેવા લાગ્યો કે હે ગુરુમહારાજ! તમે મારા ઉપર અનહદ કૃપા કરી છે. (૧૨૯) આમ કહીને નરહરિ વિપ્ર શ્રીગુરુને નમસ્કાર કરતાં શ્રીગુરુએ તેના મસ્તક ઉપર અભય હસ્ત મૂક્યો અને તેને પ્રેમપૂર્વક ઊઠાડી જ્ઞાનના ભંડાર તરીકે સંબોધન કર્યું. (૧૩૦) સમસ્ત લોકો સૂકા થડને પાંદડા ફૂટતાં વિસ્મય કરવા લાગ્યા અને શ્રીગુરુની ભક્તિપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા. (૧૩૧) તે પછી શ્રીગુરુ સંગમથી શિષ્ય અને દ્વિજો સાથે મઠ તરફ આવવા નીકળ્યા. ગ્રામજનો ઉલ્લાસથી આરતી કરવા એકઠા થયા. (૧૩૨) શ્રીગુરુ શિષ્યોસહિત મઠમાં પધાર્યા અને તે દિવસે અસંખ્ય બ્રહ્મભોજન સહિત સમારાધના સંપન્ન થઈ. (૧૩૩) નરહરિ વિપ્રને શ્રીગુરુ નજીક બોલાવીને સંતોષપૂર્વક આશીર્વાદ આપતાં કહે છે કે તું કન્યા, પુત્ર, ધન અને ગોધન સંપન્ન થઈશ તેમજ તારો વંશવેલો આગળ વધશે. (૧૩૪) તારું નામ અમે જોગેશ્વર રાખ્યું છે. સમસ્ત શિષ્યોમાં તું શ્રેષ્ઠ છે. તેમજ અમને પ્રાણથી પણ

અધિક પ્રિય છે. (૧૩૫) તારા વંશમાં અનેક વેદશાસ્ત્ર સંપન્ન સંતતિ હશે. માટે તું બિલકુલ ચિંતા કરીશ નહીં. આમ કહીને શ્રીગુરુએ તેને વિદાય આપી. (૧૩૬) શ્રીગુરુ નરહરિને કહે છે કે તારે ગામ જઈને સ્ત્રી, પુત્રોને અહીં લઈ આવ અને અમારા સાંનિધ્યમાં જ તું નિવાસ કર. (૧૩૭) તને ત્રણ પુત્રો થશે જેમાં એકનું નામ યોગી હશે. તે અમારી શ્રેષ્ઠ સેવા કરશે અને તેના વંશમાં મારા અનેક ભક્તો થશે. (૧૩૮) આમ કહીને શ્રીગુરુએ નરહરિ વિપ્રને વિદ્યા-સરસ્વતીમંત્રનો ઉપદેશ કર્યો. (૧૩૯) શ્રીગુરુએ જે પ્રમાણે ભવિષ્યકથન કરેલું તે જ પ્રમાણે વાસ્તવિક બન્યું હતું. સિદ્ધમુનિ નામધારકને આ પ્રમાણે કહે છે. (૧૪૦) સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્ર વિસ્તારપૂર્વક કહે છે જેનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતાં ભવસાગર પાર કરી શકાય છે. (૧૪૧)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શુષ્કકાષ્ઠ સંજીવન નામનો ચાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૪૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૩મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"શુષ્ક કાષ્ઠને આણ્યાં પત્ર!"**

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૪૧



શ્રીગુરુએ સાયંદેવના રક્ષણ માટે મોકલેલા બે સર્પરાજથી શિષ્ય ભય પામ્યો.
તેને શ્રીગુરુ સાંત્વન આપે છે.

# અધ્યાય-૪૧

## કાશીયાત્રા-ત્વષ્ટાપુત્ર આખ્યાન- સાયંદેવવરદાનલાભ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્ય નામધારક સિદ્ધમુનિની સામે બે હાથ જોડી સાષ્ટાંગ નમન કરીને કહે છેઃ (૧) હે ગુરુસ્વરૂપ સિદ્ધમુનિ! તમે શ્રીગુરુચરિત્ર અંતર્ગત અનેક ધર્માચરણને વિસ્તારથી સમજાવ્યા છે. જેના આચરણ દ્વારા આ ભવસાગર પાર કરી શકાય છે. આ રીતે તું ભવસાગર તારનાર છે. તારો જય હો, જય હો! (૨) તમે શ્રીગુરુચરિત્રનું શ્રવણ કરાવ્યું આથી હું ધન્ય થઈ ગયો. મને મહાજ્ઞાન પ્રાપ્ત થયું અને ગુરુસ્મરણરૂપી અમૃતનું તમે મને પાન કરાવ્યું. (૩) હવે મારી એક વિનંતી છે કે અમારા પૂર્વજે શ્રીગુરુની સેવા કેવી નિષ્ઠાપૂર્વક કરી તે અમને કહો. (૪) હે સિદ્ધમુનિ! તમે મહાજ્ઞાની છો અને શ્રીગુરુનું સાંનિધ્ય ઘણા સમય સુધી માણ્યું છે. કેવા કેવા પ્રકારના શિષ્યોએ શ્રીગુરુની સેવા કરી, ગુરુકૃપા સંપાદન કરી તે અમને વિસ્તારપૂર્વક કહો. (૫) શિષ્ય નામધારકનું વચન સાંભળી સિદ્ધમુનિ કહે છે કે હે શિષ્ય નામધારક! તું એકાગ્ર મનથી શ્રવણ

કર. (૬) પહેલા મેં તને કહ્યું હતું કે વાસર બ્રહ્મેસર ગામે તમારા પૂર્વજ (સાયંદેવ) શ્રીગુરુને મળ્યા હતા. (૭) તે સાયંદેવે શ્રદ્ધાપૂર્વક શ્રીગુરુની પૂજા આરાધના કરી હતી. આથી અમારા શ્રીગુરુ (શ્રીનૃસિંહસરસ્વતી)નો અતિ સ્નેહ તેના પર હતો. (૮) વાસર બ્રહ્મેસર ગામથી શ્રીગુરુ ફરતા ફરતા દક્ષિણ દિશામાં ગાણગાપુર ક્ષેત્રે આવ્યા અને દસે દિશાઓમાં તેમની કીર્તિ ફેલાઈ. (૯) શ્રીગુરુનો મહિમા જાણી અનેક ભક્તો શ્રીગુરુનાં દર્શન કરવા આવતા અને તેમના મનમાં જે પણ કોઈ ઈચ્છા હોય તે પૂરી થતી હતી. (૧૦) આ પ્રમાણે ગાણગાપુરમાં શ્રીભક્તવત્સલ ગુરુમૂર્તિ નૃસિંહસરસ્વતી નામે પ્રખ્યાત થયા. (૧૧) તમારો પૂર્વજ જે સાયંદેવ નામે હતો તેણે શ્રીગુરુ યતિનો મહિમા સાંભળ્યો. (૧૨) સાયંદેવના મનમાં ખૂબ જ આનંદ થયો અને હર્ષનિર્ભર થઈ શ્રદ્ધાપૂર્વક ગાણગાપુર ત્વરિત પહોંચી ગયો. (૧૩) દૂરથી ગાણગાપુરને જોતાં જ દંડવત્ પ્રણામ કરતો કરતો ગાણગાપુર આવી પહોંચ્યો. (૧૪) દંડવત્ પ્રણામ કરતો કરતો સાયંદેવ મઠ પ્રતિ ગયો અને પરાત્પર શ્રીગુરુનાં દર્શન કર્યાં. (૧૫) સાયંદેવ દંડવત્ પ્રણામ કરતો શ્રીગુરુનાં ચરણોમાં આળોટવા લાગ્યો અને પોતાના વાળથી શ્રીગુરુની ચરણધૂલિ ભક્તિપૂર્વક દૂર કરતો હતો. (૧૬) તે પછી સાયંદેવે બે હાથ જોડીને શ્રીગુરુની સ્તુતિ કરતાં કહ્યું કે હે ગુરુમહારાજ! તમે જ ત્રિમૂર્તિનું સ્વરૂપ છો. (૧૭) હે ગુરુમહારાજ! તમારાં દર્શનથી હું સાચે જ ધન્ય થઈ ગયો છું. મારા સમસ્ત

પિતૃઓ પણ કૃતાર્થ થઈ ગયા છે અને કોટી જન્મોનું મારું પાપ તારાં દર્શનથી દૂર થયું છે. આમ કહીને સાયંદેવ શ્રીગુરુને ચરણે પડ્યો. (૧૮) હે ગુરુમૂર્તિ નૃસિંહસરસ્વતી! તું પરમ જ્યોતિ પરમાત્મા સ્વરૂપ છે. તું જ સાચો વિશ્વપતિ છે. તું હંમેશાં અમારું રક્ષણ કર. તારો જય હો, જય હો! (૧૯) તારાં ચરણનો મહિમા વર્ણવવા હું શક્તિમાન નથી. તું જ ભક્તવત્સલ પરમાત્મા છે. (૨૦) તમારાં ચરણોનો મહિમા એવો છે કે જ્યાં ચરણો હોય ત્યાં કરોડો તીર્થોનું પુણ્ય મળે છે. શ્રુતિમાં ડગલે ને પગલે એ મહિમા ‘ચરણં પવિત્રં વિતતં પુરાણમ્’ તરીકે ગવાયેલો છે. (૨૧) ત્રિમૂર્તિનું મૂર્તિમંત સ્વરૂપ મેં આજે જોયું. ખરેખર તું ત્રિમૂર્તિસ્વરૂપ છે. (૨૨) હાથમાં દંડ કમંડલ લઈને તેમાંથી શબ ઉપર અમૃત પ્રોક્ષણ કરીને તું ભક્તને જીવતો કરે છે. (૨૩) ભક્તવત્સલ તરીકે ભક્તોનું રક્ષણ કરવું, શરણાગતનું રક્ષણ કરવું એ તારું બિરુદ છે. તેં ભક્તોના પાપ અને દરિદ્રતા દૂર કરવા માટે જ દંડને ધારણ કર્યો છે. (૨૪) તેં રુદ્રાક્ષમાળા અને ભસ્મ ધારણ કર્યાં છે અને બેસવા માટે વ્યાઘ્રચર્મ લીધું છે. ભક્તોને ત્રાસ આપનાર પ્રતિ તારી કુદૃષ્ટિ અગ્નિ અને સૂર્ય જેવી છે અને ચંદ્ર જેવી શીતળ અમૃતદૃષ્ટિ ભક્તોના પોષણ માટે છે. (૨૫) હે નૃસિંહસરસ્વતી જગદ્‌ગુરુ! તું જ સાચો રુદ્રસ્વરૂપ છે. તું જ ભક્તજનોને ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરાવી આપે છે. (૨૬) હે શ્રીગુરુ! તું વિષ્ણુરૂપ હોવાથી તેં પીતાંબર ધારણ કર્યું છે. તારાં ચરણો

સમસ્ત તીર્થરૂપ છે, જે ભક્તોની બધીજ મનોકામના પૂરી કરે છે. (૨૭) હે ગુરુમહારાજ! તમે વાંઝણી સ્ત્રીને કન્યા પુત્ર આપો છો, શુષ્ક કાષ્ઠને લીલાછમ વૃક્ષમાં પરિવર્તિત કરો છો. વંધ્યા ભેંશને દૂઝતી કરો છો, આથી સાચી અન્નપૂર્ણા તમારી પાસે જ છે. (૨૮) હે ગુરુમૂર્તિ! તમે સાચે જ વિષ્ણુસ્વરૂપ છો; આથી જ તમે ત્રિવિક્રમભારતીને વિશ્વરૂપ બતાવ્યું. (૨૯) હે ગુરુમહારાજ! તમે પૃથ્વી ઉપર અવતર્યા છો. આથી જ તમે પતિતના મુખેથી વેદોચ્ચાર કરાવ્યો. આ પ્રમાણે તમારો મહિમા ચોમેર પ્રસર્યો છે. (૩૦) આ પ્રમાણે વારંવાર વંદન કરીને સાયંદેવ ગદ્‌ગદ્ કંઠથી શ્રીગુરુની સ્તુતિ કરે છે જેથી તેનાં રુવાડાં ઊભાં થયાં. (૩૧) આ પ્રમાણે સાયંદેવે આનંદાશ્રુ સાથે ભક્તિપૂર્વક નવરસથી પરિપૂર્ણ સ્તુતિ કરી. (૩૨) શ્રીગુરુમૂર્તિએ સાયંદેવની સ્તુતિ સાંભળીને તેના માથા ઉપર અભય હસ્ત મૂકી આશ્વાસન આપતાં કહ્યું કે તું જ મારો પરમ ભક્ત છે. (૩૩) તેં જે પ્રકારે સ્તુતિ કરી તેનાથી મને સંતોષ છે. મારું તને એવું વરદાન છે કે જેથી તારા વંશમાં મારા અનેક ભક્તો હશે. (૩૪) આ પ્રમાણે શ્રીગુરુએ સાયંદેવના માથા ઉપર હાથ મૂકીને આશીર્વાદ આપ્યા અને સંગમ તરફ જવા આજ્ઞા કરી. (૩૫) શ્રીગુરુ કહે છે કે હે શિષ્ય શિરોમણિ! તું સંગમમાં જઈ સ્નાન કરી અશ્વત્થની પૂજા કરજે અને તરત જ મઠમાં પાછો આવી અમારી સાથે પંગતમાં બેસીને ભોજન કરજે. (૩૬) આ પ્રમાણે શ્રીગુરુએ આજ્ઞા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરતાં સાયંદેવ સંગમમાં સ્નાન કરી મઠમાં પાછો આવ્યો. (૩૭) શ્રીગુરુની તેણે ષોડશોપચારે ભક્તિપૂર્વક પૂજા કરી અને અનેક પકવાનોની રસોઈ બનાવીને શ્રીગુરુને પીરસી. (૩૮) ભક્તવત્સલ શ્રીગુરુમૂર્તિએ સમસ્ત વિપ્રવૃંદમાં સાયંદેવને પોતાની નજીક ભોજન માટે બેસાડ્યો. (૩૯) શ્રીગુરુનું શિષ્યો સહિત સંતોષપૂર્વક ભોજન સંપન્ન થયું અને શ્રીગુરુ મઠમાં આનંદપૂર્વક બિરાજમાન થયા. (૪૦) તે વિપ્ર સાયંદેવને શ્રીગુરુ અતિપ્રેમથી પૂછપરછ કરે છે કે તારી સ્ત્રી અને પુત્રો ક્યાં રહે છે? (૪૧) શું તે બધા ક્ષેમકુશળ છે? તારું કેમ ચાલે છે? આમ આત્મીયભાવથી શ્રીગુરુ સાયંદેવને પૂછે છે. (૪૨) શ્રીગુરુનાં વચનો સાંભળી સાયંદેવ વિસ્તારપૂર્વક કહે છે કે કન્યા, પુત્ર અને બંધુવર્ગ સહુ ક્ષેમકુશળ છે. (૪૩) ઉત્તર કાંચી (કડગંચી) નામના ગામમાં અમે શાંતિથી રહીએ છીએ. હે કૃપાસિંધુ ગુરુમહારાજ! તારી કૃપાથી જ સૌ ક્ષેમકુશળ છે. (૪૪) મારા પુત્રો તેમજ બાંધવજનો સંસારનું ગાડું ગબડાવે છે. મને હવે એમ લાગે છે કે મારે માત્ર શ્રીગુરુની સેવા જ કરવી જોઈએ. (૪૫) હે ગુરુમૂર્તિ! એવો મેં નિશ્ચય કર્યો છે કે શ્રીગુરુની સેવા કરતાં કરતાં શ્રીચરણો પાસે જ નિવાસ કરું. (૪૬) સાયંદેવનું વચન સાંભળી શ્રીગુરુએ હાસ્ય કરીને કહ્યું કે અમારી સેવા બહુ કઠણ છે. કારણ કે અમે વારંવાર નિવાસ બદલીએ છીએ. (૪૭) કોઈક સમયે અમે જંગલમાં નિવાસ કરીએ છીએ તો ક્યારેક અમે નગરમાં નિવાસ કરીએ છીએ.

અમારી સાથે રહેવાથી તને ખૂબ કષ્ટ થશે. તે કષ્ટ કેમ કરીને સહન કરીશ? (૪૮) આ પ્રમાણે શ્રીગુરુનો પ્રશ્ન સાંભળી સાયંદેવે દઢતાથી પ્રત્યુત્તર આપતા કહ્યું કે હું શ્રીગુરુની સેવા અવશ્ય કરીશ. (૪૯) શ્રીગુરુની સેવા જે મનુષ્ય કરે છે તે જ ભવસાગર પાર કરીને જાય છે. તેને વળી દુઃખ કેવું? ગુરુસેવા કરનાર હંમેશાં સુખી હોય છે. (૫૦) ગુરુસેવા કરનાર કદી પણ નરકમાં જતો નથી. તેનું પ્રમુખ કારણ ગુરુભક્તિ છે. શ્રી ગુરુમહારાજ શિષ્યને ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત કરાવે છે. (૫૧) આ પ્રમાણે સાયંદેવે ભક્તિપૂર્વક વિનયથી શ્રીગુરુને પ્રત્યુત્તર આપ્યો જેથી શ્રીગુરુ નૃસિંહસરસ્તી સંતોષ પામ્યા. (૫૨) શ્રીગુરુ વિપ્રને કહે છે કે જો તારા મનમાં ગુરુસેવા કરવાનો દઢ નિશ્ચય હોય તો જ તું ગુરુસેવાનો સ્વીકાર કરજે. (૫૩) સાયંદેવે નિષ્ઠાપૂર્વક શ્રીગુરુની ત્રણ મહિના સુધી નિરંતર સેવા કરી. (૫૪) હે નામધારક શિષ્ય! ત્રણ મહિના પસાર થયા પછી શ્રીગુરુ એક દિવસ ફક્ત સાયંદેવને પોતાની સાથે લઈને સંગમસ્થળે ગયા. બીજા બધા શિષ્યોને સાથે આવવાની ના પાડી. (૫૫) ભક્તના અંતઃકરણની પરીક્ષા કરવા શ્રીગુરુએ નિશ્ચય કર્યો હોઈ અને તમારો પૂર્વજ જે સ્વભાવે ભોળો હતો જેથી તે શ્રીગુરુને અનુસર્યો. (૫૬) શ્રીગુરુ અને સાયંદેવ સંગમમાં પહોંચ્યા અને સાયંકાળ પૂરો થવા આવ્યો. ત્યાંના અશ્વત્થ વૃક્ષની નીચે શ્રીગુરુ ભક્ત સાથે સુખસંવાદ કરતા બેઠા. (૫૭) સૂર્યાસ્ત થઈ ગયો અને શ્રીગુરુએ વિચાર કર્યો કે

સાયંદેવના દૃઢ અંતઃકરણની પરીક્ષા કરીએ. (૫૮) ઓચિંતું સૂસવાટા સાથે પવનનું વાવાઝોડું આવ્યું. અનેક વૃક્ષો જમીનદોસ્ત થયાં હતાં. સાંબેલાધારે વરસાદ પડવા લાગ્યો. (૫૯) જે વિપ્ર શ્રીગુરુની સેવામાં હતો તેણે વૃક્ષ નીચે શ્રીગુરુની બેઠક કરી અને વસ્ત્ર આડું કરીને વરસાદથી રક્ષણ કરવા લાગ્યો. (૬૦) પવનના સૂસવાટા સાથેનો વરસાદ હોવાથી વસ્ત્ર પણ કાંઈ કામમાં આવે તેમ ન હતું. પોતે વરસાદમાં ઊભો રહીને શ્રીગુરુની સેવા માટે તેમની સમક્ષ ઊભો રહ્યો. (૬૧) આ પ્રમાણે બે પ્રહર વીતી ગયા. મૂશળધાર વરસાદ અને વાવાઝોડા પછી બધે જ ઠંડક વ્યાપી ગઈ. (૬૨) શ્રીગુરુ સાયંદેવને કહે છે કે બહુ ઠંડી વાય છે. આથી નગરમાં જઈ મઠમાંથી શેક કરવા અગ્નિ લઈ આવ. (૬૩) શ્રીગુરુની આજ્ઞા પ્રમાણે દૃઢનિશ્ચયી સાયંદેવ વાસણમાં અગ્નિ લેવા નગર તરફ ગયો. (૬૪) શ્રીગુરુએ શિષ્યને જતાં જોઈને હાસ્ય કરતા કહ્યું કે અગ્નિ લઈ આવતાં આજુબાજુ ક્યાંય જેઈશ નહીં. (૬૫) સાયંદેવ ગુરુઆજ્ઞાનુસાર નગર તરફ જવા નીકળ્યો. ઘોર અંધારી રાત હોવાથી તેને રસ્તો સૂઝતો ન હતો. પરંતુ અમુક નિશાનીઓના આધારે તે આગળ વધ્યો. (૬૬) અંધકારમાં વરસાદ પણ ચાલુ હતો. રસ્તો કે પગદંડી દેખાતાં ન હતાં. તેવી પરિસ્થિતિમાં ભક્ત આગળ વધ્યો. (૬૭) સાયંદેવ મનમાં શ્રીગુરુનું સ્મરણ કરતો માર્ગસ્થ થયો. વચ્ચે વચ્ચે વીજળીના ચમકારા થતા તેના આધારે તે ગામ તરફ આગળ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

વધ્યો. (૬૮) આ પ્રમાણે સાયંદેવ વિપ્ર ત્વરિત ગાણગાપુર પહોંચ્યો અને ગામના પાદરે નગરપ્રવેશદ્વારના દ્વારપાળને બૂમ પાડી. (૬૯) દ્વારપાળને સાયંદેવે હકીકતની જાણ કરી અને શ્રીગુરુ માટે અગ્નિની વ્યવસ્થા કરવા કહ્યું. દ્વારપાળે વાસણમાં અગ્નિ આપ્યો જેને લઈને સાયંદેવ સંગમ તરફ વળ્યો. (૭૦) સાયંદેવને અંધકારમાં રસ્તો દેખાતો ન હતો. વીજળીના લીસોટાનો આધાર લઈને તે આગળ વધ્યો અને મનમાં વિચારે છે. (૭૧) શ્રીગુરુએ મને આજુબાજુ ન જોવા માટે ખાસ સૂચન કર્યું છે. તે શા માટે હશે? (૭૨) સાયંદેવે જમણી બાજુ જોતાં જ એક મોટો સાપ તેની પાછળ દોડતો દોડતો આવતો હતો. આથી ભય પામીને તે ડાબી બાજુ દોડવા લાગ્યો. (૭૩) ડાબી બાજુ પણ તેણે તેવા જ પાંચ ફેણયુક્ત નાગને પોતાની પાછળ દોડતો જોયો. આથી સાયંદેવે અત્યંત ભયભીત થઈ તેણે સંગમ તરફ દોટ મૂકી. (૭૪) પગદંડી છોડીને આડે રસ્તે આગળ વધતાં બંને સર્પ તેની પાછળ પાછળ જ આવતા હતા. આથી ભય પામી તેણે જોરથી દોટ મૂકી. (૭૫) શ્રીગુરુનું સ્મરણ કરી, મનમાં ધીરજ રાખી સાયંદેવ શીઘ્ર સંગમે પહોંચ્યો. (૭૬) દૂરથી જોતાં શ્રીગુરુ સમક્ષ હજારો દીવાઓ બળતા હતા. ઘણા બ્રાહ્મણો ત્યાં એકઠા થઈ વેદઘોષ કરતા હતા. (૭૭) શ્રીગુરુની નજીક પહોંચતા જ ફક્ત શ્રીગુરુ એકલા જ બેઠેલા છે, તેમ તેણે જોયું. અંધકાર નષ્ટ થઈ ગયો હતો અને પૂનમના ચંદ્રનો પ્રકાશ તેણે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ફેલાયેલો જોયો. (૭૮) શ્રીગુરુ નજીક જઈ સાયંદેવે અગ્નિને સંકોરી પ્રકાશ કર્યો અને એ પ્રકાશમાં શ્રદ્ધાપૂર્વક શ્રીગુરુને જુએ છે. (૭૯) બંને સર્પ આવીને શ્રીગુરુને વંદન કરી તરત જ જતા રહ્યા. સાયંદેવ તો તેમને જોઈને પહેલેથી જ ભયભીત થયો હતો. (૮૦) શ્રીગુરુ સાયંદેવને આત્મીયતાથી પૂછે છે. અરે! કેમ ભયભીત થયો છે? તારા રક્ષણ માટે જ અમે બે સર્પરાજ મોકલ્યા હતા. (૮૧) હવે મનમાં કોઈ પણ પ્રકારની બીક રાખીશ નહીં. પરંતુ એક વાત યાદ રાખજે. અમારી સેવા આવી કઠણ અને કષ્ટપ્રદ હોય છે. આપણા શરીરથી થઈ શકતી હોય તેવી જ ગુરુસેવા સ્વીકારવી. (૮૨) આ ગુરુભક્તિ કરવી ખૂબ જ કઠણ છે. પરંતુ જો કોઈ દૃઢતાપૂર્વક ગુરુસેવા કરે તો તે કલિયુગના દૂષણોથી બિલકુલ ડરતો નથી. (૮૩) તે સમયે સાયંદેવ શ્રીગુરુને દંડવત્ પ્રણામ કરી વિનંતી કરી કે તમે અમારા ઉપર કૃપા કરો. (૮૪) હે ગુરુમહારાજ! મને ગુરુભક્તિ કેવી રીતે કરવી તે સવિસ્તર સમજાવો. જેથી મારું મન સ્થિર થઈ તમારી સેવામાં રહી શકું. (૮૫) શ્રીગુરુ સાયંદેવને કહે છે કે ગુરુમહિમા અંગેની એક રમ્ય કથા તને કહીશ. અત્યારે હવે રાત્રિ પૂરી થવા આવી છે તેથી બ્રહ્મમુહૂર્તમાં કહીશ. (૮૬) પુરાતનકાળમાં કૈલાસ શિખર ઉપર વ્યોમકેશી શંકર ભગવાન અર્ધાંગિની પાર્વતી સાથે એકાંતમાં બિરાજમાન હતા. (૮૭) ગિરીજા શંકર ભગવાનને પૂછે છે કે ગુરુભક્તિ કેવી રીતે કરવી જોઈએ તે અમને સવિસ્તર

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સમજાવો. (૮૮) શંકર ભગવાન ગિરીજાને કહે છે કે ગુરુભક્તિ દરેક વ્યક્તિ કરી શકે છે અને દઢ નિષ્ઠાપૂર્વક તેણે કરવી. તેની નિષ્ઠા એવી દઢ હોવી જોઈએ કે ગુરુ એ જ સાક્ષાત્ શિવશંકર છે. (૮૯) આ વિશેનું એક આખ્યાન હું તને શ્રવણ કરાવું છું. તેને હે ગિરીજા! તું ધ્યાનપૂર્વક સાંભળજે. (૯૦) બીજાં બધાં તપ કે અનુષ્ઠાન કરતાં તેનું ફળ વિલંબથી મળવાની શક્યતા છે. પરંતુ ગુરુભક્તિ અત્યંત સુલભ અને તત્કાળ ફળ આપનાર છે. (૯૧) અનેક પ્રકારનાં અનુષ્ઠાનો, તપશ્ચર્યા, યજ્ઞ કે દાનનો આશ્રય લઈએ તો તેમાં અનેક વિઘ્નોની શંકા રહે છે અને સફળતા વિશે શંકા રહે છે. (૯૨) જે કોઈ ભક્ત ગુરુભક્તિ કરશે તેને તેનું ફળ ત્વરિત મળશે અને યજ્ઞ, દાન, તપ ઈત્યાદિનું ફળ પણ ગુરુભક્તિ કરતાં અનાયાસે જ મળશે. (૯૩) જે લોકો ગુરુના નિવાસે આશ્રય લઈને એકનિષ્ઠાપૂર્વક શ્રીગુરુની આરાધના કરે છે તેમને ત્વરિત સિદ્ધિ મળે છે. (૯૪) આ વિશેનું એક વિચિત્ર દૃષ્ટાંત તને કહું છું. બ્રહ્માજીનો પ્રગટ અવતાર 'ત્વષ્ટા' નામે થયો. (૯૫) તેને એક પુત્ર થયો જે અતિ સુંદર, કાર્યકુશળ અને ધીરજવાન હતો. તેની ઉંમર ઉપનયન સંસ્કાર આપવા યોગ્ય થઈ. (૯૬) ત્વષ્ટા બ્રહ્માએ વ્રતબંધસંસ્કાર સંપન્ન કર્યો અને વિદ્યાભ્યાસ માટે ગુરુના ઘેર મોકલ્યો. (૯૭) ત્વષ્ટાપુત્રે શ્રીગુરુની સેવા અનેક રીતે કરી અને સંતોષપૂર્વક રહેતો હતો. તે સમય દરમ્યાન એક અપૂર્વ

ઘટના બની. (૯૮) એક દિવસ પુષ્કળ વરસાદ પડ્યો અને શ્રીગુરુની પર્ણશાળામાં ઠેર ઠેર પાણી ટપકતું હતું. (૯૯) તે સમયે શ્રીગુરુએ શિષ્યને આજ્ઞા કરી કે અમારા માટે એક સુદૃઢ ઘરની વ્યવસ્થા કર. (૧૦૦) આપણી પર્ણકુટી દર વર્ષે જીર્ણ થાય છે. આથી એવી પર્ણકુટી બનાવ, જે કદી પણ જીર્ણ ન થાય. (૧૦૧) જે પર્ણકુટી તૂટે નહીં, ફૂટે નહીં, દેખાવમાં પણ મનોહર હોય અને બધા જ પ્રકારની સુખસુવિધાયુક્ત હોય. (૧૦૨) શ્રીગુરુએ આજ્ઞા આપી તે જ સમયે ગુરુપત્નીએ આવી આગ્રહપૂર્વક કહ્યું: મારા માટે તું એવી કંચૂકી લાવજે જે સીવેલી પણ ન હોય અને ગૂંથેલી પણ ન હોય અને અદ્ભુત રંગની હોવી જોઈએ. જે મારા શરીરને બંધબેસતી હોવી જોઈએ. (૧૦૩-૧૦૪) તે જ સમય દરમ્યાન ગુરુપુત્ર આવીને કહેવા લાગ્યો કે મારા માટે એવી પાદુકા લઈ આવ જેનાથી પાણી ઉપર પણ ચાલી શકાય. (૧૦૫) તે પાદુકાને કાદવ પણ ચોંટવો ન જોઈએ અને મારા પગના માપની માપોમાપ હોવી જોઈએ અને જ્યાં સંકલ્પ કરું ત્યાં લઈ જાય. (૧૦૬) એટલામાં ગુરુકન્યા નજીક આવી અને શિષ્યની બાંય પકડી કહેવા લાગી કે મારા માટે પણ આટલી વસ્તુ લઈ આવ. (૧૦૭) મારા માટે કાનમાં પહેરવાના સુંદર કર્ણફૂલો લઈ આવ અને ઘર ઘર રમવા માટે રમકડાં લઈ આવ. (૧૦૮) એ ઘર હાથીદાંતનું બનેલું હોવું જોઈએ. કદી તે તૂટે નહીં અથવા જીર્ણ થાય નહીં તેવું અને એક થાંભલા ઉપર ઉભેલું હોવું


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જોઈએ. (૧૦૯) તે ઘર સહજ રીતે બધે ઠેકાણે લઈ જવાય તેવું અને વાસણકુસણ સહિતનું હોવું જોઈએ. (૧૧૦) તે ઘર હંમેશાં નવુંનકોર દેખાવું જોઈએ અને રસોઈ બનાવવા માટે વાસણો સહિત હોવું જોઈએ. (૧૧૧) હજુ એક વાત ધ્યાનમાં રાખજે મને રાંધવાનું પણ શીખવજે અને રસોઈ બનાવતાં તે વાસણો વધારે ગરમ* ન હોવા જોઈએ. (*મૂળ કાશીખંડમાં "યથાગુંલ્યો ન દહ્યંતે" રસોઈ કરતા દાઝી ન જવાય તેવા વાસણો.) (૧૧૨) રસોઈ બનાવતાં વાસણો કાળા ન થવાં જોઈએ. આ પ્રમાણેના બધા વાસણો મારા માટે લઈ આવ. (૧૧૩) ગુરુકન્યાનું સૂચન પણ શિષ્યે સ્વીકાર્યું અને તેણે ત્યાંથી જંગલમાં પ્રયાણ કર્યું. (૧૧૪) શિષ્ય મનમાં પુષ્કળ ચિંતા કરતો હતો કે હું તો અબુધ બ્રહ્મચારી છું. આટલી બધી વસ્તુઓ હું કેવી રીતે મેળવી શકીશ? (૧૧૫) હું બાજ પતરાળાં પણ બનાવી જાણતો નથી તો આટલી બધી વસ્તુઓ ક્યાંથી લાવી શકીશ? હું શ્રીગુરુનાં ચરણો સિવાય બીજું કશું જ જાણતો નથી. (૧૧૬) હવે હું શું કરું? મારો આધાર કોણ? શ્રીગુરુ જ મારી સર્વ ઈચ્છાઓ પૂરી કરશે. (૧૧૭) હવે હું કોની પાસે જાઉં? કોણ મને આશ્રય આપશે? શ્રીગુરુ વિના મને કોઈનો આધાર નથી. (૧૧૮) જો ગુરુની આજ્ઞા ન સ્વીકારીએ તો ગુરુ તત્કાળ શાપ આપશે. હું તો અબુધ બ્રહ્મચારી છું. આથી મેં તેમની બધી જ માંગણીઓનો સ્વીકાર કર્યો છે. (૧૧૯) હું એક સામાન્ય બાળક

હોવા છતાં મેં આવી કઠોર સેવા શા માટે સ્વીકારી? હવે તે માટે હું કોની પાસે જાઉં? મારું શું થશે? (૧૨૦) ગુરુવચનનાં પાલન માટે મેં આ સેવા સ્વીકારી તેને પરિપૂર્ણ કરવા મારા પ્રાણને પણ વેચીશ અને ગુરુઆજ્ઞા અનુસાર ફળ મેળવીશ. (૧૨૧) આ રીતે તે બાળક ઘોર વનમાં ચિંતા કરતાં કરતાં આગળ વધ્યો. તે પુષ્કળ થાકી ગયો હતો અને પ્રાણત્યાગ કરવાનો તેનો છેવટનો નિશ્ચય હતો. (૧૨૨) રસ્તે આગળ વધતાં તેને એક અવધૂત મળ્યા અને બ્રહ્મચારીને ચિંતાતુર અવસ્થામાં જોઈ તેની આત્મીયભાવથી પૂછપરછ કરવા લાગ્યા. (૧૨૩) હે બાળક! તું કોણ છે? અને ક્યાં જઈ રહ્યો છે? તું કેમ ચિંતાથી વ્યાપ્ત છે? વિસ્તારપૂર્વક મને કહે. (૧૨૪) અવધૂતનાં આશ્વાસનયુક્ત વચનો સાંભળી બ્રહ્મચારી તેમને વંદન કરીને કહે છે કે હે સ્વામી! મારો ઉદ્ધાર કરો. (૧૨૫) જે રીતે વાછરડાને ગાય મળે અને આનંદ થાય તેવી જ રીતે ચિંતાસાગરમાં ડૂબેલા મને તું મળ્યો છે. હું અતિ દુઃખી હતો પરંતુ તમને જોઈને મારું મન શાંત થઈ ગયું છે. (૧૨૬) જે રીતે ચકોર પક્ષી ચાંદનીને જોઈ તેનું મન હર્ષ પામે છે તે જ રીતે તારાં દર્શનમાત્રથી હે સ્વામી! મને અતિ આનંદ થયો છે. (૧૨૭) મારું પૂર્વ પુણ્ય હોવાને લીધે તું મને રત્નભંડાર સમાન મળ્યો છે. (૧૨૮) હે સ્વામી! તમે કયા નામે ઓળખાવ છો? અહીંયાં તમારું આગમન શા કારણે થયું છે? આ નિર્જન અરણ્યમાં મને તમારાં દર્શન થયાં છે. (૧૨૯) આથી તું મારા માટે

ઈશ્વરસ્વરૂપ છે. અથવા તું મને ગુરુસ્વરૂપે મળ્યો છે. અને તારું મનોહર રૂપ જોઈને મારું અંતઃકરણ સ્થિર થયું છે. (૧૩૦) હે કૃપાળુ સ્વામી! તું ખરેખર ભક્તવત્સલ છે. તું મને તારો દાસ સમજ. એમ કહીને બ્રહ્મચારી અવધૂતનાં ચરણે પડ્યો. (૧૩૧) નમન કરતાં બ્રહ્મચારીને અવધૂતે આલિંગન આપી ઊભો કર્યો અને આશ્વાસન આપતાં કહ્યું. (૧૩૨) બ્રહ્મચારીનું આગમન શા માટે વનમાં થયું છે તે અંગે પૂછતાં બ્રહ્મચારીએ તેના ગુરુ, ગુરુમાતા, ગુરુકન્યા તથા ગુરુપુત્રએ માગેલી વસ્તુઓનું વર્ણન કર્યું. (૧૩૩) હું એક અબુધ બાળક છું અને જે કામ સફળતાપૂર્વક સાધ્ય ન કરી શકું તે કામને મેં સ્વીકાર્યું છે. આથી હું ચિંતાસાગરમાં ડૂબ્યો છું. હે સ્વામી! તમે મારો ઉદ્ધાર કરો. (૧૩૪) બ્રહ્મચારીની વાત સાંભળી અવધૂત તેને કહે છે કે તારા હિતની એક વાત તને કહું છું, જેનાથી તારું કાર્ય સિદ્ધ થશે. (૧૩૫) કાશીનગરી એક મહાન તીર્થક્ષેત્ર છે. ત્યાં જઈને વિશ્વેશ્વરની આરાધના કરતાં સકલ મનોરથો પૂરા થાય છે. (૧૩૬) પચાસ કરોડ યોજનનો વિસ્તાર ધરાવતી પૃથ્વી છે. પરંતુ વારાણસી ક્ષેત્રનો તેમાં સમાવેશ નથી. ત્યાં વિષ્ણુ ભગવાન અને પ્રજાપતિ પણ વરદાન પામ્યા છે. (૧૩૭) બ્રહ્માજી સૃષ્ટિ રચવા માટે કાશીમાં વરદાન પામ્યા અને વિષ્ણુ ભગવાન પણ સમસ્ત સૃષ્ટિના પાલનપોષણ માટે પાલનકર્તા તરીકે વરદાન પામ્યા. (૧૩૮) કાશીક્ષેત્ર એ મહાન તીર્થસ્થાન છે. હે બ્રહ્મચારી! ત્યાં પહોંચતાવેંત જ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તારી મનોકામના પૂરી થશે એ વિશે મનમાં જરીકે શંકા રાખીશ નહીં. (૧૩૯) હે બ્રહ્મચારી! તું ત્વરિત કાશીનગરીમાં જા. તારા મનમાં જે જે ઈચ્છાઓ હશે તે પૂરી થઈને તું સમસ્ત વિદ્યાઓને હસ્તગત કરીશ. તું જ હવે પછીનો વિશ્વકર્મા થઈશ. (૧૪૦) કાશીમાં જઈને કાશીયાત્રા કરવાથી ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. આનાથી વધારે તારે શું જોઈએ? (૧૪૧) વિશ્વેશ્વર તરીકે પૂજાતો શંકર ભગવાન અતિ દયાળુ છે. તેની લીલા અત્યંત વિચિત્ર પ્રકારની હોય છે. (૧૪૨) કાશીક્ષેત્રમાં આવેલા આનંદકાનન નામના સ્થળે સર્વ લોકોની મનોકામના પૂરી થાય છે. (૧૪૩) વારાણસી નગરનું નામ કાશીપુરી છે. સમસ્ત ધર્મનું એ કેન્દ્રબિન્દુ છે અને સકળ જીવજંતુનું મોક્ષસ્થાન પણ છે. (૧૪૪) જે કોઈ મનુષ્ય કાશીમાં નિવાસ કરે છે તેને જોતાં જ બધા દોષ પલાયન કરી જાય છે. આવો કાશીનો સ્થાનમહિમા છે. (૧૪૫) એવું કાશીક્ષેત્ર આ પૃથ્વી પર છે, તો પછી તું શા માટે ચિંતા કરે છે? ત્યાંના નિવાસીઓનું પુણ્ય વર્ણન કરવા મારી જિહ્વા અશક્તિમાન છે. (૧૪૬) તેવી પુણ્યનગરી કાશીમાં જે લોકો તીર્થયાત્રા અંતર્ગત વિચરણ કરે છે તેવો દરેક ડગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે. (૧૪૭) ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પૈકી જે પુરુષાર્થની તારા મનમાં આકાંક્ષા હોય તે ત્યાં પહોંચતાં જ સિદ્ધ થશે તે વિશે મનમાં બિલકુલ સંદેહ રાખીશ નહીં. (૧૪૮) અવધૂતના વચનો સાંભળી બ્રહ્મચારીએ તેમને સાષ્ટાંગ વંદન કર્યા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અને પૂછ્યું કે કાશીનગરી ક્યાં આવી? હું તો અહીં અરણ્યમાં છું. આનંદકાનન સ્થળ સ્વર્ગમાં આવ્યું? પૃથ્વી ઉપર કે પાતાળમાં આવ્યું? તે મને કહે. (૧૪૯-૧૫૦) આ સંસારસાગર પાર કરવા માટે તું જ મારો સાચો માર્ગદર્શક છે. હે સ્વામી! મને જ્ઞાનનો ઉપદેશ આપી મારો ઉદ્ધાર કર. (૧૫૧) એવી કાશીનગરીમાં મને કોણ લઈ જશે? જો તમારે ત્યાં કામ હોય તો મને સાથે લઈ જાવ એવી વિનંતી કરું છું. એમ કહીને બાળક અવધૂતના ચરણે પડ્યો. (૧૫૩) તપસ્વી અવધૂતે કહ્યું, 'હું તને અવશ્ય કાશીનગરી લઈ જઈશ. તારે લીધે મને પણ કાશીયાત્રાનો લાભ થશે'. (૧૫૪) અમને કાશીનિવાસ કરતાં બીજો કયો મોટો લાભ મળી શકે? મનુષ્ય તરીકે જન્મીને જો તે કાશીનિવાસ ન કરે તો તેનો જન્મ વ્યર્થ છે એમ સમજજે. (૧૫૫) હે બ્રહ્મચારી! તારે લીધે મને પણ વિશ્વનાથનાં દર્શન થશે અને કાશીયાત્રાનું પુણ્ય મળશે. આથી ત્વરિત મારી સાથે ચાલ. એમ કહીને અવધૂત અને બ્રહ્મચારીએ કાશી તરફ પ્રયાણ કર્યું. (૧૫૬) મનોવેગથી અવધૂત અને બ્રહ્મચારી કાશીનગરીમાં આવ્યા અને અવધૂતે બ્રહ્મચારીને કહ્યું, હે બાળક! તું હવે વિધિપૂર્વક કાશીયાત્રા કર. (૧૫૭) બ્રહ્મચારીએ તપસ્વી અવધૂતને કહ્યું, હે સ્વામી! યાત્રાનું વિધાન હું જાણતો નથી. (૧૫૮) હું એક અબુધ બાળક છું. તીર્થનો મહિમા કે તેનો વિધિ મને વિસ્તારપૂર્વક સમજાવો. (૧૫૯) તપસ્વીએ બ્રહ્મચારીને કહ્યું કે હું તને યાત્રાવિધિ વિસ્તારપૂર્વક

કહું છું. (૧૬૦) સૌપ્રથમ મણિકર્ણિકા ઘાટ ઉપર જઈને નિયમપૂર્વક સ્નાન કરવું અને વિનાયકનાં પાંચ મંદિરોમાં જઈને વંદન કરવાં. (૧૬૧) તે પછી વિશ્વનાથના મુખ્ય પ્રવેશદ્વારે થઈને વિશ્વનાથ શિવલિંગનાં દર્શન કરવા અને ફરીથી ગંગાતીરે જઈને મણિકર્ણિકા ઘાટ ઉપર ફરીથી સ્નાન કરવું. (૧૬૨) સ્નાન કરીને મણિકર્ણિકેશ્વર શિવલિંગની પૂજા કરી કંબળાશ્વતરે (કંબલ અને અશ્વતર નાગે) સ્થાપેલા શિવલિંગની પૂજા કરવી. (૧૬૩) તે પછી વાસુકીશ્વરની પૂજા કરી પર્વતેશ્વરની પૂજા કરવી. તે પછી ગંગાકેશવની પૂજા કરવી. (૧૬૪) ત્યારબાદ લલિતાદેવીની પૂજા કરી, જરાસંઘેશ્વરની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૧૬૫) એ પછી સોમનાથ (શિવલિંગ)ની પૂજા કરી શૂલટંકેશ્વર, વારાહેશ્વર અને બ્રહ્મશ્વરની પૂજા કરવી. (૧૬૬) ત્યારબાદ અગસ્ત્યેશ્વર કશ્યપેશની (કશ્યપે સ્થાપેલ શિવલિંગની) પૂજા કરી હરિકેશ વનેશ્વર, વૈદ્યનાથની હર્ષપૂર્વક પૂજા કરી અને ધ્રુવેશ્વરની પૂજા કરવી.* (*નત્વા પંચ વિનાયકાન્ (કાશિખંડ અ. ૧૦૦-૭૭), કંબલાશ્વતરો નત્વા વાસુકીશં પ્રણમ્ય (કાશિખંડ અ. ૧૦૦-૭૯), કશ્યપેશં નમસ્કૃત્ય હરિકેશવં તતઃ (કાશિખંડ અ. ૧૦૦-૮૨).) (૧૬૭) તત્પશ્ચાત્ ગોકર્ણેશ્વરની પૂજા કરી હાટકેશ્વરની પૂજા કરવી. તે પછી અસ્થિક્ષેપ તટાકતીરે નજર કરી કીંકસેશ્વરની પૂજા કરવી. (૧૬૮) ત્યારબાદ ભારભૂતેશ્વરની ભાવપૂર્વક પૂજા કરી ચિત્રગુપ્તેશ્વરની પૂજા કરી ચિત્રઘંટાદેવીની પૂજા કરવી. (૧૬૯) ત્યારબાદ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પશુપતિશ્વરની પૂજા કરી પિતા મહેશ્વરની પૂજા કરવી. (૧૭૦) કલશેશ્વરને વંદન કરી એકચિત્તથી ચંદ્રેશ્વરને વંદન કરવાં અને વીરેશ્વરની પૂજા કરવી. (૧૭૧) તે પછી વિધ્નેશ્વર, અગ્નિશ્વર, નાગેશ્વર અને હરિશ્ચંદ્રેશ્વરની પૂજા કરવી. (૧૭૨) ચિંતામણિ વિનાયક અને સેના વિનાયકને વંદન કરી વશિષ્ઠ વામદેવની પૂજા કરવી. (૧૭૩) તે પછી ત્રિસંધ્યેશ્વર નામના મનોહર શિવલિંગની પૂજા કરી, ધર્મેશેશ્વરની પૂજા કરવી. (૧૭૪) ત્યારબાદ વિશ્વબાહુ (વિશ્વભુજાદેવી)ની પૂજા કરી આશા વિનાયક તેમજ વૃદ્ધ આદિત્યની મનોભાવપૂર્વક પૂજા કરવી. (૧૭૫) ત્યારબાદ ચતુર્વક્ત્રેશ્વર નામનું મોટું મનોહર લિંગ છે તેની પૂજા કરી બ્રાહ્મીશ્વરની પૂજા કરવી. (૧૭૬) ત્યારબાદ મનઃપ્રકામેશ્વર અને ઈશાનેશ્વરની પૂજા કરી, ચંડી અને ચંડેશ્વરની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૧૭૭) ત્યારબાદ ભવાની અને શંકર તેમજ ઢૂંઢીરાજનું પૂજન કરી, રાજરાજેશ્વરનું અર્ચન કરી, લાંગલીશ્વરની પૂજા કરવી. (બલરામે સ્થાપના કરી હતી.) (૧૭૮) ત્યારબાદ નકુલીશ્વરની પૂજા કરી પરાન્ન-પરદ્રવ્યેશ્વર અને પ્રતિગ્રહેશ્વરની પૂજા કરવી. (૧૭૯) તે પછી નિષ્કલંકેશ્વરના મનોહર લિંગની પૂજા કરી માર્કંડેશ્વર અને અપ્સરેશ્વરની પૂજા કરવી. (૧૮૦) તે પછી ગંગેશ્વરની પૂજા કરી જ્ઞાનવાપીમાં સ્નાન કરવું. ત્યારબાદ જ્ઞાનેશ્વરની પૂજા કરી નંદીકેશ્વરની પૂજા કરવી (જ્ઞાનેશ્વરનું નામ કાશીખંડમાં નથી.) (૧૮૧) તે પછી તારકેશ્વરના શિવલિંગનું પૂજન કરી મહાકાળેશ્વરની પૂજા

કરવી. ત્યારબાદ દંડપાણિની પૂજા કરવી. (૧૮૨) તે પછી મહેશ્વરની પૂજા કરી મોક્ષેશ્વરનું ધ્યાન ધરી વીરભદ્રેશ્વરની સુમનથી પૂજા કરવી. (૧૮૩) ત્યારબાદ અવિમુક્તેશ્વર પાસે જઈ હર્ષપૂર્વક પૂજા કરી અને મોદ, પ્રમોદ, દુર્મુખ, સુમુખ અને ગણનાયક નામના પાંચ વિનાયકની પૂજા કરવી. (૧૮૪) એ પછી આનંદભૈરવની પૂજા કરી ફરીથી મહાદ્વારમાં જવું, જ્યાં મન્મથરિ અને વિશ્વનાથની પૂજા કરવી. (૧૮૫) હે બાળક! આ પ્રમાણે અંતર્ગુહ્ય યાત્રા કરી મુક્તિમંડપ પાસે જઈને નીચેનો મંત્ર બોલવો. (૧૮૬)

શ્લોકઃ

અંતર્ગૃહસ્ય યાત્રેયં યથાવધા મયા કૃતા । ન્યૂનાતિરિક્તતયા શંભુઃ પ્રીયતામનયા વિભુઃ ॥

અર્થાત્ અંતર્ગૃહ્ય યાત્રા મેં મારી ક્ષમતાનુસાર કરી છે. તેમાં કાંઈ વધઘટ હોય તો પ્રેમથી સ્વીકારશો. (૧૮૭)

આ પ્રમાણે મંત્ર જપીને વિશ્વનાથને વંદન કરી ત્યાંથી દક્ષિણ માનસયાત્રા માટે પ્રયાણ કરવું. (૧૮૮) પુનઃ મણિકર્ણિકા ઘાટ ઉપર જઈ ઉત્તરવાહિનીનું સ્નાન કરી વિશ્વનાથની પૂજા કરી યાત્રાનો સંકલ્પ કરવો. (૧૮૯) ત્યાંથી નીકળી મોદાદિ પંચ વિનાયકની પૂજા કરી ઢૂંઢીરાજ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગણપતિની પૂજા કરવી. (૧૯૦) તે પછી ભવાનીશંકરની પૂજા કરી દંડપાણિને નમન કરવા અને ભક્તિપૂર્વક પૂજા કરવી. (૧૯૧) ત્યારબાદ ધર્મકૂપમાં સ્નાન કરી શ્રાદ્ધાદિ વિધિ હર્ષપૂર્વક સંપન્ન કરવો. તે પછી ધર્મેશ્વરની પૂજા કરી ગંગાકેશવને પૂજવા. (૧૯૨) ત્યારબાદ લલિતાદેવીની પૂજા કરવી. જરાસંધેશ્વરને નમન કરવાં. ત્યારબાદ સોમનાથને પૂજીને વારાહેશ્વરને ભક્તિથી પૂજવા. (૧૯૩) દશાશ્વમેધ તીર્થમાં સ્નાન કરી હર્ષપૂર્વક શ્રાદ્ધવિધિ આચરવો. તે પછી પ્રયાગતીર્થમાં સ્નાન કરી શ્રાદ્ધ કરવું. (૧૯૪) પ્રયાગેશ્વરની પૂજા કરી દશાશ્વમેધ ઈશ્વરની ભક્તિપૂર્વક પૂજા કરી શીતલેશ્વરની પૂજા કરવી. (૧૯૫) ત્યારબાદ બંદીદેવીનું અર્ચન કરી સર્વેશ્વરીદેવીની મનઃપૂર્વક પૂજા કરવી અને પછી ઢૂંઢીરાજની હે બ્રહ્મચારી! તું ભક્તિપૂર્વક પૂજા કરજે. (૧૯૬) તિળભાંડેશ્વરની પૂજા કરી રેવાકુંડમાં સ્નાન કરવું અને પછી માનસરોવરમાં પુનઃ સ્નાન કરવું. (૧૯૭) હે બ્રહ્મચારી! માનસેશ્વરની પૂજા કરી શ્રાદ્ધાદિ પિતૃતર્પણ આચરવાથી મનોકામના પૂરી થાય છે. (૧૯૮) કેદારકુંડમાં સ્નાન કરી તર્પણ કરવું અને કેદારેશ્વર પૂજી ગૌરીકુંડમાં સ્નાન કરવું. (૧૯૯) ત્યારબાદ વૃદ્ધ કેદારેશ્વરનું પૂજન કરી હનુમંતેશ્વર તેમજ રામેશ્વરનું પૂજન કરી કૃમિકુંડમાં શ્રાદ્ધવિધિ આચરવો. (૨૦૦) કૃમિકુંડ પછી સિદ્ધેશ્વરને વંદન કરી સ્વપ્નકુંડમાં સ્નાન કરવું અને સ્વપ્નેશ્વરનું પૂજન કરી સંગમમાં સ્નાન કરવું. (૨૦૧) સંગમેશ્વરની

પૂજા કરી લોલાર્ક કૂપ (કૂવો)માં સ્નાન કરી શ્રાદ્ધાદિક કર્મ આચરીને ગતિપ્રદીપ ઈશ્વરની પૂજા કરવી. (૨૦૨) તે પછી અર્કવિનાયક અને પારાશરેશ્વરની પૂજા કરી હે બાળક! સંનિહત્યકુંડમાં સ્નાન કરવું. (૨૦૩) તે પછી કુરુક્ષેત્રકુંડમાં વિશેષ પ્રકારથી સ્નાન કરી સુવર્ણાદિનું ત્યાં દાન કરવું. (૨૦૪) તે પછી અમૃતકુંડમાં સ્નાન કરી દુર્ગાવિનાયકનું પૂજન કરી હે બાળક! દુર્ગાદેવીની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૦૫) તે પછી ચોસઠ યોગિનીની એકાગ્ર મનથી પૂજા કરી કુક્કુટદ્વિજને વંદન કરી ત્યાં મંત્ર જપવો. (૨૦૬)

શ્લોકઃ

વારાણસ્યાં દક્ષિણેઽગ્રે કુક્કુટો નામ વૈ દ્વિજઃ। તસ્ય સ્મરણમાત્રેણ દુઃસ્વપ્નઃ સુસ્વપ્નો ભવેત્॥

અર્થાત્ વારાણસીના દક્ષિણ ભાગમાં નિવાસ કરતા કુક્કુટ નામના દ્વિજનું સ્મરણ કરતાં આપણને આવેલું ખરાબ સ્વપ્ન એ સારા સ્વપ્નનું ફળ આપવા માટે પરિણમે છે. (૨૦૭)

આગળ જતાં એક માસ ઉપવાસી રહીને 'ગોબાઈ'ને ત્રણ ટકોરા મારી આગળ જવું. ('ગોબાઈ' નામની એક મહિલાભક્ત કાશીમાં રહેતી હતી. તેની કર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધા હોવાથી નિત્યકર્મ કર્યા વિના ભોજન કરતી નહીં. ઘણા દિવસે તે સાંજે જમતી તેમાં પણ સ્પર્શાસ્પર્શ થવાથી તેને

ઉપવાસ થતા. કેટલીક વાર તે ત્રણ-ચાર કે સાત દિવસ સુધી ઉપવાસી રહેતી. કાશીની અધિષ્ઠાત્રી દેવી અન્નપૂર્ણા (પાર્વતી)નો એવો નિયમ હતો કે કાશીમાં કોઈ પણ જીવ ભૂખ્યો રહે તો તે પણ ઉપવાસ કરતી. આથી ગોબાઈને લીધે પાર્વતીમાતાને પણ ઉપવાસ થવા લાગ્યા અને તેનું શરીર સૂકાવા લાગ્યું. ભગવાન શંકરે તેનું કારણ પૂછતા પાર્વતીએ ગોબાઈની વાત કરી. આ સાંભળી શંકર ભગવાન ક્રોધિત થયા અને ગોબાઈને લઈ આવવાની ગણપતિને આજ્ઞા કરી. ગણપતિ પણ ગુસ્સે થઈને તેને થપ્પડ મારતા મારતા શંકર ભગવાન પાસે લઈ આવ્યા. (આના પરથી જ ગોબાઈને દરેક ભક્તે ત્રણ ટકોરા મારવા એમ સ્કંદપુરાણમાં વર્ણવેલું છે.) (૨૦૮) તે પછી રેણુકાનું પૂજન કરી શંખોદ્ધારકુંડમાં હર્ષપૂર્વક સ્નાન કરવું અને શંખ વિષ્ણુનું પૂજન કરવું. (૨૦૯) ત્યારબાદ કામાક્ષીકુંડમાં સ્નાન કરી કામાક્ષીદેવીને પૂજીને અયોધ્યાકુંડમાં સ્નાન કરવું અને રામ સીતાનું પૂજન કરવું. (૨૧૦) તત્પશ્ચાત્ લવકુશકુંડમાં સ્નાન કરી લક્ષ્મીનારાયણની પૂજા કરવી. (૨૧૧) ત્યારબાદ સૂર્યકુંડમાં સ્નાન કરી શ્રાદ્ધકર્મ આચરવું અને હે બાળક! સાંબાદિત્યની પૂજા કરી આગળ જવું. (૨૧૨) એ પછી વૈદ્યનાથકુંડમાં સ્નાન કરી વૈદ્યનાથની પૂજા ભક્તિપૂર્વક કરવી. (૨૧૩) ત્યારબાદ ગોદાવરીકુંડમાં ભક્તિથી સ્નાન કરી ગૌતમેશ્વરની પૂજા હે બ્રહ્મચારી! તારે કરવી. (૨૧૪) ત્યારબાદ અગસ્ત્યકુંડમાં સ્નાન કરી અગસ્ત્યેશ્વરની ભક્તિથી પૂજા

કરવી. (૨૧૫) તત્પશ્ચાત્ શુક્રકૂપમાં સ્નાન કરી શુક્રેશ્વરની પૂજા કરવી અને પછી અન્નપૂર્ણાની ભાવથી પૂજા કરવી. (૨૧૬) ત્યારબાદ ઢૂંઢીરાજની પૂજા કરી જ્ઞાનવાપીમાં સ્નાન કરવું અને જ્ઞાનેશ્વરનું અર્ચન કરી દંડપાણિની પૂજા કરવી. (૨૧૭) આનંદભૈરવને વંદન કરી મહાદ્વારમાં જઈને સાષ્ટાંગ નમસ્કાર કરી વિશ્વનાથનું પૂજન કરવું. (૨૧૮) અવધૂત બ્રહ્મચારીને કહે છે, આ પ્રમાણે દક્ષિણ માનસયાત્રા શ્રદ્ધાપૂર્વક આચરવી. (૨૧૯) હવે ઉત્તર માનસયાત્રાનો વિધિ કહું છું. હે બાળક! સંકલ્પ કરીને ઉત્તર માનસયાત્રા માટે તારે પ્રારંભ કરવો. (૨૨૦) તે પછી પંચગંગામાં જઈને હર્ષથી સ્નાન કરવું. તેમ કરવાથી કોટી જન્મોનાં પાપ નષ્ટ થાય છે એમ પુરાણોમાં વર્ણવેલું છે. (૨૨૧) પંચગંગાનાં પાંચ વિવિધ નામો તને કહું છું. (૧) કિરણ (૨) ધૃતપાપા (૩) પુણ્યસરસ્વતી (૨૨૨) ચોથું નામ ગંગા અને પાંચમું યમુના છે. આ પાંચનો સમૂહ પંચગંગાના નામે ઓળખાય છે. (૨૨૩) કૃતયુગમાં આ નદી ધર્મનદી નામે ઓળખાતી હતી. ત્રેતાયુગમાં આ જ નદી ધૃતપાપા નામે ઓળખાતી હતી. (૨૨૪) દ્વાપરયુગમાં આ જ નદી બિંદુતીર્થ તરીકે ઓળખાતી. (૨૨૫) પ્રયાગમાં મહા મહિનામાં સ્નાન કરવાથી જેટલું ફળ મળે છે, તેનાથી પણ કરોડ ગણું ફળ પંચગંગા (વારાણસી)માં સ્નાન કરવાથી મળે છે. (૨૨૬) એવી પંચગંગા નદીમાં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરી ભક્તિપૂર્વક બિંદુ-માધવની પૂજા કરવી. (૨૨૭) ત્યાં ગોપાલકૃષ્ણની પૂજા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કરી નૃસિંહભુવન જવું. ત્યાં મંગળાગૌરીને વંદન કરી ગભસ્તેશ્વરની પૂજા કરવી. (૨૨૮) ત્યારબાદ મયુખાદિત્યનું પૂજન કરવા તારે ભક્તિથી જવું અને ફરીથી વિશ્વેશ્વરનાં દર્શન કરવાં. (૨૨૯) ત્યારબાદ મુક્તિમંડપમાં જઈને તારે ભક્તિપૂર્વક સંકલ્પવિધિ આચરવો અને ઉત્તર માનસયાત્રા કરવા જવું. (૨૩૦) ત્યાંથી નીકળી આદિત્યનું પૂજન કરવું અને આમોદકેશ્વરનું અર્ચન કરી પાપભક્ષેશ્વરનું પૂજન કરવું. (૨૩૧) તે પછી નવગ્રહોની પૂજા કરી કાળભૈરવનું પૂજન કરવું. તે પછી ક્ષેત્રપાળનું અર્ચન કરી કાળકૂપમાં સ્નાન કરવું. (૨૩૨) ત્યાં કાળેશ્વરનું પૂજન કરી હંસતીર્થમાં સ્નાન કરવું અને હે બાળક! ત્યાં શ્રાદ્ધાદિક પિતૃકર્મ શ્રદ્ધાપૂર્વક આચરવાં. (૨૩૩) તત્પશ્ચાત્ કૃત્તિકાવાસેશ્વરની પૂજા કરી શંખવાપીમાં સ્નાન કરવું. (૨૩૪) શંખવાપીમાં ત્રણ આચમન કરી રત્નેશ્વરની પૂજા કરવી. પછી સતીશ્વરનું અર્ચન કરી દક્ષેશ્વરનું પૂજન કરવું. (૨૩૫) ત્યારબાદ ચતુર્વક્ત્રેશ્વરનું પૂજન કરી વૃદ્ધકાળકૂપમાં જઈને સ્નાન કરવું. (૨૩૬) ત્યાં કાળેશ્વરનું પૂજન કરી અપમૃત્યેશ્વરનું પૂજન કરવું, ધ્યાન કરવું. (૨૩૭) ત્યારબાદ મંદાકિનીમાં સ્નાન કરી મધ્યમેશ્વરનું પૂજન કરવું. ત્યારબાદ જંબુકેશ્વરને પૂજવો. (૨૩૮) ત્યારબાદ વક્રતુંડના પૂજન માટે તારે દંડખાતકૂપમાં સ્નાન કરી શ્રાદ્ધ કરવું. (૨૩૯) તત્પશ્ચાત્ ભૂતભૈરવનું પૂજન કરી જૈગેશ્વરનું પૂજન જૈગીષવ્ય ગુફામાં જઈને કરવું અને નમન કરી આગળ વધવું. (૨૪૦) ત્યારબાદ ઘંટાકુંડમાં સ્નાન કરી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

વ્યાઘ્રેશ્વરને વંદન કરવા. તે પછી કંદુકેશ્વરની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૪૧) એ પછી જયેષ્ઠવાપીમાં સ્નાન કરી જયેષ્ઠેશ્વરનું પૂજન કરવું અને આગળ વધીને સપ્તસાગરમાં સ્નાન કરવું. (૨૪૨) ત્યાંથી વાલ્મિકેશ્વર જઈ ભક્તિપૂર્વક પૂજા કરવી. ત્યાંથી ભીમલોટા સ્થળે જઈ આનંદથી ભીમેશ્વરની પૂજા કરવી. (૨૪૩) ત્યારબાદ માતૃ-પિતૃકુંડમાં વિધિપૂર્વક શ્રાદ્ધ કરવું અને પિશાચમોચનનું પૂજન કરી આગળ જવું. (૨૪૪) ત્યારબાદ કપર્દીશ્વરની પૂજા કરી કર્કોટકવાપીમાં સ્નાન કરવું. (૨૪૫) કર્કોટેશ્વરની પૂજા કરી ઈશ્વરગંગામાં સ્નાન કરી દાન કરવું. (૨૪૬) ત્યારબાદ અગ્નિશ્વરનું પૂજન કરી ચક્રકુંડમાં જઈ સ્નાન કરીને શ્રાદ્ધાદિક કર્મ આચરવું. (૨૪૭) ત્યારબાદ ઉત્તરાર્કની પૂજા કરી મત્સ્યોદર તીર્થમાં સ્નાન કરી અને ઓમકારેશ્વરનું અર્ચન કરી કપિલેશ્વરનું પૂજન કરવું. (૨૪૮) ત્યારપછી ઋણમોચન તીર્થમાં ભક્તિપૂર્વક શ્રાદ્ધ કરી પાપમોચન તીર્થમાં સ્નાન કરી શ્રાદ્ધ કરવું. (૨૪૯) ત્યારબાદ કપાલમોચન તીર્થમાં સ્નાનોપરાંત શ્રાદ્ધાદિ તર્પણ કરવું અને કુલસ્તંભમાં જઈ ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૫૦) તે પછી વૈતરણી તીર્થમાં સ્નાન અને શ્રાદ્ધ કરવું તથા વિધિપૂર્વક ગોદાન આપતા બહુ જ પુણ્ય મળે છે. (૨૫૧) તે પછી કપિલધારા જઈને સ્નાન કરી શ્રાદ્ધ કરવું અને સવત્સ ગોદાન દ્વિજવરને કરવું. (૨૫૨) તે પછી વૃષભધ્વજનું


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પૂજન કરી જવાલાનૃસિંહને વંદન કરી વરુણાસંગમમાં જવું. (૨૫૩) ત્યાં સ્નાન અને શ્રાદ્ધ કરી કેશવાદિત્યનું પૂજન કરવું. આદિકેશવને વંદન કરી આગળ જવું. (૨૫૪) ત્યારબાદ પવિત્ર પ્રહ્લાદતીર્થમાં સ્નાન કરી શ્રાદ્ધ આચરવું. પ્રહ્લાદેશ્વરનું પૂજન શ્રદ્ધાપૂર્વક કરવું. (૨૫૫) ત્યારબાદ પિલિપિલાતીર્થમાં સ્નાન કરી ત્રિલોચનેશ્વરની પૂજા કરી અસંખ્યાતેશ્વરની પૂજા કરવી. (૨૫૬) આગળ જઈ મહાદેવની ભક્તિપૂર્વક પૂજા કરી નર્મદેશ્વરનું અર્ચન કરવું. (૨૫૭) ગંગા-યમુના-સરસ્વતીશ્વર નામના ત્રણ શિવલિંગોની ભક્તિપૂર્વક પૂજા કરી કામતીર્થ જવું. (૨૫૮) ત્યાં કામેશ્વરનું પૂજન કરી ગોપ્રતાર તીર્થમાં સ્નાન કરી પંચગંગામાં જઈને સ્નાન કરવું. (૨૫૯) ત્યારબાદ મણિકર્ણિકામાં સ્નાન કરી જલશાયીનું પૂજન કરવું. ત્યારપછી હનુમાનને વંદન કરી મોદાદિ પંચ વિનાયકને વંદન કરવા. (૨૬૦) ત્યારબાદ અન્નપૂર્ણાનું પૂજન કરી ઢૂંઢીરાજનું પૂજન કરી જ્ઞાનવાપીમાં સ્નાન કરી જ્ઞાનેશ્વરનું પૂજન કરવું. (૨૬૧) ત્યારબાદ દંડપાણિનું પૂજન કરી મોક્ષલક્ષ્મીવિલાસનું પૂજન કરવું. તે પછી પંચ પાંડવ અને દ્રૌપદી દ્રુપદ વિનાયકનું પૂજન કરવું. (૨૬૨) ત્યારબાદ આનંદભૈરવનું પૂજન કરી હર્ષયુક્ત અવિમુક્તેશ્વરની પૂજા કરી વિશ્વનાથ સન્મુખ જઈ આ પ્રમાણેનો શ્લોક બોલવો. (૨૬૩)

શ્લોકઃ

ઉત્તરમાનસયાત્રેયં યથાવધા મયા કૃતા । ન્યૂનાતિરિક્તયા શંભો પ્રીયતામનયા વિભુઃ ॥

અર્થાત્ ઉત્તર માનસયાત્રા મેં યથામતિ આચરી છે. તેમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા કે અધિકતા થઈ હોય તો પણ હે શંભુ! તેનો પ્રેમથી સ્વીકાર કરો. (૨૬૪)

આ પ્રમાણે મંત્ર બોલીને સાક્ષાત્ દંડવત્ પ્રણામ કરીને પંચક્રોશ યાત્રા માટે પ્રયાણ કરવું. (૨૬૫) મનમાં સંકલ્પ કરી સ્વર્ગદ્વાર ભુવન જવું અને ગંગાકેશવથી નીકળી હરિશ્ચંદ્રમંડપ તરફ જવું. (૨૬૬) મણિકર્ણિકા પાસે સ્વર્ગદ્વારા આવેલું છે. ત્યાં જઈને વિધિપૂર્વક સંકલ્પ કરવો. (૨૬૭) આગલે દિવસે હવિષ્યાન્ન આરોગી પવિત્રતાપૂર્વક પ્રાતઃકાળમાં ગંગામાં સ્નાન કરવું. (૨૬૮) તે પછી ઢૂંઢીરાજની પ્રાર્થના કરી ફરીથી દર્શન આપજે એમ કરુણવચનોથી વિનંતી કરવી. (૨૬૯) તે પછી ગંગાને વંદન કરી વિશ્વનાથભુવન જઈ ભવાનીશંકરનું પૂજન કરવું. (૨૭૦) ત્યારબાદ મુક્તિમંડપમાં જઈને નમન કરી ઢૂંઢીરાજની પૂજા માટે પાછા આવવું. (૨૭૧) ફરી પાછા મહાદ્વારામાં આવવું અને વિશ્વેશ્વરની પૂજા કરી મોદાદિ પંચ વિઘ્નેશ્વર સર્વને નમન કરી દંડપાણિ આનંદભૈરવની પૂજા કરી મણિકર્ણિકા ઘાટ ઉપર પાછા જઈ

મણિકર્ણિકેશ્વરની પૂજા કરી સિદ્ધિવિનાયકનું પૂજન કરવું. (૨૭૨-૨૭૩) તત્પશ્ચાત્ ગંગા-કેશવને પૂજીને લલિતાદેવીને વંદન કરીને જરાસંઘેશ્વરનું સ્વરૂપ ધ્યાનમાં આણવું અને દાલભ્યેશ્વરની પૂજા કરવી. (૨૭૪) ત્યારબાદ સોમનાથની પૂજા કરી શૂલટંકેશ્વરની પૂજા કરી વારાહેશ્વરની પૂજા કરવી. ત્યારબાદ દશાશ્વમેઘની પૂજા કરવી. (૨૭૫) પછી બંદીદેવીને વંદન કરી સર્વેશ્વરનાં દર્શન કરી કેદારેશ્વરનું ધ્યાન કરવું અને હનુમંતેશ્વરની પૂજા કરવી. (૨૭૬) ત્યારબાદ સંગમેશ્વરની પૂજા કરી લોલાર્કેશ્વરનું પૂજન કરી અર્ક વિનાયકને પૂજવા અને દુર્ગાકુંડમાં સ્નાન કરવું. (૨૭૭) ત્યાં દુર્ગાદિવીનું પૂજન કરી દુર્ગાવિનાયકનું ધ્યાન કરી (દુર્ગાગણેશ્વર) ફરીથી દર્શન આપજો એવી પ્રાર્થના કરવી. (૨૭૮) ત્યારબાદ વિશ્વક્સેન ઈશ્વરનું પૂજન કરી કર્દમ તીર્થમાં હર્ષપૂર્વક સ્નાન કરી કર્દમેશ્વરની પૂજા કરી આગળ વધવું. (૨૭૯) ત્યારબાદ કર્દમકૂપ નજીક જઈ સોમનાથનું પૂજન કરવું અને હે બ્રહ્મચારી! ત્યારબાદ વિરુપાક્ષ લિંગની પૂજા કરવી. (૨૮૦) ત્યારબાદ નીલકંઠેશ્વરની પૂજા કરી ભક્તિપૂર્વક હાથ જોડવા અને કર્દમેશ્વરનું સ્મરણ કરવું. (૨૮૧) પુનઃ દર્શન આપજો એમ ભક્તિપૂર્વક કહી ત્વરિત નાગનાથની પૂજા માટે જવું. (૨૮૨) હે બાળક! ત્યારબાદ ચામુંડાની પૂજા કરી મોક્ષેશ્વરની અને કારુણેશ્વરની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૮૩) તે પછી વીરભદ્રની પૂજા માટે બીજી દુર્ગામાતા પાસે જઈ પૂજા કરી વિકટાદુર્ગાદેવીની (વિકટાખ્ય) શ્રદ્ધાપૂર્વક

પૂજા કરવી. (૨૮૪) હે બ્રહ્મચારી! તે પછી ઉન્મત્ત-ભૈરવનું પૂજન કરી પ્રખ્યાત કાળકૂટ દેવ તેમજ વિમલાદુર્ગાની પૂજા કરવી. (૨૮૫) ત્યારબાદ મહાદેવની પૂજા કરી નંદીકેશ્વરની પૂજા કર્યા પછી ભૃગેશ્વરની પૂજા કરવી. (૨૮૬) ગણપ્રિયની પૂજા કરી વિરુપાક્ષને વંદન કરી યજ્ઞેશ્વરનું અર્ચન કરવું અને પછી વિમલેશ્વરની પૂજા કરવી. (૨૮૭) શ્રેષ્ઠ જ્ઞાનેશ્વરની પૂજા કરી અમૃતેશ્વરની પૂજા કરવી અને પછી ગંધર્વસાગરની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૮૮) ત્યારબાદ ભીમચંડી દેવીની પૂજા કરી ચંડી વિનાયક અને રવિરક્તાક્ષ ગંધર્વની મનઃપૂર્વક પૂજા કરવી. (૨૮૯) નરકાર્ણવતારકની પૂજા કરી ભીમચંડીને તારે વિનંતી કરવી કે પુનઃ દર્શન આપજે. (૨૯૦) ત્યારબાદ હે બ્રહ્મચારી! એકપાદ વિનાયકની આગળ ભૈરવ અને ભૈરવીની પૂજા કરજે. (૨૯૧) તત્પશ્ચાત્ ભૂતનાથ, સોમનાથ અને કાલનાથની પૂજા કર્યા બાદ કપર્દેશ્વર લિંગની પૂજા કરવી. (૨૯૨) તે પછી નાગેશ્વર, કામેશ્વર અને આગળ જતાં ગણેશ્વરની પૂજા કરી વીરભદ્રેશ્વર અને ચતુર્મુખ (ચાર મુખ) વિનાયકનું પૂજન કરવું. (૨૯૩) તે પછી દેહલી વિનાયકની પૂજા કરી ષોડશ વિનાયક તેમજ ઉદ્દંડ ગણેશની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૯૪) તે પછી ઉત્કલેશ્વરનું મહાન લિંગ છે તેમજ એકાદશ રુદ્ર તેમજ રુદ્રાણીનું પણ પૂજન કરવું. (૨૯૫) રુદ્રાણીનું સ્થળ તપોભૂમિમાં આવેલું છે. તે પછી રામેશ્વરનું આનંદથી પૂજન કરી સોમનાથને પૂજવા. (૨૯૬) ત્યારબાદ ભરતેશ્વર, લક્ષ્મણેશ્વર,

શત્રુઘ્નેશ્વરની પૂજા કરી ધાવાભૂમિશ્વરનું અર્ચન કરવું. (૨૯૭) તે પછી નહુષેશ્વરની પૂજા કરી રામેશ્વરનું ધ્યાન કરી પુનઃ દર્શન આપજો એવી વિનંતી કરવી. (૨૯૮) ત્યારબાદ વરુણા નદી ઉપર આવેલાં અસંખ્યાત્ તીર્થમાં જઈને વંદન કરી અસંખ્યાતેશ્વર શિવલિંગનું શુદ્ધ અંતઃકરણથી પૂજન કરવું. (૨૯૯) ત્યારબાદ શ્રેષ્ઠ દેવસંઘેશ્વરનું પૂજન કરી પાશપાણિ વિનાયકનું પૂજન કરવું. (૩૦૦) તે પછી પૃથ્વીશ્વર શિવલિંગને નમન કરી યૂપસરોવર નામના તીર્થમાં સ્નાન કરીને કપિલધારામાં પુનઃ સ્નાન કરવું. (૩૦૧) ત્યારબાદ વૃષભધ્વજની પૂજા કરવી. જ્વાલાનૃસિંહનાં ચરણોમાં વંદન કરી વરુણાસંગમમાં સ્નાન કરી શ્રાદ્ધાદિક કર્મ આચરવું. (૩૦૨) તે પછી સંગમેશ્વરનું પૂજન કરી આદિકેશવનું પૂજન કરવું. હે બ્રહ્મચારી! ખર્વ વિનાયકની પૂજા કરવી. (૩૦૩) તે પછી પ્રહ્લાદેશ્વરને પૂજીને કપિલતીર્થમાં સ્નાન કરી ત્રિલોચન મહાદેવની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૩૦૪) ત્યારબાદ પંચગંગાના તીરે મહાદેવની પૂજા કરી બિંદુમાધવની પણ ભક્તિભાવથી પૂજા કરવી. (૩૦૫) ત્યારબાદ મંગળાગૌરી, ગભસ્તીશ્વરનું પૂજન કરી, વશિષ્ઠેશ્વર, વામદેવેશ્વર અને પર્વતેશ્વરનું પૂજન કરવું. (૩૦૬) ત્યારબાદ મહેશ્વરની આગળ સિદ્ધિવિનાયકનું પૂજન કરવું અને સપ્તાવરણ વિનાયક નામક સર્વગણેશનું પૂજન કરવું. (૩૦૭) (અહીં પ્રદક્ષિણા પૂરી થાય છે.) હવે ફરી મણિકર્ણિકામાં શ્રદ્ધાથી સ્નાન કરવું અને વિશ્વેશ્વરનું સ્મરણ કરી મહાદેવનું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પૂજન કરવું. (૩૦૮) પુનઃ મુક્તિમંડપમાં જઈને વિષ્ણુ ભગવાનને વંદન કરવાં અને દંડપાણિનું પૂજન કરી ઢૂંઢીરાજનું અર્ચન કરવું. (૩૦૯) તત્પશ્ચાત્ આનંદભૈરવનું પૂજનકરી આદિત્યેશને નમન કરી શ્રદ્ધાપૂર્વક પૂજન કરી મોદાદિ પંચવિનાયકની પણ પૂજા કરવી. (૩૧૦) તત્પશ્ચાત્ વિશ્વેશ્વરની પૂજા કરી મોક્ષ લક્ષ્મીવિલાસને વંદન કરી તેની સમક્ષ નીચેનો મંત્ર બોલવો. (૩૧૧)

જય વિશ્વેશ વિશ્વાત્મન્ કાશીનાથ જગત્પતે ।
ત્વત્પ્રસાદાન્મહાદેવ કૃતા ક્ષેત્રપ્રદક્ષિણા ॥ (૩૧૨)

અનેક જન્મપાપાનિ કૃતાનિ મમ શંકર ।
ગતાનિ પંચકોશાત્મ-લિંગસ્યાસ્ય પ્રદક્ષિણાત્ ॥ (૩૧૩)

અર્થાત્ હે જગત્પતિ વિશ્વેશ્વર, કાશીનગરીના અધિષ્ઠાતા, મહાદેવ ભગવાન! તમારો જય હો. તારી કૃપાથી મારી ક્ષેત્ર પ્રદક્ષિણા પૂરી થઈ છે. અનેક જન્મોનાં કરેલાં પાપો હે શંકર ભગવાન! પંચકોશાત્મક લિંગની પ્રદક્ષિણા કરવાથી જતાં રહ્યાં છે. (૩૧૨-૩૧૩)

આ પ્રમાણે મંત્રનો ઉચ્ચાર કરી શંકર ભગવાનનું ધ્યાન કરતાં કરતાં મુક્તિમંડપમાં જવું અને આઠ સ્થળે વંદન કરવું. (૩૧૪) પ્રથમ મુક્તિમંડપને વંદન કરવું, ત્યારબાદ શૃંગારમંડપને

નમન કરવું. તે પછી ઐશ્વર્યમંડપ તરફ જવું. (૩૧૫) ઐશ્વર્યમંડપને વંદન કરી જ્ઞાનમંડપને નમન કરવું. તે પછી મોક્ષ લક્ષ્મીવિલાસ સ્થળે જઈ સુમુક્તમંડપને વંદન કરવાં અને ત્યાંથી આનંદમંડપ તરફ જવું. (૩૧૬) તે પછી તારે શ્રદ્ધાપૂર્વક વૈરાગ્યમંડપ તરફ જઈને વંદન કરવું અને આ રીતે હે બ્રહ્મચારી! કાશીયાત્રા પૂરી કરવી. (૩૧૭) હે બ્રહ્મચારી! કાશીયાત્રાનો એક બીજો પ્રકાર પણ કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ. જે લોકોએ રોજની કાશીયાત્રા કરવી હોય તેનો વિધિ કહું. (૩૧૮) માથાબોળ સ્નાન કરી, પવિત્ર થઈ ચક્રપુષ્કરણીમાં દેવ અને પિતૃઓનું તર્પણ કરી બ્રાહ્મણપૂજા કરવી. (૩૧૯) ત્યારબાદ ત્યાંથી નીકળી ધ્રુપદાદિત્યેશ્વરની પૂજા કરી ધ્રુપદેશ્વરને વંદન કરી શ્રીવિષ્ણુની પૂજા કરવી. (૩૨૦) ત્યારબાદ દંડપાણિને વંદન કરી મહેશ્વરનું પૂજન કરવું અને આગળ જઈ ઢૂંઢીરાજનું પૂજન કરવું. (૩૨૧) ત્યારબાદ જ્ઞાનવાપીમાં સ્નાન કરી, નંદીકેશ્વરનું પૂજન કરી તારકેશ્વરને પૂજીને આગળ જવું. (૩૨૨) તે પછી મહાકાળેશ્વરની શ્રદ્ધાથી પૂજા કરી દંડપાણિની દૃઢ મનથી પૂજા કરવી. (૩૨૩) તે પછી વિશ્વેશ્વરની યાત્રા કરવી અને એકમના દિવસે ઓમકારેશ્વરની પૂજા કરવી. (૩૨૪) તે પછી મત્સ્યોદર તીર્થમાં એકમના દિવસે સ્નાન કરી ત્રિલોચન અને મહાદેવ નામના બે શિવલિંગ છે. (૩૨૫) તે શિવલિંગની પૂજા બીજ અને ત્રીજના દિવસે કરવી અને ચોથના દિવસે કૃતિવાસ શિવલિંગની પૂજા કરવી. (૩૨૬) પાંચમના દિવસે

રત્નેશ્વરનું પૂજન કરવું અને છઠના દિવસે હે શિષ્ય! ચંદ્રેશ્વરનું પૂજન કરવું. (૩૨૭) સાતમના દિવસે કેદારેશ્વર, આઠમના દિવસે ધર્મેશ્વર શિવલિંગ અને નોમના દિવસે વીરેશ્વર શિવલિંગનું પૂજન કરવું, જે મહાપુણ્યદાયક છે. (૩૨૮) દસમના દિવસે કામેશ્વર, અગિયારસના દિવસે વિશ્વકર્મેશ્વર અને બારસના દિવસે મણિકર્ણિકાઘાટ ઉપર જઈને મણિકર્ણિકેશ્વરનું પૂજન કરવું. (૩૨૯) તેરસના પ્રદોષ સમયે અવિમુક્તેશ્વર શિવલિંગનું પૂજન કરવું અને ચૌદસના દિવસે વિશ્વેશ્વરનું પૂજન કરવું. (૩૩૦) જે કોઈ કાશીમાં નિવાસ કરતો મનુષ્ય હશે તેણે આ પ્રકારે યાત્રા કરવી, નહીં તો તેને અનેક વિઘ્નોનો સામનો કરવો પડે છે. (૩૩૧) શુક્લપક્ષમાં એટલે કે અજવાળિયામાં આ પ્રમાણે યાત્રા કરવી અને કૃષ્ણપક્ષમાં કેવી રીતે યાત્રા કરવી તે હું તને કહું છું. (૩૩૨) ચૌદસના દિવસથી દરરોજ પૃથક્ પૃથક્ રીતે યાત્રા કરવી તે હું તને સમજાવું છું. (૩૩૩) વરુણાનદીમાં સ્નાન કરી શૈલ્યેશ્વરનું દર્શન કરી સંગમેશ્વરનું પૂજન કરવું અને સંગમમાં તે દિવસે સ્નાન કરવું. (૩૩૪) સ્વલીનતીર્થ (સ્વર્ગતીર્થ)માં સ્વલીનેશ્વરની પૂજા કરી મંદાકિનીમાં આવી મધ્યમેશ્વરની પૂજા કરવી. (૩૩૫) મણિકર્ણિકામાં સ્નાન કરી ઈશાનેશ્વર અને હિરણ્યગર્ભેશ્વર નામનાં બે શિવલિંગ છે તેમનું પૂજન કરવું. (૩૩૬) તે પછી ધર્મકૂપમાં સ્નાન કરી ગોપ્રેક્ષેશ્વરની પૂજા કરવી. (૩૩૭) હે બ્રહ્મચારી! એ પછી કપિલધારા તીર્થમાં ભક્તિભાવથી

સ્નાન કરવું અને વૃષભધ્વજ શિવલિંગની સાતમના દિવસે પૂજા કરવી. (૩૩૮) તે પછી ઉપશાંતકૂપમાં ભક્તિપૂર્વક સ્નાન કરીને ઉપશાંતેશ્વરની પૂજા તે દિવસે કરવી. (૩૩૯) પંચચૂડા તળાવમાં શંકર ભગવાનનું ધ્યાન કરતાં કરતાં સ્નાન કરવું અને જયેષ્ઠેશ્વર શિવલિંગનું પૂજન સાતમના દિવસે કરવું. (૩૪૦) ચતુઃસમુદ્રકૂપમાં સ્નાન કરી સમુદ્રેશ્વરની આનંદથી તે દિવસે પૂજા કરવી. (૩૪૧) ભગવાન સમક્ષ જે કૂપ છે ત્યાં સ્નાન કરીને શુક્રેશ્વરની પૂજા કરવી. (૩૪૨) દંડખાત્ તીર્થમાં આનંદથી સ્નાન કરો અને વ્યાઘ્રેશ્વરનું તમે તે દિવસે પૂજન કરો. (૩૪૩) શૌનકેશ્વરતીર્થમાં સ્નાન કરી શૌનકેશ્વર શિવલિંગની પૂજા કરો. (૩૪૪) તે પછી જંબુકતીર્થમાં સ્નાન કરી જંબુકેશ્વરનું પૂજન કરો. અહીં ચૌદ શિવલિંગો છે. (૩૪૫) શુક્લ અને કૃષ્ણપક્ષની આઠમી તિથિએ કયા શિવલિંગનું પૂજન કરવું તે હવે તમને કહું છું. (૩૪૬) પ્રથમ દક્ષેશ્વર, પછી પાર્વતીશ્વર, ત્રીજા પશુપતિશ્વર, ચોથા ગંગેશ્વર, તે પછી નર્મદેશ્વરની શ્રદ્ધાભાવથી પૂજા કરવી. (૩૪૭) તે પછી ગભેસ્તેશ્વર, પછી સતીશ્વર, પછી મધ્યમેશ્વર, ત્યારબાદ તારકેશ્વર આમ એકંદરે નવ શિવલિંગોની પૂજા કરવી. (૩૪૮) આ ઉપરાંત પણ અગિયાર શિવલિંગો છે. તેમનાં દર્શન નિત્યયાત્રામાં કરવાં જોઈએ તેમનાં નામ ક્રમશઃ આ પ્રમાણે છે. પ્રથમ આગ્નિધ્રેશ (૩૪૯) બીજું ઉર્વશીશ્વર, ત્રીજું નકુલેશ્વર, ચોથું આષાઢેશ્વર, પાંચમું ભારભૂતેશ્વર (૩૫૦) તે પછી

લાંગલીશ્વરની પૂજા કરી ત્રિપુરાંતકેશ્વરનું પૂજન કરી મનઃપ્રકામેશ્વરની પૂજા માટે જવું. (૩૫૧) ત્યારપછી પ્રીતિકેશ્વર, મદાલેશ્વર અને તિલપર્ણેશ્વરની ભક્તિપૂર્વક પૂજા કરવી. (૩૫૨) હવે શક્તિયાત્રા વિધિપૂર્વક કેવી રીતે કરવી તે તને વિગતવાર કહું છું. શુક્લપક્ષની તૃતીયાના દિવસે નવ શક્તિપીઠોની યાત્રા કરવી. (શૃંગારગૌરી અને સૌભાગ્યગૌરીને કેટલાક લોકો એક જ ગણીને આઠ શક્તિપીઠોની ગણતરી કરે છે.) (૩૫૩) ગોપ્રેક્ષ-તીર્થમાં સ્નાન કરીને મુખનિર્માલિકાનું ભક્તિભાવથી પૂજન કરવું. (૩૫૪) જેષ્ઠવાપીમાં સ્નાન કરી જેષ્ઠાગૌરીનું પૂજન કરવું ત્યારબાદ જ્ઞાનવાપીમાં સ્નાન કરી શૃંગારગૌરી અને સૌભાગ્યગૌરીનું પૂજન કરવું. (૩૫૫) વિશાળ ગંગામાં સ્નાન કરી વિશાલાક્ષીગૌરીનું પૂજન કરવું અને લલિતાતીર્થમાં સ્નાન કરીને લલિતાદેવીની પૂજા કરવી. (૩૫૬) ત્યારબાદ ભવાનીતીર્થમાં સ્નાન કરીને ભવાનીમાતાની પૂજા કરવી અને બિંદુતીર્થમાં સ્નાન કરીને મંગળાગૌરીની પૂજા કરવી. (૩૫૭) આટલી દેવીઓની પૂજા કર્યા પછી મહાલક્ષ્મીગૌરીની પૂજા કરવી. (૩૫૮) ચોથ તિથિના દિવસે ખર્વગણેશ (સર્વગણેશ)ની પૂજા કરવી અને બ્રાહ્મણને મોદકનું દાન આપવું. આમ કરવાથી તીર્થવાસીને વિઘ્ન નડતું નથી. (૩૫૯) મંગળવાર અને રવિવારના દિવસે તેમજ છઠ્ઠી તિથિ હોય ત્યારે ભૈરવની યાત્રા કરવી. (૩૬૦) રવિવાર અને સાતમના દિવસે સૂર્યની યાત્રા કરવી. (કાશીમાં ૧૨ સૂર્યો છે. ૧. લોલાર્ક ૨. ઉત્તરાર્ક

૩. શંબાદિત્ય ૪. દ્રૌપદાદિત્ય ૫. મયૂખાદિત્ય ૬. બખોલ્કાદિત્ય ૭. અરુણાદિત્ય ૮. વૃદ્ધાદિત્ય ૯. કેશવાદિત્ય ૧૦. વિમલાદિત્ય ૧૧. ગંગાદિત્ય અને ૧૨. યમાદિત્ય) આઠમ અને નોમના દિવસે ચંડીયાત્રા કરવી. (૩૬૧) અંતર્ગુહ્ય યાત્રા તારે દરરોજ કરવી, જેનું વર્ણન કાશીખંડમાં આપવામાં આવેલ છે. હે બ્રહ્મચારી! તે પ્રમાણે અનુસરશો. (૩૬૨) આ પ્રમાણે હે બ્રહ્મચારી! કાશીવિશ્વનાથની યાત્રા પવિત્રતાપૂર્વક કરવી અને પોતાના નામથી સોમસૂત્રી પ્રદક્ષિણા થાય તે રીતે શિવલિંગની પ્રતિષ્ઠા કરવી. (૩૬૩) આ પ્રમાણે તે અવધૂતે બ્રહ્મચારીને કાશીવિશ્વેશ્વરની યાત્રા વિધિપૂર્વક કેવી રીતે કરવી તે સમજાવ્યું અને તેમ કરતા તેની મનોકામના પૂરી થશે. (૩૬૪) હે બ્રહ્મચારી! જો ગુરુની તારા ઉપર કૃપા હશે તો શંકર ભગવાન તારા ઉપર પ્રસન્ન થશે તેવો નિશ્ચય મનમાં રાખી હંમેશાં ગુરુસ્મરણ કરતો રહેજે. (૩૬૫) આટલું કહીને તપસ્વી અવધૂત અદશ્ય થયા ત્યારે બ્રહ્મચારીને લાગ્યું કે મારા ગુરુ જ તપસ્વીનું રૂપ લઈને આવ્યા હતા. (૩૬૬) અથવા ગુરુએ કૃપા કરી હોવાથી પ્રત્યક્ષ ઈશ્વર જ મારી મદદે આવ્યા! હવે મારું કાર્ય ચોક્કસ સફળ થશે એમ બ્રહ્મચારી મનમાં વિચારવા લાગ્યો. (૩૬૭) મેં શંકરની આરાધના કરી ન હોવા છતાં શ્રીગુરુકૃપાથી શંકર મારા ઉપર પ્રસન્ન થયા. આથી એક વાત ચોક્કસ છે કે જેની ઉપર ગુરુકૃપા હોય તેની સકળ કામના સિદ્ધ થાય છે. (૩૬૮)

બધા જ દેવતાઓ કશું પણ તેમને અર્પણ કર્યા વિના ભક્તને પાછું આપતા નથી. શંકર ભગવાન જ એક એવા ભગવાન છે જે ગુરુકૃપાથી પણ રીઝે છે. (૩૬૯) આમ, યજ્ઞ, તપસ્યા કે દાન આપ્યા વગર વિશ્વેશ્વર મારા ઉપર પ્રસન્ન થયા કેમ કે પ્રથમ મારા ગુરુ મારા ઉપર પ્રસન્ન થયા. (૩૭૦) આ પ્રમાણે શ્રીગુરુસ્મરણ કરતાં કરતાં ત્વષ્ટાપુત્રે ત્વરિત વિધિપૂર્વક ભક્તિભાવથી કાશીયાત્રા સંપન્ન કરી. (૩૭૧) કાશીયાત્રાને લીધે બ્રહ્મચારી ઉપર શંકર ભગવાન પ્રસન્ન થયા અને ભક્ત સામે ઊભા રહ્યા. (૩૭૨) શંકર ભગવાને પ્રસન્ન થઈ બ્રહ્માજીના પુત્ર ત્વષ્ટાને કહ્યું, તારે જે જોઈએ તે વરદાન માગી લે. (૩૭૩) ત્વષ્ટા પાસે તેના શ્રીગુરુએ તેમજ ગુરુમાતાએ, ગુરુકન્યા અને ગુરુપુત્રે જે જે વસ્તુ માગી હતી તે શંકર ભગવાનને જણાવી. (૩૭૪) શંકર ભગવાને તેની ઈચ્છા મુજબનું વરદાન આપી કહ્યું, તું સર્વ વિદ્યામાં પારંગત થઈશ. (૩૭૫) તેં ગુરુભક્તિ કરી તેથી હું તૃપ્ત થયો છું. બધી જ વિદ્યાઓ તને હસ્તગત રહેશે અને તું જ ભવિષ્યમાં વિશ્વકર્મા થઈશ. (૩૭૬) ચતુર્વિધ પુરુષાર્થ તું પ્રાપ્ત કરીશ અને સૃષ્ટિની રચના કરવા માટે તું સમર્થ થઈશ. (૩૭૭) બ્રહ્માપુત્ર ત્વષ્ટા આવું વરદાન પામી ધન્ય ધન્ય થયો અને તેણે પોતાના નામના શિવલિંગની સ્થાપના કરી. (૩૭૮) આ પ્રમાણે કાશીયાત્રા પૂરી કરીને ત્વષ્ટા ગુરુગૃહે પાછો ફર્યો. શૂલપાણિ જો પ્રસન્ન થાય તો તેનું શું બાકી રહે? (અર્થાત્ બધી જ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મનોકામનાઓ પૂરી થાય.) (૩૭૯) જે જે વસ્તુ ગુરુએ, ગુરુમાતાએ, ગુરુપુત્ર-પુત્રીએ મંગાવી હતી તે સર્વ વસ્તુઓની તેણે સોંપણી કરી. (૩૮૦) સર્વ વસ્તુઓ અર્પણ કરીને શ્રીગુરુને, ગુરુમાતાને, ગુરુપુત્રને અને ગુરુપુત્રીને વંદન કર્યા. (૩૮૧) શ્રીગુરુને આથી અતિ આનંદ થયો અને તેમના મુખેથી શબ્દો સરી પડ્યા “હું તારી ભક્તિથી સંતોષ પામ્યો છું, તું જ્ઞાનસંપન્ન થા”. (૩૮૨) તું સર્વ વિદ્યાઓમાં કુશળ થઈશ, આઠ પ્રકારના ઐશ્વર્યને ભોગવીશ અને હે શિષ્ય શિરોમણિ! તને ત્રિમૂર્તિ પણ વશ થશે. (૩૮૩) તેં મારા માટે ઘર બાંધ્યું, અનેક પ્રકારની વસ્તુઓ અને રમકડાં લઈ આવ્યો, તું ચિરંજીવ થા અને સૂર્ય-ચંદ્ર રહે ત્યાં સુધી તારી નામના રહેશે. (૩૮૪) તારી ચતુરાઈથી તું સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાળલોકની રચના કર. તું ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો જ્ઞાતા થઈશ. (૩૮૫) અષ્ટ સિદ્ધિઓ અને નવ નિધિ તને વશ રહેશે. ચિંતા કે કષ્ટ કદી પણ તું ભોગવીશ નહીં. આ પ્રમાણે શ્રીગુરુએ તેને વરદાન આપ્યું. (૩૮૬) આ પ્રમાણે વરદાન પામીને ત્વષ્ટા મહાજ્ઞાની થઈને સફળ વિશ્વકર્મા તરીકે નામના પામ્યો. આમ, શંકર ભગવાન પાર્વતીને કહે છે. (૩૮૭) શંકર ભગવાન પાર્વતીને કહે છે કે જે શિષ્ય દૃઢ નિષ્ઠાથી ગુરુભક્તિ કરે છે તેની સર્વ મનોકામના પૂરી થાય છે. (૩૮૮) આ ભવસાગરને પાર કરાવનાર એક સદ્‌ગુરુ સમર્થ છે. ત્રિમૂર્તિ પણ તેમને આધીન છે. (૩૮૯) આ જ કારણથી વેદશાસ્ત્રોના

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સિદ્ધાંત અનુસાર ત્રિમૂર્તિ એ સદ્‌ગુરુનું જ બીજું સ્વરૂપ છે. ગુરુનો મહિમા અપાર છે. (૩૯૦)

યસ્ય દેવે પરાભક્તિર્યથા દેવે તથા ગુરૌ ।
તસ્યૈ તે કથિતા હ્યર્થાઃ પ્રકાશંતે મહાત્મનઃ ॥

અર્થાત્ જેને દેવ પ્રત્યે જેટલી ભક્તિ હોય તેટલી જ ભક્તિ ગુરુ પ્રત્યે હોય તે જ ગુરુમહિમાને સાચી રીતે સમજી શકે છે. (૩૯૧)

આ પ્રમાણે શંકર ભગવાને પાર્વતીને જે ગુરુમહિમા વિસ્તારથી સમજાવ્યો તે જ મહિમા શ્રીગુરુએ સાયંદેવને સમજાવ્યો. (૩૯૨) તે જ સમય દરમ્યાન રાત્રિ સમાપ્ત થઈ અને બ્રાહ્મમુહૂર્ત શરૂ થયું. ગુરુકૃપારૂપી જ્યોતથી ચિંતારૂપી અંધકાર નષ્ટ થયો. (૩૯૩) સાયંદેવે શ્રીગુરુને નમસ્કાર કર્યા અને શિષ્યોને સદ્‌બુદ્ધિ આપનાર એક માત્ર તું જ ગુરુ છે એમ કહીને વંદન કર્યાં. (૩૯૪) શ્રીગુરુને વિનયપૂર્વક વંદન કરતાં સાયંદેવ કહે છે, હે ગુરુ! તેં મને જે કથા સંભળાવી તે અપૂર્વ છે. (૩૯૫) શ્રીગુરુ કહે છે કે કાશીયાત્રાનું વિધાન તમે વિસ્તારપૂર્વક સમજાવ્યું તે સમયે હું તમારી સાથે કાશીમાં જ હતો. (૩૯૬) હે ગુરુમહારાજ! તમે કાશીમાં પણ હતા અને અહીં પણ હાજર હતા. તે જાગ્રત અવસ્થામાં કે સુષુપ્ત અવસ્થામાં, તે મને ખબર નથી. (૩૯૭) આમ કહીને ભાવભક્તિપૂર્વક સાયંદેવ શ્રીગુરુ ચરણકમળમાં વંદન કરીને કરુણ સ્વરથી પ્રાર્થના કરવા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

લાગ્યો. (૩૯૮) હે ભક્તજનોનું નિવાસસ્થાન શ્રીનૃસિંહસરસ્વતી! તમે પરમ પુરુષ, પરાત્પર પુરુષ અને પરમહંસ છો. તમારો જયજયકાર હો! (૩૯૯) તે અવસરે તારા પૂર્વજે શ્રીગુરુની જે સ્તુતિ કરી તે ધ્યાનપૂર્વક સાંભળ. (૪૦૦)

## સ્તોત્ર અષ્ટક

આદૌ બ્રહ્મ ત્વમેવ સર્વજગતાં, વેદાત્મમૂર્તિં વિભું ।
પશ્ચાત્ ક્ષોણિજડાવિનાશ-દિતિજાં, કૃત્વાડવતારં પ્રભો ॥
હત્વાદૈત્યમનેકધર્મચરિતં, ભૂત્વાડત્મજોડત્રેર્ગૃહે ।
વંદેડહં નરકેસરીસરસ્વતી-શ્રીપાદયુગ્માંબુજમ્ ॥ (૪૦૧)
ભૂદેવાખિલમાનુષં વિદુજના, બાધાયમાનં કલિં ।
વેદાદુષ્યમનેકવર્ણમનુજા ભેદાદિ ભૂતોન્નતમ્ ॥
છેદઃ કર્મતમાન્ધકાર હરણં શ્રીપાદ સૂર્યોદયે ।
વંદેડહં નરકેસરીસરસ્વતી-શ્રીપાદયુગ્માંબુજમ્ ॥ (૪૦૨)




દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

*ધાતસ્ત્વં હરિ શંકર પ્રતિ ગુરો, જાતાગ્રજન્મં વિભો ।
હેતુઃ સર્વ વિદોજનાય તરણં જ્યોતિઃસ્વરૂપં જગત્ ॥
ચાતુર્થાશ્રમસ્થાપિતં ક્ષિતિતલે, પાતુઃ સદા સેવ્યયં ।
વંદેડહં નરકેસરીસરસ્વતી-શ્રીપાદયુગ્માંબુજમ્ ॥ (૪૦૩)
ચરિતં ચિત્રમનેકકીર્તિમતુલં, પરિભૂતભૂમંડલે ।
મૂકં વાક્યદિવાંધકસ્ય નયનં, વંધ્યા ચ પુત્રં દદૌ ॥
સૌભાગ્યં વિધવા ચ દાયકશ્રિયં, દત્ત્વા ચ ભક્તં જનં ।
વંદેડહં નરકેસરીસરસ્વતી-શ્રીપાદયુગ્માંબુજમ્ ॥ (૪૦૪)
દુરિતં ઘોરદરિદ્રદ્રાવતિમિરં-હરણં જગજ્જયોતિષં ।
સ્વર્ધેનું સુરપાદપૂજિતજના, કરુણાબ્ધિ ભક્તાર્તિતઃ ॥
નરસિંહેન્દ્ર-સરસ્વતીશ્વર વિભો, શરણાગતં રક્ષકં ।
વંદેડહં નરકેસરીસરસ્વતી-શ્રીપાદયુગ્માંબુજમ્ ॥ (૪૦૫)

* સર્વાનંદનિધાન! તું જ ધાતા એટલે બ્રહ્મદેવ! તું જ વિષ્ણુ અને તું જ શંકર છો.

गुरुमूर्तिश्चरणारविंदयुगल-स्मरणं कृतं नित्यसौ ।
चरितं क्षेत्रमनेकतीर्थसफलं सरितादि भागीरथी ॥
तुरगामेध-सहस्रगोविदुजनाः सम्यक् ददन् तत्फलं ।
वंदेऽहं नरकेसरीसरस्वती-श्रीपादयुग्मांबुजम् ॥ (४०६)
नो शक्यं तव नाम मंगलस्तुवं, वेदागमागोचरं ।
पादद्वं हृदयाब्जमंतरदलं निर्धारमीमांसतं ॥
भूयोभूयः स्मरन् नमामि मनसा श्रीमद्‌गुरुं पाहि माम् ।
वंदेऽहं नरकेसरीसरस्वती-श्रीपादयुग्मांबुजम् ॥ (४०७)
भक्तानां तरणार्थ सर्वजगतां, दीक्षा ददन् योगिनां ।
सुक्षेत्रं पुरगाणगस्थित प्रभो, दत्वा चतुष्कामदम् ॥
स्तुत्वा भक्तसरस्वती गुरुपदं जित्वाद्यदोषादिकं ।
वंदेऽहं नरकेसरीसरस्वती-श्रीपादयुग्मांबुजम् ॥ (४०८)

એવં શ્રીગુરુનાથમષ્ટકમિદં સ્તોત્રં પઠેન્નિત્યસૌ ।
તેજોવર્ચબલોન્નતં શ્રિયકરં આનંદવર્ધી વપુઃ ॥
પુત્રાપત્યમનેકસંપદશુભા, દીર્ઘાયુમારોગ્યતાં ।
વંદેડહં નરકેસરીસરસ્વતી-શ્રીપાદયુગ્માંબુજમ્ ॥ (૪૦૯)

* * *

આ પ્રમાણે શ્રીગુરુની સ્તુતિ કરતા સાયંદેવનો કંઠ ગદ્ગદ્ થયો અને રોમાંચિત થઈને તેણે શ્રીગુરુને દંડવત્ પ્રણામ કર્યા. (૪૧૦) વધુમાં સાયંદેવ કહે છે કે હે સદ્ગુરુ! તું ત્રિમૂર્તિનો અવતાર છે. અમને તું મનુષ્ય સ્વરૂપે દેખાતો હોવા છતાં તું સાચે જ જગત્ગુરુ છે. (૪૧૧) તેં મને પરમાર્થનો રસ્તો દેખાડ્યો. તું જ સાચો વિશ્વનાથ છે અને તારી પાસે જ કાશીનગરી છે. તારા બતાવેલા માર્ગને અનુસરીને ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. (૪૧૨) આ પ્રમાણે સાયંદેવે શ્રીગુરુની પ્રાર્થના કરતા શ્રીગુરુને અપાર સંતોષ થયો અને અભય આપતાં કહ્યું (૪૧૩) શ્રીગુરુ સાયંદેવને કહે છે તને જે મેં કાશી બતાવી તે યાત્રાનું ફળ તારી એકવીસ પેઢી સુધી ફળશે. (૪૧૪) તું જ મારો આજ્ઞાંકિત ભક્ત છે. તને મેં પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો છે. હવે તું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અમારી પાસે સેવા કરતો રહેજે. (૪૧૫) જો મારી સેવા કરવી હોય તો મ્લેચ્છની સેવા છોડી દે. તારાં સ્ત્રી, પુત્રોને અહીં લઈ આવી મુલાકાત કરાવ. (૪૧૬) શ્રીગુરુની આજ્ઞા લઈ સાયંદેવ પોતાના વતનમાં ગયો, જ્યારે શ્રીગુરુ મઠમાં પાછા ફર્યા. આ રીતે ભક્તજનોને હંમેશાં શ્રીગુરુના સાંનિધ્યથી આનંદ ઉલ્લાસ રહેતો હતો. (૪૧૭) હે ગંગાધરાત્મજ! તમારો પૂર્વજ સાયંદેવ શ્રીગુરુની આજ્ઞાનુસાર વતન જઈને સ્ત્રી, પુત્રો સહિત શ્રીગુરુદર્શન કાજે ગાણગાપુર પાછો આવ્યો. (૪૧૮) તે દિવસે ભાદરવા મહિનાના શુક્લપક્ષની ચૌદસ હતી ત્યારે અનેક શિષ્યો શ્રીગુરુનાં દર્શન કરવા એકઠા થયા હતા. (૪૧૯) અનેક શિષ્યો દંડવત્ પ્રણામ કરી હર્ષાન્વિત થતા હતા. (૪૨૦) ભક્તો હાથ જોડીને શ્રીગુરુની સ્તુતિ કરતા તેમનો કંઠ ગદ્ગદ્ થયો. ઓમકાર સ્વરૂપ ચંદ્રમૌલેશ્વર! તમે જ ત્રિમૂર્તિ સ્વરૂપ છો. તમને હૃદયપૂર્વકના વંદન! (૪૨૧) તું ત્રિમૂર્તિનો અવતાર છે અને સમગ્ર જગતને જગત્ગુરુ તરીકે શ્રેષ્ઠ માર્ગદર્શન આપે છે. તારો મહિમા બ્રહ્મા, વિષ્ણુ કે મહેશ યથાર્થ રીતે જાણી શક્યા નથી. (૪૨૨) તારો મહિમા વર્ણવવા માટે અમારી પાસે ક્યાંથી શક્તિ હોય? હે સદ્ગુરુ! તું આદિપુરુષ છે અને અમારા ઉપર કૃપા કર. (૪૨૩) ચંદ્રનો ઉદય થતાં જેમ ચકોર પક્ષીને આનંદ  થાય છે (ચંદ્રના કિરણોમાંથી અમૃત મળે છે.) તે જ રીતે અમે સર્વ ભક્તોને તમારાં ચરણકમળ જોઈને આનંદ થાય છે. (૪૨૪)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પૂર્વજન્મમાં મેં અનેક પાપકર્મો કર્યા હશે, હે સદ્ગુરુ! તારાં દર્શનથી હું પવિત્ર થયો છું. (૪૨૫) જે રીતે પારસમણિના સ્પર્શથી લોખંડ સુવર્ણમાં પરિણમે છે, માટી જંબુનદીમાં પડતાં તત્કાળ સુવર્ણમાં પરિણમે છે, (૪૨૬) જે રીતે કાગડો માનસરોવરમાં જઈને રાજહંસ થઈ જાય છે, તેવી રીતે હે સદ્ગુરુ! તારાં દર્શનથી હું પવિત્ર થઈ ગયો છું. (૪૨૭)

ગંગા પાપં શશી તાપં દૈન્યં કલ્પતરુસ્તથા ।
પાપં તાપં ચ દૈન્યં ચ હરેત્ શ્રીગુરુદર્શનમ્ ॥ (૪૨૮)

ગંગામાં સ્નાન કરવાથી પાપ નાશ પામે છે. ચંદ્રનાં શીતળ કિરણો તાપ હરે છે. કલ્પતરુ દૈન્યનું હરણ કરે છે અને જે કલ્પના કરીએ તે ફળ આપે છે. (૪૨૯)

જ્યારે શ્રીગુરુનાં ચરણકમળનાં દર્શન કરવાથી ત્રણે ફળ એક સાથે પ્રાપ્ત થાય છે. (૪૩૦) શ્રીગુરુચરણદર્શન કરવાથી પાપ નષ્ટ થાય છે, ચિંતા-તાપ દૂર થાય છે અને દૈન્યનું જંગલ બળીને ખાખ થાય છે. (૪૩૧) શ્રીગુરુ ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત કરાવે છે એવું વેદોમાં કહેલું છે. તેને અમે આજે પ્રત્યક્ષ અનુભવ્યું છે. (૪૩૨) આમ કહીને આનંદથી સાયંદેવ અનેક રાગો સહિત કર્ણાટકી ભાષામાં શ્રીગુરુનો મહિમા ગાવા લાગ્યો. (૪૩૩) શ્રી સાયંદેવે કન્નડભાષામાં શ્રીગુરુની


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સ્તુતિ આ પ્રમાણે કરીઃ-

**(કન્નડ પદ- રાગ શ્રીરાગ, પૂર્વી-જોગી)***

કંડેનિંદુ ભક્તજનર ભાગ્ય નિધિયા, ।
ભૂ-મંડલોળગે નાર-સિંહ સરસ્વતીયા ॥ ...ધ્રુ.
કંડેનિંદુ દષ્ટિયિંદ વારિજદળપાદવન્નુ ।
હૃદયકમલદલ્લિ ભજિસે સુખ વનીવ જગત્પતીયા ॥ ...કંડે.
ભોગિજનરિ-ગેલ્લ કામ્ય-ફલગળિત્તુ સલહુતિરુવ ।
યોગિનીય-રોડેય નાર-સિંહસરસ્વતીય પાદ ॥ ...કંડે.
વાક્યકારણ નાગિ જગદિ-હિડિદુ દંડકમંડલ વનુ ।
સગુણ નેનિસિ સુજનરિંગે વલિદ શ્રીગુરુયતિવરન્ન ॥ ...કંડે.
ધરેગે ગાણગપુર કૈલા-સ હરિદાસરોડેય નેનિસિ ।
કરુણદીવરવિત્તુ પોરેવ અનુદિન ગુરુચરણવન્નુ ॥ ...કંડે. (૪૩૪)

## (બીજું પદ)*

કંડેનમ્મા । ઈંદુ કંડેનમ્મા ।
મંડલદોળગે યતિવરરાય ચંદ્રમન્ના ॥ ...કંડેનમ્મા. ધ્રુ.
તત્ત્વબોધેય ઉપનિષત્ તત્વચરિતના ।
વ્યક્તવાદ પરબ્રહ્મ મૂર્તિયનિસુવના ॥ ...કંડેનમ્મા. ૧.
શેષશયન પરવેષકાયકના ।
લેસુ કૃપેય નિમેષનેંબ ભાષાપાલકના ॥ ...કંડેનમ્મા. ૨.
ગંધ પરિમળદિદં શોભિતાનંદસાગરના ।
છંદવુળળ યોગીંદ્રગોપી વૃંદવલ્લભના ॥ ...કંડેનમ્મા. ૩.
મંત્રકૂટદિ મેરેદુ સ્વા-તંત્રનાદવના ।
ઈંતુ નિગમાગમદ સકલ કાંતિ યુળ્ળવના ॥ ...કંડેનમ્મા. ૪.
કરિયિરાય નેનિપંગે વરદ ગુરુરાયના ।
નરસિંહસરસ્વત્યંબ નારી-પુરુષનામકના ॥ ...કંડેનમ્મા. ૫. (૪૩૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આ પ્રમાણે સાયંદેવે અનેક રીતે શ્રીગુરુની સ્તુતિ કરી. જેથી શ્રીગુરુને પરમ સંતોષ થયો અને સાયંદેવને આશ્વાસન આપ્યું. (૪૩૬) શ્રીગુરુએ અતિ પ્રેમથી સાયંદેવને પોતાની નજીક બેસાડ્યો અને બાળક ઉપર માતા જેમ વાત્સલ્યભાવ વરસાવે તે રીતે સાયંદેવ ઉપર વાત્સલ્યની વર્ષા કરી. (૪૩૭) સિદ્ધમુનિ નામધારકને કહે છે તે દિવસે શ્રીગુરુનાં અંતઃકરણમાં કેવી અપાર કરુણા હતી તે વિશે તો વાત જ થાય તેમ નથી. (૪૩૮) પોતાના સ્ત્રી, પુત્ર પ્રતિ જે આત્મીયતાથી પૂછપરછ કરે તે રીતે શ્રીગુરુ તારા પૂર્વજની પૂછપરછ કરતા હતા. (૪૩૯) શ્રીગુરુએ તેના ઘર વિશે, સ્ત્રી, પુત્ર વિશે ક્ષેમકુશળ પૂછ્યા અને સાયંદેવે વિસ્તારપૂર્વક કથન કર્યું. (૪૪૦) સાયંદેવની સ્ત્રીએ પણ શ્રીગુરુને વંદન કર્યા અને તેના બંને પુત્રોએ પણ શ્રીગુરુનાં ચરણોને વંદન કર્યા. (૪૪૧) સાયંદેવના જયેષ્ઠ પુત્રનું નામ નાગનાથ હતું. તેના ઉપર શ્રીગુરુને અત્યંત પ્રેમ હતો. શ્રીગુરુએ તેના માથા ઉપર હાથ મૂકીને કહ્યુંઃ (૪૪૨) શ્રીગુરુ સાયંદેવને કહે છે તારો જયેષ્ઠ પુત્ર નાગનાથ પૂર્ણાયુષી થઈ તેને અનેક સંતતિ થશે. (૪૪૩) આ જ મારો ભક્ત સંપૂર્ણ વૈભવ ભોગવશે. હવે તારે મ્લેચ્છની સેવા કરવાની નથી. (૪૪૪) તારી બીજી પત્નીને ચાર પુત્રો થશે અને તેઓ પણ વૈભવ ભોગવી જીવનમાં સુખ ભોગવી લીલાલહેર કરશે. (૪૪૫) જે દિવસે તું

મ્લેચ્છ પાસે જઈને વંદન કરીશ તો તારા જીવને હાનિ થશે. (૪૪૬) તારો જે જ્યેષ્ઠ પુત્ર છે તે જ મારો પરમ ભક્ત છે. તેની કીર્તિ ચોમેર પ્રસરશે એમ શ્રીગુરુએ કહ્યું. (૪૪૭) પછી શ્રીગુરુએ સાયંદેવને કહ્યું કે તું ત્વરિત સંગમમાં જા અને સ્નાન કરીને પાછો આવ. (૪૪૮) તે દિવસે ગ્રામજનો શ્રીગુરુ પાસે આવીને અનંત ચૌદસની પૂજા કરતા હતા. (૪૪૯) સાયંદેવ સ્ત્રી, પુત્રો અને મિત્રો સહિત સ્નાનાર્થે સંગમમાં ગયો અને વિધિપૂર્વક અશ્વત્થની પૂજા કરી મઠમાં પાછો ફર્યો. (૪૫૦) શ્રીગુરુ સાયંદેવને કહે છે આજે અનંત ચૌદસનું વ્રત હોવાથી સમસ્ત દ્વિજો સાથે અનંતની પૂજા કર. (૪૫૧) શ્રીગુરુનું આવું વચન સાંભળી સાયંદેવે સદ્‌ગુરુને ભાવપૂર્વક નમસ્કાર કર્યા અને કહ્યું કે અમારો અનંત તો તું જ છે અને અનંત ચૌદસનું વ્રત તમારા ચરણે અર્પણ કરીશું. (૪૫૨) તે સમયે શ્રીગુરુએ વિચાર કરીને કહ્યું કે પુરાતનકાળમાં કૌડિન્ય નામના એક ઋષિ થઈ ગયા જેમણે સૌ પ્રથમ અનંત વ્રત આચર્યું હતું. (૪૫૩) શ્રીગુરુનાં વચનો સાંભળી દ્વિજવરે નમસ્કાર કર્યા અને કહ્યું કે વ્રત આચરણ કેવી રીતે કરવું તથા પૂર્વે આ વ્રત કોણે આચર્યું તે કહો. (૪૫૪) આવા પ્રખ્યાત વ્રતનો પ્રારંભ, એનું આખ્યાન અને વ્રતવિધિ મને સમજાવો. (૪૫૫) આ વ્રતના પ્રભાવે કેટલું પુણ્ય મળે, કયા તત્કાળ લાભો થયા તેવા અનેક

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વિચારો મારા મનમાં ઊભા થયા છે. તે મને સમજાવો. (૪૫૬) સાયંદેવે આ પ્રમાણે વિનંતી કરતાં શ્રીગુરુને પરમ સંતોષ થયો અને આ વ્રતનું આખ્યાન વિસ્તારપૂર્વક કહેવા લાગ્યા. આ પ્રમાણે સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૪૫૭) સરસ્વતી ગંગાધર આ પ્રમાણે શ્રીગુરુચરિત્રનું વિસ્તારપૂર્વક વિવેચન કરે છે જેનું શ્રવણ કરતાં મનુષ્ય ભવસાગર પાર કરે છે. (૪૫૮)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક કાશીયાત્રા-ત્વષ્ટાપુત્ર આખ્યાન- સાયંદેવવરલાભ નામનો એકતાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૪૫૮)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

## પાદનોંધ

*** શ્રી સાયંદેવે કન્નડભાષામાં કરેલી શ્રીગુરુની સ્તુતિના બે પદોનો ભાવાનુવાદ :**

### પદ-૧

ભૂમંડલમાં ભક્તજનોના ભાગ્યનિધિ સ્વરૂપે નૃસિંહસરસ્વતી સ્વામીને આજે મેં જોયા. (ધ્રુવપદ.)

હૃદયકમળમાં આરાધના કરતા સુખ આપનાર જગતપતિનાં ચરણકમળોને મેં મન ભરીને જોયા. (અનુ. ધ્રુવપદ)

સંસારી ભક્તજનોની સર્વ ઈચ્છા પૂરી કરનાર તેમજ ભક્તોનું રક્ષણ કરનાર, યોગિનીઓના સ્વામી, શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીના ચરણકમળ મેં આજે જોયા. (૧)

મહાવાક્ય લક્ષિત (તત્ત્વમસ્યાદિલક્ષ્ય) નિર્ગુણ સ્વરૂપી હોવા છતાં હાથમાં દંડકમંડલ ધારણ કરીને સગુણ તરીકે કહેવડાવીને સજ્જનો ઉપર પ્રસન્ન થનાર શ્રીગુરુ યતિશ્રેષ્ઠને મેં આજે જોયા. (૨)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પૃથ્વી ઉપરનું કૈલાસ સ્વરૂપ જે ગાણગાપુર ક્ષેત્ર છે તેના અને હરિભક્તોના સ્વામી કહેવડાવનાર તેમજ તેમના ઉપર કૃપા કરી વરદાન આપી રક્ષણ કરનાર એવા જે શ્રીગુરુ છે તેમનાં ચરણો આજે મેં જોયા. (૩)

### પદ-૨

યતિવર મંડળમાં ચંદ્ર પ્રમાણે શોભનાર શ્રીગુરુને હે સખી! આજે મેં જોયા. (ધ્રુવપદ)

તત્ત્વોપદેશપ્રધાન એવા ઉપનિષદ અંતર્ગત તત્ત્વ જેવું જેમનું ચરિત્ર છે અને વ્યક્ત થયેલું મૂર્તિમંત પરબ્રહ્મ તરીકે જે ઓળખાય છે તેને મેં આજે જોયા. (૧)

(મૂલતઃ) શેષશાયી હોવા છતાં શ્રેષ્ઠ યતિવેશ ધારણ કરનાર દેહધારી અને ઉત્તમ કૃપાકટાક્ષવંત એટલે કે જેનો કૃપાકટાક્ષ કદી પણ વ્યર્થ થતો નથી અથવા પોતાનું બિરુદ સાર્થક કરનારને મેં આજે જોયા. (૨)

ગંધપરિમલથી શોભિત અને જાણે કે આનંદનો સાગર જ, યોગીન્દ્ર, ગોપીજનપ્રિય, સૌંદર્યસંપન્ન શ્રીકૃષ્ણ પરમાત્માને જ મેં આજે જોયા. (૩)

મંત્રશાસ્ત્ર અનુસાર જે નિષ્ણાત તરીકે ઓળખાય છે, સંગત્યાગને લીધે સ્વતંત્ર જણાતા

તેમજ વેદશાસ્ત્ર અનુસાર સર્વ પ્રકારની કાંતિ એટલે કે તેજ ધારણ કરનાર યતિવર્યને મેં આજે જોયા. (૪)

ગજેન્દ્રને મોક્ષરૂપ વરદાન આપનાર નરસિંહ-સરસ્વતી આમ પુરુષ અને સ્ત્રી ઉભયવાચક (પુરુષ પ્રકૃતિ અથવા શિવશક્તિ ઉભયસૂચક) નામ ધારણ કરનાર ગુરુશ્રેષ્ઠને આજે મેં જોયા. (૫)






દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૪૨



**શ્રી અનંતવ્રતમહિમાકથન- સાચંદેવને તેનો ઉપદેશ, કારણ કે તે કૌડિણ્ય ગોત્રનો હતો.**

# અધ્યાય-૪૨

## શ્રીઅનંતવ્રતમહિમા વર્ણન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શ્રીગુરુ દ્વિજને કહે છે કે તું અનંતવ્રતનો મહિમા પૂછે છે તો હું તને તે મહિમા જણાવું છું. પૂર્વે અનેક લોકોએ આ વ્રતનું આચરણ કર્યું છે. (૧) પાંડુસુત યુધિષ્ઠિરે આ જ વ્રત આચરીને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું, એવું ઉત્તમ આ વ્રત છે. (૨) શ્રીગુરુનાં વચનો સાંભળી સાયંદેવ સદ્‌ગુરુને નમસ્કાર કરી પૂછે છે કે પાંડુકુમાર યુધિષ્ઠિર કોણ હતો અને તેને કેવી રીતે ગુમાવેલું રાજ્ય પાછું મળ્યું? (૩) શ્રીગુરુ સાયંદેવને કહે છે કે, પાંડવો હસ્તિનાપુરનું રાજ્ય ભોગવતા હતા, કૌરવો સાથે જુગારમાં તેઓ રાજ્ય હારી ગયા. (૪) પાંડવોએ બાર વર્ષ સુધી અનેક કષ્ટો વેઠ્યાં અને રાજ્ય ગુમાવીને જંગલમાં ભટકતા હતા. (૫) તેવા ઘોર અરણ્યમાં બંધુસહિત યુધિષ્ઠિર હંમેશાં ચિંતાથી વ્યાકુળ રહેતા. પરંતુ હંમેશાં શ્રીહરિનું હૃદયમાં ધ્યાન ધરતા. (૬) સમગ્ર રાજ્યનો ત્યાગ કરી વનમાં નિવાસ કરવા છતાં કૌરવોએ કપટ કરી અનેક રીતે તેમને ત્રાસ આપ્યો. (૭)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તેમના સત્ત્વનું હરણ કરવા દુર્વાસાઋષિને કૌરવોએ જંગલમાં મોકલ્યા. તેવા સમયે ઋષિકેશે તેમનું રક્ષણ કર્યું. (૮) વનમાં તેમણે અનેક વ્રતોનું આચરણ કર્યું. અનેક તીર્થોની યાત્રા કરી. આ રીતે તેઓ અનેક પ્રકારનાં દુઃખો વેઠતા હતા. (૯) ભક્તવત્સલ નારાયણ પાંડવોનાં કષ્ટ જાણી વનમાં પોતે પ્રગટ થયા. (૧૦) કૃષ્ણ ભગવાનને આવતા જોઈને ધર્મરાજા (યુધિષ્ઠિર) દંડવત્ પ્રણામ કરતાં તેમને લેવા ગયા. (૧૧) પોતાના છૂટા વાળથી કૃષ્ણ ભગવાનની પદરજને સાફ કરી યુધિષ્ઠિરે તેમને બેસવા માટે આસન આપ્યું. (૧૨) કૃષ્ણ ભગવાનને અર્દ્યપાદ્ય અર્પણ કરી ભાલ ઉપર ગંધાક્ષત લગાડી જંગલી પુષ્પોથી પૂજા કરી. (૧૩) પાંડવોએ ભક્તિપૂર્વક પૂજા કરીને વિનયથી શ્રીકૃષ્ણ ભગવાનને સ્તુતિ કરતાં કહ્યું, હે ભક્તવત્સલ ઋષિકેશ કૃષ્ણ! તમારો જય હો, જય હો! (૧૪) હે ક્ષીરાબ્ધિ શયનાધીન વાસુદેવ, હે લક્ષ્મીરમણ અનંત નારાયણ, હે ભવસાગરમાં ડૂબતા ભક્તોના ઉદ્ધારક કૃષ્ણ ભગવાનનો જય હો! (૧૫) હે પરમ જ્યોતિ સ્વરૂપ પરમાત્મા! તું જ ત્રિમૂર્તિનું સ્વરૂપ હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર તું જ છે. (૧૬) તું જ વિશ્વમાં સૌથી નજીકનો આત્મીય છે. તું સમગ્ર સૃષ્ટિનું રક્ષણ કરનાર છે. તારો નિવાસ સ્થૂળ, સૂક્ષ્મ, અણુ, પરમાણુ, તૃણ અને કાષ્ઠમાં સર્વત્ર છે. (૧૭) હે ત્રિગુણાત્મક ઋષિકેશ! રજોગુણ દ્વારા તેં સૃષ્ટિની રચના કરી છે. તારાં ચરણે વંદન. (૧૮) દુષ્ટ લોકોનો નાશ કરવા માટે અને સજ્જનોનું

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

રક્ષણ કરવા માટે તારો અવતાર થયો છે એવો વેદપુરાણોમાં ઉલ્લેખ છે. (૧૯) ભૂમિનો ભાર ઓછો કરવા માટે તારો અવતાર થયો છે. તેમાં એક યુધિષ્ઠિર જ તને બિનજરૂરી ભારરૂપ લાગ્યો? (૨૦) પાંડવો મારા પ્રાણ છે તેમ સમગ્ર જગતને કહ્યા પછી અમને અરણ્યમાં મોકલી કેમ અનેક કષ્ટો આપે છે? (૨૧) જેના ઉપર તારી કૃપા થાય તેનાં કષ્ટ હંમેશાં નષ્ટ થાય છે. તો પછી અમારી ઉપેક્ષા કરીને અમને જંગલમાં કેમ રખડાવે છે? (૨૨) તને છોડીને અમે બીજે ક્યાં જઈએ? જો તું જ અમારી ઉપેક્ષા કરીશ તો અમે જીવવાની આશા છોડી દઈશું. (૨૩) તે જ સમય દરમ્યાન ભીમસેન આવીને શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણો ઉપર માથું મૂકી કહે છે કે તું અમારી ઉપેક્ષા કરીને કેમ કષ્ટ આપે છે? (૨૪) ધનંજય આવીને કૃષ્ણ ભગવાનના ચરણકમળને વંદન કરી વિનંતીના સ્વરમાં કહે છે કે હે કરુણાકર મોરારિ! અમારી ઉપર કૃપા કરો. (૨૫) તારી કૃપાદૃષ્ટિ હોવા છતાં અમે અરણ્યમાં રઝળપાટ કરીએ છીએ. અમે અનેક કષ્ટો ભોગવી હવે કંટાળી ગયા છીએ. (૨૬) હવે અમારા પાંડવોનું કષ્ટ હરણ કરનાર એક માત્ર તું જ છે. હે નારાયણ! તારું બિરુદ સત્ય કર. (૨૭) માદ્રીદેવીના બંને પુત્રો (નકુલ અને સહદેવ) દ્રૌપદી સહિત આવીને કૃષ્ણ ભગવાનને વંદન કરતાં કહે છે (૨૮) "તું અમારો રક્ષણકર્તા હોવા છતાં અમે ઘોર અરણ્યવાસ ભોગવીએ છીએ અને અમારો બંધુ પ્રેમથી રાજ્ય કરે છે. આમ કેમ? (૨૯)

તારું શક્તિશાળી છત્ર હોવા છતાં અમારે કેમ કષ્ટો ભોગવવાં પડે છે? સુગમ રીતે રાજ્ય પુનઃ પ્રાપ્તિ કરવા માટેનો રસ્તો બતાવ. (૩૦) હે ઋષિકેશ! અમને યોગ્ય ઉપાય બતાવ". તેમ પાંડવોએ કહેતાં શ્રીકૃષ્ણના મનમાં દયા ઉપજી. (૩૧) કૃષ્ણ ભગવાન પાંડવોને કહે છે તમારા પ્રશ્નના નિરાકરણ માટે એક વ્રત તમને કહું છું જેનાથી ત્વરિત તમને રાજ્ય પાછું મળશે. (૩૨) વ્રતોમાં શ્રેષ્ઠ વ્રત અનંતવ્રત છે. તે વ્રતના આચરણથી તમને તમારું રાજ્ય પાછું મળશે. (૩૩) હવે તમને કહું છું કે અનંત કોને કહે છે? જડ, ચેતન, અત્ર તત્ર સર્વત્ર હું જ નિવાસ કરું છું. આથી મારું જ નામ અનંત છે. (કૃષ્ણ ભગવાન જ  અનંત છે.) (૩૪) દિવસ રાત્રિ, પક્ષ, માસ, વરસ, યુગ, કલ્પ, કલા, કાષ્ઠ અને મુહૂર્ત હું જ છું. (એક કાષ્ઠ એટલે ૧૮ નિમેષ (આંખના પલકારા), ૩૦ કાષ્ઠ = એક કલા, ૩૦ કલા = ૧ ક્ષણ અને ૧૨ ક્ષણ = એક મુહૂર્ત). (૩૫) મેં નારાયણે પૃથ્વીનો ભાર ઓછો કરવા દુષ્ટ દાનવોનો નાશ કરવા વસુદેવકુળમાં જન્મ લીધો છે. (૩૬) હું જ ત્રિમૂર્તિ છું. હું જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર છું. હું જ અનંત છું તે વિશે મનમાં શંકા રાખશો નહીં. (૩૭) હું જ સૂર્ય છું, હું જ ચંદ્ર છું, ચૌદ ભુવનો પણ હું જ છું તેમજ અષ્ટ વસુઓ અને બાર આદિત્યો પણ હું જ છું. (૩૮) અગિયાર રુદ્રો, સાત સમુદ્રો, સાત ઋષિઓ તેમજ પર્વત અને નદીઓ પણ મારું જ સ્વરૂપ છે. (૩૯) આ પૃથ્વી ઉપર જેટલાં

વૃક્ષો છે તેમજ આકાશમાં જેટલાં નક્ષત્રો છે, તદુપરાંત દસે દિશાઓ અને ભૂમિ પણ હું જ છું એમ કૃષ્ણ ભગવાને કહ્યું. (૪૦) સપ્ત પાતાળ, સાત ઊર્ધ્વલોક, અણુ, રેણુ, તૃણ, કાષ્ઠ અને વિશ્વનો આત્મા હું જ છું. (૪૧) હે યુધિષ્ઠિર! તું મનમાં જરાય શંકા રાખીશ નહીં. અનંત એટલે હું જ છું. તમે વિધિપૂર્વક અનંતવ્રતનું આચરણ કરો. તમારા માટે એ જ યોગ્ય છે. (૪૨) યુધિષ્ઠિરે હાથ જોડી વિનંતીના સ્વરમાં કહ્યું કે હે સ્વામી! અમને વિસ્તારપૂર્વક વ્રતની વિધિ, પૂજાની વિધિ તથા દાનમાં આપવાની વસ્તુઓ અંગે સમજ પાડો. (૪૩) યુધિષ્ઠિર પૂછે છે કે વ્રત કયા દિવસે કરવું? પૂર્વે કોણે આ વ્રત આચર્યું હતું તે સવિસ્તર કહો. (૪૪) કૃષ્ણ ભગવાન યુધિષ્ઠિરને કહે છે ભાદરવા માસના શુક્લપક્ષની ચૌદસના દિવસે આ વ્રત આચરવું. (૪૫) ભાદરવાની શુક્લ ચતુર્દશીએ અનંતની આરાધના કરવાથી તું ત્વરિત રાજ્ય પાછું મેળવીશ. (૪૬) કૃતયુગ (સત્યયુગ)માં સુમંતુ નામનો એક બ્રાહ્મણ હતો, જેનું ગોત્ર વશિષ્ઠ હતું. ભૃગુ ગોત્રમાં જન્મેલી દીક્ષા, સુમંતુની પત્ની થઈ જે સ્વભાવે ઉદાર તેમજ પતિવ્રતા હતી. તેમની પુત્રીનું નામ સુશીલા હતું. (૪૭-૪૮) સમય જતાં એક દિવસે સુમંતુની પત્ની દીક્ષા પંચત્વ (મૃત્યુ) પામી. (૪૯) સુમંતુને ઘેર તેની કન્યા સુશીલા ઘર સંભાળતી હતી. (૫૦) સુશીલા ઘરને વિવિધ પાંદડાં-પુષ્પોનાં તોરણોથી અને વિવિધ રંગોની રંગોળીથી સુશોભિત કરતી હતી. (૫૧) રંગોળીમાં શંખ,

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સ્વસ્તિક, પદ્મ ઈત્યાદિ આકૃતિસહિત રંગોળીઓ પૂરી ઘર તેમજ પૂજાઘરને શોભાયમાન બનાવતી હતી અને દેવપૂજાનું સાહિત્ય પણ વ્યવસ્થિત ગોઠવી આપતી હતી. (૫૨) સુમંતુ વિધુર થયા આથી અગ્નિહોત્ર જેવું કર્મ તેમનાથી થતું નહીં. આથી તેમણે તે માટે પુનર્વિવાહ કર્યો. (૫૩) સુમંતુની બીજી પત્નીનું નામ કર્કશા હતું જે દુષ્ટ સ્વભાવની હતી અને રોજ અનેક રીતે પતિ સાથે કે કન્યા સાથે કલહ કરતી હતી. (૫૪) સમય જતાં સુશીલા ઉપવર (વિવાહલાયક) થઈ. સુમંતુ મનમાં ચિંતા કરતો હતો કે જો યોગ્ય વર મળે તો તેને મારી કન્યાનું કન્યાદાન કરીશ. (૫૫) સુમંતુ એવો વિચાર કરતો હતો તે દરમ્યાન કૌડિણ્યઋષિ તેમના ઘેર આવ્યા અને સુમંતુએ સુશીલા વિશે પૂછતાં તેમણે સુશીલાનો સ્વીકાર કર્યો. (૫૬) સુમંતુએ સુશીલાનું કન્યાદાન કૌડિણ્યઋષિને ગૃહ્યસૂત્ર અનુસાર કર્યું અને લગ્ન પછી અષાઢ અને શ્રાવણ એમ બે મહિના કૌડિણ્યઋષિ સુમંતુના ઘરે જ રોકાયા. (૫૭) કન્યા અને સાવકી માતા વચ્ચે રોજ ઝઘડા થતા. સાવકી માતાનો આવો જ વ્યવહાર હોય છે. આથી કંટાળીને કૌડિણ્યઋષિ સુમંતુને કહે છે હવે હું બીજો આશ્રમ બનાવીને રહેવા જઈશ. (૫૮) સુમંતુ મનમાં ખૂબ જ દુઃખી થયા અને વિચારવા લાગ્યા કે મારી પત્ની એ પત્ની નથી, પરંતુ દુશ્મન છે. હવે કન્યા મારાથી દૂર રહેવા જશે. આમ પિતા અને પુત્રીને જુદા પાડનારી આ કેવી પાપીણી સાથે લગ્ન કર્યાં? (૫૯) જેના ઘરમાં શાંત

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સ્વભાવવાળી પત્ની નથી તેને માટે જંગલ દૂર નથી. હે પરમેશ્વર ત્રિપુરારિ! હું આ સંસારસાગરમાં ખૂંપેલો છું. (૬૦) હું મારું નિત્ય કર્મ કે તપ યોગ્ય રીતે કરી શકતો નથી. મારાં વચનો કર્કશા પત્ની સાંભળતી નથી. નહીં તો પુત્રી અને જમાઈ અહીં રહેત તો દરરોજ તેઓ સાથે વાતચીત થાત. (૬૧) સુમંતુ આ રીતે ચિંતા કરતો હતો ત્યારે કૌડિણ્યઋષિ તેમને સમજાવવા લાગ્યા, આમ પણ ધર્માનુસાર બે તપસ્વીઓએ એક સાથે રહેવું ન જોઈએ, નહીં તો ધર્મહાનિ થાય છે. (૬૨) હું હવે પત્ની સહિત બીજા સ્થળે જઈશ અને ત્યાં જ તપ, અનુષ્ઠાન આચરીશ. વચ્ચે વચ્ચે તમને મળી શકાય તે માટે નજીકના કોઈક સ્થળે આશ્રમ બનાવીશ. (૬૩) સુમંતુ કૌડિણ્યને આગ્રહ કરીને કહે છે કે હજુ વધુ બાર દિવસ અહીં રહો. સર્વસિદ્ધિ ત્રયોદશી (ભાદરવા સુદ તેરસ)ના દિવસે અહીંથી પ્રસ્થાન કરો. (૬૪) સુમંતુની વિનંતી સાંભળી કૌડિણ્યઋષિ વધુ તેર દિવસ સુધી રોકાયા અને મુહૂર્તના સમયે તેમણે પ્રસ્થાન કર્યું. (૬૫) સુમંતુએ કર્કશા પત્નીને કહ્યું કે આપણી પુત્રી પતિ સાથે પ્રસ્થાન કરે છે. આથી તેમને માટે ભાથું તેમજ દાળ-ચોખા આપ. (૬૬) પતિની વાત સાંભળી કર્કશાએ શું કર્યું તે સાંભળો. તે દોડતી ઘરમાં ગઈ અને દરવાજો બંધ કરીને સાંકળ લગાવી દીધી અને બારણું ન ખૂલે તે માટે આડા પથ્થરો મૂકી દીધા. (૬૭) કેટલી બૂમો પાડ્યા છતાં કર્કશાએ બારણું ન ખોલ્યું. સુમંતુ બારણા પર માથું પછાડી થાકી ગયો. છેવટે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સુશીલાએ પિતાને સમજાવતાં કહ્યું અમે કશું પણ લીધા વિના જઈશું. (૬૮) છેવટે સુમંતુ રસોડામાં ગયા અને થોડીક ઘઉંની થૂલી પોટલીમાં બાંધીને આપી. (૬૯) કૌડિણ્યઋષિએ પત્ની સહિત રથ ઉપર બેસીને ત્યાંથી પ્રસ્થાન કર્યું અને બપોર સુધી એક નદીના કિનારે અનુષ્ઠાન કરવા રથ ઉપરથી ઉતર્યા. (૭૦) કૌડિણ્યઋષિ નિત્ય અનુષ્ઠાન માટે આસન ઉપર બેઠા અને સુશીલા રથમાં બેસી અવલોકન કરતાં નદીકિનારે અનેક સ્ત્રીઓને તેણે જોઈ. (૭૧) દરેક સ્ત્રી લાલ રંગની સાડી પહેરી અલગ અલગ કળશાની અનંતચતુર્દશી અંતર્ગત પૂજા કરતી હતી. (૭૨) આ સર્વ જોઈને જિજ્ઞાસાવશ સુશીલા સુહાગણોની નજીક જઈ તેમને પૂછવા લાગી કે તમે આ કયું વ્રત આચરો છો? (૭૩) સ્ત્રીઓએ સુશીલાને કહ્યું કે અમે અનંતવ્રત આચરીએ છીએ જેનાથી તત્કાળ મનોકામના પૂરી થાય છે. (૭૪) સુશીલાએ તે સ્ત્રીઓને વિનંતી કરી કે આ વ્રત કેવી રીતે કરવું તે મને સમજાવો. (૭૫) સમસ્ત નારીઓએ સુશીલાને નજીકમાં બેસાડીને અથ થી ઈતિ સુધી વ્રતને સમજાવ્યું. (૭૬) આ વ્રત ભાદરવા સુદ ચૌદસના દિવસે કરવું જે અનંતવ્રત નામે પ્રસિદ્ધ છે. (૭૭) લાલ રંગના રેશમી દોરાને ચૌદ ગાંઠોવાળી અનંત બનાવવો અને તેને લઈને નદી ઉપર જઈને પવિત્રતાથી સ્નાન કરવું. (૭૮) તે પછી શુદ્ધ વસ્ત્ર પહેરીને હળદર-કંકુ લગાડીને બે નવા કળશ ગંગા જમુના તરીકે લઈ આવવા. (૭૯) બંને કળશમાં જળ

ભરીને રત્નસહિત પંચપલ્લવ નાખી તેનું ષોડશોપચારે પૂજન કરવું. (પંચપલ્લવ = પીપળો, ઔદુંબર, વડ, આંબો અને પાયરી.) (૮૦) પછી આરતી કરવી અને દર્ભના બનાવેલા શેષનાગની પૂજા કરવી. (૮૧) બંને કળશ ઉપર નવું વસ્ત્ર ધરાવવું અને દરેક ઉપર અષ્ટદલયુક્ત કમળ દોરવું. (૮૨) તે કળશ આગળ રંગબેરંગી રંગોળી પૂરવી અને શંખ, પદ્મ આદિથી સુશોભિત કરવી. (૮૩) ત્યારબાદ દર્ભના બનાવેલા શેષનાગ અને નાગણ (અનંત અને અનંતી)નું ષોડશોપચારે પૂજન કરવું અને વિષ્ણુ ભગવાનનું શેષશાયી તરીકે ધ્યાન કરવું. (૮૪) સાત ફેણયુક્ત શેષનાગ હંમેશાં વિષ્ણુ ભગવાનના સાંનિધ્યમાં હોવાથી તેનું અનંત તરીકે ધ્યાન કરવું. (૮૫) પિંગલાક્ષ, ચતુર્ભુજ, જેમના જમણા હાથમાં શંખ અને પદ્મ છે, અને ડાબા હાથમાં ચક્ર અને ગદા છે. તેવા શ્રીવિષ્ણુ ભગવાનનું ધ્યાન કરવું. (૮૬) "ઓમ નમો ભગવતે વાસુદેવાય" આ મંત્રથી બે નવા દોરા લાવીને એનું પણ ષોડશોપચારે પૂજન કરીને ધ્યાન કરવું. (૮૭) ત્યારબાદ "અનંતગુણ રત્નાય" એ મંત્રથી નવા દોરા કળશ ઉપર મૂકવા અને પુરુષસૂક્તથી તેમજ "અતોદેવા" મંત્ર સહિત પૂજન કરવું. (૮૮) આ પ્રમાણે ષોડશોપચારે પૂજન કર્યા પછી 'સંસારગવ્હરેતિ' મંત્ર બોલીને જમણા હાથે તે દોરો બાંધવો અને 'નમસ્તે વાસુદેવ' મંત્ર ભણીને જૂના દોરાનું વિસર્જન કરવું. (૮૯) દાતા ચ વિષ્ણુર્ભગવાન મંત્ર બોલીને ઘઉં, ગોળની ઘી

સહિતની બનાવેલી એક શેર જેટલી વાનગી તાંબુલ સહિત દક્ષિણા બ્રાહ્મણને આપવી. (૯૦) અપૂપ આદિ પાયસાન્ન અડધું બ્રાહ્મણને આપવું અને અડધું પોતે જાતે ભોજન કરવું તેમજ તાંબુલ અને દક્ષિણા બ્રાહ્મણને આપવી. (૯૧) આ પ્રમાણે ચૌદ વર્ષ સુધી આ વ્રત આચરવું અને ચૌદમા વર્ષે ઉદ્યાપન નિમિત્તે બ્રહ્મભોજન કરાવીને ચૌદ કળશ દાનમાં આપવા. (૯૨) આ ઉદ્યાપન વિધિ શ્રદ્ધાપૂર્વક કરવી જેથી ચારે પુરુષાર્થ અંતર્ગત મનોકામના પૂરી થશે. (૯૩) આ પ્રમાણે વ્રત આચરતી સ્ત્રીઓએ સુશીલાને આગ્રહ સાથે કહ્યું, આજે જ ભાદરવાની ચૌદસ છે. તું પણ આજે જ આ વ્રત કર. (૯૪) સમસ્ત સ્ત્રીઓએ સુશીલાને એક-એક બબ્બે રેશમી દોરા અનંત બનાવવા માટે આપ્યા. જેના ઉપર ચૌદ ગાંઠો વાળી અનંત તરીકે પૂજા કરવાની હોય છે. (૯૫) સુશીલા પાસે જે થૂલી હતી તેમાંથી અડધી તેણે બ્રાહ્મણને દાનમાં આપી. આ રીતે વ્રત આચરીને ત્યાંથી તેણે વિદાય લીધી. (૯૬) જતાં જતાં સુશીલાએ સર્વ સ્ત્રીઓને વંદન કર્યા અને પોતાના રથ પાસે આવી. તે સમય દરમ્યાન જ અનુષ્ઠાન પૂરું કરીને કૌડિણ્યઋષિ રથ પાસે આવ્યા. (૯૭) હવે ચાલો એમ કહીને બંનેએ રથમાં બેસી ત્યાંથી પ્રસ્થાન કર્યું અને ત્યાં થોડા અંતરે એક સુંદર અમરાવતી જેવી નગરી જોઈ. (૯૮) તે નગરના લોકો સામૈયું કરવા આવ્યા અને કહ્યું કે તમે આ નગરમાં આનંદથી દીર્ઘકાલપર્યંત રહો. (૯૯) અનેક રીતે નગરજનોએ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કૌડિણ્ય ઋષિનું પત્નીસહિત સ્વાગત કર્યું અને શ્રીમદ્ અનંતની કૃપાથી તેમણે પુષ્કળ ઐશ્વર્ય ભોગવ્યું. (૧૦૦) આ પ્રમાણે ઘણા દિવસો પસાર થયા અને કૌડિણ્ય ઋષિનું ગૃહસ્થ જીવન આનંદ કિલ્લોલમાં વ્યતીત થયું. તે જ સમય દરમ્યાન ઋષિએ સુશીલાના હાથમાં બાંધેલો અનંતનો લાલ દોરો જોયો. (૧૦૧) કૌડિણ્ય ઋષિ સુશીલાને પૂછે છેઃ આ લાલ રંગનો દોરો તારા હાથમાં બાંધ્યો છે. તેં શું મારું વશીકરણ કરવા બાંધ્યો છે? (૧૦૨) સુશીલાએ વિનયથી ઉત્તર આપતાં કહ્યું કે આ અનંતની કૃપાથી જ આપણને આટલું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે. (૧૦૩) સુશીલા વધુમાં કહે છે કે જે દિવસથી મેં અનંતનું વ્રત કર્યું તે દિવસથી અનંત આપણા ઉપર પ્રસન્ન થયા અને આપણો ભાગ્યોદય થયો. (૧૦૪) સુશીલાનાં આવાં વચનો સાંભળી કૌડિણ્ય ઋષિ કોપાયમાન થયા અને તે અનંતનો લાલ દોરો ખૂંચવી લઈને અગ્નિમાં ફેંકી દીધો. (૧૦૫) કૌડિણ્ય ગુસ્સે થઈને કહે છે, ક્યાંનો અનંત? આ તો મેં બહુ તપ કર્યું તેના પરિણામે આ ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે. (૧૦૬) આ તો તેં વશીકરણ કરવા લાલ દોરો બાંધ્યો છે. એમ કહીને ઋષિએ તે દોરો અગ્નિમાં ફેંકી દીધો. (૧૦૭) સુશીલા મનમાં ખૂબ જ દુઃખી થઈ અને અરે, અરે! એમ કહીને દોડતી જઈને અગ્નિમાંથી દોરો કાઢી લઈ દૂધમાં ભીંજવીને દોરો બચાવ્યો. (૧૦૮) અનંત ભગવાનની અવકૃપા થવાથી કૌડિણ્ય ઋષિનું ઐશ્વર્ય તત્ક્ષણ નાશ પામ્યું અને એકદમ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગરીબ થઈ ગયા. (૧૦૯) નગરમાં તેમના મિત્રો શત્રુ બની ગયા, ગોધન અને ઘરનાં વાસણ-કુસણ તસ્કરો ચોરી ગયા. (૧૧૦) કૌડિણ્ય ઋષિનું ઘર બળીને ખાક થઈ ગયું અને એકાદ વસ્ત્ર પણ પહેરવા માટે બાકી ન રહ્યું. આમ શ્રી અનંતની અવકૃપા થતાં સમસ્ત વૈભવ નષ્ટ થયો. (૧૧૧) પછી મનમાં વિવેક સ્ફુરતાં કૌડિણ્ય ઋષિને લાગ્યું કે મેં મદમાં છકીને વિના કારણે અનંતને અગ્નિમાં નાખ્યો. આથી અનંત મારા ઉપર ગુસ્સે થયા છે. (૧૧૨) હવે એક જ પ્રતિજ્ઞા લઉં છું. જ્યારે મને લક્ષ્મીપતિ શ્રી અનંતનાં દર્શન થશે ત્યારે જ હું અન્નોદક ગ્રહણ કરીશ. (૧૧૩) આવો દૃઢ નિશ્ચય કરી કૌડિણ્ય ઋષિ પત્નીસહિત જંગલમાં આગળ વધ્યા. (૧૧૪) અરે અનંત! અરે અનંત! તું ક્યાં છે? મને ક્યાં તારાં દર્શન થશે? એમ કહીને અર્ધબેભાન અવસ્થામાં કૌડિણ્ય ઋષિ આમતેમ રઝળતા હતા. તેવી પરિસ્થિતિમાં તેમણે એક આંબાના વૃક્ષને જોયું જે અનેક ફળોથી લચેલું હતું. (૧૧૫) તે વૃક્ષ ઉપર કોઈ પણ પક્ષી, કોયલ, પતંગિયા તેનો આશ્રય લેતાં ન હતાં. કૌડિણ્ય ઋષિએ તે વૃક્ષને પૂછ્યું કે હું અનંતને શોધવા નીકળ્યો છું. તેં અનંતને ક્યાંય જોયો? (૧૧૬) આંબાનું વૃક્ષ ઋષિને જવાબ આપે છે કે મેં તો ક્યારેય અનંત ભગવાનને જોયો નથી. જો તને મળે તો મારી આ દયાજનક પરિસ્થિતિ જણાવજે. (૧૧૭) ત્યાંથી આગળ વધતાં કૌડિણ્ય ઋષિએ એક વાછરડા સહિત ગાયને જોઈ



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તેની આજુબાજુ લીલુંછમ ઘાસ હોવા છતાં ઘાસને ખાઈ શકતી ન હતી. (૧૧૮) કૌડિણ્ય ઋષિ ગાયને પૂછે છે કે તેં જો અનંતને જોયો હોય તો મને તે વિશે કહે. (૧૧૯) ધેનુએ ઋષિને જવાબ આપતા કહ્યું કે મેં તો અનંતને જોયો નથી. પણ જો તને મળે તો મારી આવી દયનીય સ્થિતિ તેને કહેજે. (૧૨૦) ત્યાર પછી કૌડિણ્ય ઋષિ જંગલમાં આગળ વધ્યા તો તેમણે એક અલમસ્ત બળદને જોયો. (૧૨૧) બળદે જવાબ આપ્યો કે મેં તો અનંતને જોયો નથી. પણ જો તને મળે તો મારી આ પરિસ્થિતિના નિવારણ માટે વિનંતી કરજે. (૧૨૨) આગળ જતા કૌડિણ્ય મુનિએ બે સુંદર સરોવરો જોયાં જે પરસ્પર એકબીજા સાથે જોડાયેલાં હતાં. તેમાં શીતળ અને નિર્મળ જળ હોવા છતાં હંસાદિ પક્ષીઓ તેના કિનારે દેખાતા ન હતા. (૧૨૩) તે સરોવરજળમાં કમળ અને કુમુદ આદિ અસંખ્ય પુષ્પો હોવા છતાં પક્ષીઓ તેના કિનારે કિલ્લોલ કરતાં ન હતાં. ઋષિએ સરોવરને પૂછ્યું કે અનંતને તમે જોયો છે? (૧૨૪) સરોવરોએ ઋષિને જવાબ આપતાં કહ્યું કે અનંતને અમે જોયો નથી. જો તમને તેનાં દર્શન થાય તો અમારું દુઃખ તેમને કહેજો. (૧૨૫) આગળ જતા ઋષિએ એક ગધેડાને અને એક હાથીને જોયા. ઋષિએ તેમને અનંત વિશે પૂછતા બંનેએ ના પાડી. (૧૨૬) કૌડિણ્ય ઋષિ અત્યંત નિરાશ થયા અને પોતાનો પ્રાણ ત્યાગ કરવા તૈયાર થયા. અરે અનંત! ઓ અનંત! એમ કહીને પૃથ્વી ઉપર બેભાન થઈને

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઢળી પડ્યા. (૧૨૭) તે જ સમય દરમ્યાન એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ પરિધાન કરી તેમની નજીક આવ્યો અને ઋષિને કહેવા લાગ્યો કે ઊઠો, ઊઠો. (૧૨૮) વૃદ્ધ બ્રાહ્મણ કૌડિણ્ય ઋષિને કહે છે કે તું શ્રી અનંત વિશે શોધખોળ કરે છેને? તું મારી સાથે ચાલ. હું તને અનંતને બતાવીશ એમ કહીને તેણે ઋષિનો જમણો હાથ પકડ્યો. (૧૨૯) વૃદ્ધ બ્રાહ્મણ કૌડિણ્ય ઋષિને ઉઠાડીને જંગલમાં આગળ લઈ ગયો અને અચાનક જ એ અરણ્ય નગરીમાં પરિવર્તન પામ્યું. (૧૩૦) કૌડિણ્ય ઋષિને વૃદ્ધ બ્રાહ્મણ નગરીના રાજમહેલમાં લઈ ગયા જ્યાં રત્નજડિત સિંહાસન ઉપર તેમણે પોતાનું સાચું સ્વરૂપ બતાવ્યું. (૧૩૧) કૌડિણ્ય ઋષિએ પશ્ચાત્તાપપૂર્વક માફી માગી અને તેમના ચરણે માથું મૂકીને અનેક સ્તોત્રો દ્વારા સ્તુતિ કરી. (૧૩૨) હે ગોવિંદા! હે ચિદાનંદ! હે શ્રીવત્સલા! તમને મારાં વંદન. તારાં સ્મરણમાત્રથી ભક્તોનાં દુઃખો અને પાપો નષ્ટ થાય છે. (૧૩૩) તું શ્રેષ્ઠ યજ્ઞપુરુષ તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું સ્વરૂપ છે. તારા દર્શનમાત્રથી સમસ્ત દોષો દૂર થાય છે. (૧૩૪) હે વૈકુંઠનિવાસી! જગદ્વ્યાપી નારાયણ! તમને મારાં વંદન હજો. હે અનંતકોટી બ્રહ્માંડ નાયક! તું સમગ્ર જગતનું રક્ષણ કરનાર છે. (૧૩૫) હું પાપી તેમજ પાપ કરનારો છું. હું ભક્તિને જાણતો નથી. આથી હું પાપાત્મા હોવા છતાં તમે દયા કરીને મને ક્ષમા આપો. (૧૩૬) તારા વિના હું બીજા કોઈ દેવતાને જાણતો નથી.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આ જ કારણથી શરણાગત થઈ મેં તારાં ચરણો પકડ્યાં છે. (૧૩૭) આજે મારો જન્મ સફળ થયો છે. મારું જીવન સાચે જ ધન્ય થઈ ગયું. તમારાં ચરણકમળનો ભ્રમર થઈ હું તેની સુવાસ લઉં છું. (૧૩૮) આ પ્રમાણે કૌડિણ્યની સ્તુતિ સાંભળી ભક્તજનોના ચિંતામણિસ્વરૂપ અનંત ભગવાન પ્રસન્ન થયા અને તેને ત્રણ વરદાન આપ્યા. ૧. ધર્મપ્રાપ્તિ ૨. દરિદ્રતાનો નાશ. ૩. શાશ્વત વૈકુંઠવાસ. એમ અનંતે આ ત્રણ વરદાન કૌડિણ્યને આપ્યાં. આ વાત શ્રીકૃષ્ણ ભગવાન યુધિષ્ઠિરને કહે છે. (૧૩૯-૧૪૦) કૌડિણ્ય ઋષિ ભગવાન અનંતને પૂછે છે કે એક આશ્ચર્યકારક આમ્રવૃક્ષ મેં જોયું હતું. જેને અનેક ફળો લાગેલાં હતાં. (૧૪૧) તે ફળને કોઈ પણ પક્ષી સ્પર્શ કરતું ન હતું તેવું જોયું. તે પછી વાછરડા સહિત ગાયને જોઈ. (૧૪૨) તેની આજુબાજુ લીલુંછમ ઘાસ હોવા છતાં તે ખાઈ શકતી ન હતી અને આગળ જતા બે સરોવરોને પણ જોયાં. (૧૪૩) એકબીજામાં ભળી ગયેલા તે સરોવરમાં નિર્મળ જળ હતું અને આગળ જતાં એક અલમસ્ત બળદને જોયો. (૧૪૪) તેના મુખ દ્વારા જંગલમાં નિવાસ હોવા છતાં ઘાસ પણ ખાઈ શકતો ન હતો અને આગળ જતાં એક મદોન્મત્ત હાથીને જોયો. (૧૪૫) તેની સાથે એક ગધેડાને પણ જોયો. તે પછી આગળ વધતાં એક વૃદ્ધ બ્રાહ્મણને જોયો. (૧૪૬) આ બધાની અસહ્ય પરિસ્થિતિ શા માટે થઈ તે સમજાતું નથી. માટે હે જગન્નાથ કેશવ! અમને વિસ્તારપૂર્વક સમજાવો.

એમ કહી ઋષિ અનંતનાં ચરણે પડ્યો. (૧૪૭) કૃપાનિધિ નારાયણ ભક્ત કૌડિણ્યને વિસ્તારથી કહે છે કે જે આમ્રવૃક્ષ તેં જોયું હતું તે પૂર્વજન્મમાં વેદશાસ્ત્ર સંપન્ન પંડિત હતો. પરંતુ ઉન્મત્ત અહંકારી થઈને તે શિષ્યોને શાસ્ત્રજ્ઞાન આપતો ન હતો. (૧૪૮-૧૪૯) તે પાપને લીધે તે પંડિત આમ્રવૃક્ષ થયો. ત્યારબાદ જે ધેનુને તે જોઈ તેણે પૂર્વજન્મમાં બંજર જમીન દાનમાં આપી હતી. (૧૫૦) તેં જે બળદને જોયો તે પૂર્વજન્મમાં એક ધનાઢ્ય શેઠ હતો. તેણે તે જન્મમાં કોઈ દાન કર્યું ન હતું. આથી તેની આવી ગતિ થઈ. (૧૫૧) તેં જે બે સરોવરો જોયા તે પૂર્વજન્મમાં બે બહેનો હતી અને તેમણે અરસપરસ દાન આપી ધર્મનું અયોગ્ય અર્થઘટન કરતાં તેમને આ ફળ પ્રાપ્ત થયું. (૧૫૨) ગધેડો એટલે તારો ક્રોધ અને હાથી એટલે તારો મદ સમજજે. પશ્ચાત્તાપથી તારું મન શુદ્ધ થતાં હું જ તને બ્રાહ્મણસ્વરૂપે મળ્યો. (૧૫૩) જે જે તેં જોયું તે સર્વને મેં મુક્તિ આપી દીધી છે. તેઓ ઐશ્વર્ય ભોગવીને અંતે સ્વર્ગલોક ભોગવશે. (૧૫૪) તું પુનર્વસુ નક્ષત્રમાં કૌડિણ્ય નામના તારારૂપે નિવાસ કર. આવું વરદાન અનંત ભગવાને કૌડિણ્યને આપ્યું. (૧૫૫) આવું વરદાન મેળવી ઘણા સમય સુધી રાજ્ય કરીને કૌડિણ્ય સ્વર્ગભુવનમાં ગયા. (૧૫૬) આ પ્રમાણે અનંતવ્રતની કથા ઋષિકેશે ધર્મરાજા યુધિષ્ઠિરને કહી સંભળાવી અને યુધિષ્ઠિરે પણ તે વ્રતનું આચરણ કર્યું. (૧૫૭) શ્રીગુરુ સાયંદેવને કહે છે કે અનંતવ્રતના પ્રભાવે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પાંડવોએ ત્વરિત રાજ્ય પાછું મેળવ્યું. (૧૫૮) અનેક ઋષિવરોએ આ વ્રતનું આચરણ કર્યું છે. કોઈ પણ સ્ત્રી-પુરુષ આ વ્રતના આચરણથી ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરી શકે છે. (૧૫૯) વ્રતોમાં અનંતવ્રત શ્રેષ્ઠ છે અને તારા જ્યેષ્ઠ પુત્રને આ વ્રતનો દોરો બાંધ. (૧૬૦) કૌડિણ્ય ઋષિ આ વ્રત દ્વારા તમામ પ્રકારનું ઐશ્વર્ય પામ્યા અને આ વ્રતના પાલનથી અમાપ પુણ્ય પ્રાપ્ત થાય છે. (૧૬૧) તમારું ગોત્ર કૌડિણ્ય હોવાથી તમે આ વ્રતનું આચરણ કરતાં તમને પુષ્કળ પુણ્ય મળશે અને અમારી આજ્ઞા હોવાથી તમારે આ વ્રત અવશ્ય કરવું. (૧૬૨) શ્રીગુરુની આજ્ઞાનુસાર સાયંદેવે આનંદ-ઉલ્લાસથી આ વ્રત કરી શ્રીગુરુની વિવિધ ઉપચારોથી પૂજા કરી. (૧૬૩) અનેક દીપમાળા પ્રગટાવીને, ગીત નૃત્ય અને વાદ્યો સહિત સાયંદેવે સહકુટુંબ ભક્તિભાવથી શ્રીગુરુની પૂજા કરી. (૧૬૪) બ્રાહ્મણોનો યોગ્ય સત્કાર કરી શ્રીગુરુને ભક્તો સહિત ભોજન કરાવ્યું જેથી શ્રીગુરુ પ્રસન્નતાથી સંતોષ પામ્યા. (૧૬૫) આ પ્રમાણે શ્રીગુરુની આરાધના કરી સાયંદેવ પોતાના વતનમાં પાછો ફર્યો. સિદ્ધમુનિ નામધારકને કહે છે (૧૬૬) હે નામધારક! સાયંદેવ નામનો જે બ્રાહ્મણ હતો તે પોતાનાં સ્ત્રી-પુત્રોને વતન મોકલી પોતે એકલો શ્રીગુરુની સેવા માટે ગાણગાપુર પાછો ફર્યો. (૧૬૭) સાયંદેવે શ્રીગુરુના સાંનિધ્યમાં રહી અનેક પ્રકારે સેવા કરી. હે નામધારક! આવો તારો પૂર્વજ હતો જેની સેવાથી શ્રીનૃસિંહસરસ્વતી ગુરુમહારાજ પ્રસન્ન

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

થયા. (૧૬૮) સિદ્ધમુનિ શિષ્યને કહે છે કે આ પ્રકારે તમારા કુટુંબને શ્રીનૃસિંહસરસ્વતી ગુરુ તરીકે પ્રાપ્ત થયા. (૧૬૯) આથી સરસ્વતી ગંગાધર શ્રીગુરુચરિત્રનું વિસ્તારપૂર્વક રસપાન કરાવીને શ્રોતાઓને ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરાવે છે. (૧૭૦)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શ્રીમદનંતવ્રતમહિમા વર્ણન નામનો બેંતાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૭૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

# અધ્યાય-૪૩



**નિમેષમાત્રે તંતુક એક, પહોંચાડ્યો શ્રીશૈલે દેખ!**
**(દત્તબાવની - ૩૧મી લીટી)**

# અધ્યાય-૪૩

## શ્રીશૈલ શિવરાત્રી મહિમાવર્ણન

**।। શ્રી ગણેશાય નમઃ ।। શ્રી સરસ્વત્યૈ નમઃ ।। શ્રી ગુરુભ્યો નમઃ ।।**

શિષ્ય નામધારક સિદ્ધમુનિને વિનંતીસહ પૂછે છે કે તે પછી શ્રીગુરુએ કેવી લીલા કરી તે વિસ્તારપૂર્વક અમને કહો. (૧) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે હે વત્સ! શ્રીગુરુની સેવા કરવા અસંખ્ય ભક્તો હતા. તેમાં એક તંતુક નામે વણકર શ્રીગુરુની ભક્તિપૂર્વક સેવા કરતો હતો. (૨) ત્રણ પ્રહર સુધી સાંસારિક ફરજો બજાવી, પવિત્ર થઈ (સ્નાન કરી) મઠ સામેનું આંગણું વાળી-ઝૂડી સ્વચ્છ કરી શ્રીગુરુને દૂરથી નમસ્કાર કરતો. (૩) આમ ઘણા દિવસો વીતી ગયા અને મહા મહિનો આવ્યો. તંતુકના ઘણા બધાં સગાંઓ અને માતા પિતા શિવરાત્રી નિમિત્તે શ્રીશૈલની યાત્રા માટે જવા તૈયાર થયા. (૪) તેનાં સગાઓ તંતુકને કહેવા લાગ્યા કે તું પણ અમારી સાથે શ્રીશૈલની યાત્રા માટે ચાલ. એમનાં વચનો સાંભળી તંતુક ખૂબ જ ગુસ્સે થઈ ગયો અને ક્રોધિત થઈને કહે છે કે તમે બધા મૂર્ખ લોકો છો. જેઓ શ્રીગુરુરૂપી મલ્લિકાર્જુનને છોડીને ગાણગાપુર જેવું

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શ્રીશૈલ સ્થળ છોડી દૂર યાત્રાએ જાવ છો. (૫) મારા મલ્લિકાર્જુન શ્રીનૃસિંહસરસ્વતી છે અને ગાણગાપુરમાં આવેલો મઠ એ જ શ્રીશૈલ પર્વત છે. આથી હું શ્રીગુરુનાં ચરણો છોડીને તમારી સાથે શ્રીશૈલ નહીં આવું. (૬) તંતુકના કુટુંબીજનો એનું વલણ જોઈ તેની મશ્કરી કરવા લાગ્યા અને કહે છે કે તંતુક તો શ્રીગુરુ પાછળ ગાંડો થયેલો છે. આપણે તેના વગર શ્રીશૈલની યાત્રાએ જઈશું. આમ તેના માતા-પિતા અને ભાઈઓ યાત્રા માટે માર્ગસ્થ થયા. (૭) ગ્રામજનો અને તંતુકના કુટુંબીજનો યાત્રા માટે ગયા પરંતુ તંતુક એકલો જ ગાણગાપુરમાં રહ્યો અને નિત્ય નિયમ મુજબ મઠમાં આવ્યો. (૮) શ્રીગુરુ તંતુકને પૂછે છે કે ગામના ઘણા લોકો મલ્લિકાર્જુનની યાત્રાએ ગયા છે. તું કેમ ગયો નથી? તંતુક જવાબ આપતાં કહે છે કે હે ગુરુજી! તમારાં ચરણકમળ સુધી પહોંચવું એ જ મારી યાત્રા છે. (૯) હે ગુરુમહારાજ! અનેક તીર્થક્ષેત્રો તમારાં ચરણોમાં સ્થિત છે. જે લોકો આ વાત જાણતા નથી તેવા મૂર્ખ લોકો દૂર દૂર સુધી રખડપટ્ટી કરીને પથ્થરનાં દર્શન કરવા જાય છે. (૧૦) આમ કહીને તંતુકે શ્રીગુરુને નમસ્કાર કર્યા અને નિત્ય મઠની સેવા કરવા લાગ્યો અને શિવરાત્રીનો દિવસ એટલે કે મહા મહિનાની વદ ચૌદસની વાત છે. (૧૧) શિવરાત્રીના દિવસે શ્રીગુરુ સંગમમાં હતા. બે પ્રહર પછી તંતુક સંગમમાં ગયો અને તેણે સ્નાન કર્યું. તેને શિવરાત્રીનો ઉપવાસ પણ હતો. (૧૨) સંગમમાં સ્નાન કરી તંતુક બે હાથ જોડી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

શ્રીગુરુની સામે નમસ્કાર મુદ્રામાં ભક્તિપૂર્વક ઊભો રહ્યો. (૧૩) શ્રીગુરુ તંતુકને કહે છે કે ગામના મોટા ભાગના લોકો શ્રીશૈલ પર્વત ઉપર ગયા છે. તેં કદી શ્રીશૈલનો મહિમા જાણ્યો છે? (૧૪) શ્રીગુરુ વધુમાં પૂછે છે કે બાળપણમાં તેં કદી શ્રીશૈલની યાત્રા કરી છે? તંતુક હાથ જોડી જવાબ આપતા કહે છે કે મારી બધી જ યાત્રા તમારાં શ્રીચરણોમાં છે. (૧૫) તંતુકની શ્રદ્ધા જોઈ શ્રીગુરુ તેને પોતાની નજીક બોલાવીને બેસાડે છે અને કહે છે કે હું તને શ્રીશૈલ પર્વતનાં દર્શન કરાવીશ. (૧૬) શ્રીગુરુ તંતુકને કહે છે કે તું આંખો બંધ કર અને પાદુકાને દૃઢતાથી પકડી લે. તંતુકે આંખો બંધ કરી પાદુકાને દૃઢતાથી વળગી રહેતાં શ્રીગુરુ અને તંતુક બંને મનોવેગથી શ્રીશૈલ પર્વત પર આવ્યા. (૧૭) ક્ષણાર્ધમાં તંતુક અને શ્રીગુરુ શ્રીશૈલમાં પહોંચી ગયા. શ્રીગુરુએ તંતુકને આંખો ખોલવાનું કહ્યું ત્યારે તંતુકે જોયું કે તે શ્રીશૈલ પર્વત ઉપર આવી ગયો છે. (૧૮) ક્ષણાર્ધમાં લાંબી યાત્રાનો રસ્તો કપાયો તેથી તંતુકને આશ્ચર્ય થયું. આંખો બંધ હતી ત્યારે તે ગાણગાપુરમાં હતો અને આંખો ખોલી ત્યારે તે શ્રીશૈલ પર્વત ઉપર હતો. આથી તેને થયું કે આ સ્વપ્ન છે કે વાસ્તવિકતા? (૧૯) શ્રીગુરુ તંતુકને કહે છે કે તું ભ્રમિત થઈને ડાફોળિયાં કેમ મારે છે? હવે હજામત* કરાવીને સ્નાન કરી ત્વરિત શ્રીમલ્લિકાર્જુનનાં દર્શન કરવા જા. (*તીર્થયાત્રાના નિયમ પ્રમાણે યાત્રાળુએ હજામત કરવી પડે છે.) (૨૦) શ્રીગુરુની આજ્ઞાનુસાર

તંતુક હજામત અને સ્નાન કરવા ગયો જ્યાં તેની મુલાકાત તેના માતા-પિતા તથા ગ્રામજનો સાથે થઈ (૨૧) ગ્રામજનો તંતુકને પૂછે છે કે આમ છુપાઈ-છુપાઈને અમારી પાછળ આવવાનું કારણ શું? સાથે જ આવ્યો તો અવારનવાર અમને મળ્યો કેમ નહીં? (૨૨) તંતુક માતા પિતાને કહેવા લાગ્યો કે હું આજે જ બે પ્રહર પછી નીકળ્યો છું અને અહીં શ્રીગુરુ સાથે આવતાં એક ઘટીકા સમય લાગ્યો છે. (૨૩) તંતુકનું કથન સાંભળી કેટલાક લોકો હસવા લાગ્યા અને કેટલાક લોકો કહેવા લાગ્યા કે આપણી પાછળ-પાછળ જ તંતુક લપાઈ-છુપાઈને આવ્યો છે અને અસંભવ જેવી વાતો કરી બડાઈ હાંકે છે. (૨૪) તંતુક વધારે સમય ત્યાં ન રોકાયો અને ગુરુઆજ્ઞા મુજબ હજામત સ્નાન કરી મલ્લિકાર્જુનનાં દર્શન કરવા ગયો. સાથે તે પુષ્પો અને બીલીપત્રો, પૂજનસામગ્રી લઈ મંદિર તરફ ગયો. (૨૫) મલ્લિકાર્જુનના મુખ્ય મંદિરમાં તંતુક ગયો ત્યારે શિવલિંગના સ્થાને તેણે શ્રીગુરુને બેઠેલા જોયા. તેણે શ્રદ્ધાપૂર્વક શ્રીગુરુની પૂજા કરી. (૨૬) તે અતિ વિસ્મયથી જોવા લાગ્યો કે બધા જ યાત્રાળુઓ શ્રીગુરુની ત્યાં પૂજા કરતા હતા અને શ્રીગુરુ પણ સ્મિતવદને બધાની પૂજા સ્વીકારતા હતા. આથી તેની શ્રદ્ધા બેવડાઈ અને શ્રીગુરુને તે શંકર માનતો હતો તે વાત સત્ય છે એવું પ્રતીત થયું. (૨૭) પૂજા કરીને પ્રસાદનાં પુષ્પ-ફળ લઈને તંતુક શ્રીગુરુ પાસે પાછો આવ્યો. શ્રીગુરુ પાતાળગંગાના કિનારે બિરાજમાન હતા. (૨૮) શ્રીગુરુ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તંતુકને પૂછે છે કે પાછા ફરવું છે કે અહીં જ રહેવું છે? તંતુક શ્રીગુરુને કહે છે કે મુખ્ય મંદિરમાં મેં એક આશ્ચર્યકારક ઘટના જોઈ. (૨૯) મલ્લિકાર્જુન શિવલિંગની જગ્યાએ મેં તમને એકલાને જ જોયા અને બધા યાત્રાળુઓ તમારી જ પૂજા કરતા હતા. (૩૦) તંતુક વધુમાં પૂછે છે કે હે ગુરુમહારાજ! તમે ગાણગાપુરમાં નજીક હોવા છતાં આ લોકો આટલા કષ્ટ કરીને દૂર શા માટે આવે છે? (૩૧) હે શ્રીગુરુ! અમારા જેવા અજ્ઞાની લોકોને તું મનુષ્યરૂપે દેખાય છે. તારો સાચો મહિમા કોઈ જાણતો નથી. તું તો સાચે જ પરમેશ્વર છે. (૩૨) બધા લોકો તારા મહિમાને ન જાણવાથી મૂઢ જેવા આ સ્થળે શા માટે આવે છે? તે તું વિસ્તારથી સમજાવ. (૩૩) શ્રીગુરુ તંતુકને કહે છે કે હે વત્સ! ઈશ્વર તો જડ ચેતન બધે જ વ્યાપી રહેલો છે. પરંતુ કેટલાક સ્થાનનો મહિમા વિશેષરૂપે હોય છે જે ત્રિભુવનમાં અગમ્ય છે. (૩૪) તંતુક શ્રીગુરુને કહે છે કે હે સ્વામી! તું પૂર્ણ બ્રહ્મનું સ્વરૂપ છે. આથી આ સ્થળનો સ્થાનમહિમા અમને વિસ્તારથી સમજાવ. (૩૫) ભક્તના પ્રશ્નના જવાબમાં શ્રીગુરુ શ્રીશૈલ સ્થિત મલ્લિકાર્જુનનો સ્થાનમહિમા જે સ્કંદપુરાણમાં વર્ણવ્યો છે તેના આધારે વિસ્તારપૂર્વક કહે છે. (૩૬) શ્રીગુરુ તંતુકને કહે છે કે મહા મહિનાની વદ ચૌદસના દિવસે શ્રીશૈલ પર્વતની યાત્રાનો અપાર મહિમા છે. (૩૭) પૂર્વે કિરાત દેશમાં (આસામનું ટીપ્પરા પ્રાંત) વિમર્ષણ નામનો એક પરાક્રમી શત્રુજીત રાજા રહેતો

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હતો. (૩૮) વિમર્ષણ રાજાને શિકાર કરવાનો ખૂબ શોખ હતો. તે બળવાન અને શારીરિક રીતે હૃષ્ટપુષ્ટ બાંધાનો હતો. તેનું મન બહુ ચંચળ હતું અને સ્ત્રીઓ પાછળ મન ભમતું હતું. (૩૯) વિમર્ષણ રાજા બધા જ પ્રકારનું માંસ આરોગતો હતો. (૪૦) રાજા નિત્ય ઈશ્વરપૂજન કરતો અને શિવરાત્રીના દિવસે હર્ષાન્વિત થઈ ગીત, વાદ્ય, નૃત્ય સહિત મહોત્સવમાં ભાગ લેતો. (૪૧) વિમર્ષણ રાજાની પત્નીનું નામ કુમુદવતી હતું. વિમર્ષણ રાજા આચારહીન હોવા છતાં શિવપૂજન શ્રદ્ધાપૂર્વક કરતો. તેનું કુમુદવતીને આશ્ચર્ય થતું. (૪૨) કુમુદવતી સુશીલ અને પતિવ્રતા સ્ત્રી હતી. તે હંમેશાં વિચાર કરતી કે વિમર્ષણ રાજા ઈશ્વરભક્તિ કરતો હોવા છતાં પરસ્ત્રીરત કેમ છે? (૪૩) દિવસો પસાર થતાં એક દિવસ કુમુદવતીએ વિમર્ષણ રાજાને પૂછ્યું કે હે પ્રાણેશ્વર! મારી વિનંતી સાંભળો. (૪૪) હે પતિરાજ! મારાં વચનો સાંભળી મને ક્ષમા કરો. પરંતુ તમે ઈશ્વરભક્ત હોવા છતાં અભક્ષ્ય ભક્ષણ કરો છો અને પરસ્ત્રીરત જેવા દુરાચારી છો તેનું કારણ જણાવો. (૪૫) હે સ્વામીનાથ! તમારામાં ઈશ્વરભક્તિ શા કારણે ઉપજી તે ક્રોધ કર્યા વિના કહો. (૪૬) વિમર્ષણ રાજાએ કુમુદવતી રાણીને કહ્યું કે સારું થયું તેં મને પૂછ્યું. તારા પૂછવાથી મને પૂર્વજન્મ યાદ આવ્યો છે તે હું તને કહીશ. (૪૭) પૂર્વે પંપાનગરીમાં હું શ્વાનયોનિમાં જન્મ્યો હતો અને પંપાનગરી વિસ્તારમાં સમય પસાર કરતો હતો ત્યારે એક દિવસ શિવરાત્રીનો દિવસ આવ્યો. (પંપાનગરી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દંડકારણ્યમાં અથવા હમ્પી વિરુપાક્ષ પાસે છે.) (૪૮) તે નગરીમાં એક શિવાલય હતું. જ્યાં સમસ્ત લોકો પૂજા કરવા જતા. હું પણ શ્વાન તરીકે ત્યાં કંઈક ખાવા મળશે તે હેતુથી ગયો. (૪૯) ત્યાં સમસ્ત લોકો હર્ષોલ્લાસથી ગીતવાદ્યોના ધ્વનિમાં પૂજા કરતા, આરતી કરતા અને ગર્ભગૃહની પ્રદક્ષિણા કરતા. (૫૦) હું પણ (શ્વાન) મંદિરના પ્રવેશદ્વારમાં કંઈક અવનવું જોવા મળશે તેવું ધારીને ગયો. મને કૂતરા તરીકે જોઈને અપવિત્ર, અપવિત્ર એવું બોલીને હાથમાં પથ્થર અને લાકડી લઈને મને દર્શનાર્થીઓ મારવા આવ્યા. (૫૧) હું પ્રદક્ષિણાના માર્ગ ઉપર દોડતો હતો ત્યારે બારણું બંધ કરીને આ કૂતરાને પકડો, મારો એમ બોલીને લોકો પથ્થરના પ્રહાર કરવા લાગ્યા. (૫૨) છટકવાનો કોઈ રસ્તો ન હોવાથી પ્રાણ બચાવવા માટે હું મંદિરના ગર્ભગૃહમાં પેઠો. (૫૩) બહાર જવાનો રસ્તો પણ બંધ હતો અને લોકો મારી પાછળ પડ્યા. આથી હું શિવલિંગની પ્રદક્ષિણા કરતાં દોડ્યો. (૫૪) ત્યાં સંતાવાની કોઈ જગ્યા ન હતી અને મારી પાછળ લોકો મારવા પડ્યા હતા. આથી જ્યાં રસ્તો મળ્યો ત્યાં હું દોડ્યો. (૫૫) કંઈક એઠું જમવા મળે તે માટે હું મંદિરમાં પ્રવેશ્યો અને પ્રાણ બચાવવા કરુણા યાચતો. (૫૬) આ પ્રમાણે ત્રણ વખત મેં અંતર્ગૃહની પ્રદક્ષિણા કરી અને શંકર ભગવાનની પૂજા નજરે જોઈ. (૫૭) પ્રવેશદ્વાર પાસે લોકોએ એકઠા થઈ શસ્ત્ર વડે મારું મૃત્યુ નિપજાવ્યું અને મારા મૃત શરીરને મંદિર


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બહાર ફેંકી દીધું. (૫૮) આમ મને શંકર ભગવાનની પ્રદક્ષિણાનું પુણ્ય મળ્યું અને શિવપૂજન નજરે જોવાનું પણ પુણ્ય મળ્યું જેના થકી હે પ્રાણેશ્વરી! આ જન્મમાં હું રાજા થયો. (૫૯) મૃત્યુના દિવસે શિવરાત્રી હતી અને કાંઈ પણ ખાવાનું ન મળવાથી હું ઉપવાસી રહ્યો અને પ્રાણત્યાગ કરતાં મને પુણ્ય મળ્યું. (૬૦) હજુ એક વધુ પુણ્ય મારા ખાતામાં જમા થયું. મેં શિવજીની દીપમાલા નજરે જોઈને શિવદ્વારમાં પ્રાણત્યાગ કર્યો. (૬૧) તે પુણ્ય થકી મને પૂર્વજન્મનું જ્ઞાન થયું છે. આવો શિવરાત્રીનો મહિમા છે. હું દુરાચારી શા માટે છું તેનું કારણ પણ હું તને કહું છું. (૬૨) પૂર્વજન્મમાં હું શ્વાન હોવાથી સર્વ પ્રકારનું અન્ન ભક્ષણ કરતો હતો અને સર્વ સ્થળે વાસના હોવાથી તે જ સ્વભાવ આ જન્મમાં પણ આવ્યો. (૬૩) આ પ્રમાણે વિમર્ષણ રાજાએ કુમુદવતી રાણીને પોતે સર્વભક્ષી કેમ છે તેનું કારણ કહ્યું. રાણીએ ફરી પ્રશ્ન કર્યો કે તમારો પૂર્વવૃત્તાંત તો મને કહ્યો. હવે મારા પૂર્વજન્મનો વૃત્તાંત પણ કહો. (૬૪) હે પ્રાણેશ્વર! તમે સર્વજ્ઞ છો. આથી મારો પૂર્વજન્મ કહો એમ બે હાથ જોડી વિનંતી કરી. (૬૫) વિમર્ષણ રાજા રાણીને કહે છે કે પૂર્વજન્મમાં તું એક કપોતી (કબૂતરી) હતી અને અન્નભોજન ભક્ષણ કરી તું દિવસ પસાર કરતી હતી. (૬૬) એક સ્થળે માંસનો ટૂકડો પડ્યો હતો તેને ચાંચમાં ઝાલીને તેં આકાશમાં ઉડાન કર્યું, જેને દૂરથી સમડીએ જોયું. (૬૭) તે માંસનો ટૂકડો ઝૂંટવી લેવા સમડી

તારી પાછળ પડી આથી તેં પલાયન કર્યું અને જંગલમાં ઊડી ગઈ. (૬૮) સમડી તારી પાછળ પડી હોવાથી પ્રાણ બચાવવા તું શ્રીશૈલ પર્વત ઉપર આવી. (૬૯) તે સમડી પણ તારી પાછળ-પાછળ આવી જ્યારે તું શિવાલયના શિખર ઉપર બેઠી હતી પ્રાણ બચાવવા તેં શિખરના વર્તુળાકાર આંટા માર્યા અને તું થાકી ગઈ. (૭૦) ઘણે દૂરથી ઊડીને આવી હોવાથી તું અતિ શ્રમિત હતી અને શિખર ઉપર બેસતાં જ સમડીએ તને મારી નાખી. (૭૧) સમડી માંસનો ટૂકડો લઈ ગઈ અને તું પંચત્વ પામી. પ્રદક્ષિણાના પુણ્ય થકી તું આ જન્મમાં રાણી થઈ છે. (૭૨) તે સમયે કુમુદવતી રાણી ફરીથી વિમર્ષણ રાજાને કહે છે કે તમારી આજ્ઞાથી હું હવે ઈશ્વરપૂજન કરીશ. (૭૩) ભવિષ્યમાં હું ક્યાં જન્મ લઈશ, તમે પણ કયા કુળમાં જન્મ લેશો તે વિશે હે પ્રાણેશ્વર! મને વિસ્તારથી કહો. (૭૪) વિમર્શણ રાજા સતીને કહે છે કે આગામી જન્મમાં હું સિંધુપ્રાંતમાં રાજા તરીકે જન્મ લઈશ. (૭૫) આગામી જન્મમાં હે પ્રિયે! તું સૃંજયદેશના રાજાની કન્યા તરીકે જન્મીને મારી પત્ની થઈશ. (સૃંજયદેશ એટલે સિંધુ અને જેલમ વચ્ચેનો પ્રદેશ.) (૭૬) મારો ત્રીજો જન્મ સૌરાષ્ટ્ર દેશમાં થશે અને તારો જન્મ કલિંગ રાજવંશમાં થશે અને તું મારી પત્ની થઈશ. (કલિંગદેશ જગન્નાથથી કૃષ્ણાનદીના પૂર્વભાગનો વિસ્તાર.) (૭૭) વિમર્ષણ રાજા કુમુદવતીને કહે છે કે મારો ચોથો જન્મ ગાંધારદેશમાં થશે, તારો જન્મ મગધકુળમાં થશે અને

તે જન્મમાં પણ તું મારી પ્રાણેશ્વરી થઈશ. (ગાંધારદેશ સિંધુનદીના કિનારાનો એક પ્રદેશ. હાલનું કંદહાર. પૂર્વે અહીં આર્યોનું રાજ્ય હતું. કૌરવોની રાજમાતા ગાંધારી આ પ્રદેશની રાજકુમારી હતી.) (૭૮) મારો પાંચમો જન્મ ઉજ્જૈનમાં થશે અને તારો જન્મ દાશાર્હ (માળવાના ઉત્તરનો ભાગ) રાજકુળમાં થશે. તે જન્મમાં પણ તું મારી પત્ની થઈશ. (૭૯) મારો છઠ્ઠો જન્મ આનર્ત પ્રદેશમાં થશે. (ઉત્તર ગુજરાત જે પહેલાં કાઠિયાવાડ સંલગ્ન હતો.) તું યયાતિ કન્યા થઈ મારી પ્રાણેશ્વરી થઈશ. (૮૦) મારો સાતમો જન્મ પાંડ્યદેશમાં થશે અને મારું લાવણ્ય અપ્રતીમ હશે. (૮૧) ત્યારે હું સર્વગુણ સંપન્ન અને જ્ઞાની હોઈશ, સૂર્યકાંતિ જેવું મારું વદન હશે અને રૂપ મદન જેવું હશે અને મારું નામ પદ્મવર્ણ હશે. (૮૨) હે પ્રાણેશ્વરી! તારો જન્મ તે સમયે વિદર્ભપ્રાંત (મહારાષ્ટ્ર)માં થશે અને તારું સૌંદર્ય સુવર્ણ જેવું અને મુખકમળ ચંદ્ર જેવું હશે. (૮૩) તે જન્મમાં તારું નામ વસુમતિ હશે અને જે રીતે દમયંતીએ સ્વયંવરમાં નળનો પતિ તરીકે સ્વીકાર કર્યો તે રીતે તું મારો વર તરીકે સ્વીકાર કરીશ. (૮૪) તે જન્મમાં હું દીર્ઘકાળ સુધી રાજ્ય કરીશ, અનેક યજ્ઞો કરીશ, અનેક દેશો ઉપર વિજય મેળવીશ અને અનેક મંત્રશાસ્ત્રોનું જ્ઞાન મેળવીશ. (૮૫) તે જ જન્મમાં હું દેવતાઓ અને બ્રાહ્મણોનું સન્માન કરીશ અને સુપાત્ર બ્રાહ્મણોને ખેતી માટેની જમીન અને રહેવા માટે ઘર બંધાવીને આપીશ. એ રીતે જીવન વ્યતીત કર્યા પછી વૃદ્ધાવસ્થામાં

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પુત્રને રાજ્યાસન આપીશ. (૮૬) ત્યારબાદ હું સંન્યાસ ગ્રહણ કરીને અગસ્ત્ય ઋષિ પાસે જઈશ અને બ્રહ્મજ્ઞાનોપદેશ પ્રાપ્ત કરીશ. તે રીતે જીવનનો અંત થશે. (૮૭) દેહાવસાન થતા તને સાથે લઈને દિવ્ય વિમાનમાં બેસીને તપોબળના પ્રતાપે સ્વર્ગમાં જઈશ. (૮૮) ઈશ્વરપૂજાનો આવો અપ્રતીમ મહિમા છે. શ્રીશૈલ ક્ષેત્રનો શિવરાત્રીનો મહિમા મેં તને કહ્યો છે. આમ કહીને વિમર્ષણ રાજા વસુમતિ રાણીને સાથે લઈ મલ્લિકાર્જુનના દર્શન માટે ગયો. (૮૯) શ્રીગુરુ તંતુકને કહે છે કે શ્રીશૈલ પર્વતનો અને શિવરાત્રી પર્વનો મહિમા આવો આશ્ચર્યકારક છે. તે દિવસે શ્વાને ઉપવાસ કરી પ્રદક્ષિણા કરી. તેના પુણ્યબળથી તે સાત જન્મ સુધી રાજા તરીકે જન્મ્યો. (૯૦) તેના દેહવિલય પછી તેણે સ્વર્ગલોકનું સુખ પણ ભોગવ્યું. હે તંતુક! શ્રીશૈલ પર્વતનો આવો મહિમા તેં ગુરુમુખેથી સાંભળ્યો છે. માટે ગુરુ આજ્ઞાનુસાર તારે ઈશ્વરની પૂજા કરવી. (૯૧) ગાણગાપુર ગામમાં ભીમાનદીના તીરે કલ્લેશ્વર મહાદેવનું સ્થાન છે. તેને મલ્લિકાર્જુન સમાન પવિત્ર માની તેની પૂજા કરજે. (૯૨) બીજું મહાદેવનું સ્થાન એટલે સંગમમાં આવેલું સંગમેશ્વર મહાદેવ. તેની તું નિત્ય પૂજા કરજે અને મલ્લિકાર્જુન અને સંગમેશ્વરમાં કોઈ ભેદ માનીશ નહીં. (૯૩) તંતુક શ્રીગુરુને કહે છે કે હે સ્વામી! તમે મને આડે માર્ગે કેમ વાળો છો? મલ્લિકાર્જુનના સ્થળે મેં તમને જ જોયા હતા. (૯૪) ખરેખર! સર્વ સ્થળે અને સર્વવ્યાપક એવો તારો નિવાસ છે. કલ્લેશ્વર અને સંગમેશ્વર સિવાય તું ક્યાં ક્યાં છે? (૯૫) તંતુકની દલીલ સાંભળી શ્રીગુરુએ હાસ્ય

કર્યું અને કહ્યું કે આંખો બંધ કર અને પાદુકા પકડ અને બંને ગુરુ-શિષ્ય મનોવેગથી ગાણગાપુર પરત આવ્યા. (૯૬) તે જ સમય દરમ્યાન ગાણગાપુરના ગ્રામજનો શ્રીગુરુનાં દર્શન કરવા સંગમે આવ્યા. પરંતુ તેઓ દેખાયા નહીં. થોડા ભક્તો કહે છેઃ (૯૭) શ્રીગુરુ અહીં જ હતા. અચાનક તેઓ ક્યાં અદશ્ય થઈ ગયા? શ્રીગુરુનાં દર્શન ન થવાથી ભક્તો દુઃખી હતા. (૯૮) શ્રીગુરુએ સંગમમાં આવી શિષ્યોને બોલાવી લાવવા તંતુકને મઠમાં મોકલ્યો અને પોતે સંગમમાં જ રહ્યા. (૯૯) તંતુક ગામમાં ગયો ત્યારે તેણે હજામત કરેલી હોવાથી એની મશ્કરી કરતાં ગ્રામજનો પૂછવા લાગ્યા કે યાત્રા કર્યા વિના હજામત શા માટે? તંતુકે ટૂંકમાં કહ્યું કે હું શ્રીશૈલ ઉપર ગયો હતો. (૧૦૦) તેણે પ્રસાદ વિભૂતિ, બીલીપત્ર તેમજ પુષ્પહાર લોકોને બતાવ્યા. આથી લોકો વધુ આશ્ચર્યચકિત થયા કેમ કે બીજા પ્રહરે તે ગાણગાપુરમાં જ હતો. (૧૦૧) કોઈ ગ્રામજન તંતુકનાં વચનો અસત્ય માનવા પ્રેરાયો અને સત્ય હકીકત વિશે ઊંડાણથી પૂછતા તેણે કહ્યું કે હું શ્રીગુરુ સાથે મનોવેગથી શ્રીશૈલ ગયો હતો. (૧૦૨) શ્રીગુરુ હવે સંગમમાં આવી ગયા છે અને તમને સંગમમાં બોલાવવા માટે શ્રીગુરુએ મને મોકલ્યો છે. શ્રીગુરુ આજે સંગમમાં જ નિવાસ કરશે. (૧૦૩) કોઈ નાગરિક તંતુકને મૂર્ખ કહેતો હતો અને મનોવેગથી જવાની વાત મિથ્યા છે એમ માનતો હતો. તંતુક તો શ્રીગુરુની આજ્ઞા શિષ્યોને કહીને તરત સંગમમાં પાછો


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

ફર્યો. (૧૦૪) તંતુકે મઠનો વૃત્તાંત શ્રીગુરુને જણાવ્યો. ઘણા ભક્તો સંગમમાં ગયા અને શ્રીગુરુની ધામધૂમથી પૂજા થઈ એમ સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૧૦૫) જે લોકો શ્રીગુરુની લીલાને મિથ્યા કે અસત્ય કહેશે તેઓ કુંભીપાક નરક ભોગવશે. પંદર દિવસ પછી ગ્રામજનો શ્રીશૈલ યાત્રાએથી પાછા આવ્યા. (૧૦૬) ત્યારે યાત્રાળુઓએ ગ્રામજનોને તંતુક પર્વત ઉપર દેખાયાની વાત કરી જ્યારે તંતુક તો તે દિવસે ગાણગાપુરમાં જ હતો. મનોવેગથી શ્રીગુરુ સાથે તંતુકની શ્રીશૈલ યાત્રા સાંભળીને ભક્તો આનંદમાં ગરકાવ થઈ ગયા. (૧૦૭) સરસ્વતી ગંગાધર કહે છે કે સિદ્ધમુનિએ નામધારકને અપાર ગુરુમહિમાનું કથન કર્યું. તે જ ગુરુલીલારૂપી અમૃતનું હું નિત્ય સેવન કરું છું. (૧૦૮)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શ્રીશૈલ શિવરાત્રી મહિમાવર્ણન નામનો તેંતાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૦૮)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૩૧મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"નિમેષમાત્રે તંતુક એક, પહોંચાડ્યો શ્રીશૈલે દેખ!"**

# અધ્યાય-૪૪



નંદી નામના કુષ્ઠીનો રોગ શ્રી નૃસિંહસરસ્વતીએ નિર્મૂળ કર્યો.

# અધ્યાય-૪૪

## દ્વિજકુષ્ઠપરિહાર

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને કહે છે કે, તમે અનેક શ્રીગુરુલીલાના સાક્ષી છો. તમે પ્રત્યક્ષ પરબ્રહ્મને જોયા છે. તમારા ભાગ્યને કોણ વર્ણવી શકે? (૧) તમારી કૃપાથી શ્રીગુરુલીલામૃતનું અમે રસપાન કરી શક્યા. અમારાં બધાં જ કષ્ટો દૂર થયાં અને સકલ મનોરથો પૂરા થયા. (૨) તમે મને ઉદ્ધારક તરીકે મળ્યા છો આથી મારું સકળ દૈન્ય નષ્ટ થયું છે અને તમે કહેલું ગુરુચરિત્ર શ્રવણ કરતાં મારા સર્વ મનોરથો પૂરા થયા છે. (૩) નામધારક સિદ્ધમુનિને પૂછે છે કે શ્રીગુરુ શિવરાત્રીની રાત્રે સંગમમાં રહ્યા તે પછી શું થયું? તે કથા અમને કહો. (૪) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે હે વત્સ! તે પછી એક દિવસ વિચિત્ર ઘટના બની તે હું તને સવિસ્તર કહું છું તે ધ્યાનથી સાંભળજે. (૫) નંદી નામનો એક બ્રાહ્મણ જેના સર્વાંગે સફેદ કોઢ હતો. રોગનિવારણ માટે નંદી બ્રાહ્મણે તુલજાપુર જઈને ભવાનીમાતાની ત્રણ વર્ષ સુધી આરાધના કરી. (૬) ત્રણ વર્ષ સુધી


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ઉપવાસી રહીને બ્રાહ્મણે ખૂબ કષ્ટ વેઠ્યું પરંતુ ભવાનીમાતાએ સ્વપ્નદષ્ટાંત દ્વારા તેને ચંદલા પરમેશ્વરી પાસે જવાની આજ્ઞા કરી. (૭) જગદંબાની આજ્ઞાનુસાર નંદી બ્રાહ્મણે સાત માસ સુધી ઉપવાસ કરી ચંદલા પરમેશ્વરીના સ્થાનમાં પુરશ્ચરણ કર્યું. (૮) આ પ્રકારનાં અનેક કષ્ટો વેઠ્યા પછી નંદી વિપ્રને દેવીનો સ્વપ્નદષ્ટાંત થયો કે રોગનિવારણ માટે તું ગાણગાપુર સ્થાનમાં જા. (૯) ત્યાં શ્રીગુરુ ત્રિમૂર્તિનો અવતાર હોઈ તેમણે માનવવેશ ધારણ કર્યો છે તેમની કૃપાથી તારું શરીર નિરોગી થશે. (૧૦) દેવીનો સ્વપ્નદષ્ટાંત થવાથી નંદી વિપ્રને ઘણું જ દુઃખ થયું અને માતાને તેણે કહ્યું કે જો તારામાં શક્તિ ન હતી તો સાત માસ સુધી સુધી મને શું કામ કષ્ટાવ્યો? (૧૧) જગન્માતા તુલજાભવાનીની આજ્ઞા થકી હું તારી પાસે આવ્યો ને મારા મનમાં પણ હતું કે તું ખરેખર સમર્થ દેવતા છે. (૧૨) હવે મને તારા દેવતાપણાની શક્તિની ખબર પડી જ્યારે કે તું મને એક મનુષ્ય પાસે રોગનિવારણ માટે મોકલે છે. (૧૩) તું સમર્થ દેવી હોવા છતાં મને મનુષ્ય પાસે મોકલે છે. આથી દૈવતને દાગ લાગે છે. મારું ભાગ્ય જ એવું છે. (૧૪) સાત મહિના સુધી ઉપવાસી રહીને મેં અનેક કષ્ટો વેઠ્યાં. તમે દેવતાઓને દુઃખી માણસને મનુષ્ય પાસે મોકલતાં શરમ કેમ નથી આવતી? મેં દેવતાઓને પણ ઓળખી લીધા છે! (૧૫) જો તેં મને પહેલાં જ કહ્યું હોત કે મનુષ્ય પાસે જા, તો આટલું કષ્ટ મારે ભોગવવું ન પડત. મેં તને સમર્થ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દૈવત તરીકે જાણીને તારી આરાધના કરી પણ મારી ઈચ્છા પૂરી ન થઈ. આમ નંદી બ્રાહ્મણ અનેક રીતે દુઃખ વ્યક્ત કરતો હતો. (૧૬) આમ અનેક રીતે દુઃખી થઈને નંદી વિપ્રે નિશ્ચય કર્યો કે તે ફરી એક કઠોર પુરશ્ચરણ કરશે. (૧૭) નંદી વિપ્રે નિશ્ચય કર્યો કે નિરોગી થવાય તો થવાય, નહીં તો હું પ્રાણત્યાગ કરીશ. આમ કહીને તે માતાજી સમક્ષ ધરણા માટે બેઠો. (૧૮) ફરીથી નંદીને દેવીનો સ્વપ્નદષ્ટાંત થયો અને મંદિરના પૂજારીઓને પણ તેવો જ સ્વપ્નદષ્ટાંત થયો. (૧૯) પૂજારીઓ એકઠા થઈ નંદી વિપ્ર પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે માતાજી સમક્ષ હઠાગ્રહ ન કરીશ અને આજ્ઞાનુસાર ગાણગાપુર જતો રહે. (૨૦) જો તું હવે આ સ્થળનો ત્યાગ નહીં કરે તો અમે તને બળજબરીથી બહાર કાઢીશું અને મંદિરમાં આવવા દઈશું નહીં. (૨૧) પૂજારીઓના કહેવાથી નંદીને સંતોષ થયો. તેણે ઉપવાસનાં પારણાં કર્યાં અને દેવીની વિવિધ પ્રકારે પૂજા કરી અને ગાણગાપુર જવા નીકળ્યો. (૨૨) ગાણગાપુર જઈને મઠમાં નંદી વિપ્રે શ્રીગુરુ અંગે પૂછપરછ કરી ત્યારે ભક્તોએ કહ્યું કે શ્રીગુરુ સંગમમાં ગયા છે. (૨૩) ભક્તોએ નંદીને કહ્યું કે શિવરાત્રીનો ગઈ કાલે ઉપવાસ હોવાથી પારણાં માટે શ્રીગુરુ અહીં આવશે. (૨૪) તે જ સમય દરમ્યાન શ્રીગુરુ સંગમથી મઠમાં આવતા હતા. ગ્રામજનોએ કોઢયુક્ત નંદી વિપ્રને દૂર ઊભા રહેવા સૂચન કર્યું અને શ્રીગુરુ આજ્ઞા આપે તો જ શ્રીગુરુ સમક્ષ જવા મળશે તેમ

કહ્યું. (૨૫) શ્રીગુરુ મઠમાં પ્રવેશ્યા, નંદી વિપ્ર ચિંતાક્રાંત ત્યાં જ ઊભો રહ્યો. ભક્તોએ મઠમાં જઈને શ્રીગુરુને વાત કરી કે એક વિપ્ર તમારાં દર્શન માટે આવ્યો છે. (૨૬) તે વિપ્રના શરીરે સફેદ કોઢ છે. શ્રીગુરુએ તરત જ કહ્યું કે હું તેને જાણું છું. તે મનમાં સંશય રાખીને અહીં આવ્યો છે. (૨૭) શ્રીગુરુએ ભક્તોને આજ્ઞા કરી કે નંદી વિપ્રને અંદર બોલાવો અને તે અનુસાર નંદી વિપ્રે મઠમાં પ્રવેશ કર્યો. (૨૮) શ્રીગુરુને દૂરથી દેખતાં જ નંદી વિપ્ર સાષ્ટાંગ નમન કરતો કરતો શ્રીગુરુ નજીક ગયો ત્યારે શ્રીગુરુએ તેના મનની સ્થિતિ ઓળખી કહ્યું કે દેવતાને છોડીને તું મનુષ્ય પાસે શા માટે આવ્યો? શું તારું કામ અહીં થશે? મનમાં સંશય રાખી સંતપુરુષ પાસે જવાથી શું ફાયદો? (૨૯-૩૦) શ્રીગુરુનાં આવાં વચનો સાંભળી નંદી બ્રાહ્મણ પશ્ચાત્તાપની અગ્નિથી શેકાવા લાગ્યો અને શ્રીગુરુએ મારા મનની વાત જાણી છે આથી શ્રીગુરુ સર્વજ્ઞ છે એમ માની તેમની અંતઃકરણપૂર્વક ક્ષમા માગવા લાગ્યો. (૩૧) નંદી વિપ્ર શ્રીગુરુને કહે છે કે હું મોહમાં અંધ થયો હતો. અજ્ઞાનથી વીંટળાયેલો હતો. હે પરબ્રહ્મસ્વરૂપ ગુરુદેવ! તારાં દર્શનથી હું શુદ્ધ થયો છું. (૩૨) તું સાક્ષાત્ પરમેશ્વર હોવા છતાં અમારા જેવા તમોગુણી તમને ઓળખી શકતા નથી. આજે મારા માટે સોના જેવો દિવસ ઉગ્યો છે. તારાં દર્શનથી હું પવિત્ર થયો છું. (૩૩) હું પાપી, પાપકર્મમાં રત, પાપાત્મા હોવાથી મારું સાચું સ્વરૂપ જાણતો નથી. હું તારા શરણે


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આવ્યો છું. (૩૪) તું ભક્તજનોનો આધાર છે. શરણાગત માટે વજ્રની દિવાલરૂપ છે. તારા આ મહિમાને હે શ્રીગુરુ નૃસિંહસરસ્વતી! બધા જ લોકો જાણે છે. (૩૫) હે કૃપાસાગર યતિરાય! તમારાં ચરણકમળ એટલે પરબ્રહ્મચરણ છે. તેનાં દર્શનથી મારાં સમગ્ર પાપ નષ્ટ થયાં છે અને મનોરથ પૂરા થયા છે. (૩૬) તું ભક્તો માટે કામધેનુ છે. તું માનવરૂપ ધારણ કરીને અવતર્યો છે. તારો પાર કોઈ પામી શક્યું નથી. તું ત્રિમૂર્તિનું જ સ્વરૂપ છે. (૩૭) જે રીતે સગર રાજાના પુત્રોને પાવન કરવા ગંગા સ્વયં આવી તેવી જ રીતે ભક્તોને તારવા તું અવતર્યો છે. (૩૮) જે રીતે અહલ્યા પથ્થર બન્યા પછી પ્રભુચરણનો સ્પર્શ થતાં તે દિવ્ય દેહ પામી તે જ રીતે હે સદ્‌ગુરુનાથ! તમારાં દર્શનથી હું આજે નીરોગી બનીશ. (૩૯) મારા વ્રતબંધ અને વિવાહ પછી શરીર ઉપર કોઢ ઉપજ્યો આથી મારી પત્ની પણ મારો ત્યાગ કરી પિયર જતી રહી. (૪૦) મારાં માતાપિતા પણ મને ગૃહત્યાગ કરવા કહે છે. આથી મને ખૂબ જ દુઃખ થયું અને સંસારના સંબંધો ત્યાગીને નીકળ્યો. (૪૧) હું તુળજાપુર ક્ષેત્રમાં ગયો અને ઉપવાસ કરીને ખૂબ કષ્ટ ઉઠાવ્યું. તેમ છતાં તુળજાભવાનીએ કહ્યું કે તારું પાપ વધારે હોવાથી અહીં તું નીરોગી નહીં થાય. (૪૨) તુળજાભવાનીએ મને સન્નતી ગામે ચંદલા પરમેશ્વરી પાસે મોકલ્યો જ્યાં મારું પાપ નષ્ટ થઈ નીરોગી થઈશ એમ કહ્યું. (૪૩) ચંદલા પરમેશ્વરી પાસે પણ મેં ખૂબ કષ્ટ ઉઠાવ્યું. મારાથી

ચંદલામાતા પણ કંટાળી અને કૃપામૂર્તિ! તારી પાસે મને મોકલ્યો. (૪૪) આમ હું પ્રારબ્ધહીન હોવાથી દેવતાઓ પણ મારાથી કંટાળે છે અને બળજબરીથી મને મંદિરની બહાર કાઢવા પૂજારીઓને આજ્ઞા આપે છે. (૪૫) દેવતાઓ પણ જ્યારે કંટાળી જાય તો મનુષ્ય કેમ કરીને દયા દાખવશે? આવી શંકાથી હું નિરાશ થઈને તારી પાસે આવ્યો છું. નીરોગી ન થવાય તો મેં પ્રાણ ત્યાગવાનો નિશ્ચય કર્યો છે. (૪૬) આવો હું અત્યંત પાપી છું. કોઢીલો હોવાથી લોકો મારું મોઢું જોતા નથી. આથી મને થાય છે કે આનાં કરતાં મૃત્યુ સારું. (૪૭) હવે એક જ વિનંતી છે કે મારું કામ થવાનું હોય કે ન થવાનું હોય તે સ્પષ્ટ કહો. દેવતાઓ પણ આશામાં રાખીને ભક્તોને છેતરે છે. (૪૮) મને હવે જીવનની પરવા નથી. હું સહજ પ્રાણત્યાગ કરીશ. હે ગુરુમહારાજ! તમે શરણાગતના રક્ષક હોવાથી જેવી આજ્ઞા કરશો તેમ હું વર્તીશ. (૪૯) નંદી વિપ્રનાં કરુણ વચનો સાંભળી શ્રીગુરુએ હાસ્ય કરીને સોમનાથ બ્રાહ્મણને બોલાવ્યો અને નંદી વિપ્રને સંગમમાં લઈ જવા આજ્ઞા કરી. (૫૦) સંગમમાં નંદી વિપ્રને સંકલ્પ કરાવીને ષટ્કુળ તીર્થમાં સ્નાન કરાવી અશ્વત્થની પ્રદક્ષિણા કર્યા પછી તેને વસ્ત્રોનો ત્યાગ કરવા કહેવું એમ શ્રીગુરુએ સોમનાથ બ્રાહ્મણને કહ્યું. (૫૧) ત્યારબાદ તેને નવાં વસ્ત્રો આપવાં અને ભોજન માટે અહીં મઠમાં લઈ આવવો. આમ શ્રીગુરુએ આજ્ઞા આપતાં સોમનાથ અને નંદી વિપ્ર ત્વરિત સંગમ તરફ ગયા. (૫૨) સ્નાન કર્યા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પછી નંદી વિપ્રનું શરીર નીરોગી થઈને તેના શરીરનો રંગ પૂર્ણતયા બદલાઈ ગયો. ત્યારપછી અશ્વત્થની પ્રદક્ષિણા કર્યા પછી નંદીએ જોયું તો તેની ચામડી સ્વર્ણ જેવી ચમકતી હતી. (૫૩) નંદીને નવાં વસ્ત્રો આપવામાં આવ્યા. તેણે જે જૂના વસ્ત્રોનો ત્યાગ કર્યો તે દૂર જમીન ઉપર ફેંકવામાં આવ્યા. તે જમીન ક્ષારવાળી થઈ ગઈ. (૫૪) સોમનાથ નંદી વિપ્રને પોતાની સાથે મઠમાં લઈ ગયો અને બંને શ્રીગુરુનાં ચરણે પડ્યા. નંદીનું નીરોગી શરીર જોઈ બધા ભક્તો વિસ્મિત થયા. (૫૫) નંદી વિપ્રએ ભક્તિપૂર્વક શ્રદ્ધાસહ નમસ્કાર કર્યા અને હર્ષનિર્ભર થઈ પાદુકાઓ ઉપર આળોટવા લાગ્યો. તેણે શ્રીગુરુની સ્તુતિ કરી. (૫૬) શ્રીગુરુ નંદીને કહે છે કે તારી ઈચ્છા નીરોગી થવાની પૂરી થઈ? બારીકાઈથી જોઈને મને કહે. (૫૭) નંદી વિપ્રે સૂક્ષ્મતાથી જોતાં સમગ્ર શરીર નીરોગી થયું હતું. પરંતુ જાંઘ ઉપર થોડો ડાઘ રહી ગયો હતો. આથી તે ભય પામ્યો અને શ્રીગુરુને તે દૂર કરવા વિનવવા લાગ્યો. (૫૮) નંદી કહે છે કે હે સદ્ગુરુ! તારી કૃપાદષ્ટિ થયા પછી પણ કિંચિત્ કોઢ રહી ગયો છે, આમ કેમ? હે ભગવદ્સ્વરૂપ! મારા ઉપર કૃપા કર. એમ કહીને તેણે દંડવત્ પ્રણામ કર્યા. (૫૯) શ્રીગુરુ નંદી વિપ્રને ખુલાસો કરતાં કહે છે કે તેં મનમાં શંકા કરી હતી કે મનુષ્ય દેહધારી શ્રીગુરુ શું કરશે? તે શંકાને લીધે કિંચિત્ કોઢ તારા શરીર ઉપર રહી ગયો છે. (૬૦) પૂર્ણતઃ નીરોગી થવું હોય તો વિવિધ કાવ્યો દ્વારા અમારી સ્તુતિ

કર. જેથી તારો કોઢ લેશમાત્ર રહેશે નહિ. (૬૧) નંદી વિપ્ર શ્રીગુરુને વિનંતી કરતાં કહે છે કે હે સદ્‌ગુરુ! હું લખવાનું વાંચવાનું પણ જાણતો નથી. એવો મંદમતિ હોવાથી હું કાવ્યરચના કેવી રીતે કરું? (૬૨) હું કાવ્યવ્યુત્પત્તિ જાણતો નથી. કાવ્યપ્રકાર જાણતો નથી. આથી કવિત્વ શક્તિ આપવા તમારાં ચરણે વિનંતી છે. (૬૩) શ્રીગુરુએ નંદીને કહ્યું, તારું મોઢું ઉઘાડ અને તેની જીભ ઉપર શ્રીગુરુએ ભસ્મથી લખ્યું તે સાથે જ નંદી વિદ્વાન થયો. (૬૪) નંદી શ્રીગુરુનાં ચરણો ઉપર માથું મૂકીને સ્તોત્ર કરવા લાગ્યો. સ્તુતિ કરતાં નંદી કહે છે કે મેં તમારા સાચા સ્વરૂપને જાણ્યું નથી અને તમારી સેવા કરવા માટે ફુરસદ કાઢી નથી. (અર્થાત્ સેવા કરી નથી.) (૬૫) હું માયાથી વીંટળાઈને સંસારસાગરમાં ઊંડે ડૂબતો હતો તેમ છતાં મેં કદી તને યાદ નથી કર્યો. તારાં ચરણકમળનું મને વિસ્મરણ થયું. (૬૬) આ અગાધ સંસારસાગરની માયાજાળમાં ફસાઈને ચોર્યાસી લાખ યોનિઓમાં જન્મ લઈ અથડાતો કૂટાતો રહ્યો. એમ છતાં મારી બુદ્ધિ બહેર મારી ગઈ અને તારાં નામનું પણ મને વિસ્મરણ થયું. (૬૭) સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ યોનિમાં જન્મ લઈ અનેક પશુયોનિ પણ મેં ભોગવી છે. તેવા અસંખ્ય જન્મોમાં હું તને કેમ કરીને જાણું? (૬૯) મનુષ્ય જન્મમાં પણ બ્રાહ્મણકુળમાં જન્મ પ્રતિષ્ઠિત ગણાય છે. તેમ છતાં તે જન્મમાં મૂર્ખ થઈએ અને ગુરુકૃપા ન હોય તેનો કોણ હાથ ઝાલે? (૭૦) માતાનું રક્ત અને પિતાના વીર્યના સંયોગથી


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

માતાના ગર્ભમાં માંસના ગોળારૂપે બંધાઈને હું જે રીતે સોનીની સોનું ગાળવાની કૂલડીમાં પ્રવાહી ઉકળે તે પ્રમાણે માતાના ગર્ભમાં ઉકળતો હતો અને પાંચમા દિવસે હું પરપોટામાં પરિવર્તન પામ્યો. (૭૧) પંદર દિવસે સ્થૂળરૂપ પામ્યો ત્યારે પણ મેં ગુરુને જાણવા પ્રયત્ન કર્યો નહીં અને મારામાં સ્થૂળ પંચ મહાભૂતોનો તેમજ ઈન્દ્રિયોનો ઉદ્‌ભવ થયો ન હતો. (૭૨) એક માસ પૂર્ણ થતા તે પિંડમાં પરિવર્તન પામ્યો. બે માસે માથું અને પગ દેખાયા. ત્રીજા માસે બધા અવયવો દેખાયા અને પછી નવ દ્વાર ઉદ્‌ભવ્યાં. (૭૩) પાંચે તત્ત્વો ભેગા થયા (આકાશ, જળ, પૃથ્વી, તેજ અને વાયુ) અને ત્વરિત પ્રાણે પ્રવેશ કર્યો તો પણ મેં તને યાદ ન કર્યો. (૭૪) પાંચમા માસે ચામડી અને રોમ ઉદ્‌ભવ્યા, છઠ્ઠા માસે શ્વાસોચ્છવાસ શરૂ થયો, સાતમે માસે કાન, જીભ, ચરબી અને મજ્જા દૃઢ થયાં. (૭૫) આ પ્રમાણે નવ માસ સુધી માતાના ગર્ભમાં લોહી, વિષ્ઠા અને મૂત્રમાં બફાતો હતો. (૭૬) તેવા સમયે જો માતા ઉષ્ણ અને તીખા તથા ક્ષારયુક્ત ખોરાકનું ભક્ષણ કરે તો મને ગર્ભમાં ખૂબ જ કષ્ટ પડતું. તેવા સમયે હું ગર્ભમાં આળોટું તો પણ દુઃખનિવારણ માટે કોને બૂમ પાડું? (૭૭) માતાને ભાવે તેવો ખોરાક લેવાથી મને ખૂબ જ દુઃખ થતું. આ પ્રમાણે નવ માસ સુધી માતાના ગર્ભમાં હું દુઃખી થયો. (૭૮) એવા સમયે પણ મને તારું સ્મરણ ન થયું કારણ કે હું માયાથી વીંટળાયેલો હતો અને પછી યોનિ દ્વારા જન્મ્યો. (૭૯)

જન્મ થતાં જ વિધાતાએ આયુષ્ય લખી દીધું જેમાંથી અડધું ઊંઘમાં જતું રહ્યું. (૮૦) બાકીના આયુષ્યના ત્રણ ભાગ કરતાં એક ભાગ બાળપણનો, બીજો ભાગ યુવાનીનો અને ત્રીજો ભાગ ઘડપણનો નિર્માણ થયો. (૮૧) બાળપણમાં મેં અનેક કષ્ટો વેઠ્યાં. મને પારણામાં સૂવડાવતાં અને મળમૂત્રમાં હું આળોટતો. (૮૨) બાળપણના દુઃખનું સ્મરણ થતાં મને હજુ પણ શોકથી કમકમાટી થાય છે. હે સદ્‌ગુરુનાથ! એ સર્વ કષ્ટોનું હું કેમ કરીને વર્ણન કરું? (૮૩) શયનસ્થળે હું નિરંતર મળમૂત્રમાં આળોટતો અને અજ્ઞાનથી વીંટળાયેલો હોવાથી મેં પોતાની જ વિષ્ઠા ખાધી. (૮૪) કોઈક સમયે પેટમાં દુઃખે ત્યારે હું રુદન કરતો અને માતાને લાગે કે મને ભૂખ લાગી છે. આથી તેઓ બળજબરીથી સ્તનપાન કરાવતા. (૮૫) જ્યારે હું ભૂખ્યો થતો ત્યારે તેમને લાગતું કે મારું પેટ દુઃખે છે. આથી મોઢામાં આંગળી ખોસીને બળજબરીથી દવા પીવડાવતા. (૮૬) તેવી જ રીતે જ્યારે હું ભૂખથી પીડાતો ત્યારે મને પારણામાં નાખી હાલરડાં ગાતા. પણ તેમને ખબર ન હતી કે હું ભૂખના લીધે આક્રંદ કરતો હતો. (૮૭) જ્યારે હું રુદન કરતો ત્યારે મારા હાથે રક્ષણ કરવા દોરા ધાગા બાંધતા અને ભસ્મવિલેપન કરતા. તેમજ મોઢા ઉપર પવિત્ર જળ છાંટી મારું દુઃખનિવારણ કરવા પ્રયત્ન કરતા. પરંતુ મને ભૂખ લાગી છે તેવું માતા જાણતી નહિ. (૮૮) મને પારણામાં ઉત્સાહથી સૂવડાવતા. પરંતુ, વસ્ત્રમાં વીંછી હોય


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તે મને ડંખ મારતો અને દુઃખથી હું મોટેથી રડતો. (૮૯) તેવા સમયે ઝૂલાને ઝૂલાવી શાંતિથી સૂઈ જા એમ મોટેથી ગાતા અને છેલ્લે સ્તનપાન કરાવતા. પરંતુ વીંછીના ડંખની તેમને જાણ ન થતી. (૯૦) વીંછીના ડંખને લીધે હું સ્તનપાન ન કરતો. આથી ફરીથી મને પારણમાં સૂવડાવતા. ત્યાં ફરી વીંછી મને ડંખ મારતો અને પ્રાણાન્તક વેદના મને થતી. (૯૧) માતા ખાટું, તીખું ખાતી અને તે સ્તનપાનથી મને અનેક કષ્ટ થતાં. વધારે ગળ્યું કે ખાટું ખાવાથી મને હંમેશાં ખાંસી થતી. (૯૨) મને અનેક દવાઓ આપવામાં આવતી તેથી મારી આંખો દુઃખતી. મારી આંખો આવી છે એમ કહીને તેઓ આંખમાં મેશ આંજતા. (૯૩) આવાં અનેક કષ્ટો બાળપણમાં મેં ભોગવ્યાં છે. આમ બાર વર્ષ પૂરા થયા. (૯૪) તેવા સમયે પણ હે સદ્‌ગુરુનાથ! તારાં ચરણોનું સ્મરણ મેં ન કર્યું અને આ જ રીતે કષ્ટો વેઠતો. તેમ છતાં ઈશ્વરનું સ્મરણ ન કરતો અને આવા અનેક પૂર્વજન્મોનું સ્મરણ ન થતું. (૯૫) હવે જીવનના બે ભાગ બાકી રહ્યા. તેમાં યુવાવસ્થામાં કામબાણથી હું જર્જર થયો અને જે રીતે પતંગિયું દીવાની જયોતને ઓલવવા જતા પોતે જ ભસ્મ થઈ જાય છે તે રીતે મારા યૌવનને ભ્રમમાં ઉન્મત્ત થઈને નષ્ટ કરતો. (૯૬) હું ગુરુ, માતા કે પિતાનું માન જાળવતો નહીં અને બધાની નિંદા કરતો અને પરસ્ત્રી

પર પણ આસક્તિ રાખતો અને કૂળના ગૌરવને વિસરી જતો. (૯૭) બ્રાહ્મણોની હું નિંદા કરતો, વૃદ્ધાવસ્થામાં ઈન્દ્રિયો શિથિલ થઈ જતી તો પણ તારું સ્મરણ થતું નહીં. વધુમાં મારો અહં છોડવા ખુશ ન હતો. (અર્થાત્ મારું જ ધાર્યું થાય.) (૯૮) માંસના ટુકડા માટે જે રીતે માછલીના પ્રાણ જાય છે, તે જ રીતે આસક્તિને લીધે હું ઈન્દ્રિયોનો ગુલામ બન્યો. (૯૯) અનેક જાતિની સ્ત્રીઓ ભોગવી, પરદ્રવ્યનું હરણ કર્યું, સાધુ-સંતોની નિંદા કરી. છતાં યોગ્ય વસ્તુ મારી નજરે ન પડી. (૧૦૦) આમ મદન (કામ)થી વ્યાપ્ત થઈ આગળ-પાછળનું જોવા હું તૈયાર ન હતો ને પતંગિયું જે રીતે દીપજ્યોત ઉપર પડીને નષ્ટ થાય છે તે જ રીતે મદનનો ગુલામ થઈ એક પણ સાચી વાત કાનથી સાંભળી નહીં અને તારું સ્મરણ ન કર્યું. આ રીતે મારું યૌવન સમાપ્ત થયું. (૧૦૧-૧૦૨) તે પછી હું વૃદ્ધ થયો. સ્ત્રી, પુત્રો મારાથી કંટાળી ગયા. હંમેશાં ખાંસી ખાતાં ખાતાં ગળફા બહાર કાઢતો હતો. (૧૦૩) મારા સર્વ અવયવો ઢીલા થઈ ગયા. મારા વાળ સફેદ થઈ ગયા. મારા દાંત પડી ગયા અને કાનથી સંભળાતું નહીં, આંખથી દેખાતું નહીં અને નાક હંમેશાં વહેતું હતું. (૧૦૪) આવા અનેક રોગોથી વ્યાપ્ત વૃદ્ધ શરીર દ્વારા તમારી સેવા ન થઈ. હે ભક્તોના ઉદ્ધારક શ્રીગુરુ! આવી પરિસ્થિતિમાં તું અમને સંસારસાગર


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પાર કરાવ. (૧૦૫) આવો હું મંદમતિ તને ઓળખી ન શક્યો કે તું જ ગુરુ તરીકે શ્રીનારાયણનો અવતાર છે. (૧૦૬) તું જ વિશ્વનો ઉદ્ધારક છે. તું જ ત્રિમૂર્તિનો અવતાર તેમજ નરવેશ ધારણ કરનાર પરબ્રહ્મ છે. (૧૦૭) દીવાંધ લોકો (ઘુવડ જેવા દિવસે જોઈ ન શકનારા) તને જાણી શકતા નથી કે તું જ વિશ્વનો પાલક છે. હું તારો એક સેવક છું અને મને સંસારસાગર પાર કરાવ. (૧૦૮) આ પ્રમાણે નંદી બ્રાહ્મણે અનેક સ્તોત્રો દ્વારા શ્રીગુરુની સ્તુતિ કરી, જેને સાંભળીને ભક્તો આશ્ચર્યચકિત થયા. (૧૦૯) નંદી વિપ્ર વધુમાં કહે છે કે જનસમસ્ત શ્રીગુરુને તમે પરબ્રહ્મ જાણો. મેં અનેક પાપ કર્યાં છે. પરંતુ શ્રીગુરુનાં દર્શનમાત્રથી મારાં સર્વ પાપ નષ્ટ થયાં છે. (૧૧૦) જે રીતે ઘાસની ગંજી ઉપર તણખો પડતાં આગ લાગીને સમગ્ર ઘાસ ભસ્મ થઈ જાય છે તે જ રીતે શ્રીગુરુની કૃપાદૃષ્ટિ જેના ઉપર પડે છે તેનાં સમગ્ર પાપ બળીને ભસ્મ થઈ જાય છે. (૧૧૧) "ચરણં પવિત્રં વિતતં પુરાણં" આ પ્રમાણે વેદોમાં જેનો મહિમા ગાયો છે તેવા શ્રીગુરુના ચરણની તમે નિષ્ઠાપૂર્વક સેવા કરો. ગુરુ સિવાય, ગુરુથી જુદો બીજો કોઈ દેવ નથી. (૧૧૨) બ્રહ્મદેવે સ્વયં કપાળ ઉપર ખરાબ ભવિષ્ય લખ્યું હોય અને તેવી વ્યક્તિ પણ શ્રીગુરુનાં ચરણે પડે તો તે ખરાબ ભવિષ્ય સારા ભવિષ્યમાં પલટાઈ જાય છે. (૧૧૩) પોતાની

પાસે રત્નભંડાર હોવા છતાં તમે શ્રીગુરુને કેમ ન ઓળખ્યા? શ્રીનૃસિંહસરસ્વતી એ ભક્તો માટે કામધેનુ હોવાથી બધા જ તેમની ભક્તિ કરો. (૧૧૪) શ્રીગુરુની ભક્તિથી તમે આલોકનું સુખ ભોગવી જ્ઞાન પ્રાપ્ત કરશો અને છેવટે વૈકુંઠલોક પ્રાપ્ત કરશો તેમાં જરીકે સંદેહ નથી. મારું વચન ત્રિકાળબાધિત સત્ય છે. (૧૧૫) નંદી વિપ્રે આ પ્રકારે શ્રીગુરુની સ્તુતિ કરતાં શ્રીગુરુ ખૂબ જ સંતોષ પામ્યા અને તેમણે ભક્તોને આજ્ઞા કરી કે નંદી વિપ્રને હવે તમે 'કવીશ્વર' નામથી ઓળખો. (૧૧૬) કવિ નંદીનું પૂર્વનું નામ 'બસવરસ'* હતું અને તેનું નામ અમે નંદી કવીશ્વર પાડ્યું છે. એમ શ્રીગુરુએ કહેતાં નંદી કવિ શ્રીગુરુના ચરણે પડ્યો. (*નંદી ઉપનામ હોઈ શકે. તેનું મૂળ નામ બસવેશ્વર કે એવું હોઈ શકે.) (૧૧૭) તેની જાંઘ ઉપર કોઢનો અલ્પ ડાઘ હતો તે ત્વરિત નષ્ટ થઈ ગયો. આથી નંદી કવિને ખૂબ જ આનંદ થયો અને તે શ્રીગુરુની સેવા કરવા ગાણગાપુરમાં જ રહી ગયો. (૧૧૮) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આ પ્રમાણે નંદી કવિની કથા શ્રીગુરુના ચરિત્ર અંતર્ગત તને વર્ણવી છે અને તે કવિ શ્રીગુરુની સેવા અર્થે ગાણગાપુર રહ્યો. (૧૧૯) નામધારક સિદ્ધમુનિને વિનંતી કરતાં કહે છે કે બીજો કવિ નરહરિ શ્રીગુરુનો શિષ્ય કેવી રીતે થયો? તે વિસ્તારપૂર્વક અમને કહો. મને સવિસ્તર ગુરુચરિત્ર શ્રવણ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરવાની ઈચ્છા છે. (૧૨૦-૧૨૧) સરસ્વતી ગંગાધર કહે છે કે શ્રીગુરુલીલાનું શ્રવણ કરતાં સકળ મનોરથો પૂરા થાય છે અને ગુરુનામસ્મરણ એ કામધેનુ સમાન છે. (૧૨૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક દ્વિજકુષ્ઠપરિહાર નામનો ચુમાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૧૨૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૨૫મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"કરી દૂર બ્રાહ્મણનો કોઢ, કીધા પૂરણ એના કોડ."**



# અધ્યાય-૪૫



## હિપ્પરગી ગામના નરહરિ કવિ પર શ્રી નૃસિંહસરસ્વતીની કૃપા.

# અધ્યાય-૪૫

## નરહરિ કવીશ્વર વરપ્રાપ્તિ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

નામધારક સિદ્ધમુનિને વિનંતીસહ કહે છે કે તમે કહ્યા પ્રમાણે નંદી કવિ જેવો બીજો એક કવીશ્વર શ્રીગરુ પાસે આવ્યો હતો તે વિશે કહો. (૧) તે બીજો કવિ શ્રીગુરુનો કેવી રીતે શિષ્ય થયો તેનો ઈતિહાસ આદિથી અંત સુધી સવિસ્તર કહો. (૨) સિદ્ધમુનિ કહે છે કે હે શિષ્ય નામધારક! તને બીજા કવીશ્વર શિષ્યની કથા જે અતિ આશ્ચર્યકારક છે તે કહું છું. શ્રીગુરુચરિત્રનું અમૃત અત્યંત મધુર છે. (૩) શ્રીગુરુ જ્યારે ગાણગાપુરમાં નિવાસ કરતા ત્યારે તેમની ખ્યાતિ ચારે દિશામાં ફેલાઈ અને શ્રેષ્ઠ લોકો દૂર દૂરથી આવતા અને શ્રીગુરુના ભક્ત થતા. (૪) નંદી નામે એક કવિ હતો જેણે અસંખ્ય કવિતાઓ રચી હતી. અનેક લોકો તેની પાસે કાવ્ય શીખતા અને તે સમગ્ર વિસ્તારમાં કવિ તરીકે વિખ્યાત થયો. (૫) તે દિવસો દરમ્યાન શ્રીગુરુને એક ભક્ત પોતાને ઘેર મંગલકાર્ય હોવાથી લઈ ગયો અને મોટો ઉત્સવ કર્યો. (૬) તે ગામનું નામ 'હિપ્પરગી'

હતું. તે ગામમાં ભક્તે શ્રીગુરુની પૂજા કરી અને મોટો સમારંભ યોજયો. (૭) તે ગામમાં એક કલ્લેશ્વર નામનું શિવાલય હતું જે એક જાગ્રત દૈવત તરીકે પ્રખ્યાત હતું. તે શિવાલયમાં એક દ્વિજ શિવજીની સેવા કરતો હતો. (૮) તે સેવાધારી દ્વિજનું નામ નરહરિ હતું, જે નિત્ય પાંચ નૂતન કાવ્યોથી શિવજીની સ્તુતિ કરતો. (૯) તે નરહરિ કવિ કલ્લેશ્વરના મહિમા સિવાય બીજા કોઈનો મહિમા ગાતો ન હતો અને એકનિષ્ઠાથી શિવજીની સેવા કરતો. (૧૦) ગામના લોકોએ નરહરિને કહ્યું કે શ્રીગુરુને કવિત્વ ઉપર પ્રીતિ છે આથી શ્રીનૃસિંહસરસ્વતીની કવિત્વ દ્વારા સ્તુતિ કર. (૧૧) તે ભક્તને નરહરિ જવાબ આપતાં કહે છે કે મારી જીભ મેં કલ્લેશ્વરને અર્પણ કરી છે. આથી બીજા કોઈની સ્તુતિ મારી જીભ દ્વારા નહીં કરું અને જો સ્તુતિ કરવી જ હોય તો બીજા અનેક દેવતાઓ છે. હું મનુષ્યની સ્તુતિ તો નહીં જ કરું. (૧૨) આ પ્રમાણે કહીને નરહરિ શિવલિંગની પૂજા કરવા ગયો અને પૂજા કરતાં કરતાં જ તેને તંદ્રા આવી. (૧૩) નિત્ય પૂજા કર્યા પછી નરહરિ શંકર ભગવાનની સ્તુતિ કરતો હતો. પરંતુ સ્તુતિ કર્યા પહેલાં જ તેને નિદ્રા આવી. (૧૪) નિદ્રામાં તેને દેખાયું કે શ્રીનૃસિંહસરસ્વતી શિવલિંગના સ્થાને બિરાજમાન હતા અને તે પોતે શિવલિંગની નહીં, પરંતુ શ્રીગુરુની પૂજા કરતો હતો. (૧૫) નરહરિને શિવલિંગ ન દેખાયું પરંતુ પ્રત્યક્ષ શ્રીગુરુ જ ત્યાં બિરાજમાન હતા. શ્રીગુરુ હાસ્ય કરીને તેને પૂછે છે કે તું કોઈ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

મનુષ્યની પૂજા કરતો નથી. તો પછી મને કેમ પૂજે છે? (૧૬) નરહરિ વિપ્રે ચિત્ત સ્થિર કરી શ્રીગુરુની ષોડ્શોપચારથી પૂજા કરી. આવું સ્વપ્ન જોઈને નરહરિ જાગ્રત થયો. (૧૭) નરહરિ કવિ મનમાં વિસ્મય પામ્યો અને વિચારવા લાગ્યો કે, પાર્વતીપતિ શંકર અને નૃસિંહસરસ્વતી એ બંને અભિન્ન હોવાથી મેં કરેલી શિવજીની પૂજા નૃસિંહસરસ્વતીને પહોંચી છે. મેં તેમની વિના કારણે નિંદા કરી અને હું પાપમાં પડ્યો છું. (૧૮) શ્રીનૃસિંહસરસ્વતી એ જ મારા સદ્‌ગુરુ છે અને ત્રિમૂર્તિના અવતાર પણ છે. મારે હવે તેમને જલદી મળવું છે. આમ વિચારીને નરહરિ શ્રીગુરુ પાસે આવ્યો. (૧૯) નરહરિ વિપ્ર દંડવત્ પ્રણામ કરતો શ્રીગુરુ પાસે આવ્યો અને પશ્ચાત્તાપ સ્વરમાં કહેવા લાગ્યો કે હું ખરેખર અજ્ઞાની હોવાથી તારા સ્વરૂપને જાણી શક્યો નથી. (૨૦) પ્રપંચ માયાથી વીંટળાયેલો હોવાથી હું તને ઓળખી શક્યો નથી. પરંતુ તું જ સાક્ષાત્ શિવશંકર છે. તેવો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. (૨૧) હે જગત્‌ગુરુ! તું જ કર્પૂરગૌર કલ્લેશ્વર છે. આ માન્યતા મારા મનમાં દૃઢ કરી ગઈ છે. હું તારા શરણે આવ્યો છું. (૨૨) હે જગત્‌ગુરુ! તું જ વિશ્વનો આધાર, શરણાગતનો તારણહાર હોવાથી તારા ચરણકમળની સુવાસ લેવા હું ભ્રમર થઈને તારી પાસે આવ્યો છું. (૨૩) પોતાની પાસે રત્નભંડાર હોય, તો પછી ઘેર ઘેર ભીખ માગવાની શું જરૂર? જો પોતાના ઘરે કામધેનુ આવે તો તેને કેવી રીતે ગરીબાઈ ભોગવવી પડે? (૨૪) પુરાતનકાળમાં

અસંખ્ય ઋષિઓ હજારો વર્ષ સુધી તપસ્યા કરતા હતા તેમ છતાં હે વિશ્વસાક્ષી! તારી ઝાંખી તેમને સ્વપ્નમાં પણ થઈ નથી. (૨૫) અત્યારે તો કોઈ પણ તપ-અનુષ્ઠાન કર્યા વિના તારાં અમને દર્શન થયાં છે અને મારી મનોકામના પૂરી થઈ છે. મારા માટે તો ખરેખર કલ્લેશ્વર શિવલિંગ જ પ્રસન્ન થયું છે. (૨૬) સાચા અર્થમાં હે સદ્‌ગુરુ! તું જ કલ્લેશ્વર છે એમ મેં મારા મનમાં ગાંઠ વાળી છે. મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખજે એમ કહીને નરહરિ શ્રીગુરુનાં ચરણે પડ્યો. (૨૭) શ્રીગુરુ નરહરિને કહે છે કે, રોજ તો તું ભરપેટ મારી નિંદા કરે છે. આજે કેમ તારું માનસ પલટાયું? અને ભક્તિભાવ ઉત્પન્ન થયો? (૨૮) નરહરિ વિપ્ર સદ્‌ગુરુને કહે છે કે જ્યાં સુધી અમારામાં અજ્ઞાનરૂપી અંધકાર રહે છે ત્યાં સુધી તારાં દર્શન અશક્ય છે. જ્ઞાનરૂપી પ્રકાશ થતાં જ તારાં દર્શન શક્ય છે. (૨૯) નરહરિ વધુમાં કહે છે, હે સ્વામી! અત્યાર સુધી કલ્લેશ્વરની પૂજા જે ભક્તિપૂર્વક કરી તેના પુણ્ય પ્રતાપે તું અમને મળ્યો છે. આજે શિવલિંગની પૂજા કરતાં શિવલિંગના સ્થાને મેં તમને જોયા! (૩૦) સ્વપ્નાવસ્થામાં જેવા જોયા હતા તેવા જ ચરણકમળનાં પ્રત્યક્ષ દર્શન થયાં! આથી મારું અંતઃકરણ પ્રફુલ્લિત થયું છે. કૃપા કરીને મને તમારા શિષ્યવર્ગમાં સામેલ કરો. (૩૧) આ પ્રમાણે નરહરિ વિપ્ર શ્રીગુરુની અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યો અને સ્વપ્નમાં જે રીતે શ્રીગુરુની ષોડ્‌શોપચારે પૂજા કરી હતી તે અનુસાર કાવ્યમય તેણે સ્તુતિ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગાઈ. (૩૨) માનસપૂજામાં નરહરિને જેવા શ્રીગુરુ દેખાયા તે જ સ્વરૂપનાં તેણે પ્રત્યક્ષ દર્શન કર્યાં. શ્રીગુરુ કહે છે, “અમે પ્રત્યક્ષ હોવા છતાં સ્વપ્નમાં પણ ભક્તોને દર્શન આપીએ છીએ”. (૩૩) શ્રીગુરુ કહે છે કે અમે પ્રત્યક્ષ હોવા છતાં નરહરિને સ્વપ્નમાં દર્શન આપ્યાં અને એણે સ્વપ્નમાં અમારી સ્તુતિ કરી અને જાગ્રતાવસ્થામાં પણ તેવી જ સ્તુતિ કરી. (૩૪) આ પ્રમાણે કહીને શ્રીગુરુએ નરહરિ કવિનું વસ્ત્ર આપી સન્માન કર્યું અને કવિ શ્રીગુરુનાં ચરણોમાં પડીને વિનંતી કરે છે કે મારો શિષ્ય તરીકે સ્વીકાર કરો. (૩૫) શ્રીગુરુ નરહરિને કહે છે કે શિવશંકર કલ્લેશ્વર અમને પણ શ્રેષ્ઠ પૂજનીય છે. તેમની તું નિત્ય પૂજા કર. અમારું વાસ્તવ્ય પણ હંમેશાં ત્યાં જ છે. (૩૬) નરહરિ શ્રીગુરુને કહે છે કે પ્રત્યક્ષ શિવસ્વરૂપ ગુરુને છોડીને કલ્લેશ્વરને શા માટે પૂજું? ત્યાં પણ મેં તમને જ જોયા છે. (૩૭) હે સ્વામી! તું જ ત્રિમૂર્તિનો અવતાર, તું જ કલ્લેશ્વર એવો દૃઢ વિશ્વાસ છે અને હવે હું તમારાં ચરણો છોડીને બીજે ક્યાંય જવાનો નથી. (૩૮) આ પ્રમાણે નરહરિ શ્રીગુરુને વિનંતી કરીને શ્રીગુરુ સાથે હિપ્પરગી ગામ છોડીને ગાણગાપુર રહેવા આવ્યો. ગાણગાપુરમાં નરહરિએ શ્રીગુરુની અનેક પ્રકારે કવિત્વ દ્વારા સેવા કરી. (૩૯) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે, આ પ્રકારે બે કવીશ્વરો શ્રીગુરુ પાસે આવ્યા અને આજીવન તેમની સેવા કરી. (૪૦) સરસ્વતી ગંગાધર શ્રોતાઓને કહે છે કે શ્રીગુરુ જેના પર

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પ્રસન્ન થાય છે તેના ઘેર કલ્પતરુ હાજર છે તેમ માનવું અને તે ભક્ત ઈચ્છિત ફળ પામે છે. (૪૧) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે બે કવીશ્વરોની કથા તમે સાંભળી. હવે આગળની કથા વિસ્તારપૂર્વક કહીશ. (૪૨)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક નરહરિ કવીશ્વર વરપ્રાપ્તિ નામનો પિસ્તાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૪૨)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





# અધ્યાય-૪૬




**શ્રીગુરુએ એક જ દિવસે આઠ સ્વરૂપ ધારણ કરી આઠ ભક્તોના ઘેર ભિક્ષા લીધી.**
**(દત્તબાવની - એકીસાથે આઠ સ્વરૂપ, ધરી દેવ બહુરૂપ અરૂપ.)**

# અધ્યાય-૪૬

## અષ્ટસ્વરૂપધારણ

### ॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥

નામધારક સિદ્ધમુનિને વિનંતી કરે છે કે નરહરિ કવિને પોતાના ભક્તવૃંદમાં સ્વીકાર્યા પછીની શ્રીગુરુલીલા અમને વિસ્તારપૂર્વક વર્ણવો. (૧) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે હે શ્રેષ્ઠ શિષ્ય! તને શ્રીગુરુચરિત્ર શ્રવણ કરવાની વધુ ને વધુ પિપાસા થાય છે. તને ધન્ય છે. તું પુત્ર, પૌત્રને પામીશ અને તે બધા જ સંપત્તિવાન હશે. (૨) એક આશ્ચર્યકારક ઘટના ઘટી જેને શ્રવણ કરવાથી આપણા કાન પવિત્ર થાય છે એવી શ્રીગુરુલીલા હું તને કહું છું. (૩) ગાણગાપુરમાં શ્રીગુરુનો નિવાસ હતો તે દરમ્યાન દિવાળીનો તહેવાર નજીક આવ્યો. શ્રીગુરુના અનેક શિષ્યોની ઈચ્છા હતી કે દિવાળીના દિવસે શ્રીગુરુ પોતાના ઘેર ભિક્ષા લે. (૪) અસંખ્ય શિષ્યોમાંથી શ્રીગુરુએ સાત શિષ્યોને પોતાની પાસે બોલાવ્યા, જેઓ એક-એકથી વધારે શ્રદ્ધા ધરાવનાર હતા. સાતેય શિષ્યોએ શ્રીગુરુચરણે દંડવત્ કરી પોતાને ઘેર ભિક્ષા માટે આમંત્રણ આપ્યું. (૫) શ્રીગુરુએ તે


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શિષ્યોને કહ્યું, તમારા દરેકનું નગર અલગ અલગ છે. તો હું એક જ તહેવારના દિવસે તમારા ઘેર ભિક્ષા કેમ લઈ શકું? તમે અંદરોઅંદર વિચારીને નિર્ણય લો. (૬) તમે અંદરોઅંદર જે નિર્ણય લો તેની મને જાણ કરો, ત્યાં અમે ભિક્ષા લઈશું. કારણ કે અમે હંમેશાં શિષ્યના પ્રેમને આધીન છીએ. (૭) શિષ્યોએ અરસપરસ વાર્તાલાપ કરી શ્રીગુરુ કોના ઘેર જાય તે માટે કોઈ જ નિર્ણય લઈ શક્યા નહીં. તેઓ અંદરોઅદર ઝઘડવા લાગ્યા કે સ્વામી અમારા જ છે તેથી અમારે ઘેર જ તેઓ ભિક્ષા લેશે. (૮) શ્રીગુરુએ તે શિષ્યોને સમજાવવા પ્રયત્ન કર્યો કે તમે આપસમાં કલહ કરશો નહિ. સાત શિષ્યો માટે ગુરુ હું એકલો જ છું. આથી એક શિષ્યના ઘેર અમે ભિક્ષા લઈશું. (૯) શ્રીગુરુનાં આવાં વચનો સાંભળી સમસ્ત શિષ્યો હાથ જોડી વિનંતી કરવા લાગ્યા કે હે સદ્‌ગુરુ! તમે શ્રેષ્ઠ કે કનિષ્ઠ એવો ભેદભાવ ન કરશો. (૧૦) તમે બધા જ શિષ્યોને સરખા માનજો અને જો કોઈને દુર્બળ માનીને ઉપેક્ષા કરશો તો અમે નદીના જળમાં પ્રાણત્યાગ કરીશું. (૧૧) શ્રીકૃષ્ણ જેમ કૌરવ રાજમહેલનો ત્યાગ કરી વિદુરના ઘેર ગયા તેવી જ રીતે હે ભક્તવત્સલ સદ્‌ગુરુ! તમે પણ અમારો શુદ્ધ ભક્તિભાવ જુઓ. (૧૨) અમે સઘળા તમારા ભક્ત છીએ. કોઈની પણ તમે ઉપેક્ષા ન કરશો. તમે જેવી આજ્ઞા કરશો તે અમે પ્રેમથી સ્વીકારીશું. (૧૩) આમ કહીને સાતે શિષ્યોએ ગુરુને દંડવત્ પ્રણામ કર્યા અને અમારા તરફ

કૃપાદષ્ટિ રાખો એમ કહીને શ્રીગુરુની આજ્ઞાની પ્રતીક્ષા કરવા લાગ્યા. (૧૪) શ્રીગુરુએ સાંત્વના આપતાં તેમને કહ્યું કે અમે તમારા ઘેર ભિક્ષા માટે ચોક્કસ આવીશું. આ અમારું અભિવચન છે. (૧૫) શ્રીગુરુનાં આવાં વચનો સાંભળી સાતે શિષ્યો ભ્રમમાં પડ્યા. તેમને થયું કે તમારા ઘેર એટલે કયા શિષ્યના ઘેર? શું સમજવું? (૧૬) શ્રીગુરુ મનમાં વિચારવા લાગ્યા કે અભિવચન આપવા છતાં અજ્ઞાની શિષ્યો સમજી શકતા નથી. આથી યુક્તિ કરીને એક એકને અલગ બોલાવી તેના કાનમાં મારો નિર્ણય કહીશ. (૧૭) શ્રીગુરુએ સાતે શિષ્યને એક એક કરીને એકાંતમાં બોલાવ્યા અને બીજા ન સાંભળે તે રીતે તેના કાનમાં કહ્યું, "અમે તારા ઘેર જ દિવાળીમાં આવીશું. આ વાત કોઈને કહેવી નહીં". (૧૮) આ પ્રમાણે શ્રીગુરુએ દરેક શિષ્યના ઘેર જવાની વાત કરી અને દરેક શિષ્ય તે સાંભળી પોતપોતાના ગામે ગયા. (૧૯) આ પ્રમાણે શ્રીગુરુએ અભિવચન આપી સાત શિષ્યોને તેમના વતનમાં મોકલ્યા. (૨૦) સાતે શિષ્યો પણ શ્રીગુરુએ સમજાવ્યા પ્રમાણે તે વાત કોઈની સમક્ષ પ્રગટ ન કરી. (૨૧) સાતે શિષ્યોએ પરસ્પર પણ શ્રીગુરુની વાત ન કહી અને શ્રીગુરુ મઠમાં પાછા ફર્યા ત્યાં અતિ આશ્ચર્યકારક ઘટના બની. (૨૨) ગાણગાપુરના ભક્તજનો દિવાળીમાં શ્રીગુરુ પરગામ જશે તે સાંભળી દુઃખી થયા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અને તેમણે હાથ જોડી વિનંતી કરી કે અમને છોડીને બીજે ક્યાંય ન જશો. (૨૩) શ્રીગુરુએ ગાણગાપુરના ભક્તોને પણ અભિવચન આપતાં કહ્યું કે "તમે ચિંતા ન કરશો. હું અહીં જ રહેવાનો છું". (૨૪) શ્રીગુરુનું અભિવચન સાંભળી ગાણગાપુરના ભક્તો નિશ્ચિંત થયા. એટલામાં ધનતેરસની રાત આવી ગઈ. (૨૫) તે દિવસે શ્રીગુરુએ આઠ રૂપ ધારણ કરી સાતે શિષ્યોનાં જુદા જુદા ગામે જઈને ભિક્ષા લીધી અને ગાણગાપુરમાં પણ ભિક્ષા લીધી. (૨૬) આ પ્રમાણે દિવાળીના તહેવારમાં શ્રીગુરુએ આઠ ઠેકાણે પ્રગટ થઈ અદ્‌ભુત લીલા કરી. પરંતુ, ગુપ્તરૂપે લીલા કરેલી હોવાથી તે સમયે કોઈ ભક્ત આ જાણી શક્યું નહીં. (૨૭) દિવાળી પછી કાર્તિક માસની પૂર્ણિમાના દિવસે દીપ આરાધનાના ઉત્સવ નિમિત્તે અસંખ્ય ભક્તો ગાણગાપુરમાં શ્રીગુરુ પાસે આવ્યા. (૨૮) બધા જ શિષ્યો દંડવત્ પ્રણામ કરી કહેતા હતા કે દસ દિવસ પછી આપનું પુનઃ દર્શન થયું છે (કાર્તિક સુદ છઠથી પૂનમ). અને પરસ્પર વાતો કરતા ભક્તો કહેવા લાગ્યા શ્રીગુરુ દિવાળી દરમ્યાન મારા ઘેર હતા. (૨૯) દરેક શિષ્યની વાત સાંભળી તેઓ પરસ્પર ઝઘડવા લાગ્યા. એક શિષ્ય કહે કે શ્રીગુરુ મારા ઘેર જ હતા ને મેં આપેલી છાટી જુઓ, શ્રીગુરુ પાસે દેખાય છે. (૩૦) આમ બધા શિષ્યોની ચર્ચા સાંભળી સમસ્ત શિષ્યો આશ્ચર્યચકિત થયા તે

દરમ્યાન ગાણગાપુરના ગ્રામજનોએ રહસ્યોદ્‌ઘાટન કરતાં કહ્યું કે તમારા બધાની વાત અસત્ય છે. દિવાળીના તહેવારમાં શ્રીગુરુ ગાણગાપુરમાં જ હતા. અમે તેના સાક્ષી છીએ. (૩૧) શ્રીગુરુની આવી વિસ્મયકારી લીલાથી સઘળા શિષ્યો આશ્ચર્યચકિત થયા અને એક જ અવાજે કહેવા લાગ્યા, "શ્રીગુરુનો મહિમા અપાર છે, શ્રીગુરુ એ નારાયણનો જ અવતાર છે. અરે શ્રીગુરુ ત્રિમૂર્તિનો જ અવતાર છે". (૩૨) આમ કહીને સઘળા ભક્તો અનેક પ્રકારનાં સ્તોત્રો દ્વારા શ્રીગુરુનો મહિમા ગાવા લાગ્યા. શ્રીગુરુ એ પ્રત્યક્ષ વેદમૂર્તિ જ છે અને તેનો યથાર્થ મહિમા કોઈ પણ જાણી શક્યું નથી. (૩૩) હે ત્રિમૂર્તિના અવતાર સદ્‌ગુરુ! તું જ સમગ્ર વિશ્વમાં વ્યાપી રહ્યો છે. તારો મહિમા અમને સમજાતો નથી. આથી તારાં શ્રીચરણોનું વર્ણન કેમ કરીને કરવું? (૩૪) આ પ્રમાણે વિવિધ રીતે ભક્તોએ શ્રીગુરુની સ્તુતિ કરી. દીપ આરાધનાનો ઉત્સવ ધામધૂમથી ઉજવાયો અને વિપ્રોએ બ્રહ્મભોજનનો આસ્વાદ લીધો અને અતિ આનંદ છવાયો. (૩૫) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે નૃસિંહસરસ્વતીની ખ્યાતિ ભૂમંડળમાં ચારેકોર ફેલાઈ. (૩૬) સરસ્વતી ગંગાધર (મૂળ ગ્રંથકર્તા) કહે છે કે જે લોકો આંધળા અને બહેરા છે તેઓ નજીક કલ્પવૃક્ષ હોવા છતાં તેને ન ઓળખવાથી દૈન્ય ભોગવે છે. (૩૭) વધુમાં સરસ્વતી ગંગાધર કહે છે કે તમે શ્રીગુરુની ભક્તિ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરો. તો જે જે ઈચ્છા તમારા મનમાં હશે તે ત્વરિત પૂરી થશે એવું અમારા અનુભવના આધારે કહીએ છીએ. (૩૮) મૂર્ખના મનમાં અમૃત પીવા માટે પણ શંકા આવે છે જ્યારે જ્ઞાની ભક્ત શ્રીગુરુના નામરૂપી અમૃતનું પાન કરી ભવસાગર તરી જાય છે. (૩૯) હું ઢોલ વગાડીને બધાને આગ્રહભરી વિનંતી કરું છું કે શ્રીગુરુની તમે સેવા કરો. જે વેદશાસ્ત્રસંમત પણ છે. અને ગુરુ એ જ ત્રિમૂર્તિ છે. (૪૦) ગુરુકૃપા વગર કોઈ પણ શ્રેષ્ઠ ગતિ મળતી નથી તેમ વેદશાસ્ત્રો કહે છે. જે મનુષ્ય શ્રીગુરુની નિંદા કરે છે તે ડુક્કરની યોનિ પામે છે. (૪૧) હે શ્રોતાઓ! તમને કદાચ લાગે કે મેં મારી માન્યતા અનુસાર લખ્યું છે. જો આ ગ્રંથમાં લખેલું વેદશાસ્ત્રસંમત હોય તો જ તમે તેનો સ્વીકાર કરજો. (૪૨) આ સંસારસાગર અગાધ છે અને તેને પાર કરવા માટે શ્રીગુરુ સિવાય બીજો કોઈ માર્ગદર્શક નથી. (૪૩) આ નિર્જળ સંસારરૂપી અરણ્યમાં ગુરુલીલામૃતરૂપી પરબ મંડાઈ છે. જે લોકો તેનું પાન કરશે તેઓ અમર બની જશે. (૪૪) શ્રીનૃસિંહસરસ્વતી એ ત્રિમૂર્તિનો અવતાર છે અને તેઓ ગાણગાપુરમાં નિવાસ કરે છે. આજે પણ ભક્તો તેનો અનુભવ લે છે. (૪૫) જે-જે ભક્તો ગાણગાપુરમાં જશે તેમની મનોકામના ત્વરિત પૂરી થશે. તે વિશે મનમાં શંકા રાખશો નહીં. શ્રીગુરુ એ પ્રત્યક્ષ દેવ જ છે. (૪૬) અમે તમને આગ્રહભરી વિનંતી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરીએ છીએ કે અનુકૂળતા મળતાં તમે ગાણગાપુર ત્વરિત જજો. આમ સરસ્વતી ગંગાધરનું કહેવું છે. (૪૭)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક અષ્ટસ્વરૂપધારણ નામનો છેંતાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૪૭)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૩૨મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"એકીસાથે આઠ સ્વરૂપ, ધરી દેવ બહુરૂપ અરૂપ."**



દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

# અધ્યાય-૪૭



ભોળા શૂદ્ર ખેડૂત પાસે જુવારનો પાક વહેલા વઢાવીને તેને અનેક ગણું ધાન્ય શ્રીગુરુએ આપ્યું.

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૪૭

## શૂદ્રવરપ્રદાન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુલીલા અતિ વિસ્મયકારક છે. એક અપૂર્વ ઘટના બની તે પવિત્ર કથા સાંભળો. (૧) ગાણગાપુરમાં શ્રીનૃસિંહસરસ્વતી હતા ત્યારે તેમની ખ્યાતિ ચારે દિશામાં ફેલાઈ. શ્રીગુરુનું પર્વતેશ્વર નામનો એક શૂદ્ર ભક્ત હતો. (૨) તેણે શ્રીગુરુની ભક્તિ કયા પ્રકારે કરી તેને ધ્યાનપૂર્વક સાંભળ. પર્વતેશ્વર શ્રીગુરુની કાયા, વાચા, મનથી ભક્તિ કરતો હતો. (૩) શ્રીનૃસિંહસરસ્વતી ગાણગાપુરમાં નિત્ય અનુષ્ઠાન માટે સંગમ ઉપર જતા. રસ્તામાં આ શૂદ્રનું ખેતર આવેલું હતું. ખેતરમાં ઊભો રહી પર્વતેશ્વર શ્રીગુરુને જતાં જોતો. (૪) શ્રીગુરુને સંગમમાં જતાં જોઈ પર્વતેશ્વર દોડતો આવી શ્રીગુરુને સાષ્ટાંગ પ્રણામ કરતો અને પછી પોતાના કામમાં પરોવાતો. (૫) મધ્યાહ્નના સમયે શ્રીગુરુ સંગમથી મઠ પાછા ફરતા તે સમયે પણ આ શૂદ્ર શ્રીગુરુને દંડવત્ પ્રણામ કરતો. આમ ઘણા દિવસો સુધી ચાલ્યું ને શૂદ્રની આવી વિનયસભર

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ભક્તિ હતી. (૬) શ્રીગુરુ નમન કરતા શૂદ્રને જોઈ કશો પ્રતિભાવ દર્શાવતા નહીં. આ પ્રમાણે ઘણા દિવસો વીતી ગયા અને પર્વતેશ્વર શ્રીગુરુને નમસ્કાર કરે છે. (૭) પર્વતેશ્વરને નમસ્કાર કરતો જોઈ શ્રીગુરુ તેને અતિ આત્મીયતાથી પૂછે છે કે રોજ દંડવત્ કરી શરીરને શા માટે કષ્ટ આપે છે? (૮) તારા મનમાં કઈ ઈચ્છા છે તે મને સ્પષ્ટ રીતે જણાવ. શૂદ્રે હાથ જોડી વિનંતીના સ્વરમાં કહ્યું કે ખેતરમાં વિપુલ પાક થાય. (૯) શ્રીગુરુ તેને પૂછે છે કે ખેતરમાં શું વાવ્યું છે? ત્યારે પર્વતેશ્વરે જવાબ આપતા કહ્યું કે મેં જુવાર વાવી છે અને તારી કૃપાથી પાક સારો છે. (૧૦) શૂદ્ર શ્રીગુરુને વંદન કરીને કહે છે કે તારાં દર્શન કરવાથી પાક સારો થશે અને હવે તેને ડૂંડાં લાગશે અને તારી કૃપાથી આખું વર્ષ અમે ભોજન કરીશું. (૧૧) વધુમાં પર્વતેશ્વર શ્રીગુરુને વિનંતી કરે છે કે હે સદ્‌ગુરુ! તું બધા ભક્તોનું રક્ષણ કરે છે. આથી શૂદ્ર તરીકે મારી ઉપેક્ષા ન કરીશ અને ખેતરને અમૃતદષ્ટિથી જો. (૧૨) શ્રીગુરુ પર્વતેશ્વરના ખેતર નજીક ગયા અને ખેતરને જોઈને કહે છે કે જો તને મારામાં વિશ્વાસ હોય તો એક વાત કહું. (૧૩) હું જે તને કહીશ તે અનુસાર તું વર્તવાનો હોય તો જ તને વાત કરીશ. (૧૪) શૂદ્ર પર્વતેશ્વર શ્રીગુરુને વિનંતીના સ્વરમાં કહે છે કે ગુરુવાક્ય એ મારા માટે વેદવાક્ય સમાન છે. (૧૫) શૂદ્રનો ભાવ જોઈ શ્રીગુરુ તેને કહે છે કે અમે સંગમમાં જઈને પાછા આવીએ ત્યાં સુધી જુવારનું આખું ખેતર કાપી નાખ. (૧૬) એમ કહીને

શ્રીગુરુ સંગમ તરફ અનુષ્ઠાન માટે ગયા. શૂદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો કે ગુરુવાક્ય વેદવાક્ય સમાન હોઈ મારે તેનું પાલન અવશ્ય કરવું જોઈએ. (૧૭) શૂદ્ર ત્વરિત ગામમાં આવ્યો અને ગ્રામઅધિકારીને વિનંતી કરી કે હું ગત વર્ષ જેટલી જ વિઘોટી આપીશ. તેનું કરારખત બનાવ. (૧૮) ગ્રામઅધિકારી શૂદ્રને કહે છે કે ગત વર્ષ કરતાં આ વર્ષે ખેતરમાં પાક વધુ દેખાય છે. આથી ગત વર્ષ જેટલી જ વિઘોટી ઓછી છે. (૧૯) શૂદ્રે અનેક રીતે વિનંતી કરવા છતાં ગ્રામઅધિકારી માન્યો નહીં ત્યારે તેણે ગત વર્ષ કરતાં બમણી વિઘોટી આપવાનું સ્વીકાર્યું અને તે પ્રમાણે કરારપત્ર લખીને આપ્યું. (૨૦) વિઘોટીનો કરાર લખાયા પછી શૂદ્ર પર્વતેશ્વર નિશ્ચિંત થયો અને ખેતરનો પાક કાપવા ખેતરમાં ગયો. (૨૧) જ્યારે શૂદ્ર પર્વતેશ્વર ગુરુઆજ્ઞાથી કાચો પાક કાપવા ખેતરમાં જતો હતો તે સાંભળી તેનાં સ્ત્રી, પુત્રોએ પુષ્કળ વિરોધ કર્યો અને તે વિરોધ અસહ્ય થવાથી પર્વતેશ્વર સ્ત્રી, પુત્રોને પથ્થર લઈ મારવા દોડ્યો. (અર્થાત્ ગુરુઆજ્ઞાની વચ્ચે જે વિઘ્નકર્તા હોય તેમને શિક્ષા કરીને ગમે તે સંબંધ હોય પણ ગુરુઆજ્ઞાનું પાલન શબ્દશઃ કરવું.) (૨૨) વિરોધકર્તા કુટુંબીજનોને પર્વતેશ્વર મારવા લાગ્યો આથી તેઓ દોડીને રાજદ્વારમાં પહોંચી ગયા. (૨૩) અધિકારીને તેઓ કહે છે કે મારા પતિને ઝંડ વળગ્યું છે અને વિપુલ પાક થયો હોવા છતાં કાચા પાકને તે કાપી નાખવા માગે છે. અમે વિરોધ કરવા ગયા તો તે પથ્થર લઈને અમને મારે છે. (૨૪) એક

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સંન્યાસી યતીશ્વરના વચનાનુસાર સમગ્ર પાક કાપી નાખે છે. આથી અમારું તૈયાર ભાણું જતું રહ્યું, જેને અમે બે ત્રણ મહિના પછી રોજ આરોગતા હોત. (૨૫) ગ્રામઅધિકારી તેમને કહે છે કે પર્વતેશ્વર ખેડૂત ભલે તેના પાકને કાચો કે પાકો કાપે. ગત વર્ષ કરતા બમણી વિઘોટી (મહેસૂલી આવક) તેણે લખી આપી છે. આથી અમને કોઈ ચિંતા નથી. (૨૬) ગ્રામઅધિકારીએ પર્વતેશ્વરને સમજાવવા માટે કુટુંબીજનોના આગ્રહથી માણસ મોકલ્યો. તે માણસને પર્વતેશ્વર કહે છે કે જો ગ્રામઅધિકારીને કોઈ શંકા હોય તો ઘરમાં દાટેલું અનાજ હમણાં જ કાઢી આપું. (૨૭) તે વ્યક્તિ ગ્રામઅધિકારીને પર્વતેશ્વરની વાત આવીને કહે છે. (૨૮) તે વ્યક્તિ પર્વતેશ્વર વિશે કહે છે કે તેણે ખાતરી આપી છે જો ગ્રામઅધિકારીને કોઈ શંકા હોય તો મારા દુધાળા ઢોર તેમના આંગણામાં બાંધી આપવા તૈયાર છું અને ઘરમાં દાટેલું અનાજ હમણાં જ કાઢી આપવા તૈયાર છું. તદુપરાંત વિઘોટીનું પત્રક તો પહેલાં જ આપેલું છે. (૨૯) આથી ગ્રામઅધિકારી પર્વતેશ્વરના કુટુંબીજનોને કહે છે કે ઊભો પાક કાપે તેમાં અમને કોઈ વાંધો નથી. તેના ઘરમાં અનાજ દાટેલું પડ્યું છે તેની પણ અમને જાણ છે. (૩૦) આ સમય દરમ્યાન પર્વતેશ્વરે નિશ્ચિંત થઈ જુવારનો આખો પાક કાપી નાખ્યો અને શ્રીગુરુની પ્રતીક્ષા કરવા લાગ્યો. (૩૧) એટલામાં શ્રીગુરુ સંગમ ઉપર ફરીને તેના ખેતર પાસે આવ્યા અને તેણે કાપી નાખેલો જુવારનો આખો પાક બતાવ્યો. શ્રીગુરુએ પ્રતિભાવ

આપતા કહ્યું કે તેં વ્યર્થ પાક કાપ્યો છે! (૩૨) શ્રીગુરુ વધુમાં કહે છે કે, મેં તો તને મશ્કરીમાં ઊભો પાક કાપવા કહ્યું હતું અને તેને મારી સાચી આજ્ઞા માની તેં પાક કાપ્યો છે. પર્વતેશ્વરે જવાબ આપતાં કહ્યું કે આપનું વાક્ય મને કામધેનુ સમાન છે. (૩૩) પર્વતેશ્વરનો આવો દૃઢ નિશ્ચય સાંભળી શ્રીગુરુ કહે છે કે જો તારો નિશ્ચય અડગ હોય તો તને તે પ્રમાણે ફળ મળશે. ચિંતા કરવાની કોઈ જરૂર નથી. (૩૪) શૂદ્રને આ પ્રમાણે કહીને શ્રીગુરુ મઠમાં આવ્યા. પર્વતેશ્વર પણ ગામમાં પોતાના ઘેર ગયો. (૩૫) પર્વતેશ્વરના અનેક સગાંવહાલાં તેના અવિચારી કાર્ય અંગે પૂછવા લાગ્યા. ઘરમાં તેના સ્ત્રી, પુત્રો દુઃખથી રોકકળ કરતા હતા ને કહેતા હતા કે અમારા મોંઢે આવેલો કોળિયો આમ ઝૂંટવાઈ ગયો! (૩૬) શૂદ્ર પર્વતેશ્વર બધાને સમજાવતો હતો કે કોઈએ ચિંતા કરવાની જરૂર નથી. તમે મૂર્ખ લોકો શ્રીગુરુને ઓળખતા નથી. તેમનું વચન એ કામધેનુ સમાન છે. (૩૭) શ્રીગુરુની કૃપાથી તમે એક-એક કણના હજાર કણ પામશો. આથી મનમાં ધીરજ ધરો. ગુરુવાક્ય અનુસાર આચરણ કરવાથી કદી પણ હાનિ થતી નથી એવું નિશ્ચિંતપણે સમજજો. (૩૮) તમે શ્રીગુરુને મનુષ્ય તરીકે જુઓ છો. પરંતુ તેઓ સાક્ષાત્ શિવશંકર છે. ભવિષ્યમાં એવું જ કોઈ કારણ હોવાથી આ રીતે મને કાચો પાક કાપવા આજ્ઞા કરી છે. (૩૯) જે વ્યક્તિ પર શ્રીગુરુની કૃપા હોય છે તેના ઘેર દૈન્ય ક્યાંથી? મને તો શ્રીગુરુરૂપે રત્નભંડાર જ મળ્યો છે.


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

એમ શૂદ્ર કહેવા લાગ્યો. (૪૦) શૂદ્ર અનેક રીતે સ્ત્રી-પુત્રોને ક્રોધ કર્યા વિના શાંતિથી સમજાવતો હતો અને ઈતર મિત્ર, સગાઓને પણ ગુરુમહિમા સમજાવતો હતો. (૪૧) આ રીતે આઠ દિવસ પસાર થયા અને પછી મોટા પવનનો વંટોળ ઊઠ્યો અને હિમ પડ્યું. તેમજ આ વિસ્તારનો સમગ્ર પાક નાશ પામ્યો. (૪૨) તે સમગ્ર વિસ્તારનો પાક હિમ પડવાથી નાશ પામ્યો અને અકાળે મૂળ નક્ષત્રમાં પુષ્કળ વરસાદ પડ્યો. (૪૩) શૂદ્રના ખેતર સિવાય બીજા બધાનો પાક નષ્ટ થયો. જ્યારે પર્વતેશ્વરના ખેતરમાં એકના દસ-દસ અંકૂર ફૂટ્યા. (૪૪) ગામલોકોનો પાક નષ્ટ થવા છતાં પર્વતેશ્વરનો પાક દસ ગણો વધુ ફાલ્યો તે જોઈને લોકો આશ્ચર્ય કરવા લાગ્યા. (૪૫) પર્વતેશ્વરની પત્ની વિપુલ પાક જોઈને હર્ષાન્વિત થઈ અને ખેતરના ક્ષેત્રપાળ દેવતાની પૂજા કરવા પતિ સાથે ખેતરમાં ગઈ. (૪૬) શૂદ્રની પત્નીએ ક્ષમાપ્રાર્થી વિનંતીના સ્વરમાં કહ્યું કે મેં જે કટુ વચનો યતીશ્વર માટે કહ્યાં છે તે માટે મને ક્ષમા કરો. (૪૭) અજ્ઞાનના લીધે મેં તમારી ગુરુભક્તિ ઓળખી નહીં અને શ્રીગુરુની પણ નિંદા કરી તે માટે હે પ્રાણેશ્વર! મને માફ કરો. (૪૮) આ પ્રમાણે શૂદ્રની પત્નીએ પતિની માફી માગી. ખેતરમાં પાંડવોની પૂજા કરી શ્રીગુરુના દર્શને જવું એવું બંનેએ નક્કી કર્યું. (અશ્વમેધ પ્રસંગે શ્રીકૃષ્ણે કહ્યું હતું કે જે ખેડૂત ખેતરમાં પાંડવોની પૂજા કરશે તેઓ વિપુલ પાક લણશે. આવું વરદાન શ્રીકૃષ્ણે આપ્યું છે. એટલા માટે જ ખેડૂતો તે સમયથી ખેતરના

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ખળામાં પાંડવોની સ્થાપના કરી તેમની હજુ પણ પૂજા કરે છે.- કથા કલ્પતરુ અ.૫, સ્તબક-૧૪) (૪૯) આમ નિર્ણય લઈને શૂદ્ર અને તેની પત્ની પૂજાની સામગ્રી લઈ શ્રીગુરુનાં દર્શન માટે જાય છે. ત્યારે શ્રીગુરુ પૂછે છે કે આ બધું શા માટે? (૫૦) પર્વતેશ્વર અને તેની પત્ની શુદ્ધ અંતઃકરણથી શ્રીગુરુની સ્તુતિ કરતાં કહે છે કે હે સાક્ષાત્ શિવશંકર! તું જ કુળદૈવત છે, તું જ ભક્તો માટે કામધેનુ સમાન છે. તારો જય હો! જય હો! (૫૧) તારાં વચનામૃત અનુસાર આચરણ કરતાં અમારી કામના પૂરી થઈ અને અમે તારા શરણે આવ્યા છીએ. તારાં વચનો ચિંતામણિ સમાન છે. (૫૨) જગતમાં તું ભક્તવત્સલ તરીકે પ્રખ્યાત છે. અમે તેનો પ્રત્યક્ષ અનુભવ લીધેલો છે. આમ કહીને દંપતી શ્રીગુરુના ચરણે પડ્યું. (૫૩) અનેક પ્રકારે શૂદ્રદંપતીએ પૂજા આરતી કરી ભક્તિભાવ પ્રગટ કર્યો. જેથી શ્રીગુરુ સંતોષ પામ્યા અને તેમણે વરદાન આપતાં કહ્યું, “તમારા ઘરમાં લક્ષ્મી અખંડપણે વાસ કરો”. (૫૪) શ્રીગુરુની આજ્ઞા લઈ શૂદ્ર દંપતી પોતાના ઘેર પાછા ફર્યાં અને એક માસ પસાર થયા બાદ જુવારનો વિપુલ પાક થયો. (૫૫) ગત વર્ષ કરતાં સોગણું ધાન્ય પાકવાથી પર્વતેશ્વર ગ્રામઅધિકારીને બોલાવીને કહે છેઃ (૫૬) પર્વતેશ્વર કહે છે કે ગામમાં તો કોઈનો પાક પાક્યો નથી. આથી સરકારી કોઠાર ખાલી હશે. મેં ગત વર્ષ કરતાં બમણી વિઘોટી કહી છે. પરંતુ આ ધાન્ય (પાક) સોગણું પાક્યું છે. તેમાંથી અડધું હું આપવા તૈયાર છું. (૫૭)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આમ ગત વર્ષ કરતા બમણી વિઘોટી આપવાના બદલે કુલ ઉત્પન્ન પાકનો અડધો ભાગ આપવાની ઉદારતા પર્વતેશ્વરે દાખવી. (૫૮) પર્વતેશ્વરનાં વચનો સાંભળી ગ્રામઅધિકારી કહે છે કે તારા ઉપર શ્રીગુરુની કૃપા છે. આથી લિખિત કરાર કરતાં બિલકુલ અધિક ધાન્ય રાજકોઠારમાં ન ખપે. નહીંતર ધર્મહાનિ થાય. (૫૯) વધુમાં ગ્રામઅધિકારી કહે છે કે ગુરુકૃપા થકી વિપુલ પાક પાક્યો છે તેને સુખેથી ઘેર લઈ જા અને આનંદ કર. (૬૦) શૂદ્ર પર્વતેશ્વરે સંતોષથી પોતાના માટે જરૂરી ધાન્ય રાખી બાકીનું અનાજ બ્રાહ્મણોને દાનમાં આપ્યું અને રાજકોઠારમાં પણ જમા કરાવ્યું. (૬૧) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે જે ભક્તની દૃઢ નિષ્ઠા હોય છે તેના ઘેર દૈન્ય ક્યાંથી? (૬૨) તેવા ભક્તોની સકળ મનોકામના પૂરી થાય છે અને તેના ઘરમાં લક્ષ્મી અખંડ વાસ કરે છે. આથી સરસ્વતી ગંગાધર કહે છે કે શ્રીગુરુસેવા અતિ નિષ્ઠાપૂર્વક કરવી જોઈએ. (૬૩)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શૂદ્રવરપ્રદાન નામનો સુડતાલીસમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૬૩)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



# અધ્યાય-૪૮



ગાણગાપુર નજીક નાગેશી નામના ભારદ્વાજ ગોત્રીય બ્રાહ્મણની વિનંતીથી વિશ્વનાથ (શંકર) અને વારાણસીતીર્થ ભીમા અમરજા સંગમ (ગાણગાપુર) ઉપર પ્રગટ થયા જેથી વારાણસીતીર્થનો પ્રત્યક્ષ લાભ સર્વેને પ્રાપ્ત થાય છે.

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

## અધ્યાય-૪૮

# અમરજાસંગમે ગંધર્વપુર તીર્થમહિમા નિરૂપણ

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્ય નામધારક સિદ્ધમુનિનાં ચરણે પડી ભક્તિભાવથી વિનયપૂર્વક કહે છે. (૧) હે સદ્‌ગુરુ! તું ત્રિમૂર્તિનો અવતાર છે અને મનુષ્યવેશ ધારણ કર્યો છે. વધુમાં સિદ્ધમુનિને પૂછે છે કે શ્રીગુરુ આટલા દીર્ઘકાળ સુધી ગાણગાપુરમાં રહ્યા તેનું કારણ શું? (૨) આ પૃથ્વી ઉપર અસંખ્ય તીર્થક્ષેત્રો હોવા છતાં તે તીર્થોને છોડીને શ્રીગુરુએ ગાણગાપુરમાં કેમ નિવાસ કર્યો? (૩) નામધારકે સિદ્ધમુનિનાં ચરણે પડી ગાણગાપુર ક્ષેત્રનું માહાત્મ્ય વિસ્તારપૂર્વક સમજાવવા વિનંતી કરી. (૪) નામધારકનાં વચનો સાંભળી સિદ્ધમુનિ ગાણગાપુરનો મહિમા વિસ્તારપૂર્વક કહે છે તે હે શ્રોતાઓ! તમે ધ્યાન દઈને સાંભળો. (૫) દિવાળી ઉત્સવ અંતર્ગત આસો મહિનાની વદ ચૌદસના દિવસે (કાળીચૌદસે) શ્રીગુરુએ શિષ્યોને કહ્યું કે દરેકે તીર્થયાત્રા કરી ત્રિસ્થલીનું સ્નાન અવશ્ય કરવું જોઈએ. (ત્રિસ્થલી એટલે કાશી, ગયા અને પ્રયાગ.) શિષ્યો કહેવા લાગ્યા કે ત્રિસ્થલીની યાત્રા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

માટે તો તૈયારી કરવી પડે. (૭) ભક્તોનાં વચનો સાંભળી શ્રીગુરુ હાસ્ય કરીને કહે છે કે આપણા ગામ નજીક જ આ તીર્થો આવેલાં છે. તે માટે તૈયારી કરવાની કોઈ જરૂરત નથી. ચાલો, હું તમને બતાવું. (૮) આમ કહીને શ્રીગુરુ ભક્તો સહિત અમરજાસંગમમાં ગયા અને ત્યાં શિષ્યો સહિત શ્રીગુરુમૂર્તિએ આનંદથી સ્નાન કર્યું. (૯) શ્રીગુરુ શિષ્યોને કહે છે કે, આ સંગમનો મહિમા પ્રયાગ સમાન અપાર છે અને તેનું પુણ્ય મેળવવું હોય તો ષટ્કુળતીર્થમાં સ્નાન કરવું. (૧૦) વિશેષમાં ભીમાનદી ઉત્તર તરફ વહે છે અને અમરજાનદીને મળે છે. આ બંને નદીઓ ગંગા અને યમુના જ છે તેમ નિશ્ચયપૂર્વક માનજો. (૧૧) વિશેષ કરીને ભીમાનદી ઉત્તરવાહિની હોવાથી કાશી કરતાં પણ સોગણું પુણ્ય અહીં મળે છે. તદ્દુપરાંત અહીં આ આઠ તીર્થો આવેલાં છે તે દરેકનો મહિમા એકથી એક ચડિયાતો છે જેને તમે એકચિત્તથી શ્રવણ કરો એમ શ્રીગુરુ શિષ્યોને કહે છે. (૧૨-૧૩) શ્રીગુરુનાં વચનો સાંભળી શિષ્યો વિનંતી સહ પ્રશ્નો કરે છે કે નદીનું નામ અમરજા શાથી પડ્યું? તેની ઉત્પત્તિ ક્યાંથી થઈ? (૧૪) શ્રીગુરુ ભક્તોને કહે છે કે તમે સારો પ્રશ્ન પૂછ્યો. *જાલંધરપુરાણમાં અમરજા નદીની ઉત્પત્તિની કથા વર્ણવેલી છે. (*પુરાણ અંતર્ગત જાલંધર આખ્યાનમાં.) (૧૫) પુરાતન કાળમાં જાલંધર નામનો એક રાક્ષસ હતો. તેણે સમગ્ર પૃથ્વી જીતી લીધી અને સ્વર્ગલોક પણ જીત્યું અને સમસ્ત દેવોને ત્યાંથી હાંકી કાઢ્યા. (૧૬)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ત્યારે દેવ અને દૈત્યો વચ્ચે મોટું યુદ્ધ થયું અને તેમાં ઘણા દેવો મૃત્યુ પામ્યા. આથી ઈન્દ્રે જઈને શંકર ભગવાનને આ વાત જણાવી. (૧૭) ઈન્દ્ર શંકર ભગવાનને વિનંતીના સ્વરમાં કહે છે કે રાક્ષસોએ ઘણા દેવોનો સંહાર કર્યો. આથી તેનો શીઘ્ર પ્રતિકાર કરો. એમ કહીને ઈન્દ્ર શંકર ભગવાનનાં ચરણે પડ્યો. (૧૮) ઈન્દ્રે વધુમાં કહ્યું કે અમે જયારે દૈત્યોનો વધ કરીએ છીએ ત્યારે તેમના લોહીના છાંટા પૃથ્વી ઉપર પડે છે અને તે દરેક રક્તબિંદુમાંથી એક એક રાક્ષસ ઉત્પન્ન થાય છે. (૧૯) સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાળલોક સર્વ સ્થળે અગણિત દૈત્યો જ દેખાય છે અને તે રાક્ષસો એકઠા થઈ દેવોને મારે છે. (૨૦) ઈન્દ્રનાં વચનો સાંભળી શંકર ભગવાન કોપાયમાન થયા અને તેમણે રાક્ષસોનો વધ કરવાનો નિશ્ચય કર્યો. (૨૧) ત્યારે ઈન્દ્ર શિવશંકરને વિનંતી કરે છે કે દૈત્યોનો વધ કરવા કરતાં દેવોને જીવાડવાનો પ્રયત્ન કરો. (૨૨) શંકર ભગવાને પરિસ્થિતિ સાંભળી અમૃતનો ઘટ ઈન્દ્રને આપ્યો. (૨૩) ઈન્દ્ર તે અમૃત ભરેલો ઘટ લઈ ગયો અને તેને દેવોના મૃત શરીર પર છાંટતા સર્વ દેવો જીવંત થયા. (૨૪) ઘટ (કુંભ)માં વધેલું અમૃત ઈન્દ્ર પાછો લઈ જતો હતો તેમાંથી થોડું અમૃત પૃથ્વી ઉપર ઢોળાયું અને તે પ્રવાહ સ્વરૂપે પૃથ્વી ઉપર વહેવા લાગ્યો. (૨૫) તે જળપ્રવાહ અમરજાનદી તરીકે પ્રસિદ્ધિ પામ્યો. તેમજ સંજીવની નદી તરીકે પણ તે પ્રખ્યાત છે. (૨૬) આ જ કારણથી આ નદીમાં જે લોકો ભક્તિથી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સ્નાન કરશે તેમને મહામૃત્યુનો ભય નહીં રહે તો અપમૃત્યુનો ડર કેવો? (૨૭) સરિતાજળમાં સ્નાન કરનાર મનુષ્યને કોઈ રોગ ન પીડે, અપસ્માર આદિ રોગ નિર્મૂળ થાય અને બ્રહ્મહત્યા જેવું પાપ પણ નષ્ટ થાય. (૨૮) આથી આ નદી અમૃતનદી તરીકે પણ ઓળખાય છે અને તેનો ભીમરથી નદી સાથે સંગમ થવાથી ત્યાં પ્રયાગ જેવું તીર્થ ઉદ્‌ભવ્યું છે અને ત્રિવેણીસંગમ જેવું પુણ્ય ત્યાં મળે છે. (૨૯) કારતક તેમજ મહા મહિનામાં સ્નાન કરતાં ભક્તો આલોકનું સુખ ભોગવી પરલોકનું સુખ એટલે કે મોક્ષ પણ પ્રાપ્ત કરશે. (૩૦) સૂર્ય અને ચંદ્રગ્રહણના સમયે અથવા સોમવતી અમાવાસ્યાના દિવસે, પુણ્યદાયી એકાદશીના દિવસે અને સંક્રમણ કાળે આ સંગમમાં સ્નાન કરતાં અનેક ગણું પુણ્ય મળે છે. (૩૧) જો આવા પવિત્ર દિવસોને છોડીને બીજા કોઈ દિવસોએ પણ સ્નાન કરવામાં આવે તો તેના સમસ્ત દોષો દૂર થાય છે. તે શતાયુષી અને સંપત્તિવાન બને છે. (૩૨) આવો આ ભીમા અમરજાસંગમનો મહિમા છે. તેની આગળ આવેલા અશ્વત્થ વૃક્ષ પાસે મનોહર તીર્થ આવેલું છે. (૩૩) આ મનોહર તીર્થમાં સ્નાન કરવાથી મનોકામના પૂરી થાય છે. તે અશ્વત્થ વૃક્ષ પણ કલ્પવૃક્ષ સમાન છે અને ઈચ્છિત ફળ આપે છે. (૩૪) તે વૃક્ષ અશ્વત્થ નથી પરંતુ પ્રત્યક્ષ કલ્પતરુ છે એમ તમે જાણો અને તેની નીચે જેની ઈચ્છા કરવામાં આવે તે મનોકામના પૂરી થાય છે. (૩૫) આવું પુણ્યકારક મનોહર તીર્થ અને સામે

આવેલા અશ્વત્થ તીર્થને લીધે અમે (શ્રીનૃસિંહસરસ્વતી) અહીંયાં નિવાસ કરીએ છીએ. (૩૬) જે લોકો સંગમમાં રહીને સેવા કરે છે તેમના મનોરથો ત્વરિત ફળે છે. તે વિશે મનમાં શંકા રાખશો નહિ એમ શ્રીગુરુએ કહ્યું. (૩૭) અહીંયાં અમારો નિત્ય વાસ છે એવું તમે જાણો અને તેની નિશાની એટલે ગરુડપક્ષી તમને દેખાતું હશે. (૩૮) કલ્પવૃક્ષ અશ્વત્થની પૂજા કરીને પછી સંગમેશ્વર મંદિરમાં જવું, જ્યાં ત્ર્યંબક શંકર ભગવાનની ભક્તિભાવથી પૂજા કરવી. (૩૯) જે રીતે શ્રીશૈલ પર્વત ઉપર મલ્લિકાર્જુન બિરાજમાન છે, તે જ રીતે ભીમા-અમરજા સંગમ ઉપર રુદ્રરૂપે અમે વિદ્યમાન છીએ. આથી ભક્તોએ શ્રદ્ધાપૂર્વક અમારી પ્રદક્ષિણા કરવી. (૪૦) નંદીકેશ્વરને વંદન કરી માતાજીનાં દર્શન કરવા અને ફરી નંદીને ડાબી બાજુએ રાખી સોમસૂત્ર જેવી પ્રદક્ષિણા કરવી. (૪૧) તરત પાછા ફરી વૃષભને નમન કરી માતાજી પાસે જઈને ફરી સોમસૂત્રી પ્રદક્ષિણા કરવી. (૪૨) આવી સોમસૂત્રી પ્રદક્ષિણા ત્રણ વખત કરી નંદી પાસે આવીને શિવજીનાં દર્શન આ પ્રમાણે કરવા. (૪૩) આપણા ડાબા હાથથી નંદીના વૃષણ પકડી તર્જની અને અંગૂઠાથી નંદીના શિંગડા પકડી તેની વચ્ચેથી શંકરના દર્શન કરવાં. આમ કરવાથી તે મનુષ્ય ઈન્દ્ર જેવો સંપત્તિવાન થાય છે અને તેના ઘરમાં ધન, ધાન્ય આદિ સંપત્તિ લક્ષ્મી સહિત અખંડ રહે છે અને આ સંગમેશ્વરની પૂજા કરવાથી પુત્ર, પૌત્રનું સુખ ભોગવે છે. (૪૪-૪૫) ત્યાંથી અર્ધો કોશ

દૂર જતાં વારાણસી નામનું તીર્થ આવેલું છે જેનો આરંભ નાગેશી ગામથી થયેલો છે. (૪૬) તેનું એક આખ્યાન, ના, ના, આખ્યાન નહીં, સત્યઘટના તમને કહું છું. (૪૭) તે બ્રાહ્મણ વૈરાગ્યશીલ અને ઈશ્વરભક્ત હતો. તે સર્વ સંગનો ત્યાગ કરી હંમેશાં અનુષ્ઠાનરત રહી શિવજીનું ધ્યાન કરતો. (૪૮) તેની વિરક્તિ અને ભક્તિ જોઈ તેના ઉપર શંકર ભગવાન પ્રસન્ન થયા અને ચંદ્રમૌલેશ્વરને તે સતત પ્રત્યક્ષ જોતો હતો. ઈશ્વરદર્શનનો આસ્વાદ લેતો તે વિપ્ર દેહભાન ભૂલીને વિચરણ કરતો. (૪૯) લોકો તેને ગાંડો માનતા અને તેની ભરપેટ નિંદા કરતા. તેના બે ભાઈઓ હતા. તેમના નામ આ પ્રમાણે છે. (૫૦) તેના એક ભાઈનું નામ ઈશ્વર અને બીજાનું નામ પાંડુરંગેશ્વર હતું. બંને બંધુઓએ તેનો ત્યાગ કરી કાશી જવા તૈયારી કરી. (૫૧) પાથેય આદિની સર્વ તૈયારી કરીને તેના ભાઈઓ આ ગાંડા ભાઈને કહેવા લાગ્યા, ચાલો વારાણસી જઈએ. (૫૨) બ્રહ્મજ્ઞાની દ્વિજ જેને લોકો મૂર્ખ કે ગાંડો સમજતા હતા તે ભાઈએ ઈશ્વર અને પાંડુરંગેશ્વરને કહ્યું કે તમે કાશી જશો નહીં. (૫૩) કાશીવિશ્વેશ્વર મારી પાસે જ છે. તે હું તમને પ્રત્યક્ષ બતાવીશ. તેનાં આવાં વચનો સાંભળી લોકો આશ્ચર્યચકિત થયા અને બંને ભાઈઓએ કહ્યું કે અમને વિશ્વનાથનાં દર્શન કરાવ. (૫૪) ઘણાં કષ્ટો પછી કાશીયાત્રા સંપન્ન થાય છે અને એ જ કાશીવિશ્વનાથનાં દર્શન અહીં જ થતાં હોય તો વૃથા કષ્ટ કરવાની જરૂર નથી. જલદી


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

શિવજીનાં દર્શન કરાવ. (૫૫) થોડા સમય પછી તે વિપ્રે નદીમાં સ્નાન કર્યું અને ધ્યાનસ્થ અવસ્થામાં શંકર ભગવાન પ્રગટ થયા. (૫૬) ભક્તે શિવજીને વિનંતી કરી કે મને અહીં નિત્ય કાશીદર્શન થવાં જોઈએ એમ કહી વિશ્વેશ્વરના ચરણે પડ્યો. (૫૭) શંકર ભગવાન અત્યંત દયાળુ છે અને તે ભક્ત ઉપર પ્રસન્ન થઈ તેને વરદાન આપ્યું અને ત્યાં મણિકર્ણિકાકુંડ પ્રગટ થયો અને કાશીક્ષેત્ર જેવો જ દેખાવ ત્યાં પરિણમ્યો. (૫૮) વિશ્વેશ્વરની એક મૂર્તિ કુંડમાંથી નદીની ઉત્તર દિશામાં મળી આવી. (૫૯) કુંડમાંથી જળનો પ્રવાહ શરૂ થયો જાણે કે ભાગીરથી જ પ્રગટ થઈ છે અને જેટલી જેટલી નિશાનીઓ કાશીમાં દેખાય છે તે બધી જ સમગ્ર લોકોને દેખાવા લાગી. (૬૦) આ રીતે ભીમા-અમરજા સંગમ ઉપર શ્રેષ્ઠ વારાણસી તીર્થ પ્રગટ થયું. બ્રહ્મજ્ઞાની ભક્તે ભક્તિપૂર્વક તેની પૂજા કરી અને જ્ઞાની ભક્ત તેના બાંધવોને આ પ્રમાણે કહે છે. (૬૧) ઈશ્વર અને પાંડુરંગેશ્વરનો બ્રહ્મજ્ઞાની ભાઈ તેમને કહે છે કે હવે પછીથી આપણા વંશના કોઈ પણ વંશજે કાશી જવાની જરૂર નથી. અહીંયાં જ કાશી સમજીને પૂજા કરવી. એમ શંકર ભગવાને મને કહ્યું છે. (૬૨) હવે આપણા વંશજોએ 'ગોસાવી' નામનો ત્યાગ કરી 'આરાધ્યે' અટક (ઉપનામ) સ્વીકારવી. (૬૩) હે બંને ભાઈઓ! તમે હવે પંઢરપુર જાવ અને પુંડલિકને વરદાન આપનાર પંઢરીનાથની નિત્ય પૂજા કરો અને તમે આરાધ્યે તરીકે જ ઓળખાશો. (૬૪) બ્રાહ્મણે વધુમાં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહ્યું કે અહીંયાં જે પ્રતિકાશી જેવું તીર્થ છે તેની યાત્રાએ વર્ષમાં એક વાર તમારે અવશ્ય આવવું. (૬૫) શ્રીગુરુ ભક્તોને કહે છે કે ગાણગાપુરમાં કાશીતીર્થ આ પ્રમાણે પ્રગટ થયું તેમાં કોઈએ શંકા રાખવાની જરૂર નથી. આ તીર્થ પ્રત્યક્ષ વારાણસી તીર્થ જ છે. (૬૬) શ્રીગુરુનાં વચનો સાંભળી સમસ્ત વિપ્રોએ તે તીર્થમાં સ્નાન, દાન ઇત્યાદિ આચાર પાળ્યો. ત્યાંથી શ્રીગુરુ આગળ વધ્યા એમ સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૬૭) શ્રીગુરુએ આગળ વધીને સર્વને પાપવિનાશી તીર્થ બતાવ્યું જેમાં સ્નાનમાત્ર કરવાથી, જે રીતે સૂકા ઘાસને અગ્નિ ભસ્મ કરે છે તે જ રીતે ભક્તોનો પાપસમૂહ બળીને ભસ્મ થાય છે. (૬૮) શ્રીગુરુની પૂર્વાશ્રમની બહેન રત્નાબાઈ, જેના પૂર્વ દોષો ભયંકર હતા, તેને શ્રીગુરુએ ત્યાં બોલાવી અને તેને પૂછે છેઃ (૬૯) હે પૂર્વાશ્રમની બહેન! તું મારાં દર્શન કરવા આવી છે. પરંતુ તારું પાપ ગહન છે તેની કંઈ યાદ છે? (૭૦) શ્રીગુરુનાં વચનો સાંભળી રત્નાબાઈ પગે પડી કહે છે કે હું એક અજ્ઞાની અને મૂઢ અબળા છું. આવું જ્ઞાન મને ક્યાંથી હોય? (૭૧) હે વિશ્વવ્યાપક જગદાત્મા! તું જ વિશ્વમાં જ્ઞાનજ્યોતિરૂપી દીપક છે. તું સર્વજ્ઞ હોવાથી મારાં પૂર્વકર્મો વિસ્તારથી કહે. (૭૨) શ્રીગુરુ રત્નાબાઈને કહે છે કે તું તારાં પૂર્વ પાપકર્મો મને પૂછે છે તો સાંભળ. તેં પાંચ બિલાડીનો વધ કર્યો છે જેને તું જાણતી નથી. (૭૩) બિલાડી જ્યારે ગર્ભિણી હતી ત્યારે તેના પાંચ બચ્ચાંની


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

પ્રસૂતિ એક વાસણમાં થઈ. બચ્ચાંનો વિચાર કર્યા વિના કે જોયા વિના તેમાં પાણી ભરીને ઢાંકણ સાથે ચૂલા ઉપર ગરમ કરવા મૂક્યું. (૭૪) આ રીતે બિલાડીના પાંચ બચ્ચાંના વધનો તને દોષ લાગ્યો છે. બીજા પણ અનેક દોષો તારા દ્વારા થયા છે. શ્રીગુરુએ આટલું કહેતાં જ રત્નાબાઈના શરીર ઉપર સફેદ કોઢ અચાનક ફૂટી નીકળ્યો. (૭૫) શ્વેત કુષ્ઠને જોઈને રત્નાબાઈ ભયભીત થઈ અને શ્રીગુરુના ચરણે પડી વિનંતી કરી કહેવા લાગી કે હે ગુરુમૂર્તિ! મારી તરફ કરુણાદષ્ટિથી જો. (૭૬) રત્નાબાઈ પોતાનાં પાપકર્મોનો સ્વીકાર કરી શ્રીગુરુને કહે છે કે પાપનિવારણ માટે લોકો વારાણસી જાય છે જ્યારે હું તારાં દર્શન માટે આવી છું અને મારા પાપ નષ્ટ થશે. (૭૭) શ્રીગુરુ રત્નાબાઈને પૂછે છે કે તારા અસંખ્ય પાપો આવતા જન્મે ભોગવવાની હોય તો તે અત્યારે ત્વરિત નષ્ટ થશે. (૭૮) રત્નાબાઈ શ્રીગુરુને વિનંતીના સ્વરમાં કહે છે કે હે સદ્‌ગુરુ! અનેક જન્મોનાં કર્મોથી હું હવે કંટાળી ગઈ છું. આથી જન્મમરણના ચક્રમાંથી મુક્ત થવા હું તારી પાસે આવી છું. (૭૯) હવે જન્મ પૂરા થાય એમ કહીને રત્નાબાઈ શ્રીગુરુના ચરણે પડી અને કહ્યું કે આ જ જન્મમાં પાપનું ફળ હું ભોગવીશ. (૮૦) રત્નાબાઈના વચનો સાંભળી શ્રીગુરુએ તેને પાપવિનાશી તીર્થમાં જવા આજ્ઞા કરી જ્યાં સ્નાનમાત્ર કરવાથી તારો કોઢ નષ્ટ થશે એવું શ્રીગુરુએ કહ્યું. (૮૧) જો કોઈ અહીં નિત્ય સ્નાન કરે તો સાત જન્મનું પાપ નષ્ટ થાય છે એમાં



દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કોઈ સંદેહ રાખશો નહીં એમ શ્રીગુરુ ભક્તોને કહે છે. (૮૨) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે અમે અમારી નજરે જોયું કે પાપવિનાશી તીર્થમાં ત્રણ રાત્રિ સુધી સ્નાન કરવાથી રત્નાબાઈનો કોઢ નષ્ટ થયો. (૮૩) આવા પ્રખ્યાત પાપવિનાશી તીર્થમાં જે કોઈ શ્રદ્ધાપૂર્વક સ્નાન કરે છે તેના સાત જન્મનાં પાપ બળીને ભસ્મ થઈ જાય છે. (૮૪) તીર્થનો મહિમા જાણીને રત્નાબાઈ ઝૂંપડી બાંધીને તીર્થ સમીપ રહી. (૮૫) આગળ જતાં શ્રીગુરુએ ભક્તોને કોટિતીર્થ બતાવ્યું જ્યાં સ્નાનમાત્ર કરવાથી ભક્તની ઈચ્છા પૂરી થાય છે અને આનો મહિમા અમાપ છે. (૮૬) જંબુદ્વીપમાં જેટલાં પણ તીર્થો છે તે સર્વ તીર્થો કોટિતીર્થમાં નિવાસ કરે છે અને તેનો મહિમા આ પ્રમાણે છે. (૮૭) સૂર્ય કે ચંદ્રગ્રહણના દિવસે અથવા સંક્રાંતિકાળમાં, અમાવાસ્યા, પૂનમ અને પ્રતિપદાના દિવસે સ્નાન અવશ્ય કરવું. (૮૮) વાછરડા સહિત સાલંકૃત ગાયનું દાન જો બ્રાહ્મણને કરવામાં આવે તો તેને કરોડ ગોદાનનું ફળ મળે છે. (૮૯) આ તીર્થનો મહિમા જ એવો છે કે એક એક દાનનું કરોડ ગણું ફળ મળે છે. જેની જેવી શક્તિ હોય તે પ્રમાણે દાન કરવું. (૯૦) તે પછી રુદ્રપાદ તીર્થ આવેલું છે જેનો મહિમા ગયાતીર્થ સમકક્ષ છે. (૯૧) જે જે વિધિ ગયાક્ષેત્રમાં કરવામાં આવે છે, તે તે વિધિ અને પૂજા રુદ્રપાદતીર્થમાં આચરવાથી કરોડ જન્મોનાં પાપ નષ્ટ થાય છે. (૯૨) તે પછી અતિ પવિત્ર ચક્રતીર્થ આવેલું છે. જેની સમીપ કેશવનું પુણ્યદાયક સ્થાન


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આવેલું છે. (૯૩) ચક્રતીર્થમાં સ્નાન કરવાથી પતિત પણ જ્ઞાની થાય છે અને અસ્થિ વિસર્જન કરતાં તે અસ્થિ દ્વારકા જેવા ચક્રાંકિત થાય છે. (૯૪) ચક્રતીર્થમાં સ્નાન કરીને કેશવની પૂજા કરવાથી દ્વારકા કરતાં ચાર ગણું પુણ્ય મળે છે. (૯૫) શ્રીગુરુનાં વચનો સાંભળી સમસ્ત શિષ્યોએ ત્યાં સ્નાન અને દાન કર્યું. જેના પછી ગહન મન્મથતીર્થ આવેલું છે જે વિશે શ્રીગુરુ આ પ્રમાણે કહે છે. (૯૬) ગાણગાપુર ગામની પૂર્વમાં કલ્લેશ્વરનું શિવલિંગ આવેલું છે જેને કોંકણ મહાબળેશ્વરની સમકક્ષ માનજો. (૯૭) મન્મથતીર્થમાં સ્નાન કરીને કલ્લેશ્વરની પૂજા કરવાથી વંશવૃદ્ધિ થાય છે અને આઠે પ્રકારનાં ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. (૯૮) શ્રાવણ માસ દરમ્યાન અખંડ અભિષેક કરવાથી અને કારતક માસ દરમ્યાન દીપ આરાધના કરવાથી અનંતપુણ્ય પ્રાપ્ત થાય છે. (૯૯) આ પ્રમાણે આઠે તીર્થોનો મહિમા પુરુષોત્તમ શ્રીગુરુએ ભક્તોને કહ્યો જેને સાંભળી ભક્તો હર્ષાન્વિત થયા. (૧૦૦) સમસ્ત ભક્તજનો કહેવા લાગ્યા કે અત્યાર સુધી આ તીર્થોનો મહિમા અમે જાણતા ન હતા. શ્રીગુરુએ આ તીર્થોનો મહિમા પ્રગટ કરવાથી અમે પુનિત થયા. (૧૦૧) જો આવાં પવિત્ર તીર્થો આપણી પાસે હોય તો દૂર દૂર શા માટે ભટકવું? અહીંયાં સ્નાનમાત્રથી જ પવિત્ર થવાય છે. આથી સમસ્ત ભક્તોએ તે પ્રમાણે આચરણ કરવું. (૧૦૨) શ્રીગુરુ અષ્ટતીર્થનો મહિમા પ્રગટ કરીને મઠમાં પાછા ફર્યા. ભક્તો સમારાધના કરીને આનંદમાં મગ્ન થયા. (૧૦૩) સિદ્ધમુનિ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નામધારકને કહે છે કે શ્રીગુરુએ અમને જે તીર્થમહિમા કહ્યો તે અમે તને કહ્યો છે. (૧૦૪) સરસ્વતી ગંગાધર કહે છે કે ગાણગાપુર નામનું મોટું ક્ષેત્ર આવેલું છે જયાં અસંખ્ય તીર્થો આવેલાં હોવાથી ભક્તોએ તેની સેવા કરવી જોઈએ. (૧૦૫)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક અમરજાસંગમે ગંધર્વપુર તીર્થમહિમાનિરૂપણ નામનો અડતાલીસમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૧૦૫)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

# અધ્યાય-૪૯



## શ્રીગુરુ દ્વારા ગુરુસેવારત શિષ્યને ગુરુગીતાનો ઉપદેશ

# અધ્યાય-૪૯

## ગુરુગીતાવર્ણન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

ગુણિયલ શિષ્ય નામધારક સિદ્ધમુનિના ચરણે પડી સાષ્ટાંગ નમસ્કાર કરી વિનંતીસહ કહે છેઃ (૧) હે સિદ્ધમુનિ! તું રાજયોગી, બ્રહ્મજ્ઞાની છે. હે કૃપાસાગર! તેં અમને ગુરુચરિત્રનું વર્ણન શ્રવણ કરાવ્યું છે. આથી તારો જય હો! જય હો! (૨) સદ્‌ગુરુએ આચરવાના ધર્મ વિસ્તારપૂર્વક સમજાવ્યા તેથી મારી અનેક શંકાઓ નિર્મૂળ થઈ અને શ્રેષ્ઠ ધર્મ આચરવા માટે યોગ્યતાની જાણ થઈ. આ બધી તારી જ કૃપા છે. (૩)

**શ્લોક-૧ઃ**

અનાદિઘોરસંસાર ધ્વાંતધ્વંસૈકહેતવે ।
નમઃ શ્રીનાથવૈદ્યાય ભવૌષધવિધાયિને ॥

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અથાગ સંસારસાગરનો આદિ કે અંત નથી. અનેક દૂષણોથી યુક્ત છે. આથી તેમાં તરીને સામે પાર જવું દુષ્કર છે. (૪) આથી જ એ દુસ્તર ભવસાગરને પાર કરવા સદ્‌ગુરુના શરણે જવું અને તેમણે બતાવેલી ઔષધિ અને ચરી લેવાથી આ સાગર પાર કરવા માટે નીરોગી રહીએ છીએ. (૫) વિદ્વાનોનું મંતવ્ય છે કે દરેક જીવ આ સંસારસાગરમાં અનેક યુગો સુધી જન્મ-મૃત્યુ દ્વારા આવાગમન કરતો રહે છે અને આવું જ કથન આગમ અને નિગમોમાં વર્ણવેલું છે. (નિગમ એટલે શ્રુતિ અથવા વેદો, જે ઈશ્વરના મુખેથી પ્રગટ્યા છે જયારે આગમ એ બીજા બધાં શાસ્ત્રો.) (૬) ગુરુભક્તિ એ કામધેનુ સમાન હોવાથી શાસ્ત્રોના જાણકાર વશિષ્ઠ તેમજ શુકમુનિ જેવા વિદ્વાનોએ પણ પોતાના જીવનમાં ગુરુભક્તિ વણી લીધી છે. (૭) શંકર પાર્વતીના સંવાદરૂપે એક પવિત્ર કથા જાણીતી છે જેમાં સદ્‌ગુરુની સેવા દ્વારા મોક્ષપદ પ્રાપ્ત થાય છે. (૮) પાર્વતીમાતાએ તે સંવાદમાં શું પૂછ્યું? શંકર ભગવાને શું જવાબ આપ્યો? અને જેના આચરણથી લોકોનો ઉદ્ધાર થાય છે તે હે સિદ્ધમુનિ અમને વિગતવાર સમજાવો. (૯) શિષ્યનો પ્રશ્ન સાંભળી સિદ્ધમુનિ સંતોષ પામ્યા અને તેની પ્રશંસા કરતાં કહે છે કે હે ગુરુસેવાતત્પર બાળક! તારું જીવન ધન્ય છે, ધન્ય છે. (૧૦) તેં સૌથી મહત્ત્વનો પ્રશ્ન પૂછ્યો, જેનાથી મોહનાશ, અજ્ઞાનનાશ અને દૃઢ નિષ્ઠા ઉપજે છે. તેમજ લોકોને જ્ઞાનરૂપી સૂર્યપથ પ્રદર્શન કરે છે. (૧૧) હે ગુરુસેવારત વત્સ!

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

તેં યોગ્ય પ્રશ્ન પૂછ્યો છે. હે કુળદીપક! તેને ધ્યાનપૂર્વક સાંભળ. (૧૨) પુરાતનકાળમાં ત્રિપુરારિ શંકર ભગવાન કૈલાસ શિખર ઉપર બિરાજમાન હતા ત્યારે પર્વતપુત્રી પાર્વતીએ સમસ્ત લોકોનો ઉદ્ધાર કરવા પ્રશ્ન પૂછ્યો. (૧૩)

## શ્રીગુરુગીતા પ્રારંભઃ

ૐ અસ્ય શ્રીગુરુગીતાસ્તોત્રમંત્રસ્ય ભગવાન્ સદાશિવ ઋષિઃ ।
નાનાવિધાનિ છંદાંસિ । શ્રીગુરુપરમાત્માદેવતા । હં બીજં ।
સઃ શક્તિઃ । ક્રોં કીલકં । શ્રીગુરુપ્રસાદસિદ્ધ્યર્થે જપે વિનિયોગઃ ॥

ૐ શ્રીગુરુગીતા સ્તોત્રમંત્રના ઋષિ ભગવાન સદાશિવ છે. તેના અનેક છંદો છે. આ સ્તોત્રમંત્રના દેવતા શ્રીગુરુ પરમાત્મા છે. આ સ્તોત્રમંત્રનું બીજ 'હં' છે અને શક્તિ 'સ' છે. ક્રોં કીલક છે અને ગુરુપ્રસાદ પ્રાપ્ત્યર્થે તેનો જપ દ્વારા વિનિયોગ છે. દરેક સ્તોત્ર કે મંત્રનું ફળ આપનાર દેવતા હોય છે. જે ઋષિએ સૌપ્રથમ તે સ્તોત્ર કે મંત્રનું ફળ પ્રાપ્ત કર્યું હોય તે ઋષિ મંત્રના ઋષિ કહેવાય છે. સ્તોત્ર કે મંત્રને લયબદ્ધ રીતે કેવી રીતે ગાવું જોઈએ તે છંદ દર્શાવે છે. દરેક મંત્રનું એક બીજ હોય છે જેનાં અનેક આવર્તનોથી તે બીજ વૃક્ષમાં પરિણમી વૃક્ષ જેવું બની

ફળ આપવા સક્ષમ બને છે. મંત્રની શક્તિ એ જે તે બીજાક્ષરના આવર્તનોથી પ્રાપ્ત થાય છે. કીલક એટલે કે ખીલો. એ મંત્ર ચૈતન્યને છુપાવીને ગુપ્ત રાખે છે જે આવર્તનો દ્વારા મંત્ર ચૈતન્યને પ્રગટ કરે છે. એક જ મંત્ર વિવિધ કામના માટે જપી શકાય છે જે કામના કે ઈચ્છા હોય તેનો ઉચ્ચાર કરીને તે મંત્રનો વિનિયોગ કરવો.

**(અથ કરન્યાસાઃ)**

ૐ હંસાં સૂર્યાત્મને અંગુષ્ઠાભ્યાં નમઃ । ૐ હંસીં સોમાત્મને તર્જનીભ્યાં નમઃ । ૐ હંસૂં નિરંજનાત્મને મધ્યામાભ્યાં નમઃ । ૐ હંસૈ નિરાભાસાત્મને અનામિકાભ્યાં નમઃ । ૐ હંસૌં અતનુસૂક્ષ્માત્મને કનિષ્ઠિકાભ્યાં નમઃ । ૐ હંસઃ અવ્યક્તાત્મને કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।

**હવે કરન્યાસ દ્વારા હાથના દરેક અંગને બીજાક્ષરથી પવિત્ર કરવાનો વિધિ.**

ૐ હંસાં અને સૂર્યરૂપી આત્માને અંગૂઠા દ્વારા નમન. ૐ હંસીં અને ચંદ્રરૂપી આત્માને તર્જની દ્વારા નમન. ૐ હંસૂં અને નિરંજનરૂપી આત્માને વચલી આંગળી દ્વારા વંદન. ૐ હંસૈં અને નિરાભાસ (આભાસહીન) આત્માને અનામિકાથી વંદન. ૐ હંસૌં અને સૂક્ષ્મ શરીરવાળા આત્માને ટચલી આંગળી દ્વારા વંદન. ૐ હંસઃ આ બીજમંત્રનો ઉચ્ચાર કરીને અવ્યક્ત આત્માને હથેળીથી નમન.

**(અથ હૃદયાદિન્યાસાઃ)**

ૐ હંસાં સૂર્યાત્મને હૃદયાય નમઃ । ૐ હંસીં સોમાત્મને શિરસે સ્વાહા । ૐ હંસૂં નિરંજનાત્મે શિખાયૈ વષટ્ । ૐ હંસૈં નિરાભાસાત્મને કવચાય હૂઁ । ૐ હંસૌં અતનુસૂક્ષ્માત્મને નેત્રત્રયાય વૌષટ્ । ૐ હંસઃ અવ્યક્તાત્મનેન અસ્ત્રાય ફટ્ । ૐ બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમિતિ દિગ્બન્ધઃ ।

**હવે હૃદયાદિ અવયવોનો ન્યાસ કરવાની વિધિ.**

ૐ હંસાં બીજમંત્રનો ઉચ્ચાર કરી સૂર્યરૂપી આત્માને હૃદય દ્વારા વંદન. ૐ હંસીંનો ઉચ્ચાર કરી ચંદ્રસ્વરૂપી આત્માને મસ્તક દ્વારા વંદન. ૐ હંસૂં નિરંજન આત્માને શિખા દ્વારા વંદન. ૐ હંસૈં નિરાભાસ આત્મા મારું કવચ થાય. ૐ હંસૌંના ઉચ્ચાર દ્વારા સૂક્ષ્મ આત્મસ્વરૂપને ત્રણે નેત્રો દ્વારા વંદન. ૐ હંસઃનો ઉચ્ચાર કરી અવ્યક્ત આત્માની શક્તિથી અસ્ત્રરૂપ થઈ વિઘ્નોનો નાશ થાઓ. ૐ બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્ બોલીને રક્ષણ માટે દશે દિશાઓ બંધ થાવ.

**અથ ધ્યાનમ્**

હંસાભ્યાં પરિવૃત્તપત્રકમલૈર્દિવ્યૈર્જગત્કારણૈર્વિશ્વોત્કીર્ણમનેક દેહનિલયૈઃ સ્વચ્છન્દમાત્મેચ્છયા ।
તદ્યોતં પદશાંભવં તુચરણં દીપાંકુર ગ્રાહિણં, પ્રત્યક્ષાક્ષરવિગ્રહં ગુરુપદં ધ્યાયેદ્વિભું શાશ્વતમ્ ॥


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મમ ચતુર્વિધ પુરુષાર્થ સિદ્ધ્યર્થે જપે વિનિયોગઃ (૧)

**અથ ધ્યાનમ્**

આ દશ્યમાન સચરાચર જગતના કારણસ્વરૂપ હંસ એટલે કે અહમ્ અને સઃ (હું અને તે) એ બે દિવ્ય કમળનાં બે પત્રોથી વિશ્વ રચવા જેણે સ્વેચ્છાએ પોતે અનેક શરીરોમાં સ્વચ્છંદ (નાનાવિધ) રૂપો ધારણ કર્યા છે ને સતત એમાં વાસ કરતા રહે છે તે સ્વયં પ્રકાશિત ચરણકમલાકર દીપજ્યોતિની અંગુષ્ઠપ્રમાણ શિખા જેવા, નિરંજન, સાક્ષાત્ અક્ષર શરીર, શબ્દાતીત હોવા છતાં અ થી ક્ષ સુધીની સમસ્ત વર્ણમૂર્તિ, નામરહિત હોવા છતાં નામ સર્વસ્વ, વ્યાપક, વિભુ-નિત્ય-આનંદસ્વરૂપ, સ્વયં સર્વથા મુક્ત આનંદૈકરસ ગુરુદેવનું ધ્યાન ધરવું ઘટે. મારા ચતુર્વિધ (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) પુરુષાર્થની સિદ્ધિ માટે હું શ્રીગુરુગીતાનું અનુષ્ઠાન (પાઠ, જપ) કરું છું.

**સૂત ઉવાચઃ**

કૈલાસશિખરે રમ્યે ભક્તિસંધાનનાયકમ્ ।
પ્રણમ્ય પાર્વતી ભક્ત્યા શંકરં પર્યપૃચ્છત ॥ ૧ ॥

સૂતમુનિ કહે છે કે પ્રાચીન સમયમાં રમ્ય કૈલાસ શિખર ઉપર ભક્તિ પ્રગટાવનાર શ્રેષ્ઠ નાયકને (શંકર ભગવાનને) પાર્વતીમાતાએ ભક્તિપૂર્વક વંદન કરી પ્રશ્ન પૂછ્યો. (૧)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

**શ્રીદેવ્યુવાચઃ**

ૐ નમો દેવદેવેશ પરાત્પર જગદ્ગુરો ।
સદાશિવ મહાદેવ ગુરુદીક્ષાં પ્રદેહિ મે ॥ ૨ ॥

પાર્વતીમાતાએ કહ્યું કે ૐકારરૂપ દેવોના દેવ, શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ જગત્ગુરુ સદાશિવ મહાદેવ! મને આપ ગુરુદીક્ષા પ્રદાન કરો. (૨)

કેન માર્ગેણ ભો સ્વામિન્ દેહી બ્રહ્મમયો ભવેત્ ।
ત્વં કૃપા કુરુમે સ્વામિન્ નમામિ ચરણં તવ ॥ ૩ ॥

હે સ્વામી! કયા માર્ગથી જીવ દેહમાં હોવા છતાં બ્રહ્મ થાય છે? તેવી કૃપા મારા ઉપર કરો. એમ કહીને દેવીએ શંકરને વંદન કર્યા. (૩)

**ઈશ્વર ઉવાચઃ**

મમરુપાસિ દેવિ ત્વં ત્વત્પ્રીત્યર્થં વદામ્યાહમ્ ।
લોકોપકારકઃ પ્રશ્નો ન કેનાપિ કૃતઃ પુરા ॥ ૪ ॥

શંકર ભગવાન કહે છે કે હે પાર્વતીદેવી! તમે મારું બીજુ સ્વરૂપ હોવાથી તમે પૂછેલા પ્રશ્નનો જવાબ હું આપું છું. આવો લોકો માટે કલ્યાણકારક પ્રશ્ન અત્યાર સુધી કોઈએ પણ મને પૂછ્યો નથી. (૪)

દુર્લભં ત્રિષુ લોકેષુ તચ્છૃણુષ્વ વદામ્યહમ્ ।
ગુરું વિના બ્રહ્મ નાન્યત્ સત્યં સત્યં વરાનને ॥ ૫ ॥

ત્રણે લોકમાં (સ્વર્ગ, પૃથ્વી, પાતાળમાં) દુર્લભ એવું જ્ઞાન હું તને સંભળાવું છું. ગુરુ વિના બીજું કોઈ બ્રહ્મ નથી એ સત્ય છે, સત્ય છે. (૫)

વેદશાસ્ત્રપુરાણાનિ ઈતિહાસાદિકાનિ ચ ।
મંત્રયંત્રાદિવિદ્યાશ્ચ સ્મૃતિરુચ્ચાટનાદિકમ્ ॥ ૬ ॥
શૈવશાક્તાગમાદિનિ અન્યાનિ વિવિધાનિ ચ ।
અપભ્રંશકરાણીહ જીવાનાં ભ્રાંતચેતસામ્ ॥ ૭ ॥

જ્ઞાનપ્રાપ્તિના સાધનોમાં વેદશાસ્ત્રો, પુરાણશાસ્ત્રો, ઈતિહાસ, મંત્ર, યંત્ર આદિ વિદ્યાઓ, વિવિધ સ્મૃતિઓ તેમજ ઉચ્ચાટનાદિ ક્રિયાઓ તેમજ શૈવ, શાક્ત અને આગમોની વિધિઓ ભ્રાંત


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ચિત્તવાળા બધા જીવોને પરેશાન કરનારી છે. (૬-૭)

યજ્ઞો વ્રતં તપોદાનં જપસ્તીર્થં તથૈવ ચ ।
ગુરુતત્ત્વમવિજ્ઞાય મૂઢાસ્તે ચરતે જનાઃ ॥ ૮ ॥

યજ્ઞ, તપ, દાન, જપ, તીર્થયાત્રા વગેરે જે લોકો આચરે છે, પરંતુ, ગુરુતત્ત્વને જે જાણતા નથી તેઓની ઉક્ત બધી જ ક્રિયાઓ નિષ્ફળ જાય છે. (૮)

ગુરુબુદ્ધ્યાત્મનો નાન્યત્ સત્યં સત્યં ન સંશયઃ ।
તલ્લાભાર્થં પ્રયત્નસ્તુ કર્તવ્યો હિ મનીષિભિઃ ॥ ૯ ॥

જ્ઞાનસ્વરૂપ આત્માથી ગુરુ ભિન્ન નથી. એ સત્ય જ છે. સાચું જ છે. એમાં શંકા નથી, એ કારણે ગુરુની પ્રાપ્તિ માટે બુદ્ધિશાળી મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઈએ. (૯)

ગૂઢવિદ્યા જગન્માયા દેહે ચાજ્ઞાનસંભવા ।
ઉદયઃ સ્વપ્રકાશેન ગુરુ શબ્દેન કથ્યતે ॥ ૧૦ ॥

આ ગૂઢવિદ્યા જગતમાં માયારૂપે તથા શરીરમાં અજ્ઞાનરૂપે રહેલી છે જે પ્રકાશિત થવાથી સત્યજ્ઞાનનો ઉદય થાય છે. તે તત્ત્વને ગુરુસંજ્ઞા તરીકે જાણવામાં આવે છે. (૧૦)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સર્વ પાપ વિશુદ્ધાત્મા શ્રીગુરોઃપાદસેવનાત્ ।
દેહિ બ્રહ્મ ભવેદ્યસ્માત્ તત્કૃપાર્થં વદામિ તે ॥ ૧૧ ॥

શ્રીગુરુનાં ચરણોની સેવાથી મનુષ્ય સર્વ પાપોથી મુકત થઈ વિશુદ્ધાત્મા બને છે જેનાથી દેહધારી જીવ બ્રહ્મરૂપ બની જાય છે. તારા ઉપર કૃપા કરવા માટે ગુરુતત્ત્વ વિશે તને હું કહું છું. (૧૧)

ગુરુપાદાંબુજં સ્મૃત્વા જલં શિરસિ ધારયેત્ ।
સર્વતીર્થાવગાહસ્ય સંપ્રાપ્નોતિ ફલં નરઃ ॥ ૧૨ ॥

શ્રીગુરુનાં ચરણકમળોનું સ્મરણ કરી શિર પર જળપ્રોક્ષણ (છંટકાવ) કરવાથી મનુષ્યને સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મળે છે. (૧૨)

શોષણં પાપપંકસ્ય દીપનં જ્ઞાનતેજસામ્ ।
ગુરુપાદોદકં સમ્યક્ સંસારાર્ણવતારકમ્ ॥ ૧૩ ॥

શ્રીગુરુનાં ચરણજળ (તીર્થ) પાપરૂપી કીચડને સૂકવનારું, જ્ઞાનરૂપી તેજને ઉજજવળ કરનારું અને સંસારસાગરને પાર કરનારું છે. (૧૩)

અજ્ઞાનમૂલહરણં જન્મકર્મનિવારણં ।
જ્ઞાનવૈરાગ્યસિદ્ધ્યર્થં ગુરુપાદોદકં પિબેત્ ॥ ૧૪ ॥

અજ્ઞાનને નિર્મૂળ કરનારા, જન્મ અને કર્મથી મુક્ત કરનારા શ્રીગુરુચરણજળનું જ્ઞાન અને વૈરાગ્યની પ્રાપ્તિ અર્થે આચમન કરવું જોઈએ. (૧૪)

ગુરોઃ પાદોદકં પીત્વા ગુરોરુચ્છિષ્ટભોજનમ્ ।
ગુરુમૂર્તે સદા ધ્યાનં ગુરુમંત્રં સદા જપેત્ ॥ ૧૫ ॥

શ્રીગુરુચરણામૃત પીને શ્રીગુરુએ આરોગેલા ભોજનનો શેષ પ્રસાદ લઈને શ્રીગુરુની મૂર્તિનું નિરંતર ધ્યાન કરવું અને શ્રીગુરુએ આપેલા મંત્રનો નિરંતર જાપ કરવો. (૧૫)

કાશીક્ષેત્રં તન્નિવાસો જાહ્નવી ચરણોદકમ્ ।
ગુરુર્વિશ્વેશ્વરઃ સાક્ષાત્ તારકં બ્રહ્મ નિશ્ચિતમ્ ॥ ૧૬ ॥

શ્રીગુરુનું નિવાસસ્થાન એ જ કાશીક્ષેત્ર છે. શ્રીગુરુનું ચરણામૃત તે જ ગંગા છે, શ્રીગુરુ જ સાક્ષાત્ વિશ્વેશ્વર છે અને શ્રીગુરુ જ તારક અને સાક્ષાત્ બ્રહ્મ છે. (૧૬)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગુરોઃ પાદોદકં યત્તુ ગયાઽસૌ સોઽક્ષયોવટઃ ।
તીર્થરાજઃ પ્રયાગશ્ચ ગુરુમૂર્તે નમો નમઃ ॥ ૧૭ ॥

શ્રીગુરુચરણામૃત તે જ ગયાતીર્થ છે. તે જ અક્ષયવટ છે. તે જ તીર્થરાજ પ્રયાગ છે એવી ગુરુમૂર્તિને વારંવાર નમસ્કાર. (૧૭)

ગુરુમૂર્તિં સ્મરેન્નિત્યં ગુરુનામ સદા જપેત્ ।
ગુરોરાજ્ઞાં પ્રકુર્વીત ગુરોરન્યન્ન ભાવયેત્ ॥ ૧૮ ॥

શ્રીગુરુમૂર્તિનું નિત્ય સ્મરણ કરવું, ગુરુનામનો સદા જપ કરવો. ગુરુઆજ્ઞાનું પાલન કરવું. શ્રીગુરુ સિવાય બીજું કશું છે જ નહીં એવી દૃઢ ભાવના રાખવી. (૧૮)

ગુરુવક્ત્રસ્થિતં બ્રહ્મ પ્રાપ્યતે તત્પ્રસાદતઃ ।
ગુરોર્ધ્યાનં સદા કુર્યાત્ કુલસ્ત્રી સ્વપતેર્યથા ॥ ૧૯ ॥

શ્રીગુરુની કૃપાથી જ શ્રીગુરુના મુખકમળમાં સ્થિત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. કોઈ કુલીન સ્ત્રી જેમ પોતાના પતિનું સતત ધ્યાન કરે છે તેમ શ્રીગુરુનું ધ્યાન કરવું જોઈએ. (૧૯)

સ્વાશ્રમં ચ સ્વજાતિં ચ સ્વકીર્તિપુષ્ટિવર્ધનમ્ ।
એતત્સર્વં પરિત્યજ્ય ગુરોરન્યન્ન ભાવયેત્ ॥ ૨૦ ॥

પોતાનો આશ્રમ (મોટો છે એમ ન માનતા) (બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સંન્યસ્તાશ્રમ), પોતાની જાતિ, પોતાની કીર્તિ અને ઉત્તરોત્તર ઉન્નતિ- એ બધાનો ત્યાગ કરી શ્રીગુરુ સિવાય કશાની પણ અપેક્ષા ન રાખવી. (૨૦)

અનન્યાશ્ચિન્તયન્તો માં સુલભં પરમં પદમ્ ।
તસ્માત્સર્વપ્રયત્નેન ગુરોરારાધનં કુરુ ॥ ૨૧ ॥

જે અનન્ય ભાવથી મારું (શિવરૂપી ગુરુનું) ધ્યાન કરે, સતત ચિંતન કરે તેને પરમ પદ સુલભ છે. આથી શ્રેષ્ઠ પ્રયત્નો કરી શ્રીગુરુની આરાધના કરો. (૨૧)

ત્રૈલોક્યે સ્ફુટવક્તારો દેવાદ્યસુરપન્નગાઃ ।
ગુરુવક્ત્રસ્થિતા વિદ્યા ગુરુભક્ત્યા તુ લભ્યતે ॥ ૨૨ ॥

ત્રણે લોકમાં દેવો, અસુરો, નાગ, પન્નગોએ સ્પષ્ટ કરી બતાવ્યું છે કે શ્રીગુરુમુખમાં રહેલી વિદ્યા ગુરુભક્તિથી જ પ્રાપ્ત થાય છે. (૨૨)

ગુકારસ્ત્વન્ધકારશ્ચ રુકારસ્તેજ ઉચ્યતે ।

અજ્ઞાનગ્રાસકં બ્રહ્મ ગુરુરેવ ન સંશયઃ ॥ ૨૩ ॥

ગુ-કાર એટલે અંધકાર અને રુ-કાર એટલે જ તેજ એમ કહેવાય છે. ગુરુ જ અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરનાર તેજરૂપી બ્રહ્મ છે, એમાં કોઈ શંકા નથી. (૨૩)

ગુકારઃ પ્રથમો વર્ણો માયાદિગુણભાસકઃ ।

રુકારો દ્વિતીયો બ્રહ્મ માયાભ્રાંતિ વિનાશનમ્ ॥ ૨૪ ॥

ગુરુ શબ્દનો પ્રથમ વર્ણ 'ગુ' તે માયાદિ ગુણોનો પથપ્રદર્શક છે જ્યારે બીજો વર્ણ 'રુ' એ માયાભ્રાંતિનો નાશ કરનાર બ્રહ્મનો નિદર્શક છે. (૨૪)

એવં ગુરુપદં શ્રેષ્ઠં દેવાનામપિ દુર્લભમ્ ।

હાહાહૂહૂ ગણૈશ્ચૈવ ગન્ધર્વૈશ્ચ પ્રપૂજ્યતે ॥ ૨૫ ॥

આ પ્રમાણે ગુરુપદ શ્રેષ્ઠ છે. દેવોને પણ દુર્લભ છે. હાહા-હૂહૂ નામના ગણો દ્વારા તેમજ ગંધર્વો દ્વારા એ જ પૂજાય છે. (૨૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ધ્રુવં તેષાં ચ સર્વેષાં નાસ્તિ તત્ત્વં ગુરોઃ પરમ્ ।
આસનં શયનં વસ્ત્રં ભૂષણં વાહનાદિકમ્ ॥ ૨૬ ॥
સાધકેન પ્રદાતવ્યં ગુરુસંતોષકારકમ્ ।
ગુરોરારાધનં કાર્યં સ્વજીવિત્વં નિવેદયેત્ ॥ ૨૭ ॥

સૌની એવી પ્રતીતિ છે કે ગુરુથી શ્રેષ્ઠ એવું બીજું કોઈ તત્ત્વ નથી. સાધકે શ્રીગુરુને આસન, શયન, વસ્ત્રાભૂષણ, વાહન ઇત્યાદિ સમર્પણ કરવાં જોઈએ જેનાથી શ્રીગુરુ સંતોષ પામે. (નહીં કે ગુરુ પાસે આ વસ્તુઓની કમી છે.) એટલું જ નહીં, પણ પોતાના જીવનનું પણ સમર્પણ કરવું જોઈએ. (૨૬-૨૭)

કર્મણા મનસા વાચા નિત્યમારાધયેત્ ગુરુમ્ ।
દીર્ઘદણ્ડં નમસ્કૃત્ય નિર્લજ્જો ગુરુસન્નિધૌ ॥ ૨૮ ॥

મન, વચન અને કર્મથી સદા શ્રીગુરુની આરાધના કરવી જોઈએ અને શરમનો ત્યાગ કરી શ્રીગુરુને દીર્ઘ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા જોઈએ. (૨૮)

शरीरमिन्द्रियं प्राणं सद्‌गुरुभ्यो निवेदयेत् ।
आत्मदारादिकं सर्वं सद्‌गुरुभ्यो निवेदयेत् ॥ २९ ॥

દરેક શિષ્યે પોતાનું શરીર, ઈન્દ્રિયો, પ્રાણ સદ્‌ગુરુને સમર્પિત કરવા જોઈએ. એટલું જ શું? પરંતુ, પોતે અને પોતાની પત્ની પણ શ્રીગુરુને સમર્પિત કરવી જોઈએ. (૨૯)

कृमिकीटभस्मविष्ठादुर्गन्धिमलमूत्रकम् ।
श्लेष्मरक्तं त्वचा मांसं वंचयेन्न वरानने ॥ ३० ॥

હે સુંદર મુખવાળી (પાર્વતી)! આ શરીર કૃમિ, જંતુઓ, ભસ્મ વિષ્ટા મળ-મૂત્ર, શ્લેષ્મ (ગળફા), રક્ત, ત્વચા અને માંસાદિથી ભરેલું હોઈ તેમાં આસક્તિ રાખવી જોઈએ નહીં. (૩૦)

संसारवृक्षमारुढाः पतन्तो नरकार्णवे ।
येन चैवोद्‌धृताः सर्वे तस्मै श्रीगुरवे नमः ॥ ३१ ॥

સંસારરૂપી વૃક્ષ પર આરૂઢ થઈને નરકરૂપી સાગરમાં પતન પામતા સહુ જીવોનો જે ઉદ્ધાર કરે છે તેવા શ્રીગુરુને નમસ્કાર. (૩૧)

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુરેવ પરબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૨ ॥

ગુરુ એ જ બ્રહ્મા છે, ગુરુ એ જ વિષ્ણુ છે, ગુરુ એ જ મહાદેવ છે. ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે. તેવા શ્રીગુરુને મારા નમસ્કાર. (૩૨)

હેતવે જગતામેવ સંસારાર્ણવસેતવે ।
પ્રભવે સર્વ વિદ્યાનાં શંભવે ગુરવે નમઃ ॥ ૩૩ ॥

જે જગતની ઉત્પત્તિના કારણરૂપ છે, સંસારસાગર પાર કરાવનાર સેતુરૂપ છે, સર્વ વિદ્યાઓનું ઉદ્ભવસ્થાન છે. તેવા શિવસ્વરૂપ, કલ્યાણકારી શ્રીગુરુને નમસ્કાર. (૩૩)

અજ્ઞાનતિમિરાંધસ્ય જ્ઞાનાંજનશલાકયા ।
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૪ ॥

અજ્ઞાનના અંધકારથી અંધ બનેલાઓના નેત્રોને જે જ્ઞાનની અંજનશલાકાથી ખોલે છે, તેવા શ્રીગુરુને નમસ્કાર. (૩૪)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ત્વં પિતા ત્વં ચ મે માતા ત્વં બંધુસ્ત્વં ચ દેવતા ।

સંસારપ્રતિબોધાર્થં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૫ ॥

હે સદ્‌ગુરુ! તું જ પિતા છે, તું જ માતા છે, તું જ બંધુ છે તેમજ તું જ ઈષ્ટદેવતા છે. સંસારના સાચા જ્ઞાનનો અનુભવ કરાવનાર શ્રીગુરુને નમસ્કાર. (૩૫)

યત્સત્યેન જગત્સત્યં યત્પ્રકાશેન ભાતિ તત્ ।

યદાનંદેન નંદંતિ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૬ ॥

જેના અસ્તિત્વથી જ જગતનું અસ્તિત્વ છે, જેના પ્રકાશે પ્રકાશિત છે, જેના આનંદથી બધું આનંદિત બને છે, તેવા સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીગુરુને નમસ્કાર. (૩૬)

યસ્ય સ્થિત્યા સત્યમિદં યદ્‌ભાતિ ભાનુરૂપતઃ ।

પ્રિયં પુત્રાદિ યત્પ્રીત્યા તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૭ ॥

જેની સ્થિતિથી આ જગત સત્ય છે, જેના સૂર્યરૂપથી આ જગત પ્રકાશિત છે, જેની પ્રીતિના કારણે તે પુત્રાદિ પણ પ્રિય છે, તેવા શ્રીગુરુને નમસ્કાર. (૩૭)

ચેન ચેતયતે હીદં ચિત્તં ચેતયતે ન યમ્ ।
જાગ્રત્સ્વપ્નસુષુપ્ત્યાદિ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૮ ॥

જેના વડે આ જગત ચેતનરૂપ બને છે છતાં ચિત્ત જેને પ્રકાશિત નથી કરી શકતું; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વગેરે અવસ્થાઓ જેના દ્વારા પ્રકાશિત થાય છે તે ચૈતન્ય સ્વરૂપ શ્રીગુરુને નમસ્કાર. (૩૮)

યસ્ય જ્ઞાનાદિદં વિશ્વં ન દશ્યં ભિન્નભેદતઃ ।
સદેકરૂપરૂપાય તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૩૯ ॥

જેને જાણવાથી આ વિશ્વ શિવથી ભિન્ન નથી લાગતું, એકમાત્ર સદ્‌ગુરુ જ જેનું રૂપ છે, તેવા શ્રીગુરુને નમસ્કાર. (૩૯)

*'યસ્યામતં તસ્ય મતં મતં યસ્ય ન વેદ સઃ' ।
અનન્યભાવભાવાય તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૪૦ ॥

(* કેનોપનિષદનું વચન.) જે કહે છે કે પોતે બ્રહ્મને જાણતો નથી, તે સાચા અર્થમાં બ્રહ્મને જાણતો હોય છે. અને જે કહે છે કે પાતે બ્રહ્મને જાણે છે, તે સાચા અર્થમાં બ્રહ્મને જાણતો

નથી. જે બ્રહ્મથી અભેદ ભાવપૂર્ણ છે તેવા શ્રીગુરુને નમસ્કાર. (૪૦)

યસ્ય કારણરૂપસ્ય કાર્યરૂપેણ ભાતિ યત્ ।
કાર્યકારણરૂપાય તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૪૧ ॥

જે કારણરૂપ હોવા છતાં કાર્યરૂપે દેખાય છે તેવા કાર્યકારણરૂપે રહેલા શ્રીગુરુને નમસ્કાર. (૪૧)

નાનારૂપમિદં સર્વં ન કેનાપ્યસ્તિ ભિન્નતા ।
કાર્યકારણતા ચૈવ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૪૨ ॥

આ સંસાર અનેક રૂપવાળો વૈવિધ્યસભર હોવા છતાં એકબીજાથી ભિન્ન લાગતો નથી. જેઓ કાર્ય અને કારણરૂપે રહેલા છે તેવા શ્રીગુરુને નમસ્કાર. (૪૨)

યદંઘ્રિકમલદ્વન્દ્વં દ્વંદ્વતાપનિવારકમ્ ।
તારકં સર્વદાઽઽપદ્ભ્યઃ શ્રીગુરું પ્રણમામ્યહમ્ ॥ ૪૩ ॥

જેમના બે ચરણકમળ દ્વંદ્વથી ઉત્પન્ન થયેલા તાપનો નાશ કરે છે તેવા શ્રીગુરુને હું પ્રણામ કરું છું. (૪૩)

શિવે ક્રુદ્ધે ગુરુસ્ત્રાતા ગુરૌ ક્રુદ્ધે શિવો ન હિ ।
તસ્માત્સર્વપ્રયત્નેન શ્રીગુરું શરણં વ્રજેત્ ॥ ૪૪ ॥

જો શંકર ભગવાન પણ ક્રોધે ભરાય તો રક્ષણ કરવા ગુરુ સમર્થ છે. પરંતુ જો ગુરુ ક્રોધાયમાન થાય તો સ્વયં શંકર પણ રક્ષણ કરવા સમર્થ નથી. આથી બધા જ પ્રકારના પ્રયત્નોથી શ્રીગુરુના શરણે જવું. (૪૪)

વન્દે ગુરુપદદ્વંદ્વં વાઙ્મનશ્ચિત્તગોચરમ્ ।
શ્વેતરક્તપ્રભાભિન્નં શિવશક્ત્યાત્મકં પરમ્ ॥ ૪૫ ॥

મન અને વાણી તેમજ ચિત્તથી જોઈ અથવા અનુભવી ન શકાય, શ્વેત અને લાલ રંગથી ભિન્ન, શિવશક્તિ સ્વરૂપવાળા ગુરુના બે ચરણોને વંદન કરું છું. (૪૫)

ગુકારં ચ ગુણાતીતં રુકારં રૂપવર્જિતં ।
ગુણાતીસ્વરૂપં ચ યો દદ્યાત્ સ ગુરુઃ સ્મૃતઃ ॥ ૪૬ ॥

ગુરુ શબ્દનો 'ગુ'કાર ગુણાતીત અર્થ સૂચવે છે. 'રુ'કાર શબ્દ રૂપવર્જિત અર્થનું સૂચન કરે છે. ગુણાતીત અને અરૂપ (બ્રહ્મ)ને જે પ્રાપ્ત કરાવી આપે છે તેમને ગુરુ કહેવામાં આવે છે. (૪૬)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અ-ત્રિનેત્રઃ સર્વસાક્ષિ અ-ચતુર્બાહુરચ્યુતઃ ।

અ-ચતુર્વદનોબ્રહ્મા શ્રીગુરુઃ કથિતઃ પ્રિયે ॥ ૪૭ ॥

હે પ્રિયે (પાર્વતી)! એવું સંબોધીને શંકર ભગવાન કહે છે કે શ્રીગુરુ એ ત્રિનેત્રવિહીન (બે આંખવાળા) સાક્ષાત્ શિવસ્વરૂપ છે. ચાર હાથવાળા ન હોવા છતાં બે હાથવાળા વિષ્ણુ સ્વરૂપ છે અને તેમને ચાર મુખ ન હોવા છતાં બ્રહ્માજી છે. (૪૭)

અયં મયાંજલિર્બદ્ધો દયાસાગરવૃદ્ધયે ।

યદનુગ્રહતો જન્તુશ્ચિત્રસંસારમુક્તિભાક્ ॥ ૪૮ ॥

જેમની કૃપાથી જીવ આ વિચિત્ર સંસારમાંથી મુક્તિ પામે છે તેવા શ્રીગુરુની કૃપાની પ્રાપ્તિ માટે મેં બે હાથ જોડેલા છે. (૪૮)

શ્રીગુરોઃ પરમં રૂપં વિવેકચક્ષુષોઽમૃતમ્ ।

મન્દભાગ્યા ન પશ્યન્તિ અંધા સૂર્યોદયં યથા ॥ ૪૯ ॥

જે રીતે અંધ મનુષ્ય સૂર્યોદયને જોઈ શકતા નથી તેમ મંદભાગ્યવાળા લોકો શ્રીગુરુના પરમ રૂપને વિવેકબુદ્ધિ રૂપી આંખ વગર જોઈ શકતા નથી. (૪૯)

શ્રીનાથચરણદ્વંદ્વં યસ્યાં દિશિ વિરાજતે ।
તસ્યૈ દિશે નમસ્કુર્યાદ્ ભક્ત્યા પ્રતિદિનં પ્રિયે ॥ ૫૦ ॥

હે પ્રિયે! શ્રીગુરુના ચરણ જે દિશામાં રહેલા હોય તે દિશામાં ખૂબ ભક્તિપૂર્વક પ્રતિદિન નમસ્કાર કરવા જોઈએ. (૫૦)

તસ્યૈ દિશે સતતમઞ્જલિરેષ આર્યે પ્રક્ષિપ્યતે મુખરિતો મધુપૈર્બુધૈશ્ચ ।
જાગર્તિ યત્ર ભગવાન્ ગુરુચક્રવર્તી વિશ્વોદયપ્રલયનાટકનિત્યસાક્ષી ॥ ૫૧ ॥

જ્યાં વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપી નાટકના નિત્ય સાક્ષી એવા ચક્રવર્તી ગુરુ ભગવાન રહે છે તે દિશામાં તાજાં ખીલેલાં સુંદર સુગંધી ફૂલોની અંજલિ હંમેશાં આપવી જોઈએ. (૫૧)

શ્રીનાથાદિં ગુરુત્રયં ગણપતિં પીઠત્રયં ભૈરવં
સિદ્ધૌઘં બટુકત્રયં પદયુગં દૂતીત્રયં શાંભવમ્ ।
વીરેશાષ્ટ ચતુષ્કષષ્ટિનવક વીરાવલી પંચકં
શ્રીમન્માલિનિમંત્રરાજસહિતં વન્દે ગુરોર્મણ્ડલમ્ ॥ ૫૨ ॥

શ્રીગુરુદેવ, પરમ ગુરુદેવ અને પરાત્પર ગુરુદેવરૂપ શ્રીનાથાદિ એ ત્રણ ગુરુદેવ; ગણપતિ, કામરૂપ અને પૂર્ણગિરિ એ ત્રણ પીઠ; મન્થાન આદિ આઠ ભૈરવ; સિદ્ધોનો સમુદાય; વિરંચીચક્ર, સ્કંદ આદિ ત્રણ બટુક; પ્રકાશ અને વિમર્શ (શિવ અને શક્તિ) એ બે ચરણ; યોનિ-અંબા આદિ દૂતી; અગ્નિમંડલ, સૂર્યમંડલ આદિ મંડલ; દસ વીર (ભૈરવ); ચોસઠ યોગિની; સર્વ સંશોધિની આદિ નવ મુદ્રા; બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશ્વર અને સદાશિવ પાંચ વીર; અ થી ક્ષ સુધીની એકાવન માત્રાઓથી યુક્ત માલિનીમંત્ર આ સર્વ તત્ત્વોથી યુક્ત જે ગુરુનું મંડલ છે. અર્થાત્ ગુરુ-દરબાર છે તેને હું નમન કરું છું. (૫૨)

અભ્યસ્તૈઃ સકલૈઃ સુદીર્ઘમનિલૈર્વ્યાધિપ્રદૈર્દુષ્કરૈઃ
પ્રાણાયામશતૈરનેકકરણૈ દુઃખાત્મકૈર્દુર્જયૈઃ ।
યસ્મિન્નભ્યુદિતે વિનશ્યતિ બલી વાયુઃ સ્વયં તત્ક્ષણાત્
પ્રાપ્તું તત્સહજં સ્વભાવમનિશં સેવધ્વમેકં ગુરુમ્ ॥ ૫૩ ॥

વ્યાધિ ઉત્પન્ન કરનાર, કરવા મુશ્કેલ, દુઃખદાયક અને દુર્જય એવા લાંબા સમય સુધી કરવામાં આવતા સેંકડો પ્રાણાયામની અનેક ક્રિયાઓના અભ્યાસથી શું લાભ? જેમનો અભ્યુદય થતાં જ બળવાન વાયુ જાતે જ નાશ પામે છે તેવા સહજ સ્વભાવવાળા એકમાત્ર ગુરુને જ તે

વસ્તુની પ્રાપ્તિ માટે સેવવા જોઈએ. (૫૩)

સ્વદેશિકસ્ચૈવ શરીરચિન્તનં ભવેદનન્તસ્ચ શિવસ્ચ ચિન્તનમ્ ।
સ્વદેશિકસ્ચૈવ ચ નામકીર્તનં ભવેદનન્તસ્ચ શિવસ્ચ કીર્તનમ્ ॥ ૫૪ ॥

પોતાના ગુરુદેવના શરીરનું ચિંતન એ ભગવાન શિવજીનું ચિંતન બની જાય છે અને પોતાના ગુરુદેવનું નામસંકીર્તન એ ભગવાન શિવનું સંકીર્તન બને છે. (૫૪)

યત્પાદરેણુકણિકા કાપિ સંસારવારિધેઃ ।
સેતુબંધાયતે નાથં દેશિકં તમુપાસ્મહે ॥ ૫૫ ॥

જેની પદરજનો એક નાનકડો કણ પણ સંસારસાગરનો સેતુ બની રહે છે, તેવા ગુરુદેવની હું ઉપાસના કરું છું. (૫૫)

યસ્માદનુગ્રહં લબ્ધ્વા મહદજ્ઞાનમુત્સૃજેત્ ।
તસ્મૈ શ્રીદેશિકેંદ્રાય નમશ્ચાભીષ્ટસિદ્ધયે ॥ ૫૬ ॥

જેનો અનુગ્રહ મેળવ્યા પછી મોટું અજ્ઞાન પણ નાશ પામે છે તેવા ગુરુદેવને ઈષ્ટ વિષયની

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સિદ્ધિ માટે નમસ્કાર. (૫૬)

પાદાબ્જં સર્વ સંસાર-દાવાનલવિનાશકં ।
બ્રહ્મરંધ્રે સિતામ્ભોજ-મધ્યસ્થં ચંદ્રમંડલે ॥ ૫૭ ॥
અકઠાદિ ત્રિરેખાબ્જે સહસ્રદલમંડલે ।
હંસપાર્શ્વત્રિકોણે ચ સ્મરેત્તન્મધ્યગં ગુરુમ્ ॥ ૫૮ ॥

જેના ચરણકમળ સંસારના સર્વ દાવાનળના વિનાશક છે તેવા શ્રીગુરુદેવના બ્રહ્મરંધ્રમાં ચંદ્રમંડળની અંદર શ્વેતકમળની વચ્ચે તથા સહસ્રદલ મંડલરૂપી કમળમાં અ-ક-થ આદિ ત્રણ રેખાઓના બનેલા અને હં તથા સઃ વર્ણોવાળા ત્રિકોણમાં ધ્યાન કેન્દ્રિત કરો. (૫૭-૫૮)

સકલભુવન સૃષ્ટિઃ કલ્પિતાશેષપુષ્ટિ-
ર્નિખિલ નિગમદૃષ્ટિઃ સંપદાં વ્યર્થ દૃષ્ટિઃ ।
અવગુણપરિમાર્ષ્ટિસ્તત્પદાર્થૈકદૃષ્ટિ-
ર્ભવગુણપરમેષ્ટિર્મોક્ષમાર્ગૈકદૃષ્ટિઃ ॥ ૫૯ ॥

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સકલભુવનરંગસ્થાપનાસ્તંભયષ્ટિઃ
સકરુણરસવૃષ્ટિસ્તત્ત્વમાલાસમષ્ટિઃ ।
સકલસમયસૃષ્ટિઃ સચ્ચિદાનંદદૃષ્ટિ-
ર્નિવસતુ મયિ નિત્યં શ્રીગુરોર્દિવ્યદૃષ્ટિઃ ॥ ૬૦ ॥

ત્રણે ભુવનોને સર્જવાવાળી, સમસ્ત પદાર્થોને પુષ્ટ કરવાવાળી, બધા જ શાસ્ત્રો, નિગમોથી સભર દૃષ્ટિ, સંપદાઓને વ્યર્થ માનવાવાળી દૃષ્ટિ, અવગુણોના પરિહારવાળી અને એકમાત્ર તત્‌ની જ સત્તામાં સ્થિર કરનારી એક દૃષ્ટિ, સંસારના ગુણોની વિધાયિકા, એકમાત્ર મોક્ષમાર્ગે જ જકડી રાખતી દૃષ્ટિ, સકળ ભુવનના રંગમંચની સ્થાપનાના આધારભૂત સ્તંભ જેવી, કરુણારસની વૃષ્ટિ છે. છત્રીસ તત્ત્વોની સમષ્ટિ રૂપમાળા છે, જેના વડે સમસ્ત સમય (નીતિ-નિયમો)ની રચના થાય છે, જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે. એવી શ્રીગુરુદેવની દિવ્ય દૃષ્ટિ હંમેશાં મારા ઉપર રહો. (૫૯-૬૦)

અગ્નિશુદ્ધસમંતાત્ જ્વાલા પરિચિકાધિયા ।
મંત્રરાજમિમં મન્યેऽહર્નિશં પાતુ મૃત્યુતઃ ॥ ૬૧ ॥

અગ્નિથી શુદ્ધ કરેલા સુવર્ણ જેવો અને ચારે બાજુથી બુદ્ધિરૂપી જવાલાથી શુદ્ધ કરેલો આ (ગુરુગીતા) મંત્રરાજ નિરંતર મૃત્યુથી મારું રક્ષણ કરે. (૬૧)

તદેજતિ તન્નૈજતિ તદ્દૂરે તત્સમીપકે ।
તદન્તરસ્ય સર્વસ્ય તદુ સર્વસ્ય બાહ્યતઃ ॥ ૬૨ ॥

એક ગુરુ (અથવા બ્રહ્મ)નું તત્ત્વ ગતિશીલ છે, એ અચલ છે; એ દૂર પણ છે અને સમીપ પણ છે. એ તત્ત્વ સર્વની અંદર છે તેમજ બહાર પણ છે. (૬૨)

અજોઽહમજરો હં ચ અનાદિનિધનઃ સ્વયં ।
અવિકારશ્ચિદાનંદ અણીયાન્મહતો મહાન્ ॥ ૬૩ ॥

અહં શબ્દથી ઓળખાતું એ તત્ત્વ અજર છે, અનાદિ છે અને પોતે જ નિધન કહેતાં મૃત્યુ પણ છે; નિર્વિકાર, ચિદાનંદ સ્વરૂપ, અણુથીય સૂક્ષ્મ અને મહત્થીય મહાન છે. (૬૩)

અપૂર્વાણાં પરં નિત્યં સ્વયં જ્યોતિર્નિરામયમ્ ।
વિરજં પરમાકાશં ધ્રુવમાનન્દમવ્યયમ્ ॥ ૬૪ ॥

એ તત્ત્વ અપૂર્વનીય પહેલાંનું છે. એ નિત્ય છે. સ્વયં પ્રકાશિત છે. નિરામય, નિર્મળ, પરમ આકાશરૂપ, અવિચળ અને અવ્યય (અક્ષય) છે. (૬૪)

શ્રુતિઃ પ્રત્યક્ષમૈતિહ્યમનુમાનશ્ચતુષ્ટયમ્ ।
યસ્ય ચાત્મતપો વેદ દેશિકં ચ સદા સ્મરન્ ॥ ૬૫ ॥

જે ગુરુદેવનું આત્મતપોબળ વેદશાસ્ત્ર, પ્રત્યક્ષ, ઈતિહાસ અને અનુમાન- એ ચારે પ્રમાણોથી જાણી શકાય છે એવા ગુરુદેવનું સદા સ્મરણ કરવું. (૬૫)

મનનં યદ્ભવં કાર્યં તત્વદામિ મહામતે ।
સાધુત્વં ચ મયા દષ્ટ્વા ત્વયિ તિષ્ઠતિ સાંપ્રતમ્ ॥ ૬૬ ॥

હે મહાબુદ્ધિ! તારામાં સાધુતા જોઈ છે તેથી હવે એ તત્ત્વનું મનન કેમ કરવું એ હું તને કહું છું. (૬૬)

અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્ ।
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૬૭ ॥


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જેનાથી આ ચર અને અચર અખિલ મંડલાકાર વ્યાપ્ત છે. એ પદને (બ્રહ્મતત્ત્વ કે આત્મતત્ત્વ) જેણે બતાવ્યું છે તેવા શ્રીગુરુદેવને નમસ્કાર. (૬૭)

સર્વશ્રુતિશિરોરત્ન-વિરાજિતપદાંબુજઃ ।
વેદાન્તામ્બુજસૂર્યો યસ્તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૬૮ ॥

જેના ચરણકમળ સર્વ વેદો (શ્રુતિઓ)ના મુગટમણિરૂપ મહાવાક્યોથી સુશોભિત છે અને જે વેદાંતરૂપી કમળને વિકસાવનાર સૂર્ય સમાન છે તે શ્રીગુરુદેવને મારા નમસ્કાર. (૬૮)

યસ્ય સ્મરણમાત્રેણ જ્ઞાનમુત્પદ્યતે સ્વયમ્ ।
ય એવ સર્વસંપ્રાપ્તિસ્તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૬૯ ॥

જેના સ્મરણમાત્રથી સ્વતઃ જ્ઞાન ઉત્પન્ન થાય છે, જે સ્વયં સર્વ પ્રાપ્તિરૂપે છે એવા શ્રીગુરુદેવને નમસ્કાર. (૬૯)

ચૈતન્યં શાશ્વતં શાન્તં વ્યોમાતીતં નિરંજનમ્ ।
નાદબિંદુ કલાતીતં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૦ ॥


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

જે ચૈતન્યરૂપ, શાશ્વત, શાંત, આકાશથીય અળગા, નિરંજન, નાદાતીત, બિન્દ્વતીત (બિન્દુથી પર), કલાતીત છે તેવા શ્રીગુરુદેવને મારા નમસ્કાર. (૭૦)

સ્થાવરં જંગમં ચૈવ તથા ચૈવ ચરાચરમ્ ।
વ્યાપ્તં યેન જગત્સર્વં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૧ ॥

સ્થાવર, જંગમ, ચર-અચર, સમસ્ત જગત જેનાથી વ્યાપ્ત છે, એવા શ્રીગુરુદેવને નમસ્કાર. (૭૧)

જ્ઞાનશક્તિસમારૂઢસ્તત્ત્વમાલાવિભૂષિતઃ ।
ભક્તિમુક્તિપ્રદાતા યસ્ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૨ ॥

જ્ઞાનશક્તિ પર આરુઢ, છત્રીસ તત્ત્વોની માળા વડે અલંકૃત, ભક્તિ અને મુક્તિના પ્રદાતા એવા શ્રીગુરુદેવને નમસ્કાર. (૭૨)

અનેકજન્મસંપ્રાપ્ત-સર્વકર્મવિદાહિને ।
સ્વાત્મજ્ઞાનપ્રભાવેણ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૩ ॥

અનેક જન્મોના બધા જ સંચિત કર્મોને જે પોતાના આત્મજ્ઞાનના પ્રભાવ વડે ભસ્મ કરનારા છે,

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

એવા શ્રીગુરુદેવને નમસ્કાર. (૭૩)

ન ગુરોરધિકં તત્ત્વં ન ગુરોરધિકં તપઃ ।
તત્ત્વં જ્ઞાનાત્પરં નાસ્તિ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૪ ॥

શ્રીગુરુથી મોટું બીજું કોઈ તત્ત્વ નથી. શ્રીગુરુની સેવાથી મોટું કોઈ તપ નથી. ગુરુના જ્ઞાનથી મોટું બીજું કોઈ તત્ત્વ નથી એવા શ્રીગુરુદેવને નમસ્કાર. (૭૪)

મન્નાથઃ શ્રીજગન્નાથો મદ્‌ગુરુસ્ત્રિજગદ્‌ગુરુઃ ।
મમાત્મા સર્વ ભૂતાત્મા તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૫ ॥

મારા નાથ તે સમગ્ર જગતના નાથ છે. મારા ગુરુ તો ત્રણે જગતના ગુરુ છે. મારો આત્મા સર્વ ભૂતોમાં રહેલો આત્મા છે. આવો અનુભવ કરાવનાર શ્રીગુરુને મારા નમસ્કાર. (૭૫)

ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિઃ પૂજામૂલં ગુરોઃ પદમ્ ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃ કૃપા ॥ ૭૬ ॥

ધ્યાનનો મૂલાધાર શ્રીગુરુની મૂર્તિ છે. પૂજાનો મૂલાધાર શ્રીગુરુનાં ચરણ છે. મંત્રનો મૂલાધાર ગુરુવાક્ય છે અને મોક્ષનો મૂલાધાર શ્રીગુરુકૃપા છે. (૭૬)


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ગુરુરાદિરનાદિશ્ચ ગુરુઃ પરમદૈવતમ્ ।
ગુરોઃ પરતરં નાસ્તિ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥ ૭૭ ॥

ગુરુ આદિ-અનાદિ છે, ગુરુ પરમ દૈવત છે, ગુરુથી ભિન્ન એવું બીજું કશું તત્ત્વ નથી. તેથી જ શ્રીગુરુદેવને નમસ્કાર. (૭૭)

સપ્તસાગરપર્યન્ત-તીર્થસ્નાનાદિકં ફલમ્ ।
ગુરોરંઘ્રિપયોબિંદુસહસ્રાંશે ન દુર્લભમ્ ॥ ૭૮ ॥

સાત સાગરના તીર્થસ્નાનાદિથી જે ફળ મળે છે તે શ્રીગુરુદેવના ચરણામૃતના એક બિંદુના હજારમા ભાગથી પણ સુલભ છે. (૭૮)

હરૌ રુષ્ટે ગુરુસ્ત્રાતા ગુરૌ રુષ્ટે ન કશ્ચન ।
તસ્માત્સર્વ પ્રયત્નેન શ્રીગુરું શરણં વ્રજેત્ ॥ ૭૯ ॥

હરિ રુઠે તો શિષ્યને ગુરુ બચાવે છે, પરંતુ, જો ગુરુ રુઠે તો કોઈ બચાવી શકતું નથી. માટે સર્વ પ્રયત્નોથી શ્રીગુરુના શરણે જવું. (૭૯)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગુરુરેવ જગત્સર્વં બ્રહ્મવિષ્ણુશિવાત્મકમ્ ।
ગુરોઃ પરતરં નાસ્તિ તસ્માત્સંપૂજયેદ્ ગુરુમ્ ॥ ૮૦ ॥

જગતમાં શ્રીગુરુનો જ મહિમા છે. ગુરુ એ જ બ્રહ્મા, વિષ્ણુ અને શિવસ્વરૂપ છે. ગુરુથી શ્રેષ્ઠ એવું કોઈ તત્ત્વ નથી. માટે જ શ્રીગુરુનું પૂજન કરવું જોઈએ. (૮૦)

જ્ઞાનં વિજ્ઞાનસહિતં લભ્યતે ગુરુભક્તિતઃ ।
ગુરોઃ પરતરં નાસ્તિ ધ્યેયોઽસૌ ગુરુમાર્ગિભિઃ ॥ ૮૧ ॥

શ્રીગુરુની ભક્તિથી જ્ઞાન અને વિજ્ઞાન (આત્માનું અપરોક્ષ જ્ઞાન અને જગતનું પરોક્ષ જ્ઞાન) પ્રાપ્ત થાય છે. ગુરુદેવથી શ્રેષ્ઠ કશું નથી. માટે સિદ્ધમાર્ગીઓનું તો આ જ ધ્યેય છે. (૮૧)

યસ્માત્પરતરં નાસ્તિ નેતિ નેતીતિ વૈ શ્રુતિઃ ।
મનસા વચસા ચૈવ નિત્યમારાધયેદ્ ગુરુમ્ ॥ ૮૨ ॥

જેનાથી શ્રેષ્ઠ વસ્તુ કોઈ નથી માટે તો જેને શ્રુતિઓએ નેતિ-નેતિ કહીને ઓળખાવ્યા છે, એવા શ્રીગુરુદેવનું આરાધન મન અને વાણીથી નિત્ય કરવું. (૮૨)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગુરોઃ કૃપાપ્રસાદેન બ્રહ્મવિષ્ણુસદાશિવાઃ ।
સમર્થાઃ પ્રભવાદૌ ચ કૈવલ્યં ગુરુસેવયા ॥ ૮૩ ॥

કેવળ ગુરુકૃપાથી જ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ જેવા પણ વિશ્વની ઉત્પત્તિ કરવા સમર્થ થયા છે. (૮૩)

દેવકિન્નરગંધર્વાઃ પિતરો યક્ષચારણાઃ ।
મુનયોऽપિ ન જાનન્તિ ગુરુશુશ્રૂષણે વિધિમ્ ॥ ૮૪ ॥

દેવો, કિન્નરો, ગંધર્વો, પિતૃઓ, યક્ષો, ચારણો અને મુનિઓ પણ યથાર્થ રીતે ગુરુસેવાની વિધિ જાણતા નથી. (૮૪)

મદાહંકાર ગર્ભેણ તપો વિદ્યાબલાન્વિતાઃ ।
સંસારકુહરાવર્તે ઘટયંત્રે યથા ઘટાઃ ॥ ૮૫ ॥

તપ, વિદ્યા, બળથી યુક્ત લોકો, મહા અહંકારના ગર્વથી સંસારના આ ભ્રમચક્રમાં રેંટચક્રના ઘડાની માફક ફર્યા કરે છે. (૮૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

न मुक्ता देवगंधर्वाः पितरो यक्ष किन्नराः ।
ऋषयः सर्वसिद्धाश्च गुरुसेवापराङ्मुखाः ॥ ८६ ॥

દેવ, ગંધર્વો, પિતૃઓ, યક્ષ, કિન્નરો, ઋષિઓ અને સિદ્ધો, સૌ કોઈ ગુરુસેવાથી પરાઙ્મુખ (વિમુખ) થાય તો તેઓ કદી મુક્તિ પામતા નથી. (૮૬)

ध्यानं श्रृणु महादेवि सर्वानंदप्रदायकम् ।
सर्वसौख्यकरं नित्यं भुक्तिमुक्तिविधायकम् ॥ ८७ ॥

હે મહાદેવી પાર્વતી! સાંભળો. ગુરુનું ધ્યાન એ સર્વ આનંદદાયક, સર્વસુખપ્રદ અને નિત્ય ભુક્તિ અને મુક્તિ (ભોગ અને મોક્ષ) આપનારું છે. (૮૭)

श्रीमत्परब्रह्म गुरुं स्मरामि श्रीमत्परब्रह्म गुरुं वदामि ।
श्रीमत्परब्रह्म गुरुं नमामि श्रीमत्परब्रह्म गुरुं भजामि ॥ ८८ ॥

શ્રીમત્ પરમગુરુનું હું સ્મરણ કરું છું. હું શ્રીમત્ પરમબ્રહ્મ ગુરુનું સ્તવન કરું છું. હું શ્રીમત્ પરમબ્રહ્મ ગુરુને વંદન કરું છું અને હું શ્રીમત્ પરમબ્રહ્મ ગુરુને ભજું છું. (૮૮)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિં
દ્વંદ્વાતીતં ગગનસદશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્ ।
એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષીભૂતં
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્‌ગુરું તં નમામિ ॥ ૮૯ ॥

બ્રહ્માનંદ સ્વરૂપ, પરમ સુખદાતા, જ્ઞાનમૂર્તિ, સુખદુઃખાદિ દ્વંદ્વોથી પર, ગગનના જેવા વિશાળ, તત્ત્વમસિ આદિ વચનોથી લક્ષ્ય, નિત્ય, વિમલ, નિશ્ચલ, સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષીભૂત, ભાવાતીત, ત્રિગુણરહિત એવા શ્રીસદ્‌ગુરુને હું નમસ્કાર કરું છું. (૮૯)

નિત્યં શુદ્ધં નિરાભાસં નિરાકારં નિરંજનમ્ ।
નિત્ય બોધં ચિદાનંદં ગુરું બ્રહ્મ નમામ્યહમ્ ॥ ૯૦ ॥

નિત્યશુદ્ધ, આભાસરહિત, નિરંજન, નિરાકાર, નિત્યબોધસ્વરૂપ, ચિદાનંદરૂપ, પરબ્રહ્મ એવા શ્રીગુરુને હું નમસ્કાર કરું છું. (૯૦)

હૃદંબુજે કર્ણિકમધ્યસંસ્થે સિંહાસને સંસ્થિતદિવ્યમૂર્તિમ્ ।
ધ્યાયેદ્ ગુરું ચંદ્રકલાપ્રકાશં ચિત્પુસ્તકાભીષ્ટવરં દધાનમ્ ॥ ૯૧ ॥

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હૃદયકમળમધ્યે, કર્ણિકાની વચ્ચે વિદ્યમાન, સિંહાસને બિરાજેલ દિવ્યમૂર્તિ, ચંદ્રકલા સમાન પ્રકાશરૂપ, એક હાથે જ્ઞાનરૂપ પુસ્તક અને બીજા હાથમાં જેણે વરદાયિની મુદ્રા ધારણ કરી છે, તેવા શ્રીગુરુનું ધ્યાન ધરવું. (૯૧)

શ્વેતાંબરં શ્વેતવિલેપપુષ્પં મુક્તાવિભૂષં મુદિતં દ્વિનેત્રમ્ ।
વામાંકપીઠસ્થિતદિવ્યશક્તિં મંદસ્મિતં સાંદ્રકૃપાનિધાનમ્ ॥ ૯૨ ॥

શ્વેત વસ્ત્ર, શ્વેત વિલેપન અને શ્વેત પુષ્પોને જેણે ધારણ કર્યા છે, મોતીઓથી અલંકૃત, આનંદપૂર્ણ બે નેત્રોવાળા, જેની ડાબી પીઠિકા પર દિવ્યશક્તિ બિરાજમાન છે, મંદસ્મિતવાળા અને ગાઢ કૃપાના સાગરરૂપ શ્રીગુરુદેવનું ધ્યાન ધરવું. (૯૨)

આનંદમાનંદકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધયુક્તં ।
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્‌ગુરું નિત્યમહં નમામિ ॥ ૯૩ ॥

આનંદરૂપ, આનંદકર્તા, પ્રસન્ન, જ્ઞાનસ્વરૂપ, આત્મજ્ઞાનયુક્ત, યોગીશ્વર, સ્તુતિ કરવા યોગ્ય, ભવરોગના વૈદ્ય એવા શ્રીગુરુને હું વંદન કરું છું. (૯૩)


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

યસ્મિન્સૃષ્ટિસ્થિતિધ્વંસ નિગ્રહાનુગ્રહાત્મકમ્ ।
કૃત્યં પંચવિધં શશ્વદ્ ભાસતે તં નમામ્યહમ્ ॥ ૯૪ ॥

જેનામાં ઉત્પત્તિ, સ્થિતિ, લય, નિગ્રહ અને અનુગ્રહ એ પંચકૃત્યો નિત્ય ભાસે છે એવા શ્રીગુરુદેવને હું નમસ્કાર કરું છું. (૯૪)

પ્રાતઃ શિરસિ શુક્લાબ્જે દ્વિનેત્રં દ્વિભુજં ગુરુમ્ ।
વરાભયયુતં શાંતં સ્મરેત્તંનામપૂર્વકમ્ ॥ ૯૫ ॥

પ્રાતઃકાળે મસ્તકના શ્વેતકમળમાં બિરાજિત બે નેત્ર, બે ભૂજાવાળા, શ્રેષ્ઠ, અભયમુદ્રાયુક્ત, શાંત ગુરુદેવનું નામપૂર્વક સ્મરણ કરવું. (૯૫)

ન ગુરોરધિકં ન ગુરોરધિકં ન ગુરોરધિકં ન ગુરોરધિકમ્ ।
શિવશાસનતઃ શિવશાસનતઃ શિવશાસનતઃ શિવશાસનતઃ ॥ ૯૬ ॥

ગુરુથી અધિક કશુંય નથી. ગુરુથી અધિક કોઈ તત્ત્વ નથી. એ શિવશાસન છે. એ શિવશાસન છે. એ શિવશાસન છે. (૯૬)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઈદમેવ શિવં ત્વિદમેવ શિવં ત્વિદમેવ શિવં ત્વિદમેવ શિવમ્ ।
મમ શાસનતો મમ શાસનતો મમ શાસનતો મમ શાસનતઃ ॥ ૯૭ ॥

એ જ ગુરુતત્ત્વ કલ્યાણકારી છે, કલ્યાણકારી છે, કલ્યાણકારી છે. એ જ (શંકર જ) મારું શાસન છે, મારું શાસન છે, મારું શાસન છે. (૯૭)

એવં વિધં ગુરું ધ્યાત્વા જ્ઞાનમુત્પદ્યતે સ્વયમ્ ।
તત્સદ્‌ગુરુપ્રસાદેન મુક્તોऽહમિતિ ભાવયેત્ ॥ ૯૮ ॥

આ પ્રકારે (શ્લોક ૮૮ થી ૯૭માં વર્ણવ્યા પ્રમાણે) ગુરુનું ધ્યાન ધરવાથી જ્ઞાન આપોઆપ પ્રગટ થાય છે. સદ્‌ગુરુના એ કૃપાપ્રસાદથી જ હું મુક્ત છું એવી ભાવના રાખવી. (૯૮)

ગુરુદર્શિતમાર્ગેણ મનઃશુદ્ધિં તુ કારયેત્ ।
અનિત્યં ખંડયેત્સર્વં યત્કિંચિદાત્મગોચરમ્ ॥ ૯૯ ॥

ગુરુએ ચિંધેલા માર્ગથી મનની શુદ્ધિ કરવી. મન અને ઈન્દ્રિયો દ્વારા ગોચર (ઈન્દ્રિયોથી ગ્રાહ્ય) વિષયરૂપ, સર્વ અનિત્ય પદાર્થોનો ત્યાગ કરવો. (૯૯)

જ્ઞેયં સર્વ સ્વરૂપં ચ જ્ઞાનં ચ મન ઉચ્યતે ।
જ્ઞાનં જ્ઞેયસમં કુર્યાન્ નાન્યઃ પંથા દ્વિતીયકઃ ॥ ૧૦૦ ॥

સ્વસ્વરૂપ (આત્મા) તે જ્ઞેય (જાણવા જેવો), જ્ઞાન મન દ્વારા પમાય છે, જે જ્ઞાન છે તેને જ્ઞેયસમ કરવો (અર્થાત્ મનને આત્મસ્વરૂપ કરવું). મોક્ષપ્રાપ્તિનો આ સિવાય બીજો કોઈ માર્ગ નથી. (૧૦૦)

એવં શ્રુત્વા મહાદેવિ ગુરુનિંદાં કરોતિ યઃ ।
સ યાતિ નરકં ઘોરં યાવત્ચંદ્રદિવાકરૌ ॥ ૧૦૧ ॥

હે મહાદેવી! આ ગુરુમહિમા સાંભળ્યા પછી પણ જે ગુરુનિંદા કરે છે તે સૂર્ય-ચંદ્રની હસ્તી હશે ત્યાં સુધી (અર્થાત્ કાયમ માટે) ઘોર નરકમાં પડશે. (૧૦૧)

યાવત્કલ્પાંતકો દેહસ્તાવદેવ ગુરું સ્મરેત્ ।
ગુરુલોપો ન કર્તવ્યઃ સ્વચ્છંદો યદિ વા ભવેત્ ॥ ૧૦૨ ॥

દેહ ટકે ત્યાં સુધી છેક કલ્પના અંત સુધી શ્રીગુરુનું સ્મરણ કરતા રહેવું જોઈએ. સ્વચ્છંદતા દરમ્યાન પણ ગુરુસ્મરણ ન લોપાય તે જોવું જોઈએ. (૧૦૨)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હું કારેણ ન વક્તવ્યં પ્રાજ્ઞૈઃ શિષ્યૈઃ કથંચન ।
ગુરોરગ્રે ન વક્તવ્યમસત્યં ચ કદાચન ॥ ૧૦૩ ॥

વિવેકી શિષ્ય ગુરુની સામે ક્યારેય હુંકારથી (અહંકારથી) બોલતો નથી કે સત્યથી વેગળા હોય તેવા વેણ (ઉચ્ચારણ) કાઢતો નથી. (૧૦૩)

ગુરું ત્વં કૃત્ય હું કૃત્ય ગુરું નિર્જિત્ય વાદતઃ ।
અરણ્યે નિર્જલદેશે સ ભવેદ્ બ્રહ્મરાક્ષસઃ ॥ ૧૦૪ ॥

ગુરુની સામે જે હુંકાર-તુંકારથી બોલે છે અને વાદવિવાદથી જીતવા મથે છે તે મનુષ્ય નિર્જન અરણ્યમાં બ્રહ્મરાક્ષસ થાય છે. (૧૦૪)

મુનિભિઃ પન્નગૈર્વાડપિ સુરૈર્વા શાપિતો યદિ ।
કાલમૃત્યુભયાદ્વાપિ ગુરુ રક્ષતિ પાર્વતિ ॥ ૧૦૫ ॥

હે પાર્વતી! મુનિઓ, સર્પો, પન્નગો અથવા દેવોથી પણ જો શાપ અપાયો હોય તો તેમાંથી અને કાળ અને મૃત્યુના ભયથી પણ ગુરુ રક્ષણ કરે છે. (૧૦૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અશક્તા હિ સુરાદ્યાશ્ચ અશક્તા મુનયસ્તથા ।
ગુરુશાપેન તે શીઘ્રં ક્ષયં યાન્તિ ન સંશયઃ ॥ ૧૦૬ ॥

ગુરુના શાપને ટાળવા માટે દેવો કે મુનિઓ પણ શક્તિમાન નથી. ગુરુના શાપથી શાપિતનો જલદી વિનાશ થાય છે તેમાં કોઈ શંકા નથી. (૧૦૬)

મંત્રરાજમિદં દેવિ ગુરુરિત્યક્ષરદ્વયમ્ ।
સ્મૃતિવેદાર્થવાક્યેન ગુરુઃ સાક્ષાત્પરં પદમ્ ॥ ૧૦૭ ॥

હે દેવી પાર્વતી! માત્ર બે જ અક્ષરનો બનેલો મંત્ર 'ગુરુ' એ સર્વ મંત્રોમાં મંત્રરાજ છે. શ્રુતિ-સ્મૃતિનો પણ તે આધારભૂત અર્થ છે. તેથી ગુરુ એ સાક્ષાત્ પરમ પદ છે. (૧૦૭)

શ્રુતિસ્મૃતિ અવિજ્ઞાય કેવલં ગુરુસેવકાઃ ।
તે વૈ સંન્યાસિનઃ પ્રોક્તા ઈતરે વેષધારિણઃ ॥ ૧૦૮ ॥

શ્રુતિ-સ્મૃતિથી અજાણ કોઈ પણ શિષ્ય કેવળ ગુરુસેવા કરનાર છે તે જ સાચો સંન્યાસી છે. અન્ય તો માત્ર વેશધારીઓ છે. (૧૦૮)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નિત્યં બ્રહ્મ નિરાકારં નિર્ગુણં બોધયતે પરમ્ ।
સર્વં બ્રહ્મ નિરાભાસં દીપો દીપાન્તરં યથા ॥ ૧૦૯ ॥

જેમ દીવાથી દીવો પ્રગટે એમ ગુરુ શિષ્યને નિત્ય, નિરાકાર, નિર્ગુણ, નિરાભાસ, પરબ્રહ્મનો બોધ કરાવે છે. (૧૦૯)

ગુરોઃ કૃપાપ્રસાદેન આત્મારામં નિરીક્ષયેત્ ।
અનેન ગુરુમાર્ગેણ સ્વાત્મજ્ઞાનં પ્રવર્તતે ॥ ૧૧૦ ॥

શ્રીગુરુના કૃપાપ્રસાદ વડે આત્માનું ધ્યાન ધરવું જોઈએ. આ ગુરુમાર્ગ દ્વારા જ આત્મજ્ઞાન પ્રગટે છે. (૧૧૦)

આબ્રહ્મસ્તંબપર્યંતં પરમાત્મસ્વરૂપકમ્ ।
સ્થાવરં જંગમ ચૈવ પ્રણમામિ જગન્મયમ્ ॥ ૧૧૧ ॥

બ્રહ્મથી માંડીને તુચ્છ તણખલા સુધીનું બધું સ્થાવર-જંગમ પરમાત્મા સ્વરૂપ છે. એવા જગત્મય ગુરુદેવને હું પ્રણામ કરું છું. (૧૧૧)

વંદેઽહં સચ્ચિદાનંદં ભેદાતીતે સદા ગુરુમ્ ।
નિત્યં પૂર્ણં નિરાકારં નિર્ગુણં સ્વાત્મસંસ્થિતમ્ ॥ ૧૧૨ ॥

સચ્ચિદાનંદ સ્વરૂપ, ભેદરહિત, નિત્ય, પૂર્ણ, નિરાકાર, નિર્ગુણ પોતાના અંતરમાં રહેલા એવા ગુરુદેવને હું સદા વંદન કરું છું. (૧૧૨)

પરાત્પરતરં ધ્યેયં નિત્યમાનંદકારકમ્ ।
હૃદયાકાશમધ્યસ્થં શુદ્ધસ્ફટિકસન્નિભમ્ ॥ ૧૧૩ ॥

પરથી પણ પર, નિત્ય, આનંદદાયક, શુદ્ધ સ્ફટિકના જેવા હૃદયાકાશે રહેલાનું ધ્યાન ધરવું જોઈએ. (૧૧૩)

સ્ફટિકપ્રતિમારૂપં દશ્યતે દર્પણે યથા ।
તથા આત્મનિ ચિદાકારં આનંદં સોઽહમિત્યુત ॥ ૧૧૪ ॥

દર્પણ પણ જેમ સ્ફટિક જેવું શુદ્ધ, પ્રતિમારૂપ દેખાય તેમજ અક્ષરમાં ચિદાકાર આનંદરૂપ એ જ હું સોહમ્ ભાવે દેખાય છે. (૧૧૪)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

अंगुष्ठमात्रपुरुषं ध्यायतश्चिन्मयं हृदि ।
तत्रस्फुरति भावो यः श्रुणु तं कथयाम्यहम् ॥ ११५ ॥

અંગુષ્ઠ પ્રમાણ પુરુષ (અર્થાત્ ચિન્મય આત્મા)નું ધ્યાન ધરતી વખતે જે ભાવ સ્ફૂરે છે તે તને કહું છું તે સાંભળ. આમ શંકર ભગવાન પાર્વતીને કહે છે. (૧૧૫)

अगोचरं तथाऽगम्यं नामरूपविवर्जितम् ।
निःशब्दं तद्विजानीयात् स्वभावं ब्रह्म पार्वती ॥ ११६ ॥

હે પાર્વતી! બ્રહ્મનું પોતાનું સ્વરૂપ અગોચર, અગમ્ય, નામરૂપથી પર, નિઃશબ્દ છે તેને જાણવું જોઈએ. (૧૧૬)

यथा गंधः स्वभावेन कर्पूरकुसुमादिषु ।
शीतोष्णादि स्वभावेन तथा ब्रह्म च शाश्वतम् ॥ ११७ ॥

જેમ કપૂર અને પુષ્પ વગેરેમાં સુગંધ તેમજ શીતળતા કે ઉષ્ણતા મૂળગત ધર્મરૂપે હોય છે તે જ રીતે બ્રહ્મ સ્વભાવથી જ શાશ્વત છે. (૧૧૭)

સ્વયં તથાવિધો ભૂત્વા સ્થાતવ્યં યત્રકુત્રચિત્ ।
કીટભ્રમરવત્તત્ર ધ્યાનં ભવતિ તાદૃશમ્ ॥ ૧૧૮ ॥

આ રીતે પોતે બ્રહ્મરૂપ થઈને સંસારમાં અત્ર-તત્ર (બધે) રહેવું. કીટ, ભ્રમરના ધ્યાનમાં રત રહીને ભ્રમર બની જાય છે તે જ રીતે દરેક જીવ પણ બ્રહ્મનું ધ્યાન ધરતાં બ્રહ્મ થઈ જાય છે. (૧૧૮)

ગુરુધ્યાનં તથા કૃત્વા સ્વયં બ્રહ્મમયો ભવેત્ ।
પિંડે પદે તથા રૂપે મુક્તોઽસૌ નાત્ર સંશયઃ ॥ ૧૧૯ ॥

એ પ્રમાણે ગુરુધ્યાન ધરવાથી શિષ્ય બ્રહ્મમય થાય છે. પિંડમાં, પદમાં અને રૂપમાં ક્યાંય એ બંધાયા વિના મુક્ત રહે છે એમાં કોઈ સંશય નથી. (૧૧૯)

સ્વયં સર્વમયો ભૂત્વા પરં તત્ત્વં વિલોકયેત્ ।
પરાત્પરતરં નાન્યત્ સર્વમેતન્નિરાલયમ્ ॥ ૧૨૦ ॥

પોતે સર્વમય થઈને પછી એ પરમ તત્ત્વને વિલોકવું જોઈએ. એ પરમ તત્ત્વથી પર કે શ્રેષ્ઠ કશું જ નથી એ બધું જ નિરાલંબ છે. (૧૨૦)

તસ્યાવલોકનં પ્રાપ્ય સર્વસંગવિવર્જિતમ્ ।
એકાકી નિઃસ્પૃહઃ શાન્તસ્તિષ્ઠાસીત્ તત્પ્રસાદતઃ ॥ ૧૨૧ ॥

એવું અવલોકન સિદ્ધ થવાથી તે કૃપાપ્રસાદ વડે સર્વ (આસક્તિરૂપી) અંગોથી અળગા એકાકી, નિઃસ્પૃહ અને શાંત, સ્થિર થવાય છે. (૧૨૧)

લબ્ધં વાઽથ ન લબ્ધં વા સ્વલ્પં વા બહુલં તથા ।
નિષ્કામેનૈવ ભોક્તવ્યં સદા સંતુષ્ટચેતસા ॥ ૧૨૨ ॥

ઈષ્ટ મળે કે ન મળે, થોડું મળે કે ઝાઝું મળે, નિષ્કામભાવે સદા સંતુષ્ટ ચિત્તથી એનો અનુભવ કરવો. (૧૨૨)

સર્વજ્ઞપદમિત્યાહુર્દેહી સર્વમયો બુધાઃ ।
સદાનંદઃ સદા શાન્તો રમતે યત્ર કુત્રચિત્ ॥ ૧૨૩ ॥

દેહી (જીવ)ને થતા સર્વાત્મભાવને જ્ઞાનીઓ સર્વજ્ઞ પદ કહે છે. જ્યાં હો ત્યાં બસ, સદા આનંદમાં, સદા શાંતિમાં રમમાણ રહેવું. (૧૨૩)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

યત્રૈવ તિષ્ટતે સોઽપિ સ દેશઃ પુણ્યભાજનમ્ ।
મુક્તસ્ય લક્ષણં દેવિ તવાગ્રે કથિતં મયા ॥ ૧૨૪ ॥

આવો મુક્ત જીવ જ્યાં વસે છે તે ભૂમિ પુણ્યભૂમિ બની જાય છે. હે દેવી! ઉપરોક્ત બધા મુક્તનાં લક્ષણો છે. (૧૨૪)

ઉપદેશસ્તથા દેવિ ગુરુમાર્ગેણ મુક્તિદઃ ।
ગુરુભક્તિસ્તથા ધ્યાનં સકલં તવ કીર્તિતમ્ ॥ ૧૨૫ ॥

ગુરુમાર્ગથી મળતી મુક્તિ અંગેનો ઉપદેશ, ગુરુભક્તિ, ધ્યાન બધું જ મેં તમને વર્ણવી બતાવ્યું છે એમ શંકર ભગવાન પાર્વતીજીને કહે છે. (૧૨૫)

અનેન યદ્‌ભવેત્કાર્યં તદ્વદામિ મહામતે ।
લોકોપકારકં દેવિ લૌકિકં તુ ન ભાવયેત્ ॥ ૧૨૬ ॥

હે બુદ્ધિમતિ! આ (ગુરુભક્તિ અને ધ્યાન વગેરે) બધા જ વડે જે કાર્યો સિદ્ધ થાય છે તે વિશે હવે કહું છું એ લોકોના ભલા માટે થાય છે રૂઢ લોકરિવાજની જેમ લૌકિક રીતે નહીં. (૧૨૬)


દિ ગં બ રા દિ ગં બ રા શ્રી પા દ વ લ્લ ભ દિ ગં બ રા

लौकिकात्कर्मणो यान्ति ज्ञानहीना भवार्णवम् ।
ज्ञानी तु भावयेत्सर्वं कर्म निष्कर्म यत्कृतम् ॥ १२७ ॥

લૌકિક કર્મો કરનારા, જ્ઞાન વગરના હોવાથી ભવાટવીમાં ભટકતા રહે છે. જ્ઞાનીઓ એ કર્મને ફળની ઈચ્છા રાખ્યા વિના કરે છે. (૧૨૭)

ઈદં તુ ભક્તિભાવેન પઠતે શ્રુણુતે યદિ ।
લિખિત્વા તત્પ્રદાતવ્યં દાનં દક્ષિણયાસહ ॥ ૧૨૮ ॥

આ ગુરુગીતા જે કોઈ ભક્તિભાવથી વાંચે કે સાંભળે અથવા લખીને દાન-દક્ષિણા સહ અન્યને આપે તે સર્વ પ્રકારની સફળતાને પામે છે. (૧૨૮)

ગુરુગીતાત્મકં દેવિ શુદ્ધતત્ત્વં મયોદિતમ્ ।
ભવવ્યાધિવિનાશાર્થં સ્વયમેવ જપેત્સદા ॥ ૧૨૯ ॥

હે દેવી પાર્વતી! ગુરુગીતાનું શુદ્ધતત્ત્વ મેં તમને બતાવ્યું. ભવની વ્યાધિનો નાશ કરવા પોતે જ એનો જાપ કરવો જોઈએ. (૧૨૯)

ગુરુગીતાક્ષરૈકં તુ મંત્રરાજમિમં જપેત્ ।
અન્યે ચ વિવિધા મંત્રાઃ કલાં નાર્હંતિ ષોડશીમ્ ॥ ૧૩૦ ॥

ગુરુગીતાનો પ્રત્યેક અક્ષર મંત્રરાજની માફક શ્રદ્ધાપૂર્વક જપવો જોઈએ. આ સિવાયના બીજા મંત્રો આના સોળમા ભાગ જેટલા પણ પ્રભાવી નથી. (૧૩૦)

અનંત ફલમાપ્નોતિ ગુરુગીતાજપેન તુ ।
સર્વપાપપ્રશમનં સર્વદારિદ્રનાશનમ્ ॥ ૧૩૧ ॥

ગુરુગીતાના સ્તોત્રપાઠથી સર્વ પાપો નાશ પામે છે, સર્વ દારિદ્ર્યનો નાશ થાય છે અને અનંત ફળ મળે છે. (૧૩૧)

કાલમૃત્યુભયહરં સર્વસંકટનાશનમ્ ।
યક્ષરાક્ષસભૂતાનાં ચોરવ્યાઘ્રભયાપહમ્ ॥ ૧૩૨ ॥

ગુરુગીતા એ કાળના કે મૃત્યુના ભયને હરનાર છે. સર્વ સંકટનો નાશ કરે છે. યક્ષ, રાક્ષસ, ભૂત વગેરેના તેમજ ચોર, વાઘ વગેરેના ભયને હરે છે. (૧૩૨)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

मહાવ્યાધિહરં સર્વં વિભૂતિસિદ્ધિદં ભવેત્ ।

અથવા મોહનં વશ્યં સ્વયમેવ જપેત્સદા ॥ ૧૩૩ ॥

ગુરુગીતાનો પાઠ મહાવ્યાધિને હરે છે, સાધકને દૈવી શક્તિ અને સિદ્ધિઓ આપનાર છે. તેના દ્વારા સંમોહન, વશીકરણ વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તે માટે એનો જાપ જાતે જ કરવો જોઈએ. (૧૩૩)

કુશૈર્વા દૂર્વયા દેવિ આસને શુભ્રકંબલે ।

ઉપવિશ્ય તતો દેવિ જપદેકાગ્રમાનસઃ ॥ ૧૩૪ ॥

હે દેવી પાર્વતી! કુશ એટલે દર્ભ (અથવા દુર્વા), સફેદ કંબલના આસન ઉપર બેસીને ગુરુગીતાનો એકાગ્ર ચિત્તે જપ કરવો જોઈએ. (૧૩૪)

ધ્યેયં શુક્લં ચ શાંત્યર્થં વશ્યે રક્તાસનં પ્રિયે ।

અભિચારે કૃષ્ણવર્ણં પીતવર્ણં ધનાગમે ॥ ૧૩૫ ॥

શાંતિ અર્થે સફેદ આસન, વશીકરણ માટે લાલ આસન, સંમોહન માટે કાળું આસન અને ધનપ્રાપ્તિ માટે પીળા રંગનું આસન યોગ્ય ગણાય છે. (૧૩૫)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ઉત્તરે શાંતિકામસ્તુ વશ્યે પૂર્વમુખો જપેત્ ।
દક્ષિણે મારણં પ્રોક્તં પશ્ચિમે ચ ધનાગમઃ ॥ ૧૩૬ ॥

શાંતિની કામના માટે ઉત્તર દિશામાં તથા વશીકરણ માટે પૂર્વ દિશામાં મુખ રાખી જપ કરવો. મારણ માટે દક્ષિણ દિશામાં અને ધનપ્રાપ્તિ માટે પશ્ચિમ દિશામાં મુખ રાખી જાપ કરવો. (૧૩૬)

મોહનં સર્વભૂતાનાં બંધમોક્ષકરં ભવેત્ ।
દેવરાજપ્રિયકરં સર્વલોકવશં ભવેત્ ॥ ૧૩૭ ॥

આ ગુરુગીતાનો પાઠ સર્વ જીવો માટે સંમોહનકર્તા અને સર્વ પ્રકારના બંધનોથી મુક્ત કરનાર છે. જપ કરનાર પર દેવ અને રાજા બંનેનો પ્રેમ સંપાદન થાય છે અને બધા જ તેના વશમાં રહે છે. (૧૩૭)

સર્વેષાં સ્તંભનકરં ગુણાનાં ચ વિવર્ધનમ્ ।
દુષ્કર્મનાશનં ચૈવ સુકર્મસિદ્ધિદં ભવેત્ ॥ ૧૩૮ ॥

આ ગુરુગીતાનો પાઠ બધા જ અવગુણોને, કષ્ટોને અટકાવનાર અને ગુણોમાં વૃદ્ધિ કરનાર છે, દુષ્કર્મોનો નાશ કરનાર અને સત્કર્મોની સિદ્ધિ આપનાર છે. (૧૩૮)

અસિદ્ધં સાધતેત્કાર્યં નવગ્રહભયાપહમ્ ।

દુઃસ્વપ્નનાશનં ચૈવ સુસ્વપ્નફલદાયકમ્ ॥ ૧૩૯ ॥

આ ગુરુગીતાના પાઠથી અસિદ્ધ કાર્યો સિદ્ધ થાય છે. નવગ્રહોનો ભય ટળે છે, દુઃસ્વપ્નોનો નાશ થાય છે અને સારા સ્વપ્નનું ફળ મળે છે. (૧૩૯)

સર્વશાંતિકરં નિત્યં તથા વંધ્યાસુપુત્રદમ્ ।

અવૈધવ્યકરં સ્ત્રીણાં સૌભાગ્યદાયકં સદા ॥ ૧૪૦ ॥

આ ગુરુગીતાનો પાઠ હંમેશાં શાંતિ આપનાર, વંધ્યાને સુપુત્ર આપનાર, સ્ત્રીઓને સૌભાગ્ય આપનાર અને અવૈધવ્યકર ફળ આપનાર છે. (૧૪૦)

આયુરારોગ્યમૈશ્વર્ય - પુત્રપૌત્રપ્રવર્ધનમ્ ।

અકામતઃ સ્ત્રી વિધવા જપાન્મોક્ષમવાપ્નુયાત્ ॥ ૧૪૧ ॥

આ ગુરુગીતાનો પાઠ દીર્ઘાયુષ્ય આરોગ્ય અને ઐશ્વર્ય વધારનાર છે. વિધવા સ્ત્રી જો નિષ્કામભાવે જપ કરે તો તે મોક્ષ પ્રાપ્ત કરે છે. (૧૪૧)



દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

અવૈધવ્યં સકામા તુ લભતે ચાન્યજન્મનિ ।
સર્વદુઃખભયં વિઘ્નં નાશયેચ્છાપહારકમ્ ॥ ૧૪૨ ॥

જો કોઈ વિધવા સ્ત્રી સકામભાવે પાઠ કરે તો બીજા જન્મમાં તે સૌભાગ્ય (અવૈધવ્ય) મેળવે છે. આ ગુરુગીતાનો પાઠ સર્વ દુઃખ, ભય, વિઘ્નનો નાશ કરનાર છે અને તે પાઠ કરનારને શાપમુક્ત કરે છે. (૧૪૨)

સર્વબાધાપ્રશમનં ધર્માર્થકામમોક્ષદમ્ ।
યં યં ચિંતયતે કામં તં તં પ્રાપ્નોતિ નિશ્ચિતમ્ ॥ ૧૪૩ ॥

ગુરુગીતાના પાઠથી સર્વ બાધાઓ (વિઘ્નો) ટળી જાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ પ્રાપ્ત થાય છે અને પાઠ કરનાર જે ઈચ્છે છે તે તેને નિશ્ચિતરૂપે મળે છે. (૧૪૩)

કામિતસ્ય કામધેનુઃ કલ્પનાકલ્પપાદપઃ ।
ચિંતામણિશ્ચિંતિતસ્ય સર્વમંગલકારકમ્ ॥ ૧૪૪ ॥

ગુરુગીતાનો પાઠ સકામભાવે કરનાર માટે તે કામધેનુ સ્વરૂપ છે. કલ્પના કરનાર માટે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કલ્પવૃક્ષ સમાન છે. ચિંતન કરનાર માટે ચિંતામણિ સ્વરૂપ છે. તેમજ સર્વથા અને સર્વ માટે મંગલકારક છે. (૧૪૪)

મોક્ષહેતુર્જપન્નિત્યં મોક્ષશ્રિયમવાપ્નુયાત્ ।
ભોગકામો જપેદ્યો વૈ તસ્ય કામફલપ્રદમ્ ॥ ૧૪૫ ॥

મોક્ષના હેતુથી નિત્ય પાઠ કરવામાં આવે તો મોક્ષ મળે છે અને ભોગની ઈચ્છાથી કોઈ જપે તો તેને ઈચ્છિત ફળ મળે છે. (૧૪૫)

જપેત્શાક્તશ્ચ સૌરશ્ચ ગાણપત્યશ્ચ વૈષ્ણવઃ ।
શૈવશ્ચ સિદ્ધિદં દેવિ સત્યં સત્યં ન સંશયઃ ॥ ૧૪૬ ॥

હે દેવી પાર્વતી! શક્તિ ઉપાસકો કે સૂર્ય ઉપાસકોએ, વૈષ્ણવોએ કે શૈવોએ તેમજ ગણપતિ ઉપાસકોએ પણ ગુરુગીતાનો પાઠ જપ કરવો જોઈએ. એ બધા જ ઉપાસકો માટે સાચો સિદ્ધિપ્રદ, સત્યપ્રદ છે એમાં જરા પણ શંકા નથી. (૧૪૬)

અથ કામ્યજપે સ્થાનં કથયામિ વરાનને ।
સાગરે વા સરિત્તીરેऽથવા હરિહરાલયે ॥ ૧૪૭ ॥

શક્તિદેવાલયે ગોષ્ઠે સર્વદેવાલયે શુભે ।
વટે ચ ધાત્રીમૂલે વા મઠે વૃંદાવને તથા ॥ ૧૪૮ ॥
પવિત્રે નિર્મલે સ્થાને નિત્યાનુષ્ઠાનતોડપિ વા ।
નિર્વેદનેન મૌનેન જપમેતં સમાચરેત્ ॥ ૧૪૯ ॥

હે સુમુખી પાર્વતી! ગુરુગીતાના પાઠ કે જપ માટે સ્થાન જણાવું છું. સાગર કે સરિતાતટે, વિષ્ણુમંદિરે કે શિવાલયમાં, શક્તિપીઠમાં કે ગાયની ગમાણમાં, સર્વ શુભ સ્થાનોમાં, બધા દેવાલયોમાં, વડ અને આમળાના મૂળ પાસે, મઠમાં કે તુલસીવનમાં, કોઈ પણ પવિત્ર નિર્મળ સ્થાને નિત્ય અનુષ્ઠાનપૂર્વક શાંત થઈને મૌન ગ્રહણ કરીને આ જપ કરવો જોઈએ. (૧૪૭-૧૪૯)

સ્મશાને ભયભૂમૌ તુ વટમૂલાન્તિકે તથા ।
સિદ્ધ્યન્તિ ધૌત્તરે મૂલે ચૂતવૃક્ષસ્ય સન્નિધૌ ॥ ૧૫૦ ॥

સ્મશાન જેવા ભયસ્થાનોમાં, વડવાઈઓ કે ધતુરાના મૂળ પાસે, આંબાના સાંનિધ્યમાં પાઠ જપ કરવાથી અવશ્ય સિદ્ધિઓ મળે છે. (૧૫૦)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગુરુપુત્રો વરં મૂર્ખસ્તસ્ય સિદ્ધ્યન્તિ નાન્યથા ।
શૂભકર્માણિ સર્વાણિ દીક્ષાવ્રતતપાંસિ ચ ॥ ૧૫૧ ॥

ગુરુપુત્ર મૂર્ખ હોય તો પણ સારો. એના દીક્ષા, વ્રત, તપ વગેરે બધાં જ શુભ કાર્યો સિદ્ધ થાય છે નકામા જતા નથી. (૧૫૧)

સંસારમલનાશાર્થં ભવપાશનિવૃતયે ।
ગુરુગીતાંભસિ સ્નાનં તત્ત્વજ્ઞઃ કુરુતે સદા ॥ ૧૫૨ ॥

સંસારની મલિનતાઓના નાશ માટે, ભવના બંધનોમાંથી છૂટવા માટે તત્ત્વજ્ઞાનીએ ગુરુગીતાના જળથી સદા સ્નાન કરવું જોઈએ. (૧૫૨)

સ એવ ચ ગુરુઃ સાક્ષાત્ સદા સદ્બ્રહ્મવિત્તમઃ ।
તસ્ય સ્થાનાનિ સર્વાણિ પવિત્રાણિ ન સંશય ॥ ૧૫૩ ॥

જે સદ્બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે તે જ સાક્ષાત્ ગુરુ છે. એમના બધા સ્થાનો પણ પવિત્ર છે એમાં કોઈ શક નથી. (૧૫૩)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

સર્વશુદ્ધઃ પવિત્રોઽસૌ સ્વભાવાદ્યત્ર તિષ્ઠતિ ।
તત્ર દેવગણાઃ સર્વે ક્ષેત્રે પીઠે વસન્તિ હિ ॥ ૧૫૪ ॥

જ્યાં સર્વ શુદ્ધ, પવિત્ર ગુરુદેવ સહજભાવે રહે છે તે સર્વ સ્થાનોમાં, પીઠોમાં સર્વ દેવગણો પણ વસે જ છે. (૧૫૪)

આસનસ્થઃ શયાનો વા ગચ્છઁસ્તિષ્ઠન્ વદન્તપિ ।
અશ્વારૂઢો ગજારૂઢઃ સુપ્તો વા જાગૃતોઽપિ વા ॥ ૧૫૫ ॥
શુચિષ્માંશ્ચ સદા જ્ઞાની ગુરુગીતાજપેન તુ ।
તસ્ય દર્શનમાત્રેણ પુનર્જન્મ ન વિદ્યતે ॥ ૧૫૬ ॥

ગુરુગીતાના જપથી જે કોઈ વ્યક્તિ પવિત્ર અને સદાજ્ઞાની છે, તે આસન ઉપર બેઠી હોય, શયન કરતી હોય, ચાલતી હોય, ઊભી હોય, બોલતી હોય, અશ્વારૂઢ હોય, ગજારૂઢ હોય, સૂતી હોય કે જાગતી હોય તો તેના દર્શનમાત્રથી પુનઃ જન્મ ટળે છે. (૧૫૫-૧૫૬)

સમુદ્રે ચ યથા તોયં ક્ષીરે ક્ષીરં ઘૃતે ઘૃતં ।
ભિન્ને કુંભે યથાકાશસ્તથાત્મા પરમાત્મનિ ॥ ૧૫૭ ॥

જેમ સમુદ્રમાં સદા જળ, દૂધમાં દૂધ, ઘીમાં ઘી, કુંભમાં જેમ આકાશ ભિન્ન ભાસે છે (છતાં અભિન્ન હોય છે) એમ જ આત્મા-પરમાત્માનું જાણવું. (૧૫૭)

તથૈવ જ્ઞાની જીવાત્મા પરમાત્મનિ લીયતે ।
ઐક્યેન રમતે જ્ઞાની યત્ર તત્ર દિવાનિશમ્ ॥ ૧૫૮ ॥

તેવી જ રીતે જ્ઞાની જીવાત્મા પરમાત્મામાં લીન હોય, અહીં-તહીં બધે જ એકરૂપ થઈ રાત-દિવસ આનંદમાં રહેતો હોય છે. (૧૫૮)

અવંવિધો મહામુક્તઃ સર્વદાવર્તતે બુધઃ ।
તસ્ય સર્વ પ્રયત્નેન ભાવભક્તિં કરોતિ યઃ ॥ ૧૫૯ ॥
સર્વસંદેહરહિતો મુક્તો ભવતિ પાર્વતી ।
ભુક્તિમુક્તિદ્વયં તસ્ય જિહ્વાગ્રે ચ સરસ્વતી ॥ ૧૬૦ ॥

મહામુક્ત જ્ઞાની સદા આ પ્રમાણે રહે છે. પોતાની સર્વ શક્તિથી તે ભાવપૂર્વક ભક્તિ કરે છે. હે પાર્વતી! તેવો જ્ઞાની મુક્તિને પામે છે. એ સર્વ સંદેહરહિત વાત છે. આમ ભુક્તિ અને મુક્તિ બંને મેળવનાર જ્ઞાનીના જીહ્વાગ્રે સરસ્વતી નિવાસ કરે છે. (૧૫૯-૧૬૦)

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અનેન પ્રાણિનઃ સર્વે ગુરુગીતાજપેન તુ ।
સર્વ સિદ્ધિં પ્રાપ્નુવન્તિ ભુક્તિ મુક્તિં ન સંશયઃ ॥ ૧૬૧ ॥

ગુરુગીતાના પાઠથી બધા જ જીવો સર્વ પ્રકારની સિદ્ધિઓને પામે છે. તે ભુક્તિ અને મુક્તિને પામે તેમાં કોઈ શંકા નથી. (૧૬૧)

સત્યં સત્યં પુનઃ સત્યં ધર્મં સાંખ્યં મયોદિતં ।
ગુરુગીતાસમં નાસ્તિ સત્યં સત્યં વરાનને ॥ ૧૬૨ ॥

હે સુમુખી પાર્વતી! મેં કહેલું આ જે દર્શન છે તે ધર્મની માફક ધારણ કરવા જેવું છે. એ જ સત્ય છે, સત્ય છે, પુનઃ પુનઃ સત્ય છે. ગુરુગીતા સમું બીજું કાંઈ જ સત્ય નથી આ જ સત્ય છે. (૧૬૨)

એકો દેવ એકધર્મ એકનિષ્ઠા પરંતપઃ ।
ગુરોઃ પરતરં નાન્યન્નાસ્તિ તત્ત્વં ગુરોઃ પરમ્ ॥ ૧૬૩ ॥

એક જ દેવ, એક જ ધર્મ, એક જ નિષ્ઠા એ જ પરમ તપ છે. ગુરુથી શ્રેષ્ઠ એવું બીજું કશું જ નથી. ગુરુ જેવું બીજું કોઈ પરમ તત્ત્વ નથી. (૧૬૩)

માતા ધન્યા પિતા ધન્યો ધન્યો વંશઃ કુલં તથા ।

ધન્યા ચ વસુધા દેવિ ગુરુભક્તિઃ સુદુર્લભા ॥ ૧૬૪ ॥

ગુરુભક્તની માતા ધન્ય છે, તેના પિતા ધન્ય છે. તેના વંશ ને કુળ ધન્ય છે. અરે! આ પૃથ્વી પણ અતિ દુર્લભ એવી ગુરુભક્તિ વડે જ ધન્ય છે. (૧૬૪)

શરીરમિન્દ્રિયં પ્રાણશ્ચાર્થઃ સ્વજનબાંધવાઃ ।

માતા પિતા કુલં દેવિ ગુરુરેવ ન સંશયઃ ॥ ૧૬૫ ॥

આ શરીર, ઈન્દ્રિય, પ્રાણ, સમૃદ્ધિ, સ્નેહીઓ, સ્વજનો, માતા-પિતા, કુળ, સર્વ કાંઈ એકમાત્ર આ ગુરુ છે. એમાં હે દેવી! કોઈ શંકા નથી. (૧૬૫)

આકલ્પં જન્મના કોટ્યા જપવ્રતતપઃક્રિયાઃ ।

તત્સર્વં સફલં દેવિ ગુરુસંતોષમાત્રતઃ ॥ ૧૬૬ ॥

હે દેવી પાર્વતી! ચાર અબજ બત્રીસ કરોડ વર્ષનો બ્રહ્માનો એક દિવસ તે કલ્પ કહેવાય છે. એવા કલ્પો સુધીના (એટલે કે અબજો વર્ષ સુધીના) કરોડો જપ, વ્રત, તપ, વિધિવિધાનો એ બધું જ એકમાત્ર ગુરુને સંતોષ આપવાથી થાય છે. (૧૬૬)

વિદ્યા તપોબલેનૈવ મંદભાગ્યાશ્ચ યે નરાઃ ।
ગુરુસેવાં ન કુર્વન્તિ સત્યં સત્યં વરાનને ॥ ૧૬૭ ॥

હે સુમુખી પાર્વતી! વિદ્યા ને તપનું બળ હોવા છતાં પણ જે ગુરુસેવા નથી કરતા તેઓ અભાગી છે. આ વાત સત્ય છે, સત્ય છે. (૧૬૭)

બ્રહ્મવિષ્ણુમહેશાશ્ચ દેવર્ષિપિતૃકિન્નરાઃ ।
સિદ્ધચારણયક્ષાશ્ચ અન્યેપિ મુનયો જનાઃ ॥ ૧૬૮ ॥

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, દેવર્ષિ, પિતૃઓ, કિન્નરો, સિદ્ધો, ચારણો, યક્ષો, મુનિઓ અને એવા બીજા અનેક લોકો છે જેઓ આવા (ભાગ્યહીન) મંદભાગી છે. (૧૬૮)

ગુરુભાવઃ પરં તીર્થમન્યતીર્થં નિરર્થકમ્ ।
સર્વતીર્થાશ્રયં દેવિ પાદાઙ્ગુષ્ઠં ચ વર્તતે ॥ ૧૬૯ ॥

ગુરુભાવ તે જ પરમ તીર્થ છે. અન્ય તીર્થો તો નિરર્થક છે. હે દેવી! ગુરુના પગનો અંગૂઠો તે જ સર્વ તીર્થોનું આશ્રયસ્થાન છે. (૧૬૯)


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

जपेन जयमाप्नोति चानंतफलमाप्नुयात् ।
हीनकर्म त्यजन्सर्वं स्थानानि चाधमानि च ॥ १७० ॥

સર્વ હલકાં કર્મો છોડી સર્વ અધમ સ્થાનો છોડીને જપ કરવાથી વિજય મળે છે અને અંતે અનંત ફળ પ્રાપ્ત થાય છે. (૧૭૦)

ઉગ્રધ્યાનં કુક્કુટસ્થં હીનકર્મફલપ્રદં ।
ગુરુગીતાં પ્રયાણે વા સંગ્રામે રિપુસંકટે ॥ ૧૭૧ ॥
જપતે જયમાપ્નોતિ મરણે મુક્તિદાયકમ્ ।
સર્વકર્મ ચ સર્વત્ર ગુરુપુત્રસ્ય સિદ્ધ્યતિ ॥ ૧૭૨ ॥

ગુરુગીતાનો પાઠ ક્રોધમાં આવીને ન કરવો અને બધા જ હીન કર્મોનો ત્યાગ કરવો. ગુરુગીતાનો પાઠ પ્રવાસ જવાના સમયે, સંગ્રામમાં અને દુશ્મનો દ્વારા ઊભા થયેલા સંકટ સમયે કરવાથી વિજય પ્રાપ્ત થાય છે. મૃત્યુના સમયે પાઠ કરવાથી જીવને મુક્તિ મળે છે અને ગુરુના શિષ્યનું કોઈ પણ કાર્ય, કોઈ પણ સ્થળે હંમેશાં સફળ થાય છે. (૧૭૧-૧૭૨)

ઈદં રહસ્યં નો વાચ્યં તવાગ્રે કથિતં મયા ।
સુગોપ્યં ચ પ્રયત્નેન મમ ત્વં ચ પ્રિયા ત્વિતિ ॥ ૧૭૩ ॥

આ ગુરુગીતાનું રહસ્ય હે દેવી પાર્વતી! તમારી સમક્ષ કહી બતાવ્યું છે. નહીં તો આને પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખવાનું હોય છે. પરંતુ તમે તો મને અત્યંત પ્રિય છો ને? માટે તમને કહ્યું. (૧૭૩)

સ્વામિ મુખ્યગણેશાદિ વિષ્ણવાદિનાં ચ પાર્વતી ।
મનસાપિ ન વક્તવ્યં સત્યં સત્યં વદામ્યહમ્ ॥ ૧૭૪ ॥

હે પાર્વતી! કાર્તિક સ્વામી, ગણેશ આદિ મુખ્ય ગણ, વિષ્ણુ આદિ દેવો સમક્ષ મનમાં પણ આ રહસ્ય ન કહેવાય. આ હું સાચેસાચ કહું છું. (૧૭૪)

અતીવપક્વચિત્તાય શ્રદ્ધાભક્તિયુતાય ચ ।
પ્રવક્તવ્યમિદં દેવિ મમાત્માऽસિ સદાપ્રિયે ॥ ૧૭૫ ॥

જે વ્યક્તિ અતિ પરિપક્વ ચિત્તવાળી હોય, શ્રદ્ધા-ભક્તિમય હોય તેને જ આ ગુરુગીતા કહી સંભળાવી શકાય. હે દેવી! તમે તો મારો બીજો આત્મા છો અને મને સદા પ્રિય છો. (૧૭૫)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

अभक्ते वंचके धूर्ते पाखंडे नास्तिके नरे ।

मनसापि न वक्तव्या गुरुगीता कदाचन ॥ १७६ ॥

ભક્તિહીનને, ઠગારાને, ધૂતારાને, પાખંડીને કે નાસ્તિકને ગુરુગીતા ક્યારેય મન અને વાણીથી સંભળાવવી નહીં. (૧૭૬)

ઈતિશ્રી સ્કંદપુરાણે ઉત્તરખંડે ઈશ્વરપાર્વતી સંવાદે ગુરુગીતા સમાપ્તા ।

શ્રીગુરુદેવદત્તાત્રેયાર્પણમસ્તુ ।

ઈતિ શ્રીસ્કંદપુરાણઅંતર્ગત ઉત્તરખંડમાં ઈશ્વરપાર્વતી સંવાદાત્મક ગુરુગીતા સમાપ્ત.

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



આ પ્રમાણે શંકર ભગવાને પાર્વતીદેવીને ગુરુગીતાનો ઉપદેશ આપ્યો અને તે પરંપરા હજુ પણ સજીવ છે. મુખ્ય વસ્તુ એટલે કે ગુરુસેવાનો લાભ મળવો અત્યંત દુર્લભ છે. (૧૪) બ્રહ્માથી લઈને સમસ્ત દેવો આ જ રીતે ગુરુની ઉપાસના કરે છે. જે લોકો અંતર્નિષ્ઠ થઈને તુર્યાવસ્થા (ચોથી અવસ્થા) એટલે કે મનોન્મની સ્થિતિએ પહોંચે તેવા શ્રેષ્ઠ લોકો પણ ગુરુને વંદન કરે છે. (૧૫) ગુરુસેવા કરવાથી સમસ્ત દુઃખ દૂર થઈ અપાર સુખ પ્રાપ્ત થાય છે. તેવો ગુરુસેવારત શિષ્ય આ પૃથ્વી ઉપર ખરેખર ધન્યવાદને પાત્ર છે. (૧૬) વશિષ્ઠ, વાલ્મિકી, જનક આદિ શ્રેષ્ઠ ઋષિઓ ગુરુસેવા કરવાથી શ્રેષ્ઠ પદ પામ્યા છે. હે શ્રોતાઓ! તમે પણ ડહાપણપૂર્વક વિવેકબુદ્ધિ વાપરી શ્રીગુરુને ભજો, શ્રીગુરુને ભજો. (૧૭) સદ્‌ગુરુને સદ્‌ભાવથી ભજતા તમને ચોક્કસ સદ્‌ગતિ મળશે. તે માટે તમારે સ્થિર ચિત્તથી શ્રીગુરુના શરણે જવું. (૧૮) જો ગુરુમહારાજ સંતોષ પામે તો ત્રિમૂર્તિ પણ સંતોષ પામે છે. આ ગુરુપરંપરાનો માર્ગ વેદ અને શાસ્ત્ર સંમત છે. (૧૯) પુરાતનકાળમાં યુગો પહેલાં મનુષ્યનું આયુષ્ય પુષ્કળ રહેતું. આથી તેઓ દીર્ઘકાળ સુધી તપશ્ચર્યા કરતા અને મુક્તિ મેળવતા. (૨૦) હાલ કળિયુગ ચાલે છે. આથી વેદમાર્ગ વિસરાઈ રહ્યો છે. લોકો જ્ઞાનહીન પશુ જેવા કેવળ મૂઢ થઈ ગયા છે. (૨૧) આ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કળિયુગમાં જ્ઞાની લોકો, આંધળા અને બહેરા હોવાનો ઢોંગ કરે છે. (૨૨) આ માટે હે વિદ્વાન શ્રોતાઓ! તમે જીવનમાં ગુરુસેવાને સ્થાન આપો. આથી શ્રીગુરુની કૃપાથી તમારું ભવબંધન તૂટી જશે. (૨૩) જે મનુષ્ય ઉપર ગુરુકૃપા થાય છે તેના કામ, ક્રોધાદિ ષડ્વિકાર દૂર થઈ કૈવલ્ય પદને પામે છે, જયાંથી તે કદાપિ પદચ્યુત થતો નથી. (૨૪) આ જ કારણથી નારાયણ સાધુજનોનો ઉદ્ધાર કરવા માટે કલિયુગમાં ગુરુરૂપે અવતર્યા. (૨૫) આ ભૂમિનો ભાર ઉતારવા માટે દત્તાત્રેય ભગવાને અવધૂત વેશ ધારણ કરી શ્રીપાદશ્રીવલ્લભ તરીકે જન્મ લીધો. (૨૬) ગુરુનું રૂપ ધારણ કરી સ્વયં લક્ષ્મીપતિએ સમસ્ત લોકોનો ઉદ્ધાર કર્યો. (૨૭) જે લોકો સાત્ત્વિકવૃત્તિ ધરાવનાર છે, તેમને ઘેર બોલાવ્યા વિના જઈને સદ્ગુરુ તેમનો ઉદ્ધાર કરે છે. (૨૮) હવે એક યુક્તિસંગત વાત કહું છું. જો શ્રદ્ધાપૂર્વક સદ્ગુરુભજન કરશો તો ગુરુકૃપા થકી તમને ઉમારમણ (શંકર) પ્રાપ્ત થશે. (૨૯) જેના ઉપર ગુરુકૃપા થાય છે તેના મોહપાશ તૂટી જાય છે અને તેને ઈશ્વર પ્રાપ્ત થઈ તેઓ શાશ્વત પદ ભોગવે છે. (૩૦) સંસાર એટલે કે ભવસમુદ્રને નષ્ટ કરવા માટે ગુરુ પ્રત્યે દૃઢ ભાવ હોવો જોઈએ. આમ કરવાથી ભવસાગર પાર થવાય છે. (૩૧) ગુરુભક્તિ એ કામધેનુ છે. તેનાથી કલ્પેલું ફળ પ્રાપ્ત થાય છે. તે વિશે તમે કોઈ શંકા કરશો નહીં. તે માટે શ્રીગુરુના શરણે

જવું. (૩૨) જેના ઉપર શ્રીગુરુ પ્રસન્ન થાય છે તેને યમ પણ કંઈ કરી શકતો નથી. ભલે તેના પાપના ડુંગર હોય, તે નષ્ટ થાય છે. (૩૩) જે રીતે ઘાસની ગંજીને અગ્નિનો સ્પર્શ થતાં ઘાસ બળીને ભસ્મ થાય છે તે જ રીતે તમારું સમસ્ત પાપ શ્રીગુરુની કૃપાથી નષ્ટ થાય છે. (૩૪)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક ગુરુગીતાવર્ણન નામનો ઓગણપચાસમો અધ્યાય સમાપ્ત.

(શ્લોક-૧૭૬ + ઓંવી-૩૪ = કુલ-૨૧૦)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥





દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

# અધ્યાય-૫૦




શ્રી નૃસિંહસરસ્વતી ગત જન્મના ધોબીને સાંપ્રત જન્મમાં બેદર (હાલ બીડર- કર્ણાટક)ના મ્લેચ્છ રાજકુળમાં જન્મ અપાવી તેનો ફોલ્લો દૂર કર્યો. તેના મહેલમાં પધરામણી કરી.

# અધ્યાય-૫૦

## સાર્વભૌમસ્ફોટકશમન ઐશ્વર્યાવલોકન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

સિદ્ધ નામધારકને કહે છે કે એક અપૂર્વ ઘટના ઘટી. પહેલાં એક ધોબીની કથા મેં તને કહી હતી. (૧) તેણે રાજા થવાનું વરદાન માગ્યું હતું અને સદ્‌ગુરુએ પ્રસન્ન થઈ તે વરદાન આપ્યું હતું. (૨) તે ધોબી મ્લેચ્છ રાજકુળમાં જન્મ્યો અને બીડરનગરમાં પુત્ર-પૌત્રો સહિત આનંદ કરતો હતો. (૩) તે યવનરાજા પાસે અશ્વદળ, ગજદળ, પાયદળ સહિત અપાર ધન હતું અને સંતોષપૂર્વક તે રાજ્ય કરતો હતો. (૪) રાજા મ્લેચ્છકુળમાં જન્મ્યો હોવા છતાં ગત જન્મના સંસ્કારને લીધે સમસ્ત જાતિના લોકો પ્રત્યે સમાન વ્યવહાર કરતો અને દાનધર્મ પણ કરતો. (૫) પૂર્વજન્મના સંસ્કારથી તે મ્લેચ્છ રાજાને બ્રાહ્મણો ઉપર વિશેષ પ્રીતિ હતી. તેના રાજ્યમાં આવેલા મંદિરોને તે કદી ઉપદ્રવ કરતો નહીં. (૬) યવનરાજાના મુર્શિદો તેને સલાહ આપતા કે આપણે મ્લેચ્છ થઈને હિન્દુઓના દેવો અને બ્રાહ્મણોની યથેચ્છ નિંદા કરવી. (૭) હે બાદશાહ! તમે તો તેવા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બ્રાહ્મણોની સેવા કરો છો અને માન આપો છો. આથી તમને મોટો દોષ લાગે છે. આપણને તો આપણા ધર્મ પ્રમાણે આચરણ કરતાં અપાર પુણ્ય પ્રાપ્ત થશે. (૮) આ બિચારા બ્રાહ્મણો તો અજ્ઞાની હોઈ પથ્થરની પૂજા કરે છે અને વૃક્ષ, પાષાણ, કાષ્ઠ બધાને જ દેવ તરીકે માન આપે છે. (૯) તેઓની અજ્ઞાનતા તો જુઓ! ગાયને પણ દેવ કહે છે. અગ્નિ, સૂર્યને પણ દેવ કહે, નદીને પણ દેવ કહે છે. (૧૦) આવા અજ્ઞાની બ્રાહ્મણો નિરાકાર, સાકાર બંનેમાં શ્રદ્ધા ધરાવે છે. તેમની જેમ યવનો ભક્તિ કરશે તો તેઓ અવશ્ય અધોગતિ પામશે. (૧૧) મુર્શિદોના આવાં વચનો સાંભળી મ્લેચ્છ રાજા આ પ્રમાણે જવાબ આપે છે. (૧૨) મ્લેચ્છ રાજા મુર્શિદોને કહે છે કે તમે જે કહો છો તે પ્રમાણે અણુ, રેણુ, તૃણ, કાષ્ઠ સર્વત્ર ઈશ્વર વ્યાપેલો છે. (૧૩) આ સમગ્ર સૃષ્ટિની રચના ઈશ્વરે કરી છે. સ્થાવર, જંગમ બધાને માટે દેવ એક જ છે. પરંતુ, તર્કભેદ પ્રમાણે મતમતાંતર છે. (૧૪) સમસ્ત માનવજાતિની ઉત્પત્તિ, પૃથ્વી, જળ, વાયુ, તેજ અને આકાશ- આ પંચમહાભૂતોમાંથી થઈ છે. (૧૫) આમ તો માટી એક જ છે. પરંતુ, કુંભાર તે માટીમાંથી જુદાં જુદાં વાસણો ઘડે છે. વાસ્તવમાં માટી એક જ છે. (૧૬) વિવિધ ગાયો હોવા છતાં તે બધાનું દૂધ એક જ રંગનું સફેદ હોય છે અને તે જ રીતે સુવર્ણ ધાતુ એક જ હોવા છતાં તેમાંથી અસંખ્ય અલંકારો બનાવી શકાય છે. (૧૭) તે જ રીતે દેહ ભિન્ન હોવા છતાં

પરમાત્મા એક જ છે. જે રીતે ચંદ્ર એક જ હોવા છતાં જુદી જુદી જગ્યાએથી તે નિરાળો ભાસે છે. (૧૮) ઘરમાં એક જ દીપક હોય અને તેના દ્વારા હજારો દીવાઓ પ્રગટાવીએ, તે જ રીતે દરેક જીવમાત્રમાં આત્મજ્યોતિ એક જ છે. (૧૯) એક જ સૂત્રમાં વિવિધ રંગોના મણિ પરોવતાં જુદા-જુદા રંગની માળા દેખાય છે. પણ તેનું સૂત્ર એક જ છે તે યાદ રાખવું. (૨૦) તે જ રીતે પૃથ્વી ઉપર અનેક વિવિધતા જેવી જ્ઞાતિઓ છે. પરંતુ બધાનો ઈશ્વર એક જ છે. આથી મનુષ્યોમાં ભેદ ન માનવો. (૨૧) જો તમે એવું કહો કે હિન્દુઓ પથ્થરને દેવ સમજી પૂજે છે તો અત્ર, તત્ર, સર્વત્ર વિશ્વાત્મા જ નિવાસ કરી રહ્યો છે. (૨૨) જે લોકો અલ્પ બુદ્ધિવાળા છે, તેઓ પ્રતિમાનું પૂજન કરે છે અને જેઓ વિદ્વાન અને બુદ્ધિમાન છે, તેઓ આત્મારામની પૂજા કરે છે. (૨૩) જેમનું અંતઃકરણ સ્થિર નથી, તેઓ મૂર્તિમાં નારાયણ છે તેમ બુદ્ધિ રાખી તેની પૂજા કરે છે. (૨૪) આવા લોકોની તમે નિંદા કરો અને તમારો મત પ્રસ્થાપિત કરવા તેમના પ્રત્યે દ્વેષભાવ રાખો તે યોગ્ય નથી. (૨૫) આ જ કારણથી જ્ઞાનીઓએ નિંદા-સ્તુતિ ન કરવી. દરેકને પોતપોતાના મતમાં શ્રદ્ધા રાખવા અધિકાર છે. (૨૬) આ રીતે મુર્શિદોને સમજાવી મ્લેચ્છ રાજા અનેક પ્રકારનું પુણ્ય કરતો અને દેવ તથા દ્વિજો ઉપર વિશ્વાસ રાખતો. (૨૭) આ પ્રમાણે *બીડરનગરમાં મ્લેચ્છ રાજા રાજ્ય કરતો હતો, જે પૂર્વજન્મમાં ધોબી હતો. (*બીડર હાલ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

કર્ણાટક રાજયમાં આવેલું છે.) સમય જતાં તેની જાંઘ ઉપર એક મોટો ફોલ્લો થયો. (૨૮) મ્લેચ્છ રાજાએ તે ફોલ્લાને ફોડવા માટે અનેક ઉપચારો કર્યા. પરંતુ, ફોલ્લો મટ્યો નહીં. (૨૯) આ સમય દરમ્યાન શ્રીગુરુ ગાણગાપુરમાં હતા. તેઓ વિચારવા લાગ્યા કે મ્લેચ્છ રાજા અહીં ગાણગાપુરમાં આવશે તો બ્રાહ્મણોને અનેક કષ્ટ થશે. (૩૦) મ્લેચ્છ રાજા સાથે અનેક મ્લેચ્છ લોકો પણ ગાણગાપુર આવશે, જેઓ એટલા સહિષ્ણુ નહીં હોય. બ્રાહ્મણોને બાધા ન થાય તે માટે હવે અમારે આ સ્થાનનો ત્યાગ કરવો જોઈએ. (૩૧) પૃથ્વી ઉપર ચોમેર  ખ્યાતિ ફેલાઈ છે અને તેનો લહાવો લેવા યવનો પણ હવે ગાણગાપુરમાં આવશે. આથી હવે લૌકિક દૃષ્ટિએ ગુપ્ત થવાનો સમય આવ્યો છે. (૩૨) ઈશ્વર નામના સંવત્સરમાં સિંહ રાશિમાં જયારે ગુરુ ગ્રહનો પ્રવેશ થયો, એવા સમયે ગોદાવરી નદીના તીરે આવેલા અનેક તીર્થોની યાત્રા કરવી એમ શાસ્ત્રોમાં કહ્યું છે. (૩૩) શ્રીગુરુએ શિષ્યોને બોલાવીને કહ્યું કે યવનરાજા મને મળવા આવે છે. આથી તમારે બધાએ તૈયારી કરી ગોદાવરીની તીર્થયાત્રા કરવી. (૩૪) શ્રીગુરુનાં વચનો સાંભળી શિષ્યો અંદરોઅંદર ચિંતા કરવા લાગ્યા કે જો યવનરાજા ગાણગાપુરમાં આવશે તો શુંનું શું થશે? (૩૫) એક શિષ્ય બોલ્યો કે જે થશે તે નજરે જોઈશું. પરંતુ નૃસિંહસરસ્વતી સ્વામી આપણા બધાનું રક્ષણ કરશે. (૩૬) આ પ્રમાણે નૃસિંહસરસ્વતી સ્વામીની ખ્યાતિ ચારે દિશામાં ફેલાઈ ત્યારે

પૂર્વસંસ્કાર અનુસાર યવનરાજાને ગાણગાપુર આવવાની ઈચ્છા થઈ. (૩૭) યવનરાજાને ફોલ્લાથી અપાર કષ્ટ ઉદ્‌ભવ્યું અને વિવિધ ઔષધોપચાર કરવા છતાં ફોલ્લાથી જરા પણ રાહત ન મળી. (૩૮) ફોલ્લાથી દુઃખી થયેલો રાજા વિચારવા લાગ્યો કે વૈદ્ય, હકીમોથી સાજા ન થવાયું તો હવે શું કરું? (૩૯) યવનરાજાએ વિપ્રોને બોલાવ્યા અને ફોડલાના નાશ માટે ઉપાય પૂછ્યો. વિપ્રોએ કહ્યું કે આના માટે ઉપાય તમને એકાંતમાં કહીશું. (૪૦) પૂર્વજન્મમાં કોઈ પાપ આચરાયું હોય તો બીજા જન્મે તે વ્યાધિરૂપે પીડા આપે છે. તે પીડાને દૂર કરવા માટે તીર્થક્ષેત્રોમાં જઈ દાનધર્મ કરવાથી વ્યાધિ નષ્ટ થાય છે. (૪૧) અથવા કોઈ સત્પુરુષના શરણે જવું અને તેની ભક્તિ કરવી. તેમની કૃપાદષ્ટિથી પણ તેવા રોગનો નાશ થાય છે. (૪૨) સત્પુરુષની કૃપાદષ્ટિથી કોટી જન્મોનાં પાપ નષ્ટ થાય છે. તો પછી ફોલ્લા જેવો રોગ દર્શનમાત્રથી નષ્ટ થાય તેમાં શું આશ્ચર્ય? (૪૩) વિપ્રોનાં વચનો સાંભળી યવનરાજા તેમને નમન કરે છે અને વિનંતીસહ કહે છે કે તમે મને યવન ન કહેશો. હું વિપ્રોનો દાસ છું! (૪૪) પૂર્વજન્મમાં મેં શ્રેષ્ઠ સદ્‌ગુરુની સેવા કરી હશે. પરંતુ પાપકર્મ પણ કર્યું હશે. જેના થકી હું યવનકુળમાં જન્મ્યો છું. (૪૫) યવનરાજ કહે છે કે આ વિષયનું એકાદ દૃષ્ટાંત મને સંભળાવો અને કયા મહાપુરુષના દર્શનમાત્રથી કોનો રોગ નષ્ટ થયો તે બધું સમજાવો. (૪૬) યવનરાજનાં વચનો સાંભળી વિપ્રોએ મનમાં વિચાર કર્યો કે

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

યવનરાજ્યમાં જાહેર સ્થળે સંતનો મહિમા ન કહેવો. તેના માટે એકાંત સ્થળ જ જોઈએ. (૪૭) વિપ્રો વધુમાં કહે છે કે આપ મ્લેચ્છકુળના રાજા છો. અમને વિપ્રોને જાહેરમાં માન આપવાથી તમારી મ્લેચ્છ જાતિના લોકો તમારી નિંદા કરશે. આથી અમે જાહેરમાં સંતમહિમા કહેતા નથી. (૪૮) વિપ્રોનાં વચનો સાંભળી મ્લેચ્છ રાજા વિનંતીના સ્વરમાં આજીજી કરતાં કહે છે કે મને ધર્મ ધર્મમાં ભેદ દેખાતો નથી. તમે મારો ઉદ્ધાર કરો. (૪૯) યવનરાજાનાં આવા પ્રશ્ચાત્તાપયુક્ત વચનો સાંભળી બ્રાહ્મણો પીગળ્યા અને યવનરાજાને સંતમહિમા કહેવા તૈયાર થયા. (૫૦) વિપ્રો યવનરાજાને કહે છે કે રોગનિવારણ માટે પાપવિનાશી તીર્થક્ષેત્ર શ્રેષ્ઠ છે. ત્યાં તમે સહજ યાત્રા તરીકે પણ જઈ શકો છો. (૫૧) પાપવિનાશી તીર્થ એકાંતસ્થળમાં આવેલું છે. ત્યાં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરવું અને તેનાથી તમારી મનોકામના પૂરી થશે. (અર્થાત્ રોગનિવારણ થશે.) (૫૨) વિપ્રોનાં વચનો સાંભળી યવનરાજા સંતોષ પામ્યા અને તરત જ પાપવિનાશી તીર્થ જવા નીકળ્યો. (૫૩) યવનરાજા લશ્કરી સૈનિકો અને સેવકોને રાજ્યમાં જ મૂકી એકલો પાપવિનાશી તીર્થ સ્નાન કરવા ગયો. ત્યાં તેને એક યતિ (સંન્યાસી)નાં દર્શન થયાં. (૫૪) રાજાએ સંન્યાસીને જોઈને ભક્તિપૂર્વક વંદન કર્યા અને પોતાનો ફોલ્લો બતાવી તે મટાડવા માટે ઉપાય પૂછ્યો. (૫૫) મલેચ્છ રાજાની વિનંતીના જવાબમાં સંન્યાસીએ કહ્યું કે મહાન સંતનાં દર્શન

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

થતાં જ તારો રોગ મટી જશે. (૫૬) આ વિષયનું પ્રાચીનકાળનું એક આખ્યાન તને વિસ્તારપૂર્વક કહી સંભળાવું છું. તેને ધ્યાનપૂર્વક સાંભળ. (૫૭) અવંતીનગરીમાં (હાલનું ઉજ્જૈન) એક દુરાચારી મનુષ્ય બ્રાહ્મણકુળમાં જન્મીને અધર્મ આચરણ કરતો હતો. (૫૮) આ બ્રાહ્મણ મદોન્મત્ત થઈ અનેક સ્ત્રીઓ સાથે રમતો અને તેણે સ્નાન-સંધ્યાનો ત્યાગ કર્યો હતો. (૫૯) આવો તે દુરાચારી બ્રાહ્મણ પિંગલા નામની વેશ્યાના ઘેર કાયમ રહેતો હતો. (૬૦) આ બ્રાહ્મણે સ્નાન-સંધ્યાદિ વિપ્રાચારનો સદંતર ત્યાગ કર્યો હતો. રાત-દિવસ વેશ્યાગમન કરતો. ત્યાંનું અન્ન ભક્ષણ કરતો અને આ રીતે તેણે પોતાની અસ્મિતા ગુમાવી. (૬૧) દિવસો પસાર થતાં તે બ્રાહ્મણ પિંગલા વેશ્યાને ઘેર જ હતો તે સમયે ઋષભ નામના મહાયોગી વેશ્યાને ઘેર પધાર્યા. (૬૨) યોગીપુરુષને જોઈ બ્રાહ્મણ અને પિંગલાએ સાષ્ટાંગ નમન કર્યું. (૬૩) ઋષભ મહાયોગીને તેમણે ઉચ્ચ આસન પર બેસાડ્યા અને અર્ઘ્ય-પાદ્ય ઉપચાર કરીને સોળ ઉપચારથી પૂજા કરી. (૬૪) અનેક સુગંધી પુષ્પમાળાથી તેમનું પૂજન કર્યું. અને સુગંધી દ્રવ્યોથી વાતાવરણને સુગંધમય બનાવ્યું. (૬૫) બ્રાહ્મણ અને પિંગલાએ ઋષભ યોગીના પગ ધોઈ તે ચરણામૃતનું શ્રદ્ધાપૂર્વક પાન કર્યું અને યોગીરાજને તેમણે અનેક પકવાનો જમાડી તૃપ્ત કર્યા. (૬૬) ભોજન કરાવ્યા પછી તેમના હાથ ધોવડાવ્યા અને વિશ્રામ માટે એક સુંદર પલંગ આપ્યો. (૬૭) તે પલંગ ઉપર


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ઋષભ યોગીએ સ્થાન લીધું પછી તાંબુલ આપવામાં આવ્યું અને બંનેએ ભક્તિપૂર્વક પગ દબાવવા શરૂ કર્યા. (૬૮) થોડા જ સમયમાં ઋષભ યોગી નિદ્રાધીન થયા. બંને જણ પલંગની બાજુમાં વંદન કરીને ચાર પ્રહર સુધી ઊભા રહ્યા. (૬૯) પ્રાતઃકાળમાં દિનકર પ્રગટ્યો, મહાયોગી જાગ્રત થયા અને સંતોષપૂર્વક તેઓ વિદાય લઈ પોતાના સ્થાને જતા રહ્યા. (૭૦) આ પ્રમાણે તે વિપ્રે વેશ્યાના ઘરમાં થોડા દિવસો પસાર કર્યા અને યુવાની પછી તે વૃદ્ધ થયો. (૭૧) આગળ જતાં બ્રાહ્મણ મૃત્યુ પામ્યો અને પિંગલા વેશ્યા પણ પંચત્વ પામી. (૭૨) પૂર્વકર્મ અને ઋણાનુબંધ અનુસાર તેમનો જન્મ રાજકુળમાં થયો. દશાર્ણવ રાજ્યમાં વ્રજબાહુ અને રાણી સુમતિની કૂખે તે બ્રાહ્મણનો જન્મ થયો. (૭૩-૭૪) તે વ્રજબાહુની પટરાણીની કૂખે વિપ્રે જન્મ લીધો અને રાજાએ જન્મ પૂર્વનો પુંસવન મહોત્સવ ઉજવ્યો. (૭૫) રાજપુત્રનો જન્મ થતાં પટરાણી સાથે દ્વેષભાવ રાખનાર શોક્યના મનમાં ક્રોધ ઉપજ્યો અને પટરાણી સામે વેર વાળવા નિશ્ચય કર્યો. (૭૬) પટરાણીને શોક્યએ ખબર ન પડે તેમ સાપનું ઝેર આપ્યું. (૭૭) પ્રારબ્ધવશાત્ રાણી મૃત્યુ ન પામી, પરંતુ આખા શરીરે ઝેર ફૂટી નીકળ્યું અને ચામડી ઉપર ચાંઠાં અને ઘા પડતાં તેને મહાકષ્ટ થયું. (૭૮) આ પ્રમાણે સર્પવિષ અપાયા બાદ પટરાણી પ્રસૂત થઈ અને પ્રસૂતિ દરમ્યાન પણ તેને ખૂબ જ કષ્ટ ભોગવવું પડ્યું અને માતા તેમજ બાળકની ચામડી ઉપર ચાંઠાં

અને ઘા કષ્ટપ્રદ નીવડ્યા. (૭૯) પટરાણી ફોલ્લાઓથી કષ્ટ પામી રાતદિવસ આક્રંદ કરતી હતી. (૮૦) સમગ્ર શરીર ઉપર ઝેર વ્યાપેલું હોવાથી રાણી રાતદિવસ દુઃખથી બરાડા પાડતી અને તેને દુઃખી જોઈને રાજા પણ અતિ દુઃખી થતો. (૮૧) રાજાએ દેશ પરદેશથી નિષ્ણાત વૈદ્યોને બોલાવીને અપાર દ્રવ્ય ખર્ચીને ચિકિત્સા કરાવી પરંતુ તેનાથી કોઈ ફરક પડ્યો નહીં. (૮૨) રાણી અને તેના બાળકના આખા શરીરે વ્રણ પડેલા હોવાથી તેઓ રાતદિવસ ઊંઘી શકતા નહીં અને શરીરમાં કીડાઓ ખદબદવા લાગ્યા. (૮૩) રાણી અને રાજપુત્રની દુઃખી પરિસ્થિતિ જોઈ રાજા મનમાં ખૂબ જ દુઃખી થતો અને તેની પણ નિદ્રા ગાયબ થઈ ગઈ હતી. (૮૪) રાણી અને રાજપુત્ર અનેક શારીરિક કષ્ટો ભોગવતાં હતાં. તેઓ અન્નપાણી પણ લઈ શકતા નહીં. આથી તેઓનું શરીર કૃશ થયું. (૮૫) રાજાએ એક દિવસ પોતાની નજરે રાણી અને રાજપુત્રનું દુઃખ જોયું અને તે જોઈને રાજા પણ મહાદુઃખી થયો. (૮૬) રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે અનેક ઔષધોપચાર કર્યા છતાં રાણી અને રાજપુત્ર સાજાં થતાં નથી. તો હવે શું કરવું? (૮૭) રાણી અને રાજપુત્રની જીવંત મડદા જેવી પરિસ્થિતિ જોઈ હવે સાજા થવાની કોઈ શક્યતા નથી એમ વિચારી હવે શું કરવું? તેવી ચિંતા કરવા લાગ્યો. (૮૮) રાજપુત્રનું વ્રણયુક્ત શરીર જોઈને કંટાળો આવે છે. હવે આ સાજા નહીં થાય એવું મને લાગે છે. હવે શું કરીશું? (૮૯)


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

આમના વ્રણ જોઈને મારા શરીરમાં કાંટા ભોંકાય છે. માતા પુત્ર બંને મહાદોષી હોવાથી કષ્ટ ભોગવે છે. આથી તેઓનો ત્યાગ કરવો જ યોગ્ય ગણાશે. (૯૦) જે લોકો પાપી હોય છે તેઓ જીવે અથવા મૃત્યુ પામે, પાપકર્મનું ફળ તેમને છોડતું નથી. તે અવશ્ય ભોગવવું પડે છે. (૯૧) આ પ્રમાણે દીર્ઘ વિચાર કરીને રાજાએ સેવકને બોલાવ્યો અને કહ્યું કે રાણી અને રાજપુત્રને ગીચ અરણ્યમાં મૂકી આવ. (૯૩) જયાં મનુષ્યનો સંચાર ન હોય તેવા જંગલમાં આ માતા પુત્રને સત્વરે લઈ જા. (૯૪) આ પ્રમાણે રાજાએ સેવકને આજ્ઞા કરી અને સાથે રથ અને સારથિ આપ્યા. તેમાં રાણી અને રાજપુત્રને બેસાડીને રાજસેવક જંગલમાં લઈ ગયો. (૯૫) રાણીના દાસ દાસી, માતા પિતા તેમજ બંધુવર્ગ આવો કઠોર નિર્ણય સાંભળી દુઃખથી શોક કરવા લાગ્યા. (૯૬) નગરના સ્ત્રીપુરુષો પણ રાજાનો કઠોર નિર્ણય સાંભળી દુઃખી થયા અને કહેવા લાગ્યા કે આ પાપી, દુરાચારી રાજા પોતાની પત્ની અને પુત્રને જંગલમાં મોકલી કેવો અવિચાર કરે છે? (૯૭) રાણી અને રાજપુત્રને રથમાં બેસાડી સારથિ તેમને નિર્જન અરણ્યમાં લઈ ગયો અને ત્યાં જ મૂકીને પાછો આવ્યો. (૯૮) રાજાનો દૂત જંગલમાંથી પાછો ફરીને ખબર આપે છે કે રાણી અને રાજપુત્રને અમે ઘોર અરણ્યમાં મૂકી આવ્યા છીએ. (૯૯) રાજસેવકની વાત સાંભળી રાજા મનમાં સંતોષ પામ્યો અને બીજી રાણીઓને તે વાતની જાણ કરી અને રાણી તેમજ રાજપુત્ર જંગલમાં અથડાતા કૂટાતા


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

રહ્યા. (૧૦૦) રાણી અને રાજપુત્ર શરીર પર ફોલ્લાને લીધે અનેક કષ્ટ ભોગવતાં હતાં. તેમાં અન્ન-પાણી પણ મળતાં ન હતાં અને ઘોર અરણ્યમાં વારંવાર ભયભીત થતાં હતાં. (૧૦૧) રાણી કોમલાંગી હોવા છતાં રોગથી જર્જર થઈ હતી. આથી ઘોર વનમાં જ્યાં અનેક સ્થળે કાંટાળા ઝાડો હતા ત્યાં ભાગ્યે જ ચાલી શકતી. (૧૦૨) બાળકને તેડીને પોતાના પૂર્વકર્મને યાદ કરી, ભવિષ્યમાં શું કરી શકાય તેવો વિચાર કરતાં કરતાં ધીમે પગલે જતી હતી. (૧૦૩) તે ઘોર જંગલમાં વાઘ, વરુ, સિંહ, સાપ, અજગર, દીપડો અને હરણ ઠેકઠેકાણે દોડતાં હતાં. (૧૦૪) રાણી મનમાં વિચારવા લાગી કે મને વાઘ ખાઈ કેમ નથી જતો? હું પાપીણી હોવાથી હવે બચીને પણ શું કામ છે? આ સંસારમાં મારે હવે નથી જ રહેવું. (૧૦૫) આ પ્રમાણે નિઃસાસા નાખીને જંગલમાં જતાં ઠેર ઠેર ગબડી પડતી હતી. છતાં પુત્રને સંભાળીને તેના જીવનને બચાવવા વનમાં આગળ વધી. (૧૦૬) પાણી વગર તેનું ગળું સૂકાવા લાગ્યું. શરીર પરના ઘા તેને પીડા આપતા હતા. વાઘ અને સિંહને જોઈને તે વારંવાર ભયભીત થતી હતી. (૧૦૭) રાણી ઠેર ઠેર વેતાળ, બ્રહ્મરાક્ષસ, ભૂત-પ્રેતને જોઈને ચમકતી તેમજ શિયાળ અને રીંછ જોઈને પણ ભયભીત થતી. તેના વાળ છૂટા હતા અને પગમાં પગરખાં ન હતાં. (૧૦૮) તેવા ગીચ જંગલમાં રાણી અથડાતી કૂટાતી આગળ વધતી હતી. તેવા સમયે તેણે નજીકમાં ઢોરોને ચરતા જોયા. (૧૦૯) ભરવાડ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

પણ નજીક જ હતો. તેની પાસે જઈને રાણીએ વિનંતી કરી અને રાજપુત્ર માટે પાણી માગ્યું. (૧૧૦) ભરવાડ તેને કહે છે કે તું ગામમાં જા. ત્યાં અનેક ઘરો છે. ત્યાં તને અન્ન-પાણી મળશે. (૧૧૧) આમ કહીને ભરવાડે રાણીને રસ્તો બતાવ્યો. રાણી પણ ધીમે-ધીમે ગામ તરફ ગઈ. (૧૧૨) તે નગરમાં નર-નારી સુખી અને આનંદી દેખાયા. આથી રાણીએ ત્યાંની સ્ત્રીઓને પૂછ્યું. (૧૧૩) રાણીએ પૂછ્યું કે આ નગરનો રાજા કોણ છે? જેની પ્રજા સુખી, સંતોષી અને સમાધાની જણાય છે. નગરની નારીઓએ રાણીને કહ્યું કે એક શ્રીમંત વણિક આ નગરનો રાજા છે. (૧૧૪) આ નગરના રાજાનું નામ પદ્માકર છે જે પુણ્યશાળી હોઈ હે રાણી! તારું રક્ષણ પણ કરશે અને પોષણ પણ કરશે. (૧૧૫) તે જ સમય દરમ્યાન વૈશ્યરાજના ઘરની દાસીઓ ત્યાં આવી. (૧૧૬) દાસીઓએ રાણીને વૃત્તાંત પૂછ્યો અને વૈશ્યના ઘરમાં લઈ ગઈ અને સ્વામીને રાણીનો અથ થી ઈતિ વૃત્તાંત કહ્યો. (૧૧૭) વૈશ્ય નૃપે રાણીની હાલત જોઈ. તેના મનમાં કરુણા ઉપજી અને તેના ઉપર કૃપા કરી પોતાના વાડામાં લઈ ગયો અને તેને રહેવા માટે એક ઘર આપ્યું. (૧૧૮) રાણીનું વૃત્તાંત પૂછીને વણિક નૃપે તેને અન્ન વસ્ત્ર આપ્યાં અને તેના રક્ષણની જવાબદારી પણ સ્વીકારી. (૧૧૯) આ પ્રમાણે રાણી તે પદ્માકર નામના વૈશ્ય નૃપના ઘેર રહેવા લાગી. ત્યાં પણ ફોલ્લાઓના લીધે તે અનેક પ્રકારની કષ્ટપ્રદ પીડાઓ ભોગવતી

હતી. (૧૨૦) આ પ્રમાણે રાણી વૈશ્ય નૃપના ઘેર પુત્ર સાથે રહેતી હતી અને સર્પઝેરના લીધે બંને પ્રાણાંતક વેદના ભોગવતાં હતાં. (૧૨૧) થોડાક દિવસોમાં રાજપુત્રનું પ્રાણપંખેરું ઊડી ગયું. આથી જેના આધારે રાણી જીવવા માગતી હતી તેના દેહાંતથી દુઃખી થઈ તે મોટેથી રોકકળ કરવા લાગી. (૧૨૨) દુઃખ અને આઘાતથી રાણીને મૂર્છા આવી અને જ્યારે ભાનમાં આવી ત્યારે પૂર્વ વૈભવને યાદ કરી ખૂબ જ શોક કરવા લાગી. (૧૨૩) વણિક સ્ત્રીઓ રાણીને અનેક રીતે સમજાવવા લાગી. તેમ છતાં રાણીનો શોક ઓછો ન થયો. (૧૨૪) અનેક પ્રકારે દુઃખી થઈને રાણી પ્રલાપ કરતી કહે છે કે હે મારા પ્રાણપ્રિય લાલા! તું ક્યાં ગયો? (૧૨૫) હે રાજકુમાર! તેં રાજકુળમાં જન્મ લીધો છે અને મને આનંદ આપનાર પૂર્ણ ચંદ્ર છે. હવે મને છોડીને તું ક્યાં ગયો? શું આ તારું કાર્ય યોગ્ય છે? (૧૨૬) હે મારા પ્રાણપ્રિય! તું મારું ભવિષ્યમાં રક્ષણ કરીશ એવો મને વિશ્વાસ હતો. તારા માટે મેં મારાં માતા-પિતા, બંધુજનોનો ત્યાગ કરી તારી સાથે આવી. (૧૨૭) હવે તું મને અનાથ કરીને મારો ત્યાગ કરીને જાય છે. તો ભવિષ્યમાં મારું રક્ષણ કોણ કરશે? હું પણ પ્રાણત્યાગ કરીશ. (૧૨૮) આ પ્રમાણે રાજપત્ની રાજપુત્રના મૃત્યુના લીધે ખૂબ જ દુઃખ ભોગવતી હતી અને તે દુઃખ જોઈને નગરજનો પણ શોકાતુર થયા. (૧૨૯) પૃથ્વી ઉપરના બધા જ દુઃખોમાં પુત્રશોકરૂપી અગ્નિ માતા પિતાને અત્યંત પીડા આપીને ભસ્મ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરે છે. (૧૩૦) આ પ્રમાણે દુઃખથી શોક કરતી રાણીના પૂર્વજન્મનો ઉપકાર યાદ કરી મહાજ્ઞાની ઋષભ યોગી ત્યાં ત્વરિત આવ્યા. (૧૩૧) યોગીરાજને જોઈને વણિક નૃપે ઋષિને વંદન કર્યાં અને અર્ઘ્ય પાદ્ય આપીને વિવિધ ઉપચારોથી પૂજા કરી. (૧૩૨) તે સમયે શોકયુક્ત રુદનનો અવાજ સાંભળી ઋષભ યોગીએ વણિક નૃપને પૂછ્યું કે આ કોણ શોક કરે છે? (૧૩૩) વણિક નૃપે રાણી અને રાજપુત્રની સવિસ્તર વાત યોગીશ્વરને સંભળાવી. મહાયોગીને દયા આવી અને તે રાણી નજીક ગયા. (૧૩૪) યોગી રાણીને સમજાવતાં કહે છે કે મૂઢતાથી દુઃખ કેમ કરે છે? આ પૃથ્વી ઉપર જન્મીને કોણ નથી મર્યો તે મને કહે. (૧૩૫) નદીમાં જે રીતે પરપોટો દેખાય અને તરત નષ્ટ થાય છે તે જ રીતે મનુષ્ય શરીર નાશવંત અને ક્ષણભંગુર છે. (૧૩૬) પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ અને આકાશ- આ પંચમહાભૂતોથી શરીર બંધાય છે. (૧૩૭) શરીરમાંથી પાંચે મહાભૂતો પોતપોતાના મૂળ સ્થાનમાં જાય છે ત્યારે શરીર પહેલા જેવું રહેતું નથી. આ વાત જાણ્યા છતાં મૃત્યુ માટે શું કામ દુઃખ કરે છે? (૧૩૮) વીર્યમાંથી ઉત્પન્ન થઈ પાંચ ભૂતો વડે શરીર આકાર ધારણ કરે છે. તેને મહાકાલ વાસનાના માધ્યમથી આકર્ષે છે. (૧૩૯) માયાના પ્રભાવથી મોહ ઉત્પન્ન થાય છે અને શરીર ગુણાત્મક એટલે કે સત્ત્વ, રજ અને તમોગુણથી વ્યાપ્ત બને છે. (૧૪૦) ત્રણ ગુણોના પ્રભાવ પ્રમાણે સાત્ત્વિક ગુણવાળો મનુષ્ય દેવ કહેવાય છે.

રજોગુણવાળો મનુષ્ય મનુષ્ય કહેવાય છે. (૧૪૧) જેનામાં તમોગુણ વધુ હોય તો તે રાક્ષસ કહેવાય છે. જેવો ગુણ હોય તે પ્રમાણે પિંડ જન્મે છે. પણ કદી તેનામાં સ્થિરતા હોતી નથી. (૧૪૨) આ સંસારમાં મનુષ્ય તેણે કરેલા કર્મ અને ગુણ અનુસાર ફળો ભોગવે છે. પૂર્વજન્મમાં જે પ્રમાણે કર્મો કર્યા હોય તે પ્રમાણે તે સુખ-દુઃખ ભોગવે છે. (૧૪૩) કરોડો વર્ષનું આયુષ્ય ધરાવનાર દેવતાઓ પણ અમર નથી. તો મનુષ્યનું તો શું ગજું? (૧૪૪) આ જ કારણથી જ્ઞાનીઓ જન્મપ્રસંગે સુખ નથી માનતા અને મૃત્યુપ્રસંગે દુઃખ પણ નથી કરતા. કારણ કે તેઓ જાણે છે કે શરીર ક્ષણભંગુર છે. (૧૪૫) જ્યારે ગર્ભ બંધાય છે ત્યારે જ તેના નાશની ઘડી નક્કી થયેલી હોય છે. કેટલાક યુવાનીમાં મૃત્યુ પામે છે, જ્યારે કેટલાક વૃદ્ધાવસ્થામાં મરણને શરણ થાય છે. (૧૪૬) જે પ્રમાણે સંચિત કર્મ હોય, તે જ પ્રમાણે જીવનમાં પ્રસંગો બને છે. પરંતુ મોહથી પિતા કે પુત્ર બંધાય છે. (૧૪૭) મનુષ્યના લલાટમાં બ્રહ્માજીએ જે પ્રમાણે લખ્યું હોય તે કાળ અને કર્મનું ઉલ્લંઘન કરવા કોઈ પણ શક્તિમાન નથી. (૧૪૮) ઋષભ યોગી રાણીને સમજાવતાં કહે છે કે હે માતા! એવા ક્ષણભંગુર શરીર માટે તું શા માટે દુઃખ કરે છે? તારું પૂર્વસુકૃત શું છે તે તું જાણે છે? જો જાણતી હોય તો મને કહે. (૧૪૯) તું ગતજન્મમાં કોની સ્ત્રી હતી? અથવા કોની માતા થઈ? કયા પુત્રની? એ મને કહે. (૧૫૦) મેં કહેલા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ઉપદેશનો વિચાર કરીને વ્યર્થ દુઃખ ન કરીશ. જો તું સારું ઈચ્છતી હોઈશ તો તું શંકર ભગવાનના શરણે જા. (૧૫૧) ઋષભ યોગીના પ્રશ્નના જવાબમાં રાણી વિનંતી સાથે કહે છે કે હું રાણી તરીકે ભ્રષ્ટ થઈ આટલું બધું દુઃખ ભોગવતી આવી છું. (૧૫૨) હું માતા પિતા, બંધુવર્ગનો ત્યાગ કરી આ જંગલમાં પુત્ર સાથે આવી. પુત્ર મને પ્રાણથીય વહાલો હતો અને ભવિષ્યમાં મારું રક્ષણ કરશે તેવી શ્રદ્ધા હતી. (૧૫૩) તેવા પ્રાણપ્રિય રાજપુત્રની આવી ગતિ જોઈ હવે મને જીવનમાં કોઈ રસ રહ્યો નથી. મારું મૃત્યુ થાય તો સારું એમ કહીને રાણી ઋષભ યોગીવર્યના ચરણે પડી. (૧૫૪) રાણીની આવી દુઃખી પરિસ્થિતિ જોઈ યોગીશ્રેષ્ઠના મનમાં કરુણા ઉપજી અને પૂર્વ ઉપકારને યાદ કરી રાણી ઉપર ત્વરિત પ્રસન્ન થયા. (૧૫૫) ઋષભ યોગીએ ભસ્મ કાઢી રાજપુત્રના કપાળે ભસ્મલેપન કર્યું અને તેના મુખમાં પણ થોડી ભસ્મ નાખતાં તેનો પ્રાણ શરીરમાં પાછો આવ્યો. (૧૫૬) રાજપુત્ર તરત જ બેઠો થયો. તેનું સમગ્ર શરીર કંચન જેવું નિરોગી થયું. માતા અને રાજપુત્ર બંનેના ઘા કે ફોલ્લા તરત જ અદૃશ્ય થયા. (૧૫૭) રાણીને ખૂબ જ આનંદ થયો અને તેણે પુત્ર સહિત ઋષભ યોગીરાજને દંડવત્ પ્રણામ કર્યા. યોગીરાજે વધુ ભસ્મપ્રોક્ષણ કર્યું. (૧૫૮) ભસ્મ પ્રોક્ષણ થતાં જ રાણી અને રાજપુત્રના શરીર સૂર્ય જેવા દૈદીપ્યમાન થયાં. (૧૫૯) ઋષભ યોગીવર્યે પ્રસન્ન થઈ બંનેને વરદાન આપતાં કહ્યું કે તમે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ક્યારેય ઘરડા નહીં થાવ અને હંમેશને માટે યુવાન રહેશો. (૧૬૦) તારો પુત્ર ભદ્રાયુ તેના પિતા કરતા પણ વધારે વર્ષ સુધી રાજ્ય કરશે અને તેની કીર્તિ ચોમેર ફેલાશે. (૧૬૧) આ રીતે ઋષભ યોગી રાણી ઉપર પ્રસન્ન થઈને જતા રહ્યા. હે યવનરાજા! સત્પુરુષના સહવાસથી આવું સુંદર ફળ તેમણે પ્રાપ્ત કર્યું એમ નૃસિંહસરસ્વતી યતિ સ્વરૂપે યવનરાજાને કહે છે. (૧૬૨) હે નૃપ! હવે તું ચિંતા ના કરીશ, દૃઢ નિષ્ઠા રાખજે. સંતપુરુષની સેવા કરવાથી તારો રોગ જતો રહેશે. (૧૬૩) યતિનાં વચનો સાંભળી મ્લેચ્છ રાજાએ વંદન કર્યાં અને વિનયીસ્વરે તેવા સત્પુરુષ ક્યાં મળશે તે જણાવવા વિનંતી કરી. (૧૬૪) હે યતિશ્વર! મને તે સ્થળ કહો. હું ત્વરિત જ ત્યાં જઈશ અને તે સંતના ચરણકમળનાં દર્શન કરવાથી મારો રોગ અવશ્ય નિર્મૂળ થશે. (૧૬૫) યવનરાજાનાં વચન સાંભળી યતિરાજે કહ્યું કે તેવા પરમ પુરુષ ભીમાનદીના તીરે ગાણગાપુરમાં બિરાજે છે. (૧૬૬) ગાણગાપુર જઈને તે સંતપુરુષના દર્શનમાત્રથી તું સાજો થઈ જઈશ. યતિનાં વચન સાંભળી મ્લેચ્છ રાજા તરત જ ગાણગાપુર જવા નીકળ્યા. (૧૬૭) મ્લેચ્છ રાજા દૃઢ નિશ્ચય કરી શ્રીગુરુનાં દર્શન માટે દડમજલ કરતા ગાણગાપુર જવા નીકળ્યા. (૧૬૮) ગાણગાપુર ગામમાં આવીને મ્લેચ્છ રાજા નગરજનોને પૂછે છે કે અહીંયાં એક શ્રેષ્ઠ સંન્યાસી રહે છે. તેઓ ક્યાં બિરાજમાન છે? (૧૬૯) મ્લેચ્છ રાજાની વાત સાંભળી ગાણગાપુરના ગ્રામજનો ભયભીત થયા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

અને વિચાર કરવા લાગ્યા. હવે શું થશે? (૧૭૦) ગ્રામજનોએ જયારે કોઈ જવાબ ન આપ્યો ત્યારે યવનરાજ ગુસ્સે થઈને કહે છે કે હું માત્ર તેમનાં દર્શન માટે આવ્યો છું. તેઓ ક્યાં છે? (૧૭૧) યવનરાજ શ્રીગુરુનાં દર્શન માટે આવેલા હોવાનું જાણી ગ્રામજનોએ તેમને કહ્યું કે શ્રીગુરુ અમરજા સંગમ ઉપર મધ્યાહ્ન અનુષ્ઠાન માટે ગયા છે. તે કરીને આવતા જ હશે. (૧૭૨) ગ્રામજનોની વાત સાંભળી બીજા બધા રસાલાને ત્યાં જ મૂકી પોતે પાલખીમાં બેસી સંગમ જવા નીકળ્યો. (૧૭૩) યવનરાજાએ દૂરથી શ્રીગુરુને જોયા એટલે તરત જ તે પાલખીમાંથી નીચે ઉતર્યો અને પગપાળા ચાલીને શ્રીગુરુ નજીક જઈ નમન કરી ઊભો રહ્યો. (૧૭૪) શ્રીગુરુ રાજાને ઉદ્દેશીને કહે છે, અરે ધોબી! અત્યાર સુધી તું ક્યાં હતો? મને મળવા આવવામાં ઘણા દિવસો થઈ ગયા! (૧૭૫) નૃસિંહસરસ્વતીનાં વચનો સાંભળી મ્લેચ્છ રાજાને પૂર્વજન્મ યાદ આવ્યો અને ગળગળા થઈને તેણે શ્રીગુરુને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. (૧૭૬) મ્લેચ્છ રાજા આર્દ્ર અંતઃકરણ સાથે પાદુકા ઉપર આળોટવા લાગ્યો અને તેનાં રોમાંચ ઊભાં થયાં અને આંખોમાંથી આનંદાશ્રુ વહેવાં લાગ્યાં. (૧૭૭) પૂર્વજન્મને યાદ કરી યવનરાજા શ્રીગુરુનું સાંનિધ્ય લાંબા સમય સુધી ન મળવાથી દુઃખી થઈ રુદન કરવા લાગ્યો. તે બંને હાથ જોડી શ્રીગુરુની સ્તુતિ કરવા લાગ્યો. (૧૭૮) યવનરાજ શ્રીગુરુને કહે છે કે અમારી ઉપેક્ષા શા માટે કરો છો? તમારાં ચરણોથી દૂર હું અનાથ


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

બની ગયો છું. (૧૭૯) હે સદ્‌ગુરુ! તમે મને અજ્ઞાનરૂપી સાગરમાં ધકેલી દીધો છે. કાં તો કૂવામાં ફેંકી દીધો છે. હું મદથી ઉન્મત્ત બન્યો અને તારાં ચરણોને ભૂલી ગયો. (૧૮૦) આ સંસારસાગરની માયાજાળમાં હું ફસાઈ ગયો છું અને શ્રીચરણોની સેવા ન કરવાને લીધે દીવાંધ બન્યો છું. (૧૮૧) જ્યાં સુધી તું નજીક હતો, પણ મતિહીન હોવાના લીધે તને ઓળખી ન શક્યો. અજ્ઞાનના અંધકારને લીધે તારાં ચરણોનું મને વિસ્મરણ થયું. (૧૮૨) હે સદ્‌ગુરુ! તું ભક્તોની કદી પણ ઉપેક્ષા કરતો નથી. આમ મારો દૃઢ વિશ્વાસ છે. તો પછી મને અજ્ઞાનસાગરમાં કેમ ધકેલ્યો? (૧૮૩) હવે તું મારો ઉદ્ધાર કર. તેના માટે જ હું તારી પાસે આવ્યો છું અને હવે તારા ચરણની રજ થઈને રહીશ. હવે મને ફરી જન્મ ન મળે. (૧૮૪) આ પ્રમાણે અનેક પ્રકારે યવનરાજાએ શ્રીગુરુની સ્તુતિ કરી. જેના જવાબમાં શ્રીગુરુએ વરદાન આપતાં કહ્યું કે તારી ઈચ્છા પૂરી થશે. (૧૮૫) યવનરાજાએ શ્રીગુરુને પોતાની સ્ફોટક (ફોલ્લા)ની વ્યથા જણાવી અને કૃપાદૃષ્ટિથી જોવા વિનંતી કરી. (૧૮૬) યવનરાજનાં વચન સાંભળી શ્રીગુરુએ હાસ્ય કરી કહ્યું, મને તો સ્ફોટક દેખાતો નથી. ક્યાં છે સ્ફોટક? મને બતાવ. (૧૮૭) યવનરાજા ફોલ્લાને જોવા લાગ્યો તો તેના શરીરના કોઈ પણ અંગ ઉપર ફોલ્લો ન હતો. આમ શરીર નીરોગી થયેલું જોઈ શ્રીગુરુનાં ચરણે માથું મૂક્યું. (૧૮૮) યવનરાજ શ્રીગુરુને કહે છે કે હે સ્વામી! (ગતજન્મમાં તમારા

વરદાનને લીધે) આ જન્મમાં હું રાજા થયો અને આઠે ઐશ્વર્ય ભોગવ્યાં. (૧૮૯) રાજકુળમાં જન્મ લઈ પુત્ર પૌત્રોને પણ નજરે જોયા. હવે મને પૂર્ણ સંતોષ છે. હવે ફક્ત એક જ ઈચ્છા બાકી રહે છે કે મારું ઐશ્વર્ય આપ પ્રત્યક્ષ જુઓ. (૧૯૦) હે શ્રીગુરુ! લોકો તને ભક્તવત્સલ કહે છે. તો મારી આટલી ઈચ્છા તું સ્વીકાર. ત્યારબાદ આ સંસારમાંથી હું વિમુખ થઈ તારાં ચરણે લીન થઈશ. (૧૯૧) શ્રીગુરુ યવનરાજને કહે છે કે અમારો પંથ ન્યારો છે. અમે તપસ્વી સંન્યાસી છીએ. તારા નગરમાં જો આવીએ તો ત્યાં મોટાં મોટાં પાપ આચરાય છે. (૧૯૨) નગરમાં નિત્ય ગોહત્યા થતી હશે. તમારું રાજ્ય યવનરાજ્ય છે. જ્યાં જીવહિંસા ડગલે ને પગલે થતી હોય છે તે ન થવી જોઈએ. (૧૯૩) યવનરાજાએ શ્રીગુરુએ કહેલી બધી વાતોનો સ્વીકાર કર્યો. પરંતુ, વધુમાં કહે છે કે હું તો તમારો જૂનો સેવક છું. મારા પૂર્વજન્મ તરફ દૃષ્ટિ કરો એમ કહીને શ્રીગુરુનાં ચરણે પડ્યો. (૧૯૪) પૂર્વજન્મનો હું તમારો સેવક ધોબી છું. તમારા વરદાનના લીધે જ મેં રાજ્યસુખ ભોગવ્યું છે. અનેક સુખો ભોગવતો હોવા છતાં મ્લેચ્છ જાતિમાં જન્મ લીધો તે એક મોટી ખોટ છે. (૧૯૫) હે સદ્‌ગુરુ! તારાં દર્શન થતાં જ મારું અંતઃકરણ સંતુષ્ટ થયું છે. હવે મારા પુત્ર પૌત્ર ઉપર તમારી અમીદૃષ્ટિ નાખો એટલી જ એક વિનંતી છે. તે પછી હું તમારી સેવામાં કાયમ રહીશ. (૧૯૬) આ પ્રમાણે અનેક રીતે વિનવણી કરી યવનરાજ વારંવાર શ્રીગુરુનાં

ચરણે પડતો અને આર્દ્રચિત્તે વિનંતી કરતો. (૧૯૭) શ્રીગુરુ મનમાં વિચારવા લાગ્યા કે હવે પ્રબળ કળિયુગ તેનાં લક્ષણો બતાવશે. આગળ જે થવાનું હોય તે થાય. હવે અવતારની સમાપ્તિ કરી ગુપ્ત થવું જ યોગ્ય જણાય છે. (૧૯૮) હવે ગૌતમીગંગાના તટે (નાસિક) સિંહસ્થનો મોટો મેળો ભરાય છે. તે માટે હવે અહીંથી ગુપ્ત થવું એમ શ્રીગુરુએ નિશ્ચય કર્યો. (૧૯૯) આ પ્રમાણે નિશ્ચય કરી શ્રીગુરુએ સંગમથી પ્રસ્થાન કર્યું. યવનરાજે પોતાની પાલખીમાં શ્રીગુરુને આદર સાથે બેસાડ્યા. (૨૦૦) યવનરાજાએ શ્રદ્ધાપૂર્વક શ્રીગુરુની પાદુકાઓ પોતાના હાથમાં લીધી અને પોતે પગપાળા ચાલવા લાગ્યો. શ્રીગુરુએ યવનરાજને કહ્યું કે તું અશ્વારોહણ કર. નહીં તો રાજા તરીકે લોકો તારી નિંદા કરશે. (૨૦૧) લોકો તને રાષ્ટ્રાધિપતિ કહે છે. તારો જન્મ મ્લેચ્છકુળમાં થયેલ છે. આથી બ્રાહ્મણની સેવા કરતાં જોઈ તારી મશ્કરી કરશે અને દોષી ગણશે. (૨૦૨) યવનરાજ પૂર્વજન્મને સ્મરીને કહે છે કે હું વળી ક્યાંનો રાજા? હું તો તમારો ગતજન્મનો ભક્ત ધોબી છું. તમારી કૃપાદૃષ્ટિ થકી જ લોખંડનું સુવર્ણમાં પરિવર્તન થયું છે. (૨૦૩) પ્રજાજનો માટે ભલે હું રાજા કહેવડાવું, પરંતુ તમારો તો હું એક રજકભક્ત જ છું. (૨૦૪) તે જ સમય દરમ્યાન તેની ચતુરંગી સેના તેને શોધતાં શોધતાં ત્યાં આવી. જેમાં અશ્વદળ, પાયદળ, હસ્તિદળ અને રથો સહિત સૈનિકો હતા. અનેક મદમસ્ત હાથીઓ અને હણહણાટી કરતા અશ્વો તેજ ગતિથી જતા


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

હતા. (૨૦૫) યવનરાજે સમગ્ર સૈન્યદળ શ્રીગુરુને બતાવ્યું અને તેમની કૃપાથી ભોગવેલું ઐશ્વર્ય બતાવતાં તેને અતિ આનંદ થયો. (૨૦૬) શ્રીગુરુએ યવનરાજને અશ્વ પર સવારી કરવા આજ્ઞા કરી કારણ કે તેમને ઘણે દૂર જવું હતું. શ્રીગુરુએ કહ્યું કે મારી આજ્ઞાનો ભંગ ન કર. (૨૦૭) શ્રીગુરુનાં વચનો સાંભળી યવનરાજા અશ્વ પર આરૂઢ થયો. (૨૦૮) શ્રીગુરુનાં દર્શન થવાથી યવનરાજને અતિ આનંદ થયો. (૨૦૯) શ્રીગુરુ યવનરાજને કહે છે કે તારી ભક્તિ જોઈને મને સંતોષ થયો છે. (૨૧૦) શ્રીગુરુ યવનરાજને કહે છે કે અમારો સંન્યસ્ત ધર્મ હોવાથી નિત્ય અનુષ્ઠાનરત રહેવું પડે છે જે તારી સાથે શક્ય નથી. (૨૧૧) આનો ઉપાય હું તને કહું છું જેનો તું સ્વીકાર કર. અમે આગળ આગળ જઈએ છીએ. તું પાછળ પાછળ આવ. (૨૧૨) પાપવિનાશી તીર્થમાં આપણી મુલાકાત થશે એમ કહીને શ્રીગુરુ ક્ષણાર્ધમાં અદૃશ્ય થયા. (૨૧૩) શ્રીગુરુ શિષ્યો સહિત ગુપ્ત થયા અને મનોવેગથી રસ્તો કાપીને બિદુરાનગર (બીડર) પહોંચ્યા. (૨૧૪) બીડર પાસેના પાપવિનાશી તીર્થમાં શ્રીગુરુ શિષ્યો સહિત પ્રગટ થયા અને તેઓ ત્યાં જ અનુષ્ઠાનરત રહ્યા. જ્યાં તેમને બીજા અનેક લોકો મળવા આવ્યા. (૨૧૫) સાયંદેવ સાખરેનો પુત્ર નાગનાથ શ્રીગુરુનાં દર્શન માટે આવ્યો અને વિવિધરૂપે પૂજા કરી તેણે સમારાધનાનો પ્રારંભ કર્યો. (૨૧૬) નાગનાથે શ્રીગુરુને પોતાના ઘેર લઈ જઈ એક હજાર દીવેટોથી આરતી ઉતારી

અને બ્રહ્મભોજન સહિત સમારંભ ઉજવ્યો. (૨૧૭) એટલામાં સંધ્યાનો સમય થયો. શ્રીગુરુએ નાગનાથને કહ્યું કે યવનરાજાને મેં પાપવિનાશી તીર્થમાં મળવાનું વચન આપ્યું છે. (૨૧૮) આથી અમારે પાપવિનાશી તીર્થ જવું છે. જો હું અહીંયાં રહું તો મ્લેચ્છો મારાં દર્શનાર્થે અહીં આવશે અને વિપ્રોને કનડગત થશે. (૨૧૯) આ પ્રમાણે નાગનાથને કહીને શ્રીગુરુ પાપવિનાશી તીર્થ ગયા અને શુભ આસન ઉપર અનુષ્ઠાનરત થયા. (૨૨૦) તે જ સમય દરમ્યાન જયારે યવનરાજાએ શ્રીગુરુને શિષ્યો સહિત અદશ્ય થયેલા જોયા એટલે તે ચિંતાતુર થયો. (૨૨૧) રાજા સ્વગત બોલે છે કે હાય, હાય, શ્રીગુરુએ મારી કેમ ઉપેક્ષા કરી? શું મારી કોઈ મોટી ભૂલ થઈ? જેથી શ્રીગુરુએ મારો ત્યાગ કર્યો? (૨૨૨) એટલામાં તેને યાદ આવ્યું કે શ્રીગુરુએ પાપવિનાશી તીર્થમાં મળવાનું વચન આપ્યું છે. (૨૨૩) શ્રીગુરુનો મહિમા કોઈ જાણી શક્યું નથી. આ તો મારું પ્રારબ્ધ સારું કે શ્રીગુરુનાં ચરણકમળનાં દર્શન થયાં. (૨૨૪) મને જાંઘ ઉપર મોટો ફોલ્લો થયો હતો અને તેના નિવારણ માટે શ્રીગુરુ પાસે આવ્યો હતો. મારુ કાંઈક પુણ્ય હશે આથી શ્રીગુરુનાં મને દર્શન થયાં. (૨૨૫) શ્રીગુરુ ચોક્કસ આગળ નીકળી ગયા હોવા જોઈએ. શ્રીગુરુનાં ફરીથી દર્શન કરવા માટે તે અશ્વ ઉપર આરુઢ થયો અને ત્વરિત પાપવિનાશી તીર્થ તરફ પ્રયાણ કર્યું. (૨૨૬) ચુમાલીસ કોશનું અંતર યવનરાજાએ એક દિવસમાં પાર કરી પાપવિનાશી

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તીર્થમાં આવીને શ્રીગુરુનાં દર્શન કર્યાં. (૨૨૭) યવનરાજ મનમાં વિસ્મય કરવા લાગ્યો કે શ્રીગુરુ કોઈ પણ વાહન વગર આટલે દૂર તેનાથી પહેલાં આવી પહોંચ્યા છે. મલેચ્છ રાજા શ્રીગુરુનાં ચરણે પડી વિનંતી કરે છે કે મારા રાજમહેલમાં કૃપા કરી પધારો. (૨૨૮) યવનરાજાએ સમગ્ર નગરને શણગાર્યું. મોતીઓ અને પ્રવાલની માળાઓથી નગરને સુશોભિત કર્યું. ઠેકઠેકાણે ધજાઓ ફરકવા લાગી. (૨૨૯) રાજાએ શ્રીગુરુને પાલખીમાં બિરાજમાન કરી શોભાયાત્રા કાઢી. જેમાં રાજા સ્વયં પગપાળા ચાલતો હતો. શ્રીગુરુ ઉપર નવરત્નો ઓવારવામાં આવ્યા અને અસંખ્ય લોકો શ્રીગુરુની આરતી ઉતારવા આવ્યા. (૨૩૦) આવા દબદબાપૂર્વક મહોત્સવમાં યવનરાજ શ્રીગુરુને રાજમહેલમાં લઈ ગયો. આથી અનેક નાગરિકો આશ્ચર્યચકિત થયા. (૨૩૧) મ્લેચ્છ લોકો તેની નિંદા કરતાં કહેવા લાગ્યા કે યવન થઈને વિપ્રપૂજા કરવી એ સૌથી મોટો અનાચાર છે. આ રાજાએ પોતાના ધર્મનો ત્યાગ કર્યો છે. (૨૩૨) જેનું મોઢું આપણા ધર્મ પ્રમાણે જોવું ન જોઈએ, તેની આ રાજા હર્ષપૂર્વક સેવા કરે છે. (૨૩૩) વિપ્રોએ યવનરાજની બ્રાહ્મણભક્તિ જોઈ તેઓ મનમાં અતિ હરખાયા અને બ્રાહ્મણોનું સન્માન થતાં આ રાજ્યની પ્રગતિ ચોક્કસ થશે એમ કહેવા લાગ્યા. (૨૩૪) વધુમાં બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આવો જ્ઞાની રાજા હોય અને બ્રાહ્મણોનો દ્વેષ ન થતો હોય તો આ રાજા પુણ્યશાળી કહેવાય. (૨૩૫) નગરજનો અતિ ઉત્સાહમાં શ્રીગુરુનાં દર્શન માટે આવ્યા.

યવનરાજ પગપાળા ચાલતો હતો તે જોઈ લોકો આશ્ચર્યચકિત થયા. (૨૩૬) કોઈ એક કહે છે કે આ યવનરાજ તો દેવપુરુષ જેવો છે. આ કલિયુગમાં આવો સહિષ્ણુ રાજા જોવો એ એક મહદ્ આશ્ચર્ય છે. (૨૩૭) શોભાયાત્રામાં વિવિધ વાજિંત્રોનો નિનાદ સંભળાતો હતો. બંદીજનો યશોગીત ગાતા હતા. આવી આનંદ ઉલ્લાસની ક્ષણોમાં રાજા સહિત શ્રીગુરુની શોભાયાત્રા આગળ વધી. (૨૩૮) રાજાએ અનેક કિંમતી વસ્ત્રો તેમજ દ્રવ્ય શ્રીગુરુને ઓવારીને નાખ્યું જેને લઈને અનેક ગરીબો આનંદથી હરખાયા. (૨૩૯) આ પ્રમાણે યવનરાજ અને શ્રીગુરુની શોભાયાત્રા રાજમહેલના પ્રવેશદ્વાર સુધી આવી પહોંચી. અંદર જતાં પગપાથરણા પાથરવામાં આવ્યાં. (૨૪૦) અનેક પ્રકારનાં કિંમતી વસ્ત્રો પાથરણા તરીકે પાથરવામાં આવ્યાં. અનેક પ્રકારનાં નોબત નગારા, પેટી જેવાં વાજિંત્રોના મધુર અવાજમાં શોભાયાત્રા રાજમહેલમાં આવી પહોંચી. (૨૪૧) સમગ્ર રાજમહેલને વિવિધ રીતે શણગારવામાં આવ્યો હતો અને એક મોટા સિંહાસન ઉપર શ્રીગુરુને બિરાજમાન કરવામાં આવ્યા. (૨૪૨) શ્રીગુરુએ સમસ્ત લોકોને બહાર રાખી ફક્ત ચાર શિષ્યોને લઈ રાજમહેલમાં પ્રવેશ કર્યો. (૨૪૩) યવનરાજાના અંતઃપુરની સમસ્ત સ્ત્રીઓ, પુત્ર, પૌત્ર સહિત બધાને રાજાએ શ્રીગુરુનાં દર્શન કરાવ્યાં અને બધાએ શ્રીગુરુને સાષ્ટાંગ દંડવત્ કર્યા. (૨૪૪) રાજા શ્રીગુરુને વિનવે છે કે અમારા સેવકો અને આશ્રિતો ઉપર આપની કૃપાદષ્ટિ રહે એમ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કહી શ્રીગુરુનાં ચરણે પડ્યો. (૨૪૫) શ્રીગુરુને યવનરાજાના વિવેકપૂર્ણ વ્યવહારથી સંતોષ થયો અને તેમણે રાજકુળ વિશે ક્ષેમકુશળ પૂછીને તે સર્વને આશીર્વાદ આપ્યા. (૨૪૬) શ્રીગુરુ યવનરાજને પૂછે છે કે આટલો વૈભવ ભોગવીને સંતોષ થયો? કે હજુ વધુ આપું? સવિસ્તર કહે. (૨૪૭) યવનરાજ પ્રશ્ચાત્તાપના સ્વરમાં શ્રીગુરુને કહે છે કે આ વૈભવ ભોગવવા માટે આપના ચરણકમળથી હું દૂર રહ્યો. મન ધરાઈને મેં રાજ્ય કર્યું છે. હવે આપનાં ચરણોની સેવા આપો. (૨૪૮) મ્લેચ્છ રાજાનાં વચનો સાંભળી શ્રીગુરુએ તેને મળવા માટે શ્રીશૈલ પર્વત ઉપર બોલાવ્યો. વધુમાં કહ્યું કે રાજ્ય પુત્રને સોંપી મળવા માટે આવજે. (૨૪૯) શ્રીગુરુએ રાજાને આ પ્રમાણે આજ્ઞા કરી ત્યાંથી પ્રસ્થાન કર્યું. યવનરાજ વારંવાર વિનંતી કરવા લાગ્યો કે શ્રીગુરુનું સ્મરણ મને અખંડ રહે. (૨૫૦) કૃપાળુ ગુરુનાથે રાજાને વરદાન આપતાં કહ્યું કે તને દિવ્ય જ્ઞાન થશે અને આમ કહીને તેઓ ગોદાવરીની યાત્રાએ જવા નીકળ્યા. (૨૫૧) ગોદાવરીમાં સ્નાન કરી શ્રીગુરુ ગાણગાપુર આવેલા જાણી સમસ્ત શિષ્યોને આનંદ થયો અને બધા જ શ્રીગુરુનાં દર્શન કરવા દોડ્યા. (૨૫૨) બધા જ ભક્તોને શ્રીગુરુનાં દર્શનથી સંતોષ થયો. અનેક લોકો આરતી સહિત આવ્યા અને વારંવાર વંદન કરવા લાગ્યા. (૨૫૩) શ્રીગુરુએ સર્વ શિષ્યોને બોલાવ્યા અને કહ્યું કે હવે મારી ખ્યાતિ ચોમેર ફેલાઈ છે. આથી હવે મારે ગુપ્ત થવું જોઈએ. (૨૫૪) યાત્રાના નિમિત્તથી અમે શ્રીશૈલ પર્વત જઈ રહ્યા છીએ. પરંતુ, ગુપ્તરૂપથી અમે કાયમના અહીં

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

એટલે કે ગાણગાપુરમાં રહીશું. (૨૫૫) ગાણગાપુર એ અમારું જ સ્થાન છે. આથી અમે તેનો કદી ત્યાગ નહીં કરીએ. લૌકિક રીતે અમે શ્રીશૈલની યાત્રાએ નીકળીએ છીએ. (૨૫૬) પ્રગટ રીતે યાત્રા અર્થે ગમન કરીએ છીએ. પરંતુ, ભક્તજનોનો ઉદ્ધાર કરવા અમે નિરંતર ગાણગાપુરમાં જ રહીશું. (૨૫૭) ભવિષ્યમાં કાળ કઠીન દેખાય છે. મ્લેચ્છ રાજ્યમાં અનેક ક્રૂર કર્મો થાય છે. અનેક અધાર્મિક કૃત્યો થતાં દેખાશે અને સમસ્ત મ્લેચ્છ લોકો અહીંયાં આવશે. (૨૫૮) યવનરાજા અહીં આવ્યો. આથી સમસ્ત યવનપ્રજા મનોકામના સિદ્ધ કરવા અહીં આવશે. આથી અમે હવે ગુપ્ત થવાનો નિશ્ચય કર્યો છે. (૨૫૯) શ્રીગુરુએ આ પ્રમાણે તેમનો નિર્ણય શિષ્યોને કહ્યો. સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીનૃસિંહસરસ્વતીનું આવું અદ્ભુત ચરિત્ર મેં તને કહ્યું. (૨૬૦) ભવિષ્યમાં આકરા દિવસો આવશે કારણ કે બધે જ યવનરાજ્ય ફેલાયું છે. તેમના લોકો પણ અહીં ભજન કરવા આવશે. આથી અમે હવે ગુપ્ત થઈશું. (૨૬૧) લૌકિક રીતે શ્રીગુરુ શ્રીશૈલ પર્વત ઉપર જવા નીકળ્યા તે કથા સિદ્ધમુનિએ નામધારકને કહી. (૨૬૨) ગંગાધરનો પુત્ર સરસ્વતી બે હાથ જોડીને વિનંતીસહ કહે છે કે અમે ગાણગાપુરમાં દૃષ્ટાંતરૂપે શ્રીગુરુને પ્રત્યક્ષ જોયા. (૨૬૩) જે ભક્તો શ્રીગુરુની નિષ્ઠાપૂર્વક ભક્તિ કરશે તેમની મનોકામના પૂરી થશે તે વિશે કોઈ સંદેહ મનમાં ન રાખવો. (૨૬૪) મનોકામના ત્વરિત સિદ્ધ થશે અને તે માટે કોઈ પણ કષ્ટ ભોગવવું નહીં પડે. બીજા કોઈ પ્રયત્ન કર્યા વિના ઈચ્છાપૂર્તિ માટે ભક્તે ત્વરિત ગાણગાપુર જવું. ત્યાં

પ્રત્યક્ષ કલ્પવૃક્ષ છે. (૨૬૫) ભક્તના મનમાં જે જે ઈચ્છા હશે તે ત્વરિત પૂરી થશે. પછી તે ધન, ધાન્ય હોય કે પુત્રકામના હોય. (૨૬૬) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે આ શ્રીગુરુનું દિવ્ય ચરિત્ર રાત્રે કે દિવસે ભક્તિપૂર્વક વાંચવાથી તેની સર્વ કામના પૂરી થશે. (૨૬૭)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક સાર્વભૌમસ્ફોટકશમન ઐશ્વર્યાવલોકન નામનો પચાસમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૨૬૭)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥



## પાદનોંધ

પૂ. બાપજીએ દત્તબાવનીની ૩૪મી લીટીમાં આ અધ્યાયનો મહિમા આ રીતે વર્ણવ્યો છે.

**"ચવનરાજની ટાળી પીડ, જાતપાતની તને ન ચીડ."**

## અધ્યાય-૫૧



શ્રીગુરુ નિજાનંદગમન માટે પુષ્પાસન ઉપર બિરાજમાન થઈને નિજધામ જવા નીકળ્યા.

# અધ્યાય-૫૧

## શ્રીગુરુનિજાનંદગમન

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥**

શિષ્ય નામધારક સિદ્ધમુનિને વિનંતી સહ કહે છે કે શ્રીગુરુચરિત્ર અંતર્ગત મ્લેચ્છ રાજા શ્રીગુરુને તેના નગરમાં લઈ ગયો. (૧) ત્યાંથી શ્રીગુરુ ગાણગાપુર આવ્યા તે પછીની કથા અમને કૃપા કરીને કહો. શ્રીગુરુચરિત્ર પ્રારંભથી શરૂ કરીને અંત સુધી અમૃતવચનોથી ભરેલું છે. (૨) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે હે વત્સ! શ્રીગુરુકથા અતિ રમ્ય, રુચિર અને રસાળ હોઈ તેનું શ્રવણ કરતા સકળ દોષ નષ્ટ થાય છે અને ઈચ્છિત ફળ પ્રાપ્ત થાય છે. (૩) યવનરાજાને દર્શન આપી શ્રીગુરુ ગાણગાપુરમાં પાછા ફર્યા અને ભવિષ્યની યોજના અંતર્ગત ગુપ્ત થવાનું નક્કી કર્યું. (૪) શ્રીગુરુ વિચારવા લાગ્યા કે હવે ચારે દિશામાં પ્રસિદ્ધિ થઈ છે. મ્લેચ્છ રાજા મારાં દર્શન માટે આવ્યો અને મ્લેચ્છોના મનમાં પણ ભક્તિ ઉત્પન્ન થઈ. આથી અનેક ધર્મસંપ્રદાયના લોકો અહીં આવશે. (૫) આમ વિચારીને શ્રીગુરુ લૌકિક રીતે શ્રીશૈલ પર્વતની યાત્રાએ જવા માટે


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

નીકળ્યા અને ત્યાંથી ગુપ્ત થવાનું નક્કી કર્યું. (૬) શ્રીગુરુ ગાણગાપુરમાંથી અદશ્ય થયા અને શ્રીશૈલ પર્વત ઉપર શિષ્યો સહિત પ્રગટ થયા. (૭) ભક્તજનો ચિંતા કરતાં રોકકળ કરતા હતા, તેમને શ્રીગુરુએ સાંત્વના આપી શાંત કર્યા. (૮) ગ્રામજનો દુઃખી અંતઃકરણથી શ્રીગુરુનાં ચરણે પડ્યા અને વિનંતી કરે છે, હે સ્વામી! અમને છોડીને તમે કેમ જાવ છો? (૯) તમે ભક્તજનો માટે કામધેનુ સમાન છો. શિષ્યો માટે રત્નભંડાર સમાન છો. તો અમને બાળકોને છોડીને શા માટે જાવ છો? (૧૦) નિત્ય તારાં દર્શન કરતાં અમારાં પાપ પલાયન થઈ જાય છે અને જે જે ઈચ્છા મનમાં હોય તે તરત જ પૂરી થાય છે. (૧૧) ધાવણા બાળકનો માતા કદી ત્યાગ કરે? તમે તો અમારા માતા પિતા બંને છો તેથી અમારો ત્યાગ ન કરીશ. (૧૨) આ પ્રમાણે અનેક રીતે શિષ્યોએ શ્રીગુરુને વિનવણી કરી ત્યારે શ્રીગુરુએ હાસ્યમુખ કરી કહ્યું કે તમે બિલકુલ ચિંતા ન કરશો. (૧૩) અમે હંમેશાં ગાણગાપુરમાં જ નિવાસ કરીશું. અમરજા સંગમમાં નિત્ય સ્નાન કરીશું અને અહીંના મઠમાં ગુપ્તરૂપે નિવાસ કરીશું. (૧૪) જે ભક્તોને મારા પ્રત્યે વિશેષ પ્રેમ છે તેમને અમે પ્રત્યક્ષ દર્શન આપીશું. લૌકિક દષ્ટિથી અજ્ઞાની લોકોની દષ્ટિએ અમે શ્રીશૈલયાત્રા નિમિત્તે જઈએ છીએ. (૧૫) પ્રાતઃકાળમાં કૃષ્ણા અને પંચગંગા નદીના સંગમ ઉપર ઔદુંબર નીચે અનુષ્ઠાન માટે રહીશું. મધ્યાહ્નકાળે અમે ભીમાનદીના કિનારે (ગાણગાપુરમાં) આવીશું. (૧૬)

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

ગાણગાપુરમાં સંગમ ઉપર સ્નાન કરીને અમે નિર્ગુણમઠમાં પૂજા સ્વીકારીશું. આથી હે ભક્તો! અમે દૂર ગયા છીએ એવી ભીતિ (બીક) મનમાં રાખશો નહીં એમ શ્રીગુરુએ ભક્તોને કહ્યું. (૧૭) વધુમાં શ્રીગુરુએ ભક્તોને આશ્વાસન આપતાં કહ્યું કે ગાણગાપુર અમારું અહર્નિશ નિવાસસ્થાન છે. એમ ત્રણ વાર તમને કહું છું. તે બાબતમાં બિલકુલ શંકા રાખશો નહીં. (૧૮) જે લોકો શુદ્ધ ભક્તિ કરશે તેમના પર મારી પ્રીતિ હશે. ભક્તોની મનોકામના પૂરી થશે એ અમારું ધ્રુવ (અચળ) વાક્ય છે. (૧૯) અહીયાં (સંગમ ઉપર) આવેલો અશ્વત્થ એ પ્રત્યક્ષ કલ્પવૃક્ષ છે એમ માનજો. તમારી મનોકામના તરત પૂરી થશે. (૨૦) અશ્વત્થની પૂજા કરીને ગાણગાપુર ગામમાં જયાં અમારું સ્થાન છે અને નિર્ગુણપાદુકા મેં સ્થાપેલી છે ત્યાં આવીને ભક્તિપૂર્વક પૂજા કરવી. (૨૧) ગાણગાપુરમાં આવેલા નિર્ગુણમઠમાં સ્થાપિત વિઘ્નહર ચિંતામણિની પૂજા કરવાથી તમે ઈચ્છિત ફળ ત્વરિત મેળવશો. (૨૨) ચિંતામણિ વિનાયકની પૂજા કરવાથી તમારાં બધાં જ વિઘ્નોનો અંત આવશે. તદુપરાંત ભીમાનદીના કિનારામાં અષ્ટતીર્થો આવેલાં છે. તેમની શ્રદ્ધાપૂર્વક સેવા કરવી. (૨૩) મઠમાં ત્રિકાળ આરતી કરવી. જે ભક્તો આરતીમાં સહભાગી થશે તેઓ ઈચ્છિત ફળ પામશે. (૨૪) આમ ભક્તોને કહીને શ્રીગુરુ શ્રીશૈલ પર્વત જવા નીકળ્યા. શ્રીગુરુના ભક્તો મનમાં ચિંતા કરતાં મઠમાં પાછા આવ્યા. (૨૫) ચિંતાક્રાંત ભક્તો મઠમાં પાછા આવ્યા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તો તેમને ત્યાં જ શ્રીગુરુનાં દર્શન થયા. આથી ભક્તો વિસ્મિત થઈ કહેવા લાગ્યા કે શ્રીગુરુ એ તો પ્રત્યક્ષ બ્રહ્મ છે. (૨૬) શ્રીગુરુને કોઈ પણ ભક્ત મનુષ્ય કહેશે તો તે નરકયાતના ભોગવશે. શ્રીગુરુનો મહિમા કોઈ પણ જાણી શક્યું નથી. આ વાત સત્ય છે. (૨૭) ફરીથી ભક્તો આંખો ખોલીને જુએ છે તો શ્રીગુરુ તેમને દેખાતા નથી. ત્યારથી શ્રીગુરુ નિર્ગુણમઠમાં અદશ્યરૂપે રહે છે. (૨૮) શ્રીગુરુએ ભક્તોને પરચો આપી શ્રીશૈલ પર્વતની તળેટીએ પાતાળગંગાના તીરે આવ્યા. (૨૯) ત્યાંથી શ્રીગુરુએ શિષ્યોને આજ્ઞા કરી કે પુષ્પાચ્છાદિત આસન તૈયાર કરો. અમારે શ્રીમલ્લિકાર્જુન સાથે એકરૂપ થવા માટે કિનારે જવું છે. (૩૦) શ્રીગુરુની આજ્ઞા થતા ભક્તોએ સેવંતી, કલ્હાર, માલતી, કમળ પુષ્પો એકઠા કર્યા અને કેળના પાન તેમજ કેળના સ્તંભ સહિત એક સુંદર પુષ્પાસન તૈયાર કર્યું. તે પુષ્પાસનને નદીમાં છોડવામાં આવ્યું ત્યારે શ્રીગુરુએ શિષ્યોને કહ્યું કે તમે હવે પોતપોતાના ગામ જાવ. (૩૧-૩૨) બધા જ ભક્તો શ્રીગુરુની વિદાયથી વિરહયાતના ભોગવતાં દુઃખી થતા હતા ત્યારે શ્રીગુરુએ તેમને આશ્વાસન આપતાં કહ્યું કે અમે પ્રત્યક્ષ ગાણગાપુરમાં જ નિવાસ કરીશું. આથી તમે દુઃખી ન થશો. (૩૩) લૌકિક દષ્ટિથી અમે અદશ્ય થઈશું પરંતુ ભક્તોની ભક્તિ જોઈ તેમના ઘરમાં નિવાસ કરીશું. આ વાત નિશ્ચિત માનજો. (૩૪) આ પ્રમાણે ભક્તોને સંબોધન કરી શ્રીગુરુ પુષ્પાસન પર બિરાજમાન થયા અને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

ત્યાંથી વિદાય લીધી. (૩૫) તે દિવસ કુંભસંક્રાંતિનો હતો. ગુરુ કન્યારાશિમાં આવેલો હતો. બહુધાન્ય નામનું સંવત્સર હતું અને ઉત્તરાયણ ચાલતું હતું. (૩૬) શિશિર ઋતુમાં મહા મહિનાના વદ પક્ષની એકમના દિવસે શુક્રવારનો તે પુણ્ય દિવસ હતો. જ્યારે શ્રીગુરુ નિજાનંદગમન માટે પુષ્પાસન ઉપર બિરાજમાન થયા. (૩૭) શ્રીગુરુ શિષ્યોને કહે છે કે અમે અમારા નિજધામ જવા નીકળ્યા છીએ. ત્યાં પહોંચતાં જ તમને નિશાની તરીકે પ્રસાદપુષ્પો મોકલીશું. (૩૮) સેવંતીના પુષ્પરૂપે પ્રસાદ આવશે તે તમે ભક્તિપૂર્વક સ્વીકારજો અને તેની પૂજા કરવાથી તમારા ઘેર અખંડ લક્ષ્મી રહેશે. (૩૯) હજુ વધુ એક સૂચન કરું છું ગાયન દ્વારા જે મારું સ્મરણ કરશે (સંગીતમય આરાધના કરશે) તેમના ઘેર હું પ્રત્યક્ષ છું એમ જાણજો. સંગીત પ્રતિ મને ખૂબ જ પ્રીતિ છે. (૪૦) નિત્ય જે ભક્તો મારું સ્મરણ સંગીતમય કરશે તેઓ મને ખૂબ પ્રિય છે. તેમને ઘેર હું અખંડ નિવાસ કરું છું. (૪૧) તેવા ભક્તોને ઘેર રોગ કે દરિદ્રતા નહીં હોય. એવા ભક્તો પુત્ર, પૌત્ર અને લક્ષ્મીસંપન્ન થઈ શતાયુષી થશે. (૪૨) જે ભક્તો મારા ચરિત્રનું શ્રવણ કરશે અથવા કથાનું વાંચન કરશે તેમના ઘેર લક્ષ્મી અખંડ વાસ કરશે તે વિશે મનમાં સંદેહ રાખશો નહિ. (૪૩) આ પ્રમાણે શિષ્યોને અભયવચન આપી શ્રીગુરુ અદૃશ્ય થયા. દૂર સુધી શ્રીગુરુને જતા જોઈ ભક્તોનું હૃદય આર્દ્ર થયું. (૪૪) ભક્તો શ્રીગુરુના વિરહથી શોક કરતા હતા તે જ સમય

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દરમ્યાન કિનારા ઉપર હોડીવાળા આવ્યા અને કહેવા લાગ્યા કે શ્રીગુરુને અમે જોયા. (૪૫) નાવડીવાળા કહે છે કે જ્યારે અમે (પાતાળગંગાના) સામે તીરે હતા ત્યારે ભક્તોનાં મનહરણ કરનાર મુનીશ્વરને અમે જોયા. (૪૬) ભગવાં વસ્ત્ર પરિધાન કરેલા જેમના હાથમાં વેણુદંડ હતો તેમણે પોતાનું નામ નૃસિંહસરસ્વતી કહ્યું. મુનીશ્વરે તમને સંદેશો આપવા માટે અમને આજ્ઞા કરી છે. (૪૭) અમને યતીશ્વરે કહ્યું કે અમે કદળીવનમાં જઈએ છીએ. છતાં બીજારૂપે ગાણગાપુરમાં નિવાસ કરીએ છીએ એમ અમારા ભક્તોને જઈને કહો. (૪૮) ભ્રાંત થઈ ભક્તો દુઃખ ન કરે. અમે તમારા શ્રીગુરુને જેમણે પગમાં સુવર્ણપાદુકાઓ પહેરી હતી તેમને પુષ્પાસન પર બેસીને જતા જોયા. (૪૯) મુનીશ્વરે તમને સંદેશો કહેવડાવ્યો છે કે દરેકે પોતપોતાના ઘેર જવું અને વંશપરંપરામાં મારી ભક્તિ કરીને સુખી થવું. (૫૦) પ્રસાદપુષ્પો આવશે તે શિષ્યોએ સ્વીકારવાં એમ કહી શ્રીગુરુ આગળ ગયા. (૫૧) આ પ્રમાણે હોડીવાળાઓનો સંદેશ સાંભળી શ્રીગુરુના ભક્તો પ્રસાદપુષ્પોની સ્થિર ચિત્તથી હર્ષનિર્ભર થઈ પ્રતીક્ષા કરતા હતા. (૫૨) તે જ સમય દરમ્યાન ચાર પ્રસાદપુષ્પો જળપ્રવાહમાં દેખાયાં જેને ચાર પ્રમુખ શિષ્યોએ સ્વીકાર્યાં. (૫૩) નામધારક સિદ્ધમુનિને પ્રશ્ન પૂછે છે કે પ્રસાદપુષ્પ પામનારા ચાર બડભાગી શિષ્યો કોણ હતા? તેમનાં નામ કહો. (૫૪) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે શ્રીગુરુના અસંખ્ય શિષ્યો હતા. ગાણગાપુરમાં અનેક ગૃહસ્થ

શિષ્યો હતા. (૫૫) જે શિષ્યોએ ચતુર્થ આશ્રમ (સંન્યસ્તાશ્રમ) સ્વીકાર્યો તેમને શ્રીગુરુએ તીર્થયાત્રામાં મોકલ્યા. જેમનાં નામ આ પ્રમાણે છે. (૫૬) કૃષ્ણસરસ્વતી, બાળસરસ્વતી, ઉપેન્દ્રસરસ્વતી અને માધવસરસ્વતી જેવા સંન્યાસી શિષ્યોને યાત્રામાં મોકલ્યા. હું (સિદ્ધમુનિ) શ્રીગુરુના સાંનિધ્યમાં હતો. (૫૭) શ્રીગુરુના ગૃહસ્થ શિષ્યો પોતપોતાના ઘેર ભક્તિ કરતા હતા. તેમાંથી બીજા ત્રણ શિષ્યો સાથે ચોથો હું પણ શ્રીગુરુ પાસે હતો. (૫૮) સાયંદેવ સાખરે, નંદી કવિ, નરહરિ કવિ અને ચોથો હું હતો જેમને પુષ્પપ્રસાદનો લાભ મળ્યો. (૫૯) શ્રીગુરુનો પુષ્પપ્રસાદ લઈ અમે ચારે શિષ્યો પોતપોતાના ઘેર આવ્યા. સિદ્ધમુનિ કહે છે કે તે જ પવિત્ર પુષ્પ મારા નિત્યપૂજનમાં રાખું છું. એમ કહીને સિદ્ધમુનિએ તે પુષ્પ નામધારકને બતાવ્યું. (૬૦) શ્રીગુરુનો આવો અનુપમ અને અપાર મહિમા છે. જેમાંથી સંક્ષિપ્તમાં અલ્પ મેં તને કહ્યો છે. (૬૧) શ્રીગુરુચરિત્ર કામધેનુ સમાન છે. તેનું વિગતવાર વર્ણન મેં તને કહ્યું છે જેનું શ્રવણ કરતાં દારિદ્ર્યનો નાશ થશે તેમ તું જાણ. (૬૨) આવા શ્રીગુરુચરિત્રને પુસ્તકરૂપે જે લોકો પવિત્ર ભાવનાથી લખશે અથવા વાંચશે કે શ્રવણ કરશે તેઓ લક્ષ્મીસંપન્ન થશે. (૬૩) તેવા ભક્તોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરુષાર્થો સાધ્ય થશે અને ઉભય કુળમાં (માતૃકુળ અને પિતૃકુળમાં) સૌ પુત્ર, પૌત્રસહિત અતિ આનંદ કરશે. (૬૪) આ પ્રમાણે સિદ્ધમુનિએ નામધારકને

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

મધુર સ્વરે શ્રીગુરુલીલામૃત સંભળાવ્યું જેનાથી નામધારકના સકળ મનોરથો પૂરા થયા. (૬૫) સરસ્વતી ગંગાધર કહે છે કે નામધારક વરદાન મેળવી લક્ષ્મીવાન, પુત્રવાન, સંપત્તિવાન અને શતાયુષી થયો. (૬૬) શ્રીગુરુચરિત્રનું શ્રવણ કરીને સકળ મનોરથો પૂરા થાય છે. માટે હે શ્રોતાઓ! તમે ધ્યાનપૂર્વક એકચિત્તે ગુરુચરિત્ર શ્રવણ કરો. શ્રીગુરુચરિત્ર એ પ્રત્યક્ષ કામધેનુ છે. (૬૭) શ્રીગુરુચરિત્રરૂપી આ અમૃતકુંભનો હે ભક્તો! તમે શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરો અને તેનું શ્રવણ કરવાથી જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષાર્થ સિદ્ધ થશે. (૬૮) જે લોકોને પુત્ર, પૌત્રની ઈચ્છા હશે તેમને આ કથા મધુર લાગશે અને તેનું શ્રવણ કરવાથી તેમના ઘેર અખંડ લક્ષ્મીનો વાસ થશે. (૬૯) ગુરુલીલા શ્રવણ કરવાથી ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત થશે અને શ્રીનૃસિંહસરસ્વતી ગુરુનાથ વંશપરંપરાગત તેવા ભક્તોનું રક્ષણ કરશે. (૭૦) આથી સરસ્વતી ગંગાધર શ્રોતાઓને નમસ્કાર કરે છે અને એક આગ્રહભરી વિનંતી કરે છે કે આ મનોહર ગુરુકથા શ્રવણ કરવાથી તમારી સકળ મનોકામના પૂરી થાવ. (૭૧)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક શ્રીગુરુનિજાનંદગમન નામનો એકાવનમો અધ્યાય સમાપ્ત. (ઓંવી-૭૧)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

# અધ્યાય-૫૨



## શ્રીગુરુચરિત્રનો સારાંશ ગુરુભક્તિ

ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિઃ પૂજામૂલં ગુરોઃ પદમ્ ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃ કૃપા ॥

ગુરુકૃપા હિ કેવલમ્ । શિષ્ય પરમ મંગલમ્ ॥

# અધ્યાય-૫૨

## એકાવન અધ્યાયનો સાર "અવતરણિકા"

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ શ્રી ગુરુદેવદત્તાત્રેયચરણારવિંદાભ્યાં નમઃ ॥**

ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિ પૂજામૂલં ગુરોઃપદમ્ ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃકૃપા ॥

શ્રીગુરુચરિત્રના એકાવન અધ્યાયનું શ્રવણ કરી શિષ્ય નામધારકનું મન બ્રહ્માનંદમાં ડોલવા લાગ્યું. હવે શ્રોતાઓ સાવધાન થઈ સાંભળો. (૧) શ્રીગુરુચરિત્રામૃતનું સેવન કરીને નામધારકનું શરીર રોમાંચિત થઈ આનંદથી પલકારા મારવા લાગ્યું અને પરસેવાથી શરીર ભીંજાઈ ગયું. (૨) તેનો કંઠ ગદ્ગદ્ થયો અને ગાત્રો કંપાયમાન થયા અને આંખોમાંથી પ્રેમાશ્રુની ધારાઓ વહેવા લાગી. (૩) નામધારક સમાધિમગ્ન હોવાથી શરીર નિશ્ચેષ્ટ થયું, વાચા બંધ થઈ અને તેના અષ્ટ સાત્ત્વિક ભાવો* પ્રગટ થયા. (*અષ્ટ સાત્ત્વિક ભાવઃ- થાંભલા જેમ ઊભા રહી જવું (સ્તંભ), પરસેવો વળવો, રોમાંચ (શરીરની રૂંવાટી ઊભી થવી), સ્વરભંગ, કંપ, રંગ બદલાવો, આંસુ,


દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

તલ્લીન થવું (સમાધિ અવસ્થા). આ પૈકી કોઈ ને કોઈ ભાવ હૃદયમાં પ્રગટ થાય છે.) (૪) શ્રીગુરુકથાનું શ્રવણ કરવાથી શિષ્યની પરિસ્થિતિ જોઈ સિદ્ધમુનિ મનમાં મલકાવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે આને તો સમાધિ લાગી છે. તો લોકકલ્યાણ માટે આને જાગ્રત કરું. (૫) આમ કહીને સિદ્ધમુનિ નામધારકને આલિંગન આપી ચહેરા ઉપર હાથ ફેરવવા લાગ્યા અને સંબોધવા લાગ્યા કે હે શિષ્યોત્તમ બાળક! તું દેહભાન ઉપર આવ. (૬) તું આ ભવસાગર તરી ગયો છે. જો તું આવી જ રીતે સમાધિ અવસ્થામાં રહીશ તો જ્ઞાન તારી પાસે જ રહેશે. પછી લોકોનો ઉદ્ધાર કેવી રીતે થશે? (૭) આ જ કારણથી અંતઃકરણમાં શ્રીગુરુ પ્રત્યે દૃઢ નિષ્ઠા રાખવી. પરંતુ દેહનું બાહ્ય આચરણ શાસ્ત્ર આધારે રાખવું. (૮) તેં મને પ્રશ્ન પૂછ્યો આથી મને ગુરુલીલામૃત યાદ આવ્યું અને તે ત્રણે તાપને હરણ કરનાર અને અનુપમ એવી વાણી છે. (૯) તારે લીધે મને ગુરુલીલાનું સ્મરણ થયું. તેં આ સારું કામ કર્યું અને એકાગ્રતાથી શ્રવણ પણ કર્યું. હવે આનો જ વિસ્તાર કરી લોકો સુધી પહોંચાડ. (૧૦) આ પ્રમાણે સિદ્ધમુનિ નામધારકને કહે છે. જવાબમાં નામધારક આંખો ખોલે છે અને હાથ જોડીને વિનંતી કરે છે. (૧૧) નામધારક વધુમાં કહે છે કે ભવસાગર પાર કરવા માટે સમગ્ર વિશ્વનો આધારરૂપ તું જ છે. હે સદ્‌ગુરુનાથ! માટે તું જ કૃપા કરીને અમને તાર. (૧૨) આ પ્રમાણે નામધારક વિનંતી કરીને સિદ્ધમુનિનાં ચરણે

પડ્યો અને શ્રીગુરુચરિત્રામૃતનો અધ્યાય અનુસાર સંક્ષિપ્ત સાર કહેવા વિનંતી કરી. (૧૩) આ શ્રીગુરુચરિત્રામૃતમાં ભક્તજનોની મનોવૃત્તિ ડૂબીને સ્થિર થઈ ગઈ છે. આવું આ પરમ અમૃતરૂપી ગુરુચરિત્ર છે. (૧૪) હે ગુરુમહારાજ! હું હજુ તૃષિત છું. શરૂઆતથી કરીને આ જ ગુરુકથા મને ફરીથી કહો. જેથી મારું મન આનંદસાગરમાં મગ્ન રહેશે. (૧૫) જે રીતે વૈદ્યો વિવિધ ઔષધિઓનો અર્ક કે સાર કાઢી ત્રૈલોક્ય ચિંતામણિ રસાયણ બનાવે છે અને ડાહ્યા લોકો તેનો સંગ્રહ કરે છે. તે ગુરુચરિત્રનો સાર મને કહો. (૧૬) શિષ્યની પ્રાર્થના સાંભળી સિદ્ધમુનિનો આનંદ પણ છલકાવા લાગ્યો અને કહે છે કે હે વત્સ! તારું મન નિરંતર શ્રીગરુચરિત્રમાં જ મગ્ન રહે. (૧૭) સિદ્ધમુનિ કહે છે કે હવે શ્રીગુરુચરિત્રના સારરૂપ અવતરણિકા પ્રથમ અધ્યાયથી શરૂ કરી એકાવન અધ્યાય સુધીની કહું છું. (૧૮) પ્રથમ અધ્યાયમાં મંગલાચરણ, મુખ્ય દેવતાઓનું સ્મરણ અને ભક્તોને થયેલા શ્રીગુરુનાં દર્શનની વાત આવી. (૧૯) બીજા અધ્યાયમાં બ્રહ્મદેવની ઉત્પત્તિ અને ચારે યુગોના પ્રાગટ્યની વાત આવી ગઈ. એ જ અધ્યાયમાં શિષ્ય દીપક નિષ્ઠાપૂર્વક ગુરુસેવારત થયો તે વાત આવી. (૨૦) હે શિષ્ય નામધારક! ત્રીજા અધ્યાયમાં અંબરિષ રાજા અને દુર્વાસામુનિનો મહિમા કહેવાયો. (૨૧) ચોથા અધ્યાયમાં સતી અનસૂયાનું સત્ત્વહરણ કરવા ત્રિમૂર્તિ (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ) આવે છે. સતીના પ્રભાવથી ત્રણે દેવતા બાળક થઈ સ્તનપાન કરી આનંદકિલ્લોલ

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

કરે છે. (૨૨) પાંચમા અધ્યાયમાં ગુરુ દત્તાત્રેય ભગવાને સ્વયં પીઠાપુરમાં શ્રીપાદશ્રીવલ્લભ નામ ધારણ કરી અવતાર લીધો અને તીર્થયાત્રાએ નીકળ્યા. (૨૩) છઠ્ઠા અધ્યાયમાં શિવલિંગ લઈ રાવણ લંકાપુરી જતો હતો તેને વિઘ્નેશ્વર ગણપતિએ વિઘ્ન કરી ગોકર્ણક્ષેત્રે તે શિવલિંગની સ્થાપના કરી. (૨૪) સાતમા અધ્યાયમાં ગોકર્ણ તીર્થક્ષેત્રનો મહિમા મિત્રસહ રાજાને ગૌતમઋષિ કહે છે. જેમાં ચાંડાલીનો ઉદ્ધાર થાય છે એ કથા પણ આવી ગઈ. (૨૫) આઠમા અધ્યાયમાં મૂર્ખ પુત્ર અને તેની માતા આત્મહત્યા કરવા જતાં હતાં, તેમને શ્રીપાદપ્રભુએ શનિપ્રદોષ વ્રતનો ઉપદેશ કરી કૃપાદષ્ટિથી જ્ઞાની કર્યા. (૨૬) નવમા અધ્યાયમાં ભક્ત ધોબીને શ્રીગુરુએ રાજા થવાનું વરદાન આપ્યું અને આગામી જન્મમાં પોતે પણ તેને દર્શન આપશે એવું વર પ્રદાન કરી શ્રીગુરુ ગુપ્ત થયા. (૨૭) દશમા અધ્યાયમાં ચોરોએ શ્રીગુરુના ભક્ત વલ્લભેશનો વધ કર્યો અને શ્રીગુરુને આર્તભાવે બોલાવતાં જ શ્રીપાદશ્રીવલ્લભ ત્રિશૂલ લઈ પ્રગટ થયા. ચોરોનો વધ કર્યો અને બ્રાહ્મણ વલ્લભેશ ભક્તને જીવંત કર્યો. (૨૮) અગિયારમા અધ્યાયમાં માધવ નામના બ્રાહ્મણ અને સતી અંબાની કૂખે કારંજા નગરી (મહારાષ્ટ્ર)માં શ્રીનૃસિંહસરસ્વતી અવતર્યા. (૨૯) બારમા અધ્યાયમાં માતાને જ્ઞાનોપદેશ કરી પુત્રદાન આપ્યું. ત્યાંથી નીકળી કાશીક્ષેત્રમાં સંન્યાસ લઈ શ્રીગુરુએ ઉત્તર ભારતની યાત્રા કરી. (૩૦) તીર્થયાત્રાથી પાછા ફરતાં શ્રીગુરુએ માતા પિતાને કારંજાનગરીમાં દર્શન

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

આપ્યાં અને ત્યાંથી ગોદાવરી નદીના તીરે ઉદરવ્યથાથી પીડાતા બ્રાહ્મણ ઉપર કૃપા કરી. આ કથા તેરમા અધ્યાયની છે. (૩૧) ચૌદમા અધ્યાયમાં ક્રૂર યવનને શાસન કરી સાયંદેવ ભક્તને શ્રીગુરુએ અભય વરદાન આપ્યું. (૩૨) પંદરમા અધ્યાયમાં શ્રીગુરુએ શિષ્યોને તીર્થયાત્રાનો મહિમા કહી યાત્રા માટે મોકલ્યા અને સ્વયં વૈજનાથમાં ગુપ્ત થયા. (૩૩) સોળમા અધ્યાયમાં બ્રાહ્મણને ગુરુભક્તિનો મહિમા કહી જ્ઞાનપ્રદાન કર્યું અને શ્રીગુરુ ભુવનેશ્વરી સંનિધ ભિલ્લવડીમાં આવ્યા. (૩૪) સત્તરમા અધ્યાયમાં પોતાની જીભ કાપીને ભુવનેશ્વરી દેવીને અર્પણ કરનાર મૂર્ખ બ્રાહ્મણને શ્રીગુરુએ ઉપદેશ આપી જ્ઞાની બનાવ્યો અને પુનઃ જીભ બરાબર કરી આપી. (૩૫) અઢારમા અધ્યાયમાં ઝાલરનો વેલો ઉખેડી નાખી દરિદ્રી બ્રાહ્મણને ધનકુંભ આપ્યો એવી કથા વર્ણવી છે. (૩૬) ઓગણીસમા અધ્યાયમાં શ્રીગુરુએ ઔદુંબરનો મહિમા કથન કર્યો અને ચોસઠ યોગિનીઓને વરદાન આપી ગાણગાપુર પ્રયાણ કર્યું. (૩૭) વીસમા અધ્યાયમાં બ્રહ્મરાક્ષસની પીડા દૂર કરી વિપ્રસ્ત્રીને બે પુત્રનું વરદાન આપ્યું જેમાં એકનું મૃત્યુ થતાં સિદ્ધરૂપે જ્ઞાનોપદેશ કર્યો. (૩૮) એકવીસમા અધ્યાયમાં તે જ કથા અંતર્ગત શબને માતા ઔદુંબર સમીપ લાવે છે અને શ્રીગુરુ મધ્યરાત્રિએ જઈ તે મૃત પુત્રને જીવંત કરે છે. (૩૯) બાવીસમા અધ્યાયમાં ગરીબ વિપ્રના ઘેર વંધ્યા ભેંસને દૂધ આપતી કરીને દૂધની ભિક્ષા સ્વીકારે છે. (૪૦) તેવીસમા અધ્યાયમાં

ગાણગાપુરનો રાજા શ્રીગુરુને ગામમાં લઈ જાય છે. ત્યાં અશ્વત્થ ઉપર નિવાસ કરતા બ્રહ્મરાક્ષસનો ઉદ્ધાર કરે છે અને ત્રિવિક્રમયતિ શ્રીગુરુની નિંદા કરે છે તે કથા પણ આ અધ્યાયમાં આવેલી છે. (૪૧) ચોવીસમા અધ્યાયમાં શ્રીગુરુ ત્રિવિક્રમભારતીને મળવા ગયા અને વિશ્વરૂપ દર્શન કરાવ્યું. ત્રિવિક્રમભારતીને ગુરુનિંદા માટે પસ્તાવો થયો અને શ્રીગુરુની ક્ષમા માગી ચરણે પડે છે. (૪૨) પચીસમા અધ્યાયમાં મ્લેચ્છો સમક્ષ વેદઘોષ કરનાર વિપ્રદ્વયની વાત છે. તે અહંકારી વિપ્રો ત્રિવિક્રમભારતીને કનડતા હતા. આથી તેમને લઈને ત્રિવિક્રમભારતી શ્રીગુરુ પાસે આવ્યો. (૪૩) છવ્વીસમા અધ્યાયમાં શ્રીગુરુ ગર્વિષ્ઠ બ્રાહ્મણોને વેદની રચના અને મહિમા કહીને શાસ્ત્રાર્થનો ત્યાગ કરવા સમજાવે છે. પરંતુ ઉન્મત્ત બ્રાહ્મણો માનતા નથી. (૪૪) સત્તાવીસમા અધ્યાયમાં પતિતને બોલાવી ભસ્મપ્રોક્ષણ કરતા તે જ્ઞાનસંપન્ન થઈ વાદ કરવા તૈયાર થયો અને ઉદ્ધત બ્રાહ્મણો બ્રહ્મરાક્ષસો થયા. (૪૫) અઠ્ઠાવીસમા અધ્યાયમાં તે પતિતને ધર્માધર્મનો ઉપદેશ કરીને ફરી પતિત બનાવી તેના ઘેર પાછો મોકલ્યો. (૪૬) ઓગણત્રીસમા અધ્યાયમાં શ્રીગુરુ ત્રિવિક્રમભારતીને ભસ્મનો મહિમા કથન કરે છે અને વામદેવ ઋષિ દ્વારા રાક્ષસના ઉદ્ધારની વાત પણ આ જ અધ્યાયમાં છે. (૪૭) ત્રીસમા અધ્યાયમાં પતિનું નિધન થતાં વિપ્રસ્ત્રી ખૂબ શોક કરે છે ત્યારે શ્રીગુરુ તેને જ્ઞાનોપદેશ કરી શાંત કરવા પ્રયત્ન કરે છે. (૪૮)

એકત્રીસમા અધ્યાયમાં તે જ કથા આગળ વધે છે. જેમાં શ્રીગુરુ તે વિપ્રસ્ત્રીને સહગમન સાથે પતિવ્રતાના ધર્મો સમજાવે છે. (૪૯) સહગમન માટે જતી સતી શ્રીગુરુનાં દર્શન કરવા આવી ત્યારે શ્રીગુરુએ 'પુત્રવતી ભવ' એવો આશીર્વાદ આપી તેના પતિને જીવિત કર્યો. આ કથા બત્રીસમા અધ્યાયમાં આવેલી છે. (૫૦) તેત્રીસમા અધ્યાયમાં રુદ્રાક્ષ ધારણ કરતા રાજપુત્ર અને દીવાનપુત્રની કથા જેઓ ગતજન્મમાં વેશ્યાના ઘેર કૂકડો અને વાંદર હતા તેમજ વૈશ્ય અને વેશ્યાની વાર્તા પણ પરાશર ઋષિ, રાજાને આ જ અધ્યાયમાં કહે છે. (૫૧) ચોત્રીસમા અધ્યાયમાં રુદ્રાધ્યાયનો મહિમા વર્ણવેલો છે અને તેના થકી રાજપુત્ર જીવતો થયો તે કથા નારદે રાજાને કહી તે વાત આ અધ્યાયમાં છે. (૫૨) પાંત્રીસમા અધ્યાયમાં કચ અને દેવયાનીની કથા તેમજ સીમંતિનીના સોમવાર વ્રતની કથા આ અધ્યાયમાં વર્ણવેલી છે. (૫૩) છત્રીસમા અધ્યાયમાં બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને તેની પત્ની પરાન્ન માટે લઈ જાય છે. પરાન્નની અસર જોઈ બંને પતિ પત્ની શ્રીગુરુના શરણે જાય છે જ્યાં શ્રીગુરુ તેમને કર્મમાર્ગ સમજાવે છે. (૫૪) સાડત્રીસમા અધ્યાયમાં વિપ્રો દ્વારા આચરવામાં આવતા વિવિધ બ્રહ્મકર્મ સમજાવી શ્રીગુરુ બ્રાહ્મણ દંપતી પર પ્રસન્ન થઈ ઉત્તમ વરદાન આપે છે. (૫૫) આડત્રીસમા અધ્યાયમાં ભાસ્કર નામના બ્રાહ્મણે ત્રણ જણ જેટલી રસોઈ બનાવી. શ્રીગુરુકૃપાથી ગામનાં ચારેક હજાર માણસો ભોજન કરી તૃપ્ત થયા. (૫૬)

સોમનાથ નામના વિપ્રની પત્ની ગંગાને સાઈઠમા વર્ષે શ્રીગરુએ પુત્રસંતતિ આપી. આ કથા ઓગણચાલીસમા અધ્યાયમાં આવેલી છે. (૫૭) ચાલીસમા અધ્યાયમાં નરહરિ વિપ્ર દ્વારા ઔદુંબરના સૂકા લાકડાને રોપી તેના પૂજનથી શ્રીગુરુએ નરહરિનો કોઢ દૂર કર્યો. તેમાં જ ગુરુનિષ્ઠા માટે શબરની કથા કહેવામાં આવી. (૫૮) એકતાલીસમા અધ્યાયમાં સાયંદેવની સેવા શ્રીગુરુ સ્વીકારે છે. આ જ અધ્યાયમાં ઈશ્વર-પાર્વતી સંવાદ અંતર્ગત શ્રીગુરુ સાયંદેવને કહે છે. આ જ અધ્યાયમાં સાયંદેવ પુત્ર પત્ની સાથે આવી શ્રીગુરુની સ્તુતિ કરે છે. શ્રીગુરુ પણ તેમને વંશપરંપરાગત વરદાન આપે છે. (૫૯-૬૦) બેંતાલીસમા અધ્યાયમાં અનંતવ્રતનું નિરુપણ શ્રીગુરુ સાયંદેવને કહે છે. આ જ વ્રતની કથા દ્વાપરયુગમાં કૃષ્ણ ભગવાને યુધિષ્ઠિરને કહી હતી. સાયંદેવને આ વ્રત આચરવા શ્રીગુરુ આજ્ઞા કરે છે. (૬૧) તેંતાલીસમા અધ્યાયમાં શ્રીગુરુએ તંતુકને શ્રીશૈલ પર્વતની યાત્રા કરાવી અને શિવરાત્રીની વિમર્ષણ રાજાની કથા પણ કહી. (૬૨) ચુમાલીસમા અધ્યાયમાં કોઢી બ્રાહ્મણ જે તુલજાપુરથી આવ્યો હતો તેને સંગમમાં સ્નાન કરાવીને તેનો કોઢ નષ્ટ કરી તેને જ્ઞાન આપ્યું. (૬૩) હિપ્પરગી ગામના કલ્લેશ્વર મહાદેવના ભક્ત નરહરિ કવિને શ્રીગુરુ શિષ્ય તરીકે સ્વીકારે છે એ કથા પિસ્તાલીસમા અધ્યાયમાં આવેલી છે. (૬૪) છેંતાલીસમા અધ્યાયમાં દિવાળીના તહેવારોમાં સાત આમંત્રિત ભક્તોને ગામ જઈને મઠમાં પણ આઠમું રૂપ ધારણ કરીને

શ્રીગુરુ રહ્યા એ કથા છે. (૬૫) સુડતાલીસમા અધ્યાયમાં શૂદ્ર ખેડૂતે ગુરુઆજ્ઞાથી જુવારનો પાક કાપી નાખ્યો. તેને સો ગણો પાક આપીને તેનું કલ્યાણ કર્યું તે કથા આ અધ્યાયમાં વર્ણવેલી છે. (૬૬) અડતાલીસમા અધ્યાયમાં શ્રીગુરુમૂર્તિએ અમરજા સંગમનો મહિમા કહ્યો અને પૂર્વાશ્રમની શ્રીગુરુની ભગિની રત્નાબાઈનો કોઢ ત્યાં સ્નાન કરાવીને નષ્ટ કર્યો. (૬૭) ઓગણપચાસમા અધ્યાયમાં ઈશ્વર-પાર્વતી સંવાદરૂપે પ્રસિદ્ધ મંત્રરાજ 'ગુરુગીતા' સિદ્ધમુનિ નામધારકને કહે છે. (૬૮) પચાસમા અધ્યાયમાં મ્લેચ્છ રાજાના ફોલ્લાને મટાડી તેની ભક્તિ જોઈ તેની વિદુરાનગરી (હાલ બીડર)માં ગયા અને હવે આપણે શ્રીશૈલ પર્વત ઉપર મળીશું એમ શ્રીગુરુએ મ્લેચ્છ રાજાને કહ્યું. (૬૯) એકાવનમા અધ્યાયમાં પૃથ્વી ઉપર થતા અનેકવિધ પાપકર્મોને જોઈ અને અન્ય જાતિથી (વિધર્મીથી) પોતાના ભક્તોને થતી કનડગત જોઈને શ્રીગુરુએ ગુપ્ત થવાનો નિર્ણય કર્યો. (૭૦) આ પ્રમાણે વિચાર કરીને શ્રીગુરુએ શિષ્યોને કહ્યું કે અમે હવે મલ્લિકાર્જુનની યાત્રાએ શ્રીશૈલ પર્વત ઉપર જઈશું. (૭૧) શ્રીગુરુનો આવો નિર્ણય સાંભળી ભક્તો અતિ દુઃખી થયા અને શોકથી આક્રંદ કરતા કરતા શ્રીગુરુનાં ચરણો ઉપર આળોટવા લાગ્યા. (૭૨) શિષ્યોને શોકાન્વિત જોઈને શ્રીગુરુએ તેમને હાથથી ઉઠાડ્યા અને કહ્યું કે તમે મઠમાં જ રહીને મારી ભક્તિ કરજો. (૭૩) આ પ્રમાણે ઉપદેશ આપીને શ્રીગુરુ

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

નૃસિંહસરસ્વતી કદળી વનમાં ગયા. નાવિકો દ્વારા ભક્તોને સમાચાર મળ્યા કે શ્રીગુરુએ નિજાનંદગમન કર્યું છે. (૭૪) શ્રીગુરુનું ચરિત્ર અફાટ અને અપાર છે. તેમની અનંત કથાઓ પૈકી થોડી કથાઓ એકાવન અધ્યાયમાં હે નામધારક! મેં પ્રસ્તુત કરી છે. (૭૫) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે મેં તને સંક્ષિપ્ત ગુરુકથા અવતરણિકા સ્વરૂપે કહી છે. ઘણા લોકો એમ માને છે કે શ્રીગુરુ ગાણગાપુરનો ત્યાગ કરી જતા રહ્યા. પરંતુ સત્ય હકીકત એ છે કે શ્રીગુરુ હજુ પણ ગુપ્તરૂપે ગાણગાપુરમાં જ છે. (૭૬) કલિયુગમાં ખૂબ જ અધર્મ વધી ગયો. આથી શ્રીગુરુ અદશ્ય થયા. ભક્તોને જે રીતે દર્શન આપતા હતા તે જ રીતે હજુ પણ દર્શન આપે છે. (૭૭) આ સારાંશ ગુરુચરિત્રરૂપી અવતરણિકા એ સિદ્ધ માલામંત્ર છે. જેને જપવાથી (પાઠ કરવાથી) શ્રીગુરુનાં પ્રત્યક્ષ દર્શન થશે. જેનો જેવો ભાવ હશે તે પ્રમાણે તેવું તેને ફળ મળશે. (૭૮) હે સત્શિષ્ય નામધારક! તું શ્રીગુરુનો નિષ્ઠાવાન ભક્ત છે અને સારાંશરૂપ અવતરણિકાનો મને પ્રશ્ન કર્યો. આથી મેં પણ શ્રીગુરુલીલાનો સારાંશ તને ફરી કહ્યો. (૭૯) આ પૂર્વે તેં કથા શ્રવણ કરી હશે તેનું તને પુનઃ સ્મરણ થશે અને તેનાથી શ્રીગુરુચરિત્રનું શ્રવણ કરવાની ઈતર લોકોને પણ ઈચ્છા થશે. (૮૦) આવી સારાંશરૂપ અવતરણિકા તને કહી છે જેનું સતત સ્મરણ કરતાં આદિથી અંત સુધી શ્રીગુરુકથાનું સ્મરણ થશે. (૮૧) સિદ્ધમુનિનાં વચનો સાંભળી નામધારક તેમના ચરણે

દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા

વંદન કરે છે અને વિનંતીસહ કહે છે કે તારાં વચનોમાં સર્વ સિદ્ધિ છે. (૮૨) હજુ બીજી એક વિનંતી કરવાની કે સપ્તાહ પારાયણ માટે રોજ કેટલા અધ્યાય વાંચવા? તે મને કૃપા કરીને કહો. (૮૩) સિદ્ધમુનિ નામધારકને કહે છે કે તેં યોગ્ય પ્રશ્ન પૂછ્યો છે અને તેનો જવાબ આપતાં બધાનું કલ્યાણ થશે. (૮૪) જો અંતઃકરણ પવિત્ર હોય તો નિત્ય ગુરુચરિત્રનું વાંચન કરવું. તેનાથી આલોક અને પરલોકનું કલ્યાણ થશે. એક બીજો પ્રકાર પણ કહું છું તે સાંભળો. (૮૫) વિધિયુક્ત રીતે શાસ્ત્રસંમત પદ્ધતિથી શુચિર્ભૂત (પવિત્ર) થઈ શ્રીગુરુચરિત્રનું સપ્તાહ પારાયણ કરતાં પુષ્કળ પુણ્ય સાંપડે છે. (૮૬) દિનશુદ્ધિ જોઈ આવશ્યક સ્નાન સંધ્યા કરી ગ્રંથ મૂકવાની જગ્યા રંગોળી આદિથી સુશોભિત કરવી. (૮૭) દેશ, કાળ આદિનો સંકલ્પ મૂકી ગ્રંથરૂપે શ્રીગુરુનું પૂજન કરી અને યથોપચારથી બ્રાહ્મણનું પણ પૂજન કરવું. (૮૮) પ્રથમ દિવસથી અંત સુધી બેસવા માટે એક જ સ્થાન રાખવું. બિનજરૂરી વાર્તાલાપ ન કરવો અથવા મૌન ધારણ કરવું અને બ્રહ્મચર્યનું પાલન કરવું. (૮૯) સપ્તાહ દરમ્યાન સુશોભિત દીપ રાખવો. દેવ, બ્રાહ્મણ અને વડીલવર્ગને વંદન કરી પૂર્વ કે ઉત્તરદિશામાં મુખ રાખીને ગ્રંથનું વાંચન કરવું. (૯૦) સાત અધ્યાય સુધી પ્રથમ દિવસે વાંચવું. બીજા દિવસે અઢાર અધ્યાય સુધી વાંચન કરવું. ત્રીજા દિવસે અઠ્ઠાવીસ અધ્યાય સુધીનું વાંચન કરવું. (૯૧) પાંચમા દિવસે પાંત્રીસથી

દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

સાડત્રીસ અધ્યાસ સુધી વાંચવું. છઠ્ઠા દિવસે તેંતાલીસ અધ્યાય સુધી વાંચવું અને સાતમા દિવસે એકાવન અધ્યાય સુધી વાંચન કરી અવતરણિકા (બાવનમો અધ્યાય) વાંચવી. (૯૨) નિત્ય પાઠવાંચન પૂર્ણ થતાં ઉત્તરાંગ પૂજન કરવું. શ્રીગુરુને નમસ્કાર કરવા અને થોડો ફળાહાર કરવો. (૯૩) આ પ્રમાણે સાત દિવસ વાંચન દરમ્યાન રાત્રે ભૂમિશયન કરવું. સારાંશ એ જ કે શાસ્ત્રાનુસાર શુચિર્ભૂત રહેવું. (૯૪) આ પ્રમાણે સાત દિવસ પૂરા થતાં બ્રાહ્મણ તેમજ સોહાગણને ભોજન કરાવવું. યથાશક્તિ દક્ષિણા આપી તેમને સંતુષ્ટ કરવા. (૯૫) આ પ્રમાણે સપ્તાહ અનુષ્ઠાન કરતાં શ્રીગુરુનાં દર્શન થશે, ભૂત-પ્રેતાદિ બાધા દૂર થશે અને બધા જ પ્રકારનું સુખ મળશે. (૯૬) સિદ્ધમુનિનું આવું વચન સાંભળી શિષ્ય નામધારક ચરણે પડે છે અને કહે છે કે આ બાળકની ઈચ્છા તેં પૂરી કરી. આથી હું કૃતકૃત્ય થયો. (૯૭) શ્રોતાઓ શ્રીગુરુને વંદન કરી કહે છે કે શ્રીગુરુએ તો અમને ખૂબ જ નાવીન્યપૂર્ણ ભેટ આપી છે અને બાળકને જે રીતે તેની માતા અમૃતપ્રાશન કરાવે છે તે રીતે અમને અમૃત પીવડાવ્યું છે. (૯૮) દરેક અધ્યાયને ગૂંથીને જે આ રત્નમાળા બની છે તેને કંઠમાં ધારણ કરવાથી શ્રેષ્ઠ પદ મળે છે. (૯૯) સિદ્ધમુનિનાં વચન એ રત્નભંડાર સમાન છે. તેમાંથી નામધારકે એકાવન રત્નો ચૂંટીને મોટા કળશમાં એકઠા કર્યાં છે. જેનાથી બધા જ ભક્તોની ઈચ્છા પૂરી થશે. (૧૦૦) અથવા સિદ્ધમુનિ એ કલ્પતરુ  સમાન છે.

તેમની સમક્ષ નામધારકે હાથ ફેલાવી પરોપકાર માટે યાચના કરી છે જેનાથી ભક્તો ઉપર કૃપા થશે. (૧૦૧) અથવા સિદ્ધમુનિ એ મેઘ સમાન છે. નામધારક શિષ્ય એ ચાતક છે. જે પોતાનું મુખ ફેલાવીને એક બિંદુ જળ માગતાં સિદ્ધમુનિએ અપાર વર્ષા કરી. (૧૦૨) તેના થકી ભક્ત હોય કે અભક્ત હોય, બધાને જ અમૃતનો લાભ થયો અને દુષ્ટ લોકોનાં પથ્થર જેવાં હૃદય પણ આર્દ્ર થયાં અને અશ્રુઓ ટપકે છે. (૧૦૩) હે નારાયણ! હવે અમે શ્રીગુરુનાં ચરણોને વંદન કરીશું, સિદ્ધમુનિને નમન કરીશું, નામધારકને નમન કરીશું તેવી તું અમને બુદ્ધિ આપ એમ શ્રોતાઓ વિનવે છે. (૧૦૪) શ્રીગુરુરૂપી નારાયણ જે દીનોદ્ધારક અને વિશ્વંભર છે તેણે પોતાની ઓળખ આપી ગુરુ શિષ્યરૂપે અખંડ ક્રીડા કરે છે. (૧૦૫)

શ્રીગુરુચરિત્રામૃતપરમકથાકલ્પતરુઅંતર્ગત શ્રીનૃસિંહસરસ્વતી ઉપાખ્યાનમાં સિદ્ધ નામધારક સંવાદાત્મક એકાવન અધ્યાયનો સાર “અવતરણિકા” નામનો બાવનમો અધ્યાય સમાપ્ત.

(ઓંવી-૧૦૫)

શ્રીગુરુદત્તાત્રેયાર્પણમસ્તુ ॥ શ્રીગુરુદેવ દત્ત ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥ ૐ ॥

**❁ સમાપ્ત ❁**


દિગંબરા દિગંબરા શ્રીપાદ વલ્લભ દિગંબરા

## સરસ્વતી ગંગાધર કૃત શ્રીનૃસિંહસરસ્વતી દત્તની આરતી

કૃષ્ણપંચગંગાસંગમ નિજસ્થાન । ચરિત્ર દાવૃનિ કેલેં ગાણગાપુરિ ગમન ।
તેંથેં ભક્તશ્રેષ્ઠ ત્રિવિક્રમયતિજાણ । વિશ્વરૂપેં તયા દિધલેં દર્શન ॥ ૧ ॥
જયદેવ જયદેવ જયસદ્ગુરુદત્તા । નૃસિંહસરસ્વતે જય વિશ્વંભરિતા ॥ જયદેવ. ॥ ધ્રુ. ॥
વંધ્યા સાઠીં વર્ષે પુત્રનિધાન । મૃત બ્રાહ્મણ ઉઠવીલા તીર્થ શિંપૂન ॥
બાંઝ મહિષી કાઢવિ દુગ્ધ દોહૂન । અંત્યજાચે વદનીં નિગમાગમ પૂર્ણ ॥ જયદેવ. ॥ ૨ ॥
શુષ્કકાષ્ટીં પલ્લવ દાવુનિ લવલાહીં । કુષ્ટી બ્રાહ્મણ કેલા શુદ્ધ નિજદેહીં ।
અભિનવ મહિમા ત્યાચી વર્ણૂ મી કાઈ । મ્લેચ્છ રાજા યેઉનિ વંદી શ્રીપાયીં ॥ જયદેવ. ॥ ૩ ॥
દિપાવલીચે દિવશીં ભક્ત યેઊની । આઠ હિજણ ઠેવીતી મસ્તક શ્રીચરણીં ॥
આઠ હિ ગામીં ભિક્ષા કેલી તે દીનીં । નિમિષમાત્રેં તંતુક નેલા શિવસ્થાનીં ॥ જયદેવ. ॥ ૪ ॥
ઐસે ચરિત્ર દાવુનિ જડ મૂઢ ઉદ્ધરિલે । ભક્તવત્સલ ઐસેં બ્રીદ મિરવીલેં ।
અગાધ મહિમા મહણુની વેદ-શ્રુતિ બોલે । ગંગાધરતનય વંદી પાઉલેં ॥ જયદેવ. ॥ ૫ ॥



## સંત એકનાથ રચિત ભગવાન દત્તાત્રેયની આરતી

ત્રિગુણાત્મક ત્રૈમૂર્તિ દત્ત હા જાણા । ત્રિગુણી અવતાર ત્રૈલોક્યરાણા ।
નેતી નેતી શબ્દેં ન યે અનુમાના । સુરવર મુનિજન યોગી સમાધિ ન યે ધ્યાના ॥ ૧ ॥
જયદેવ જયદેવ જય શ્રીગુરુદત્તા । આરતી ઓંવાળીતાં હરલી ભવચિંતા ॥ ધ્રુ. ॥
સબાહ્ય અભ્યંતરી તૂં એક દત્ત । અભ્યાગ્યાસી કૈંચી કળેલ હી માત ।
પરાહિ પરતલી તેથે કૈંચા હા હેત । જન્મ મરણાચા પુરલાસે અંત ॥ જય. ॥ ૨ ॥
દત્ત યેઉનીયાં ઉભા ઠાકલા । સદ્‌ભાવે સાષ્ટાંગે પ્રણિપાત કેલા ।
પ્રસન્ન હોઉની આશીર્વાદ દિધલા । જન્મ મરણાચા ફેરા ચુકવીલા ॥ જય. ॥ ૩ ॥
દત્ત દત્ત ઐસે લાગલે ધ્યાન । હરપલેં મન ઝાલે ઉન્મન ।
મી તૂં પણાચી ઝાલી બોલવણ । એકા જનાર્દની શ્રીદત્તધ્યાન ॥ જય. ॥ ૪ ॥





બ્રહ્મૌજસા ભૂષિતભવ્યભાલં
દિવ્યૌજસા દીપ્તવિશાલનેત્રમ્ ।
શાંતિપ્રદં યસ્ય મુખારવિંદં
રંગાવધૂતં પ્રણતોઽસ્મિ નિત્યમ્ ॥

# નૃસિંહસરસ્વત્યષ્ટક

ઠાડે ઔદુંબરતરુતલપે ગાણગાપુર સ્વામી । લગી ભીડ ભક્તનકી જહાંપે દૌડે અકામ કામી ।
દત્ત દિગંબર સો । કલિતારક કો ઐસો ॥ ૧ ॥
ભયે પુત્ર બમ્મનકી સ્ત્રીકે દેખ શુદ્ધ મનવા કો । લીલા અદ્‌ભુત કીની જગમેં સમરથ કો કહને કો ।
નૃસિંહસરસ્વતી ભો । શ્રીપાદશ્રીવલ્લભ ॥ ૨ ॥
વંધ્યાકો સુત નિર્ધનકો વિત દેત દેખ પ્રીત જો હી । પ્રાણ પ્રેતકો પાંવ પંગુકો જ્ઞાન મૂઢકો સો હી ।
દુર્લભ કછુ નાહીં । કૃપા કરત જબ એ હી ॥ ૩ ॥
દિયો રાજ ધોબીકો દેખો એક ભક્તિકો ભૂખો । છનમેં શૈલ પ્હુંચાયો તંતુક જાતપાત કબ દેખો ।
સુરનર જશ ગાવે । જો માગે સો પાવે ॥ ૪ ॥
ધર્યો ભેખ યતિવરકો આપે અલખ જગાયો જગમેં । રૂપ અનેક દિખાયો એકે નિરાકાર નિર્ગુણમેં ।
માયા યહ તેરી । ટાર પીર ભવ મેરી ॥ ૫ ॥
અંત્યજમુખસે બેદ નિકાલ્યો ટાર્યો દ્વિજમદ ગહરો । સેર ધાનમેં ગાંવ જિમાયો ધન ધન ગુરુ ધન ચેરો ।
ધન ગાણગાપુર સો । આધિવ્યાધિહર ઐસો ॥ ૬ ॥
રત્નાઈકો કુષ્ઠ મિટાયો તીરથભેદ દિખાયો । કર્મોપાસન જ્ઞાન સિખાયો ધર્મધ્વજ ફહરાયો ।
મૂગો સેસ ભયો । ગુનબરનનસે હાર્યો ॥ ૭ ॥
સરન ચરનમેં રંગ રાંક યહ ભયો દેખ મતવાલો । ફિરે બાવરો તવ ગુન ગાવત સુમિરન એક તિહારો ।
જય ગુરુ અવધૂતા । ક્યા મુઝકો અબ ચિન્તા ॥ ૮ ॥

– રંગ અવધૂત